# એકદમ સસ્તા ભાવે પુસ્તકોનું વેચાણ

| ચાલુ મત. | પુસ્તકનું નામ | હાલ લેવાની કિંમત |
|---|---|---|
| ૩-૦ | વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્ર. | ૧-૮ |
| ૦-૩ | નળદમયંતી | ૦-૨ |
| ૦-૩ | બાલકાવ્યો | ૦-૨ |
| ૦-૫ | શ્રેષ્ઠ સલાહકાર—૧ લો | ૦-૨ |
| ૦-૬ | ” —૨ જો | ૦-૩ |
| ૦-૧૧ | મધુમક્ષિકા અને ભ્રમર | ૦-૫ |
| ૦-૧૪ | ઉત્તર હિંદુસ્તાની સંગીતનો ઇતિ. | ૦-૭ |
| ૩-૦ | શ્રી કર્વેનું આત્મચરિત્ર | ૧-૮ |
| ૦-૪ | ઘરમાં રમવાની રમતો | ૦-૩ |
| ૦-૧૩ | કેટલાક રોગો—૨ જો | ૦-૬ |
| ૧-૧ | પ્રગતિને પંથે | ૦-[illegible] |
| ૦-૧૧ | ભૂરચના | ૦-૫ |
| ૦-૧૪ | માનસશાસ્ત્રની દૃષ્ટિએ શિક્ષણક. | ૦-૭ |
| ૧-૫ | ગેમ અને આરોગ્ય | ૦-૧૦ |
| ૦-૧૩ | માટીનો પ્રાકૃતિક ઇતિહાસ | ૦-૬ |
| ૧-૧ | લગ્ન અને ભવિષ્યની માતા | ૦-૮ |
| ૧-૧ | વિદ્યાશાળા | ૦-૮ |
| ૦-૧૧ | શિક્ષણનો શાસ્ત્રાર્થ | ૦-૮ |
| ૦-૬ | સિંહ | ૦-૩૫ |
| ૦-૧૨ | હિંદના ઇતિહાસની વાતો | ૦-૬ |
| ૦-૨ | છાત્રોને | ૦-૧ |
| ૦-૧૪ | આહારશાસ્ત્ર | ૦-૭ |
| ૦-૧૪ | બાળકેળવણી | ૦-૭ |
| ૧-૮ | વૈશાસિક ન્યાયમાળા | ૦-૧૨ |
| ૧-૨ | મોન્ટેસરી પદ્ધતિનો આત્મા | ૦-૯ |
| ૦-૧૨ | તારાશાસ્ત્ર | ૦-૬ |
| ૦-૬ | રામાયણ રહસ્ય | ૦-૩ |
| ૦-૬ | બાલરામાયણ | ૦-૩ |
| ૦-૮ | હાડપિંજર | ૦-૪ |
| ૦-૫ | આર્યોની ઓળખાણ | ૦-૨ |
| ૦-૬ | કુમાર વીરસેન ભાગ—૨ જો | ૦-૪ |
| ૦-૫ | પરિમલ | ૦-૩ |
| ૦-૮ | બાલવિજ્ઞાન ભાગ-૨ જો | ૦-૧ |

| ચાલુ કમત | પુસ્તકનું નામ | હાલ લેવાની કિંમત |
|---|---|---|
| ૧-૮ | બાલવિજ્ઞાન ભાગ-૩ જો | ૧- |
| ૧-૯ | ચતુર બર્થોલ્ડ | ૦- |
| ૦-૭ | સારી રીતભાત | ૦-૫ |
| ૦-૧૨ | વીર કથાઓ | ૦- |
| ૨-૦ | અર્વાચિન સાર્વજનિક પુસ્ત. | ૧-૦ |
| ૦-૬ | વીર અભિમન્યુ | ૦-૪ |
| ૦-૬ | જીવરામ ભટ્ટ | ૦-૪ |
| ૨-૦ | ફુલછાબ | ૦-૧૦ |
| ૧-૮ | સોળ સુંદર વાતો | ૧-૦ |
| ૦-૫ | બાપુની કૂચ | ૦-૩ |
| ૨-૦ | વિનોદવાટીકા | ૧-૦ |
| 1-8 | Flowers of Life | 1-0 |
| ૦-૧૨ | ધર્મોપદેશ | ૦-૬ |
| ૦-૧૦ | રસધાર | ૦-૫ |
| ૧-૦ | અ. સૌ. કુમારી | ૦-૧૦ |
| ૨-૮ | વિનોદવિહાર | ૧-૮ |
| ૨-૮ | ઓલીઆ જોશીનો અખાડો | ૧-૮ |
| ૦-૧૦ | મદનમંદિર | ૦-૬ |
| ૨-૦ | એલ્વા એડીસન (ઑગ્લે કૃત) | ૧-૨ |
| ૧-૧૨ | યુરોપના શિક્ષણસુધારકો | ૧-૩ |
| ૧-૮ | ધર્મોની બાલ્યાવસ્થા | ૧-૦ |
| ૧-૦ | કેટલાક રોગો ભા. ૩ જો | ૦-૧૧ |
| ૧-૬ | વિષતંત્ર | ૧-૦ |
| ૦-૧૩ | વીરશૈવ સંસ્કૃતિ | ૦-૮ |
| ૦-૧૩ | સહકાર મિમાંસા | ૦-૮ |
| ૧-૮ | અમેરિકાનાં સંયુક્ત રાજ્યો | ૧-૦ |
| ૧-૦ | કુદરતનું અવલોકન | ૦-૧૦ |
| ૦-૧૩ | તક્રસેવન અથવા છાશસેવનવિધિ | ૦-૮ |
| ૦-૧૪ | મહાસાગર | ૦-૮ |
| ૨-૪ | વિજયમંત્ર અને ફત્તેહની ચાવી | ૧-૮ |
| ૧-૧૪ | રાજા છબીલારામ બહાદુર | ૧-૨ |
| ૧-૧૪ | ઇટાલીમાં નવચેતન | |

લખો:—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦ રાવપુરા, વડોદરા

# ગુજરાત



દર મહીનાની તા. ૧૫મીએ પ્રકટ થાય છે.

આદ્યતંત્રી :
શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી
સાહિત્ય સંસદ તરફથી

**તંત્રી મંડળ :**
શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે,
શ્રી ધનસુખલાલ કૃ. મહેતા,
શ્રી. રમણ ન. વકીલ,
શ્રી. શંકરપ્રસાદ છ. રાવલ,
શ્રી. ભાનુશંકર બા. વ્યાસ.

●

વાર્ષિક લવાજમ :

હિન્દમાં : રૂ. ૫-૦-૦
પરદેશ : ૧૨ શીલીંગ

સંસદના સભ્યો માટે
લવાજમ : રૂ. ૪-૦-૦

●

કાર્યાલય :
૧૧૬, એસ્પ્લેનેડ રોડ,
કોટ, મુંબાઈ.

## ડીસેમ્બર અંકમાં
## શરૂ થઈ છે.

શ્રી. કનૈયાલાલ મુનશીની નવી નવલકથા

# જય સોમનાથ

ઉપરાંત

કુરકુરીઆં (વાર્તા) : શ્રી. ધનસુખલાલ મહેતા.
અબુખાંની બકરી (વાર્તા) : ડૉ. ઝાકિર હુસેન
અડધે રસ્તે (નવો હફતો.) : શ્રી. કનૈયાલાલ મુનશી.
હુલ્લડખોર (નાટક) : શ્રી. રામચંદ્ર દા. શુક્લ.
સળિયા પાછળ (છેલ્લો હફતો.) શ્રી. પુરુષોત્તમ ત્રિ.
નોંધપોથી: શ્રી. "ગુપ્તા"
યાત્રાળુઓ : શ્રી. શંકરપ્રસાદ રાવળ.
માસ્તર સાહેબ (વાર્તા) શ્રી. "વૈનતેય"
ચણા અને ભાભી(વાર્તા.): શ્રી ધનપ્રસાદ મુનસફ
ચીના યાત્રાળુ ભરૂચમાં : શ્રી. ધનપ્રસાદ મુનશી.

અને

શ્રી. પૂંજાલાલ, શ્રી. રજનીકાન્ત, શ્રી. જેઠાલાલ, વગેરેનાં કાવ્યો, દોહન, વર્તમાનસાર, તંત્રીસ્થાનેથી સમાલોચના વગેરે.

# વડોદરા સ્ટેટની લાયબ્રેરીઓ માટે મંજુર

## પદ્ધ્વનિ

•

**ભવાનીશંકર વ્યાસ**

કૃત

અગીઆર ટૂંકી

વાર્તાનો

સંગ્રહ

ગૂજરાતના બધાય અગ્રગણ્ય સામયિકો અને સાક્ષરોએ. આ રસિક વાર્તા સંગ્રહને ખરા ઉમળકાથી સત્કાર્યો છે.

● એક વાનગી ●

જનસ્વભાવના આ મર્મગ્રાહી અવલોકનની સાથે જ ધ્યાન ખેંચે છે તેમની વિશિષ્ટ કટાક્ષવૃત્તિ આપણા આજ સુધીના કોઇ પણ નવલિકા લેખકમાં એ કટાક્ષવૃત્તિ આટલી સફળ રીતે નથી દેખાણી... આને લીધે અને નવલિકાસંવિધાનના સબળ કૌશલને લીધે ભવાનીશંકર એમના પ્રથમ પ્રકાશનથી જ ગૂજરાતના નવલિકાકારોની પ્રથમ પંક્તિમાં આવે છે-અત્યાર પહેલાં જ આવી ગયા હોત, જો તેમની નવલિકાઓ તળ ગૂજરાતમાંથી પ્રસિદ્ધ થતાં કોઇ 'પ્રસ્થાન', 'કૌમુદી' જેવા શિષ્ટ સામયિકોમા છપાઇ હોત તો. તેમની 'ધીમું ઝેર', 'સૌભાગ્યવતી', અને 'લોહીના ડાઘ' આ નવલિકાતો આપણાં સાહિત્યમાં અમર રહે તેવી છે....

અમે આ નવા 'અતિથિ'ને હૃદયપૂર્વક સત્કારીએ છીએ.

કૌમુદી

કિંમત રૂપિયા બે

સોલ એજન્ટ:-

**સી. જમનાદાસ એન્ડ કું.** પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ.

· મુદ્રક અને પ્રકાશક · ભૂપતરાય મોહનલાલ દવે

# ઊર્મિ

· ઊર્મિ પ્રિન્ટરી · ડેન્સો હૉલ કરાચી

વર્ષ ૫મુ
અંક ત્રીજો

સળંગ અંક ૫૧

## અનુક્રમણિકા




| | |
|---|---|
| એલ. કે. મેઘાણી | ૧૪, અમરતલા સ્ટ્રીટ, કલકત્તા |
| આર. આર. શેઠની કું., | પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ—૨ |
| શ્રી. જમનાદાસની કું., | ,, ,, |
| એન. એમ. ત્રિપાઠીની કું., | ,, ,, |
| ગાંડીવ લવાજમ એજન્સી | ભગા તળાવ, સુરત, |
| શ્રી કપિલપ્રસાદ મ. દવે | ગાંધી રોડ, અમદાવાદ |
| પુસ્તકાલય સ. સ. મંડળ લી. | રાવપુરા, વડોદરા |

વાર્ષિક :::: લવાજમ :::: રૂપિયા ચાર

## સંપાદક : ઊર્મિમંડળ : કરાચી

બદલામાં આવતાં સામયિકો, અવલોકન માટે મોકલાતાં પુસ્તકો તથા તંત્રીને લગતા પત્રવ્યવહાર માટે સરનામું નીચે મુજબ કરવું.

ડોલરરાય ર. માંકડ,

ગુજરાતનગર કરાચી, (સદર)

આ સરનામામાં (સદર) લખવાની ખાસ જરૂર છે. તેમ ન કરવાથી પત્ર એક દિવસ મોડો મળવા સંભવ છે. તેમ વળી આ સરનામામાં 'તંત્રી ઊર્મિ' કે 'ઊર્મિ કાર્યાલય' કે એવું કશુંજ ન લખવું. માત્ર ઉપરના શબ્દો જ લખવા.

**વ્યવસ્થા માટે:** એટલે કે ગ્રાહકો, જાહેરખબર આપનારાઓ વગેરે માટે સરનામું,

ઊર્મિ કાર્યાલય ડેન્સો હૉલ, કરાંચી

### કાવ્યાંકમાં શુદ્ધિ

| | | | | |
|---|---|---|---|---|
| પૃ. | ૧૪૯ | લી. | ૪ | યુગો |
| ,, | ૧૫૦ | ,, | ૨૪ | ગોરંભતા |
| ,, | ,, | ,, | ૨૬ | વાણી |
| ,, | ,, | ,, | ૪૨ | ઝીણી |
| ,, | ૧૫૩ | ,, | ૫૩ | ખરી |
| ,, | ,, | ,, | ૫૪ | આપો |
| ,, | ,, | ,, | ૫૮ | ફેગો |
| ,, | ,, | ,, | ૫૯ | ઘુમરી |

ઊર્મિ

વર્ષ ૫મું · ભાષા અને સાહિત્યનું માસિક · પોષ ૧૯૯૨ · અંક ૩જો

# अस्मदीयम्

## ગુજરાત માઝા મૂકે છે

क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात् ...... ॥

ગુજરાતના કારતકના અંકમાં 'વઢો તાંતરીઓ' નામે વાત[1] વાંચીને અમને થયું કે ગુજરાતના સંચાલકોને ગીતામાં ગણાવેલ સંમોહાવસ્થા લાગુ પડી છે. સાહિત્યસર્જન અને સાહિત્યસેવા પવિત્ર છે એ વાત જે સમાજ ભૂલી જાય છે તે બીભત્સ ગાળાગાળીમાં ઉતરી પડે છે. રા. રા. કનૈયાલાલ મુનશી જેવા ગુજરાતની સંસ્કૃતિની મૂર્તિ જેવા ગણાતા સાહિત્યસેવક જેના આદ્યતંત્રી અને સ્થાપક છે તે ગુજરાતમાંથી સામાન્ય સૌજન્ય પણ જ્યારે રજા લે ત્યારે જાણવું કે હવે ગુજરાતી સાહિત્યે માઝા મૂકી છે. અંગત વેરઝેર ગમે તે દિશામાં ગમે તેવું વલણ લે, પણ સાહિત્યનાં પવિત્ર ક્ષેત્રને પોતાનાં ગંદાં માનસથી અપવિત્ર

૧ વાર્તારસની દૃષ્ટિએ, ચલપટી ભાષાની દૃષ્ટિએ તથા વસ્તુગ્રથનની દૃષ્ટિએ પણ અમને આમાં શંકર સિવાય બીજું કશું સૂઝ્યું નથી. જે બીજું સૂઝ્યું છે તેને માટે અમારે ઉપરનું લખાણ કરવું પડ્યું છે.

અને અનાર્ય બનાવનારા પ્રયત્નોને સ્પષ્ટ અવાજે નિન્દવાની દરેક સાહિત્યકારની પહેલી ફરજ છે, એમ માનીને અમે અહીં, ગુજરાતમાં છપાયેલાં એ લખાણ તરફ અમારો વિરોધ જાહેર કરીએ છીએ. બીજું તો અમારાથી શું થાય ? મુનશીજી તો એ વિદ્યામાં પાવરધા છે, પણ અમે નથી; નહીંતર તો બહિષ્કારપિકેટીંગઆદિ હથિયારોનો આશ્રય લઇને અમે ગુજરાતની સાન ઠેકાણે લાવવાનો પ્રયત્ન જરૂર કરીએ, પણ એવાં કોઈ હથિયાર વાપરવાની આવડતના અભાવને લીધે માત્ર એટલું કહીએ છીએ (ત્રણે પાર્ટીને) કે આપણાં સાહિત્યને બજારૂ ગાળાગાળીનાં અધમ પ્લેટફોર્મ ઉપર બેસતું અટકાવવાની આપની ઇચ્છા હોય તો કૃપા કરીને હવે આ પ્રકરણને બંધ કરો: નહીંતર, આપ ત્રણે મહાન છો એટલે મહાજન છો, તેથી મહાજનને પંથે જનારા બીજા સામાન્યજનને પણ, હે મહાશયો, આપ આ રોગ જરૂર લાગુ પાડશો.

## કૌમુદીનો અરવિન્દઅંક

કૌમુદીએ ડીસેમ્બર અંકને અરવિન્દઅંક બનાવ્યો છે. આવો અંક કાઢવાની બહુ જરૂર હતી અને કૌમુદીએ એ કામ કર્યું છે તે યોગ્ય જ થયું છે. શ્રી અરવિન્દ વિશે સામાન્ય જનસમાજમાં અર્ધીસાચી અર્ધીખોટી એવી ઘણી માન્યતાઓ પ્રચારમાં છે, તેવે પ્રસંગે પ્રમાણભૂત લેખોવાળો આ અંક આવકારદાયક ગણાવો જોઇએ: ખાસ કરીને આ અંકનાં લખાણો કાં તો શ્રી અરવિન્દનાં પોતાનાં છે અથવા આશ્રમના સાધકોનાં છે તેથી. બીજી દૃષ્ટિએ એટલે કે માહકોની દૃષ્ટિએ આવા અંકો કદાચ બહુ આવકારપાત્ર નહીં ગણાતા હોય. પણ આપણા પત્રસંચાલકો અવારનવાર આવા અંકો આપતા રહે તો જનરુચિ એની મેળે કેળવાતી જાય અને ઇષ્ટ પરિણામ આવે એમ ધારીએ છીએ તેથી જ આ અંકને અમે આવકાર આપીએ છીએ.

## સંગીતકાવ્યો

પ્રસ્થાનમાં બેક અંકો થયા એકએ એકએ સંગીતકાવ્યો તેની સ્વરલિપિ સાથે છાપવાના પ્રથા એના તંત્રીએ સ્વીકારી છે. સંકુચિત થઇ જતી દૃષ્ટિવાળાં આજનાં આપણાં સાહિત્યમાં વિવિધ ક્ષેત્રો જેમ વધુ ખેડાય તેમ સારૂં. આપણાં શિષ્ટ કાવ્યસાહિત્યમાં પ્રેમાનન્દની દેશીઓ વગેરે તથા નરસિંહરાવ સુધી ચાલુ રહેલી ગરબી આદિ ગીતપ્રકારો સ્વીકારાયા તે ખરૂં; તેમ વળી આપણું રાસસાહિત્ય પણ વિપુલ થતું ચાલ્યું છે એ પણ ખરૂં: પણ જૂનાં કાવ્યસાહિત્યમાં નરસિંહ-મીરાં આદિનાં ભજનકાવ્યોમાં શુદ્ધ ઉસ્તાદી રાગો કેટલીકવાર દેખા દેતા, ઠેઠ દયારામ સુધી દેખા દેતા તે નવાં કાવ્યસાહિત્યમાં તદ્દન દેખાતા બંધ થઈ ગયા. આનું મુખ્ય કારણ તો એજ ગણાય કે આપણા સમાજમાંથી તેમ જ આપણા ગૃહજીવનમાંથી આવાં સંગીતે પોતાની પ્રતિષ્ઠિત પદવી ગુમાવી દીધી. તેમ વળી નવાં શિક્ષણે સંસ્કૃતપ્રણાલિએ છન્દને હજી કંઇક પણ અગત્ય આપી, પણ આ સંગીત-પ્રધાન રાગોની તો ગણત્રીએ ન કરી તેથી આપણા શિક્ષિત વર્ગમાંથી એનું જ્ઞાન લગભગ

ભૂંસાઈ ગયું. આમ મૂળ જ્ઞાનની જ આવડત નહીં ત્યાં એવાં સાહિત્યસ્વરૂપ ક્યાંથી રચાય?[2] હજી આજના દિવસ સુધી સામાન્ય શિક્ષિત ભાઈ કે બ્હેનને પોતાના સ્વરને પારખતાં પણ નથી આવડતું; મોટાં શહેરોમાં જલસા વગેરે વખતે માથું ધૂણાવતાં આવડે છે ખરું.

પણ આ સ્થિતિમાં હવે ધીરેધીરે સુધારો થતો જાય છે. ગ્રામોફોનમાં નાટકીયાં ગાયનો ઉપરાંત હવે શુદ્ધ ઉસ્તાદી ગાયનો ઉતરવા લાગ્યાં છે, અને માણસો એમાં રસ લેતા થયા છે. સીનેમામાં પણ ગાયનનું ધોરણ ચડિયાતું થતું જાય છે તેથી શુદ્ધ ગણાય તેવું સંગીત સામાન્યજનને તેમ જ શિક્ષિતજનને સાંભળવાનું અવારનવાર મળે છે. આ બે સામાજિક તત્ત્વોની સાથે ગાંધીજીએ પ્રાર્થનાઆદિ દ્વારા તથા શાળાઓમાં સંગીત-શિક્ષણ દાખલ કર્યું તેના દ્વારા શુદ્ધ સંગીત ઉપર જે ભાર મૂક્યો તેને પરિણામે આજે આ દિશા તરફ આપણાં મન કંઈક વળ્યાં છે ખરાં. ઉચ્ચ કાવ્યતત્ત્વવાળી કાવ્યરચનાની સાથે અનુરૂપ સંગીત ભળે તો કાવ્ય માનવજીવનમાં ઘણો મોટો ભાગ ભજવી શકે એમ તજ્‌જ્ઞોનું માનવું છે. આથી ફરીને પ્રસ્થાનનો આ પ્રયોગ અમે વધાવી લઈએ છીએ.[3]

અમે આ લખીએ છીએ તેમાં કોઈ પરસ્પરવિરોધ ન જુવે. કોઈને એમ થાય કે જે જમાનો શુદ્ધ અગેય કાવ્યરચનામાં માને છે તે વળી શુદ્ધ સંગીતકાવ્યરચનામાં કેમ માની શકે, તો એને અમારો જવાબ એટલો છે કે કાવ્યસાહિત્યનાં સ્વરૂપો ઘણાં છે, અને સાચા સહૃદય વિવેચકની નજરમાં જેટલું મૂલ્ય સારાં અગેય કાવ્યનું તેટલું જ સારાં ગેય કાવ્યનું અને તેટલું જ સારાં સંગીતકાવ્યનું હોવું જોઈએ. જેમ પ્રકૃતિનાં જૂદાં જૂદાં સૌન્દર્યસ્વરૂપોમાં ઉંચાનીચું કોઈ નથી, પણ સહુ પોતપોતાની કક્ષામાં ઉચ્ચ જ છે, તેમ કાવ્યસાહિત્યનાં જૂદાં જૂદાં સ્વરૂપો પણ પોતપોતાની રીતે ઉત્તમ બની શકે એ સત્ય આપણે સ્વીકારી લેવું જોઈએ.

એટલે અમારી દૃષ્ટિએ જૂદી જૂદી જાતનાં કાવ્યસ્વરૂપો ફાલેફૂલે એજ યોગ્ય છે, એમાંજ કાવ્યસાહિત્યની ખરી સમૃદ્ધિ છે, અને તેથીજ ઊર્મિનાં પાનાંઓમાં અમે બધી જાતનાં કાવ્યસ્વરૂપને આવકાર આપીએ છીએ ('ટાંકની તરફ' જેવાં કાવ્યસ્વરૂપને પણ): અને બનશે તો, એટલે કે કવિઓનો અને સંગીતજ્ઞોનો સહકાર મળશે તો અમે પણ આવાં સંગીતકાવ્યો છાપવામાં ઢીલ નહીં કરીએ એટલું જાહેર કરીએ છીએ.

૨. રા. રા. હિંમતલાલ ગણેશજી અંજારીઆએ જેમ કાવ્યમાધુર્ય નામે આપણો પહેલો શિષ્ટ કાવ્યસંગ્રહ યોજ્યો હતો, તેમ સંગીતમંજરી નામે એક બીજો સંગીતકાવ્યોનો સંગ્રહ પણ યોજ્યો હતો. આમાં રાગરાગણીમાં રચાયેલાં ગાયનો સંગ્રહાયાં હતાં. એ ઘણાખરાં નાટકનાં ગાયનો હતાં. છતાં અમારે અહીં જે ભાર મૂકવો છે તે આવાં કાવ્યોની સ્વતંત્ર નિરપેક્ષ રચના ઉપર.

૩. આપણા નવા કવિઓ પણ જો આ પ્રયોગોને હાથમાં લે તો સહજ થાય એમ રા. સુન્દરમ્‌ના 'ઊડ ઊડ ગગનની વાટ' વાળું સંગીતકાવ્ય વાંચ્યા પછી, ગાયા પછી અને અનેકોને મોઢે ગવાતું સાંભળ્યા પછી અમે કહી શકીએ છીએ.

## સાહિત્યપરિષદસંમેલન અને મહાગુજરાત

સાહિત્યપરિષદનાં હાલના બંધારણ વિષે તથા કાર્યવાહી વિષે ગુજરાતનાં ભિન્ન ભિન્ન સ્થળે મતભેદ પ્રવર્તે છે. તેથી એના વિષે લખીને અમારે એક નવો મત પ્રવર્તાવવો નથી. પણ સંમેલનના હાલના સંચાલકોને અમારે એકબે વાતો પૂછવી છે ખરી.

તમે પરિષદને સમસ્ત ગુજરાતમહાગુજરાતની પ્રતિનિધિસંસ્થા બનાવવાની ઇચ્છા રાખો છો અને તેને માટે જૂદાં જૂદાં સ્થળોનાં સાહિત્યમંડળો પરિષદના સભ્ય બની જાય એવો પ્રચાર કરો છો. પણ એ એક પગલાં ઉપરાંત બીજો કશો વિચાર આપ કરો છો ખરા ? પરિષદના કાર્યક્રમ ગોઠવવામાં તમારૂં ધ્યાન વિશાળદષ્ટિ બની શકે છે ખરૂં ? અમને એ બાબતની શંકા આવી છે તેથીજ આ પ્રશ્નો પૂછીએ છીએ.

થોડા સમય પહેલાં અમુક અભ્યાસક્રમ અને ભાષણમાળાની યોજનાપરિષદમંડળે હાથમાં લીધી છે. એમાં મહાગુજરાતનાં કોઇ મથકનું સ્થાન છે ? કરાચીનું છે ? પરિષદ-સંમેલન ભરાવાનું છે તેના માટે પ્રચારકાર્ય કરવાને ઉપસમિતિઓ નીમીને જૂદાં જુદાં મથકોમાં ભાષણો ઇત્યાદિ અપાવવાનો તમે પ્રબંધ કર્યો છે. એવું પ્રચારકાર્ય તલ ગુજરાતમાંજ જરૂરનું છે ? મહાગુજરાતમાં જરૂરનું નથી ? જરૂરનું હોય તો ત્યાં પણ એવું કાર્ય થાય એવી ગોઠવણ તમે કેમ કરી નથી ? પરિષદની જૂદી જૂદી પત્રિકાઓ તળ ગુજરાતનાંજ છાપાંઓને મોકલાય છે, પણ મહાગુજરાતનાં છાપાંઓને (કરાંચીનાં એક પણ છાપાને નથી મોકલાણી) નથી મોકલાતી તેનું કારણ શું ? સંમેલનની તારીખો જાન્યુઆરીની ૧૩, ૧૪ વગેરે ઠરાવી તેમાં તમે મહાગુજરાતના સાહિત્યસેવકોની અગવડ-સગવડનો ખ્યાલ રાખ્યો હતો ? કરાચી, કલકત્તા કે મદ્રાસમાં રહેતો સાહિત્યસેવક આવી રીતે ભરાએલા સંમેલનમાં હાજરી કેવી રીતે આપી શકે ?

આ બધાના જે જવાબો અમે કલ્પીએ છીએ તે ઉપરથી અમે તો એટલું જ સમજીએ છીએ કે પરિષદના હાલના સંચાલકોને દીર્ઘદષ્ટિ નથી જ. ધમાલ કરીને 'અમે કંઇક કરીએ છીએ' એમ બતાવવા સિવાય કાયમી અસર રહી શકે તેવું પગલું આ સાહિત્યપરિષદે કયું લીધું છે ?

અમે આટલું આ ટૂંકું પ્રશ્નાત્મક મતદર્શન કરાવ્યું છે તેનું કારણ છે. સંમેલનની તારીખો વળી પાછી બદલવી પડશે, કેમકે જાન્યુઆરીની તારીખો મુલતવી રહી છે એવું છાપાંમાં જાહેર થઇ ચૂક્યું છે. તો હવે ભવિષ્યમાં જે કાર્યક્રમ ઘડાય તેમાં ઉપરના પ્રશ્નોને ધ્યાનમાં રખાય તો મહાગુજરાતના રહીશોની થોડીક ફરિયાદો શાન્ત થાય.

# છેલ્લી માંગણી

ચંદ્રવદન મહેતા

'લખો, કંઈ નવું લખો, કવિતડાં જરી આટલાં
શકી ન મન માનતું,' હરઘડી સદા રોકતી:
અને સકળ સૃષ્ટિના વિવિધ રંગ આલેખતી
લઈ કલમ, ને ધરૂં નયન પાંપણે, ને કલા
વિહાર કરવા કરૂં વિનતિ રોજ, ને જેટલા
લખાય, ગિરિગોદમાં, તરૂ ઘટા તળે વાંચતી
લપાઈ લખ્યું એ બધું; હૃદયથી દઈ સંમતિ
છતાં અમર કાવ્ય માટ શીદ ઝંખતી, તું ઈલા!

"હજી ન ઉછળે ઉરે ઝણઝણી મહાકાવ્યની
ઉરોર્મિ નથી રે ખુટી, ઉણપ તો નથી ભાવની?
નથી હૃદય તો થયું શ્રમિત તો પછી શું કહે?
કહે હૃદય તાહરૂં ત્યજી ગયું તને કે તૂટયું?"

કહું? —હૃદયભગ્ન હું-શકલ એ ય લુંટે ભલી?
હવે કલમ આટલી કર રહેલ માંગે વળી.



# એકલવ્ય

ગણપત ભાવસાર

"કાંઈ નહિ તો...તો કાંઇ નહિ...તમે ના શીખવો છો મને ગુરુ દ્રોણ,
તમ પુત્ર અને પરિવાર સહુનું જાણું હું ના જે પોષણ કરતું કોણ?
એમની ઇચ્છાવિરુદ્ધ તમે નવ ભરશો કોઇદિ ડગલું એક.
ભીલકુમાર હું, વનનો બાળ હું રાજકુમારોની રીતથી અજ્ઞ હું છેક.

કાલ સાંઝે જ્યારે સુરજે પશ્ચિમ આભકનારે મુખ અડાડયું,
ચારે કોરે નાની વાદળીયોને સાવ સોનેરી ઓઢણુ સ્વચ્છ ઓઢાડયું.

તીરધનુષ્યને ખાંધે ભરાવી, શંકિત અંતર, કંપિત ચર્ણુ, મેં વાટ
ઝાલી હતી તમ પર્ણુકુટીતણી, આવ્યો હતો ગુરુ તમને, એકજ તમને મળવા માટ.
ટોળે મળી મહીં તમને ઘેરી બેઠા હતા પેલા કૌરવ પાંડવ સર્વ;
સૂરજદેવથીયે વધુ તેજ હતું અભિમાન તણું વદને, કોણ ખર્વ
કરશે કોકદિ' એને ? હું તો ગયો સીધો ગુરુ,સહુ મધ્યમાં પાસ તમારી.
ચમકયા'તા તમે, ચમકયા'તા સહુ, નેન સામે લઈ અદ્‌ભુત આકૃતિ-મારી.
અંતરની અભિલાષ નિવેદી મેં, નેણુમહીં કરી જોર ધસી આવ્યું પાણી;
હૈયામાં આશા નિરાશાની મીઠડી, કડવી, ગંભીર વાણી સુણાણી.
કર જોડી, પગપાસે ઢળી પડયો, પગ તમે લઇ લીધો દૂરે અને એમ
ખોખરા સાદથી આંખ કરી મોટી કીધું, 'ભલા, તને અસ્ત્ર ભણાવીયે કેમ?
ભણવાનું તારા ભાગ્યમહીં નહિં, ભણવું હોય તો ક્ષત્રિય માતાને પેટ
પડશે લેવો ફરી અવતાર,' ગુરુ, અને ભોંઠો પડી ગયો કેવો હું છેક!
સ્મિત કેવાં ફરકયાં'તાં જરી પેલા એકસો-પાંચને, સર્વને સુખ,
કેમ કરીને શકે એ અનુભવી; રાજકુમારો ભીલના બાળનું દુઃખ!
શિર નીચું કરી ચાલ્યો આવ્યો હતો, પાછળ દષ્ટિયે નાખવાની મારી ચાલી ન હામ
કાંઇ નહિ..તો..તો..કાંઇ નહિં! તમે..કાંઈ નહિ! મને પાછો કઢાય શું આમ!

ઊંઘ આવે પછી કેમ, જોકે હતી તારા-ગુંથેલી શ્યામળ કોમળ રાત.
કેવો હતો મારા ગાલને, દેહ સમસ્તને ચૂમતો શીતળ વાત!
ઝૂંપડીયે મારી જવાને બદલે, લીધીમેં ઓતરાદી નદી-તીરની વાટ.
નર્મદિણી-નીરે તારા નિહાળતો, રોદન ખાળતો, બેસી રહ્યો સુને ઘાટ
સામી પારે પડી રેતી સુકો સાવ, ને પછી બાવળ બોરડીનું ઘાડું વન,
આ પારે વૃક્ષનાં થડની પાસથી સુણતો તમરાંનું સદા-કણતું મન
ઘૂવડ આ ઝાડથી પેલે ઝાડવે ઉડતાં પાડીને કર્કશ ચીસ,
ઊંઘથી જાગેલ પક્ષીનો ફડફડાટ સુણું કદિ, ને અનિમિષ
આભલાને ઉર રાતની આંખો શા તારા જોઇ જોઈ વિતાવી અરધી રાત,
ત્યાં શ્રવણે પડયો દૂરથી શોધતાં માતપિતાતણો વ્યથિત વિહ્વળ સાદ.
માતાએ દોડીને છાતીમહીં ચાંપ્યો, કેવું ધડકતું'તું એનું આખું ય ઉર!
બાપુએ હાથધરી લઈ ઝુંપડીમાંહીં સુવાડયો, ખાળી હું અશ્રુનું પુર
સુધ રહ્યો જેમ તેમ કરી, મારાં માત-પિતા થોડીવારમાં તો થયાં નિદ્રા-અધીન;
ચિત્તમહીં મમ તોફાન સળગ્યું, "દ્રોણગુરુ, હું કાં આવડો હીન?
ભીલકુમાર હું તેથી ભણી શકું વિદ્યા ન કેમ?
નિશ્ચય જાણતો કાંઇ નો'તું ખરૂં કારણ જે તમને કરવા પ્રેરે એમ.
સત્ય ન કારણ કાંઇ હતું, હતું જે કાંઈ તે એક પેટની પંચાત ભૂંડી,
રાજકુમારો વિના તમ પુત્રને દૂધ મળે નહિ, આંખડીયો દ્રય ઉતરે ઊંડી.

કાંઈ નહિ તો તો..કાંઇ..જો એકસો પાંચને રાખવાને ખુશ, નાખુશ કરવો એક
મારા જેવો પડે ભીલકુમાર તો..કાંઇ..નહિ.., પણ ભુલું ન મારો વિવેક.
તમને જે ઘટે કરવું તે તમે કરવાને છુટા, મારે જે કરવું તે કરૂં હું,
માતપિતા મારૂં ઉતરેલું મુખ દેખીને પૂછશે "કાલ ગયો તો ક્યાં તું"
સાચે સાચું બધું કે'વાનો.." કરતાં કરતાં ધીરેથી સ્વપ્નમહીં સર્યો કાંક.
થાકી પાકી મારી ધીરે ધીરે ગુરુ, ક્યારે મળી ગઇ આંખ!

જાગી ઊઠયો ત્યારે સૂરજદેવનો તડકો ગરમ કરતો અંગ,
ઝુંપડી બ્હાર જોરથી એકબીજાને બોલાવતાં વનવિહંગ.
કરેણ કેસુડે ગુલાબી કેસરી આંખડીયો ભરી જોવાય એટલાં ફૂલ,
માધવી, લીંબુની ગંધ કરે મને, અંતરને મમ મત્ત આકુલ!
સહસા મુજને એમ થયું, "અરે! પક્ષીઓને મીઠાં ગીત કરંતાં કોણ શીખાવે?
સહસા મુજને સુઝયું કે ગાતાં એ સૂરજ આવ્યે!
સહસા મુજને એમ થયું જે ઝાડવાં આવડાં ક્યાં થકી ફૂલ ફૂટાવે?
સહસા મુજને સુઝયું કે વર્ષામાં વાદળ, દક્ષિણ વાત વસંતમાં આવ્યે!
સુરજને નવ દીઠા મેં કોઇદિ પક્ષીને ગાતાં શિખાવતાં ગીત,
પક્ષીઓ સૂરજને જોઈ ગાતાં, સૂરજને અને એમને એવી કો પ્રીત.
સહસા મુજને સુઝયું જે હુંયેય ગુરુને જોઇને શીખીશ ચોસઠવિદ્યા અચૂક,
દ્રોણગુરુ. તમને કેમ જોઉં હું સર્વદા? તેથી આ મૂર્તિ તમારી અનૂપ
ઘડવા બેઠો છું, કાલ પૂરી કરી, એકમને એની સાથે હું સાંધીશ પ્રીત.
ચોસઠવિદ્યાને શીખવાની મને આવડી છે, મને આવડી છે ગુરુ, રીત!"



# તાપણું

રમણીક અરાલવાળા

દ્રુતવિલંબિત

કકળતી લઇ આંતરડી ગઇ
અમ વિકાસ અપૂર્ણ રહ્યો લહી,
દિલ વિના દુર સત્ય સનાતને
ગહનિકુંજની માલણમાત હે!

વિકસતી શિશુપુષ્પની પાંખડી
નવ નિહાળી ઠરી તવ આંખડી,
જીવી તહીં લગી નિંદતી ઘાસને
ગઈ, લહી નવ લેશ સુવાસને

અમ અઘોર વિકાસની વાટડી
મહીં મુકી ઉર અમૃત માટલી
વિવશ થૈ અતિ ભાર હૈયે ભરી
પગલીઓ યમ સાથ ઉતાવળી.

અમ અભાગીની એકલતા પ્રતિ
વિપલ સાન્ત્વનની ન મળી હતી,
બધુંય કલ્પી લીધું હતું કિન્તુ બા !
સુચક છેવટની મૃદુમીટમાં.

મુજમહીં વસી એ ચિર સંસ્મૃતિ,
અનુજને ઉર આછીજ આકૃતિ;
હજીય એ સહુ શૈશવમાં રમે,
તવ વિયોગ વ્યથા હજી ના દમે,

રુદન મ્હારૂં નિહાળી કદા રડે.
જનની ! હું પણ કેમ શકું ભુલી !
વળગીને ચઢીયો તવ અંગુલી
પુનિત યૌવનમન્દિરની સીડી.

ઘણું ઘણું કરવું ધરવું હતું
તવ પદે, મનનું મનમાં રહ્યું.
જીવનની ઝમતી રસનિર્ઝરી
તવ વિયોગ રણે બળી ખાખ થૈ

અણુછીપેલ તૃષા ય છીપી ગઈ,
ઉર બન્ને બસ એકજ રાગ આ !
ઉડી વસું તવ વત્સલ સાથમાં;
પળ પળે પણ થૈ છતી મુંઝવે

સુચક છેવટની મૃદુ મીટ એ.
"ભગિની ભ્રાત વિસરતો રખે !"
શિરધરી ગિરિમેરૂસમી શિલા
ઉડીશ આભ અનંત અપંગ બા !

ગટગટાવીશ ગ્લાનિ તણાં કુંડાં
કૂજીશ કોકિલ હાલરડાં રુડાં.
ચલીગઇ ચખ ચંચલતા ;તદા
નયનમાં રમશે વીજળી છટા,

ગળીગળી શરીરે થતું છો સળી
સ્મરી સ્મરી શિવ સંકટમાં છવી
ધમધમાવી મુકીશ ધરા બધી.
સકલ સૃષ્ટિ સ્મશાન સમી છતાં

નહિ અમે કદી અશ્રુનું બુંદ બા!
જીવન—રાગવિરાગનું તાપણું
કરી નપાડીશ, તાપીશ હુંય બા!
[1]અનુજને ઉડતાં કરી ઉડવા.

1 'તપાડીશ' અને 'ઉડવા' બંને ક્રિયાપદોનું કર્મ.

●

## "તને—"

પ્રેમશંકર હ. ભટ્ટ

· પૃથ્વી ·

તને હૃદયને પૂછું મિલનજન્ય ઉત્સાહમાં
ઉઠ્યાં થથડી હાર્દને વિફલ અંગની માધવી
થયેલ નવ પલ્લવી કુસુમ સત્ત્વ સુગંધમાં
"અહો તું!" ઉદગારનું ગીત ભજ્યું સખિ!તે ઘડી;
અનંત પ્રકૃતિ તણી ઠમકતી રહી ઝાંઝરી
દઈ પરમ તાલ ત્યાં લીન ન'તી બની બેલડી? ૬

હતી શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ પીવા તણી
ઉરે, અતલ ઝંખના પૂરણ તો થઇ તે ઘડી;
થયાં કરણ, હસ્ત, નેન, સહુ ગાત્ર આ તૃષને
રહ્યો રસણસે તદા નિતરતોજ સુધાંશુ શો.
ઘડી, ઘડીક એ પછી, વમળમાં રહું આથડી

જરી જગધમાલમાંહી નિરખી ન ત્યાં તે મ્હને
થતી કવણ તૃપ્તિ કે તૃપતિની છ ઝાંખીય શે ?

વિશુદ્ધ પ્રણયાંકપે વીણુ અનેક ઝીલે છતાં
વસંત થઈ ફેરતું જીવન વાડીયે ને પછી;
ન હિમ, નહિ તાપમાંય મૂરછાય એ તો રહે
લીલુંછમ સદાય તે અમર વેલ શું વાધતું;
ન સત્વ પડછાય જે ઘડીકમાં જતું ઓસરી
જિઘત્સુ જન તો છતાં ક્ષણિક ભૂખ સંતોખતાં,
સૂઝે નવ સૂઝે અને પરમ ભાગ્ય એને ગણી
પડી, પુનઃ પુનઃ પડી, ભવભૂલામણીમાં ભમી
રહંત મલકાઈ કે 'પ્રણય પાંગર્યો ધન્ય છે.'

ઉરે ઉર અડી ન'તો થડથડયાં કદી હાર્દ એ
ન'તો કમળ દંડ શો કર ચહ્યો કદી હીંચકયો
ભવાબ્ધિભરતી પરે. અગર તો જગદુઃખનાં
નિગૂઢ પર જે ભર્યાંછ વડવાગ્નિ શા અંતરે
પ્રકાશ કદિ પામતાં, ભડભડાટ છો ને ભખું
ચૂસે હૃદય હીરને કુસુમ કોમળી કાયને
કરે, ભસમ તોય તે ખડખડેલ એ માળખાં
પરે સ્મિતની વેલ રૂહે ઉરઉડાણુ આચ્છાદતી.

છતાં પ્રણય એ હતો સકળ જીવની ચેતના
અનંત રૂપ ધારી જે વિલસતો બધે વિશ્વમાં;
તને પ્રકૃતિમાલણે બકુલ માલતી મંજીનું
પરાગ ભરી શિલ્પમાં, રુપની રેલ મ્હેકાવવા
સ્હજી. નિટિલપે ગૂંથી નભ થકી લઇ વાંકડી
કલા ભ્રૃકુટિભંગમાં, થડકતું કર્યું હાર્દ જ્યાં;
સદેહ થથડી ઉઠી પરમ ગીત ધારા તહીં
સુણું ગરજતો તથા મૃદલ કોકિલા કંઠમાં.

સદૈવ. ક્રિમિભાલા. થઇ રહે જલાબ્ધિપ્રિયુ
ધરા-હૃદયરાજ્ઞીને સકળ અંગઅંગે ભીંસી
અણી, અણી ઝીણું પ્રણય ગીત સુણાવતો,
ઉષા અધઉન્તસને તિમિરની ધરી ઓઢણી
અધીર થઇને જતી પ્રિતમ સ્હોડ માંહી અને
વિસારી તનભાન ત્યાં વદનનું મદોન્માદિની

ચૂશે ચશચશી મધુ મૃદુલ ભાનમાં જે ભર્યું;
તદા નવવધૂ મુખે સરવ અંગની લાલિમા
ધસે ધસધસાટને અબુધ વિશ્વને સાંપડે
કથા પરમ પ્રેમની રસગીતે રહી નિર્ઝરી.
કહીશ રસરાગપૂર્ણ પ્રણય ધ્વનિ તે સમો
ઝીલાય ક્ષણ જીવને ? જુગ જુગાંતરે યે યતે ?

વદાય સમયે મને ચરમ દૃષ્ટિથી પેખતાં
પર્યશ્રુ તવ પક્ષ્મ અમ્મય ગુલાબની પાંદડી;
અને ગદગદિત કંઠ, ઉરભાવને રોધતી
'જરુર કહિં આવશું' શબ્દમંજરી ખેરવી
નિસ્પંદ થઈને પડે ઉર ઉલ્લાસની ભસ્મમાં.

પછી ક્યમ ન તું કહે વચન પાળવા તે કદી
પધારી ? વિત્યું તેજ ભૂત પછડાટ અંધારના
કરે કડડ મૂટતાંજ નિરર્થંથનાં આંગણે.
હતાં ચરણ ચૂમતાં નૂપુર એ સ્વેદોત્પાદક

અને પરમ નેન જ્યોત પથ દર્શકો માહરાં;
પરંતુ ભળી એ ગયાં અહહ આનંત્યમાં
રહ્યું છ લહી કર્ણ નેન સહુ ગાત્ર વિદીર્ણને
પડી લથડી આથડી તિમિર ઘોર ભર્યાં ભર્યાં,
કુટિલ જગપંથ મેં પ્રિયતમે ! સ્મારીને તને
નિગીર્ણ થતી કાયને ભટકવું સદા ભાગ્યમાં.

●

## સોમનાથ મહાદેવ

સોમાભાઈ ભાવસાર

ખંડેર શું આજ સમુદ્રધારે
મેં સોમનાથ તણું મંદિર રે નિહાળ્યું.
છે જીર્ણ તૂટેલ બધાંય બારણાં
ને બારીઓ સાવ દીસે બખોલો;

સમૃદ્ધિ ને કીર્તિતણાં ઉડામણાં
થયા સમે ભીમ નૃપાલ લોળો
ગુજરાતમાં, મમ્મદ ગીઝનીએ
કાબુલથી આવી ચઢાઇ ત્યારે
કીધી. લડયા ક્ષત્રિય સર્વ શૂરા
પરંતુ એ કોઇ પડયા ન પૂરા.
ને મંદિરે સર્વ પુજારીઓ તો
મ્હાદેવના લિંગ પ્રતિ નિહાળી:
ઉચ્છેદશે એ પ્રગટી વિચારી
રે પ્રાર્થને ફોગટ વખ્ત ખોયો.

* *

મૂર્ખા ભલા આપણ સર્વ કેવા?
રે આપણે ચેતનવંત એવા
જો માનવીમાં પ્રગટયો ન પ્રાણ;
તો શી રીતે પત્થરમાંથી પ્રાણ
પ્રગટી શકે; જે જડ સાવ કેવો?
હલે ચલે ના સ્થિતિચુસ્ત એવો.
વિચાર્યું 'શેના દિલથી જરી એ!
મર્યા ન કાં બ્હાર જઈ લડીએ!

*

એ ભૂતની જાગ્રત વર્તમાને
આજે જવા દો! સઘળી કથાને;
અકલ્પ્ય એ કલ્પનમાં ઉતાર્યે
વસ્તુસ્થિતિના ઉકલાઈ જાયે.
બને છ આ જીવનમાં ન એમ!
ખત્તા ખમી, ઠોકર ખૂબ ખાઈ;
ઘડાય છે માનવી સર્વ ભાઈ!
કરોળિયે કીધું'તું જાણું નેમ.
વસ્તુસ્થિતિ ભૂતની એ ઉપસ્થિત
જો આજ થાયે નવી કૈંક તો તો;
એ યોજના સૌ ઘડશેજ લોકો
પ્રત્યક્ષ જેથી ઝટ થાય ઇચ્છિત.
એ ભૂતના ભૂત વિષે મળી જતું
છો સોમનાથ તણું મંદિર જીર્ણ આજ;
આપે નવી જગતને પણ એક વાત,
કે કાંઇયે ના જડવસ્તુથી થતું.

# શિવાકાકાની હોટલ

રવીંદ્ર દવે

"શીવાકાકા ! ક્યાં સુધી આ જુના રકાબી પ્યાલા રાખશો ?"

"કેમ ભાઇ, લીધે હજી પાંચ વરસે નથી થયા, અને જુના લાગે છે ?"

"કાકા ! તમારા જેવા કંજુસ માણસ કોઈ ન દીઠા."

આશ્રમની સ્થાપના થઇ ત્યારથી શીવાકાકાએ બાજુના ખેતરના એક ટુકડામાં ચાર જુના વાંસો ઉપર એકાદ બે જુનાં પતરાં ઢોકી નાની સરખી હોટલ ઉભી કરી હતી. અનેક છોકરાઓ આશ્રમમાં ભણતા. સવારે, સાંજે કે બપોરે, જ્યારે જુઓ ત્યારે, શીવાકાકાની હોટલ આગળ બેચાર ફુલના છોડવા વાવી બનાવેલા નાના બગીચામાં, તુટેલી, ફુટેલી એકાદ બે ખુરશી કે પાટલીઓ ઉપર કોઇને કોઇ ગપ્પા મારતું કે ચા પીતું બેઠું જ હોય. પાંસઠ વર્ષની ઉમ્મરે પહોંચેલા શીવરામને બધા છોકરાઓ "શીવાકાકા" કહીનેજ બોલાવતા. શીવરામને પણ એ ઘણું ગમતું. શીવરામે જે દિવસે હોટલ ઉભી કરી તે વખતે પાસે એક વડનો નાનો રોપો પણ નાંખી દીધો હતો. આજે ત્રીસ વર્ષે અનેક વડવાઇઓ વધીવધીને એ કોઈ પ્રચંડ જગાધારી યોગી જેવો કે લાંબી લાંબી કેશવાળી વાળા સિંહ જેવો લાગતો હતો. ઉનાળાના ધોમ ધીખતા તાપમાં શીવાકાકા એની નીચે બે પાટલા ગોઠવી નાની પરબ બેસાડતા. એમની નાની છોકરી મણી પરબને ઘર કરી બેસતી.

રાતે આખા દહાડાની મહેનતથી કંટાળેલા શીવાકાકા ઘડીક પ્રભુ ભજન કરવા એક તારો લઇ બેસતા, ત્યારે આશ્રમના વિદ્યાર્થીઓ ચોપડીઓ મુકીને હોટલ ઉપર દોડી જતા, અને નાનાં ચોગાનમાં ભજનનો ડાયરો જામતો. ભજન પુરું ન થયું હોય ત્યાં તો વિદ્યાર્થીઓ બરાડી ઉઠતા, "શીવાકાકા, આજ તો 'કાચબા કાચબીનુ ભજન સંભળાવો" અને શીવાકાકા એ બધાની મુરાદ પાર પાડતા. એમના બુલંદ અવાજમાં કોઇ મહાન સંગીતશાસ્ત્રી જેવા કેળવાયેલા સુરો ન હતા. છતાં માણસને વિહ્વળ કરી નાંખે તેટલી મધુરતા એમાં હતી ખરી.

કોઈક કોઇકવાર શીવાકાકા કોઇ મોટા તત્વજ્ઞાનીની માફક મોટી મોટી ફીલસુફી પણ ચર્ચી નાંખતા. જેવું ભજન તેવી તેમની ચર્ચા. વિદ્યાર્થીઓ એમની ચર્ચામાં ઉંડો રસ લેતા.

ગૌરીશંકર આશ્રમનો જુનામાં જુનો વિદ્યાર્થી હતો. અભ્યાસ પુરો કરી રહ્યા પછી, પોતાની હોંશીયારીથી, ત્યાંના અધિપતિનો માનીતો થઇ પડયો હતો. આશ્રમનું ઘણું

ખરું કામ એના હાથે થતું. ધીરે ધીરે અધિપતિએ એને પોતાનો જમણો હાથ કરી નાખ્યો. આશ્રમના સેક્રેટરી તરીકેનું બધું કામકાજ એના હાથમાં આવી પડ્યું. પોતાના પદ કરતાં એ પદની જવાબદારીનું ભાન એને વધારે હતું. અનેક વિદ્યાર્થીઓ આવતા અને અનેક ચાલ્યા જતા, પણ એ બધામાં શીવાકાકાના જીવનની ભીતર હંમેશનું સ્થાન મેળવનાર એ ગૌરીશંકરજ હતો. સોળ વર્ષનો હતો અને જ્યારથી આશ્રમમાં આવ્યો ત્યારથી નિયમિત શીવાકાકાની હોટલમાં સવાર અને સાંજ ચા પીવા જતો અને કોઇક કોઇકવાર એમની પાસે પણ બેસતો. સમયનાં વ્હેણે બન્નેને એકબીજાની સમીપ લાવી મૂક્યા. આશ્રમમાં જુનામાં જુનો હોવાથી ગૌરીશંકર સઘળી વસ્તુઓથી માહિતગાર હતો. ઘણીવાર શીવાકાકા ગૌરીશંકરને પોતાની જુવાનીમાં કરેલા સાહસનો ઇતિહાસ સંભળાવતા, ઘણીવાર ઘરડાં મનને ચિંતામુક્ત કરવા એમની સર્વ મુશ્કેલીઓ તેની આગળ ખુલ્લી મૂકતા. ગૌરીશંકર એ બધું મુંગે મોઢે સાંભળતો.

શીવાકાકા અને ગૌરીશંકર રોજ મળતા. રોજને રોજ બન્નેને કાંઇકનું કાંઇક નવું અને નવું કહેવાનું નીકળેજ. કલાકોના કલાકો સાથે ગાળે તો પણ છુટા પડતાં કંઇક કહેવાનું રહી ગયું હોય તેમ કાકા તેને હાથ પકડી બેસાડતા.

"પણ ભાઇ જરા બેસતો ખરો."

"ના, કાકા, આજે ઘણું મોડું થઇ ગયું, હવે કાલે." જતાં જતાં વળી ગૌરીશંકર પાછો વળતો. અર્ધોએક કલાક બેસી ગપાટા મારી વદાય થઇ જતો.



"આજે તો મગજ થાકી ગયું, શીવાકાકા! એકાદુ ભજન થવા દ્યો તો હળવું થાય." માથું દુખાતું હોય તેમ દબાવતાં દબાવતા ગૌરીશંકરે ડોસાની પાસે બેઠક લેતા કહ્યું.

"એવું તે શું મોટું કામ કર્યું છે કે મન થાકી ગયું ?" ડોસાએ તેની પીઠ ઉપર હાથ ફેરવતાં પૂછ્યું.

"તમે જુઓ છોને કાકા! જતે દહાડે આશ્રમમાં વિદ્યાર્થીઓની સંખ્યા વધતીજ જાય છે. નાનો આશ્રમ તે કેટલાને સમાવે? ભાઇજી ભાઈ ક્યારનાએ ઝંખી રહ્યા હતા કે આશ્રમનું મકાન બંધાવવું છે. આજથી એની શરૂઆત થઇ છે. એટલે કામનો મોટો ભાર મારા ઉપર આવી પડયો છે" આશ્રમના અધિપતિને બધા ભાઇજી ભાઇ કહેતા.

"ક્યાં બંધાવશે ?" ડોસાની જીજ્ઞાસાવૃત્તિ સતેજ થઈ

"ક્યાં બંધાવે! હજી જગ્યા નક્કી નથી." કાંઇક છૂપાવતો હોય તેવા અવાજે ગૌરીશંકરે ઉત્તર દીધો.

"પણ હેં કાકા! તમને કેટલાં વર્ષ થયાં હશે ?" વાતને ફેરવવા ગૌરીશંકરે પ્રયત્ન કર્યો.

"જોને ભાઇલા! મણીની મા પાછી થઇ ત્યારે પચાસમું જતું હતું એ વાતને

પણ આજે પંદર વરસ થયા. આ સૂરજ દેવ ઓતરાદા વળશે ત્યારે બરાબર પાંસઠ પૂરાં થશે." મણીની મા યાદ આવતાં ડોસો જરા ગળગળો થઇ ગયો.

"હા, બરાબર યાદ છે. આજ વડની હેઠળ રૂખીકાકીનો ખાટલો પડી રહેતો. અને મરતાં સુધી વડની છાંયે પડી રહ્યાં. પણ એ વાતને ઝાઝાં વરસ થયા લાગે છે."

"અમે અભણ, તમે ભણેલા, તમે ભૂલો પણ અમે ન ભૂલીએ. ઝાઝાં કાંઇ નથી થયાં. આ ઉતરાણે બરાબર પંદર વરસ પૂરાં થશે." ડોસાના અવાજમાં એની અભણતાં મારેનો અહંકાર લાગતો હતો અને ભણેલાજ આ દુનિયામાં મોટી ભૂલો કરે છે એ કથન ઉપર અપૂર્વ શ્રદ્ધાનો ભાર હતો.

"ત્યારે હું જાઉં, મોડું થશે."

"કેમ બેસને, આમ ઉતાવળો કાં થાય છે?"

"ઘણું કામ છે. થોડા નકશા તૈયાર કરવાના છે"

"નકશા! નકશા! નકશા શાના?"

"નવાં થનારાં મકાનનાં"

દેશોના નકશા ચીતરાય છે એ શીવાકાકાએ ઘણીવાર સાંભળ્યું હતું અને કોઇવાર છોકરાઓની ચોપડી ઉથલાવતાં નકશા જોયા પણ હતા. પણ મકાનના નકશા દોરાતા હશે એ ગૌરીશંકર પાસેથી તેણે આજેજ જાણ્યું.

"પણ ભજન સંભળાવે તો બેસું" અર્ધો ઉભો થએલો ગૌરીશંકર બેસી ગયો.

"મણી! મારો એકતારો લાવ બેટા" ડોસાનું કહેલું પુરું થાય એ પહેલાં તો એકતારો લાવી મણી ગૌરીશંકરની પડખેજ બેસી ગઇ, અને વર્ષોથી ગાવાને ટેવાએલા ડોસાના ગળામાંથી પડછંદ અવાજ બ્હાર નીકળી ચારે દિશાએ ફેલાવા લાગ્યો. એક પછી એક ભજન પૂરાં થવા લાગ્યાં. સંધ્યાકાળનું ઝાંખુ અજવાળું ઝાડની ઉંચી ઉંચી ટોચોને વદાયતાલી આપતું લીન થઇ ગયું. અને શાંત તારાઓએ આકાશમાંથી નીચે ધરણી ઉપર આંખમીચામણાં આરંભ્યાં. ગૌરીશંકરનું મન પણ આજે એ તારાઓના પલકારા સમું અસ્થિર હતું. "બસ રાખો કાકા! હવે હું જઇશ." ભજન પૂરાં થતાંજ ગૌરીશંકર ઉઠયો. "બેસને, હજી રાત તો હમણાંજ પડી છે. પણ......આજે આટલી ઠંડી કેમ લાગે છે? મણી! ઉઠ મારો ધાબળો લાવ તો" શરીરને આમળતાં અને મરોડતાં ડોસાએ મોટેથી બગાસું ખાધું. ગરમ કામળો શરીર ઉપર નાંખ્યો.

"તમે પણ કાકા ગાંડા જ છો ને! આવી ગરમીમાં તમને ઠંડી લાગે છે?" ડોસાનાં શરીર ઉપરથી ધાબળો ખૂંટવતા ગૌરીશંકરે ડોસાના હાથ ખેંચ્યા. સ્પર્શમાત્રથી તે ચમકી ઉઠયો. શરીર આખું બળતું હોય તેટલી ગરમી લાગતાં ગૌરીશંકર ભોંયે બેસી

ગયો. એની આંખો ડોસાના ચહેરા સામે સ્થિર થઇ ગઇ. મોઢામાંથી બ્હાર નીકળવા માગતા શબ્દો અર્ધે આવીનેજ પાછા ફર્યા.

"ગૌરી! હવે તો થાય છે કે મનખા દેહ બહુ ટક્યો. પડે તો સારું"

"એમ હોય?" માંડમાંડ ગૌરીશંકર બોલ્યો. "હજી મણીના હાથે તમારે મીંઢળ બાંધવાનાં બાકી છે."

"મણીને હાથે? મણી પરણે તો મારા પછી આ હૉટલનું શું થાય?" સૂતી સૂતી મણી બધુ સાંભળી રહી હતી. બધાને પરણવું પડતું હશે એનું ભાન કરાવનાર બાપને ઠપકો દેતી હોય એમ નસ્કોરા ચઢાવી બોલી ઉઠી.

"હા, હા, હું તો આ હૉટલ ચલાવીશ, અને સાચવીશ આ જગ્યાને. પણ બાપા! તમે ક્યાં જવાની વાત કરો છો!"

"બીજે ક્યાં?" જ્યાં બધા જાય છે ત્યાં" આકાશ તરફ આંગળી ચીંધી ડોસો બોલ્યો "ઉપર તારી બાને પાછી અહિં તેડી લાવવા. તું રોજ મને પુછે છે ને મારી બા ક્યાં છે?"

"તમે પણ નાના છોકરા આગળ ગાંડા જ કાઢવા માંડયા છો." ગૌરીશંકર વચમાંજ બોલી ઉઠયા.

"હા, ભાઇ હા, ઘરડાં ગાડાં જ લાગે ને?......પણ......ઓ.......રે.......કોઇ દ્હાડો નહિ ને આજે આટલી થંડી કેમ લાગે છે.? ગૌરી પેલું ગોદડું જરા આ બાજુ કરજે"

ગોદડું ઓઢાડી ગૌરીશંકર ઉભો થયો, અને જવાની તૈયારી કરી.

"બસ! એટલામાં જાય છે? કામ ઘણું હશે ખરું ને? હશે. પણ પેલી કીટલીમાં તારે માટે ચા રાખી છે, પીતો જાજે." બોલતાં ચંડીથી ડોસાના હોઠ કાંપતા હતા. મોઢામાંથી ગરમ ગરમ લુ જેવી વરાળો નીકળતી હતી. ભાંગેલા પ્યાલામાં ન્હાના ઘુંટડા ઉતારી ગૌરીશંકર ચાલવા લાગ્યો. પગ ઉપડતા ન્હોતા, છતાં પરાણે પગલાં દેતો હતો. ગોદડામાં વીંટાઇને પડેલા, બુઢ્ઢાને મૂકીને જતાં આજ જીવ ચાલતો ન્હોતો. રાત્રે પથારીમાં પડયા પડયા એકજ વિચાર તેને શૂળ ભોંકતો હતો.

"બિચારા, કાકા!"

શીવાકાકાને ખાટલે પડે દસેક દિવસ થઇ ગયા હતા. મંદવાડમાં ગૌરીશંકર રોજ આવે છે. બેસે છે, દવાનાં બે ચાર ટીપાં ડોસાનાં ગળામાં રેડી જાય છે. પણ એનાં આવવામાં પ્હેલાં જેટલો ઉત્સાહ નથી રહ્યો. પ્હેલાં જેટલો આનંદ પણ નથી રહ્યો. છતાં ડોસા માટે લાગણીનો ઉછળાટ તો એટલો અને એટલોજ છે.

એક દિવસે સવારનો પ્હો ફાટે એ પહેલાં બેતરમાં થતી ધમાલથી ડોસાની આંખ ઉઘડી ગઇ છે. કેટલાક ટોપાધારીનું એક ટોળું બેતરના એક ખુણેથી બીજે ખુણે, આંટા

મારી રહ્યું છે. કેટલાક કલાર્ક જેવા દેખાતા માણસો કાંઇક છાની છાની મંત્રણા ચલાવી રહ્યા છે. ડોસાથી ભાષા સમજાતી નથી છતાં કાનને સાવધ રાખી રહ્યો છે. લાલ પીળા રંગીન વાવટા હાથમાં લઈ, સાહેબ ચીંધે એ દિશામાં કેટલાક મજુરો દોડાદોડ કરી રહ્યા છે. પડતર ખેતરમાં ખીલાઓ ઠોકાઇ ગયા છે. ખડી ચુનાની રંગોળી પુરાઇ રહી છે. કદીએ નહિ જોએલાં એવાં દશ્યને જોઇ ડોસો હેબકાઈ ગયો છે. ખાટલામાં મુંગો મુંગો પડીને બધું જોઇ રહ્યો છે.

બે ચાર કલાકની ધમાલ પછી ટોપાવાળા હોટલ તરફ વળે છે. જુની ખુરશીઓ ઉપરથી ખીસામાંથી બગલાની પાંખ જેવા રૂમાલ કાઢી ધૂળ ખંખેરી બેસે છે. મોટા ઘાંટા પાડીને વાતો કરે છે. કોઇકવાર મોટેથી હસે છે. તોરથી અને મીજાસથી નાની નાની નેતરની સોટીઓ બુટ ઉપર પછાડી નકામા અવાજ કરે છે. બીડીનો ધુમાડો ગોળ ગોળ ચકરી ખાતો છેક ડોસાના ખાટલાને વીંટળાવા દોડે છે. બહુ તાપ લાગ્યો હોય એમ ટોપો ઉતારતાં અને પરસેવો નથી વળ્યો છતાં પડેલી ટેવ પ્રમાણે મોઢું લુછતો એક જણ બોલ્યો.

"એ...બુઢ્ઢા...ચા હય" આજ સુધી પોતાના માટે નહિ વપરાએલા "બુઢ્ઢા" સંબોધનને સાંભળી શીવાકાકાનું લોહી જરા ગરમ થઇ ગયું. મનમાં જરા માઠું લાગ્યું. એટલાજ રૂવાબથી તેમણે ઉત્તર આપ્યો.

"નહિ હૈ, હમકુ તાવ આવ્યા હૈ." સાહેબો સમજી ગયા એટલે ઉઠીને ચાલવા માંડ્યું.

"સાબ ! અહિં શી ધમાલ હૈ આજ ?" શીવાકાકાએ પૂછ્યું.

"માલુમ નહિ હૈ ? એ ખેતમેં બોત બડા મકાન હોનેવાલા હૈ. તુમારા એ ઝોંપડા બીચમેં આતા હૈ. ઉઠાના પડેગા. સમજ ગયે બુદ્દે ?" બુઢ્ઢો બધું તો ન સમજ્યો. પણ "ઝોંપડા" અને 'ઉઠાના પડેગા બીચમેં' એવા તેવા શબ્દો સમજ્યો, અને એ શબ્દો એનાં હૃદય સોંસરવા નીકળી ગયા. એણે શરીર ઉપર મહા કંપ અનુભવ્યો. ઘડપણથી ખખડી ગએલાં શરીર પરનું એક એક રૂંવાડું ટટાર થઇ ગયું. આંખ આગળ ગાઢ અંધાર છવાઇ ગયો. ટોપાવાળાના ગયા પછી આંખો ચોળતાં ડોસાએ ઉંડો નીસાસો મૂકયો. દુનિયા આખી એને ત્યાંથી ધકેલી બ્હાર કાઢી મૂકતી હોય તેમ પેલો અંધકાર આંખ આગળ વધારે અને વધારે ગાઢ થવા લાગ્યો.



"પણ ભાઇજીભાઇ ! મારાથી એ કામ નહિ થાય."

"જુઓ ગૌરીશંકર ! એવા વેવલા ન થશો, તમને અહિં પૂજવા રાખ્યા છે ?"

"જરા વિચારો તો ખરા, ત્રીસ પાંત્રીસ વરસ થયાં, એ ડોસો ત્યાં રહે છે. હવે આજે ઘરડે ઘડપણે હોટલ ઉપાડી કયાં જાય ?"

"ક્યાં જાય, એ આશ્રમને જોવાનું નથી. એક આદર્શ આશ્રમ કરતાં એ બીનઉપયોગી હોટલની ઉપયોગિતા તમને વધારે લાગે છે?"

"પણ...ભાઇજી ભાઈ...જ...રા...

"તમને કહીએ તેમ કરો, તમે આશ્રમના ચાકર છો." ગૌરીશંકર આશ્રમનો ચાકર છે એ ખ્યાલ આજ પહેલીજ વાર તેનાં મગજ સાથે અથડાયો. ભાઇજીભાઇ કોઈ દિવસ નહિ અને આજે આટલા બધા ભયંકર, અને લાગણીશૂન્ય કેમ લાગે છે? એ ગૌરીશંકરને ન સમજાયું.

"હોટલ સહેજ પણ ખુણામાં આવી ગઇ હત, તો તોડવાની જરાએ જરૂર ન્હોતી"

"ભાઇજી ભાઇ! આજ આટલે વર્ષે એ વિચાર આવ્યો. પણ હવે એ ક્યાંજાય?"

"ક્યાં જાય એ તમારે જોવાનું છે.? પારકી ચિંતા બહુ કરશો નહિ. અને છતાં પણ થતી હોય તો તમારે ઘેર રાખજો માયાકૂટ વ્હોરી મનને દુભવશો નહિ. લ્યો આ નોટીસ ચોવીશ કલાકમાં એ ઝુંપડુ ત્યાથી ખસી જવું જોઇએ".

"અને ...નોટીસ.......ન......બજાવું.......તો.......?"

"ન બજાવો તો આદર્શ આશ્રમ તમારા મારે નથી. નવા મકાનના કામને અંગે કાલે હું બ્હારગામ જઇશ. તે પહેલાં ભવિષ્યને વિચારી લેજો"

ભાઇજીભાઇ ગયા. ચાલીસ રૂપૈડીનો પગારદાર એમને જતાં "ભવિષ્ય વિચારી લેજો" ના ભણકારા સાંભળતો સ્તબ્ધ ઉભો રહ્યો. નૉટીસનો કાગળીયો ડુચો વાળી હાથમાં લીધો. પગમાં જોર ન્હોતું છતાં હોટલ તરફ મંદ પગલાં ભર્યાં.

દૂરથી ગૌરીશંકરને આવતો જોઇ મણી એની પાસે દોડી ગઇ. "ગૌરીભાઇ! આજ તો બાપુને ઘણું સારૂં છે. પથારીમાં બેઠા બેઠા અત્યાર સુધી પેલા વડલા હારે વાતો કરતા હતા." મુંગો રહેલો ગૌરીશંકર મણીની આંગળી પકડી શીવાકાકાના ખાટલા પાસે ગયો. જીભ વાચા વિસરી ગઈ હોય તેમ શાંત પડી હતી

"ગૌરી! તાવ તો કોણ જાણે ક્યાંએ ચાલ્યો ગયો હોય એટલું શરીર હળવું લાગે છે." ગૌરીશંકર શાંત જ બેઠો.

"પણ ભાઇ! એક વાત જાણી. કે! આશ્રમનું નવું મકાન આ પડતરમાં જ બાંધવાનું છે. કાલેજ પેલા ટોપીવાળા સાહેબો કહેતાં હતાં મારી હોટલનું ઝુંપડુ વચમાં આવે છે એટલે પડાવી નાખવાનું છે. શું! સાચું છે?"

"કાકા! હુ બેઠો છું ત્યાં સુધી આ હોટલને કોણ પડાવી નાખવાનું છે? અને પાડશે તો એ શું? આપણે ત્રણે જણાં અહિંથી બીજે ચાલ્યા જઇશું."

"હા, ભાઈ હા, આપણે તો જુગજુગાંતરનાં સંબંધ" પણ......તારી......

નોકરી......ત્યારે હું જઇશ" ગૌરીશંકર વચમાંજ બોલ્યો "લ્યો આ કાગળ ભાઈજી ભાઇ આપતા ગયા છે. નવા મકાનનાં કામસર એ બ્હાર ગામ ગયા છે!"

"વાંચને ભાઇ! બ્હાર ગામથી ભાઇજીભાઇ શું લખે છે?"

"અંહ......મારે આજે ઘણું કામ છે.........ઉતાવળનું છે. આશ્રમમાંથી કોઇ છોકરાને બોલાવીને વંચાવી લેજો ને?" બોલતાં બોલતાં એનો અવાજ ઈંધાતો હતો. એક ક્ષણ પણ વધારે ન બેસતાં તરતજ ઉઠીને ચાલતો થયો. ઘેર જઇ બ.રણાં વાસી મોકળે મને થોડું રડી લીધું અને પછી કાગળના એક ટૂકડા ઉપર રાજીનામું ઘડી કાઢ્યું.

ગૌરીશંકરના ગયા પછી શીવાકાકાએ મણીને આશ્રમમાં મોકલી એક વિદ્યાર્થીને બોલાવ્યો.

"આટલો કાગળ વાંચી દે તો ભાઇ."

"કોણે આપ્યો આ કાગળ?" વાંચીને આશ્ચર્ય પામેલા વિદ્યાર્થીએ પૂછ્યું.

"ગૌરીએ. કેમ ભાઈજી ભાઈ શું લખે છે?" ડોસો ખાટલામાં બેઠો થયો.

"કાગળ ન્હોય, આ તો નોટીસ છે. ખેતરમાં આશ્રમનું નવું મકાન બંધાય છે. હોટલનું ઝુંપડું વચમાં આવવાથી તેને પાડી નાંખવાનો તમને કાયદેસર હુકમ કર્યો છે. તે બદલ તમને ત્રીસ રૂપીઆ નુકસાનીના મળશે. કાલે મજુરો આવશે."

ડોસાનું અંગેઅંગ ધ્રૂજી ઉઠયું. આંખમાંથી વેગપૂર્વક પાણી ધસી આવ્યાં.

"ત્રીસ ત્રીસ વરસ થયાં સગા છોકરાનાં કરતાં પણ અધિક આ હોટલને, આ વડલાને, અને આ જગ્યાને રાખ્યાં છે. અને સાચવ્યાં છે. આજ એ બધાને છોડી હું ક્યાં જાઉં?"

"કાકા! તમારે વળી ચિંતા શી? ઘરડે ઘડપણે? માથે હજાર હાથવાળો બેઠો છે ત્યાં?"

"પાંચ, પાંચ, વરસનાં ગલુડીઆ જેવા છોકરા, આ ભાંગેલા કપ રકાબીનાં ચા પી, પીને જુવાન જોધ થઈ ગયા છે, એ બધાને છોડી ક્યાં જાઉં?"

"મરણ પછી કોણ સાથે આવવાનું છે, કાકા! નાહકનો મોહ કરશો?" કોઇ મહાન ફીરસ્તો ડોસાને આશ્વાસન દેવા ઉતરી આવ્યો હોય તેમ છોકરો બોલતો હતો.

"બસ, બાપલા! મનખ્યા દેહ જીવતના અંતે એટલુંજ માગે છે. ઉપરવાળાને ગમ્યુ એ ખરૂં."

છોકરો ચાલ્યો ગયો. ઊંડો આઘાત લાગેલા ડોસાને આજે મરી ગએલી પત્ની અને કાલે જમીનદોસ્ત થનાર ઝુંપડાના અનેક પ્રસંગો સાંભરી આવ્યા. એનાથી મોટેથી ધ્રુસકું નંખાઈ ગયું. પડખે સૂતેલી મણી ગભરાઇને બેઠી થઈ ગઇ.

"બાપા! બાપા! તમને શું થયું? તમે કેમ રડો છો?" કહેતાંજ એની સાથે તે પણ રડવા લાગી.

# બે ઊર્મિઓ

કુમારી સુધા દુર્ગાશંકર રાવલ

૧

## સમીરને

ઓ સમીર, શાન્ત, સ્નિગ્ધ, સમીર ! ત્હારાં મહારાજ્યો, વૃક્ષરાજિઓનાં પર્ણ-ગુચ્છોમાં, ભલેને હોય ! ત્હારો વૈભવ, ભલેને સમસ્ત પૃથ્વીના પટપર, સર્વ વ્યાપી સત્તાની જેમ વ્યાપક હોય! પણ ત્હારો પ્રભાવ ત્હારાં મહારાજ્યોથી નથી; ત્હારૂં ગૌરવ, ત્હારા વૈભવોથી નથી; ત્હારી મહત્તા, અને ત્હારૂં અજેયત્વ, ત્હારી સર્વભક્ષી સત્તા કે વ્યાપકતાથી નથી; તું સર્વ માન્ય છું, તું સર્વપ્રેય છું, તેનું કારણ જાણે છે? ધરાની ઉછળતી છાતી સમાં અન્નક્ષેત્રો વિષે, તપ્ત સૂર્યથી પરિપકવ થતાં સુવર્ણપર્ણોની સુવર્ણવીણાના તારો પર, ત્હારી અદશ્ય આંગળીઓથી વિશ્વના અનાદિ સ્વાતંત્ર્યના સૂર સંભળાવી, સ્વાભિમાન, સ્વસત્તા, સ્વગૌરવ, સ્વશક્તિ, વિસારી અગણિત વાજીંત્રોના સાજસાથે ઝુકતાં વૃક્ષોનાં અભિનંદનોની ઉપેક્ષા કરી. જ્યારે તું રસમસ્ત બને છે, ત્યારે ત્હારૂં એ દિવ્ય સંગીત, કેવું નિશિતનિપાત ને હૃદય ગામી બને છે એ ખબર છે?

કુદરત—અકુદરત બને છે; સૃષ્ટિના અનુલ્લંઘ્ય કાયદા ઉલ્લંઘી પક્ષીના કલરવ શાન્ત બને છે; વિરહિણીની છાતી જેવા જલતરંગોને સાગર પણ શમાવી દે છે; અપરિમિત જલભારથી, લચી રહેલ મેઘમાલાઓ ક્ષણભર વર્ષા વર્ષાવતી નથી. સમજ્યો, ઓ સમીર! શાન્ત સ્નિગ્ધ, સમીર! ત્હારી મહત્તા તો ત્હારા સંગીતમાં છે; ત્હારો વૈભવ, ત્હારી રસમસ્તીમાં છે; તું એવોજ રહીશને ! ત્હારા રસવારિધિમાં સ્નાન કરી, બાલકને વૃદ્ધ, યુવકને યુવતી, ત્હારા જેવુંજ અપરિહાર્ય સ્વાતંત્ર્ય સુખ સેવશે.

૨

## દ્વૈતમાં અદ્વૈત

દેવ!

તુજ વિનાનું મ્હારૂં ચિત્રપટ ખાલી છે; તુજ વિનાનું મ્હારૂં સરોવર સૂનું છે: મ્હારા મેઘ! એ સુકાં ઝાડો, અને શોષાયેલી સરિતાને પુનર્જીવન દેને, પુનરપિ અર્પી આલ્હાદિત કરને! મ્હારા અંધારા નભોમંડલમાં ચંદ્ર બની પ્રકાશી રહેને! મ્હારી ગગનગામી મહેચ્છાઓ અને સુવર્ણાદર્શોથી વિભૂષિત મનોમંદિરનો આરાધ્યદેવ બની રહેને! મ્હારી ગ્રહમાળામાં સવિતા બની, પુનર્પ્રાણ દેને! મ્હારી અંતસ્સૃષ્ટિનો સૌંદર્યભોગી બની, પુરૂષ પ્રકૃતિના યોગનો મીમાંસક બની, રહે ને! મ્હારા ભવોદધિના નાવનો સુકાની બની, દુસ્તર સમુદ્રને પેલે પાર મ્હને લઇ જાને! હું નાવ બનીશ,તું નાવિક થજે. હૃદયેશ, આપણે બેય

ત્યજી તેના દુસ્તર જલધિને તરી જશું. માન સજી મણિધરને મસ્તકે રહેવા કરતાં દુનિયાની નિંદા સ્તુતિનાં વાવાઝોડાં અને વિષ ત્યાગી, મ્હારાં બાળકોનો પિતા બની, સૃષ્ટિના સર્જન હરની ઇચ્છાને અનુમોદન દેને! જગતના સત્પુરુષોમાં શિરભૂષણ બનવા સદ્‌વૃત્તિની સમશેર સજી લેને! પ્રાણ વિનાના મ્હારા પ્રાણપિંજરમાં, પ્રાણ બની, પુરાઈ રહેને!

મયૂર! કળા તજી જતું રહેવું છે શું? પ્રણયાશ્રુ ઝીલવા નથી દેવાને? પ્રીતમ! ત્હારી ને મ્હારી વચ્ચે સમુદ્રોનાં ને પહાડોનાં અંતર ઉભાં છે. મ્હારા હૃદયનો અસ્ખલિત ઝરો એકલો અશ્રુ વહાવે છે. દેવ! તું મ્હારૂં હૃદય જાણે છે? તું ક્યાંથી જાણે? તું તો સતયુગનો છે. કલિયુગમાં જન્મી, ત્હારી જેમ કૃતયુગમાં વિહરનારો કોઇ હશે? મ્હેં તો અવનિમાં કોઇ પુરુષજ જોયો નથી. મ્હેં શું જોયું છે, શું નીરખ્યું છે, શું અવલોક્યું છે, એની કરુણ કથની કહું? બાહ્યાડંબર નીચે સૌંદર્યવિહોણું ક્ષુદ્ર હૃદય; વાણીના માધુર્ય હેઠળ તીક્ષ્ણને કાતીલ છુરી. એવા માનવીને રીઝવવા શું શું જોઇએ? મિષ્ટ વચન અને કામો-ત્તેજક અભિનય; લક્ષ્મી, ને વસ્ત્રાભૂષણનો ઠાઠમાઠ. ક્ષુદ્ર વસ્તુઓથીજ ક્ષુદ્ર પોષાયને? મ્હારી પાસે એ નથી, એટલે એવા પુરુષના સ્નેહના રૂપેરી ઓપથી હું રૂપવંત નથી બની. સમુદ્રસ્નાનના અભાવે પલ્વલમાં સ્નાન નહિજ કરૂં.

વ્હાલા! ત્હારા દેહના રૂપ કરતાં ત્હારૂં હૃદય રૂપાળું છે. ત્હારા શરીરનું સૌષ્ઠવ, ત્હારી ઉભવાની છટા, ત્હારા નાકનો વાંક, ને ત્હારા સ્કંધની વિશાળતા; ત્હારી બુદ્ધિનો પ્રભાવ ને ત્હારી વાતનો વિનય, જગતને-સ્ત્રી-પુરુષ સર્વેને, ત્હારા તરફ આકર્ષે છે. ત્હારા વિચારોનું ઔદાર્ય ત્હારૂં પવિત્ર આચરણ, મ્હને ત્હારાં ચરણોમાં ભક્તિમાત્ર અર્પે છે:

ત્હારા શિવાય મ્હારૂં અન્ય કોઇ નથી. હા છે, ઠીક યાદ આવ્યું. એક હું ને બીજું મ્હારૂં હૃદય. ત્હારૂં ઉન્નત હૃદય મ્હારા હૃદયનું સન્માન નહિ કરે, તો હું અને મ્હારૂં હૃદય, સૃષ્ટિમાં વિહરીશું. અમને કોઈ નહિ સન્માને, નહિ સમજે, તો અવનીનાં સન્માનની ઉપેક્ષા કરી, ગગનમાં વિહરીશું. ત્યાં અગણિત આત્માઓ અમ્હારાં સન્માન કરશે. નહિતો—અનન્ત કાલ પછી આ દેહો નહિ હોય ત્યારે, સહરાની સૂકી સિકતામાં પ્રજ્વલતાં બે પ્રણયી હૃદયો, પાતાલ ભેદી સત્યના સૂરથી દિગંત ડોલાવી, સમાજના ભયંકર અન્યાય અને ભયંકર વિનાશકતાથી પર બની, પ્રેમ, શૌર્ય અને શ્રદ્ધાના અણઉકલ્યા પાઠ ઉકેલશે; આજ નહિ, તો અનંત કોટિ યુગો પછી, ત્હારાં ને મ્હારાં હૃદયો પાછાં મળશે; ને જાણ્યે અજાણ્યે એક-બીજાનાં આશ્વાસન ઝીલશે, રડશે, રડાવશે અને ખાલી થઈ જશે. પછી અગાધ આત્મા-મ્બુધિમાં મળી જઈ, અનંત શાન્તિ સુખસેવશે.

ત્યાં જીવનકલહ ને કુટુંબકલેશ નહિ હોય; ત્યાં માનવોના સંકુચિત સમૂહ ને જ્ઞાતિસંસ્થાઓ નહિ હોય; ત્યાં સમાજની ઝણઝણતી ઝંઝીરો ને લોહશૃંખલાઓ નહિ હોય; ત્યાં સ્ત્રીપુરુષના ભેદ ને જાતિમર્યાદા નહિ હોય; ત્યાં આશા, નિરાશા ને સુખદુઃખનાં દ્વંદ્વો નહિ હોય; ત્યાં તો **દ્વૈતનું અદ્વૈત** હશે; ત્યાં દ્વંદ્વોના સમાસ હશે. ત્યાં દેવ, પ્રાણેશ્વર, હૃદયેશ, વ્હાલા, બે હૃદયો જુદાં નહિ રહી શકે.

●

# માનવતા અને પુષ્પ

## સંચમ

જીવન અને પુષ્પ બન્ને કેટલાં ગૂઢ અને સૌન્દર્યયુક્ત છે? પુષ્પો જીવન શા માટે આનંદિત અને ઉન્નત બનાવે છે! વનસ્પતિ જીવનને, જીવજંતુને આપણે સર્વને,—સમગ્ર માનવજાતને પુષ્પ એટલે શું? એ આપણને શું અર્પે છે, શું સન્દેશ પાઠવે છે!

વહેલાં સવારમાં ઊઠતાં દૃષ્ટિને બહાર ફેંકતાં આપણી સમક્ષ આસમાની રંગનું ગુલાબી વાદળીયુક્ત આકાશ, ક્વચિત્ ખડકમય ટેકરીઓ, ક્વચિત્ ભૂરાં નીલજલથી ભરપૂર સમુદ્ર અને ચોમાસામાં સુન્દર લીલા ઘાસથી છવાયેલું અગર શિયાળામાં સુક્કું ભૂમિપૃષ્ઠ જેના પર મધ્યબિંદુ રહે છે, અને જીવનનાં ઉલ્લાસ ભોગવતા હસે છે, મ્હાલે છે, અને છેવટે સ્વપ્નસૃષ્ટિની માફક અદૃશ્ય થઇ જાય છે એ સર્વ દૃશ્યમાન થાય છે. ક્વચિત વૃક્ષોની ઘટામાં મધુર કિલકિલાટ કરતું, મન મુગ્ધ કરતું, સંગીત ગાતુ પક્ષી અગર આકર્ષક પુષ્પ પર ચળકાટ મારતું જતું નજરે પડે છે. સંગીતના મીઠાં સૂરથી વાતાવરણને મત્રમુગ્ધ કરનાર પક્ષી, બાગિચો, પુષ્પ અને મનુષ્યો વચ્ચે કેવો સમ્બન્ધ છે? આ સર્વ જીવનવૃક્ષની ઉચ્ચતમ શાખા ઉપર જાણે ઊગતાં હોય એમ લાગે છે.

પુષ્પો એ છોડના બાલકો, પક્ષીઓ અને પતંગિયાના ક્રીડાસખ અને મનુષ્યોને પ્રેરણાનું ઝરણું છે. સર્જનહારની સૃષ્ટિના બીજા પ્રાણીઓ આ પુષ્પની રસવૃત્તિ વિષયક અગર તો સૃષ્ટિના મોટા વિભાગના જીવનની સુખકર બાજુ પ્રત્યે અનભિજ્ઞતા વા મૂઢતા કેમ દાખવતાં હશે! એ પશુઓ રોપાઓને ચગદી નાખતાં ચાલે છે અને જે સુકુમાર હાથ તેમને પોષી રહ્યો છે તેનો વિનાશ કરે છે. પશુ જીવનમાં એક સુન્દર સુગંધિત પુષ્પ ગુલાબને સ્થાન નથી, કારણ કે કોઇપણ અભોજ્ય વસ્તુ પશુઓનાં મનમાં અસ્તિત્વ ધરાવતી નથી.

પણ જે વનસ્પતિ પર સુન્દર કુસુમો ખીલે છે તેને પુષ્પ એટલે શું? પુષ્પિત રોપાઓ આ પૃથ્વી પર હજારો વર્ષો પછી ઊગવા માંડયા છે. એ પહેલાં પુષ્પવિહીન રંગબેરંગી વૃક્ષો, લતાઓ મહાવિસ્તારમાં ઊગતાં અને હજુ પણ જીવનનાં અસ્તિત્વ માટે યુદ્ધ કરતાં અને એજ દશામાં સંયુક્ત થતાં થતાં તેમની સંતતિને અર્થે મહામોલું જીવન ચાલુ રાખતાં જાય છે અને છેવટે અનન્તતા સુધી પોતાનું જીવન ટકાવી રાખવાની મહત્વાકાંક્ષા સેવતાં અજાયબ રીતે ઉત્પન્ન થતાં જાય છે. એ લતા અને વૃક્ષોની માફક મનુષ્યજીવન પણ અતુલ અને અભિન્ન છે. આત્મજતન-સંરક્ષણ પછી જાતિસંરક્ષણ-એજ જીવનનો મહામંત્ર છે.

વ્યક્તિત્વના ભોગે પુષ્પો સર્જાય છે. ખરેખર તે અન્તરની સ્વાભાવિક ગૂઢ પ્રવૃત્તિ છે જે વનસ્પતિને પોતાની જાતને જીવનના મહામૂલ ભોગનું સમર્પણ કરાવીને, ખુલાવીને,

ભાવિ વનસ્પતિ તરીકે જીવવામાં ભાગ ભજવે છે. કેટલાક રોપાઓ ગતઋતુમાં એકત્રિત કરેલી પોતાની શક્તિ પુષ્પોના પ્રકટનમાં વાપરે છે, અને છેવટે શક્તિનો હ્રાસ થતાં મૃત્યુ પામે છે; પરન્તુ લાંબા કાળ ટકનારાં વૃક્ષો ઋતુ અનુસાર તાલબદ્ધ નિયમથી પુષ્પિત થાય છે, પોતાને માટે જીવે છે અને જગતને પણ જીવનથી વધાવે છે. સત્વહીન થએલ વનસ્પતિ લતા પણ પોતાનો લોભ ભુલી જઇ પુષ્પોત્પાદન અર્થે પોતાના દેહનો ભોગ અર્પે છે.

પુષ્પો એક પ્રખર ગાઢ જીવન જીવે છે પણ તે ટૂંકુ અને મધુર હોય છે. પહેલાં પરાગનો પ્રાદુર્ભાવ ત્યારપછી હવામાં તેનું ગમન. કાં તો પરાગ સ્વતંત્ર રીતે વહન કરે છે. અગર પતંગિયા તેને લઇ જાય છે. પોતાના શયનખંડમાં પ્રિયતમની સોત્કંઠ રાહ જોતી વ્હાલીને મળવા જતા પ્રેમીને લઇ જતા સુન્દર વિમાન જેવાં, અમૃતના આસ્વાદનથી ઉત્તેજિત બનેલાં, અજાણ્યે પોતાના શરીર સાથે પરાગ લઇ જતાં આ પતંગિયાં છે અને ખીલતાં દરેક કુસુમના દિનપ્રતિદિન આ નાટક ભજવાયા જ કરે છે.

પુષ્પો અને પતંગિયા બન્ને અન્યોન્યનાં રસાસ્વાદ અને રૂચિ માટે પોતાના શરીરને અનુકુલ બનાવી પરસ્પર સહાય કરે છે. તેઓ અન્યોન્યાશ્રિત છે અને એક સાથે જ ઉદ્‌ભિજ્ન-વિસ્તૃત થએલ છે.

ધોળાં પુષ્પો માત્ર રાત્રિના પંતગિયાને-સુન્દર વર્ણો, માર્ગદર્શક ચિહ્નો, ગુપ્ત શરમાળ પુષ્પની સુવાસ;-આ સર્વની રચના અનિશ્ચિત પતંગિયાને અટકાવવા અને માત્ર ગ્રાહ્ય પતંગિયાંને આમંત્રવા અને આકર્ષવા માટે છે. ખરેખર, પ્રેમી પુષ્પ-કુમારીઓની આવી અદ્‌ભૂત હજારો રીતો છે. પુષ્પો એ ખરેખર પ્રેમ અને સમર્પણનાં અત્યુત્તમ આવિષ્કરણ છે.

ક્ષુધાતુર દૃષ્ટિ અને અમાનુષિક વૃત્તિવાળા આપણેપુષ્પોને સંતોષવૃત્તિથી જોઈએ છીએ કારણ કે ભાવિ બીજ અને ફળના તે પુરોગામી છે. આવતી મીજબાનીના વિચારથી તે ખાઉધરાને આનંદ આપે છે. મનુષ્ય પોતાના જીવનની જરૂરિયાત માટે બગીચામાં ફળઝાડ રોપે છે અને ખેતરોમાં વાવે છે. ઉત્તમ બીજની પસંદગીમાં તે ધાત્રિનો ભાગ ભજવે છે.

એકવાર પાશવવૃત્તિ સંતોષાયા પછી ક્ષુધાતુર આત્માની રસાસ્વાદકવૃત્તિ જાગ્રત થાય છે.

વળી પુષ્પો એ ફોરમનો ફુવારો છે. એ ફુલડાંનો અપ્રતિમ ફોરમ શ્વાસમાં-જીવનમાં ભરો અને થોડાક વખત માટે જીવનની બધી ઉપાધિઓ તમે ભુલી જશો. કાલ, સ્થલ અને વસ્તુ તથાત્વ ભુલી જાવ, અને માત્ર કલ્પનામાં અદૃશ્ય થઇ ગયેલ સૃષ્ટિના સુન્દર ઉદ્યાનમાં વિહરો. પુષ્પની પાંખડીઓને વૈજ્ઞાનિક દૃષ્ટિથી તોળતાં અને તેના પર વૈજ્ઞાનિક પ્રયોગદશાના થર ચ્હડાવતાં તેમની ફોરમ અખંડ અને અવિરત રહેશે. અને તેમાંથી સુગંધિ અર્કનો જે પ્રભવ થાય છે તે ખરેખર પુષ્પની ઉપયોગિતા દાખવે છે.

પુષ્પો જુદી જુદી જાતનાં સુંદર રંગયુક્ત અને મનોરંજક આકૃતિવાળાં હોય છે. વૃક્ષ અગર લતા પર કળી તરીકે અગર સર્વાંગ ખીલેલ અવસ્થામાં કેટલાં સુંદર અને હૃદયઆકર્ષક તે દેખાય છે ! વર્ણની રશ્મિ, વિષમ-ગહન કૃતિઓ, અહીંતહીં મેઘધનુષ્યનાં રંગોનું મિશ્રણ-કેવાં સુંદર પુષ્પો ! તેમના રંગ અને આકાર તેમને ધારણ કરનારનાં દેહને લાલિત્ય આપે છે. ઉદ્યાનને સુશોભિત બનાવે છે. અને ઓરડામાં પડેલાં કુંડા અને ફૂલદાનીમાંથી રમ્ય સ્વર્ગીય વાતાવરણ ઉત્પન્ન કરીને આપણાં કંટાળી ગયેલાં, કર્કશ થઈ ગયેલાં માનતંતુને કેટલો આહ્લાદ અને કેટલી શાંતિ અર્પે છે !

પુષ્પોનું મોહજનક અનુકરણ બાહોશ હસ્તદ્વારા ખરેખર આશ્ચર્ય ઉત્પન્ન કરે છે. શાખા, દિવાલ, અને સ્તંભ પરનાં કૃત્રિમ પુષ્પો તેમનાં ક્ષણભંગુર સૌન્દર્યને અમરત્વ અર્પતો પ્રયાસ છે. ચિત્રકાર અને શિલ્પી બન્ને રૂપ અને રંગની ગુણવિશિષ્ટ આકૃતિદ્વારા પીંછી અને ટાંકણાંથી આદર્શોનું સર્જન કરે છે. સૂક્ષ્મ ભાવને સ્થૂલ દ્વારા વ્યક્ત કરે છે અને એ રીતે શુભ સૌન્દર્યની સૃષ્ટિ-કલ્પના પોતાની ઉચ્ચતમ શક્તિદ્વારા વ્યક્ત કરે છે.

પ્રેમી બાગબાન નવીનવી અજાયબી ઉત્પન્ન કરે છે. તે પુષ્પોને વાત્સલ્યભાવથી ચાહે છે, પોષે છે, ઉછેરે છે અને જગતના પ્રસંગોની જરાપણ પરવા કરતો નથી. પુષ્પો ચુંટાતાં ચગદાઇ જતાં તેના હૃદયને ખરેખર આઘાત થાય છે. એને મન પુષ્પ એક સૌન્દર્યની વસ્તુ-Thing of Beauty-અને સર્વકાલીન આનંદની વસ્તુ છે. ભિન્ન ભિન્ન રંગના અને આકૃતિના પુષ્પોથી બાગને સુશોભિત બનાવવામાં તેનો નાનો સરખો હિસ્સો નથી, પરંતુ બાગમાં વિહરનાર, બેસનાર અને વિચારનારના આત્માને પુષ્પો અવર્ણનીય આનંદ અર્પે છે.

પ્રકૃતિની બાલ્યાવસ્થા-અણખીલેલ કળી-અને યુવાવસ્થા-સર્વાંગવિકસિત અવસ્થા-વસંતના આગમનના તે સંકેત છે. પણ અફસોસ! માનવજીવનની બાલ્યાવસ્થા અને યુવાવસ્થા-વસંત-લાંબો વખત રહેનારી-વર્ષની વસંત બે માસ સુધી ચાલુ રહેવાની પણ પુષ્પોની વસંત માત્ર થોડાક પ્રહરો જ રહેવાની. પુષ્પો એટલાં બધાં સુંદર છે અને છતાં તેઓ પોતાની મહત્તાથી તદ્દન અનભિજ્ઞ હોય છે. પતંગિયાને મજાના એટલાં બધાં આતુર હોય છે કે મંદ મંદ પવનની લહરીમાં આમતેમ ડોલી રહ્યાં હોય છે. મ્હવારમાં સૂર્યોદય થતાં ખીલે છે, સૂર્યાસ્ત થતાં બીડાય છે. માત્ર પોતાનાં સાનિધ્યથી કેવા અતિસિક્ત વાતાવરણને આનંદિત બનાવે છે, અને વિશુદ્ધિ, ઋજુતા અને સૌન્દર્યના સંજ્ઞાદ્વારા વિચારદર્શક હોય એમ લાગે છે.

નશ્વર જીવન ત્યાગતાં શું તેને શોક ઉત્પન્ન થાય છે? અગર તો જીવનકાર્ય પરિપૂર્ણ કરવા શું તે ભાવનાયુક્ત છે અને ઈશ્વરે સર્વવસ્તુ માટે સર્જાયેલ અંતિમ વિનાશને શું તે આધીન થાય છે, એટલે કે જે ભૂમિમાંથી તે ઉત્પન્ન થયું તેમાં શું વિલીન થાય છે? વનસ્પતિમાં પરિભ્રમણ કરતા ક્ષારોની સાથે મિશ્રિત બની જીવનનાં સ્પંદનથી યુક્ત થઇ, ફરીથી સુંદર સ્મિત કરતા અને મૃત્યુને તુચ્છકારી કાઢતા નવા પુષ્પ રૂપે ફરીથી શું તે પ્રગટશે? એ કોણ જાણી શકે, કોણ કહી શકે? ભૌતિક અપૂર્ણ ઇન્દ્રિયથી યુક્ત માનવી જીવનનાં મહાન વિસ્તીર્ણ ગૂઢ ભેદોને ઉકેલવા કેવી રીતે સમર્થ બની શકે?

મસ્ત બાળકોની માફક પુષ્પોને હસતાં નાચતાં જોઇ કવિ જીવનમાં જે કાંઇ પ્રિય સુકુમાર વિશુદ્ધ અને મનોરંજક હોય છે તેની સાથે તેમને સરખાવે છે. તે પોતાનું વ્યક્તિત્વ આલેખે છે અને મહત્તર પુષ્પવાટિકામાં પુષ્પોના વિચાર વિચારે છે.

કવિવર ટાગોર પુષ્પો વિષે તેમના પુસ્તકમાં નીચે પ્રમાણે ઉલ્લેખ કરે છે.

(1) "The jasmine's lisping of love to the sun is her flowers."

(૧) સૂર્યપ્રતિ જસમાઇનના પ્રેમની અવ્યક્ત અને મૂક વાણી પુષ્પો છે.

(2) The first flower that blossomed on this earth was an invitation to the unborn song.

(૨) પૃથ્વી પર પ્રથમ ખીલેલ પુષ્પ એ અજન્મવાએલ ગીતને આમંત્રણ હતું.

(3) God waits to win back his own flowers as gifts from man's hands.

(૩) મનુષ્યના હસ્તમાંથી તેના પોતાના પુષ્પનો ઉપાયન તરીકે ફરીથી સ્વીકારવા ઇશ્વર રાહ જુએ છે.

(4) There was a tiny flower among thorns and I cried, "The world's hope is not lost."

(૪) કંટકમાં એક સુન્દર નાનું પુષ્પ હતું અને હું બોલી ઉઠ્યો, "જગત હજુ જીવશે, જગતની આશા નષ્ટ થઇ નથી."

વિદેહી આત્માના સંસર્ગમાં માનનારને પુષ્પ એ પોતાના પ્રિયજન માટે ઉત્તમ અર્ધ્ય છે. તેના વિચારોનું, ભાવનાનું, પ્રેમનું અને નિરભિમાનનુ માત્ર એકજ પ્રતિક પુષ્પ છે. તેને મન પુષ્પ એ તેના આત્માનો પુનર્જન્મ અને આત્મસંન્યાસનું પ્રતિક છે.

આવી રીતે જીવનવૃક્ષની ઉચ્ચતમ શાખાઓનાં ચાર રહેવાથી મનુષ્ય, પક્ષી,

પતંગિયાં અને પુષ્પ સત્યના દશ્ય રૂપ, આનંદ અને સૌન્દર્યની ઉપલબ્ધિ માટે સંસર્ગમાં રહે છે.

વસ્તુસ્થિતિ આમ હોવા છતાં મનુષ્ય પુષ્પ પ્રત્યે બેપરવાઈથી અગર સ્વામિત્વના વિચારથી કેમ વર્તી શકે ? કુદરતના સુશોભિત, ગૂઢ, પ્રેમી આત્મનનાં પ્રતિરૂપ પુષ્પો સત્ય-તત્ત્વની શોધમાં ખરેખર આપણા સહચર છે.

❁

## "નિગૂઢ સ્વર્ગ"

ભાસ્કર વ્હોરા

- પૃથ્વી -

૧.

અનંત સુખ વૈભવો પ્રણયની ગીતા ગૂંજતું,
ઉમંગ, અભિલાષને ઉરસ્વતંત્રતા અર્પતું,
પ્રમત્ત કરીને સદા સુર સુધા પીવા પ્રેરતું,
વિનાશ નહિ જ્યાં દીસે અમરતા શીરે ઢોળતું
સુખી જીવન સ્વર્ગનું મનુજને છતાં ના ગમ્યું.

૨.

ગમ્યું દુઃખદ રાનમાં તરફડી તૃષા છીપતું,
છીપાય નહિ ને બીજા વિમલ સ્રોતને શોધતું,
ઉરે ક્ષણિક આશને ક્ષણ નિરાશમાં ગૂંથતું,
અશાંત ઉકળાટને જીવનની ગૂંચો છેદતું,
મીંચેલ નયને નયા નગન સ્વાર્થને પોષતું,
ભવિષ્ય ભૂત શાન્તિની વિષમ ભ્રાન્તિમાં મંથતું,
અનેક યુગ મૃત્યુ ને જીવન ચક્રમાં ફેંકતું,
રૂડું જીવન પૃથ્વીનું.

૩.

પ્રયત્ન પુરુષાર્થથી, વિરહ, મૃત્યુને જન્મમાં,
સ્મૃતિ, જીવન વિસ્મૃતિ, કલહ, પ્રેમને મોહમાં,
પ્રહાર વિધિના ઝીલી, પ્રગતિ પન્થનાં માનવી,
એકેક ડગલું મૂકે, મનુજ-ધર્મને સાચવી,
પછી નિગૂઢ સ્વર્ગના સુખ પ્રલોભનો શે ગમે ?

# મારવાડી લોકગીતો

રમણિકલાલ કીશનલાલ મહેતા

હવે એક પીપલીનું ગીત જોઇશું:

બાય ચલ્યા છા ભઁવરજી પીપલી જી,
હાઁ જી ઢોલા હો ગયી ઘેર ઘુમેર.
બૈઠા કી રૂત ચાલ્યા ચાકરી જી,
ઓજી મ્હઁારી સાસ સપૂતી રા પૂત
મતના સિધારો પૂરબ કી ચાકરી જી. ૧

બ્યાય ચલ્યા છા ભઁવરજી ગોરડી જી.
હાઁ જી ઢોલા હો ગઈ જોધ જુવાન;
બિલસણકી રૂત ચાલ્યા ચાકરી જી,
ઓજી મ્હારી લાલ નણંદ રા વો બીર
મતના સિધારો પૂરબ કી ચાકરી જી. ૨

કુંણ થારા ઘુડલા નિવસજી કસ દિયા જી,
હાઁ જી ઢોલા કુંણ થનિ કસ દિયા જીણ;
કુણ્યા જી રા હુકમા ચાલ્યા ચાકરી જી;
ઓ જી મ્હારે હીવડે રા જીવડા
મતના સિધારો પૂરબ કી ચાકરી જી. ૩

બડે બીરે ઘુડલા ગોરી! કસ દિયા જી;
હા એ ગોરી! સાથીડા કસ દિયા જીણ;
બાપાજી રા હુકમા ચાલ્યા ચાકરી જી. ૪

રોક રૂપૈયો ભઁવરજી મે બણઁ જી,
હા જી ઢોલા! બણુ જાકુંપીલી-પીલી મ્હોર;
ભીડ પડે જદ ભંવર જી! બરત લ્યો જી,
ઓજી મ્હારી સેજાઁ રા સિણગાર!
પિયાજી! પ્યારી ને સાગે લે ચલો જી. ૫

કદે ન લ્યાયા ભંવર જી! સીરણી જી.
હાં જી, ઢોલા! કદે ન કરી મનુવાર
કદે ન પૂછી મનડે રી બારતા જી,
ઓ જી મ્હારા લાલ નણદ રા વો વીર!
થાં બિન ગોરી ને પલક ન આવડે જી. ૬

કદે ન લ્યાયા ભંવરજી! સૂતલી, જી,
હાં જી ઢોલા! કદે બી બુણી નહીં ખાટ;
કદેય ન સૂત્યા રલમિલ સેજ મેં જી,
ઓ જી પિયા જી! અબ ઘર આઓ
થારી પ્યારી ઉડી કે મહેલ મેં જી. ૭

થારે બાબા જી ને ચાએ ભંવરજી! ધન ઘણો જી
હાં જી ઢોલા! કપડે રી સોભણ થારી માય;
સેજાં રી સોભણ ઉડીકે ગોરડી જી,
થારી ગોરી ઉડાવે કાગ;
અબ ઘર આઓ જી કમાઈ થારી નોકરી જી. ૮

અબ કે તો લ્યાવાં ગોરી! સીરણી એ,
હાં એ ગોરી! અબ કરસ્યાં મનુવાર;
ઘર આય પૂછ્યાં મનડે રી બારતા જી. ૯

અબ કે લ્યાવાં ગોરી સૂતલી જી,
હાં એ ગોરી! આય બુણાંગા ખાટ;
પછે સોસ્યાં રલમિલ થારી સેજ મેં જી. ૧૦

ચરખો તો લે દ્યૂં ભંવર જી રાંગલોજી,
હાં જી ઢોલા! રૂપીડા લાલ ગુલાબ:
તકવો તો લે દ્યૂં જી ભંવર જી! બિજલ સાર કો જી
ઓ જી મ્હારી જોડી રા ભરતાર,
પૂણી મંગાદ્યૂં જી ક બીકાનેર કી જી. ૧૧

મ્હોર-મ્હોર કી કાતૂં ભંવર જી! કૂકડી જી,
હાં જી ઢોલા! રોક રૂપૈએ હો તાર;
મૈ કાતૂં થે બૈઠા બિણજ દ્યો જી,
ઓ જી મ્હારા લાલ નણંદ રા વો વીર!
જલ્દી ઘર આઓ પ્યારીને પલક ન આવડે જી. ૧૨

ગોરી રી કમાઇ ખાસી રાંડિયા રે!
હાં એ ગોરી! કે ગાંધી કે મણિયાર:
મ્હેં છા બેટા સાહૂકાર કા જી,
એ જી મ્હારી ઘણી એ પિયારી નાર!
ગોરી રી કુમાઇ સે પૂરા ના પડે જી. ૧૩

સાંવણુ ખેતી ભંવર જી! થે કરી જે,
હાં જી ઢોલા! ભાદુડે કર્યો જી નીનાણુ:
સીટાં રી રુત છાયા ભંવર જી! પરદેશ મેં જી;
ઓ જી મારા ઘણાં કમાઉ ઉમરાવ,
થારી પિયારી ને પલક ન આવડે જી. ૧૪

ઉજડ ખેડા ભંવર જી ફેર બસે જી,
હાં જી ઢોલા! નિરધન કે ધન હોય:
જોબન ગયે પછે કના બાવડે જી,
ઓ જી થાને લિખૂં બારમ્બાર,
જલ્દી ઘર આઓ જી ક થારી ધણુ એકલી જી. ૧૫

જોબન સદા ન ભંવર જી! થિર રહે જી,
હાં જી ઢોલા! ફિરતી-થિરતી છાંય;
પુલ કા તો બાયા જી ક મોતી નીપજે જી!
ઓ જી થારી પ્યારી જી જોવે બાટ.
જલ્દી પધારો દેશ મેં જી. ૧૬

**ભાવાર્થ:** સ્ત્રી કહે છે: હે પતિ! ત્હમે પીપળો વાવ્યો હતો. હે પ્રાણનાથ! હવે તો તે ખૂબ ફૂલ્યો-ફાલ્યો છે: તે ખૂબ ઘાટી છાયાવાળો થયો છે. જ્યારે એની છાયા હેઠળ બેસવાની ઋતુ આવી, ત્યારે ત્હમે પરદેશમાં ચાલ્યા. હે મ્હારી સુપુત્રવતી સાસુના પુત્ર! કમાવાને સારૂ ત્હમે પૂર્વમાં ન જાઓ. ૧.

ત્હમે જે સ્ત્રી સાથે લગ્ન કર્યું છે તે યૌવનમદમાં મસ્ત બનેલી છે. જ્યારે વિલાસની ઋતુ આવી ત્યારે ત્હમે કમાવાને ચાલ્યા. હે મ્હારી પ્રિય નણદલના વીર! કમાવાને સારૂ ત્હમે પૂર્વમાં ન જાઓ. ૨.

હે મ્હારા નાથ! ત્હમારા અશ્વ કોણે કસી દીધો? કોણે એના પર જીન મૂક્યું? અને કોની આજ્ઞાથી ત્હમે પરદેશમાં સીધાવો છો! હે મ્હારા હૃદયના જીવ! ત્હમે કમાવાને માટે પૂર્વમાં ન જાઓ. ૩.

પતિએ ઉત્તર આપ્યો: મ્હોટા ભાઇએ ઘોડો કસી દીધો અને મ્હારા સાથીઓએ એના પર જીન મૂક્યું. પિતાજીની આજ્ઞાથી હું કમાવાને માટે જાઉં છું. ૪.

સ્ત્રી કહે છે: હે નાથ! હું ત્હમારે માટે રૂપિયા બની જઇશ. હું ત્હમારે સારૂ પીળી પીળી મ્હોર બની જઇશ. હે પ્રાણધન! જ્યારે જરૂર પડે ત્યારે ઉપયોગમાં લેજો. હે મ્હારી સેજના શૃંગાર! પ્રિયતમ! ત્હમારી પ્રિયતમાને પણ સાથે લઇ જાઓ. ૫.

પત્નીની વાત ન સાંભળતા પતિ પરદેશ ચાલ્યો જાય છે. સ્ત્રી, પતિને પરદેશમાં પત્ર પાઠવે છે:

હે સ્વામી! ત્હમે કોઇ દિવસ મીઠાઈ ન લાવ્યા કે ન મ્હને સ્નેહપૂર્વક ખવડાવી. ત્હમે મ્હારા હૈયાની વાત પણ કદિ ન પૂછી. હે મ્હારી પ્રિય નણદલના વીર! ત્હમારા વિના ત્હમારી ગોરીને એક ક્ષણ પણ ચેન નથી પડતું. ૬.

ત્હમે ન તો કોઇ દિવસ સુતલી લાવ્યા, કે ન તો ત્હમે ખાટલો ભર્યો. નથી કોઇ દિવસ આપણે બંને હળીમળી સાથે શય્યા પર સુતાં. હે પ્રિયતમ! હવે ઘેર આવો. ત્હમારી પ્યારી મહેલમાં ત્હમારી પ્રતીક્ષા કરી રહી છે. ૭.

ત્હમારા પિતાજીને તો બહુ ધન જોઇએ છે. અને હે નાથ! ત્હમારી માતા ને કપડાંની લોભીયણ છે. સેજની લોભીયણ ત્હમારી ગોરી પ્રતીક્ષા કરી રહી છે. ત્હમને બોલાવી લાવવાને માટે ગોરી કાગડા ઉડાડે છે. ત્હમારી ચાકરીથી તો હું થાકી. ત્હમે ઘેર આવો. ૮.

પતિ પ્રત્યુત્તર પાઠવે છે: હે ગોરી! હવેની વખતે હું મીઠાઇ લાવીશ અને સ્નેહપૂર્વક ત્હને ખવરાવીશ. ઘેર આવીને ત્હારા મનની વાત પણ પૂછીશ.—૯.

હવેની વખતે સુતળી પણ લાવીશ: ખાટલો પણ ભરીશ અને પછી આપણે બંને હળીમળીને સુખપૂર્વક સાથે સુઇશું. ૧૦.

પત્ની પત્ર લખે છે: હે પ્રિયતમ! હે મ્હારા ભરયૌવન પૂર્ણ સ્વામી! આપણે એક સુંદર ચરખો, એક રંગીન બાજઠ અને મજબૂત લોખંડની ત્રાક ખરીદીશું અને બીકાનેરથી પૂણીઓ મંગાવીશું. ૧૧.

હે પતિ! હું મહોર મહોરની કોકડીઓ ઉતારીશ—કાંતીશ. અને રૂપિયાના મૂલ્યના તાર. હું કાંતીશ અને ત્હમે વણજો. આપણે એ ધંધો કરીશું. હે મ્હારી પ્રિય નણદલના વીર! જલદીથી ઘેર આવો. ક્ષણ ભરને માટે પણ મ્હને ચેન નથી પડતું. ૧૨.

પતિ ઉત્તર લખે છેઃ- ઓની કમાઈ તો કોઇ નામર્દ પુરુષ ખાય અથવા તો કોઇ અત્તર વેચનાર અગર તો કોઇ મણિયાર. હું તો સાહુકારનો દીકરો છું. હે પ્રિયે! ઓની કમાઈથી કામ નથી નભતું. ૧૩.

સ્ત્રી લખે છેઃ શ્રાવણમાં ત્હમે ખેતી કરી હતીઃ અને ભાદ્રપદમાં ત્હમે વાવણી કરી હતી. જ્યારે ધાન ખાવાનો સમય આવ્યો ત્યારે ત્હમે પરદેશમાં છો. હે મ્હારા ધણા કમાઉ રાજશ્રી! હવે ઘેર આવો! ત્હમારી પ્યારીને પળભર પણ ચેન નથી પડતું. ૧૪.

હે પતિ! ઉજ્જડ ગામ ફરીથી વસે છે. નિર્ધનને ધન પણ મળે છેઃ પરંતુ ગયેલું યૌવન ફરીથી નથી આવતું. હે મ્હારા પ્રાણધાર! હું ત્હમને વારંવાર લખું છું કે જલ્દી આવો. ત્હમારી પ્રિયતમા એકલી છે. ૧૫.

હે પતિ! યૌવન સદાયે સ્થિર નથી રહેતું. એ તો વાદળની છાયા જેવું છે. સમયે વાવેલાં મોતી નીપજે છેઃ હે પતિ! હું ત્હમારી પ્રતીક્ષા કરી રહી છું. હવે જલ્દીથી ઘેર પધારો. ૧૬.

આ ગીતમાં વિરહિણી ઓનો પોકાર અત્યંત માર્મિક છે. આ ગીત વાંચીને એવો કયો પરદેશી યુવક હશે કે જે પોતાની વિયોગિની પત્ની તરફ નહીં આકર્ષાય? આ ગીતમાં વિરહિણીના અન્તઃસ્તલનો પ્રેમ ઉભરાઇ જાય છે. તે પોતાના પતિને લખે છે કે "આવો, હું ચરખો કાંતીને-ત્હમે કપડું વણીને: એમ જીવનનિર્વાહ કરી લઇશું: પરંતુ ત્હમે પરદેશમાં ન રહો." કેટલી સુંદર ભાવના!

હવે એક બીજું ગીત જોઇશું:

મધુબન રો એ આંબો મોરિયો, ઓ તો પસર્યો એ સારી મારવાડ
સહેલ્યાં એ આંબો મોરિયો ૧

બહૂ રિમઝિમ મહલાં સે ઊતરી બહૂ કર સોલા સિણગાર;
સાસૂજી પૂછ્યા એ બહૂ થારે ગેહણો એ મ્હાંને પેરિ દિખાવ:
સહેલ્યાં એ૦ ૨

સાસૂ ગહણા નૈ કે પૂછો, ગહણા ઓ મ્હારો પરિવાર:
મ્હારા સુસરો ગઢ કા રાજવી સાસૂજી મ્હારી રતન ભંડાર:
સહેલ્યાં એ૦ ૩

મ્હારો જેઠજી બાજૂબંદ બાંકડા, જિઠાણી મ્હારી બાજૂબંદ કી લૂંબ
મ્હારો દેવર ચુડલો દાંત કો, દેવરાની મ્હારી ચુડલા રી મજીઠ:
સહેલ્યાં એ૦ ૪

મ્હારા કંવરજી ઘર રો ચાંદણો કુલબહૂ એ દિવલે રી જ્યોત
મ્હારી ધીયજ હાથરી મૂંદડી, જંવાઈ મ્હારો ચમેલ્યાં રો ફૂલ:
સહેલ્યાં એ૦ ૫

મ્હારી નણદ કસૂંભલ કાંચલી, નણદોઈ ગજ મોત્યાંરો હાર:
મ્હારા સાયબ સિર કો સેવરો, સાયબાણી મ્હેં તો સેજાંરા સિણગાર:
સહેલ્યાં એ૦ ૬

મ્હેં તો વાયા જીબાઈજી થારે બોલ ને, લડાયો મ્હારો સો પરિવાર:
મ્હેં તો વાયા જી સાસૂજી થારી કૂખ ને, થે તો જાયા અર્જુન ભીમ:
સહેલ્યાં એ૦ ૭

મ્હેં તો વાયા જી બાઈજી થારી ગોદ ને, થે ખિલાયા લિછમણ રામ
સહેલ્યાં એ આંબો મોરિયો. ૮

**ભાવાર્થ:** મધુવનમાં આંબો મોર્યો છે, અહા ! એનો સમસ્ત મારવાડમાં ફેલાઈ રહ્યો છે. હે સખિયો ! આંબાને મ્હોર આવ્યો છે

વહુ સોળે શણગાર સજીને રુમઝુમ કરતી મહેલમાંથી ઉતરી. સાસુએ પૂછ્યું હે વહુ ! ત્હારી પાસે ક્યાં ક્યાં આભૂષણ છે ? પહેરીને મ્હને બતાવ તો ખરી ! ૨

વહુએ કહ્યું: હે સાસુજી ! મ્હારા આભૂષણોની વાત શું પૂછો છો ? મ્હારા આભૂષણ તો સમસ્ત પરિવાર છે. મ્હારા સસરાજી નગરના રાજા છે અને સાસુજી રત્નોનો ભંડાર. ૩

મ્હારા જેઠ તો બાજુબંધ છે અને જેઠાણી બાજુબંધની ઝુમણી. મ્હારા દિયર મ્હારી હાથી દાંતની ચુડી છે, અને દેરાણી એની મહેંદી. ૪

મ્હારો પુત્ર ઘરનો ચન્દ્ર છે અને પુત્રવધૂ દીપકની જ્યોત. મ્હારી કન્યા હાથી દાંતની વીંટી છે, અને મ્હારો જમાઇ ચમેલીનું ફૂલ છે. ૫

મ્હારી નણંદ કસુંબલ કાંચળી છે અને નણદોઇ ગજમુક્તાઓનો હાર: મ્હારા સ્વામી મ્હારા માથાનો મુગટ છે અને હું એમની શય્યાનો શૃંગાર છું. ૬

આ સાંભળીને સાસુએ કહ્યું: વહુ ! હું તો ત્હારા બોલ પર વારી જાઉં છું. ત્હેં મ્હારા સમસ્ત પરિવારને સુખી કર્યો. વહુએ કહ્યું. હે સાસુજી ! હું તો ત્હમારી કૂખ પર વારી જાઉં છું: ત્હમે તો અર્જુન અને ભીમ જેવા પ્રતાપી પુત્રને ઉત્પન્ન કર્યા છે. ૭

અને હે નણંદ ! હું ત્હમારી ગોદ પર વારી જાઉં છું. ત્હમે તો રામ અને લક્ષ્મણ જેવા ભાઇઓને ગોદમાં રમાડ્યા છે. ૮

ઉપરના ગીતમાં માસુએ વહુના રીતિપુરઃ વ્યવહાર અને મધુર ભાષણની જે પ્રશંસા કરી છે તે કાંઇ ઓછી મહત્વની નથી. વહુ એ પરિવારને સ્નેહબંધનમાં બાંધવાને સારૂ છે અને નહીં કે ફાટફુટ પડાવવા માટે. જેમ આજકાલ બને છે તેમ.

મેઘદૂતની માફક એક કુર્જાંદુતનું ગીત સાંભળો. કુર્જાં એક પ્રકારની નાની ચકલી થાય છે અને તે મારવાડમાં જાણવામાં આવે છે.

તૂં છે યે કુર્જાં ભાયલી, તૂં છે ધરમ કી ભેણુ,
એક સંદેશો યે બાઇ મ્હારી લે ઉડો, યે મ્હારી રાજ;
કુર્જાં મ્હારા પીવ મિલા દે યે.

બીં લશકરિયે ને જાય કહિયે કયૂ પરણી થે મોય?
પરણ પિરાછિત કયૂં લિયો યે જી રહ્યાં કયું ન અનખ કુંવાર.
કુંવારી ને બર તો ઘણાં છા જી.
ઊડી કુર્જાં ઢલતી માંઝલ રાત,
દિનડો ઉગાયો મારૂજી રા દેશ મેં જી મ્હાંકારાજ.

બેઠયા પના મારૂ તખત બિછાય,
કાગદ રાલ્યા ભંવર જી કી ગોદ મેં જી મ્હાકારાંજ.
આવો યે કુર્જાં બૈઠો મ્હારે પાસ,
કુણાં જી રી ભેજી અઠે આઇ જી મ્હાંકારાજ.
થારી ધણુ રી ભેજી અઠે આઈ જી,
થારી ધણુ કા કાગદ નાથ-ભંવરથે બાંચ લેવો
મ્હાંકારાજ!

અન્ન બિના રહ્યો યે ન જાય,
દૂધ દહ્યાં કા થારી ધણુ ખણુ લિયા જી મ્હાંકારાજ.
બિંદલી તો સરબ સુહાગ,
કાજલ ટીકી કો થારી ધણુ ખણુ લિયો જી મ્હાંકારાજ.
સોયા બિના રહ્યો યે ન જાય,
હિંગલૂ ઢોલ્યા કો થારી ધણુ ખણુ લિયો જી મ્હાકારાજ.
ચુનડી કો સરબ સુહાગ,
ગોટ મિસરૂ કો થારી ધણુ ખણુ લિયો જી મ્હાકારાજ.
આજ ઉણમણા હો રયાજી, રહ્યો કે સંદેશો આય,
કે ચિત આયો થારો દેસડો જી કે ચિત આયા માઇ બાપ
ભાયેલા દિલગીરી કયૂં લાયાજી?

ના ચિત આયો મ્હારો દેસડો જી, ના ચિત આયા માઈ બાપ
ભાયેલા મ્હાને ગોરી ચિત આઈ જી.
ઓ લ્યો સાથીડા થારો સાથ,
ઓ લ્યો રાજાજી થારી નોકરી જી.
ભાયેલા મ્હેં તો દેસ સિધારસ્યાં જી.
ઝટસી ઘુડલા કસ લિયાજી, કરલી ઘોડે પર જીન,
કરવા મ્હાને વેગ પુગાદ્યો જી,
દાતણ કરો કુવા બાવડીજી મલમલ કરો અસનાન
લૅાર થૅાને બેગ પુગાદ્યાંજી.

*ભાવાર્થ*: *એક વિરહિણી સ્ત્રી કુર્જાં નામની ચકલીને કહે છે: હે કુર્જાં!* તું મ્હારી પ્રિય સખી છે. તું મ્હારી ધર્મની બ્હેન છે. હે બ્હેન! મ્હારો આ સંદેશો લઈને તું ઉડી જા અને મ્હારા પ્રિયતમનો મ્હને મેળો કરાવી આપ.

એ લસકરીઆને જઈને કહેજે કે ત્હમે મ્હને શા માટે પરણ્યા હતા? ત્હમે કુંવારા જ કેમ ન રહી ગયા? મ્હને કુંવારીને તો ઘણાએ વર મળી આવત.

અધરાત થતાં કુર્જાં ઉડી અને દિવસ થતાં–થતાંમાં તે પ્રિયતમના દેશમાં પહોંચી ગઈ.

પતિ તખ્ત બિછાવીને બેઠો હતો. કુર્જે એની ગોદમાં સ્ત્રીનો પત્ર નાંખ્યો. પતિએ કહ્યું: કુર્જાં! આવ, મ્હારી પાસે બેસ. કોની મોકલી તું અહીં આવી છે? કુર્જે કહ્યું: ત્હમારી સ્ત્રીએ મ્હને અહીં મોકલી છે: એનો પત્ર હું લાવી છું. એ વાંચો.

ત્હમારી સ્ત્રીની સ્થિતિ તો એવી છે કે જીવવાને સારૂ બિચારીને અન્ન તો ખાવું પડે છે; પરન્તુ એણે દહીં દૂધ ન લેવાની પ્રતિજ્ઞા કરી છે. ચિહ્ન ચાંદલો તો એણે રહેવા દીધો છે પરંતુ કાજળની ટીકી ન કરવાની એણે પ્રતિજ્ઞા લીધી છે. સુતા વિના તો ન રહી શકાય; પરંતુ એણે પલંગ પર ન સુવાનું પણ લીધું છે. સુહાગ ચિહ્ન ચુંદડી તો કેમ છાંડી શકાય? પરંતુ ગોટ કિનારીવાળા મશરૂના વસ્રો ન પહેરવાની એણે બાધા રાખી છે.

*કુર્જાંના મુખે પોતાની પ્રિયતમાનો સંદેશો સાંભળીને પતિ ઉદાસ બન્યો.* એના સાથીઓ પૂછે છે: આજે આમ ઉદાસ શાથી જણાઓ છો! શી બીના છે! શું ક્યાંયથી કોઈ સંદેશો આવ્યો છે? કે દેશ યાદ આવ્યો છે? કે મા બાપ સાંભર્યાં છે? હે મિત્ર! મુખ પર ઉદાસી શાથી છાઈ રહી છે?

પતિ કહે છે. હે મિત્ર! મ્હને દેશ પણ નથી સાંભર્યો; નથી માતપિતાનું સ્મરણ થયું. મ્હને મ્હારી પત્ની યાદ આવી છે.

હે સાથીઓ! હું ત્હમારો સાથ છોડું. લ્યો રાજાજી! હું ત્હમારી નોકરી મૂકી દઉં છું. હું તો મ્હારા દેશમાં જાઉં છું.

ઝટપટ ઘોડો કરીને એના પર જીન માંડ્યું; અને ઘોડાને કહ્યું, હે ઘોડા! મ્હને જલ્દી પહોંચાડી દે. ઘોડાએ કહ્યું: હે સ્વામી! કુવા પર દાતણ કરી લો. વાવમાં ખૂબ ચોળીને ના'ઇ લ્યો: હું જલ્દીથી પહોંચાડી દઇશ.[1]

૧ મૂળ સંપાદક: રામનરેશ ત્રિપાઠી



## પ્રિયમિત્ર ?

દુર્ગાપ્રસાદ શિવશંકર શુક્લ

( વસંતતિલકા વૃત્ત )

ચાહે વિશુદ્ધ રજ તો સરિતા તટે જઇ, ( જે )
મૂકી સ્વકીય પરિધાન કુલે સુહૃત્! તું,
ઊર્મિભર્યા પયપ્રવાહ મહીં કુદી જા,
ને માર ડૂબકી નહિ વિફલત્વ પામે ૧

છે મિત્ર! એક કવિતા-સરિતા જગે આ,
ને ઊર્મિઓ કવયિતા તણી ભાવનાઓ,
મૂકે મમત્વપરિધાન જનો હઠીલા,
નિઃશઙ્ક ઇશપદપઙ્કજને નિહાળે. ૨



## પાણીઘાટે

"સરોદ"

જોજે સખિ! ઠમકતાં નવ વારિ ઢોળ!
એ નેહનાં જલતણાં નથી કાંઇ મૂલ?
રે! નૈનનાં ગગનથી ચપલા ન વીંજ!
જો ઢોળ્યું તેં ઘટતણું સઘળુંજ નીર!

# વૈદિક સરસ્વતી—ખોવાયેલી નદી ?

## અંબાલાલ પુરાણી

૭

૫ ૪૩ ૧૧ માં અત્રિ ઋષિ વિશ્વદેવોને આવાહન કરે છે. તેમાં સરસ્વતી વિષે નીચે પ્રમાણે ઉલ્લેખ છેઃ—

"જ્યોતિર્મય સ્વર્લોકથી, મહાન પર્વતમાંથી આરંભીને સરસ્વતી અમારા યજ્ઞ પ્રત્યે આવો; (જ્યોતિર્મય સ્વરલોકના મહાન શૈલમાંથી નીકળી સરસ્વતી અમારા યજ્ઞ પ્રત્યે આવો" એવો અર્થ પણ થઇ શકે.) અમારાં આવ્હાનને શ્રવણ કરનારી તે દેવી અમારી આનંદદાયી, નિર્મળ ઋચાને (વાચાને) આનંદપૂર્વક શ્રવણ કરો.

આ ઋચામાં ઘૃતાચી સિવાયનાં બધાં પદોનો અર્થ સાયણાચાર્ય પ્રમાણે સ્વીકાર્યો છે: અને તે છતાં, બુદ્ધિની નિર્મલતા જોડેનો તથા વાચા જોડેનો સરસ્વતીનો સંબંધ સ્પષ્ટ જણાય છે. જ્યોતિર્મય એટલે જ્ઞાનજ્યોતિર્મય; સ્વરલોક એટલે મનોમયભૂમિકાના ઉચ્ચતર પર્વતો એટલે ઉચ્ચતમ શિખરોવાળો મનોમયભૂમિકાનો પ્રદેશ. સ્વર્લોકના ઉચ્ચતમ શિખરો પરથી પ્રેરણાદાયી સરસ્વતીનો પ્રવાહ આવે છે—એમ વક્તવ્ય છે.

૬ ૪૯ ૭ માં ઋજીશ્વ ઋષિ વિશ્વદેવોને સંબોધે છે તેમાં સરસ્વતીને પાવીરવી—"વિશુદ્ધિ કરનારી" અને વીરપત્નિ—વીરપત્નિ કહીને તેની પ્રાર્થના કરવામાં આવી છે. ધિયંધાત્—હે સરસ્વતી ! તું અમારી બુદ્ધિને—ધિને—ધારણ કર." સ્નાન કરવાની સગવડ-આપે એ સ્થૂલ અર્થમાં સરસ્વતીને 'પવિત્ર કરનારી' કહેવામાં આવી હોય એવો અર્થ ઘટાવીએ તો પણ એવી સ્થૂલ નદી 'બુદ્ધિને' કેવી રીતે "ધારણ કરી" શકે ! એટલે સરસ્વતીનો માનસ વ્યાપારો જોડેનો સંબંધ અહિં ઉક્ત છે એમ માનવું પ્રાપ્ત થાય છે.

મંડળ ૬ નું ૬૧ મું સૂક્ત ભરદ્વાજ ઋષિ સરસ્વતીને સંબોધે છે તે નીચે પ્રમાણે છેઃ—

૬ ૬૧ ૧ "યજ્ઞ કરનાર વધ્ર્યશ્વને સરસ્વતીએ વેગપૂર્વક ઋણમુક્ત કરનારના દિવોદાસ (નામનો પુત્ર) આપ્યો: સરસ્વતીએ અનેક સ્વાર્થપરાયણ (યજ્ઞદાન કરનાર વિરોધી) પણિઓનો વિનાશ કર્યો. આ સર્વ, હે સરસ્વતી ! તારાં સમર્થ વરદાનો છે."

---

૫.૪૩.૧૧. आ नो दिवो बृहतः पर्वतादा सरस्वति यजता गंतु यज्ञम् ।
हवं देवि जुजुषाणा घृताची शग्मानो वाचमुशती शृणोतु ॥

પણિ એટલે અવચેતનાના સ્તરમાંથી સત્યને પ્રગટ થવામાં બાધા કરનાર–અવિદ્યાશક્તિઓ. માનવ પાસેથી આ પણિઓ ગાયોને–જ્ઞાનરશ્મિઓને–ચોરી જાય છે અને માનવને રાત્રિના અંધકારમાં નાંખી દે છે.

૬ ૬૧ ૨ ઊર્મિઓના સમર્થ વેગ વડે સરસ્વતી પર્વતોનાં શિખરોને બિસની–કમળતંતુની (?)–પેઠે (સહેલાઇથી) તોડી નાંખે છે, અતિ દૂર (માનવથી પર) આવી રહેલ સૌનું ઉલ્લંઘન કરનાર સરસ્વતીની અમે સ્તુતિ વડે અને મનની ધારણા વડે અમારાં રક્ષણ માટે ઉપાસના કરીએ છીએ."

૬ ૬૧ ૩. "હે સરસ્વતી ! દેવોની નિંદા કરનારાઓનો વિનાશ કર, સર્વ રૂપોનું નિર્માણ કરનાર, માયાવી, બૃસયના (વૃત્રના ?) પરિવારનો પણ ધ્વંસ કર; હે સંપત્તિવાન અને ઐશ્વર્યશાલિની સરસ્વતી ! તું માનવોને પૃથ્વી પ્રાપ્ત કરાવે છે,–તેમને (દુશ્મનોને) માટે તું વિષ ઝર."

૬ ૬૧ ૪. "(આધ્યાત્મિક) સંપત્તિઓ વડે ઐશ્વર્યશાલી, બુદ્ધિનુ રક્ષણ કરનાર દેવી, સરસ્વતી અમારી રક્ષા કરો."

૬ ૬૧ ૫. "વૃત્રની સાથેના સંગ્રામમાં જેમ ઇન્દ્રની, તેમ પોતાની સંપત્તિના વિનાશનો ભય ઉપસ્થિત થતાં જે યજમાન તારી સ્તુતિ કરે છે (તેનું તું રક્ષણ કર)"

૬ ૬૧ ૬. "હે સરસ્વતી દેવી ! વિપુલ ઐશ્વર્યવાળી ! અમારી સંપત્તિનું રક્ષણ કર, પોષણ કરનાર પુષન્ દેવની પેઠે અમને વરણીય સંપત્તિ પ્રાપ્ત કરાવ."

---

६ ६१ १. इयमददाद्रभसमृणच्युतं दिवोदासं वध्र्यश्वाय दाशुषे ।
या शश्वन्तमाचखादावसं पणिं ता ते दात्राणि तविषा सरस्वति ॥

६.६१.२. इयं शुष्मेभिर्बिसखा इवारुजत्सानु गिरीणां तविषेभिरूर्मिभिः ।
पारावतघ्नीमवसे सुवृक्तिभिः सरस्वतीमा विवासेम धीतिभिः ॥

પારાવત શબ્દના અર્થના સ્પષ્ટીકરણ માટે જુવો પરિશિષ્ટ (અ).

६.६१.३. सरस्वति देवनिदो नि बर्हय प्रजां विश्वस्य बृसयस्य मायिनः ।
उत क्षितिभ्योऽवनीरविन्दो विषमेभ्यो अस्रवो वाजिनीवति ॥

६.६१.४. प्र णो देवि सरस्वती वाजेभिर्वाजिनीवति धीनामवित्र्यवतु ॥

६.६१.५. यस्त्वा देवि सरस्वत्युपब्रूते धने हिते इन्द्रं न वृत्रतूर्ये ॥

६.६१.६. त्वं देवि सरस्वत्यवा वाजेषु वाजिनि । रदा पूषेव नः सनिं ॥

૬ ૬૧ ૭ "હિરણ્યમય માર્ગવાળી, ઘોર, વૃત્રનો પરાજય કરનાર, સુવિખ્યાત સરસ્વતી અમારી સ્તુતિની કામના કરો–સ્તુતિ વડે પ્રસન્ન થાઓ."

વૃત્ર એટલે અવિદ્યાની સર્વાચ્છાદક શક્તિઃ સત્યના સ્રોતોની સ્વતંત્ર ગતિને–તેના પ્રવાહને, રોકનાર આસુરિક શક્તિ, માનવની ચેતનામાં સત્યના જે પ્રવાહો યા તો સત્ય પ્રેરણાઓના જે સ્રોતો જાગે છે તેમને આ વૃત્ર અટકાવે છે. સામાન્યતઃ આ વૃત્રનો વધ કરવાનું કાર્ય મનોમય ચેતનાના સ્વામી ઇન્દ્રનું છે. મનોમય જ્ઞાનજ્યોતિ અને વિચારોની વિદ્યુતના સ્વામી મરુતો ઇન્દ્રના સાથીઓ છે. સરસ્વતી પણ પ્રેરણાશક્તિ હોઇ વૃત્રનો વિનાશ કરવાનું કામ તે સાધી શકે એ સમજી શકાય તેવું છે.

૬ ૬૧ ૮. ૬ ૬૧ ૯ "જેનું અનંત અને અકુટિલ સામર્થ્ય, જેનો મહાસાગર જેવો અદમ્ય, સર્વગામી પ્રવાહ ગર્જના કરતો (આગળ) વધે છે તે સરસ્વતી દેવી અમને દ્વેષ્ટાઓથી પાર ઉતારો, તથા સત્યથી પૂર્ણ ભગિનીઓ (સહગામી સ્રોતો) ઉષાની પેઠે સૂર્યને પ્રગટ કરે છે."

૬ ૬૧ ૧૦ "પ્રિયમાં પણ પ્રિયતમ એવી, સુસેવિતા સરસ્વતી, તેની સાત ભગિનીઓ સહિત, સ્તુતિને યોગ્ય થાઓ."

૬ ૬૧ ૧૧ "વિશાળ પાર્થિવ લોકને તથા અંતરીક્ષ લોકને પોતાની જ્યોતિનાં કિરણોથી પરિપ્લાવિત કરતી સરસ્વતી, નિંદકથી અમારું રક્ષણ કરો."

૬ ૬૧ ૧૨ "ત્રણે લોકમાં વ્યાપી રહેલ સપ્તધાતુ અને પંચપ્રકારના જીવોનું સંવર્ધન કરતી સરસ્વતી, પ્રત્યેક સંપત્તિ માટે યજનીય છે."

૬ ૬૧ ૧૩ "ચેતનવાન થયેલ યજમાનની સ્તુતિવડે, પોતાની વિશિષ્ટ જ્યોતિ કિરણાવલી સહિત સરસ્વતી, વધારે સરલતાથી સચેતન થાય છે;–અન્ય વેગવતી સરિતાઓમાં તે સૌથી વધારે વેગવાન –જળપીન–છે, રથની પેઠે ઐશ્વર્યનો ઉપભોગ કરવા માટે અનેક ગુણોથી યુક્ત તે ઉત્પન્ન થયેલી છે.

૬.૬૧.૭. उतास्या नः सरस्वती घोरा हिरण्यवर्तनिः। वृत्रघ्नी वष्टि सुष्टुतिं ॥

૬.૬૧.૮. यस्या अनंतो अह्रुतस्त्वेषश्चरिष्णुरर्णवः। अमश्चरति रोरुवत् ॥

૬.૬૧.૯. सा नो विश्वा अति द्विषः स्वसॄरन्या ऋतावरी। अतन्नहेव सूर्यः ॥

૬.૬૧.૧૦. उत नः प्रिया प्रियासु सप्तस्वसा सुजुष्टा। सरस्वती स्तोम्या भूत् ॥

૬.૬૧.૧૧. आपप्रुषी पार्थिवान्युरु रजो अंतरिक्षं। सरस्वती निदस्पातु ॥

૬.૬૧.૧૨. त्रिषधस्था सप्तधातुः पंचजाता वर्धयंती। वाजे वाजे हव्या भूत् ॥१२॥

૬.૬૧.૧૩. प्र या महिम्ना महिनासु चेकिते द्युम्नेभिरन्या अपसामपस्तमा।
रथ इव बृहती विभ्वने कृतोपस्तुत्या चिकितुषा सरस्वती ॥१३॥

૬ ૬૧ ૧૪ "હે સરસ્વતી ! વરણીય સંપત્તિ તું અમારી પાસે લાવ; (અમને પ્રાપ્ત કરાવ) અમારા વિકાસનો વિરોધ મા કર; તારાં પય (રશ્મિ) વડે અમને બાળ નહિ. (તારાં પય વડે અમને બાધા કર નહિ સા). અમારા મિત્રાચારી ભરેલા પ્રવેશમાં આનંદ લે. તારી સમીપેથી અરણ્ય જેવા પ્રદેશોને અમે પ્રાપ્ત કરીએ નહિ."

(તારી સમીપેથી અમે અરણ્ય જેવા પ્રદેશોને પ્રાપ્ત ન થઈએ.)"

અહિં पयसा એ પદનો બેવડો અર્થ 'પાણી' અને 'દૂધ' થાય છે તેનો લાભ લેવામાં આવ્યો છે એ સ્પષ્ટ જણાય છે. ગો-ગાયો-જ્ઞાનરશ્મિઓ; તેમનાં ઝરણો તે પણ પય. અને સરસ્વતી પ્રેરણાદાયી શક્તિના પ્રવાહો પણ. पय=જ્ઞાનકિરણો.

વળી સાયણાચાર્યે પોતેજ मा आधक् ।नाभिदह्न बाधस्व-એ પ્રમાણે "બાળ નહિ" એવો અર્થ કરીને "પય વડે બાળ નહિ" એમ અર્થ બરાબર નહિ લાગતાં "પય વડે બાધા કર નહિ" એવો અર્થ ફેરવી નાખ્યો. "તારાં પ્રખર જ્ઞાનરશ્મિ વડે-, પયવડે, અમને બાળ નહિ" એ અર્થ બરાબર બંધબેસ્તો થાય છે.

પરંતુ બન્ને અર્થનો સ્વીકાર કરતાં સરસ્વતીને પ્રતિક તરીકે લેવામાં હરકત આવતી નથી.

આખા સૂક્તનો સમગ્રપણે વિચાર કરતાં ત્રણચાર મુદ્દાઓ સ્પષ્ટ થાય છે. સરસ્વતીમાં વેગ છે, સામર્થ્ય છે. સરસ્વતી વાજ-ધન, વગેરે આપે છે, તે યજમાનનું રક્ષણ કરે છે. નિંદા કરનારા યજ્ઞવિરોધિઓનો, વૃત્રનો-તથા પણિઓનો વિનાશ કરવામાં તે આર્યને સહાય કરે છે. માર્ગમાં આવતા અંતરાયોને તે દૂર કરી નાંખે છે. સરસ્વતી યજમાનની બુદ્ધિનું રક્ષણ કરે છે, યજમાન તેને બુદ્ધિવડે ધારણ કરે છે. તે ચેતનવંતી છે, ચેતનને જાગ્રત કરનારી છે. તે ઋતાવરી સત્યસંકલ્પ છે અને યજ્ઞ કરનારને સત્યનું દર્શન કરાવે છે.

આ જોતાં સરસ્વતી તો સ્થૂળ નદી એ આગ્રહ મારી દષ્ટિએ, પૂરતી સપ્રમાણતાવાળો ઠરતો નથી.

૬.૬૧.૧૪. सरस्वत्यभि नो नेषि वस्यो मापस्फरीः पयसा मा न आधक् ।
जुषस्व नः सख्या वेश्या च मा त्वत्क्षेत्राण्यरणानि गन्म ॥१४॥

# એક વિદ્વત્તાપૂર્ણ સંશોધનગ્રન્થ[1]

હરિલાલ રંગીલદાસ માંકડ

અમારા પોથીપાટલા પર પડેલ પ્રસ્તુત પુસ્તક તરફ જ્યારેજ્યારે નજર જાય છે ત્યારે ત્યારે અમને હર્ષોદ્રેક થાય છે અને પુસ્તક વંચાઈ ગયેલ હોવા છતાં વારેવારે હાથમાં લઈ કેવળ પાનાં ફેરવી જતાં પણ ચિત્ત પ્રસન્ન થાય છે. કોઈ પણ ભાષામાં આ પ્રકારનું પુસ્તક લખાય ત્યારે પ્રણેતા અને લેખકને ખૂબ ધન્યવાદ અપાય છે; તો પછી ગુજરાતીમાં આવું પુસ્તક લખાય ત્યારે તો સોનાનો સૂરજ ઊગ્યો એમજ ગણાય. અંગ્રેજીનો મોહ છોડી ખંભાતનો ઇતિહાસ ગુજરાતીમાં લખાવીને નેક નામદાર નવાબ સાહેબ બહાદુરે આપણી ભાષાને મોટી કરી બતાવી છે. એ માટે સમસ્ત ગુજરાત એઓ નામદારનું તથા એ વખતના દીવાન સાહેબ દીવાન બહાદુર નર્મદાશંકરભાઈનું ઋણી છે. ખંભાતના રાજવીની આકાંક્ષા અને પ્રેરણા ઝીલીને એને પ્રકટ સ્વરૂપ આપીને રા. રત્નમણિરાવે આપણા સાહિત્યભંડારને ઉત્તમ પુસ્તક અર્પણ કર્યું છે. પશ્ચિમની પ્રથાનો વિચાર કરીએ તો આવા લેખકને કોઇ પણ વિદ્યાપીઠ પોતાની સર્વોત્તમ ઉપાધિઓ અર્પીને કૃતકૃત્ય થાય.

ખંભાતના ઇતિહાસમાં વસ્તુસંકલના, વિચારસરણી, વિષયસમર્થન વગેરે પુરાણપ્રવીણ પાઠકને શોભે એવી રીતે રજૂ કરવામાં આવ્યાં છે. આ પુસ્તકમાં ખંભાત શહેરની આસમાનીસુલતાનીનું વિવેકપૂર્વક કરેલું વિવરણ છે. ઠેઠ વેદકાળથી માંડીને આજ લગીનો ખંભાતક્ષેત્રનો સળંગ ઇતિહાસ વાંચતાં આનંદ આવે છે. પૃથ્વીપરનાં જૂનાંમાં જૂનાં શહેરોની હારોળમાં સ્થાન પામતાં ખંભાત દીપી ઉઠે છે. વૈદિકધર્મ, બ્રાહ્મણધર્મ, (બ્રહ્મા, વિષ્ણુ, શિવના સંપ્રદાય સહિત), બુદ્ધધર્મ, જૈનધર્મ, અને છેવટે મુસલમાન ધર્મના ધુરંધરોથી ભોગવાયેલ નગર પોતાના ભૌગોલિક સ્થાનનો અગાધ મહિમા વ્યક્ત કરે છે. કર્તાએ ખંભાતનાં સ્થાપત્ય, વેપાર, વહાણવટું, ઉદ્યોગ, ધંધો, રોજગાર, વહીવટ, સામાજિક વિકાસ, કેળવણી, અસલી સ્થળો, વગેરે વિષે વિદ્વત્તાપૂર્ણ ઇતિહાસી માહિતી આપી છે.

હકીકત પરત્વે વર્તમાન સ્થિતિને લગતી માહિતી જરા ઓછી જણાય. કદાચ કર્તાનું એમ માનવું હશે કે રાજ્યના વાર્ષિક હેવાલોમાંથી એની માહિતી મેળવી શકાય છે. પણ પુસ્તક જ્યારે ઇતિહાસ તરીકે નિર્માણ થયેલ છે ત્યારે ગોચરતાના નિયમે હાલની કેટલીક હકીકત જરા વિસ્તારથી આવવી જોઈએ. આ પ્રમાણેની હકીકત ભલે પરિશિષ્ટ

૧ ખંભાતનો ઇતિહાસ. લેખક: રત્નમણિરાવ ભીમરાવ જોટે, બી.એ.; પ્રસિદ્ધકર્તા: ખંભાતના નેક નામદાર નવાબ સાહેબ બહાદુરના હુકમથી રાવસાહેબ પુરુષોત્તમ નોંધીભાઈ ભટ, બી. એ., એલએલ.બી., ઓફિશીએટિંગ દીવાન; અવલોકનાર્થે મોકલનાર: 'ગુજરાત સાહિત્ય સભા', અમદાવાદ; મુદ્રક: બચુભાઈ પોપટભાઈ રાવત, કુમાર પ્રિન્ટરી, અમદાવાદ; પહેલી આવૃત્તિ, ૧૯૩૫; પાનાં ૨૪+૨૭૧ (૧૫૬+૧૧૭); કિંમત: રૂ. ૪-૦-૦.

તરીકે મૂકી હોત તો પણ જીજ્ઞાસુને સગવડ પડત. ખાસ કરીને મહેસુલી ઉપજખર્ચ, આવકજાવક, નિપતખપત, વસ્તીપત્રક, લશ્કરી બળ, રાજ્ય ને રાજ્યકર્તાનું અંગ્રેજી શાહેનશાહતમાં સ્થાન, વગેરે સંબંધી વિગતવાર આંકડા એક સ્થળે અપાયા હોત તો ઠીક હતું. લશ્કર ને પોલીસ વિષે કયાંય ઉલ્લેખ નથી દેખાતો એ બિના નજરે ચડી જાય છે. ઉપરાંત અંગ્રેજ સરકાર સાથે થયેલ અગત્યનાં તહનામાની નકલો પરિશિષ્ટ ઓમાં છેલ્લા વિભાગ તરીકે અપાઇ હોત તો ઠીક લાગત. એક ઉદાહરણ લઈએ: ખંભાતના રાજ્ય ને રાજકર્તાને અંગ્રેજ સરકાર સાથેના સંબંધની હકીકત પાનાં ૧૫૫ મે ૧લી નોંધ તરીકે અપાઈ છે એ યોગ્ય ન કહેવાય. એવી હકીકતનું ખરૂં સ્થાન પરિશિષ્ટમાં વિશિષ્ટ માહિતીમાં લેખાવું જોઇએ. પણ ઠીક છે. આ તો વિગતનો વિવાદ છે. એથી કાંઇ પુસ્તકની અગત્યતા ઓછી થાતી નથી.

વિદ્વત્તાપૂર્ણ પરિશિષ્ટો આ પુસ્તકની વિશેષતા છે. એમાં ચર્ચેલી પુરાણગમ્ય હકીકત બહુ અગત્યની ગણાય ખાસ કરીને ખંભાતનાં મૂળ નામની ચર્ચા, સરસ્વતી નદીના પ્રવાહની ચર્ચા; અસુરો, ભોગવતી, પાતાળો, વગેરેનાં આદિસ્થાન તરીકે ગુજરાતને લગતી ચર્ચા.

ભૂમિકાના પાનાં ૧૬ મે લખ્યું છે કે પુરાણો પોતાને વેદ કરતાં પણ વહેલાં લખાયેલાં માને છે. એમાં ખાસ ખોટું નથી કેમકે પહેલાં ઇતિહાસ ને પછી સાહિત્ય સર્જાય છે. ખુદ ઋગ્વેદના મંત્રોમાં પણ કેટલાક મંત્રો ઘણા પ્રાચીન સમયની વાતો કરે છે એ હકીકત પણ એજ પાનાં ઉપર છે. અમે કહીએ છીએ કે આપણાં સાહિત્યની એજ વિશેષતા છે. જૂની હકીકત તાજી રાખવાનો પ્રયત્ન હંમેશાં યથાજ કરતો. વેદથી પણ સારો દાખલો પછી આવે છે. અર્વાચીન ઇતિહાસ (એપીકલ) અને પ્રાચીન ઇતિહાસ (પુરાણ) એવા ઇતિહાસના બે વિભાગ બીજા કોઇ પ્રાચીન સાહિત્યમાં મળવા દોહ્યલા છે. જે ચાલુ જમાનામાં થાય છે એ પુરાણોએ કર્યું હતું. એમાં જ પ્રાચીન ભારતનો અર્વાચીનના છે. 'એપીકલ' ચાલુ વર્તમાન ઇતિહાસ આપે છે. પુરાણો જૂનાં 'રિસર્ચીસ' નાં 'રેકાર્ડ' રૂપે છે. એ રીતે પુરાણકારો શુદ્ધ 'આર્યન-ઇન્ડોલૉજીસ્ટ' કહી શકાય. એટલેજ અત્યારના પુરાતત્ત્વવિદોનાં મંતવ્યોની જેમ પુરાણોમાં પરસ્પર વિરોધી હકીકતો પણ આવી જાય છે. પુરાણોની પરંપરા ભાટ-ચારણે સાચવી રાખી છે પણ કોઇ પુરાણકાર નથી નીકળ્યો એટલે એ વાતો સમાજની અંધાધૂંધીને લીધે રીટાઇ ગઇ છે.

સરસ્વતી નદી વિષે લેખકનું એવું માનવું છે કે એ નદી હિમાલયમાંથી નીકળી અસલના વખતમાં ખંભાતના અખાતને મળતી હતી. આ મુદ્દાના સમર્થનમાં ઘણી દલીલ રજુ કરવામાં આવી છે. તે એટલે સુધી કે એમનું પ્રતિપાદન તરછોડી શકાય એમ નથી એટલુંજ નહિ પણ ઘણે અંશે સ્વીકાર્ય લાગે છે. છતાં સરસ્વતી એટલે ભાગીરથી; ભાગીરથીને પાતાળવાળા કપિલદેવ સાથે સંબંધ છે એટલે સરસ્વતીને પાતાળ સાથે સંબંધ છે: એટલે કે મૂળ પાતાળ એજ ખંભાત (ક્ષેત્ર કુમારિકક્ષેત્ર) છે. એવી દલીલ

અમને ગળે ઊતરતી નથી, જો કે નીચે કહ્યા પ્રમાણે ખંભાતક્ષેત્રને 'નવું પાતાળ' માનવામાં અમને હરકત નથી.

રા. રત્નમણિરાવે પાતાળને ગુજરાત તરીકે ઓળખાવવા માટે ઘણું વિવેચન કર્યું છે. મુખ્ય દલીલ એવી છે કે અસુરો વગેરેનાં નામો તથા શ્રી હાટકેશ્વર ને નાગોનાં ઘણાં અવશેષો ગુજરાતના કિનારે મોજુદ છે તેથી અસલી પાતાળ પણ આ ભાગમાં જ હોવું જોઇએ. વળી સમુદ્ર કિનારો પાતાળ માટે આવશ્યક અંગ હોઇ ગુજરાતને એ બિના બંધબેસતી આવે છે. અમારા માનવા પ્રમાણે રા. રત્નમણિરાવ અસલી પાતાળનાં સ્થાનના નિર્ણય સંબંધે અધુરેથી શરૂવાત કરવાથી, અવળે માર્ગે દોરવાઇ ગયા છે. પાતાળો આજ લગી જુદેજુદે ઠેકાણે ઓળખાવાયાં છેઃ દક્ષિણ અમેરીકામાં, ઇસ્ટ ઇન્ડીઝમાં, પશ્ચિમ એશિઆમાં, કોંકણમાં, અને આંહી ગુજરાતમાં, સૌએ નામોના સામ્ય ઉપર મદાર બાંધ્યો છે. પણ પાતાળોનો નિર્ણય કરતાં પહેલાં પુરાણગમ્ય સપ્તદ્વીપા પૃથ્વીની ઓળખ આપવી જોઇએ; પછી ભારતનું સ્થાન અને પછી પાતાળનું સ્થાન નક્કી કરવું જોઇએ. આ સ્થળે જૂની ભૂગોળની ચર્ચાને સ્થાન નથી; પણ અમારા મત પ્રમાણે પુરાણી સપ્તદ્વીપા પૃથિવી અને હાલની ભૂગોળમાં વર્ણવેલી પૃથિવીમાં કાંઇ ફેર હોવાનું કારણ નથી. ભારત માટે તો પુરાણોએ નિર્ણયાત્મક હદદિશા આપી છે. જંબુદ્વીપના વર્ણનમાં ભારત વિષે આવો શ્લોક આવે છેઃ क्षारोदधेरुत्तरं यद्धिमाद्रेश्चैव दक्षिणम्। ज्ञेयं तद्भारतं वर्षं सर्वकर्मफलप्रदम्॥ (નારદપુરાણ, ૩-૪૧). બીજાં પુરાણોમાં પણ આને મળતાજ શ્લોક આવે છે. આથી સ્પષ્ટ થાય છે કે જંબુદ્વીપનો સૌથી દખણાદો ભાગ એ ભારતવર્ષ. આમ હોવાથી ૧૭૬ માં પાનાં સામે આપેલ નકશો દોષવાળો ગણાય. મૂળ ભારતવર્ષની હદ ઠેઠ કાસ્પીઅન સમુદ્ર સુધી હતી એમ એ નકશામાં બતાવ્યું છે અને એની અંદર જુદાજુદા દ્વીપો હતા એમ જણાવ્યું છે પુરાણોમાં પાછળથી ભૂગોળના શબ્દોના અસલી અર્થ ભૂલાઇ જવાથી એને ફાવે એમ એકબીજાના અર્થમાં વાપરી નખાયા છે એને લીધે ઉપલી ગેરસમજણ થઇ હોય એમ અમને લાગે છે. મૂળ આ પ્રમાણે ક્રમ છે. દ્વીપ, વર્ષ, ખંડ, ક્ષેત્ર, તીર્થ (જુઓ શબ્દકોશ). આ હિસાબે આવો ક્રમ આવે: સપ્તદ્વીપા પૃથ્વી, જંબુદ્વીપ, ભારતવર્ષ (આર્યાવર્ત), કુમારિકાક્ષેત્ર, સરસ્વતીતીર્થ ૯ મે પાને ૩ જી નોંધમાં લખ્યું છે કે अत्र च कुमारीद्वीपे—विन्ध्यश्च पारियात्रश्च शुक्तिमानृक्षपर्वतः। महेन्द्रसह्यमलयाः सप्तैते कुलपर्वताः॥ આ શ્લોકમાં હિન્દનો મુખ્ય પર્વત હિમાલય નથી તેથી તથા આપેલ નકશામાં બતાવેલ પર્વતોનાં સ્થાન ઉપરથી સિંધ વગરના હાલના મુંબઇ ઇલાકાની હદદિશા કુમારદ્વીપને બંધ બેસે છે. એજ પાનાં ઉપરની ૭ મી નોંધમાં લખે છે કે 'વખત જતાં રાજાએ ભારતના નવ ખંડ પાડી આઠ પુત્રોને નામ પ્રમાણે અને કુમારીકાને કુમારી દ્વીપ આપ્યો.' આ વર્ણન પણ ઉપરનાં અમારાં અનુમાનને ટેકો આપે છે. ભૂવિભાગના શબ્દોના ગોટાળા છે એ ખરી સ્થિતિ સમજવા છતાં (પા. ૨૨૩) લેખક જુદાં અનુમાન તરફ દોરવાઇ ગયા છે એ જરા નવાઇ જેવું છે.

પાતાળો વિષે પણ આજ કારણોથી લેખક કુંડાળે પડી ગયા છે. પાતાળો માટે

ગુજરાતમાં આવી વસ્યા હોય અને પોતનાં મૂળ વતનના નામો 'નવા પાતાળમાં' શરુ કર્યાં હોય એવું અમારું માનવું છે.

શા. રત્નમણિરાવે શુદ્ધ પુરાણી બુદ્ધિથી અથાગ મહેનત કરી છે એ ખાતે એમને જેટલો ધન્યવાદ આપીએ એટલો ઓછો છે. ખંભાતના નેક નામદાર નવાબ સાહેબ બહાદુરે શરુ કરેલ પ્રણાલીનું અનુકરણ બીજા રજવાડા કરે એવી અમારી આકાંક્ષા છે. અંતે, ખંભાતના રાજવીને અને લેખકને આવા સરસ ગ્રંથનું નિરૂપણ કરવા માટે અમે દિલોજાન અભિનંદન આપીએ છીએ.

પુસ્તક રૂપેરંગે ઉત્તમ છે. કેમકે એ કુમાર પ્રિન્ટરીમાં છપાયું છે. પણ એની બાંધણી મજબુત નથી જે આવા બહુ મૂલ્ય ગ્રંથમાં દુષણ રૂપ ગણાય.



## ધનાન્ધ-તિરસ્કૃતિ

**વૈદ્ય ભાનુશંકર પી. શાસ્ત્રી**

ભિખું દ્વારે દ્વારે, શ્વપચ ઘર જાઉં પણ ખરો,
અને એનાં એઠાં, જમણ જમીને પેટ ભરું હું:
મઢૂલીમાં મોજે, શયન તૃણનું પાથરી સુઉં,
ધનાન્ધોનાં દ્વારે, નજર સરખીયે નવ કરું.[1]

[1] कस्माद्भजन्ति कवयो धनदुर्मदान्धान् ।
શ્રીમદ્ ભાગવત. ૨. ૨. ૫.

# સ્વાધ્યાય

## ડૉ. ર. માંકડ

## પ્રયોગદશાનું સાહિત્ય

૧

## અધુરી પ્રણતિ

### ભાસ્કર દવે

મંદાક્રાંતા શિખરિણી

આલેખું શી કવનપ્રણતિ ? રક્તથી, અશ્રુથી વા ?
કે ઊલેચુ સરવરતણાં વારિ આ માપ હીણાં ?
કે રોકું હું જળ ઘનસર્યાં વ્યોમનાં વાદળેથી ?
સર્વે ઓછાં: નવ લખી શકું પ્રાર્થના આ અધુરી.

આલેખું ક્યાં કવન મુજ આ વિશ્વના ચોક મધ્યે ?
કે અંધારાં મુજહૃદય શાં વિશ્વઅંધાર વ્યોમે ?
ઊલ્લેખું જ્યાં અધિર બનીને તારલા શબ્દથી આ,
ત્યાં તો દીઠા ધરણિ નભના દૂર આશ્લેષ ગાઢા.

ઊર્મિ કેરી ગહન અટવી, શબ્દ એકે સૂઝે ના,
નિઃશ્વાસોનાં અસિમ વનમાં ભાવ એકે મળે ના,
રેખા તારી નવ ઝિલિ શકે દર્શનાં ભવ્ય તત્ત્વો,
ત્યારે માડી, કયમ કરી શકું શબ્દ સ્વસ્તિક હું આ !

છે જ્યાં નાનાં નભ ધનુ તણાં દિવ્ય આ હાર મોટા,
માડી તારી મઘમઘ થતી કીર્તિના દેહ કાજે.
વાણી કેવી અવચનિયને દિવ્યને સ્વર્ગનાને ?
સંકલ્પો શા મનુજ મનના ? શબ્દના સાજ ત્યાં શા !

કદી મારાં હૈયે સ્વપ્ન શુભ તારાં છલબલ્યાં,
અને નેત્રે મારાં દગજળ અમોલાં ઉભરિયાં,
કદી નિશ્વાસે મેં સભર અમિધારા સુકવિયા
તરંગો ઊર્મિના વહવું શીદ તો ફોગટ બધાં ?

## અંતિમ સ્મરણ

લક્ષ્મીદાસ દ્વારકેદાસ નચેગાંધી

(શિખરિણી)

પ્રભો, શાને આવું નિધન વસમું આજ નીપજ્યું ?
અને શાને એવું પ્રણયરસભીનું ઉર થયું ?
હતું સંસ્કારેલું, જીવન મધુરું વત્સલ હતું,
દયાથી આપેલું, અનુપમ, જગેથી જતું રહ્યું !

રૂવે છે સૌ આજે, હૃદય ઝુરતાં ને કકળતાં,
પ્રભો, તે સૌને કાં નહિ સદયતાથી નિરખતા ?
ગમ્યું શાને તેનું જીવન ઝટ આજે ઝડપવા ?
હતું સૌની આશા; સરલ, શિવ, સૌંદર્યપ્રતિમા.

અહો, જેને શ્વાસે મલિન જગ સૌગંધિત થતું,
અને જેને હાથે વ્યથિત જન કલ્યાણ ઘટતું.
સધાતું'તું હૈયું કંઈક જનનું ભગ્ન ચપલું !
વિદાર્યું તેને કાં ! તરુણ વય મધ્યે વિદગ્યું ?

કુણા એના સ્પર્શે અતીવ જડ થાતાં મૃદુલ, ને,
અમી દૃષ્ટિ પામ્યા જીવન કંઈ જૂદું અનુભવે.
શક્યું જન્મી ત્યાંથી મરણ લગ એના સુખ લઈ !
છતાં યે સંતોષી અત્તર દુઃખ માથે લઈ લઈ'

હશે હૈયું કેવું જલ કમલથી એ કંઈ જુદું ?
ધાર્યું શાને તેનું જીવન વસમું ! શું સમજવું !
હવે પૂજાગી હું ચરણ રજ તેની શિર ધરી
સ્મરું ! રોઉં ઉરડું; અખિલી, જનની ને સુહૃદ શી !

●

## નિઃસાચેન

નિકુંજ ગો. નાયક

તને પંચામૃતે દિવસ ઉગતાં સ્નાન કરતું,
અને વાઘા પ્હેરી જમણ જમતાં રોજ નવલાં;
રમે તું મૂંઝારે-પવન નિત મારે અરપવો.
સંઈ પંખા દોરી અગર ચમરી, મોરંછલ કે.

અર્પ્યો તોયે શું? કદર નવ સેવા મનુજની
વસી તારે હૈયે! ચરણ ચૂમતાં ભાવુકજનો
કદી તું રંજાડે પવન, હીમ કે પ્લેગબળથી,
અને જો રૂઠે તો અધિક મહિનો ઓર વધતો

દુકાળે: મારે ત્યાં વણિક, નૃપ કે ચોર, ઠગ સૌ.
છતાંયે મારે તો: યુગયુગ મહીં તું અવતરે
શઠોના નાશાર્થે, સતમનુજ ને જે દમદમે:
વધુ તારૂં માની-તુજ રહમ કાજે તલસવું.

પ્રભુ, હું પૂછું છું: કરણભવનું વેર વળતું,
મને કૈં કહે શે! કે-જગ કસ ગયો તું અવતર્યો?



## દામ્પત્યનું મોંઘેરૂં સ્વપ્ન

### વૈદ્ય ભાનુશંકર પી. શાસ્ત્રી

મજેની મુજ ખોલીમાં ઘસઘસાટ સુનો, અને
નિશા-ચરમ-ભાગમાં સ્વપન એક આવ્યું મને.

પ્રિયા મુજ ખડી થઇ, મનની દૃષ્ટિમાંહિ તરી,
પધારી ભલી આવીને નમન હાળી, વાણી વદી. ૧

'સુણો, પ્રિયા ત્હમે સુણો, સરળહાસી થાઉં ગમે.'
'ત્હને હૃદય માહરૂં, હૃદય-રાણી માની ચહે.'

'ત્હમે પ્રભુજી માહરા, હૃદય ભક્તિભાવે ભજે'
'પરન્તુ 'હૃદયેશ્વરી' હૃદય પાછું ગુંજી ઉઠે.' ૨

ત્હમે શિવ સનાતન, અધીન શક્તિ હું તો અરે!
અહંહ! શિવ ઉપરે, પરમશક્તિસ્વાતંત્ર્ય છે!'

'મ્હને શિવ કહે ભલે, તણખલું ન એકે ખસે,'
જરાય મુજથી પ્રિયે! તુજ વિહોણું ચાલી શકે!' ૩

પછી હૃદય એકને, હૃદય બીજું પાસે સુણે.
ત્રુહિ-ધબક-ધુનમાં, ઉભય એક-તાલે મળે.

યથા વીણુ-સિતાર બે, મિલિત-સૂર, સાથી બને,
મળે સુર સમાધિમાં, ઉભય એક-તાને ચઢી; ૪

મળ્યાં સુર-મિલાવટે હૃદયતંત્રીઆન્દોલને.
ત્યહાં સિદ્ધિ થઇ મીલેઃ
'બસુરી ચીશ!' બોલી ઉઠયો
'સુતી ઉદર-વેઠ ત્હેં હચમચાવી ઉભી કરી!'

## બંસી

શંકર-જે-ભટ્ટ

યમુના તીરે બાજે બંસી
રેલવતી એ રસના પૂર
ગોકુલની ગોપી ખેંચાતી
પ્રણય ભર્યાં છે જેનાં ઉર.
સમીર વહતો અટકી જાય
હિમાંશુ પણ મોહિત થાય
ખીલે નભમાં ચંદ્રી પૂર્ણ,
કરતી વનમાં કોકિલ શોર,
રાસ તણાં રેલે ત્યાં પૂર,
મ્હેંકે આમ્ર તણાયે મોર
કાનો બજવે બંસીગાન
સૃષ્ટિ ડોલે ભૂલી ભાન.

## કપટી

ચંપકલાલ ડા. વ્યાસ

શાર્દૂલ

"જાઉં હું દૂર પ્રાન્ત એમ મનમાં શાને ગણે તું ભલા?
જાશે આ મુજ દેહ, ના હૃદય; એ કાળે ન જૂદું પડે.
દેહેથી પ્રિય, તાહરા ઉર વિશે હંમેશ હું તો વસું."

તારાં એ વચનો થકી હૃદયમાં વિશ્વાસ પેદા થતાં
આપી મેં તુજને રજા, સહજમાં તું તો ગયો ઊપડી,
ને જોવા તુજને ફરૂં; ન મમ રે દેખું પ; તેં તો ઠગી.

**નિઃસાધન :** નિઃસાધન ગરીબ મનુજને દુનિયામાં ક્યાંય પ્રભુની રહેમ દેખાતી નથી. એને તો બધાજ ઠગ લાગે છે. બિચારો 'યુગેયુગે પ્રભુ શઠોના નાશાર્થે જન્મે છે' એ સત્યમાં માનવાનું મન રાખે છે, પણ હિમ્મત રહેતી નથી, તેથી ફરિયાદ કરે છે. કવિનો હાથ છન્દ ઉપર તેમ જ વ્યક્તિ ઉપર ઠીક બેઠો છે. છતાં પહેલામાં 'મૃ'ને ગુરુ ગણવો પડે છે તે યોગ્ય નથી. પહેલા શ્લોકનો છેલ્લો શબ્દ 'કે' છે. અહીં 'કે'નો પ્રયોગ સંસ્કૃત 'વા'ની રીતિએ થયો છે. આ પ્રયોગ ગુજરાતીમાં પ્રચારમાં આવે તો વ્યક્તિવૈવિધ્ય વધે ખરું. પણ એવો પ્રયોગ બને ત્યાંસુધી વાક્યનાં કલેવરમાંજ થાય અને આમ પદ્યમાં શ્લોકને અન્તે ન થાય તો ઠીક. આમ તો શ્લોકને અન્તે અર્થ અદ્ધર લટકતો લાગી જાય છે. પાંચમાંનો અન્વય 'મનુજની સેવાની કદર' એમ છે તેની વ્યક્તિ અસ્પષ્ટ છે. ૧૧ માંમાં દમદમે એટલે શું ?

**દામ્પત્યનું રૂપેરિ સ્વપ્ન :** વાસ્તવ અને આદર્શ સૃષ્ટિ વચ્ચેનો વિરોધ આમાં સારી પેઠે બહાર આવ્યો છે. પતિ-પત્ની વચ્ચેનો ચપળ અને બૌધિક સંવાદ આમાં બહુ નૈસર્ગિક રીતે કવિ ઉતારી શક્યા છે એ આ કાવ્યનું બીજું સુન્દર અંગ છે, કવિની ભાષાશુદ્ધિની ચિવટ સારી છે. દેખીતી રીતે જ કવિ સંસ્કૃત ભાષા અને સાહિત્યના અચ્છા અભ્યાસી લાગે છે. એ કંઇ નાનીસૂની મૂડી ન ગણાય. આર્યભાવ કવિતામાં પ્રધાન છે, છતાં છેલ્લે સમાજવાદનો ઇસારો થાય છે ખરો. બાકી, કવિતામાં પ્રિયજન વચ્ચેનું હૃદયાદ્વૈત કવિ બહુ સારી રીતે ખીલવી શક્યા છે, ખાસ કરીને છેવટમાં.

**બંસી :** વિષય ચવાઇને કુચા થઇ ગયો છે છતાં જો એની વ્યક્તિમાં અપૂર્વતા હોત તો આ કાવ્ય આવકારલાયક ગણાત. પણ એવું નથી, ઉલટું ૭-૧૦ લીટીમાં તો જડ જેવી યાદી જ હોય એવું લાગી જાય છે. એક સુન્દર ભાવથી કવિ આકર્ષાયા છે એટલુંજ ખરું. પણ કવિતા કોઇ રીતે વિશિષ્ટતાવાળી નથી દેખાતી.

**કપટી :** અમરુના ધ્વન્યાત્મક શ્લોકને યાદ દેવરાવે એવો આ મુક્તક શૈલીનો સુન્દર નમૂનો છે. અજાણ્યાને તો એમજ લાગે કે આ કોઇ સંસ્કૃત શ્લોકનું ભાષાન્તર છે, એટલો તળપદો ભાવ અને વ્યક્તિ આમાં આવી જાય છે. એક નાના ભાવને સુશ્લિષ્ટ રીતે ગોઠવીને કવિત્વચમત્કૃતિ આણવામાં જ મુક્તકનું મુક્તકત્વ છે. કવિતા શિક્ષણની દૃષ્ટિએ ઉપયોગી નીવડશે એમ ધારી આ શ્લોકમાં મૂળ હતું તે એક પાઠાન્તર નોંધું છું. પાંચમાં ચરણમાં પહેલાં 'આપી દોંશ થકી રજા' એમ હતું. તેને મારી સૂચનાથી કવિએ ઉપર મુજબ ફેરવ્યું છે. 'આપી દોંશ થકી રજાને' માટે કવિની સમજુતી આમ છે. "સ્નેહીજન તરફનો પ્રેમ જ્યારે ઉત્કટ હોય અને સાચા પ્રેમનો નશો ચઢ્યો હોય ત્યારે સ્નેહીના શબ્દોને પૂરા સાચા માની લેવાય અને તે મુજબ નહિ મળશે એવી નિરાશામાંથી હંમેશ મળશે એવું જણાય એટલે સ્વાભાવિક દોંશ થાય." દોંશ થાય કે નહીં તે વ્યક્તિગત મત ઉપર અવલમ્બે છે તેથી વાંચનારાઓ પોતે જ એ બાબત સમજી લે.

# શિષ્ટ લખાણમાં અપપ્રયોગો

## ખંભાતનો ઇતિહાસ: રત્નમણિ રાવ ભીમરાવ

આ બહુમૂલ્ય ગ્રન્થનું અવલોકન આ અંકમાં અન્યત્ર છપાયું છે એમાં એનાં જે મૂલવણી કરી છે તેમાં અમારે વધારો જ કરવાનો છે; એનું સંશોધન, અને એની પાછળ લીધેલી મહેનત અપૂર્વ છે. આથી અહીંઆ અમે વપરાયલી ભાષાના દોષો બતાવીએ છીએ તે એનું મૂલ્ય ઘટાડવાને નહીં, પણ એવા શિષ્ટ ગ્રન્થમાં આવી અસ્પષ્ટ અને અચોકકસ ભાષા યોગ્ય નથી એમ બતાડવાને તથા આવી સામાન્ય ભૂલો બીજે થતી હોય તે સુધરે એવી આશા પોષવાને અમે ખરી રીતે આ વિભાગનો હેતુ આવો જ છે, અગંત તત્ત્વને એમાં અમે જરા યે પ્રાધાન્ય નથી આપતા. આથી જ નીચેના દોષો બતાવ્યા પછી પણ અમે તો એમ જ કહીએ કે દરેક શાળામાં આ પુસ્તક હોવું જ જોઇએ, એટલી એની ઉપયોગિતા છે.

(૧) આ કચરાને લીધે અખાતમાં કેટલાક ટાપુઓ એવા મોટા બંધાયા છે કે બહુ મોટી ભરતીમાં જ પાણીથી ઢંકાય. (પૃ. ૬)

(૨) પાદલિપ્તાચાર્યના સમયમાં નાગાર્જુને પારાનું સ્તંભન કરવા માટે પ્રબંધ કર્યો. તે પ્રસંગમાં શ્રી પાર્શ્વનાથની મૂર્તિ લઇ આકાશમાર્ગે જતાં શેઢી નદીને કિનારે લાવી સ્થાપી અને પ્રતિષ્ઠાનપુરના સાતવાહન રાજાની પદ્મિનીરાણી ચંદ્રલેખાને હાથે રસવિધાન કરાવતાં તે સ્થળે પારો સ્તભ્યો ત્યાં સ્તંભનપુર નામનું નગર પ્રસિદ્ધ થયું. (પૃ. ૧૬).

(૩) ખંભાતનું ત્રંબાવતી નામ ખરું જ છે. એ સંસ્કૃત તામ્રલિપ્તનું ભ્રષ્ટ રૂપ થએલું છે. (પૃ. ૧૮).

(૪) સ્કન્દપુરાણ, ભૃગુએ નારદને પવિત્ર ભૂમિ બતાવતાં મહીસાગર સંગમ ઉપર સ્તંભ નામનું તીર્થ છે તે પવિત્ર ભૂમિ છે એમ કહી ખંભાતના સ્થળને ભૃગુ અને નારદ જેટલું પ્રાચીન મૂકવા પ્રયત્ન કરે છે. (પૃ. ૨૭).

(૫) — તકનો લાભ લઇ શંખ ખંભાત ઉપર ચઢ્યો અને વસ્તુપાલને સંદેશો કહાવ્યો કે જો એ ખંભાતનો કબજો સોંપી દેશે તો વીરધવલે તો એને સામાન્ય મંત્રીપદ આપ્યું છે, પણ શંખ તો આખો મુલક આપશે, અને ખંભાતનો સુબો વસ્તુપાલને બનાવશે. (પૃ. ૩૮).

(૬) સ્કંદપુરાણમાં તારકાસુર દેવોને હરાવી મહીસાગર ઉપર પોતાના નગરમાં ગાદીએ બેઠો ત્યારે દેવોના અધિકાર પોતાના દૈત્યોને સોંપ્યા એમાં પોતે ઇન્દ્રનો અધિકાર લીધો અને નિમિને અગ્નિનો, કાલનિમિને યમનો, નિર્ઋતિને સ્તંભનો અને મહિષને વરુણનો અધિકાર આપ્યા. (પૃ. ૧૬૬).

(૭) માહાત્મ્યનો લેખક નદીને શ્રીક્ષાણુતીર્થથી સમુદ્ર દેખાવા છતાં ત્યાં વડવાનલને ન મૂકતાં દક્ષિણમાં લઈ જાય છે. (પૃ. ૧૮૪).

## નોંધ

(૧) આમાં દેખીતો દોષ નથી. છતાં વાક્યાર્થ અસ્પષ્ટ રહે છે એનું કારણ કાલાન્વય પરસ્પર પળાયો નથી તે છે. 'બંધાયા છે' ની સાથે ટંકાય છે આવવું જોઈએ. વળી કે પછીના વાક્યખંડમાં કર્તાની જરૂર પણ લાગે છે. આમ આનો વાક્યાર્થ અસ્પષ્ટ રહે છે.

(૨) આમાં બે વાક્યો છે, તેમાંથી બીજાં વાક્યમાં 'લાવી સ્થાપી', કરાવતાનો કર્તા શું ? નાગાર્જુન એનો કર્તા છે, પણ એ બહુ મુશ્કેલીથી સમજાય છે. ખરી રીતે આખું વાક્ય અસ્પષ્ટ વાક્યરચનાનો મજાનો નમૂનો છે. 'આકાશમાર્ગે જતાં, શેઢી નદીને કિનારે સ્થાપી'નો અર્થ શેઢી આકાશમાર્ગની નદી હતી એવો થઈ જાય. પણ એ આખાં વાક્યના ખંડો પાડીએ. (૧) શ્રી પાર્શ્વનાથની મૂર્તિ લઈ આકાશમાર્ગે જતાં (૨) શેઢી નદીને કિનારે લાવી સ્થાપી, (૩) પ્રતિષ્ઠાનપુરના સાતવાહન રાજાની પદ્મિનીરાણી ચંદ્રલેખાને હાથે રસવિધાન કરાવતાં તે સ્થળે પારો સ્તંભ્યો (૪) ત્યાં સ્તંભનપુર નામનું નગર પ્રસિદ્ધ થયું. આમાંથી (૧) અને (૨) સંબદ્ધ છે તો (૩) અને (૪) સંબદ્ધ છે. પણ (૧)-(૨) અને (૩)-(૪) વચ્ચે શો સંબંધ છે તે જરાયે સમજાતું નથી. પાર્શ્વનાથની મૂર્તિ શેઢી નદીને કાંઠે સ્થાપી તેને પારાનાં સ્તમ્ભન સાથે શો સંબંધ છે એમજ અજાણ્યાને પ્રશ્ન થાય. ખરી રીતે કર્તાનો અભિમત અર્થ બહાર લાવવાને વાક્યરચના આમ જોઈએ. "(તેણે) આકાશમાર્ગે (થઈને) શ્રી પાર્શ્વનાથની મૂર્તિને શેઢી નદીને કિનારે લાવી સ્થાપી, અને પ્રતિષ્ઠાનપુરના સાતવાહન રાજાની પદ્મિનીરાણી ચંદ્રલેખાને હાથે રસવિધાન કરાવ્યું તેથી તે સ્થળે પારો સ્તંભ્યો. (તેથી) ત્યાંનું નગર સ્તંભનપુર નામે પ્રસિદ્ધ થયું." આમ વાક્ય લખીએ તો કંઈક સ્પષ્ટતા વધે. આ વાક્યને વ્યાકરણદોષના નમૂના તરીકે ન ગણતાં, શૈલીદોષના નમૂના તરીકે જ ગણવું જોઈએ.

(૩) આમાં 'ભ્રષ્ટ રૂપ થએલું છે' ને બદલે 'ભ્રષ્ટ થએલું રૂપ છે' એમ જોઈએ.

(૪) આમાં 'કહી' તથા 'પ્રયત્ન કરે છે' નો કર્તા 'સ્કંદપુરાણ' ક્રિયાપદથી બહુ દૂર છે તેથી સન્નિધિભંગ થતાં દુર્બોધતના થાય છે. વળી '-જેટલું પ્રાચીન મૂકવા પ્રયત્ન કરે છે' એ રચના વિદેશી છે; આપણી ભાષાને અનુકૂળ નથી. આપણે તો 'મૂકવા' ને બદલે 'ઠરાવવા'જ લખીએ. વળી આ વાક્યમાં 'ભૃગુએ...બતાવનાં' વાળો ખંડ અયોગ્ય રીતે ઘૂસી ગયો છે, ને વાક્યરચનાની શિથિલતામાં અને અસ્પષ્ટતામાં વધારો કરે છે.

(૫) આવી જાતની Indirect રચના આપણી ભાષામાં જેમ બને તેમ ઓછી વાપરીએ તો સારૂં. આપણાં બંધારણને એ અનુકૂળ નથી.

(૬) 'સ્કંદપુરાણમાં' આમાં અદ્ધર રહી ગયું છે. એનો સંબંધ ક્યાંય આવતો નથી. તેથી અન્તે "એમ લખ્યું છે" એટલું ઉમેરીએ ત્યારેજ અર્થ મળે,'બીજું', 'ગાદીએ બેઠો' નો કર્તા તારકાસુર છે તે બરાબર, પણ સોંપ્યા'નો કર્તા પણ એજ શબ્દ છે તે અયોગ્ય થાય છે કેમકે 'સોંપ્યા'ની સાથે 'તારકાસુર ન મળે, 'તારકાસુરે' મળે, માટે એ વાક્યમાં '–ત્યારે' પછી 'તેણે' ઉમેરવું જોઇએ. વળી છેલ્લું ક્રિયાપદ 'આપ્યા' બહુવચન માં છે તે ખોટું છે, એનો કર્તા (અધિકાર' એકવચનમાંજ છે તેથી. ખરી રીતે 'નિમિને અગ્નિનો અધિકાર આપ્યો, કાલનિમિને યમનો અધિકાર આપ્યો–' વગેરે એમ રચના છે, તેથી અધિકાર એકવચનમાંજ છે.)

(૭) આ વાક્ય કેટલું અસ્પષ્ટ અને શિથિલ છે તે નીચેનું એના ઉપરથી સ્પષ્ટ બનાવેલું વાક્ય વાંચવાથી સમજાશે. એ વાક્ય આમ જોઇએ: "મહાત્મ્યનો લેખક, નદીને ઝીલાણતીર્થથી સમુદ્ર દેખાયો છતાં (નદી પાસે) વડવાનલને ત્યાં નથી મૂકાવતો પણ (વડવાનલને સમુદ્રમાં મૂકાવવાને માટે નદીને) દક્ષિણમાં લઇ જાય છે." આ વાક્યના કયા દોષ ગણાવવા અને કયા ન ગણાવવા ?

અમારી મતલબ એટલી છે કે આવાં પુસ્તકમાં આવી અસ્પષ્ટ શૈલી લાભ કરતાં હાનિ વધુ કરે છે. ઘણી વખત અસ્પષ્ટ શૈલીને લીધે લખાણનો અનર્થ પણ થઇ જાય. બાકી આ પુસ્તકની વ્યુત્પત્તિ વિશે અમારે વખાણજ કરવાના છે.

## જિંદગી સ્વપ્ન ટૂંકું

હૃદયકાન્ત

મેં ઇચ્છયું કે હૃદયતલમાં મૂર્તિ હું એક સ્થાપુ
દાઝેલાં આ ગરીબ દિલનાં દર્દનાં ગીત ગાઉં
કે આશામાં જીવનભર હું દીર્ઘ નિશ્વાસ નાખું
કિન્તુ કેવું કમનસીબ કે જિંદગી સ્વપ્ન ટૂંકું

# ગ્રંથસ્થવાઙ્મય

ઉ. ૨. માંકડ

**મ્હારાં[1] સોનેટો:** લે. પ્રો. બલવન્તરાય ક. ઠાકોર ચુનાર વાડો ભરૂચ કિં. રૂ. ૧

આમાં કર્તાનાં[1] સોનેટોનો સંગ્રહ છે; એમાંથી ઘણાંખરાં આગળ એમના બે કાવ્યસંગ્રહોમાં છપાઇ ગયાં છે તો થોડાંક નવાં પણ છે. દરેક સોનેટ ઉપર યોગ્ય ટિપ્પણ પણ અહીં આપ્યું છે. તેમ વળી સોનેટનું રૂપદર્શન કરાવે એવો સૂચક નાનો નિબંધ પણ આમાં છપાયો છે. સોનેટ નામે કાવ્યપ્રકાર વિદેશીય[2] છે, તેથી આપણે ત્યાં એ કાવ્યસ્વરૂપના અખતરા હજી પ્રયોગદશામાં છે: તેવી સ્થિતિમાં એક જ કવિએ એ કાવ્યસ્વરૂપ વિશે કરેલા પ્રયોગોનો સંબદ્ધ સંગ્રહ થાય એ ઇષ્ટ જ ગણાય: તેમાં પણ, આપણા આ પ્રતિષ્ઠિત પ્રયોગકારના પ્રયોગો તો વધુ આદરણીય એટલા માટે ગણાવા જોઇએ કે આપણે ત્યાં સોનેટસાહિત્યના એ જનક છે અને એની અસર આપણાં નવાં કાવ્યસાહિત્ય ઉપર સારાં પ્રમાણમાં થવા માંડી છે. આથી અહીં પ્રો. ઠાકોરે સ્વીકારેલાં સોનેટસ્વરૂપના સળંગ વિકાસની ઝાંખી એકી સાથે થઇ શકે છે તે આ પુસ્તકપ્રકાશનનું મુખ્ય મૂલ્ય ગણવું જોઇએ. કાવ્યસ્વરૂપના વિકાસના ઐતિહાસિક દૃષ્ટિએ જ આ જુદા સંગ્રહનું મૂલ્ય છે.

માટે એનાં પ્રકાશનથી સૂઝતી એક વાત અહીં વિચારવી પ્રાપ્ત થાય છે. સોનેટ-સ્વરૂપ જ એવું છે કે એમાં વિચારભારનું તત્ત્વ જોઇએ. એના વગર સોનેટનું ગૌરવ દીપે નહીં. પ્રો. ઠાકોરે સોનેટો લખવા માંડયાં ત્યાર પહેલાં એ જાતની કાવ્યરચના આપણે ત્યાં પ્રચારમાં ન્હોતી. એમણે આપણી એ કવિતાકૂંખને વાવી તે પછી આજસુધીમાં એ ફાલીફૂલીને સમૃદ્ધ બનતી ગઇ છે. આ કર્તાનો એક મહાન વિજય ગણાય અને સોનેટના પ્રચારને જ પરિણામે આપણી કાવ્યવિવેચનામાં પણ કવિતા વિચારપ્રધાન હોવી જોઇએ એવું મન્તવ્ય ઉદ્ભૂત થવા પામ્યું છે; અને આજે તો આપણી કવિતા ચારેકોર વિચારભારે લદાતી ચાલી છે. આમ યુવાનમાનસને મંત્રમુગ્ધ બનાવી દે એટલી અસર પ્રો. ઠાકોરનાં આ સોનેટોએ અને તેની પાછળ રહેલી કાવ્ય ભાવનાએ આપણાં કાવ્યસાહિત્ય ઉપર કરી છે. અને નિખાલસ વિવેચકે એમ સ્વીકારવું પડે કે આ વિચારભારનાં પ્રધાનત્વવાળી કવિતાની અવગણના આપણે આટલો વખત કરી છે તે યોગ્ય થયું નથી. આમ વિચારપ્રધાન

૧. આ કાવ્યસ્વરૂપ માટે આપણે સોનેટ શબ્દ સ્વીકાર્યો છે. એની જાતિ કયી ગણવી જોઇએ, એના વિશે આપણા આ માનનીય વિદ્વાને સ્વીકારેલો મત યોગ્ય જ છે. (નરેન્દ્ર બુચ, બેટાઇ વગેરેએ જાતિ જ સ્વીકારી છે.) સંસ્કૃત સાહિત્યમાં મુક્તક, કલાપક આદિ કાવ્યકૃતિઓને નપુંસક જ ગણાય છે, અને સોનેટ પણ એક જાતનું કાવ્ય માટે એની જાતિ પણ નપુંસક ગણવામાં બાધ નથી એમ અમે માનીએ છીએ.

૨. પશ્ચિમની પ્રતિભાએ સ્વાનુકૂલ આ કાવ્યસ્વરૂપ ઉપજાવ્યું છે, તો આપણી પ્રતિભાએ મુક્તક નામે કાવ્યસ્વરૂપને ઉપજાવીને એવી જ સાહિત્યસેવા બજાવી છે.

કવિતા ઉત્તમોત્તમ બની શકે એવું બતાવી આપવાનો અને સિદ્ધ કરી બતાવવાનો જશ પ્રો. ઠાકોરને જાય છેઃ અને એ જશ કંઇ ન્હાનોસૂનો ન કહેવાય.

પણ પ્રો. ઠાકોર પોતાને આજન્મ પ્રયોગકાર માને છે. એમણે જેમ શુદ્ધ વિચારપ્રધાન કવિતા લખી છે તેમ શુદ્ધ ઊર્મિપ્રધાન કવિતા પણ લખી છે; કલ્પનાપ્રધાન કવિતા એમના સંગ્રહોમાં બહુ નજરે પડતી નથી. આ સ્થિતિ એમનાં માનસનાં ઘડતરને અનુરૂપ જં ઉપજી આવી છે. એટલે આપણા આ માનનીય પ્રયોગકારના વિજયની સહર્ષ કબૂલાત આપ્યા પછી પણ અમારે એટલું તો જણાવવાનું રહે છે કે જેમ વિચારપ્રધાન કવિતા ઉત્તમોત્તમ કવિતા બની શકે, તેમ જ ઊર્મિપ્રધાન કે કલ્પનાપ્રધાન કવિતા પણ ઉત્તમોત્તમ કવિતા બની શકે ખરી. ઉત્તમ કાવ્ય, અમારી સમજણ મુજબ, વિચારપ્રધાન વા ઊર્મિપ્રધાન વા કલ્પનાપ્રધાન હોઇ શકે. એટલે આ ત્રણ પ્રકારમાંથી અમુક ઉંચો અને અમુક નીચો એમ સિદ્ધ કરવાની ભાંજગડ આજકાલ આપણાં સાહિત્યમાં ઘણી જગાએ ચાલી રહી છે તેને અમે વ્યર્થ કાલક્ષેપ ગણીએ છીએ. કવિતા તો વિચાર પ્રધાન જ હોવી જોઇએ એમ પકડી રાખનારાઓની દૃષ્ટિ સાપેક્ષ જ છે. એ સ્થિતિથી જરાક પર જઇને જોનારને તો દેખાશેજ કે કવિતાસાહિત્યમાં આ ત્રણે પ્રકારોનો સરખો વિજય થવાનો સમ્ભવ છે. વળી આ પણ સમજી લેવું જોઇએ કે આ ત્રણે પ્રકારો કંઈ જૂદા જૂદા બંધ રાખેલા ઓરડા જેવા ન જ હોઈ શકે. એમાં વધુ ઓછાં મિશ્રણોનો સમ્ભવ પણ બહુ ઘણો છે. તેથી જે વિવેચકબંધુઓ, પ્રો. ઠાકોરની કવિતા વિચારભાર વાળી છે માટે એને આવકાર આપતા નથી, તેને અમારે જણાવવાનુ છે કે કવિતાપ્રદેશની બધી દિશાઓ એમણે ખોલી નથી આપી તે ખરૂં પણ, જે એક દિશા આપણે ત્યાં વર્ષો થયા બંધ પડી હતી તેને ખોલીને કવિતાપ્રદેશના એક અજાયબ કરે એવા ભાગને એમણે આપણને બતાવી દીધો છેઃ ને તે અમારે કહેવુ જોઇએ કે એ ભાગ પણ બીજા ભાગો કરતાં કોઇ રીતે ઉતરે નહીં એટલે સુન્દર અને સમૃદ્ધ છે. આવી સ્થિતિ લાવવાનો બધો જશ પ્રો. ઠાકોરને છે, અને એ સ્થિતિનાં પ્રસવસ્થાન જેવા આ સોનેટોને એટલા જ માટે અમે વધાવીએ છીએ.

અહીં અછડતી રીતે કરાવેલાં આ વિચારદર્શનને વિકસાવવાની અહીં જગ્યા નથી, તેમ વળી આમાંથી વ્યક્તિગત સૉનેટોની ચર્ચા કરવાની પણ અહીં જગ્યા નથી, તેથી આટલું જ લખીને હમણાં તો સંતોષ રાખવો પડે છે.

**શકુન્તલાનું સ્વપ્નદર્શનઃ** લે. પ્ર. બટુભાઇ ઉમરવાડીઆ ગોપીપુરા, સુરત કિં. રૂ. ૧.

શકુન્તલમાં વર્ણવેલા પ્રસંગો અને એમાં ચીતરેલી પાત્રસમાજસંસ્કૃતિ આજના સમાજમાં બનતાં જોવા જઇએ તો કેવું સ્વરૂપ ધારણ કરે એવી પ્રશ્નાત્મક મનોવાચ્છનાથી કવિએ આ નાટક લખ્યું છે. ઘણેખરે સ્થળે લેખકે મૂળ શાકુન્તલના જ શબ્દો વાક્યો તથા શ્લોકો રાખ્યા છે. છતાં વસ્તુને આધુનિક બનાવવાનો પ્રયત્ન કર્યો છે. એક સુબાની મોટર અટકી જવાથી રસ્તામાં આવેલ આશ્રમમાં તે જઇ ચડે છે. ત્યાં એને આશ્રમપતિની પુત્રી શકુન્તલાનું દર્શન થાય છે....આમ વસ્તુની શરૂવાત થાય છે, અને એવી રીતે એનો વિકાસ મૂળ શાકુન્તલના પ્રસંગોને સમતાયુક્ત રહીને થયા કરે

છે. બટુભાઇનો હાથ છે એટલે પ્રસંગખીલવણી, શૈલી અને રસસાતત્ય તો બહુ સારી રીતે જળવાયાં છે એની ના પડાય એમ નથી. પણ પ્રસ્તુત નાટકની મૂલવણી એમ નિરપેક્ષ દૃષ્ટિએ થાય તેમ નથી. જેટલે અંશે (અને એ અંશો બહુ ઘણા છે) એ મૂળ શાકુન્તલ ઉપર અવલમ્બે છે તેટલે અંશે એની મૂલવણી પણ સાપેક્ષ બને છે. આ સાપેક્ષ દૃષ્ટિથી વિચાર કરતાં અમને જણાય છે કે આવો પ્રયોગ કંઇ બહુ સફળ નીવડવાનો સમ્ભવ નથી. મૂળ શાકુન્તલમાં જે નૈસર્ગિક વાતાવરણ છે તેને આજના જમાનામાં ઘટાવવું હોય તો અમને બટુભાઇના આ પ્રયોગની રીત કરતાં ન્હાનાલાલના વસન્તોત્સવની રીત વધુ ગમી છે એમ કહેવું જોઇએ. કાલિદાસીય સમાજ અને અર્વાચીન સમાજ વચ્ચે સાંસ્કૃતિક ભેદ એટલો બધો તો વધી પડ્યો છે કે એ સંસ્કૃતિને આજના સમાજમાં આમ ઉપરછલ્લીઆ ફેરફારો કરીને ઘટાવવાનું શક્ય જ નથી. આ બન્ને સમાજ વચ્ચેનો ભેદ ઉપરછલ્લીઓ નથી, મૂલગત છે. આખાં સમાજમાનસનો દૃષ્ટિકોણ આજે બદલાઇ ગયો છે, તેમ વળી સામાન્ય જડ શારીરિક સુખોપભોગની આજની રીત પણ કાલિદાસીય જમાનની કલ્પનામાં યે ન આવે એટલી બદલાઇ ગઇ છે. એમ, આંતરિક તેમજ બાહ્ય વાતાવરણમાં આજનો સમાજ તે કાળના સમાજના કરતાં સાવ બદલાઈ ગયો છે. તેથી આ પ્રયોગ અમને તો અર્થહીન લાગે છે. આજે કાલિદાસીય વાતાવરણ આપણા સાહિત્યમાં આધુનિક જમાનાને અનુકૂળ રીતિએ ઉતારેલું ક્યાંય દેખાતું હોય તો તે વસન્તોત્સવમાં છે. વધુ વીગતોમાં ઉતરીને અમારું આ મન્તવ્ય સમજાવવાની અહીં જગ્યા નથી તેથી આટલું જ મતદર્શન કરાવવું યોગ્ય ધાર્યું છે.

**(૧) કેળનો બગીચો** મગનલાલ ગજ્જર, ૦-૪-૦, પૃ. ૬૨, **(૨) ગુજરાતની વનસ્પતિઓ:** બાપાલાલ ગરબડદાસ વૈદ્ય, ૦-૪-૦, પૃ. ૭૩, **(૩) મિરાતે અહમદી** (વૉ. ૨, ખંડ-૩) દિ. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી, **(૪) ભૌગોલિક કોષ** (પ્રાચીન અને મધ્યકાલીન): ભાગ ૧; ડાહ્યાભાઈ પી. દેરાસરી, ૦-૧૨-૦ **(૫) ગ્રંથ અને ગ્રંથકાર,** પુ ૬ ઠ્ઠું. હિરાલાલ ત્રિ. પારેખ. ૧-૦-૦ બધાંના પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી, અમદાવાદ.

પહેલાં બે પુસ્તકો એ વિષયનાં શાસ્ત્રીય વીગતોવાળાં પુસ્તકો ગણાય, અને આપણાં નિર્ધન સાહિત્યમાં જરૂર આવકારપાત્ર ગણાય. ત્રીજામાં દિ. બ. ઝવેરી આ બહુમૂલ્ય ગ્રંથનું ભાષાન્તર આગળ ચલાવે છે. ચોથાં પુસ્તકનું પ્રકાશન ખાસ આવકારલાયક ગણાવું જોઇએ કેમકે હવે ગુજરાતમાં પણ સંશોધકોની સંખ્યા વધતી આવે છે તેમને તથા જુનાં સ્થળોના અભ્યાસ કરનારને એ ઉપયોગી થશે. શાળાઓના શિક્ષકોને એ પુસ્તક અતિશય ઉપયોગી નીવડશે પાંચમાં પુસ્તકનું વાર્ષિક પ્રકાશન હવે તો સર્વત્ર વખણાઇ ચુક્યું છે. એ પુસ્તકમાં આ વખતે નીચેની સામગ્રી છે. 'વર્તમાન ગુજરાતી સાહિત્ય' ઉપર હિ. ત્રિ. પારેખે એક લેખ લખ્યો છે, એમાં દિ. બ. ઝવેરીનાં The Present State of Gujarati Literature અને મુનશીનાં Gujarat and its Literature નું સમગ્ર દૃષ્ટિએ અવલોકન છે, તથા એ વિષયની થોડીક ચર્ચા છે. પછી સન. ૧૯૩૪ નાં પુસ્તકોની વર્ગીકૃત યાદી તથા સન ૧૯૩૪ માં માસિકોમાં પ્રસિદ્ધ થયલા મહત્વના

હાજરી તો, શરૂવાતનાં અતિસરલ કાવ્યોના મુકાબલે કક્ષાભેદ થાય છે તેથી પણ અનિચ્છનીય છે. વળી એમાં કેટલાક વ્યાકરણદોષ પણ છે દા. ત. 'આજથી હું તો ભુખો રહીશ ને ખાઉં કે ના પીશ; જેવામાં કાલાન્વય દોષ છે તો 'ચોરે ઝાલી જાંગ, મોટી જાણે ડાંગ'માં ઉત્પ્રેક્ષામાં અનૌચિત્યદોષ છે. વળી પ્રાસ મેળવવાનું રાખ્યું છે પણ બધે ઠેકાણે પ્રાસ સુભગ નથી આવ્યા 'હાથ-દાંત,' 'જાય- નોંય' (પૃ. ૪૪) 'નહિ-સુકાઇ' (પૃ. ૪૧) વગેરે એનાં દૃષ્ટાન્તો છે.

બીજા પુસ્તકમાં ફરિયાદ કરવા જેવું મુખ્ય તત્ત્વ એના ઉચ્ચ ભાવો છે. બાલમાનસ ન ઝીલી શકે એવા ભાવો આ સંગ્રહમાંની ઘણી કવિતામાં-અમને દેખાય છે.-મારે અંતર ગીત જગાવો ને (પૃ. ૧૦) મારે જોવા છે પ્રાણથી પિયારા સંધ્યા ઉષાના આરા (૨૦) આભ ભરી સારંગીથી સૂર છૂટે શું તીણા (પૃ. ૨૬), એજ કાવ્યમાં લી-૬, અને ૮. પરીઓની વાડીએ અતંરના ફૂલ છે (પૃ. ૩૯) વગેરે આના દૃષ્ટાન્તો છે. હવે વ્યાકરણદોષ: પાણી પીએ (૧૫) 'છે નિર્દોષ એનો વાંક' (૧૭) સાગરજલ જેમ ધાટે (૩૪ સાગરને ઘાટ ન હોય, નદીને હોય) ફૂલડાંનો લૂમ છે (૩૯ લૂમ નારીજાતિ છે, તેમ વળી ફૂલડાની લૂમ ન કહેવાય એને તો ઝુંમખાં કહેવાય.) વગેરે,

આ દોષ આમ આંગળી ચીંધીને બતાવવાનું કારણ એક છે. આ બન્ને આપણા શિષ્ટ કવિલેખકો છે. તેમને હાથે આવા દોષો ન થાય તો ઠીક. વળી બાળસાહિત્યમાં પણ વેધક દૃષ્ટિ નાખવાની જરૂર આપણે ત્યાં આવી પહોંચી છે એમ લાગવાથી આટલું લખ્યું છે.

**શ્રીયોગાંક** (કલ્યાણ)

કલ્યાણના વિશિષ્ટાંકો હવે તો ખૂબ પ્રતિષ્ઠિત થઈ ચૂક્યા છે. આ વખતનો વિશિષ્ટાંક એની આ પ્રતિષ્ઠામાં ખૂબ વધારો કરે છે. ખરી રીતે આ અંકને યોગની એનસાઇક્લોપીડિયા કહીએ તો ખોટું નહીં: એટલું વિવિધ અને માહિતીપૂર્ણ એનું લખાણ છે. યોગમાં જેને જરાક પણ રસ હોય તેણે આ અંક જેમ બને તેમ જલ્દી હસ્તગત કરવો જોઇએ.

**અમી**: જયેન્દ્રરાય ભ. દૂરકાળ, આકાશેઠ કૂવાની પોળ, અમદાવાદ ૧-૮-૦, ૨૪૬ (સૂચિ સાથે, પાકું પૂઠું)

પ્રો. દૂરકાળનું નામ હવા નિબન્ધકાર (એમના શબ્દોમાં નવનિબન્ધકાર) તરીકે આપણાં સાહિત્યમાં જાણીતું છે. પ્રસ્તુત પુસ્તકમાં એમણે વિવિધ વિષયો ઉપર હળવી બાનીમાં નિબંધિકાઓ લખી છે. મર્માળું શિષ્ટ હાસ્ય આ પુસ્તકનો વિશિષ્ટ ગુણ છે. સામાન્ય બાબતને પણ અમુક દૃષ્ટિથી જોઇએ તો એનાં કેટલાં વિધવિધ પાસાં આપણને દેખાય તે આનાથી પ્રતીત થાય છે. પશ્ચિમનાં સાહિત્યમાં તો આવી હળવી નિબન્ધિકાઓની સાહિત્યશાખા જુદી પાંગરી છે. આપણે ત્યાં આવાં લખાણની શરૂવાત છે. તેથી અમે પ્રો. દૂરકાળને એમની પ્રાસાદિક, રમતીઆળ, નૈસર્ગિક, શુદ્ધ અને મર્મગામી શૈલીને માટે અભિનન્દન આપીએ છીએ.

અમે નથી કહેતા— લોકો કહે છે કે:

# ગાંડીવ

## બાળ પખવાડિક

બાળકોના વાચન માટે અનુપમ વાનગી છે.

એનો પહેલો અંક જોઇ શ્રી ગિજુભાઇ આપોઆપ બોલી પડેલા (૧–૮–૩૪): આ તો સૌ કરતાં ચડિયાતુ છે. સૌ બાળપત્રોને એ જોઇ સુધરવું પડશે.

**શ્રી ઇન્દુલાલ સેવકલાલ દવે:** (મેડીકલ ઑફિસર વડોદરા) લખે છે: 'ગાંડીવ પાક્ષિક ઘણુંજ લોકપ્રિય થવા ઉપરાંત જેને માટે તે પ્રસિદ્ધ થાય તેઓમા–બાળકોમા પ્રિય છે, તે થયું છે......છોકરાં રાહ જોયા કરે છે... વાંચવા માટે હરિફાઈ ચાલે છે."

**શ્રી ચંદ્રવદન જ. મહેતા.** બી. એ: (મ. વિ. સુરત.) ઘણુંજ સરસ વાચન. બાળકો પડાપડી કરે છે.

**"ફુરસદ"ના તંત્રી:** માત્ર પાંચ રુપિયામાં આવું પખવાડિક તમે શી રીતે આપી શકો છો તે સમજી શકાતું નથી......શાબાશી ઘટે છે. બાળકો માટે ખાસ મંગાવવા માબાપોને સલાહ છે.

**પુસ્તકાલયના તંત્રી:** બાળકોના શિક્ષણમાં રસ લેનાર માબાપો, શિક્ષણ સંસ્થાઓ ને સાધનસંપન્ન પુસ્તકાલયો આ બાળપખવાડિકના ગ્રાહક બની જઇ રા. વીમાવાળાના સાહસને ઉમંગભેર વધાવી લે.

**કૌમુદીના તંત્રી:** દેખાવ અને રચના, વાર્તાઓ ને કાવ્યો, ચિત્રો અને અવનવી માહિતી બધુંજ ઘણુંજ મનોરંજક ને આશાસ્પદ. ગુજરાતનાં ગૃહો ને શાળાઓ આ પત્રને અપનાવે એમ ઇચ્છીએ.

**બે ઘડી મોજ:** પાંચ રૂપિયામાં ખરેખર ખૂબ સસ્તુ ગણાશે........

એકેએક વર્તમાનપત્ર, માસિક, શિક્ષણકારે એના વખાણ કર્યાં છે, તેની સચ્ચાઇ સમજવા નમૂનો મંગાવી લ્યો.

**વાર્ષિક લવાજમ રૂપિયા પાંચ. ટપાલ ખર્ચ સાથે**

ગાંડીવ મુદ્રણાલય, હવાડિયા ચકલા, સુરતમાં ગાંડીવ સાહિત્ય મંદિર માટે નટવર વીમાવાળાએ આ સૂચીપત્ર છાપ્યું ને પ્રગટ કર્યું. ડીસે૦ ૧૯૩૫

# અંજલિ ગ્રંથમાળા

સમાજ, ધર્મ અને રાષ્ટ્રની આજે નવરચના થઈ રહી છે તેમાં અલ્પાંશે પણ ઉપયોગી થઇ શકે તેવું સાહિત્ય સહેલામાં સહેલી અને આકર્ષક રીતે અત્યંત સસ્તાં મૂલ્યે આપવાનો અમારો હેતુ છે.

એક વર્ષના અનુભવ અને વિચાર પછી અમારાં પ્રકાશનો માટે અમે ઉપર લખેલી કસોટી નક્કી કરી છે. કેવળ મનરંજન અર્થે અમારાં પ્રકાશનો નથી. લોકોમાં જે વાચનભૂખ ઉઘડી છે એનો ઉપયોગ લઇ એ દ્વારા સમાજને મૂંઝવતા કૂટ પ્રશ્નો એમના ખ્યાલમાં લાવવાનો અમારો પ્રયત્ન છે.

જીવનમાં જે વિચારોની જરૂર પડે છે તે વિચારો અમે નવલકથા, નાટકો, વાર્તાઓ, સાહસકથાઓ, જીવનચરિતો, પ્રવાસ વર્ણનો, પત્રો ઈત્યાદીના રૂપમાં સહેલમાં સહેલી અને રસિક રીતે પ્રજા સમક્ષ મૂકીશું.

## બીજા વર્ષનું પહેલું પુસ્તક—

## સંજીવની

જીવનને પરમ આદર્શની સાધના સમજતાં આજના વિરલ યુવક યુવતીને કેવાં કષ્ટો, મંથનો અને પરિતાપો સહેવાં પડે છે તેનું સ્પષ્ટ ચિત્ર રજુ કરતી આ નવલકથા એપ્રીલની શરૂઆતમાં પ્રગટ થશે.

ગ્રંથમાળાના પુસ્તકો સસ્તાં હશે માટે નાખી દીધાં જેવાં હશે એમ ન માની બેસતા.

પહેલાં વર્ષ કરતાં બીજા વર્ષનાં પુસ્તકો રૂપ અને ગુણમાં ચઢીઆતાં હશે. છતાં મોંઘાં નહિ પણ સસ્તાં જ હશે. પહેલે વર્ષે હજાર પાનાં આપવાની જાહેરાત કરી અને લગભગ અગીઆરસો પાનાં આપ્યાં છે. બીજા વર્ષે બારસો પાનાં જાહેર કરીએ છીએ અને ગ્રાહકોનો સહકાર મળશે તો એથી યે વધુ આપવાની અમારી ઉમેદ છે.

આપ ગ્રાહક છો? નથી તો શા માટે નથી? વરસે દહાડે ત્રણ રૂપિઆનું ખર્ચ આપને મોંઘું નહિ પડે. જરા વિચારી જોજો અને યોગ્ય લાગે તો અવશ્ય ગ્રાહક થજો. આપના સહકારથી ગ્રંથમાળા વધુ સમૃદ્ધ, સુંદર અને સસ્તી થશે.

એક બીજી વાત: પહેલાં વર્ષનું ચોથું પુસ્તક "અંતરની વાતો" સરકારે "વાંધા ભર્યું" ગણી જપ્ત કર્યું અને પ્રેસ પાસે રૂપિઆ પાંચસોની જામીનગીરી માગી એટલે હવે પહેલાં વર્ષનાં પુસ્તકો લેવાં ઈચ્છનારને "અંતરની વાતો" નહિ મળી શકે. બાકીના છ પુસ્તકો લગભગ સાડા આઠસો પાનાંનાં છે તે પહેલાં વર્ષના ગ્રાહક થનારને ગેર બેઠાં, કાચાં પૂઠાંના રૂપિયા સવા બે અને પાકાં પૂઠાંના રૂપિયા ત્રણના લવાજમે મળી શકશે.

**બીજા વર્ષની યોજના વિષે પાછળ વાંચો.**

તા. ૮-૨-'૩૬    વ્યવસ્થાપક : અંજલિ ગ્રંથમાળા : [illegible] રોડ : કરાંચી.

# યોજના

## લેખકો

આ લેખકબંધુઓએ સહકાર આપવાની કૃપા કરી છેઃ—

શ્રી. ઝવેરચંદ મેઘાણી
,, નૃસિંહપ્રસાદ ભટ્ટ
,, રામનારાયણ ના. પાઠક
,, હરભાઈ ત્રિવેદી
,, મૂળશંકર મો. ભટ્ટ
,, ભવાનીશંકર વ્યાસ
,, ઇન્દુલાલ ગાંધી
,, દર્શક
,, ચારુદત્ત
,, વિનોદ ભટ્ટ
,, ચંદુલાલ ત્રિવેદી
,, સોપાન

## પહેલાં વર્ષનાં સાત પુસ્તકોઃ—

**પલટાતાં તેજ** — ઇન્દુલાલ ગાંધી
**પ્રતિબિંબ** — ચંદુલાલ ત્રિવેદી
**દરિયાના મામલા** — ચારુદત્ત
***અંતરની વાતો** — સોપાન
**વેરાનમાં** — ઝવેરચંદ મેઘાણી
**કાળાપાણીને પેલેપાર** — રામનારાયણ ના. પાઠક
**ધૂપદાની** — વિનોદ ભટ્ટ

* મુંબઇ સરકારે જપ્ત કર્યું.

ઉત્ક્રાંતિના વિચારો ફેલાવતું બારસો પાનાનું વાચન નીચેનાં લવાજમે ઘેર બેઠાં મળી શકશે. લગભગ બધાં પુસ્તકો દ્વિરંગી મુખચિત્રવાળાં હશે. છપાઇ સુંદર અને બાંધણી મજબૂત હશે.

| | | | |
|---|---|---|---|
| કાચું પૂઠું દેશમાં | રૂપિયા ત્રણ | કાચું પૂઠું પરદેશમાં | શિલિંગ ૭ |
| પાકું પૂઠું ,, | રૂપિયા ચાર | પાકું પૂઠું ,, | શિલિંગ આઠ |

પુસ્તકોની છુટક કિંમત લગભગ હોદી રહેશે અને કાર્યાલય ઉપરાંત મુંબઇ, સુરત, વડોદરા, અમદાવાદ, ભાવનગર, રાજકોટ, ધોળા, અમરેલી, કલકત્તા, મદ્રાસ વગેરે સ્થળોએ કોઇ પણ બુકસેલર પાસેથી મળી શકશે.

ગ્રાહક થવા માટે લખોઃ—

**દિનકર કાર્યાલય**
સાબરમતી.

**અંજલિ ગ્રંથમાળા**
ઉન્સો હૉલ • કરાચી.

# ગુજરાત



દર મહીનાની તા. ૧૫મીએ પ્રકટ થાય છે.

## ફેબ્રુઆરી અંકમાં

શ્રી. કનૈયાલાલ મુનશીની નવી નવલકથા

# જય સોમનાથ

(બીજું પ્રકરણ)

ઉપરાંત

હુલ્લડખોર (નાટક): ... રામચંદ્ર શુક્લ

ભૂતિયો ઓરડો (વાર્તા): ધનસુખલાલ મહેતા

ચીની યાત્રાળુ (નિબંધ): ધનપ્રસાદ મુનશી

વિજેત્રી (નાટક): .... સનાતન બુચ

નાસ્તિકતા (વાર્તા): ... કિશનસિંહ ચાવડા

આપણી લિપિ (ચર્ચા): બળવંતરાય ઠાકોર

મહાગુજરાતનાં સંસ્થાનો: ડુંગરશી ધરમશી સંપટ

ઉપરાંત

લલિત, સુન્દરમ્, ખેટાઇ, સ્વપ્નસ્થ, પૂજાલાલ, વગેરે કવિઓનાં કાવ્યો, સાહિત્યના યાત્રાળુઓ, નવીન આદિત્ય, તંત્રીસ્થાનેથી વેરો વગેરે.


આદ્યતંત્રી:
શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી
સાહિત્ય સંસદ તરફથી

**તંત્રી મંડળ:**

શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે,
શ્રી. ધનસુખલાલ કૃ. મહેતા,
શ્રી. રમણ ન. વકીલ,
શ્રી. શંકરપ્રસાદ છ. રાવલ,
શ્રી. ભાનુશંકર બા. વ્યાસ.



વાર્ષિક લવાજમ:

હિન્દમાં : રૂ. ૫-૦-૦
પરદેશ : ૧૨ શીલીંગ

સંસદના સભ્યો માટે
લવાજમ : રૂ. ૪-૦-૦



કાર્યાલય :
૧૧૧, એસ્પ્લેનેડ રોડ,
કોટ, મુંબાઈ.

નવું પ્રકાશન　　　　　　　　પુસ્તક સાતમું

# અંજલિ ગ્રંથમાળા



સમાજજીવનના વિવિધ અંગોને સ્પર્શ કરતી

નવલિકાઓનો સંગ્રહ

શ્રી. કલ્યાણરાય જોષીના પ્રવેશક સહિત




લેખક : વિનોદ ભટ્ટ

સુંદર છપાઈ : મજબુત પાકી બાંધણી : મનોહર ત્રિરંગી જેકેટ : કિંમત સવા રૂપિયો
અંજલિ ગ્રંથમાળા : ડેન્સો હોલ : કરાચી

• મુદ્રક અને પ્રકાશક • ભૂપતરાય મોહનલાલ દવે

# ઊર્મિ

• ઊર્મિ પ્રિન્ટરી • ફેન્સી હોલ કરાંચી

વર્ષ ૫મું
અંક ૪થો

સળંગ અંક ૫૨

## અનુક્રમણિકા




| | |
|---|---|
| એલ. કે. મેઘાણી | ૧૪, અમરતલા સ્ટ્રીટ, કલકત્તા |
| આર. આર. શેઠની કું., | પ્રિન્સેસ ,, મુંબઇ—૨ |
| સી. જમનાદાસની કું., | ,, ,, |
| એન. એમ. ત્રિપાઠીની કું., | ,, ,, |
| ગાંડીવ લવાજમ એજન્સી | તળાવ, સુરત, |
| પુસ્તકાલય સ. સ. મંડળ લી. | રાવપુરા, વડોદરા |

વાર્ષિક :::: લવાજમ :::: રૂપિયા ચાર

# ઊર્મિ

માર્ચ ૧૯૪૨

સંપાદક

ઊર્મિ મંડળ

वन्देमहि च तां वाणीं अमृतां आत्मनः कलाम्

# ઊર્મિ

વર્ષ ૫મું · ભાષા અને સાહિત્યનું માસિક · માર્ચ ૧૯૫૨ · અંક ૪થો

## अस्मदीयम्

### સંગીતમહામંડલ

પૂજ્ય પંડિત શ્રી ઓમ્કારનાથજીની ખાસ પ્રેરણાથી મુંબઈમાં હમણાં એક સંગીતમહામંડલની સ્થાપના થઈ છે. આ બનાવને અમે ખાસ મહત્ત્વનો ગણીએ છીએ. આપણે ત્યાં સંગીતપ્રિયતા અને સંગીતજ્ઞતાનો અભાવ ઘણો છે એ વાત ઉપર અમારાં ગયાં અસ્મદીયમ્માં અમે થોડોક ઇશારો કર્યો છે. હિન્દુસ્તાનના બીજા પ્રાન્તોની સરખામણીમાં આપણું સંગીતધન ઘણું જ દુર્બલ છે[1], એમ સર્વ કોઈની પ્રતીતિ હશે. રાગડા તાણીને ગાઈ શકાય એવું શાસ્ત્રીય સંગીત, જૈનધર્મનાં પ્યુરિટન દૃષ્ટિબિન્દુને ત્યાજ્ય લાગ્યું હશે એમ માનવાને કારણ મળે છે. જૈન તેમ જ બૌદ્ધ ધર્મોએ પ્રેક્ષા, સમાજ આદિ દરબારો તરફ અણગમો બતાવ્યાના ઉલ્લેખો નોંધાયેલા છે. અને આ ધર્મો તરફથી મળેલા આ તરફ અણગમો બતાવ્યાના ઉલ્લેખો નો જાણીતા છે. અને આ ધર્મો તરફથી મળેલા આ ઝોકને બ્રાહ્મણધર્મે પણ પાછળના વખતમાં અપનાવ્યો લાગે છે[2] આમ ધર્મ તરફથી જેની વિહિતતા નિષિદ્ધ મનાઈ તેને આબરૂદાર કુટુમ્બો પણ નિષિદ્ધ માને એમાં નવાઈ નથી. કાલાન્તરે રાગડા તાણીને ગાવાનાં સંગીતમાં કુલીનતા, આબરૂ વગેરેનો અભાવ છે, એમ પણ મનાવા માંડ્યું. અખિલસમાજનાં આવાં દૃષ્ટિપરિવર્તનને લીધે આપણે ત્યાં સંગીત અને તેની સહકારી કલાઓએ પોતાનું ઉચ્ચ સ્થાન ગુમાવી દીધું.

૧. બીજા પ્રાન્તોની સરખામણીમાં ગુજરાતમાં સંગીતપ્રિયતાનો પણ અભાવ, ગુજરાતમાં જામેલા જૈનધર્મનાં જોરથી પણ કંઈક સમજાવી શકાય.

૨. મનુસ્મૃતિમાં ૧૨, (૫) 'કૌશીલવ-૫ક્રિયા' ને ઉપપાતક ગણ્યું છે.

આપણી પ્રાચીન સમજ મુજબ ગીત (મૌખિક,) વાદ્ય નૃત, નૃત્ય નાટય વગેરે સહકારી કલાઓ ગણાતી. બીજી બાજુ સંગીતને કાવ્યવિદ્યા સાથે આત્મગત મંબંધ છે. ગયા અંકમાં અમે લખ્યું હતું કે, "ઉચ્ચ કાવ્યતત્ત્વવાળી કાવ્યરચનાની સાથે અનુરૂપ સંગીત ભળે તો કાવ્ય માનવજીવનમાં ઘણો મોટો ભાગ ભજવી શકે એમ તજ્જ્ઞોનું માનવું છે."

આથી આવી પરસ્પર સહકારી કલાઓની એક સાંકળ જેવી સંગીતકલાનું પુનરૂત્થાન થાય છે એમ સાંભળીને સર્વ કોઇને આનંદ થાય એમાં નવાઈ નથી.

ગુજરાતનાં[૩] આ સંગીતપુનરૂત્થાન માટે યોગ્ય સુકાની આ મહામંડલને મળ્યો છે એમ નોંધતાં અમને સવિશેષ આનન્દ થાય છે. પંડિત ઓમ્કારનાથ ગુજરાતના ઉત્તમ સંગીતજ્ઞ છે. એમને માત્ર શાસ્ત્રીય સંગીત ગાતાં આવડે છે એટલું જ નથી, સંગીતશાસ્ત્રનો એમનો અભ્યાસ ઊંડો અને અને તુલનાત્મક છે. ઉસ્તાદી શાસ્ત્રીય સંગીત ગાતાં આવડે એ એક વાત છે.–એમાં તો પંડિતજીને કક્ષા ઘણી જ ઉંચી છે. આત્માનું સંગીત અનુભવવું હોય તેણે પંડિતજીને સાંભળવા. પોતાની કળાની સાથે એકરૂપ અને એકતાન થઇ જવાની એમની શકિત અદ્ભુત છે. આથીએ ધારે તેવું વાતાવરણ ઉપજાવી શકે છે. આમ ઉસ્તાદી સંગીતનાં ગાયનમાં તો એમની ઉચ્ચ કક્ષા છે જ.—અને, એ વ્યાવહારિક કલાની પછવાડે રહેલું શાસ્ત્ર સમજીને એની વિવેચનાત્મક ચર્ચા કરવાની શકિત હોય એ બીજી વાત છે. પંડિતજીની આ બીજી શકિત પણ ઉચ્ચ છે. એમની સાહિત્યપ્રિયતાએ એમને ભાષા ઉપર પ્રભુત્વ આપ્યું છે. પંડિતજીનાં વ્યાખ્યાનો સાંભળતી વખતે શ્રોતાઓ એમના વાક્પ્રવાહમાં તણાયા જ કરે છે. ગુજરાતના અલ્પસંખ્ય વક્તાઓમાં પંડિતજીનું સ્થાન વિશિષ્ટ પ્રકારનું છે. આમ ભાષાપ્રભુત્વ અને શાસ્ત્રજ્ઞાન તેમજ વ્યાવહારિક સંગીતની ગાયનશકિત, આ ગુણ-ત્રિપુટીને લીધે પંડિત ઓમ્કારનાથજી આ નવાં મંડલના યોગ્ય સુકાની છે એમ અમે કહીએ છીએ.

આવા મહત્વનાં મહામંડલની સ્થાપનાનાં પ્રસંગે અમે બેચાર સૂચનો કરીએ છીએ, તે અમે સંગીતજ્ઞ છીએ એમ બતાવવાને નહીં. અમારામાંથી એકેને એ વિશિષ્ટ કલાનો કક્કો પણ નથી આવડતો એ શરમભરી કબૂલાત અમે અહીં કરી લઇએ છીએ: પણ, એક અખંડ સંગીતોપાસકનું તાજેતરમાં બહાર પડેલું પુસ્તક વાંચીને, એમાં જે સૂચનાઓ છે તેમાંથી અમુક અગત્યની સૂચનાઓ આ નવાં મંડળને પણ માર્ગદર્શક થાય ખરી એમ લાગવાથીજ અમે આ લખીએ છીએ.

૩. આ મહામણ્ડલ ગુજરાત પૂરતું જ છે કે નહીં તેની અમને ખબર નથી, પણ એના પ્રવર્તક અગ્રગણ્ય ગુજરાતી સંગીતકાર છે તેથી એનું કાર્યક્ષેત્ર વિશાળ હોય તો પણ, ગુજરાત ઉપર એની અસર વધુ થવા પામશે એમ અમે માનીએ છીએ.

પંડિત વિષ્ણુ નારાયણ ભાતખંડેએ સંગીતના ભાવિ વિકાસ માટે અમુક સૂચનાઓ કરી છે તેમાંથી નીચેની, અમારે મતે આ મંડળે તરત હાથમાં લેવા જેવી છે[૪].

(૧) રત્નાકરાદિ પ્રાચીન ગ્રંથોમાં વર્ણન પામેલા રાગોનો સારી રીતે સમન્વય તેવો ખુલાસો તે તે ગ્રંથોમાં આપેલી સામગ્રીની મદદથી કરી બતાવશે.

(૨) પ્રાચીન સમયમાં રાગરાગિણીપુત્ર એ રાગોની વ્યવસ્થા કયાં તત્ત્વ ઉપર થઈ હશે, તેની યોગ્યાયોગ્યતાનો અને તેની વ્યવસ્થા પ્રચલિત સંગીતમાં થઈ શકે કે કેમ; તેમ કરવું તે અધિક હિતકારક થાય કે કેમ, આ ઉપર બરાબર અને વિચારપૂર્ણ એવો કોઈ ખુલાસો કરવો.

(૩) રાગ અને રસ વચ્ચે પ્રાચીન અને અર્વાચીન દૃષ્ટિએ સંબંધ ફરી સ્થાપિત કરવાનો પ્રયત્ન કરવો.

(૪) શ્રુતિ અને સ્વરની પ્રાણીના શરીર ઉપર થતી અસર અને તે અસરમાં ગીતના શબ્દોની આવશ્યકતા કેટલી અને કેવી—આ બાબત ઉપર સમાધાનકારક અને શાસ્ત્રદૃષ્ટિએ ખુલાસો કરવો.

(૫) નાટ્યસંગીતનું બરાબર નિરીક્ષણ કરી તેમાં કયા સુધારા થવાની જરૂર છે—એ સૂચવવાનો પ્રયત્ન કરવો.

(૬) પ્રત્યેક રાગનો કાળ નક્કી કરી—આ કાલનિયમ પ્રાચીન સમયથી સંગીતમાં કેમ અને શી રીતે આવ્યો હશે તે નક્કી કરી સમાજ આગળ રજૂ કરવો.

(૭) દક્ષિણનાં સંગીત અને ઉત્તરનાં સંગીતનો એવો સુયોગ કરી બતાવવો કે જેથી કરીને બન્ને પદ્ધતિઓનું હિત થાય અને સંગીત ઉત્તમ રીતે શક્તિપ્રદ બને.

(૮) પ્રાચીન ઉપલબ્ધ ગ્રંથોનાં ભાષાંતરો મરાઠીમાં [=માતૃભાષામાં] કરાવી તે પ્રસિદ્ધ કરવાં. તેમજ આપણા શહેરમાં [=મુખ્ય શહેરમાં] એક મોટું સંગીતપુસ્તકાલય સ્થાપવું.

(૯) જૂના અથવા નવા અપ્રસિદ્ધ રાગોની રેકર્ડો બનાવી પુસ્તકાલયોમાં મુકવી અને તેનો ઉપયોગ બધા શોધક વિદ્યાર્થીઓ કરી શકે એવી વ્યવસ્થા કરવી. વગેરે

આમાંથી (૪) સંખ્યાંકમાં સૂચવેલી બાબતનો તે. પંડિતજીને અંગત પણ પક્ષો શોખ છે એમ અમે જાણીએ છીએ. (૧), (૨), (૩), (૬), (૮) અને (૯) સંખ્યાંકો માટે અમારે મતે હસ્તલિખિત પુસ્તકોનું એક પુસ્તકાલય સ્થાપવાની ઘણી

૪. જુઓ ઉત્તરહિન્દુસ્થાની સંગીતની સંક્ષિપ્ત ઐતિહાસિક સમાલોચના, પંડિત વિષ્ણુ નારાયણ ભાતખંડે. પ્રકાશક, ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ, પૃ. ૨૪ ૨૬.

જરૂર રહેશે[5]. ગુજરાતનાં તથા અન્ય પ્રાન્તના ગામેગામમાં તપાસ કરીને સંગીત ઉપરનાં બને તેટલાં હસ્તલિખિત પુસ્તકો મેળવીને તેનો તુલનાત્મક અભ્યાસ થાય ત્યારે જ તે તે મુદ્દાઓની વિશદ ચર્ચા કરી શકાય, અને ત્યાર પછી જ કંઇક નિર્ણયો બાંધી શકાય. (૪) (૫) અને (૭) સંખ્યાંકના મુદ્દાઓ માટે પ્રયોગશીલતાની જરૂર રહેશે. શાસ્ત્રીય પ્રયોગોથી જ આ મુદ્દાઓ વિશે વિચાર કરી શકાશે.

પણ આવું મંડળ, ઉપરના મુદ્દાઓ હાથમાં લે તો, અમને લાગે છે કે, આપણા દેશની અનુપમ સેવા તેનાથી થઇ શકે.

૫. આ બાબતમાં આ મહામણ્ડલ વડોદરાનાં પ્રાચ્યવિદ્યામન્દિરની કે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની કે એવી સ્થિત થએલી સંસ્થાની મદદ લઈ શકે; ઉપરાંત આજે હવે, એકદોઢ દાયકા પહેલાં સંસ્કૃતજ્ઞાનનો ઇજારો મહારાષ્ટ્રીયોએ જ રાખ્યો હતો જ્યાં જુઓ ત્યાં સંસ્કૃતનો પ્રોફેસર તો મહારાષ્ટ્રીય જ હોય એ સ્થિતિ ફેરવાઇ ગઇ છે અને આખા ઇલાકાની સારી સારી કોલેજોમાં સંસ્કૃત શીખવવાને ગુજરાતી ભાઇઓ પણ તૈયાર થઈ ગયા છે, તો તેવા સંસ્કૃતજ્ઞ ગુજરાતીઓની મદદ પણ આ મંડલ ખુશીથી લઇ શકે. આ દૃષ્ટિએ ઉપરના (૨) અને (૮) સંખ્યાંકના મુદ્દાઓ આચારમાં મુકવાનું કાર્ય અતિ દુર્ઘટ નથી.

# યુગાંતરતા

ललित / લલિત

યુગયુગાન્તરથી મનુ-સર્જને-
યુવક ને યુવતી રમણે ઘુમે:

નવવસંત પ્રફુલ્લિત પલ્લવે-
દ્રુમઝુમે રસકુંજ સ્વદેશને!

અમર વેલડી છાય ગૃહાશ્રમે:
સકલસંતતિ છત્ર તલે રમે:

રમકડાં બનતાં જનની પિતા-
કિલકિલ પ્રિય બાલ નવી ગીતા!

નવલ યૌવનના ફલ: બાલકો!
કુલપરિમલના ફુલ: બાલકો!

પ્રણયપુણ્યભર્યાં બલ: બાલકો!
હૃદયજીવનનાં જલ: બાલકો!

ધરી પ્રજા ઉર, માનવજાતિની-
પૃષ્ઠ વિભૂતિ, ધરી સુર-સંસ્કૃતિ.

નવયુગે રસતેજથી બાળને-
નવીન માતપિતા પ્રભુ શાં સજે!

●

# આંસુ

નિરંજન શુકલ

ના ત્હારાં આસુ લુંછે સ્વજન, 'પ્રિય રહે શાન્ત' ના શબ્દ કોના
દાઝયા હૈયે પડે, તો નયનન! છલકાવી રહે અશ્રુ કાં? રે!
અન્યાયે તાપકાળે જીવનજળ રહે સૂકવી, નેત્રવાટે
ઢાળે ચોધાર આંસુ વ્યરથ, અવર કૈંયું ન કોનુંય ચાલે.

હૈયાનાં હીર બાળી જીવનજળ જલાવી ભરેલાં પૃથા હે!
ત્હારાં આ વ્યોમચક્ષુ કયમ દિધ છલકાવી કહે? અશ્રુ સીંચી
લીલી કુણી ઉરોર્મિ પ્રખર અનલ સામે ઝુઝી સાચવે કે?
જાણે શું અન્ય ધારે હરિત સ્મિત છટા અશ્રુસીંચી પૃથા, રે.

છોને તો અશ્રુ મારાં દડદડ દડતાં, વેગધારી વહંતા,
હૈયાની ભાવરિદ્ધિ જટિલ જગકુંડે ભસ્મ થાતી બચાવા.



# ભગવતીને

પૂજાલાલ

પ્રવેશ પરમેશ્વરી! હૃદયમંદિરે; પ્રેમનું
સિંહાસન સુહાવ સુંદર સ્વરૂપિણી! માહ્યરું:

પ્રસાર તવ દિવ્ય શાસન અનંતિની! ક્ષેમનું;
અલૌકિક પ્રભાતની અરૂણ ચેતનાના શરૂ

કર પ્રજળતા પ્રવાહ મુજ વાહિનીઓ મહીં;
સ્વભાવ મુજ બદ્ધ, પામર ભરેલ દૌર્બલ્યથી

નચો, નવ વિરાટ મુક્ત પ્રકૃતિ પ્રભાવી લહી
બને તવ પ્રતિચ્છબી, સકલ શ્રેય સાફલ્યથી

સુધન્ય, કર એહવી ભગવતી! કૃપા હું પરે.
તું દિવ્ય અરવિન્દરૂપ મુજ માનસે ખીલજે

સહસ્રદલમાં; બની નયન જ્યોતિનું દોરજે
મહા મરણગર્તથી અમૃતના મહા અંબરે:

પ્રવેશ પુલકાવતી અણુ અણુ સ્મિતે શોભના!
સ્વયં ઘડ મને લઈ અમૃત તત્ત્વ વૈકુંઠનાં.



# નવવધૂ

મગન દેસાઇ

અકાશ સચરાચરે ગૃહ–વિશાળ ખંડે જરી
દિવેટ લઘુ દીપની ચમકતી નિશા ખંડમાં
પલંગ નવ દંપતી અરથ પાથર્યો શોભિતો
સજી ધવલ ચાદરે, કુસુમ પાંખડી વેરિને.

હતી નવવધૂ ઉભી નયન ભૂમિમાં રોપતી
પલંગ નિકટાન્તરેય ઘુમટો મુખે તાણિને
હતી સબળ જોબને–સુભગ ચુંદડી અંબરે
અને લગન કંકણો ખણુણતાં કરે કો’ પળે.

નભે કિરણુ શૈત્યથી મુદિત ચંદ્રિકા દીપતી
કરી ક્ષણિક ડોકિયું સહજ ખંડમાં શોચતી.
ત્યહીં યુવક ઘેલછા અજબ હર્ષ ઉન્મત્ત શો
સમીપ યુવતી જતા હૃદય ગાભરા સ્પન્દને

“હવે સ્મૃતિ પિયેરની, ન કર પ્રાણદાતા સખિ!
હવે સ્મરણુ વ્યર્થ શેં કરછ ઘેર મારે રહી?”
નિદાન નિજ બાપડી તણું ઉરે હશે ગૂઢ શું?

ન જાણી—

વદી શબ્દ બસ કૈં ઉર–વિહીન બેભાન શો
અહીં નવવધૂ તણા ઉભય હસ્ત ખેંચી જતો.
સરે ત્વરિત ઘૂમટો વદનથી જ મુગ્ધા તણા

અહો! પ્રભુ!—

દગે ઉભય એહને ચમક અશ્રુબિન્દુ તણી!

દુર્દશા હિન્દુ સંસારે–દંપતી જોડકાં જડે
ગુજરવા જીંદગી આખી, કદી એક વા અન્યને.

# સ્મૃતિઝંકાર

રતુભાઈ ના. દેસાઈ

[ અનિયમિત મરાઠી સાખી ]

નીરવ નિશામાં ફરી ફરી જ્યાં નિદ્રા નયનો ઘેરે,
મધુર સ્મૃતિ ગત રમ્ય કાલનાં તેજ કુસુમ ત્યાં વેરે.

શિશુવયનાં સરલ સુહાસો
શોકે ભરિયાં કંઇક આંસુ,
ને પ્રેમભરી રસવાણી;
ચમકંતી લોચન રાણી–

પણ હાય, હવે તે સર્વ વીલાઇ અંતર લોચન જ્યોતિ!
પ્રફુલ્લ ઉરના તૂટી ગયા તે મણકાને સહુ મોતી!

વારંવાર પ્રશાંત નિશામાં નિદ્રા જ્યાં જરી આવે;
શોક સ્મૃતિના સણકા મારા રંક હૃદયને તાવે?

મમ હૃદયમુકુરમાં જડિયા,
કે જીવનપ્રવાહે મળિયા;

પ્રિયતમ સ્નેહીઓ–નાં ચિત્રો વૃક્ષપાનાંની પેઠે;
ખરતાં ભાળું ત્યારે મારું અંતર શું ના વેઠે?

જાણે કો સંધ્યા ટાણે
વા કોઇ ઉગતા વ્હાણે

શૂન્ય ભાસતા દેવાલયમાં દીપમાળા નહીં હોય,
પ્રભુ પરના સહુ કુસુમહાર પણ કરમાયેલા સોહાય.

ને ભક્ત ત્યહીં એકલડો,

હોય ભમંતો શૂન્ય ચિત્ત ત્યાં મંદિરદ્વારની પાસ.
ભાસું તેવો ભવમાર્ગે હું એકલ છેક ઉદાસ!

શાંત નિશામાં એમ જરીક જ્યાં નિદ્રા નયનો ઘેરે;
શોક સ્મૃતિની કરવત મારા રંક હૃદયને વ્હેરે;[1]

●

૧ મેસ મૂરનાં 'ધ લાઇટ ઑફ અધર ડેઝ' નામક કાવ્યનો ભાવાનુવાદ.

# સમર્પણ

## રસનિધિ

રાત્રિ હતી અંધારી વાદળ વેગથી ચઢતાં હતાં,
ચમકાર ચપલાના પ્રલયનું ભાન જગને આપતાં;
નિજ મંદિરે ગુર્જરપતિ ભર નિંદમાં સુતો હતો,
કાને કંઇ સ્વર આવતા તે ચમકિને જાગી ગયો.

તેવી ભયંકર રાત્રિમાં બે પાસથી સ્વર આવતા,
વિચિત્રતા તેની અને તેના પ્રકાર જુદા હતા.
જમણી તરફ રડતાં હતાં કોઇ ઉંચા સ્વરથી ઘણું;
ડાબી તરફ કોઈ હતાં હસતાં કંઈ ઉત્સવ સમું.

રૂદન હાસ્ય મનુજ સ્વભાવની
અકળ એ ગતિ એક બીજા થકી:
શ્રવણ એકી સમે પડતાં જ તે,
થતું કુતૂહલ રાજવીને હૃદે.
નિજ અનુચર બ્હાર ઉભો હતો,
તુરત સાદ કરી કહ્યું તેહને.

"જુઓને કો રડે છે 'ને હસે છે વળી કોઇએ
શા દુ:ખે એ રડે છે 'ને હર્ષ શો હસનારને".

આજ્ઞાધીન "ભલે" કહી પરવર્યો શસ્ત્રાસ્ત્રને બાંધવા,
બાંધી લેટ કસી વળી ખડગ તે ખૂલ્લું લીધું હાથમાં.
આવે જે દિશથી કરૂણ રડવું તેને અનુલક્ષીને
ચાલ્યો; પાછળ જાય વેશ પલટી રાજા છૂપીને ધીમે.

કો દેશ ઠાકર તણાં દુ:ખને સહી ને
'ને મેઘની મુશળધાર પડે ઝીલી તે:
જગદેવ જાય પૂછવા રડનારીઓને
તે પાછળે નૃપ જતો થઇને વિમૂઢ.

અંધારમાં ભય નહીંજળ આપતાં'તાં;
નિ:શબ્દતા ભયદ શબ્દથી બાંગતી'તી.

કાંઠે રહેલી અડધી બળતી ચિતાઓ
તે ભૂતના ભય થકી ભડકાવતી'તી.

કો ચાર સ્ત્રી હતી શ્મશાન સમીપ બેઠી
'ને ફાડી હૈયું રડતી હતી ઘોર રાગે.
તેની બીજી ગમ રૂડા રથ કો બીરાજી
હસતી અને હતી રહી લલકારી ગીતો.

ગયો જગદેવ હસનારી પાસે
પૂછ્યું "આપ રડો છો શાને?"
આપે ઉત્તર તે માહેની એક,
"સાંભળ માનવિ રાખી વિવેક.

આંહિનો નૃપ જે સિદ્ધરાજ
તેનો આત્મા લૈ જાવાનું કાજ.
તેથી હરખ અધિકો થાય,
રોકયો અમથી તે ના રોકાય."

દિલ શોક અતિશય વ્યાપ્યો,
રડનારીને પૂછવા આવ્યો.
"કેમ રૂદન કરો તમે માડી?
કહો દુઃખ શકાય નિવારી."

તેણે કહ્યું, "સાંભળ જગદેવ,
અમો પાટણના કુલદેવ.
મૃત્યુ રાજનનું નિરધાર
એથી શોક થાયે પારાવાર."

જગદેવ પૂછે છે "મને કહોને
આશ કાંઈ રાજા બચવાને?"
કહે દેવી સાંભળ જગદેવ
બચવાની છે બારી એક.

કોઈ શૂરો અને સત્યવાદી,
આપે ભોગ પોતાનો પોતાથી.
તો જ રાજા બચે નિરધાર.
જીવ ખોવા આવે કોણ બ્હાર?"

"બલી મારીશ હું આનંદે આપું
નૃપ માટે આ પ્રાણ ઓવારૂં.
પણ માફી હું છેલ્લી વાર
પત્નીની લઈ આવું વિદાય."

હસી બોલી તે માહેની એક
"મૂકી દેને તું ખોટો વિવેક!"
બીજી બોલી "ન આવે તે આંહિ
તો શું આપણું જાશે કાંઈ?"

જગદેવ ચાલ્યો ગૃહ ભણી ગૃહિણી તણી લેવા વિદા,
દ્વારે ઉભેલી પત્નીને નિજપંથ દીઠી નિરખતી.
ચિંતા તણી રેખા રમાના રૂપને જ વધારતી
જોઈ જરા ઉભો, મનોહર મુખને નયને ભરી.

કહેવા ઈચ્છે હૃદય પણ ના શબ્દ કોઈ જડે ને
લાગે ભીતિ કુસુમ દલ શો વજ્ર સંપાત સ્હેશે?
"વ્હાલી, દીધું દુઃખસમયમાં અન્ન ને માન જેણે
તે રાજા વા જનમભૂમિના કામ જે દેહ આવે.

તે તો છે કો વિરલ સુખીયો. આજ એ સુખ મારે
ભાગ્યે આવ્યું. પ્રિય, તુજ વિદા છેલ્લી લેવા હું આવ્યો."
ધીરે ધીરે કરી વિગતથી વાત તેણે સતીને
સુણીને તે પુલકિત મુખે પ્રેમદા એમ બોલે.

"મૃત્યુ કર્તવ્યને કાજે પુત્રના જન્મની સમું
માનીને આપશું આજે આપણાં બલિદાન ને."

છેલ્લું પાન કરાવવા પય તણું છોળો ઉરે ઉછળે
લીધું બાળક અંકમાં ભર ઉંઘે પોઢયું હતું બારણે.
જાગી બાળક માતના નયનમાં આંખો પરોવી હસે
જાણે વિશ્વ મહીં અનંત સુખને આનંદ એકાન્ત છે.

પુત્રને હૃદયે રાખી, આલિંગી સુસ્મિતો દઈ,
દંપતિ ગૃહને વાસી, સ્મશાને પગલાં ભરે.

ચાલ્યાં સર્વે નિજ મરણને હર્ષથી ભેટવાને
'ને પોતાના હૃદય વસતા ધર્મને પાળવાને.
આવી મૂકી પદકમળમાં પુત્રને હસ્ત જોડી
બોલ્યો માતા "મુજ વિનતી આ સાંભળોને દયાળી.

જીવનનું ધન આ અમુલું ગણી
પરમ પૂનિત આપ પદે ધરું
શિશુ તણી બધી આવરદા જજો
મુજ નૃપે, વરદાયુષ્ય તે થજો".

શિર સમર્પણ બાળ તણું કીધું
વીરમતી તણું શિર ધરી દીધું.
વિગત પ્રાણ નિહાળી પ્રિયા સુત
પૃથ્વી તે પળના અધિરો થતો.

"પ્રિય, તું રાહ ક્ષણેક નિહાળજે
ઘડીક બાળકને રમાડજે."
સ્મરણ ઇષ્ટ તણું હૃદયે કરી
વિપળમાં શિર પાય દીધું ધરી.

દેવિ સમર્પણ તણું નૃપ દૃશ્ય દેખે
'ને ત્યાં ધસી ઝડપથી તલવાર લે છે.
પાયે નમી નિજ તણી કુલદેવીઓને
પોતા તણુંય બલિદાન ત્યહિં ધરાવે.

"રે ધૈર્ય ધાર નૃપ આયુષ્ય દીર્ઘ તારૂં
આજે થયું." કહી ગ્રહે કર રાજવીનો.
"તારા સમર્પણથી સર્વ થશે સજીવ"
આશીષ એ ઉચ્ચરતા સહુ લોપ થાય.

# જલબિંદુ

## ધૂમકેતુ

સિંહના જેવા વીરત્વભરેલા અવાજે એણે જવાબ વાળ્યો; 'તમે મહાન છો એ સાચું પણ સત્ય તમારા કરતાં પણ મહાન છે. હું જે માનું છું તે જ કહું છું. ઇશ્વર હોઈ શકે નહિ—હોય શકે વિજ્ઞાન. ધર્મ હોય શકે નહિ—હોય શકે વ્યવસ્થા, અજ્ઞેયવાદ હોય શકે નહિ—હોય શકે કલ્પનાની નિર્બળતા.'

એક મીઠું પ્રાસાદિક મધુર સ્મિત કરીને ગુરુએ જવાબ વાળ્યોઃ 'તારા જેવા શિષ્યને લીધે મને ખરેખર આનંદ થાય છે. જે માણસ કોઇ વાત સ્વીકારી લેવાની ના પાડે છે, એ જ માણસ કોઇક દિવસ વાત શોધી કાઢે છે. તારો રસ્તો સ્પષ્ટ છે.'

અને ત્યાર પછી ગુરુ શિષ્ય કોઇ દિવસ ઇશ્વર ઉપર, ધર્મ ઉપર, અજ્ઞેયવાદ ઉપર વાતચિત કરતા નહિ; એમના વાતચિતના વિષયો અનેક હતા. રાત્રિ—તારા—ફૂલ—વિજ્ઞાન—સત્ય—સૌન્દર્ય—અને એવા અનેક વિષયો—જેમના વિષે વાતો કરતાં કોઇ થાક્યું નથી, જે વાતોનો વિષય કોઇ દહાડો જૂનો થયો નથી.

પછી સાધુ તો રમતારામની પેઠે—અજ્ઞાત આવેલા અતિથિ પેઠે ચાલ્યા ગયા. હજારો લાખો માણસોના સમૂહમાં અજાણ્યા બનીને પાછા ભળી ગયા. એમનો એ ક્રમ હતો. અચાનક આવવું અને અચાનક જવું.

વર્ષો પછી એક દિવસ પૂર્ણિમા ખીલી હતી. આકાશમાંથી તો જાણે એકલું અમૃત વરસતું હતું. પૃથ્વી અરધી સૌન્દર્યમાં અરધી કોઇ ગૂઢદર્શનમાં, શોભી રહી હતી. ઝાડનાં પાનની ફૂલગુંથણી જાણે કે જમીન પર રેશમ ભરેલ ભરત જેવી દીપી રહી હતી. બગીચાના ફૂલમાંથી મંદ સુગંધ આવતી હતી. ફુવારો ધીમાં જલબિંદુઓ પાડી રહ્યો હતો; ધીમો વહેતો પવન કેટલાક મીઠા રસળતા સ્વર લાવતો હતો.

એ વખતે શિષ્ય બહાર બેઠો બેઠો તારા અને ચાંદની, ફૂલ અને જળ નિહાળી રહ્યો હતો.

અચાનક એ જ પરિચિત આકૃતિ—પોતાના ગુરુની—પેલા રમતારામ સાધુની—જોવામાં આવી. લાંબી મુસાફરીમાંથી આવતા હોય તેમ તે આવી રહ્યા હતા. શિષ્યે દોડી નમન કર્યું; ઘણે દહાડે મળ્યાથી આનંદ પ્રગટ કર્યો.

બન્ને બેઠા.

અનેક વાતો ચાલી. જલધિજલના તરંગોની, હિમાલયની પગદંડીની, નર્મદાના જળની, ગંગામૈયાની, જમનાજીની આરતીની, અનેક વાતો ચાલી. પણ સ્વામીએ પોતે જોયેલ કોઈ સુન્દર ઝરણનું વર્ણન શરુ કર્યું, અને જ્યારે નિરભ્ર આકાશમાં હસી રહેલી ચંદ્રામૃતધારાએ એને સહસ્રગણું વધારે સુંદર બનાવ્યું, ત્યારે જાણે રહી ન શકયો હોય તેમ, શરીરના અંગે અંગને તપાવી રહેલા કોઇ મહાશોકથી પીડાતો હોય તેમ શિષ્ય રડી પડયો. આંસુ સારીને નહિ, ધ્રુસકા મૂકીને; મૂંગા મૂંગા નહિ, ડૂસકાં ભરી ભરીને.

'મને ન કહેતા, મને ન કહેતા કોઈ સુંદર સ્થાનની કથા મને ન કહેતા. મારાથી પૃથ્વીની કોઇ શોભા હવે જોવાતી નથી. મને એ ન કહેતા.'

'કેમ ભાઈ, જીવનની આ નવી ફિલ્સુફી તને કોણે શીખવાડી?'

'હું અનાથ છું. મેં મારો જીવનસ્થંભ જેવો જુવાન પુત્ર મત્યુથી ગુમાવ્યો છે. હું આજે તમને આર્ત્તનાદે એક મહાપ્રશ્ન પૂછું છું: હવે એ કોઇ રીતે મળે કે નહિ! ક્યાંય મળે કે નહિ? એ અત્યારે કયાં હશે! એ કયાંય કોઇ રીતે ફરી મળે ખરો? સૌન્દર્યની કેઇ પણ કથા મને એનું સ્મરણ તાજું કરાવી દે છે. એ કયાં હશે?'

ગુરૂએ એના ખભા પર ધીમેથી હાથ મૂકયો: 'તારો જે પુત્ર ગુમ થયો છે, એને તારા આ પૃથ્વીના સૌન્દર્યની શી ખેવના પડી છે! તું તો ફૂલ જૂએ છે; એ તો ફૂલની સુગંધ રૂપે આખા વિશ્વમાં રમે છે. તું તો ચંદ્રની અમૃતધારા નિહાળે છે; એ તો એમાં અમૃતકણ જેવો વિલસી રહ્યો છે. તું તો એકાદ બે ઝરણાં જૂએ છે, એ તો હજારો ઝરણમાં લાખો જલતરંગ રૂપે ફરે છે. અને તને આ કલ્પનાની નિર્બળતા લાગતી હોય–'

'મને હવે એવું કાંઇક અજેય ને ગૂઢ બતાવો જે આશ્વાસન આપે, જે આરામ આપે, જે આશા આપે–'

'ભાઇ, હવે તને બતાવવાનું નથી. હવે તારા અંતરમાં જે ઉગ્યું છે–એક ગૂઢ અને અજેય પ્રેરક બળનો આશ્રય શોધવાનું–એનું જ નામ અજ્ઞેયવાદ; ધર્મ; ઇશ્વર. એ તને આશ્વાસન આપશે; આશા પણ આપશે.

શિષ્ય માત્ર મૌન બનીને સાંભળી રહ્યો. સાધુ આગળ વધ્યો:

'કોઈ પણ પ્રકારનો શોક, માનવને ફરીથી બાળક જેવો, શ્રદ્ધાવાદી–કલ્પનાવાદી–આશાવાદી બનાવે છે. વિષાદમાં એવું પરમ રસાયન છે. જીવનનાં ઉંડામાં ઉંડા પડને માત્ર વિષાદજ ઉઘાડી શકે. પણ આશા વિનાની એકલી કરુણ ઘટના, માનવહૃદયમાં થોભી શકતી નથી, એજ બતાવે છે, કે કોઇ અદૃશ્ય સત્તા પરમ સ્નેહથી આ સંકલનાના તાર આમ તેમ ચલાવી રહેલ છે!'

'અને માગે બીજો પ્રશ્ન: એ ક્યાં હશે!'

'એ ક્યાં હશે!'

'એ જાણવાનો માનવને અધિકાર નથી.' ગુરૂએ કહ્યું.

'માત્ર એ ક્યાં નથી એ જાણવાનો માનવને અધિકાર છે. એ ત્યાં નથી કે જ્યાં કાંઈ નથી.'

એક ઘડી પછી ચંદ્રની તેજધારા વધુ સુંદર બનીને પૃથ્વી પર પડી રહી હતી; પણ એમાં પૃથ્વી પરનાં હજારો માબાપોનાં બાળકો રમતાં હશે એ કલ્પનામાત્રથી શિષ્યનું મોં આનંદથી છવાઇ ગયું હતું.

●

## હિંદકાંઠો

### મુકુન્દ વિ. વિજય પારાશર્ય

વીંટી રહી ભારત અબ્ધિ પૂર્વે
તરંગ આવર્તનમાંહિ ગુંજતો.
ને નાળીયેરીભર તીર—કાંઠો
આ હિંદનો પ્રેમળ ઝૂમતો'તો.
ત્યાં તીર કાંઠે મછવા ફરી રહ્યા.
સુમંદ ન્હાનાં હુલતાં હલેસાં
સાયં સમે રંગિતવારિ માથે
ખલાસીનાં મંગળ ગીત વ્હાતાં.

વર્ષો જતાં નર્તતી છોળ છોળે.
જતાં વ્હાણો ખેડવા સિન્ધુઃ છોડી
ગીતો મારી ડૂબકીને ખલાસી
ખોબે ખોબે મૌક્તિકો બ્હાર લાવે:
ને નાળીયેરી પવમાનથી હલી
બતાવતી તીર અસંખ્ય નાવને:
ને ગોદમાં સુઘરી માળ બાંધતી
સાયં સમે એ સુણતી કલ્લોલને.

સંક્ષુબ્ધ આજે ફરતા સમુદ્રે
ભમી રહી સ્ટીમ્મર ધૂમ્રયુક્ત
અખંડ કૈં ઘર્ઘર સાદ એના
કંપાવતા કોમળ તીર—વૃક્ષ.
ધૂમે છવાયું નભ 'નેક હોડાં
ઉતારતાં નાશક માલ ગાંસડી.
દાંડી પરે દીપ જગી સુદૂરની
આમંત્રતી સ્ટીમ્મરને હજુ સુધી.

# માળાના મણકા

## ભાસ્કર વ્હોરા

સ્થળઃ– પ્રમોદનું મકાન. સમયઃ– સંધ્યાકાળ પછી.

[પ્રમોદની ઓરડી ન્હાની છતાં સુવ્યવસ્થિત છે. સાદડી ઉપર બેસી બારી બ્હાર નજર કરતો, ઘડીમાં વિચારમાં ગૂંચાઇ જતો, ન્ઈ સૂઝી જતાં સ્હેજ હસતો તે કાવ્ય લખી રહ્યો છે. પાસેની ન્હાની ઓરડીમાં મંજરી રાંધતાં રાંધતાં કંઈ ગાઇ રહી છે.]

**પ્રમોદ.** (કંટાળીને) હમણાં ગાવું બંધ કરીશ?

**મંજરી.** (ગાતાં ગાતાં એટલે ગાતી હતી એજ રાગમાં) કેમ વારૂ?...

**પ્ર.** (કાગળ અને પેન્સીલ નીચે પછાડતાં) પાછો સ્હામો પ્રશ્ન?

**મં.** (હજી પણ ગાઈ રહી છે) એવા તે શું વિચારે ચડ્યા છો કે હું પ્રશ્ન કરૂં તેમાં ત્હમે કંટાળી ગયા?

**પ્ર.** મ્હારૂં આ કાવ્ય પૂરૂં નથી થતું... માંડ સ્કૂલના વખતમાંથી પરવારી કંઇક લખવા બેસું. ત્યાં તું વચ્ચે માથું માર...શું જીવન!

**મં.** આજ મોટી હોળી છે ને! જીવન...જીવન...જીવન... સાક્ષરપ્રાણીઓને વાસ્તવિક જીવનની ઊંડાઇ યે જઈ કશું જોવું નથી... માત્ર હવામાં ઉડી, આવું છે ને તેવું છે એમ કહી હોંશે જ જગત સમક્ષ રજુ કરવા છે...(પૂરી અને શાક તૈયાર થયાં છે તે ઢાંકે છે.)

**પ્ર.** કંટાળો આવે ત્યારે એવું એવું બોલી જવાય છે...

**મં.** કોઈ પણ વસ્તુની સિદ્ધિની વચ્ચે અંતરાયો આવે ત્યારે મનુષ્ય જીવનથી કંટાળે... અને તેમાં લાગણીપ્રધાન મનુષ્યો તો તોબા...જાણે આ જીવન જ દુઃખોના દરિયા ઓળંગવા માટે સરજાયું છે એવું માની લે...(પ્રમોદ ત્હેની સ્હામું જોયા કરે છે)...શું જોઈ રહ્યા છો...કંઈ પ્રેરણાઓ ઝીલો છો?

**પ્ર.** તું બહુ બટકબોલી છે...પણ આજ તો તું જાણે ભાષણ કરવા ઉભી હો એવું લાગે છે...મ્હને લાગે છે કે તારા હાથમાં જો સત્તા હોય તો પેલા એક રાજાની જેમ અમને સાક્ષરપ્રાણીઓને બાળી જ નાખ...

મં. ત્હમને બાળી નાખી યે તો પણ હુમા પક્ષીની જેમ તમારી રાખમાંથી નવાં પ્રાણીઓ અવતરે તેનો ભય રહે છે...

પ્ર. (ખડખડાટ હસે છે) શાબાશ ! મંજરી...શાબાશ...તારા આ વાક્પ્રવાહમાં મ્હારી ભૂખ પણ ન્હાસી...જશે...

મં. પણ હજી દૂધ ક્યાં આવ્યું છે ?

પ્ર. દૂધ વિના ચલાવી લેશું...

મં. એક તો નિશાળના માસ્તર...છોકરાઓ સાથે મગજમારી કરવી...પાછાં ટ્યુશન... અને તેથી પણ વિશેષ કાવ્યદેવીનું આહ્વાન ?...મગજને કેટલી કસરત ! સ્હેજ દૂધ ન હોય તો પાછા માંદા પડી જાઓ તો !...ત્હમારૂં શરીર દિવસે દિવસે કેવું ઘસાતું જાય છે...અને...

પ્ર. (સ્હેજ મનમાં હસતો) કેમ અટકી ગઈ ?

મં. પેલી સંસ્થાના પ્રચાર કાર્યનું સાથે લીધું...ત્યારથી કદી શાન્તિથી સૂતા નથી... પૂરૂં જમ્યા નથી...અને પગવાળીને બેઠા નથી...

પ્ર. એ રીતે સમાજની એક પ્રકારની સેવા થાય છે એ તું કેમ ભૂલી ગઇ !

મં. (મુખ બગાડીને) ઉંહ!...સેવા...અને તે પાછી આવી સંસ્થાઓની...

પ્ર. કેમ ! તારે કંઇ એ સંસ્થા સામે પૂકાર કરવાના છે !

(દ્વારે ટક્ટક્ અવાજ આવતાં મંજરી ઉભી થાય છે)

મં. એ...આવી...

પ્ર. કોણ છે ?

મં. (દ્વાર આગળ જતાં) દુધવાળો...ચાલો ઝબ્બો ઉતારો...હાથ મ્હોં ધોઇ લ્યો...

પ્ર. બે પાંચ પૂરી ખાઇ લઉં...

મં. (દ્વાર ઉઘાડતાં જગુભાઇને જોતાં સ્હેજ વિસ્મય પામે છે....પરંતુ તુરત સંયમ સાચવી બોલે છે) ઓહોહોહો...જગુભાઇ...તમે ક્યાંથી....

(જગુભાઇ પાંત્રીસ વર્ષના છે. તે ઉઘાડે માથે, પંચાઉં, ક્ફની અને હાથમાં ચેલી લઇ પ્રવેશે છે. તેની કાળી મૂછો નદી લચ્છર અને આંખની ચમક રહાભાને મુગ્ધ કરે તેવાં છે)

પ્ર. (આનંદમાં આવી જઇ) આવો જગુભાઇ...

જગુભાઇ. પ્રમોદભાઇનો પત્ર હતો...એટલે એકાદ વખત આવી જવાનું મન થયું... પણ મંજરી બ્હેન તમે...

મં. (મંજરીની આંખ તેને નબોલવાનું સૂચન કરતી હોય એવું જગુભાઇને લાગે છે... તે અટકે છે) ચાલો ત્યારે બધાં સાથે જ જમીશું ને !

જ. સાંજના હું ભોજન નથી કરતો.

પ્ર. કેમ વારૂ ! અડધા કલાક પહેલાં મંજરીએ મ્હને એ વિષે મ્હોટું મ્હોટું ભાષણ આપ્યું હતું...અને હવે તમને પણ આપશે...

જ. મંજરીબ્હેન ન્હાનાં હતાં ત્યારે અમારાં મંદિરમાંજ કૂદયાં છે...તે જરૂર આગ્રહ નહિ કરે...મ્હને ખાતરી છે...

પ્ર. કેમ મંજરી ! શા માટે જગુભાઈ સાંજના નથી જમતા ?

મં. તેમની પત્નીનું સ્મરણ તાજું રાખવા તેમણે આ પ્રમાણે વ્રત લીધું છે.

જ. (કટાક્ષ સમજી જતાં) કેવળ પરમાર્થમાંજ જીવન ગાળવું એવો નિશ્ચય ત્યારપછીજ કર્યો...અને ત્યારપછી વિલાસ...

પ્ર. (અધવચ) જમવું એ પણ વિલાસ...

મં. તમે ન સમજ્યા...સ્થૂલ વિલાસો ભોગવ્યા છતાં જગમાંના જલજવત્ નિર્લેપ રહેવાનું અદ્‌ભુત બળ તેઓ ધરાવે છે.

જ. (ખુશામત ગમી હોય તેવી રીતે) બહુ મશ્કરી........

પ્ર મ્હને મશ્કરી નથી ભાસતી...તમારા ગૌર વદન પરનું બ્રહ્મચર્ય તેજ નિર્દોષ રમતિયાળ આંખ...અને બોલો ત્યારે શબ્દોની મીઠાશ જરૂર કોઇ અજબ પ્રભાવ પાડે છે...

મ. સાચ્ચું...તદ્દન સાચ્ચું... આશ્રમમાં આટઆટલાં વાઝંત્રો...નૃત્ય...સૌન્દર્ય... યૌવન અને મનસિજ વચ્ચે થતું યુદ્ધ ..નિસ્પૃહ રહેનારનું મનોબળ કેવું હોય! જરૂર જગુભાઇ અમે તમને એક નૈષ્ઠિક બ્રહ્મચારીજ કહીશું...

જ. હવે એ બધું કોઇ વખત વાત...વારૂ પ્રમોદભાઇ તમે મ્હને શા માટે બોલાવ્યો હતો ?

પ્ર. મંજરી રહેજ ચાહ મૂક તો !

જ. હું ચાહ પણ નથી પીતો...

મ. એ બધા મહાપુરૂષો છે....ચા તો આપણે માટે...તેઓને માટે શું હોય તે હું જાણું છું...

જ. (હસતાં) બહુ ચાલાક છે...

પ્ર. આપના આશ્રમની બાબાઓ તે માટે પ્રખ્યાત છે. કેમ મંજરી ! તુંજ કહેતી હતી.!

મ. મને તો પેલાં જસુબ્હેન કહેતાં હતાં...

જ. તે જસુબ્હેને શું વિચાર કર્યો...મ્હને તો તે દિવસ ફરી જવા હા પાડી હતી.... તમારી સાથે કંઈ વાતચીત થઇ હતી?

મં. (કટાક્ષમાં) ત્હમે જુવાન વિધવાઓને ઠીકઠીક તાલીમ આપો છો હો....સારો રસ્તો બતાવી તેઓનાં જીવન સુધારવાનું બળ આપો છો...

પ્ર. મ્હેં આપને એ માટે જ બોલાવ્યા છે...

જ. જસુ બ્હેનનો શું વિચાર છે ? જો તેઓ બાલમંદિરનાં મુખ્ય શિક્ષિકા થઈ જવા રાજી હોય તો બીજા કોઇને હું કહું નહિ....

પ્ર. ત્યારે તે માટે બીજાં બ્હેનો તૈયાર છે એમ ને !

મં. (દૂધ તયાર કરતી હોય છે ત્યાંથી) અરે ! કેટલાં યે બ્હેનોનો ઉદ્ધાર એઓશ્રીના પવિત્ર હાથે થયો છે. કેમ જગુભાઇ ! આજે સાથે કેમ કોઇ નથી....?

જ. (મંજરીના શબ્દોથી તે સ્હમજી ગયો કે મંજરી કટાક્ષમાં બોલે છે) આજે એકલો જ નીકળ્યો....

પ્ર. પણ તે દિવસ ત્હમે બ્હેનોની સાથે આવેલા ત્યારે આ ગામના લોકો તો બહુ બહુ બોલેલા...

જ. (સ્હેજ મુખમાં હસતો) શું...કહો તો ખરા !

મં. (હસતાં) કૃષ્ણ અને ગોપીઓ....

પ્ર. અરે ! આપણાથી કહેવાય ! માઠું લાગશે...

જ. એમાં એઓ ક્યાં પોતાનાં વાક્યો કહે છે....અને મને કદી એ વિશે લાગતું જ નથી. અમે જ્યારથી સહશિક્ષણ શરૂ કર્યું છે ત્યારથી આપણો બીનકેળવાયેલો સમાજ તેની વિરુદ્ધ ચળવળ કરી અમને જાહેરમાં હલકા કરે છે તે અમે નથી જાણતા એમ નથી... (મંજરી દૂધ લઇને આવે છે....બન્ને જણને આપે છે...પોતે પણ લઇને ત્યાં બેસે છે....પીવે છે).

પ્ર. ત્યારે જગુભાઈ અમે તો ગમે ત્યાં ચાહ મળે ત્યાં પી જ લઇયે....ના પાડી જ ન શકીયે...

જ. સંયમ કેળવો...

મં: સંયમ! ખરું, સંયમ કેળવો...જગુભાઇ ! મ્હને હજી તે દિવસનાં સૂત્રો સાંભરે છે...

પ્ર. ક્યારના....ક્યા શબ્દો !

મં. સંયમ વિનાના મનુષ્યોમાં ઓજસ હોય નહિ...વીરતા હોય નહિ....અને પછી મનની પવિત્રતા તો ક્યાંથી જ હોઈ શકે !

જ. સંયમ જ માણસને પશુ બનતાં અટકાવે છે...

પ્ર. ત્યારે અમે પશુ....

મં. બનાં તમારામાં પાશવવૃત્તિઓનાં સામ્રાજ્ય નહિ એ તમારી વિશિષ્ટતા...

પ્ર. એટલે ?

મં. (કટાક્ષમાં) કેમ જગુભાઈ! ઘણાયે એવા બાહ્યાડંબર રાખતા મહાપુરુષો હશે ને! તેઓનાં આંતરિક જીવન કેટલાં મલિન હોય છે!

જ. (કટાક્ષ સમજી જતાં) આટલાં વર્ષોમાં માનવમાનસનો ઠીક અભ્યાસ કર્યો છે હો!

મં. (કટાક્ષમાં) એનું માન આપને ઘટે છે...

જ. (તેના ચ્હેરા ઉપર એક પળમાં કોઇ ભાવ આવીને ઉડી જાય છે) ત્યારે પ્રમોદભાઇ! ચાલોને આપણે જસુ બ્હેનને ત્યાંજ જઇયે...

પ્ર. તમે એકલ. જાઓ ને...મ્હેં કહ્યું હતું...આ વિશે વાત પણ કરી હતી.

જ. તેનું ઘર તો નજ રહામે ને!...

પ્ર. એજ ઘર...

(જગુભાઈ જાય છે દ્વાર સુધી પહોંચે છે ત્યાં)

જ. અરે...પ્રમોદભાઈ પેલી થેલી પડી રહી...લાવો ને...

પ્ર. અરે! મંજરી તારી પાસે પડી તે થેલી લાવ જોઇએ....

મં. (ત્યાં સુધીમાં તેમાંથી એક પત્ર સેરવી લીધો હતો તેથી) જગુભાઈની જ થેલી... કેટલી પુરાણી...

જ. હમણાં જ નવી બનાવરાવી...

મં. પરંતુ પેલાં જેમ ટપાલ સાચવતા તેમ જ સાચવો છો ને!

જ. (હોઠ કરડતા) હા... તમારી યાદદાસ્ત બહુ જ સચેત છે હો!... પ્રમોદભાઇ! ત્યારે હું જઈશ...

પ્ર. વળતાં ટહૂકો કરતા જશો ને...!

જ. રાત્રે હું ત્યાં જ સૂઈ રહીશ...અને સ્હવારે ફાસ્ટમાં બનશે તો જતો રહીશ...ઠીક ..જે હરિ...

( જાય છે ).

મંજરી....(દીવા પાસે બેઠી બેઠી કાગળ વાંચી રહી છે)

પ્ર. મંજરી! શું કરે છે...ચાલને જમી લઇયે...!

મં. હું માનતી હતી તે હવે તદન સત્ય ઠર્યું...

પ્ર. આ શું છે!

મં. કાગળ....

પ્ર. એ તો હું જોઇ શકું છું...પણ...

મં. વાંચો તમારી આંખે...(કાગળ આપે છે)

પ્ર. "આપણે...આમ મળીશું... ત્યાં કોઇ નહિ હોયે...મઝા પડશે...તમને એક શાળામાં રાખી દેવાનું હું વચન આપું છું...પણ...સામું વચનથી તમારે ય બંધાવું પડશે ને !...

(પ્રમોદ કાગળ સ્હામું ફાટી આંખે જોઇ રહે છે.)

આ કાગળ ક્યાંથી !

મં. શ્રીયુત જયુભાઇની થેલી...માંથી

પ્ર. હેં ચોરી...પણ આવાં ચારિત્ર્યહીન...

મં. એ બધું તમને કોઈ દિવસ કહીશ....ચાલો અત્યારે તો જમી લઇયે...

પ્ર. પણ તેં ઠીક ચાબુક લગાવ્યા હો !

મં. વખત આવે તમને બધી ખબર પડશે.

પ્ર. આ સંસ્થા પ્રગતિ કરી રહી છે કે અધોગતિની ખાઇમાં સરી પડે છે તે મ્હને સમજાતું જ નથી.

મં. એ સંસ્થાના ઉઘાડનાર જ એને તાળાં દેવા તૈયાર થયા છે એથી વિશેષ સાંભળવું છે...!

પ્ર. શું જગત છે !

મં. એ જગત અને જીવન ઉપર એક મહાકાવ્ય લખજો.... (એમ કહી મંજરી પાસેની ઓરડીમાં જાય છે.)

પ્ર. ચાલ હવે....મશ્કરી પછી...જમવામાં કેટલો વિલંબ થયો....!

[ પડદો પડે છે. ]

●

## પ્રવેશ બીજો

સ્થળ: એજ ઓરડી. સમયઃ સાંજ– આઠ દિવસ પછી.

[પ્રમોદ ઓરડીમાં એકલો બેઠો અધૂરી 'ગાંધીજીની આત્મકથા' વાંચી રહ્યો છે. ઘડીકમાં પુસ્તક હાથમાં રાખી, ઉંચું માથું કરી બેસી રહે છે, ઘડીકમાં માથું હલાવતો કંઇ વિચારોની મક્કમતા પ્રદર્શિત કરે છે, ઘડીમાં આંખ ઝીણી કરી, કપાળે કરચલી ચઢાવી, ભૂમિ પ્રતિ જોઇ રહે છે. તેના મગજમાં અનેક વિચારો પવનવેગે આવીને ચાલ્યા જાય છે. પુસ્તક નીચે મૂકી એ ઓરડીમાં ફરે છે.]

પ્ર. બહુ કરી, મંજરી તેં બહુ કરી ! મેં ત્હને આવી નહિ ધારેલી ! ત્હારૂં પૂર્વજીવન આવું ?......(વિચાર કરે છે) સ્ત્રીઓ આટલી હદ સુધી જઈ શકે છે ! પરંતુ અમર્યાદિત

હું હુકમ કરું છું કે મ્હારી રજા સિવાય કાલથી ત્હારે ઘર બહાર પગ મૂકવો નહિ...મ્હારી આબરૂ...પ્રતિષ્ઠા...ભણતર...બધ્ધાં પર પાણી ફેરવ્યું...

મં. (શાંતિથી) જેવી આપની આજ્ઞા...

પ્ર. (ક્રોધના આવેશમાં) મ્હને ખબર પડી કે મ્હારા હુકમનો ભંગ થયો છે તો હું છૂટા છેડા કરીશ...ત્હારું કલુષિત ચારિત્ર્ય જાહેર પ્રજા આગળ ખડું ખરીશ...અને બીજી પરણીશ....

મં. જેવી આપની ઇચ્છા....(થોડો વખત ત્યાં શાંતિ પ્રસરે છે) છૂટા છેડા !....શું પુરૂષની ધમકી ! કેદખાનાના કેદીઓ જેવી સ્થિતિ હવે સ્ત્રીઓની નથી રહી હો સંત્રી રાજ !

પ્ર. શું હજી મશ્કરી સમજે છે ? તારી ભૂલ થાય છે, મંજરી ! હું જે કરું છું તેનો અમલ તું આવતી કાલે જ જોઇશ...

મં. (સ્હેજ હોઠ કરડતી) તેની તો મ્હને સંપૂર્ણ ખાતરી છે...પરંતુ પગલું ભરતાં પહેલાં વિચાર કરજો....

પ્ર. (રાડ પાડે છે) મ્હને શિખામણ આપનાર તું કોણ ? કુલટા...!

મં. સ્હેજ ધીરે ના બોલો...બ્હાર પડોશી સાંભળશે...મ્હને શરમ આવે છે....

પ્ર. શરમ આવતી હોત પરણત નહિ...

મં. પરણવાનો તનમનાટ કુદરતી છે...તેની ઉપર મૂકાયેલ અંકુશ સ્ત્રી કે પુરૂષને કયે રસ્તે દોરશે તે પ્રભુ જાણે !

પ્ર. નિરંકુશી જીવન એટલે સ્વચ્છંદી જીવન....સ્વચ્છંદી જીવનમાં ખદબદતા કીડા મ્હારા જેવા મૂર્ખને કરડે તોય ખબર ન પડે... (વિચાર કરે છે) ત્હમારું સારું થજો જયુભાઇ ! ત્હમે જ મ્હને નિદ્રામાંથી જગાડયો....નહિ તો હું જીવનભર અંધારામાંજ ડુબકીઓ મારતો હોત....

મં. (એની આંખ આગળ જયુભાઇની મૂર્તિ ખડી થાય છે...તેને કાપીને ટૂકડા કરી નાખવાની ઇચ્છા થતી હોય એવું એના મુખ ઉપર લાગે છે સાચવી રાખેલ શાંતિ ક્રોધમાં પરિણમે છે....) શું ! શું ! જયુભાઇ ! એ નીચ કુતરા ! હજી પણ તું ભૂલ્યો નથી ? અમારાં સુખી જીવનમાં કંકાસ ને કજીયાનાં બીજ વાવવામાં તને શું મઝા આવી ? મ્હારા ઉપર વેર લેવા તેં શું આ બાજી રચી ?...

(બ્હાર ખડખડાટ અવાજ થાય છે ..બન્ને જણ સ્થંભે છે).

એજ ક્રૂર હાસ્ય !

પ્ર. (ગભરાયેલ) કોણ ? કોનું હાસ્ય ?

મં. એ જ દુષ્ટ જયુભાઇ !

(પ્રમોદ દ્વાર ઉઘાડે છે...બ્હાર જુવે છે...પણ કોઇને નહિ જોતાં દૂર દૂર એક ગલીમાં નજર કરે છે....પગ પછાડતો અંદર આવે છે.)

પ્ર. (આશ્ચર્યસહ) પણ એ ન્હાસી કેમ ગયા? મ્હને કંઇ નથી સમજાતું...

મં. મ્હને બધું સમજાય છે...એ દુષ્ટે મારે માથે ઓછી નથી કરી..(એની આંખમાં આંસું ઉભરાય છે)....

પ્ર. (લાગણી વશ થઇ) મંજરી! મંજરી! એવી તે શી વાત છે કે તેં અત્યાર સુધી પેટમાં જ દાટી રાખી? હવે તો મ્હને કહે!

મં. (આંસુ લુંછી) ત્હમારે સાંભળવી જ છે એ વાત?

પ્ર. જરૂર...મ્હને મ્હારો રસ્તો સૂઝે ને!

મં. તદન બાળકી હતી ત્યારે આશ્રમમાં મ્હને કોઇ મૂકી આવેલું...(પ્રમોદના ચ્હેરા ઉપર આશ્ચર્ય ઉત્પન્ન થાય છે) માતા કોણ અને પિતા કોણ તેની મ્હને ખબર નથી.... ત્યાં મોટી થઇ ત્યારે આ આશ્રમમાં હું ભણતી...મ્હારામાં યૌવનનો સંચાર થયો અને થનગનાટ વધ્યો ત્યારે સંચાલકોની આંખે ચઢી...મ્હને ફસાવવા તેઓએ બનતો પ્રયાસ આદર્યો...મ્હારા એક બે સહાધ્યાયીઓ સાથે હું પ્રેમમાં છું જ એમ માની તેઓને આશ્રમમાંથી રજા આપી...મ્હારા કાગળો મ્હને પહોંચે નહિ...મ્હારી ઉપર ચોકી પહેરો મૂકાયો...એક દિવસ મ્હને લાલચ આપી એક સંચાલકે મ્હારા ઉપર બલાત્કાર કર્યો.... (હોઠ કરડે છે)...અને...એજ...આ...

પ્ર. (અધવચ) એ જ આ...જયુભાઈ?...સાચું કહે છે? મંજરી!

મં. હા...એજ આ જયુભાઈ...પછી મ્હારી સ્થિતિ કફોડી થઇ...જે માણસની સાથે મ્હને પરણાવી દેવાના હતા તે માણસે ના પાડી...પછી મ્હારી પડખે બીજા સંચાલક ચઢયા...

પ્ર. કોણ? નરહરિભાઈ?...તું ત્યાંથી ન્હાસી કેમ ન છૂટી?...આ આશ્રમ?...આ સમાજના સ્થંભો?...

મં. હા...તેણે જયુભાઇની વિરૂદ્ધ ચળવળમાં મ્હને મોખરે કરી...ત્યારે હું પૂરેપૂરૂં સમજી કે ત્યાંનું વાતાવરણ ઝેરી છે...એક દિવસ ગામ બ્હાર નાળાં પાસે બીજી બ્હેનો દૂર હતી ત્યાં નરહરિભાઇએ મ્હારી છેડ કરી...હું બોલું તે પહેલાં તેણે મ્હારા મુખ આડો હાથ દીધો...અમે જ્યાં તકરાર કરતાં હતાં ત્યાં કોઈ ગૃહસ્થની ગાડી આવી ને... હું બચી...

પ્ર. પછી તું ક્યાં ગઇ?

મ. ...પછી બે ત્રણ મહીને મ્હને ખબર પડી કે મ્હારા પેટમાં બાળક છે ત્યારે મ્હેં પણ અનાથાશ્રમનો લાભ લીધો. તેઓએ મ્હને ખાવાપીવાની સગવડ કરી આપી...

પ્ર. ત્હેં કોઈ નર્સની સલાહ લઈ કેમ ગર્ભપાત ન કરાવ્યો?

મં. ...બાલહત્યાના પાપમાંથી હું સમાજની દૃષ્ટિએ તો બચું પણ અંતરાત્મા મ્હને પૂકારીને કહી રહ્યો કે "એવું ન કરવું"...પછી...મ્હને બાળકી આવી...તેને અનાથાશ્રમોમ રાખી....પછી હું તમને મળી...

પ્ર. જગુભાઇ! ત્હેં મ્હને ભોળવ્યો? મ્હને ઉલ્ટું સમજાવી તેં આવી જાળ પાથરી? બિચારાં જસુ બ્હેનની પણ આવી જ સ્થિતિ કરાવનાર હું જ થયો ને!

મં. એ મ્હારી ઉપર આવી કડક દૃષ્ટિ રાખે છે તેનું કારણ છે...

પ્ર. શું?

મં. અનાથાશ્રમમાં તે બાળકીના વાલી તરીકેનું નામ મ્હેં તેનું લખાવ્યું છે...અને જસુ બ્હેનને ચેતવી તે દિવસ ન જવા દેવાનું પણ મ્હેં જ સૂચવ્યું છે.

પ્ર. ત્યારે તે દિવસ રાત્રે તેઓ કયાં ગયેલા?

મં. જસુબ્હેને તેઓને ગૃહમાં દાખલ જ નહિ થવા દીધેલ...

પ્ર. (પોતાની ભૂલોથી શરમાતો) મંજરી! મંજરી! તેં બહુ કરી...

મં. (સ્હેજ હસતી) હવે તો ત્હમે છૂટાછેડા કરવાની ધમકી નહિ આપો ને? હવે તો ત્હમને મ્હારામાં વિશ્વાસ છે ને!

પ્ર. (તેની પાસે જઇ) શ્વાસ અને પ્રાણ હોય ત્યાંસુધી....મંજરી!...આજથી તું મ્હારી શિક્ષિકા અને હું ત્હારો શિષ્ય...(શાલે ચીટકી ભરે છે).

મં. (દૂર ખસી જઇ) એવું એવું બોલી શરમાવો છો શું!....(રસોડામાં જતી રહે છે).

[ પડદો પડે છે. ]

# શિખા

## પ્રહ્‌લાદ પારેખ

ધરણી ઉપર પરસ્પર વિરોધી દિશામાં ચાલનાર માણસોને પણ એમ થાય છે કે આકાશનો ચંદ્રમા તો તેમની સાથેજ ચાલે છે.

રતનપુરની જૈન સોસાયટીના આકાશમાં શિખા એક ચંદ્રમા હતી. જીવનના ભિન્ન ભિન્ન ક્ષેત્રમાં કામ કરતા યુવાનોને લાગતું હતું કે શિખાનો સ્વભાવ અને તેના વિચારો એ પોતાનાજ ક્ષેત્રને અનુકૂળ હતા. એ માનતા હતા કે તેનું જ ક્ષેત્ર શિખાના સંપૂર્ણ વિકાસ માટે અનુકૂળ હતું. અને શિખા જેમને જે માનવું હોય તે માનવા દેતી.

સુંદરને અધિકતર સુંદર કરી મૂકે તેવી લજ્જા અને યૌવન શિખામાં ભરપૂર ભર્યાં હતાં. નાના બે સાદને જાણે આંખો કરી કપાળમાં મૂકી દીધા હોય તેમ શિખાની આંખો જ્યાં ફરતી ત્યાં આમંત્રણના ભાવે ફરતી. તેનું સમસ્ત સ્ત્રીત્વ તેના હાસ્યમાં ભર્યું હતું. તે હસતી ત્યારે પુરુષનું પુરુષત્વ જાગી ઉઠતું. તે નાનકડા હસતા મુખને બે હાથમાં લઈ છાતી સરસું ચાંપી તેના હાસ્ય અંતરમાં ઉતારવા તેનું લોહી ક્ષણેક થનગની ઉઠતું.

તેના અનેક મિત્રોમાંના એક મિત્ર જ્યોતીન્દ્ર. તેની રતનપુરની કૉલેજના પ્રોફેસરોનો પ્રિય અને કૉલેજના મેગેઝીનનો પ્રથમ પંક્તિનો નાટ્યકાર. તેનાં નાટકો કોઈવાર કૉલેજના મેળાવડામા ભજવાતાં. શિખાનો અને તેનો પ્રથમ પરિચય શિખાએ જ્યારે તેના નાટકો ઉપર સમાલોચના લખી ત્યારે થયેલો. અને શિખા જ્યારે તેનું લખેલું નાટક ભજવવા તખ્તા ઉપર ઉતરી ત્યારે જ્યોતીન્દ્રના અંતરે માન્યું કે શિખા તેનાજ જીવનનો બીજો પાસો હતી. ધીમે ધીમે જ્યોતીન્દ્ર શિખાનો પરિચય વધારતો ગયો. નવા લખેલા નાટકો લઇ તે શિખા પાસે જતો, વાંચતો અને ટીકા માગતો. પ્રતિદિન તેની ખાતરી થતી જતી હતી કે શિખાની આંખોમાં ભરેલા આમંત્રણ કોઇ બીજા માટે ન્હોતાં. અને તેનું અદ્‌ભુત હાસ્ય પણ પોતાનું જ હતું. જ્યોતીન્દ્રના દિવસો તરંગ અને કલ્પનાથી ભરેલા રહેતા. તેની રાત્રિઓ સ્વપ્નાઓથી છલકાઇ જતી. ભવિષ્યના તખ્ત ઉપર તે તરંગોથી અનેક આદર્શોના નાટકો ભજવતો અને પૂરા કરતો. તેની ઓરડીના એકાંતમાં તરંગો તેને બીજું બધુંય ભૂલવી આવતા કાળના સુખદ પ્રદેશમાં લઇ જતા.– અનેક માનવમેદનીની વચ્ચે અત્યંત લોકપ્રિય થયેલ અને મહાનના પણ માન પામેલી પોતાની ભવિષ્યની કાયાને તે શિખા સાથે પસાર થતી જોતો, અને શિખાને, તેની એવી પ્રતિભાસંપન્ન કાયાને પ્રેમભાવે નિરખી રહેલી તે જોતો. એક પછી એક અનેક તરંગો આવતા અને જ્યોતીન્દ્રને હવાઇ

આનંદના ઉમાશિખરે પહોંચાડી દેતા. જ્યોતીન્દ્ર ક્ષણેક ત્યાં થંભી જતો. આનંદની અવધિ અનુભવતો અને પછી? પછી કોણ જાણે ત્યાંથીએ એ શિખર ઉપરની કોઇ ભયંકર આશંકા તેને ધક્કો મારી ગબડાવી દેતી તે આશંકા તેના અંતરને એક નાનકડો પ્રશ્ન પૂછતી "પણ શિખા તારી ન થાય તો?" તરતાં ન આવડતું હોય અને માથોડા પાણીમાં પડેલા માણસની જે દશા થાય તે જ્યોતીન્દ્ર અનુભવતો. તે મુંઝાતો વ્યાકૂળ થઇ જતો, મુંગળાઇ જતો. ઓરડીનું એકાંત તેને અસહ્ય થઇ પડતું, તે બહાર ચાલ્યો આવતો.

અનેક આકાંક્ષા અને ભયંકર આશંકા વચ્ચે અથડાતો જ્યોતીન્દ્ર આશંકાની ભીષણતામાંથી છૂટવા માટે રોજ શિખાને ત્યાં જતો, આખી દુનિયાની વાતો કરતો અને બધી વાતોમાં અને પ્રશ્નોના જવાબમાં તેની આકાંક્ષાઓની સફળતાની સાબીતી ગોતતો. શિખા પણ તેને ભૂત અને ભવિષ્ય પૂછતી તેના નાટકો વિષે આતુરતા બતાવતી. જ્યોતીન્દ્ર પ્રથમ પ્રેમીના ઉત્સાહથી પોતાનો સંકટભરેલો ભૂતકાળ અને ભવિષ્યની ગહવરાકાંક્ષાઓ મેઘધનુષ્યના રંગે રંગી દેતો. છૂટા પડતા પહેલાં શિખા તેનું પેલું જાદુઇ હાસ્ય હસતી. જ્યોતીન્દ્રની શિરાઓમાં તેનું રક્ત નાચી ઉઠતું. એ હાસ્યના તરંગો ફરી પાછો તેને તેના આનંદના શિખરે પહોચાડી દેતા.

આનંદભર્યો જ્યોતીન્દ્ર પથારીમાં પડ્યો પડ્યો આંખો બંધ કરી શિખાની પ્રતિમા જોતો અને તેની વાતો સાંભળતો. મોડી રાતે કોઇ ખૂનીની પેઠે બધા અંધકારને ભેદી, બધી આકાંક્ષાઓ અને આનંદને પેલે પારથી પેસી બીહામણી આશંકા આવતી અને કાનમાં પૂછતી "પણ શીખા તારી ન થાય તો?"

જ્યોતીન્દ્ર તડફડી ઉઠ્યો.

જૈન સોસાયટીના મકાનના બગીચામાં શિખાના મકાનનો બગીચો સૌથી સુંદર હતો. પરંતુ કોઇ રસિક મિત્ર આગ્રહપૂર્વક એ બગીચામાં ન લઇ જાય ત્યાંસુધી શિખા ભાગ્યેજ એ બગીચામાં જતી. તેને તો પોતે ભલી અને પોતાની ઓરડી ભલી. જ્યોતીન્દ્ર તેને કોઇ કોઇવાર વાતો કરવા એ બગીચામાં લઇ જતો.

આજે એક બીજા મિત્ર મળી ગયા. તેનું નામ અરૂણભાઈ. થોડાએક દિવસથી તે સોસાયટીમાં રહેવા આવ્યા હતા. શિખા તેમને નામથી જાણતી હતી. તે એક પ્રસિદ્ધ ચિત્રકાર હતા. આખાય દેશના પ્રથમ પંક્તિના માસિકોમાં તેનાં ચિત્રો છપાતાં હતાં. તેમનું તાજેતરમાં છપાયેલું આલ્બમ ખૂબ આશાસ્પદ ગણાતું. શિખાના ભાઇ દ્વારા તેમણે શિખાની ઓળખાણ કરી હતી અને આજે પોતાનું આલ્બમ શિખાને ભેટ દેવા આવ્યા હતા. શિખા આલ્બમનાં ચિત્રો ફેરવતી જોતી હતી અને અરૂણભાઇ તેને કલા વિષે કંઇક કહેતા હતા. અજ્ઞાનને સંતાડતી ચાલાકી શિખામાં હતી. એટલે બધાંજ ચિત્રો ઝડપથી ફેરવવાને બદલે કોઇક કોઇક ચિત્રો તે વધારે વખતસુધી જોઇ રે'તી. તેનો કલાનો આ રસ જોઇ ચિત્રકાર હરખાતા અને તે ચિત્રો સમજાવતા.

થોડીવારે જ્યોતીન્દ્ર આવ્યો અને સીધો શિખાની ઓરડી તરફ ઉપડયો. શિખાએ તે જોયું અને સાદ પાડયો. "જ્યોતીન્દ્ર"! જ્યોતીન્દ્ર ચમક્યો અને બાજુએ ફર્યો. શિખા આજે બગીચામાં! તેને નવાઇ લાગી. દુરથી શિખા પાસે બેઠેલ કોઈ અપરિચિત યુવાનને તેણે જોયો. લાગણી અને વિચારોનું એક ગુંચળું એક ક્ષણ તેના શ્વાસને રૂંધી રહ્યું. બળપૂર્વક તે ગુંચળું તેણે હઠાવ્યું અને હસતે મુખે શિખા પાસે ગયો. શિખાએ નવા મિત્રની ઓળખાણ કરાવવા માંડી.

"અરૂણભાઇ પેલા ચિત્રકાર?" અરૂણભાઇ નામ સાંભળીને અને ટેબલ ઉપર પડેલા આલ્બમ ઉપરથી કલ્પના કરી જ્યોતીન્દ્રે શિખાને વચ્ચેથી અટકાવી પૂછ્યું.

"હા તેજ" શિખાએ જ્યોતીન્દ્ર સામે જોઇ કહ્યું

જ્યોતીન્દ્રને પોતાના પ્રિય કલાકારને જોઇ આનંદ થયો, તે પાસેની ખુરશી ઉપર બેઠો અને ટેબલ ઉપરથી આલ્બમ લઇ જોવા લાગ્યો. પહેલાજ પાના ઉપર તેણે વાંચ્યું "દીપશિખા જેવી શિખાને." એક પળ તેની નજર ત્યાં ચોંટી રહી ફરી પાછું પેલું વિચાર અને લાગણીનું ગુંચળું આવી ગયું, ફરી પાછું તેણે હડસેલ્યું. બધું એક પળમાંજ. તેણે ચિત્રો જોવા માંડયાં, થોડીવારે બન્ને સાહિત્ય અને કલાની વાતોમાં, વાતોમાંથી ચર્ચામાં અને ચર્ચામાંથી વિજયાતુર લડવૈયા જેવા બની ગયા. શિખા બેઠીબેઠી સાંભળતી હતી અંધારૂં થવા આવ્યું એટલે શખિએ કહ્યુ. "આપણે અંદર ઓરડામાં જઇશું?"

"હવે જઈશું જ, શિખા." જ્યોતીન્દ્રે કહ્યું.

અરૂણ અને જ્યોતીન્દ્ર ઉભા થયા. "ચર્ચા માટે માઠુ ન લગાડતા આતો મને જે લાગે છે તે કહ્યું." જ્યોતીન્દ્રે વિવેક કર્યો.

"ના રે એમાં માઠુ લગાડવા જેવું છેજ શું?" અરૂણભાઇએ હસતાં હસતાં ઉત્તર આપ્યો. બન્ને દરવાજા તરફ ચાલ્યા. શિખા તેમની સાથે દરવાજા સુધી ગઇ. જ્યોતીન્દ્ર જરા આગળ નીકળી ગયો.

"આ ભેટ માટે તમારો આભાર માનવો તો ભૂલી ગઇ" શિખાએ અરૂણભાઇને કહ્યું અને તેનું જાદુઇ હાસ્ય હસી. અરૂણભાઇ પણ હસ્યા. બન્ને એકક્ષણ સામ સામે જોઇ રહ્યાં. સંજીવની પીધી હોય એવો આનંદ લઈ અરૂણ સહેજ દૂર ઉભેલા જ્યોતીન્દ્ર સાથે થઇ ગયો. થોડીવાર મુંગામુંગા ચાલી "ગુડનાઇટ" કહી બન્ને પોતપોતાની દિશામાં વિદાય થયા.

તે રાતે અરૂણે શખિના હાસ્ય અને આંખોની અસર નીચે અનેક રંગોથી પોતાની ભાવિ સૃષ્ટિ ચીતરી અને મધ્યમાં પોતે અને પોતાની માનેલી શિખા જોઇ.

જ્યોતીન્દ્રને તે રાતે લાગ્યું કે આકાશના સળગતા તારાઓ રાતને ડાંસતા હતા અને રાત જાગતી હતી.

આજે શિખાનો જન્મદિવસ હતો. જ્યોતીન્દ્ર અને અરૂણ બન્ને પોતાની ભેટ લાવ્યા. અરૂણ પોતાનું નવું ચિત્ર અને જ્યોતીન્દ્ર જે નાટકમાં શિખા ઉતરેલી તેનાં "મેન્યુસ્ક્રીપ્ટને" સુંદર રીતે બંધાવી લાવ્યો હતો. બન્નેએ જુદા જુદા સમયે પોતપોતાની ભેટ આપી. દરેક જણ એકલો એકલો શિખાને મળવા માગતો હતો. બન્નેના ચિત્તમાં એ ગડમથલ હતી, વખત થતાં બહારના આવેલા બે ત્રણ મહેમાનો વિદાય થયા. બન્નેના હૈયે હાશ કર્યું.

શિખા મ્હેમાનોને વળાવી ચા લઈ આવી. ત્રણે જણા બેઠા.

"જન્મદિવસે તો ઉલટી બીજા દિવસો કરતાં વધારે મહેનત કરવાની." શિખાએ કહ્યું.

"વરસ વધે તેમ મહેનત પણ વધારવી જોઇએ ને?" જ્યોતીન્દ્રે કહ્યું. શિખા હસી. થોડીવાર બધા ચૂપ રહ્યા.

"અરૂણભાઇ!" શિખાએ શરૂ કર્યું. "આજે તમને બન્નેને એક નવીન ખુશ ખબર આપું અને એક કામ સોંપું. કરશો?" એક પછી એક શબ્દો બોલતાં શિખાના મોંઢા ઉપર લોહી ચડતું ગયું, આખા મોંઢા ઉપર લાલ ચમક આવી ગઇ. કપાળ, ગાલ, નાક બધું એ લાલ પ્રભાથી દીપ્ત થઇ ઉઠયું. અરૂણભાઇ અને જ્યોતિન્દ્ર એ મોંઢા સામે જોઇ રહ્યા.

"શું નવીન?" અરૂણભાઇએ પૂછ્યું.

"આવતી પુર્ણિમાએ મારા લગ્ન છે." શિખાએ ઝડપથી જવાબ આપ્યો અને જરા નીચું જોઇ ગઇ.

"લગ્ન!" જ્યોતીન્દ્રે પૂછ્યું.

"હા" શિખાએ જવાબ આપ્યો.

"આવતી પુર્ણિમાએ?" અરૂણભાઇએ પૂછ્યું.

"હા" શિખાએ ધીમેથી જવાબ આપ્યો.

બન્નેના મોંઢાની લાલી ઉડીને શિખાના મોંઢા ઉપર આવી ગઇ હોય તેમ તેના મોંઢાની લાલ ચમક ઓસરાઇ ગઇ.

બે ક્ષણ શાંતિ રહી.

"કામ શું હતું?" જ્યોતીન્દ્રે પૂછ્યું.

કશો જ જવાબ આપ્યા વિના શિખા ઉઠી અને અંદરના ઓરડામાંથી એક કિંમતી સુંદર ફ્રેમમાં જડેલો એક દેખાવડા યુવાનનો ફોટો લઇ આવી. કોઈએ પૂછ્યું નહિ એ ફોટો કોનો હતો.

"અરૂણભાઇ! આનો એક સ્કેચ કરી આપશો?" તેણે અરૂણભાઇના હાથમાં ફોટો મૂક્યો.

"જરૂર" અરૂણે ફેરો લઇ જવાબ આપ્યો.

"અને જ્યોતિભાઈ! તમે નાટકોમાં ઘણાં ગીતો લખો છો તો અમારી સપ્તપદી નહિ લખી આપો!"

"જરૂર" જ્યોતીન્દ્રે જવાબ આપ્યો.

વગર બોલે ઝડપથી ત્રણે જણાએ ચા પૂરી કરી. જ્યોતીન્દ્ર અને અરૂણ જવા માટે ઉભા થયા.

"કેમ જશો?" શિખાએ પૂછ્યું

"હા." અરૂણે મોઢેથી અને જ્યોતીન્દ્રે માથું હલાવી જવાબ આપ્યો. શિખા બન્નેને દરવાજા સુધી વળાવવા ગઇ.

"બન્ને જલદી આવજો હો?" બહાર નીકળતાં બન્નેને શિખાએ કહ્યું. અને પેલું જાદુઇ હાસ્ય હસી.

"હા" બન્નેએ માથું હલાવી જવાબ આપ્યો. શિખા ઘરમાં ગઇ.

બન્ને જણા હાથ મીલાવી વિદાય થયા.

●

# કુમારિકા એ–[1]

**વૈદ્ય ભાનુશંકર પી. શાસ્ત્રી.**

અક્ષુણ્ણ-માર્ગે, સરિતા-મુખોને,
વાડી મહિં રે'તી કુમારિકા એ:
પ્રશંસકોનું નહિ એક નામ:
સ્નેહી ખરા કો'કજ તેહ કામ ૧
મૃણાલિની હોય ન અર્ધલુપ્ત,[2]
શેવાળ ભારેથી જળે નમેલી!
એકેલી એ સૌમ્ય—વિરાજમાન,
આકાશમાં તારલી હોય નાની! ૨
અજાણી લોકે વસતી હતી એ,
જાણ્યું ય કોકે ન હતી હવે એ;
કુમારી શુંના જગમાં હવે એ!
તેથી મને શું? મન એક જાણે!

૧ વર્ડ્ઝવર્થનાં ચોથા લ્યુસી કાવ્યનો અનુવાદ.

૨ अदर्शनं लोपः । प्रसक्तस्य दर्शनं लोपसंज्ञं स्यात् । પાણિનિ ૧-૧-૬૦

# આપણા તરી ઇતિહાસનું એક પાનું

### ગામઠી મહેતાજી.

ચ્હાણવટાની પરિભાષા.—શોધક અને સંગ્રાહક-રા. રા. હરિલાલ રંગીલદાસ માંકડ, બી. એ, (ઓન) બેડિયા. પ્રકાશક ગુજરાત વર્નાક્યૂલર સોસાયટી, અમદાવાદ મૂલ્ય ૦-૮-૦

( ૧ )

પુરાતત્ત્વ વિજ્ઞાનનાં આજ સુધી બે સારી રીતે ખેડાયલાં અંગો તે પ્રાચીન સ્થાપત્ય અને પ્રાચીન શિક્કા. એ બે અંગોને લઇને ભારતના પ્રાચીન ઇતિહાસમાં "કિમ્ આસ ?" પ્રશ્નનો જવાબ અને તેટલી ધૃષ્ટતાથી, અત્રત્ય અને પાશ્ચાત્ય વિદ્વાનો, આજે ચાર પાંચ દાયકાઓ થયાં, બેધડક આપી રહ્યા છે. એ ઉપરથી આપણા પ્રાચીન ઋષિ મુનિઓ કેવા ઉંડાઉગીર હતા તેનો આપણને સહુને થોડો ઘણો ખ્યાલ આવી ગયો છે. જનક ખેડૂત હતા, "સીતા" એ ચાસ પાડવાનું વિશિષ્ટ યન્ત્ર હતું, અગસ્ત્ય, સેસિલ ર્‌હોડસ, જેવા (અલબત ઓછા પ્રમાણમાં) કેવળ "કોલોનિઅલ પાયોનિઅર" હતા-અને હનુમાનનું પૂછડું જેના વડે લંકા (જે મેક્સિકો નહિ તોય જાવા તો હતીજ) એ બાળવામાં આવી હતી, તે કેવળ ખૂંખિયા (હનુમાન) ધનુષના કોઈ પ્રકારમાંથી છોડેલાં ઉગાડિયા જેવું તીર હતું, વિગેરે, અનેક પાંડિત્યભર્યા પુરાવાઓથી, દરેક નિશાળીઓ સ્હમજી શકે એમ, અનેક પંડિતોએ સાબીત કરી દેખાડયું છે. હનુમાનની ફલંગ આટલી મોટી કેમ હોઇ શકે? કે ક્રૉનિક ઇન્ટરસ્ટિશિયલ નૅફ્રાઇટિસ કે ઍમિલૉઇડ ગૂરદાને લઇને પોલ્યૂરિયા હોય તો પણ સાત સાગર અગસ્ત્ય ઉત્પન્ન કરી શકે કેમ ? એવા પ્રશ્નોનો જવાબ ન મળે તે બધા વિષયો ગપોડા છે, એ વાત, નિશાળે નિયમિત રીતે ન જતો હોય તે છોકરો પણ સ્હમજી શકે છે ! કવિના શબ્દમાં કહીયે તો "એ ઉપકાર ગણી ઇશ્વરનો હરખ હવે તું હિન્દુસ્તાન !"

સ્થાપત્ય અને સિક્કા ઉપરાંત પ્રાચીન ઇતિહાસ જાણવા માટે એ બેયથી વધારે ઉપયોગી સાધન તે પ્રાચીન કાળની લોકાશ્રિત બોલી છે. પુસ્તકોમાં ઉતારાતી ભાષા લોકાશ્રિત બોલી જેટલી લોકજીવનની ઉદ્યોતક નજ હોઇ શકે એ દેખીતું છે. પંડિતોનું જીવન પણ પુસ્તકોમાંથી શોધવું હોય તો સાઇકો એનાલસિસને જાણીતાં સપ્રેશન-રિપ્રેશન, એસોસિએશન, સબ્લિમેશન, સબવર્ઝન વગેરે ધોરણોની મદદે જ શોધી શકાય. એમ હોવાથી પુસ્તકાશ્રિત સાહિત્ય કરતાં લોકાશ્રિત સાહિત્ય લોકજીવનને સ્હમજવા માટે ઘણુંજ વધારે ઉપયોગી છે. એમાં સંશય નથી. ખેદ માત્ર એટલોજ છે કે પ્રાચીન તેમજ અર્વાચીન પંડિતો લોકજીવનને બદલે પંડિતજીવનના પ્રતિબિમ્બ પોતાના અક્ષર પ્રયાસમાં ઉતારતા હોઇને લોકજીવન,

જેમ પ્રાચીનોનું આજે અગમ્ય થઇ પડ્યું છે, તેમજ અર્વાચીનોનું પણ, અગમ્ય થઈ પડશે. પુસ્તકોમાંથી જ વિક્રમની વિસમી સદીના સિન્ધુ, આનર્ત, ગુર્જર, લાટ આદિ દેશોનું દરિયાઈજીવન જો કોઈ ભવિષ્યતર વિદ્વાન શોધવા માંડશે તો તેની નિષ્પત્તિઓ ઘણી ટૂંકમાં લખાઈ રહેશે. દાખલા તરીકે:

"ઈસ્વી ૧૯ મી સદીના અન્તમાં કોઇ અખેઆઇ નામનો મ્હોટો દરિયાઇ સારંગ હતો જે જહાજોને તોફાનમાંથી પાર ઉતારવામા કુશળ હતો એમ જણાય છે. આ સારંગનાં પરાક્રમો વિષેનું એક ગ્રામ્ય ગીત, પરમ સાક્ષર ગોવર્ધનરામ ત્રિપાઠીનાં, તે કાળે સુપ્રસિદ્ધ પુસ્તક સરસ્વતીચન્દ્રના ચોથા ભાગમાં, મુખ્ય નાયિકા કુમુદસુન્દરીના મ્હોમાં મૂકાયું છે.

આ સારંગ કદાચ તે પણ હોય જેના નાવમાં નીકળી નવનચન્દ્ર સુવર્ણપુર પહોંચ્યો હતો. એ જોતા આ સારંગની કીર્તિગાથામાં કુમુદસુન્દરીને રસ પડે એ સ્વાભાવિક છે.

"ઇસ્વી ૨૦ મી સદીના આરમ્ભમાં ગુજરાતના મહાકવિ ગણાઇ પરવારેલા સાક્ષર ન્હાનાલાલના એક કાવ્યમા 'બનીશ હું નાવનો કપ્તાન." એ લીટીઓ આવે છે પણ તે કાળે નાવ શબ્દ ન્હાના જહાજો વિષે વપરાતો હોઈ અહિં કપ્તાન શબ્દનો અર્થ પણ સારંગ એટલે 'બોટ્સ્વન' જેવો કરી શકાય"

આ ઉપરાંત તે કાળે સાક્ષરતાની ધૂસરીને વૃષસ્કન્ધ અર્પતા બીજા મ્હોટા વિદ્વાનોમાંથી કોઇયે દરિયાઇ જીવનનો નોંધવા લાયક ઉલ્લેખ કર્યો હોય તો તે હવે ઉપલબ્ધ નથી. એક ગામડી મ્હેતજીએ એવો ઉલ્લેખ કર્યાનું સહાસ કર્યું કહેવાય છે પણ એના લખાણો સતી "માનસી"ના શાપથી ભસ્મીભૂત થઇ ગયાની દન્તકથા આજે પણ સાગરકાંઠે પ્રચલિત છે. આચાર્ય આણન્દશંકરે કયાંક સંસારસાગર શબ્દ વાપર્યો જે, અધ્યાપક ડોલરરાયે તે કાળે ઠીક ઠીક પ્રસિદ્ધ બનેલા પોતાના બૃહદ્ ગુજરાતના સામયિકનું નામ દરિયાપરજાને અનુલક્ષીને "ઊર્મિ" રાખ્યું હતું. અને તે વખતના ઉગતા કવિઓને (સપાદ લક્ષવિના) બોજ પેઠે પીઠ થાબડ કરનાર, વિવેચક અને કવિ, બળવન્તરાય ઠાકોરે કોઇક પ્રેમી યુગલે દોહદમા નાવડું લઇ હોડે ચડવાની વાત કરી છે. એ સિવાય બીજે ક્યાંય સાગરજીવનની નિશાનીઓ મળતી નથી. વળી "અખે આઇ"નો રાસડો તે કાળે પણ પ્રાચીન હોવાથી, નાવ શબ્દ સાથે યોજાતાં કપ્તાનનો અર્થ ઉપર બતાવ્યા મુજબ કેવળ માંઝી જેવોજ થતો હોવાથી; સંસારસાગર શબ્દ મણિરત્નમાળા નામના પ્રાચીનતર ગ્રન્થના પડઘારૂપ હોવાથી; ઊર્મિ તો ગ્રાંબાકૂઈના પાણીમાં પણ નજરે પડતી હોવાથી; છેવટે, બે બિનઅનુભવી પ્રેમીઓને ન્હાનકડી નાવમાં મધદોરે હડસેલવામાં અધ્યાપક ઠાકોરનો હેતુ નેવિગેશન શિખાડવાનો નહિ પણ પ્રેમમાં પડેલાં હોય તે કેટલાં મૂર્ખ હોય છે એ દેખાડવાનો દેખીતી રીતે હોવાથ', આ ઉલ્લેખો ઉપરથી તો, તે કાળની દરિયા વિષેની અજ્ઞાનતાજ દેખાય છે—વળી, તે કાળની સાહિત્યની જ્યોતિર્પીઠ સમી ભાવનગર નગરીમાં બેસી ભાવનગરના દરિયાપરજાઓ માટે જે તીવ્ર વિરોધની લાગણી તે કાળે પ્રકટ થયેલા આદ્ય વિવેચનાચાર્ય વિકવેલે દર્શાવી છે એ જોતાં આ પ્રદેશમા દરિયાઇ જીવનનો સર્વથા અભાવજ નહિ પણ તિરસ્કાર હશે એ સ્પષ્ટ છે. આ પ્રજાનો હ્રાસ થાય એ કુદરતી હતું તેટલુંજ અનિવાર્ય હતું અને જેટલું અનિવાર્ય હતું તેથી પણ વધારે આવશ્યક હતું એ વાત તો સ્વયંસિદ્ધ છે"[1]

1 જુઓ Nautical Hystery of Western India, 1095, Chap I "The Bolder Landlubbers"

---

Nautical Hystery of Western India નું પુસ્તક ૧૯૯૧ માં પ્રકટ થયા પછી એના ઉપલાં કથન માટે, એના લેખકને પસ્તાવો થવાનો પ્રસંગ ત્યારે આવશે, જ્યારે રા. હરિલાલ માંકડનું પુસ્તક "ઇમ્પિરિયલ લાયબ્રરિ" ના પાયા ખોદતાં હાથ લાગશે; અને આ ધૃષ્ટ ઇતિહાસકાર એ વાંચશે, ત્યારે તે પોતાનો મત ફેરવશે. જો કે ૧૯–૨૦ મી સદીના ગૂર્જર ભડવિરો વિષેનો એણે ઉપર દર્શાવેલો મત તો એ નહિજ ફેરવે પણ પ્રકરણ પ્હેલાનું નામ "The Ruddy Landlubbers" રાખ્યા પછી બીજી આવૃતિમાં ખાસ પરિશિષ્ટ દ્વારા એ પ્રકરણને અનુલક્ષીને, એ લાંબી નોંધ પ્રકટ કરશે, જેનું નામ "And Their Undeserved Forefathers" રાખશે!

(૨)

જ્યારે મેક્સમ્યૂલરે ભાષાતારતમ્યશાસ્ત્ર શોધી કહાડ્યું (કે એ નિરૂક્તજૂનાં શાસ્ત્રે મેક્સમ્યૂલરને શોધી કહાડ્યો) ત્યારે એ નવી શોધના ઉદ્રેકમાં આકણ્ઠ તણાતાં એણે લખ્યું કે આજ સુધીની બધી વૈજ્ઞાનિક શોધોને પાછળ મૂકે એવી શોધ તો એ છે જેનાથી "દ્યૌષ્પિતર્ અને જ્યુપિટર" શબ્દોનું એકત્વ પ્રતિપાદન કરી શકાય છે. પ્રાચીન આર્યોની ઉચ્છિષ્ટ સંસ્કૃતિ ઉપર પ્રાચીન રોમ (અને ગ્રીસ પણ) પોતાની સંસ્કૃતિ રચી રહ્યાં હતાં. એ વાત આ નવી શોધે એવી સચોટ રીતે સાબીત કરી દીધી કે જે કરવામાં સ્થાપત્ય અને સિક્કાઓ કદી સફળ થઇ શકતે નહિ. પછી તો આ શાસ્ત્ર ખૂબજ આગળ વધ્યું. ગરીબ હિન્દી ગામડીયાઓ ઉપર ગુસ્સો કરતા ઇસ્ટ ઇન્ડિયા કંપનિના ડૈરેક્ટર બ્હાદુરોના 'રોથ'માં પંડિતો 'રોષ' જોવા લાગ્યા, ઠેરઠેર કુરૂક્ષેત્ર જમાવી જમીન ઉચાપતી કંપની બહાદુરની "થર્સ્ટ" માં પંડિતો 'તૃષા' જોવા મંડ્યા, ન્હાનાં મોટાં રાજ્યોના હક્ક ચાવી જતી એ મહાપ્રજાના 'ચ્યૂ' માં 'ચર્વણ' જોવા મંડ્યા, અને એ બધું જોઇને ગેલમાં આવેલા પંડિતોએ ખુદ્દ મેક્સમ્યૂલરને 'મોક્ષ મલ્લર' બનાવી દીધો. 'મલ્લર' પછી 'ખલ–હર' આદિ સેના આવી તેની પણ આ પંડિતોને ગેલ–છામાં સરત ન રહી! એજ ધોરણે કહીએ તો આજે પણ ઇસ્ટ આફ્રિકાથી ફિલિપાઇન્સ સુધીમાં માલદીવ, લક્ષદીવ, જાવા, સુમાત્રા, સૅલિબિસ, અને પોલિનેસિયા, ઇન્ડોનેસિયા, મેલેનેસિયા વગેરે દેશ દેશાવરમાં દેશી વ્હાણ માટે પડાવ શબ્દ વપરાય છે તેનું મૂળ સંસ્કૃત 'પ્લવ' શબ્દ છે એ વાત હિન્દનાં વ્હાણો અને હિન્દના વ્હાણવટીઓના પ્રાચીન દિગ્વિજયની જ્વલન્ત સાક્ષી પૂરે છે. અને એ દિગ્વિજયને સ્હેંકડો વર્ષ વીત્યા પછી પણ પશ્ચિમ કંઠારની વ્હાણવટી પરિભાષામાં આવી અનેક સનાતન સાખો ઉભરાઇ રહી છે એ આ ન્હાનકડું પુસ્તક સચોટ રીતે પુરવાર કરે છે. 'પ્લવ' શબ્દ ગીતાછમાં સ્થાન પામ્યો છે.[૨] સદ્ગત ભાણ્ડારકરે એના માટે બોટ શબ્દ ભાષાન્તરિત દેખાડયો છે. જો ભાણ્ડારકર ઉચ્ચ દેશસ્થ બ્રાહ્મણ કુટુમ્બમાં જન્મ લેવાને બદલે કોઈ આંગ્રિયા જેવા પ્રચણ્ડ કર્મશાલી સાગરવીર કોંકણસ્થ કુટુમ્બમાં

૨ "સર્વં જ્ઞાનપ્લવેનૈવ વૃજિનં સંતરિષ્યસિ" વળી જુવો મનુસ્મૃતિ ૧૧, ૧૯. સ હત્વા પ્લવમાત્માનં સંતારયતિ તાવુભૌ.

જન્મ્યા હોત તો એઓથી આવી ગંભીર ભૂલ ન કરત. 'પ્લવ' એટલે 'શિપ', પ્લવ એટલે 'વિન્ડજૅમર', પ્લવ એટલે 'ગૅલિઅન', પ્લવ એટલે 'ક્લિપર' પ્લવ એટલે 'સ્કૂનર' પ્લવ એટલે 'કૉરસેટ' પ્લવ એટલે 'પ્રાઈવેટિયર' પ્લવ એટલે પાપ (વૃજિન) ના મહાભયંકર દરિયાને તરવા માટેના સાધનરૂપ જ્ઞાન, જેવું મહાબલિષ્ઠ સાધન. પ્લવ શબ્દમાં તો આર્યોની તરીતવારિખની ગાથાઓ ભરી છે. પ્લવ એટલે માર્ગોપદેશિકાનાં પાનાં ફાડીને બનાવેલી કાગળની હોડકી નહિ! યુનિવર્સિટિનાં ફાઇલોલોજીકલ ભાષણો માટે કેવળ પુસ્તકપંડિતોજ વરાય છે તેના ગેરફાયદાઓ આટલા ઉપરથી સ્હમજી શકાશે!

રાજેશ્રી માંકડે શબ્દે શબ્દે વ્યુત્પત્તિઓ યોજી છે. એમાંની ઘણીખરી વિવાદાસ્પદ છે છતા જે થોડી અશંકનીય છે તે પણ, પશ્ચિમ કંઠારનાં વ્હાણવટાંનો પ્રાચીન વૈભવ અને વિસ્તાર બતાવવાને પૂરતી છે.

આ ન્હાનો સરખો કોષ ભેળો કરવાને જે જહેમત ઉઠાવવી પડી હશે તેનો આરામ-ખુરશિયા વિવેચકોને ખ્યાલ આવવો મુશ્કેલ છે, તો પછી વાંચકોને તો એ ખ્યાલ ક્યાંથીજ આવે! અબોલ બનેલા ખારવાઓને બોલાવી બોલાવી આ કોષ ભેગો કરાયો છે. પુછેલા સવાલ માંડ સમજે, સમજ્યા પછી પણ સ્પષ્ટ અને ચોક્કસ જવાબ માંડ આપી શકે એવા ખારવા ખલાસીઓ સાથે ધીરજથી, નરમાશથી છતાં ચિવટથી કલાકો ગાળ્યા પછી આ કોષ બનાવી શકાયો હશે, જેમ કાળીપરજમાં ઠક્કરબાપા કે સુમન્તભાઇ ઘૂમ્યા ત્યારે માંડમાંડ એનાં જીવનની ઝાંખી કરી શકાઈ, તેમજ દરિયાપરજની એક બે દુર્ગમ કેડીમાં ઘૂમી ઘૂમીને ઉઠાવેલો આ કોષ બનાવવાથી, રા. હરિલાલે, પડતમૂર્ખ જેવી આજની પુસ્તકપંડિતસમાજ ઉપર ઉપકાર કર્યો છે. જેમ ગરીબી અને દુર્દશામાં સડતા નેવું જણની, આલિશાન મહાલયમાં રહેનારા ઉપલા દશ જણને પરવાહ ન હોવાને કારણે આર્થિક અને સામાજીક 'બોલ્શેવિઝમ' જન્મ્યૂં છે તેમજ નવઘરિયા પ્રજાજન કેમ જીવે છે, કેમ બોલે છે કેમ ચાલે છે કિમ્ભાષેત વ્રજેત કિમ્—એ સ્હમજવાની દરકાર કર્યા વિના પોતપોતાના તરંગોની હિવાલો ચણી વિદ્વત્તા વિલાસમાં રહેનાર ત્રણ થરિયા,[3] The Upper Three, કોઇક દહાડો અક્ષરસમાજમાં પણ 'બોલ્શેવિઝમ' જન્માવશે. એ દહાડો થોડોક દૂર ઠેલવામાં રા. હરિલાલનું આ પુસ્તક સારો હિસ્સો આપે છે.

(૩)

આ પુસ્તકમાં ખારવી બોલી નથી. ખારવી બોલી એટલે દરિયાપરજની બોલી. પણ અહીં. એ બોલીમાથી, શિષ્ટતમ ગણાતા સાહિત્યમાં પણ વપરાવા યોગ્ય, અનુપમરીતે સ્પષ્ટતા સાધનાર શબ્દોનો કોષ છે, આ કોષની મદદથી પ્રખર પ્રોફેસર, પ્રચણ્ડ સાક્ષર કે નાકીને નીચી કરેનાર સંસ્કૃતાભિજ્ઞતમતિ કોઇપણ વિદ્વાન, ક્યાંય પણ, મુંબઈની ગોદીમાં, કલકત્તાને ધક્કે, કરાચીની જેટીમાં કે અરાકાનને ઘાટે, જહાજને ખેંચની સાંકળોને અરડા

3 આભારજનના વિચ્ચ પૃથક્કરણ માટે જુઓ "માનસી" ૧, ૨ પાન ૪૨૮

લેતાં દસ્યવિશેષને 'કેપ્ટન' કહેતાં આજથી શરમાશે. હવે એ જાણે છે કે ધવર એટલે શું, લેટણ એટલે શું, સંગર કઇ કહેવાય, અને ચરખી એટલે શું કહેવાય! દરેક હિન્દીના મ્હોંમાં 'કેપ્ટન' શબ્દ સાંભળી પરદેશીઓ દયા ખાતા હતા, તિરસ્કાર કરતા હતા, અને જેને જેને માટે અચૂક અંગ્રેજી શબ્દ જ વપરાય, તે તે વસ્તુ, અંગ્રેજો આવવા પ્હેલાં હિન્દીઓએ જોઈ જ નો'તી, એમ અનુમાન કાઢતા હતા તે બધા હવે ખસિઆણા પડશે. નિદાન ગૂજરાતીઓની માનહાનિ થતી અટકાવવામાં આ કોષ બહુ જ અમૂલ્ય ભાગ ભજવશે. એટલા માટે જ આ કોષ, બારાખડી વાચતાં આવડી હોય એવા દરેક ગૂજરાતીએ ખરીદવો જોઇએ.

આ કોષમાં વ્હાણવટાના આનુષંગિક સુતારવાડાના પણ ઘણા શબ્દો છે. ખીલા ખરીદવા સાક્ષરો નહિ જતા હોય, કારણ સાક્ષરો ખીલે બંધાયેલા આજ સુધી ગૂજરાતમાં જણાયા નથી. પણ આ કોષ સંઘરનાર જ્યારે નવું ઘર બંધાવવા નીકળશે, ત્યારે સુતાર શું માગે છે તે તુરત સ્હમજી જશે. પસિયા, કુખિયા, થંભવા, ઉધકપાસિયા, વગેરેનો અર્થ, દરેક અંગ્રેજ બચ્ચો ક્રેટવર્ક, હૉબિ અને મૅકેનોની મદદથી સ્હમજે છે, તેમ હવે ગૂજરાતી બચ્ચો પણ સ્હમજતો થશે. એ ઉપકાર આ કોષ કરી આપશે. થાપો, તાગડ, ઘેટા, ઘીડવા, પાવડા, દારનો વગેરે શબ્દો જે ગુજરાતનો ખેડૂ દરરોજ વાપરે છે, વાપરતાં સમાસ અને ચમત્કાર બેય અનુભવે છે (ખાસ તો શ્હેરી નિશાળિયાઓ માથું ધવડે ત્યારે) અને જે શબ્દોના પર્યાયો કોઇ પણ અંગ્રેજી પાઠ્યપુસ્તકોમાં અસંખ્ય મળતા રહે છે, તે શબ્દોનો પુનરુદ્ધાર આ કોષ કરશે. અને સહુથી વિશેષ ઉપકાર આ કોષનો એ છે કે ભાષા પછી કોષ ઉપજે એ ધોરણને ઉલટાવવા છતાં આ કોષ કરી મરદાનગીભરી ગાથાઓ સ્હમજવાને, આપણા Pep Fed વાંચકોને, લાયક બનાવશે.

( ૪ )

આજના વિવેચકો અને સાક્ષરો હજુ પણ પાશ્ચાત્ય વિવેચનધોરણો સ્વીકારે છે. જ્યોર્જ સેન્ટસબરિ અને ડાઉનિંગ અથવા એની પછી કૉલેજના પાઠ્યપુસ્તકોમાં એમના જેવું સ્થાન પામનારાઓનાં ધોરણો જાણે ગૂજરાતી જીવન અને ભાવના માટે પણ અબાધિત હોય એવી વૃત્તિ આજે સ્વીકારાયેલી છે. સંસ્કૃત ઐચ્છિક વિષય લઇને ડિગ્રિ મેળવનારામાં વળી મમ્મટના ધોરણોના ઉપરચોટિયા નિર્દેશો કરી આજની જીવનભાવનાને પાછલી સદીઓમાં ધસડી જવાનો પ્રયત્ન કરતા દેખાય છે. આમાંનાં પ્હેલાં ધોરણને અનુલક્ષીને, એટલે એ પુરાણા જેવા બનેલા વિવેચનશાસ્ત્રીઓને નહિ, પણ એમના વડે વિવિક્ત બનતાં અંગ્રેજી સાહિત્ય ઉપર નજર ફેંકવા જેવી છે.

બ્યોવલ્ફ સેકસનથી કરી વિયર હુચિન્સન સુધીના દરિયાઇ ગાથાઓના લેખકો બે ધોરણ સ્વીકારતા આવ્યા છે. પ્હેલાં તો જે કથાભાગ લેખકનાં કથન રૂપે, વર્ણનાત્મક કે બીજી રીતે હોય છે, તે, સાદી છતાં વિશિષ્ટ એવી હાલી ભાષામાં લખે છે. બીજું—જે ભાગ ખુદ્દ પાત્રાઓનાં મ્હોંમાં મૂકાય છે તે ભાગ બધો પારિભાષિક શબ્દોમાં, પ્રાન્તીય

કે ગ્રામ્ય બોલીમાં, અને યથાશ્રુત મૂકે છે. આપણા સાહિત્યમાં દરિયાઇપરજના જે એક બે રડયા ખડયા પ્રયત્નો થયા છે, અને જેના સ્હામે સાક્ષરીજગતમાં ખળભળાટ થઇ રહ્યો છે, તેમાં પણ ઉપલાં બે ધોરણો, પૂરી રીતે, અજાણતાં પણ, સચવાયાં છે. આનાં ઉદાહરણ:

૧ The Brassbounder by David Bone

"At close of a day of keen sailing, the outposts of the Irish Coast, bleak, barren, inhospitable, lay under our lee-a few bold rocks, around and above, wreathed in sea mist, and the never-dying Atlantic swell breaking heavily at base.

"Iss, indeed, Capt'in ! The Stags of Broad-haven I tell'oo,...it iss the best landfall I haf ever seen Cap'tin !"

The Old Man kept his head

'Aye, aye, "he said" the Stags eh ? we'll haul up t' th' wind anyway..............Luff down helm m'lad and keep her close

૨ A. E. Dingle In Americanese

"Pegwell, I'm glad you're home. You can do a lot for Mary. I ought not to mention this to a soul; but I believe you are her friend.

"Friend ?, "rasped Pegwell" Mister, you're bloody foolish ! That little gal kin use me fer a doormat.........

૩ હડકીવારી આમ, સુકાની, કુમાર અંક ૧૦૦ મો.

"મુસો મોરાપર ઉભો થડાની ચીંધણી કરતો હાકોટા દેવા લાગ્યો, ખારવાઓનાં કાળમીંઢ જેવાં મજબૂત બદન એવડાં વળી વળી સુકાનના ઇસારે ગઢ ઘટાવવા લાગ્યાં. ઉપર કાળાભમ્મર આકાશમાં તારા ઝબુકતા'તા; નીચે એથી પણ કાળાં લાગતાં પાણીનો ઘૂઘવાટ સંભળાતો'તો. વહાણના સાંધા ચરડ ચરડ બોલતા હતા. ગરેડીમાંથી સરસા સરતા તણખા ઉડતા દેખાતા હતા.

"ખબરદાર લાખા! ખવા હેંથલ ધડો ઢુકડાય છે. એ......દરિયા સલામત! છભાસ જુસાં વામ છેરો કાઢયો લાખા! હણે હડકીના કુતા દેખાય છે. જેંમા કમોમમે જયાં ત્યાં લગ્યા પ્યા હે. ૭ ભાસ હિકડો ફરન દે વામ મથે બ્યો.'

૪ ધુડાકિયો આણ્ણ, સુકાની, કુમાર અંક ૧૩૯

"સુદફેરેન ઉપર પડેલા ભારવહિયાને, જખમી છતાં, રાક્ષસી ખંજાના બળે શઢનો દઢાવવા લાગ્યો. કાળાંમેશ મોંવાળો કાનજી એને પડખે દોડી પ્હોંચ્યો.

"મામલો હવે ખલાસ છે નાંખવા–ભારદમાં લમી જામગરી ચેતાવી છે; અધઘડી ત ફત્તામારનો ચૂરો થઇ જાસે; આશાપુરાના ધોરા કાપી હવે છુટા થઇ જાઇયે" કાનજી ઉતાવળે ઉતાવળે બોલવા માંડયો."

હવે જરા આ ચાર ઉદાહરણો તપાસિયે.

પ્હેલાંમાં સાદા અંગ્રેજીમાં પણ પારિભાષિક શબ્દ Lee આવે છે. આ શબ્દ ધાર્મિક, રાજકીય, લલિતાર્થી કે સાદાં વાઙ્મયમાં ઘરગથ્થુ જેવો બની રહ્યો છે. દરેક અંગ્રેજ વાંચક એનો અર્થ સ્હમજે છે. આ શબ્દ સ્હમજાતો નથી એમ કહેવા કરતા અંગ્રેજ બન્ધો ચોટરલૂ કિંજ ઉપરથી ટેમ્સમાં ઝંપલાવી દેવાનું વધુ પસંદ કરશે ! એજ ઉદાહરણની બીજી કંડિકામાં તળ ખારવી બોલી છે. બીજા ઉદાહરણમાં પણ એ બોલી છે. ત્રીજા ચોથામાં પ્હેલી કંડિકા ખારવી બોલીમાં નથી કારણ એ લેખકનું કથન છે. બીજી કંડિકાઓ ખારવી બોલીમાં છે. ઉપર જણાવેલાં અંગ્રેજી સાગરસાહિત્યનાં બે સનાતન જેવાં ધોરણો મુજબ આવું સંમિશ્રણ શિષ્ટ અને આદરણીય છે એટલું જ નહિ પણ આવશ્યક છે.[૪]

( ૫ )

છતાં ધોરણોથીજ સાહિત્ય રચાવું જોઇયે એમ માનનાર સાહિત્યમાં ગણિતશાસ્ત્ર નિયમો લાગૂ પાડવાનો મિથ્યા કદાગ્રહી છે. પ્હેલાં વેદ પછી નિરુક્ત. પ્હેલાં મહાપ્રસ્થાન પછી ભાષ્યકાર. પ્હેલાં ભાષા પછી વ્યાકરણ. પ્હેલાં સંગીત પછી સુરશાસ્ત્ર, પ્હેલાં પ્રાકટ્ય પછી નિયમાવલિ, પ્હેલાં પયગમ્બર પછી સંપ્રદાય, એ દેખાડે છે કે ફૂટપટ્ટી લઇને જીવન માપનારાઓ કેવળ બહિરંગરાગી બની રહે છે. એમના માટે એક પ્રાચીન કવ્યુક્તિ છે કે

અબ્ધિ ર્લંઘિત એવ વાનર ભટૈર્
કિન્ત્વસ્ય ગંભીરતામ્, આપાતાલપ્રવિષ્ટ પીવર તનુઃ
જાનાતિ મન્થાચલઃ

નિયમાવલિઓ, ધોરણો, કાયદાઓ, ફુટપટ્ટિઓનો ઉપયોગ ગૌણ છે જીવન ઉભરાય ત્યારે એ પાળ બાંધે, સાહિત્ય ઉભરાય ત્યારે ધોરણો બાંધે–પણ તે જીવન અને સાહિત્યના પ્રવાહને કેળવવા પૂરતી, રોકવા માટે નહિ. ઋષિવાક્ય ભૂલાવું ન જોઇયે કે પ્રવૃત્તૌ રતિ-ચક્રે, ન વા શાસ્ત્રં, ન વૈ ક્રમઃ

૪ લેખક પણ ખારવી બોલીમાં (અથવા ખારવી છે એમ માની બીબેલી બોલીમાં) લખે એનો નમુનો "આવતીકાલ"ના પ્રથમાંકમાં છે.

(૬)

દરિયો પૃથ્વીના બહુ ભાગ ઉપર પથરાયલો છે. અહો વિતતમૂર્જિતં ભરસહંચ સિન્ધોર્વપુઃ દરિયાપરજને કાંઠાપરજ પેઠે સંકુચિત માનનાર મ્હોટી ભૂલ કરે છે. દરિયાઇ જીવનને કોઇ પણ ભોગે, ટિપ્પણીઓ વાંચવાની તસ્દી લેવી પડે તો પણ, સાહિત્યમાં ઉતરનાર કેવળ લખ-વાથી પીડાતો માંદલો લહિયો નથી. એનો પ્રયાસ જો સફળ થાય, તો એ જુવાનોના સર્જનમાં હિસ્સાદાર બનવાનું અણમોલું ભાગ્યશાલિત્વ અદા કરશે. આજ એવો કોઇ ભાગ્યશાલી જનમ્યો છે એમ કહેવાનું નથી, પણ આજે જો પ્રયાસ શરૂ થશે તો ઉત્પત્સ્યતે કોપિ સમાનધર્મા. સાક્ષરી ભાષાને વળગી રહેનાર સંસ્કૃત કવિઓ અને સાહિત્યકારોએ આર્યજીવનની સાહસકથાને ઉપેક્ષીને પ્રાચીન ભારતનાં સાહસજીવનને અક્ષર ઇતિહાસમાંથી લુપ્ત કરી દીધું છે. દરિયાને માઝમ મોજે જે સ્થાપત્ય સ્થાય છે તે આર્કેઓલોજીકલ ડિપાર્ટમેન્ટની આંખોથી પર રહે છે. એને તળિયે જે સિક્કાઓ ડૂબ્યા છે તે ન્યુમિસ્મેટિક્સના કોવિદોના હાથમાં કદી નહિ આવે, અને સાહસાશ્રિત જીવનનો, એ શિષ્ટતમ ગણાતાં સંસ્કૃત વાઙ્મયના વિદ્યાવિલાસી વિધાયકોને પરિચય હશે, તો પણ, આજે જેમ એ ગતપાંડિત્યના ઉચ્છિષ્ઠ ઉપર જીવનાર તળસાક્ષરવર્ગની કલમ ગણે છે તેમ, એ જીવન ઉપેક્ષ્ય ગણાયું હશે. પરિણામે શાકુનો રડયો ખડયો ઉલ્લેખ, બંવેરૂજાતકની એકલ કથા અને બાકી કેવળ કૃત્રિમ દેશાભિમાનની કલ્પનાએ ઘડેલાં સ્વપ્નો જ એ ગૌરવશાલી ઇતિહાસની સાક્ષી પૂરવા રહ્યા છે સંસ્કૃત વાઙ્મયને અંજળીમાં લઇ પી જનાર પંડિત પણ કબૂલ કરશે કે જો એ ગભીર, વિશાલ વાઙ્મય પરથી જ પ્રાચીન ભારતજીવનનો ઇતિહાસ ઘડવો હોય તો તો એટલું જ કહી શકાશે કે વ્યાસ દ્વિજાત્સ્યાયનપર્યંત મહર્ષિકલ્પે, પરશ્વાદિ પુરુષાયિતાન્તજીવનકલાને સનાતન શબ્દોમાં મૂર્ત કરી દીધી છે. ખુરકીજીવનનાં એકે અંશ કે કલા, મૂર્ત થવા બાકી નથી ત્યાં—પણ તરી જીવન માટે તો વલખા જ મારવાં રહ્યાં—કારણ જે અનિવાર્ય અને સબલ સંજોગોને લઇને લોકમાત્રને નિત્ય વ્યવહારમાં પાંડિત્યભર્યા શબ્દો વડે જીભના લોચા વાળવા પરવડતા નથી, જેને લઇને Ink Slingers અને Workers ની ભાષા જૂદી પડવા માડે છે– તે સંજોગો જો કોઇ પણ જીવનમાં અતિ બલિષ્ઠ હોય તો તે સાગરજીવનમાં છે. ટૂંકામાં ટૂંકા વાકયોથી, અગણિત વસ્તુઓને જૂદા જૂદાં અને અગણિત છતાં સ્પષ્ટતમ વ્યંજનાસાધક ન્હાનામાં ન્હાના શબ્દોથી. અને અતિ સ્પષ્ટ રીતે સાંભળી શકાય એવા ઉચ્ચાર આપે એવા શબ્દોથી પોતાનો ભાવ વ્યક્ત કરવાની, જો કોઇને અતિ જરૂર હોય તો તે દરિયાપરજન સાયર-ખચ્ચાઓને છે. એમની ભૂલો એટલે કવિની કે ખુરકી વિદ્વાનની ભૂલ જેવી નહિ. એને શુદ્ધિપત્રકો પાલવે નહિ. એના ગુણદોષપરીક્ષણ માટે "માનસી"ના આવતા અંક સુધી રાહ જોવી પરવડે નહિ. લુહાર ભૂલે તો પરસેવો બગડે, સુતાર ભૂલે તો લાકડું બગડે, સોની ભૂલે તો સમય બગડે, ખુરકી સંગ્રામમાં જોધો બોલ ના ચાતરે તો પોતાનું માથું ગુમાવે, પણ જો નાંખવો ભૂલે તો સ્હેંકડોના માથાં ગુમાવે. એના ભ્હોંમાં લાંબો શબ્દ ન પાલવે, અવ્યક્ત શબ્દ ન પાલવે, વિલંબિત ઉચ્ચાર ન પાલવે. ત્રિમાત્ર પ્લુત હોય, દ્વિમાત્ર દીર્ઘ હોય કે એકમાત્ર હસ્વ હોય, નાખવાઓ તો જાણે બધા વ્યઞ્જન હોય તેમ અર્ધમાત્રમાં જ બોલી નાખે. એને મોતની પેઠે કેશ કે કાગળની પેઠે ધીર કાઢ્યા ન પરવડે.

સીંચોડાની ટૂંકી સીસોટી પણ ન પાલવે–એતો નકુલવૃત્તિ હુંકારથી જ વક્તવ્ય પૂરું કરે[૫] A Sailor grunts his orders or sings them our. એના જીવનમાં, તેથી ટૂંકી, સ્પષ્ટ અને સચોટ અર્થ પ્રતિપાદન બોલી જન્મે. એ તે ખારવી બોલી. એ શિખવાને દરિયાપરજનાં ગુરૂકુલો સેવવાં જોઇએ. એક પ્રખ્યાત સાહિત્યજ્યોતિર્ધરે એ શિખવા માટે "કચ્છ માંડવીની નિશાળો"માં જઇ બેસવા સ્હામે અભાવ દર્શાવ્યો છે. આજના સાહિત્યજ્યોતિર્ધરોની શારીરિક સંપત્તિ જોતાં એ અભાવ એમના જીવન લંબાવવાને અતીવ ઉપકારક છે. એ નિશાળો–અને ભારતભરની હજારો ગાઉ વિસ્તરાયેલી પુણ્ય સાગરકંઠાર ઉપર આવી રહેલી (ભાવનગર તાબે ઘોઘા બંદર સુદ્ધાં) નિશાળોમાં બરફ તૂટે છે, શરીરમાંથી માંસ, મજ્જા, લોહી ને હાડકાં ક્હાડી લેવામાં આવે છે, અને એને બદલે પિંડો, પોલાદ ત્રાંબુ અને લોખંડ, એટલાનું બદન બાંધી એમાં આગ ઉકળતુ લોહી રેડવામાં આવે છે. એ નિશાળોમાં ન જવાના એ પ્રિય મિત્રના નિશ્ચયને, ગામઠી મ્હેનાજી, મિત્રજીવનના સહજ પ્રેમથી વધાવી લે છે કારણ ખુરકી સ્હેરીઓમાં ગર્જના કરતી રહેલી છે પણ આતો જીન્દગી અને મોતના દાવ ખેલનાર સાયરસાવજોની ગુફા. નિદાન એમાં ભણવાને તો શું પણ સહેજ ડોકિયું કરવાને પણ સાક્ષરમિત્રો અભિલાષ રાખવતે તો આ મ્હેનાજી છતાં ગામઠી રહેલા મિત્રની એમને વારવાની ફરજ હતી કે:

ગિરિગહ્વરેષુ ગુરુગર્વગુમ્ફિતો ગજરાજપોત ન કદાપિ સંચર
યદિ બુધ્યતે હરિશિશુઃ સ્તનંધયો ભવિતાકરેણુ પરિશેષિતા મહિઃ

પણ એ સાગરસાવજ ના સ્તનંધયો પોતાની સાગર ગુફાઓમાં (કચ્છ માંડવી માં કે ઘોઘામાં) ધૂળ પર રમતાં રમતાં પણ શું બોલે છે એ દેખાડવાનું પ્રાથમિક બાલપુસ્તક તે રા. હરિલાલ માંકડની આ "વ્હાણવટાંની પરિભાષા". એને સાક્ષરો અભિનન્દે કે નિન્દે, શાળાઓ એને સંઘરે કે ત્યાગે, વાંચકો એ વાંચે કે નાક આડો રૂમાલ દઇને ચલચ્ચિત્ર–નર્તકીનિદર્શનનિપુણ વાઙ્મયની સૌરભ લેવા દોડે–જનાં આ પુસ્તક મરદાનગી ભર્યો સાહિત્ય રહગજરાને ઉત્તમ સાધન નિવડશે, એ જ્યાં મુકાશે ત્યાં ઉપયોગી અને ગૌરવાન્વિત રહેશે. અન્તર્મતિ માજાંગી મતી વા રાજવેશમતિ, બહિ બંહીપિ માનંગઃ– તતો કિ લઘુનાં ગતઃ? આ પુસ્તકમાં "હોવાસુ લોહાસુ ચત્રલક્ષાસ" નથી પણ આમાં શુષ્ક જેવી લાગતી હકીકત પાછળ ગૂજરાતનું પૌરૂષજીવન છે. આમાં તો 'પાણાનપેઢી વ્યાપાર' કરનારનું જીવન છે. એ પુસ્તક પ્રકટ કરીને રાજ્યેથી માંકડે ગૂજરાત ઉપર, 'અપાત્રે દાનમ્' લાગે તો પણ મહદુપકાર કર્યો છે. જો રા. માંકડ જેવો

૫ આપસ્તુ વદને માના ક્રિમાત્ર નૈષ વ.ષમ:
ડિમ્બી રૌતિ ત્રિમાત્રં તુ હસ્તાર્ધં માત્રમ્

આ ઋચામાં કેવળ 'પરાવત'નોજ નહિ પરંતુ ઋત અને ધેનુના પણ અર્થ સુસ્પષ્ટ થાય છે એટલે અહિં એની વ્યાખ્યા વિગતવાર આપી છે.

વળી, સિંધવઃ પદ પણ કેવું સંજ્ઞા તરીકે વપરાયલું છે તે આપણને જણાય છે.

"ફરીફરીને કામના (અગ્નિની) કરતી નિત્ય પય ઝરતી–(સદા પયઝરતી દુઝણી ધેનુઓ) એવી સત્યની જ્યોતિર્મય ધેનુઓએ અગ્નિને પયપાન કરાવ્યું. સુમતિની યાચના કરનાર સરિતાઓ (સત્યના પ્રવાહો), પરમ ચેતનાના સ્તરોમાંથી અદ્રિની સમીપમાં વહેવા માંડી"

ઋતની ધેનુઓ–દુગ્ધદા-જ્યોતિર્મય ધેનુઓ, કઈ વારૂ? સુમતિની યાચના કરનાર સિંધુઓ કઈ?

વેદનાં પદોમાં સંજ્ઞાર્થ રહેલો છે એનો પુરાવો આ એક ઋચા પણ નિષ્પક્ષપાત અભ્યાસને પુરો પાડવાને સમર્થ છે, "સત્યની ગાયો"–સત્યનાં જ્યોતિર્મય કિરણો–અને કિરણોનાં ધણ. ને પોષણ આપનાર છે માટે ધેનવઃ–પોષક ગાયો. આ ગાયો ઉડી જતી નથી સ્વદૂધ્ની-સદા દુઝણી-છે. તે વારંવાર અગ્નિની-અભીપ્સાના અગ્નિની, યાને માનવની ચેતનામાં જાગતિ ઊર્ધ્વગામી તપઃશકિતની–કામના કરે છે, કારણ કે માનવમાં એ તપઃશકિત જાગતી હોય તો જ એ ધેનુઓ તેને પોષણ આપી શકે. અને ચેતનાના વિવિધ સ્તરોના ઉપર વહેતા પ્રવાહોની બનેલી સરિતાઓ સુમતિ માટે યાચના કરે છે–અને માનવની સ્થુલ-ચેતના–અન્નમયચેતના રૂપી અદ્રીની સમીપ તેઓ વહન કરે છે,–અલબત્ત, પરાવતઃ–ચેતનાના ઊર્ધ્વ સ્તરોમાંથી સરણ કરીને.

ઋત : સત્યાત્મક–ક્રિયાત્મક સત્ય;

ધેનુ : સત્યના પોષક કિરણો–કિરણાવલી, જ્ઞાનરશ્મિઓ.

પરાવત : ચેતનાના ઉન્નત સ્તરો

સિંધુ : ચેતનાના પ્રવાહો.

આટલી સંજ્ઞાઓ અહિં સુસ્પષ્ટ થાય છે અને વેદની બીજી ઋચાઓમાં પણ બંધ બેસે છે, ઉ. ત. આજ સૂકતની ૧૦ મી ઋચા લો.

૧.૯૨.૩ માં परावतः– दूरदेशात् એવો અર્થ છે.

૧.૧૧૨.૧૩ આ ઋચામાં परावति જવા વિષે ઉલ્લેખ છે.

परावति दूरदेशे स्थितं सूर्यं परियाथः ।

અહિં પરાવતનો અર્થ સૂર્યલોક:યાતો સૂર્ય જેટલો દૂર પ્રદેશ છે. એટલો મત સાયણાચાર્ય પણ સ્વીકારે છે.

૧.૧૧૯.૮. અહિં पावति दूरदेशे એમ કહીને समुद्रमध्ये-સમુદ્રમધ્યે એટલું સાયણ ઉમેરે છે.

૧.૧૩૦.૯. માં परावतो એટલે दूरात् स्वर्ग स्थानात्-"સ્વર્ગપ્રદેશ" જેટલા દૂર પ્રદેશને પણ સાયણ 'પરાવત' તરીકે સ્વીકારે છે.

૩.૯.૬ દૂરદેશનો અર્થ પરાવતનો થાય છે.

૩.૩૭.૧૧. માં ઇન્દ્રને નક્ષત્રમાંથી કે દૂરથી-પરાવતઃ- આવવાને માટે પ્રાર્થના કરવામાં આવી છે. આ સમીપ કે દૂરનું સ્થાન સ્થુલ જગતમાં ન હોઇ શકે એ સમજી શકાય તેવું છે; કારણ કે ઇન્દ્રનું રહેઠાણ પૃથ્વી નથી એ વેદમાં સ્પષ્ટ કરવામાં આવેલું છે. એટલે સૂક્ષ્મ અન્ય લોકમાંથી આવવા માટે તે શબ્દ વપરાયલો છે એ સ્પષ્ટ થાય છે.

૩.૪૦.૮. માં પણ એજ અર્થ છે.

૫.૫૩.૮. માં परावतो दूरदेशे तत्र तत्र द्युलोकादौ પરાવત એટલે દ્યુલોક વગેરે અન્ય લોકો એવું સાયણ પણ સ્વીકારે છે.

૮.૧૨.૧૮. એ જ અર્થ વિવક્ષિત છે.

૮.૩૨.૨૨. દૂરના અર્થમાં છે.

૯.૩૯.૫. દૂરના અર્થમાં પરાવત વપરાયો છે.

૯.૪૪.૨ }
૯.૬૫.૨૨ } એજ અર્થ છે.

૯.૬૮.૬ માં પરાવત એટલે दूरात् द्युलोकात् એવો સાયણે લીધો છે.

ઋગ્વેદના જૂદાં જૂદાં મંડળોમાંથી લીધેલાં આ અવતરણો પરથી 'પરાવત' સ્થુલપ્રદેશને બદલે અત્યારે આપણાથી અતિદૂર એવા ચેતનાના સ્તરોનો નિર્દેશ કરે છે એમ સ્વીકારવું સકારણ લાગે છે. આ અનુમાનમાં સાયણાચાર્ય સાનુકૂળ છે. એમણે પણ સ્વર્ગલોક દ્યુલોક, સૂર્યલોક વગેરે પરાવતના અર્થમાં સ્વીકાર્યો છે. એટલે પરાવત-એ માનવ ચેતનાથી પર આવી રહેલ ચેતનામાં સ્તરોને માટે વપરાયલું પદ છે.

●

# ગુજરાતી લિપિની વ્યુત્પત્તિ

હરિલાલ રંગીલદાસ માંકડ

ગુજરાતી લિપિ જેમાંથી ઊતરી આવી છે એ બાળબોધ કે દેવનાગરી લિપિની વડિલ લિપિ કેવી હશે એ જાણવાનાં ઐતિહાસિક સાધનોનો અભાવ છે. છતાં એટલું તો ચોક્કસપણે કહી શકાય કે આજની બાળબોધ લિપિ અસલી લિપિઓને ઓપ ચડાવી, એના ઉપર અમુક સંસ્કાર કરી, સંસ્કૃતરૂપે આપણને સોંપવામાં આવી છે. આ ઘટનાની વાસ્તવિકતા માટે ખાસ શંકાનું કારણ નથી કેમકે હાલનો રૂઢ શબ્દ 'દેવનાગરી' સ્વયંસિદ્ધ પુરાવો રજૂ કરે છે. આ શબ્દનો વિગ્રહ આમ થઈ શકે: **દેવ ને નાગ એ દેવનાગ; દેવનાગની એ દેવનાગરી**—જેમાં રી છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય છે. પુરાણા કાળમાં દેવો ને નાગોનું સંમિશ્રણ થયું હશે ત્યારે આ લિપિ અમલમાં આવી હશે. બીજી રીતે કહીએ તો લિપિને અંગે અત્યારે જેવી ભાંજગડ ઊભી થઈ છે એવી જ વસ્તુસ્થિતિ એ વખતે ઊભી થઈ હોવી જોઈએ અને એ લોકોએ જે તોડ કાઢ્યો હશે એ આજે આપણને દેવનાગરી લિપિરૂપે વારસામાં મળ્યો છે.

આ સંસ્કૃત લિપિમાં બે જુદાં તત્ત્વો નજરે ચડે છે. એના કેટલાક અક્ષરો કાના-વાળા છે ને કેટલાક અક્ષરો કાનાવગરના છે એ બતાવી આપે છે કે એની પુરોગામી લિપિઓ જુદાજુદા સંસ્કારવાળી હોવી જોઈએ. આ લિપિનું સમીકરણ થવાનું મુખ્ય કારણ ઉચ્ચારભેદ હોય એમ જણાય છે, (અત્યારે એ કારણ નથી,) નહિતર ટવર્ગ તવર્ગ જેવા લગભગ સરખા ઉચ્ચારવાળા[1] (કાનાવગરના ને કાનાવાળા) અક્ષરો ભેગા થવાનો મતલબ નથી. સ્વરોમાં પણ કાનાવાળા ને વગરના અક્ષરોનો તથા ઉચ્ચારભેદનો એવો જ ફેર જણાય છે, નહિતર એ ને ઓ જેવા બેવડા ઉચ્ચારવાળા અક્ષરોનો કાંઈ અર્થ જ નથી. અંકડા ના સ્વરો ઉપરથી જ થયા હોય એમ જણાય છે એટલે એ વિષે ખાસ કહેવાપણું રહેતું નથી.

આમ સંસ્કાર પામેલી દેવનાગરી લિપિનો પુનઃસંસ્કાર પામવાનો વારો આવ્યો છે એ ઇતિહાસનું પુનરાવર્તન માત્ર છે.

૧ કાનાવગરના અક્ષરો નાગલોકો ને એમના સહવાસી અન્ય લોકોની લિપિના લાગે છે. નાગલોક સાથે પણિલોકો વસતા હતા ને એ શબ્દમાંથી હાલનો વણિક શબ્દ ઊતરી આવ્યો છે એવો મત વધતો જાય છે. વાણીઆની બોલી ખોબડી બોલીનાં ઓડાં તરીકે મશહૂર છે, જેમાં તવર્ગને બદલે ટવર્ગના અક્ષરો વધારે વપરાય છે. દા. ત., 'ટમે ટમાડે જી કડટા હો ઇ કડે કાખો ને, ઠોડુંવડુ કડટાં ઠાલા ડઇ જશો'. ગુજરાતના વડાણખેડુ મોઢલોકો પણ આને મળતું જ બોલે છે. આ રીતે એ બોલીમાં જૂની 'નાગરી' બોલીનું અવશેષ રહી ગયું હોય એ બનવા જેવું છે.

આ લિપિનાં ગુજરાતીકરણનો તાજો ઇતિહાસ ટૂંકો છે. શરૂમાં જુદી જુદી લીટીઓને બદલે લાંબી લીટી તાણીને અક્ષરો લખાતા જેમાં કેટલાક બાળબોધ અક્ષરો પણ વપરાતા, જેવા કે ग, च, ज, फ, ल. પછી શિલાછાપમાં ધીમેધીમે લીટી નિકળી ગઇ ને છેવટે બાળબોધ અક્ષરો પણ બંધ થઈ ગયા. આટલું થતાં અક્ષરોનું ગોળાકારપણું વધી જઇ અંગમરોડ મનોહર થઇ ગયો. આજે ગુજરાતી લિપિ સૌથી સુંદર છે એ વિષે મતભેદ નથી. સુંદરતાની સાથે લખવાની સરળતા પણ બહુ વધી ગઇ, તે એટલે સુધી કે અંગ્રેજીની ત્રાંસીઓથી એબીસીડીની માફક એકબીજા અક્ષરોને જોડીને લખવાની પણ સુગમતા આવી ગઈ. જો કે આ લાભ છાપખાનાંએ નથી લીધો એ ઠીક જ કર્યું છે, તો પણ હાથનાં લખાણપત્રોમાં એનો ઉપયોગ છૂટથી થાય છે, જેથી લખાણનો વેગ ઘણો ઝડપી બની ગયો છે. આ ઉપરાંત રફતેરફતે એનો દેખાવ ને મરોડ એવો થઇ ગયો છે કે ઉત્તર હિંદને તો એ અક્ષરો પરિચિત છે જ પણ દક્ષિણની લિપિવાળાને પણ એનો મરોડ થોડોઘણો જરૂર પરિચિત જણાતો હોવો જોઇએ. કેમ જાણે ઉભયતટપાવની નર્મદાની જેમ એ પ્રદેશની લિપિ પણ ઉત્તર ને દક્ષિણની લિપિઓનો સમન્વય કરનાર સાંકળ ન બની ગઇ હોય !

આ સાથે એક તકતો રાખવામાં આવ્યો છે એમાં હાલના જે ગુજરાતી અક્ષરો દેવનાગરીથી જુદા પડે છે એની વ્યુત્પત્તિ દર્શાવવાનો પ્રયાસ કર્યો છે. એના ઉપરથી જાણી શકાશે કે લિપિનો ઉપયોગ મનુષ્યના વ્યવહારમાં મદદ કરવા માટે કરવો હોય તો એ કાર્ય સૌથી સરસ પ્રકારે થાય એવી રીતે આ ગુજરાતી અક્ષરો યોજાયા છે. બાળબોધ લિપિ અઘડઘટ હોઇ એને ફેરવવી એ અત્યારે મુખ્ય મુદ્દો છે તો પછી એમાંથી વ્યુત્પન્ન થઇ પ્રયોગસિદ્ધ થયેલી ગુજરાતી લિપિનો શા માટે વિના સંકોચે અંગીકાર ન કરવો ? હાલમાં ઇટલી–હબસીઓનાં રાજપ્રકરણમાં સૂચવાએલા 'કૉમ્પ્રોમાઇઝ' જેવું આ વલણ છે. એ 'કૉમ્પ્રોમાઇઝ' ખાસ એવો ન જ હોઇ શકે કે જે અક્ષરોનું રાજ જામી ગયું છે એનો હક્ક ખૂંચવી લઇને પણ બીજાનું મત મનાવવું ! એમાં ફેરફાર કરવો એનો અર્થ તો એટલો જ કે 'ત્રણ, તેર, કે છપ્પન, કોઇનો મેળ ન ખાવા દેવો.'

બાળબોધ અક્ષરોનાં ગુજરાતીકરણમાં એય અશાસ્ત્રીય વ્યુત્પત્તિ થઇ હોય તો એ फ-ની છે. મૂળમાં प- પછી फ આવે છે, એથી प-ના કાનાની જમણીકોર એક પાંખડું લગાડવામાં આવ્યું છે. આમ થવાથી એ અક્ષર क- જેવો થઇ જવાનો સંભવ ઊભો થયો એમ કહી શકાય પણ ડાબીકોરનો ભાગ प જેવો દેઇ क ને फ નો તફાવત જળવાઈ રહ્યો ગણાય. હવે જ્યારે ગુજરાતીમાં क-નો ક[2] થઇ ગયો ત્યારે फ-નો પણ ક જેવો ઘાટ થવાનો સંભવ ઊભો થયો. આ વખતે બે મુદ્દા ઊભા થયા કે फ-ને प-જેવો રાખવો કે ક-જેવો; અને ક-જેવો રાખવા જતાં ક-થી જુદો પાડવા માટે प-ને

૨ નમૂનો તકતો: ક-નું મૂળ બાળબોધ क માં નજરે ચડે છે.

એક પાંખડું તો લગાડવું પડ્યું હતું, એને વળી એક વધુ પાંખડું વળગાડવામાં આવ્યું! ખરી રીતે ફ-ને પ-જેવો જ રાખી એનાથી જુદો પાડવો જોઇએ અને એ માટે બે અક્ષર રજૂ કરી શકાય, જે તકતામાં બતાવ્યા છે. એમાં ય-કરતાં પ-જેવો ઘાટ વધારે યોગ્ય છે એમ સૌ કોઈ કબુલ કરશે. આમ અશાસ્ત્રીયતાને લીધે ગુજરાતીમાં ફેરફાર કરવા જેવો એક અક્ષર હોય તો એ ફ એક જ છે.

હમણાં શ્રી૦ દ. બા. કાલેલકરે છાપાંઓમાં જે પ્રચારપત્ર મોકલ્યું છે એની સામે ઉપર દર્શાવેલાં કારણે વાંધો રજૂ કરવાની સૌની ફરજ છે. ગુજરાતની દૃષ્ટિએ તો એ વાંધો વાજબી જ છે પણ ગુજરાતી લિપિની સુંદરતા, સુગમતા, સરળતા, ને વ્યવહારકુશળતાને અંગે સમસ્ત હિન્દીજનતાનાં હિતખાતર પણ એ વાંધો એટલો જ અગત્યનો ગણવો જોઇએ.

આથી ખરી રીતે હાલ તરત આપણી લિપિમાં કશો જ ફેર કરવાની જરૂર નથી લાગતી. છતાં જ્યારે ચર્ચા ઉપડી જ છે ત્યારે એ વિશે થોડુંક લખું છું.

એ પ્રચારપત્રમાં 'ધ'નું પાંખડું જમણીકોર વાળેલ છે એને બદલે 'ય'-ની જેમ ડાબીકોર વાળવાથી ધ સાથે ભળી જવાનો સંભવ સદંતર નાબુદ થાય છે. વળી 'ર'ના રેફને બદલે જે ફેરફાર કર્યો છે એ પણ સાવ કઢંગો છે કેમકે એવી રીતે અર્ધો ર સરખો લખવો બહુ મુશ્કેલ પડશે. એને બદલે રેફની હાલની સંજ્ઞા કાયમ રાખીને એને અક્ષરની પહેલાં મુકાય તો વધારે ઠીક ગણાશે. ત્રીજો ધ્યાન ખેંચે એવો ફેરફાર એ સૂચવાયો છે કે હ્રસ્વ ઈ-ની સંજ્ઞાને અક્ષરની પાછળ મૂકવી કેમકે હાલની પદ્ધતિ અશાસ્ત્રીય છે. કેવળ લિપિફેર કરવાના હિસાબે તો આ ફેરફારની કાંઇ જરૂર નથી, કેમકે મૂળ દેવનાગરીમાં પણ લાઘવનાં કારણે એ એમ જ લખાય છે. પણ અશાસ્ત્રીયતા છે એ વાત કબુલ કરવી જ જોઇએ અને માત્ર એ કારણે ફેરફાર કરવો જ હોય તો બાળબોધ અક્ષરોની બીજી અશાસ્ત્રીયતાનો વિચાર કરીને પછી જેમ ઠીક લાગે એમ કરવું જોઇએ.

આ, ઈ, ઊ, ઐ વગેરે દીર્ઘ અક્ષરોમાં કાનો, રેફ, પાંખડું, ને માત્રા છે એ એના આગલા હ્રસ્વ અક્ષરોનાં અવશેષ દર્શાવતી સંજ્ઞા તરીકે વપરાયા છે; એટલે કે અ-નું અવશેષ કાનો છે, ઇ-નું રેફ છે, ઉ-નું પાંખડું છે, ને એ નું માત્રા છે. સ્વરસંજ્ઞાઓનો વિચાર કરશું તો જણાશે કે આ સંજ્ઞાઓ અ-ને કે અ-ના કાનાને લગાડવામાં આવે છે. દા. ત:-

ખ ખા ખિ ખી ખુ ખૂ ખે ખૈ ખો ખૌ ખં ખઃ

આંહી ખરો વ્યંજન તો ખ છે ને અ-નો કાનો, જે લાઘવનાં કારણે અત્યારે પડતો મુકાયો છે એ, લાગવાથી ખ થયો છે એનો ખ્યાલ કરવો જરૂરનો છે. ડ-માં અ ભળે ત્યારે ડ થાય છે પણ શાસ્ત્રીયતા સાચવવી હોય તો ડા થાવો જોઇએ એ વાત પણ કાળજીપૂર્વક સમજવાની જરૂર છે. એ રીતે તપાસતાં સ્વરસંજ્ઞાઓ તકતામાં આપ્યા પ્રમાણે હોઇ શકે; અને એ રીતે બારાખડી આમ રાખવી જોઇએ:—

ક કા કિ કી કુ કૂ કે કૈ કો કૌ કં કઃ જેકે આ બિના તો માત્ર ચર્ચારૂપે જ રજૂ કરી છે, તો પણ ઉપર કહ્યા પ્રમાણે જો હ્રસ્વ ઇ–ની શાસ્ત્રીયતા જાળવવી હોય તો તકતાની સૂચનામાં કૌંસમાં આપી છે એવી સંજ્ઞાઓ બંને ઇકાર માટે રખાય તે જ યથાયોગ્ય થયું ગણાય.

તકતામાં છેલ્લે છાપખાનાં માટેની બારાખડી આપી છે એ કેવળ સૂચનારૂપે છે. ઉપરોક્ત પ્રચારપત્રથી ઇકાર ને ઉકારની સંજ્ઞાઓ પૂરતી એ બારાખડી જુદી પડે છે. ઉકારની એવી સંજ્ઞા રાખવાનું કારણ એ છે કે પ્રચારપત્રમાં સૂચવેલ સંજ્ઞાઓ હાથનાં લખાણમાં સેળભેળ થઇ જઇ ન ઓળખાય શકે એવી થઇ જતાં વાર નહિ લાગે. વળી ઉકારની અહીં આવેલી સંજ્ઞાઓ વધારે શાસ્ત્રીય ને સુગ્રાહ્ય છે કેમકે ઉપર કહ્યા પ્રમાણે ક–ની ુ–સંજ્ઞા ૩+૩–નાં બે પાંખડાં મળીને જ થઈ છે એટલે હ્રસ્વ માટે એક પાંખડું ને દીર્ઘ માટે બે પાંખડાં યથાયોગ્ય ગણાશે. ઉકારની સંજ્ઞા સવળા અલ્પવિરામ જેવી ને માત્રાની સંજ્ઞા અવળા અલ્પવિરામ જેવાં રાખી છે એ સીધી લીટીઓ કરતાં ગુજરાતી અક્ષરોના અંગમરોડને વધારે બંધ બેસતી છે. વળી ઉકારની સંજ્ઞા નીચલા ભાગમાં ને એ કારની સંજ્ઞા ઉપલા ભાગમાં લખાય એ પણ ચાલુ લૌકિક વપરાશ પ્રમાણે યથાસ્થાન ને યથાક્રમ છે. આમ ઘાટ, ક્રમ, શૈલી, ને ચાલુ વ્યવહાર બધે પ્રકારે તકતામાં આપેલી સંજ્ઞાઓ યોગ્ય છે તથા એથી હાલની લખવાની પ્રથામાં કોઇ ખાસ પલટો થાતો નથી પણ ઊલટું એને અનુરૂપ બનાય છે.

તકતામાં ણુ–માટે જરાક ફેર સૂચવ્યો છે એ ચાલુ હસ્તાક્ષરોમાં વપરાતાં રૂપને માન્ય રાખી કેવળ નમૂનારૂપે જ દર્શાવ્યો છે.

ડૉ. ર. માંકડ

## પ્રયોગદશાનું સાહિત્ય

## ૧

# (૧)પ્રવાસી

પ્રફુલ્લ અત્રિ

હું તો અનંત યુગનો જ પ્રવાસઘેલો,
કો' સાધનો નવ ચહું, ન વિરામ લેતો.
દૂરે, દૂરે ક્ષિતિજપે બસ મીટ માંડી
ને યોજનો વહી ગયા, નવ નોંધ રાખી.

વિતાવીયા બહુયુગો, વિતશે હજારો,
ધૈર્યચ્યુતો બડબડે "સહુ કલ્પનાઓ!"
તોયે અખૂટ ઉરમાં મુજ હામ છે હો?
હું તો ધપ્યે જઈશ, છે મુજ ધ્યેય પથ.

મ્હારી ફળે, નવ ફળે તપસાધનાઓ:
સાફલ્યની નવ ઉડે દિલ કામનાઓ;
તોયે "અખંડ નિરખું મુજ ધૈર્યપાત્ર",
છે એજ આશ ઉરમાં, નહિ અન્ય કામ.

"પ્રોત્સાહનામ્બુ સિંચશે મુજ ધૈર્યગંગ
ને ખીલશે અમર માહરી આશકુંજ—"
ખીલી બધી હૃદયઊર્મિ દિસે નકામી;
મ્હારે વળી મથન શાં? બસ હું પ્રવાસી.

હું શ્રાન્ત છું યુગયુગો થકી, તોય મારો
એ થાક તો લય થયો જ અનંતતામાં;
છે વર્તમાન અભિલાષ જ એક મ્હારે
"આગે કદમ-બસ, કદમ ન વિરામ પામો!"

કિન્તુ ચહું ન કૂદકે, ભૂસકે વધીને
એ કાપવા પથ; અનંત યુગો હજી છે.
ના ઝંખતો નિરખતા ઘંડયાળ સામે;
દોડી-જવે પવનવેગ હરાવવા છે.-

થાક્યું હતું હૃદય તે અવસાન પામ્યું:
આજે થયો અડગ ને કૃતનિશ્ચયી હું.
આજે, અનંતયુગઅંત પછી ભલેને,
છે પહોંચવું નિયત અંતિમ સ્થાન મારે

મુશ્કેલીઓ થકવશે, મળશે નિરાશા
થંભાવશે અટલ જૂથ પ્રલોભનોનાં
તોયે ન લેશ દુઃખભાવ ઉરે વસાવું,
એ સાથીઓ થઈ જશે મુજ એકલાનાં.

એ રોકશે, હુંય જરૂર જઈશ થોભી,
કિન્તુ લગીર, મહેમાન સમો: ફરીથી
જોડાઈ જઈશ યુગલક્ષ્યપ્રવાસ સાથે,
ચિંતા વિના, ભય વિના બસ હું પ્રવાસી

હું ચિન્તવીશ બસ એકજ પ્રશ્ન હાવાં,
"રે'શે પ્રવાસ યુગઅંત સુધી અખંડ!"

"રે'શે જરૂર." વદિયો મુજ અંતરાત્મા.

●

# (૨) પણ

## મૂળશંકર જમનાદાસ પુરોહિત

ચિરંતન સરિત્પતિ ઉછળતો, શમે ધૂમ્રવે
પડે વિચિ ઉંચે મ્હડે સુહૃદસોમસદ્મે જવા.
વહે સરિતપૂર શાં અનંત વૃક્ષ ઉચ્છેદતાં!
ધરી-વહન-લક્ષ્ય નિશ્ચય સમુદ્રને ભેટવા.

લહેર નિજ અર્પતા જીવનમાતરિશ્વા ઘડી
પ્રવાત પળમાં બની વિયત પૃથ્વિ મુંઝાવતા!
ન હોય પરવા લગીર અવિરામ આગે બઢે!
અભીત સુસવાટમાં અમર લક્ષ્ય વીંધી જવા.

કદીય અટક્યા વિના અદમ યૌવનોત્થાનમાં
ધસું; કવણ રોધશે અડગ આત્મવિશ્વાસને!
અ-ભિન્ન અનભિજ્ઞ ઊર્ધ્વ ન્હડવા ઘણે આયડ્યો
છતાં ભરોંસ શક્તિને જીવનશ્વાસ-ઉચ્છ્વાસમાં

સમુલ્લસિતજિન્દગી! ઉછળ જીવનાબ્ધિ જળે
ઊડો અમર ઊર્મિઓ! જીવનલક્ષ્ય ઇન્દુ પરે

(૧) આ નવા પ્રવાસીને આવકાર આપતાં અમને આનન્દ થાય છે. એનું આ કાવ્ય કેટલીક દૃષ્ટિએ સુન્દર છે. જીવનના પ્રવાસે નીકળતા જુવાનને થતા સહજ પ્રશ્નોથી આ કાવ્યનો વિષય શરૂ થાય છે. જુવાનીને ઉંબરે ઊભેલા બીનઅનુભવી પ્રવાસીને આશાનિરાશા તર્કવિતર્ક અને શંકાકુશંકા વચ્ચે ઘણાં ઝોલાં ખાવાં પડે છે. એ પ્રસંગે જે પ્રવાસી પોતાનું જીવનલક્ષ્ય નક્કી કરી શકે તે નષ્ટમોહ બની જાય. તેને પોતાનાં જીવનનો રસ્તો સૂઝી જાય તેથી તે પોતાનાં આખાં જીવનના ક્રમને વ્યવસ્થિત કરી શકે. આ સત્ય, જે સામાન્ય રીતે આ જમાનામાં સમજાતું પણ નથી તેને સમજીને સુંદર રીતે કાવ્યમાં વ્યક્ત કરાતું જોવું એ ખરેખર આનન્દનો વિષય છે.

આમ આ કાવ્યનું મંડાણ તત્વજ્ઞાની વિચાર ઉપર થયું છે. તેથી એને વિચારપ્રધાન કહી શકાય પણ ભાવાવેશથી ઉત્તેજીત થયેલ કાવ્યશક્તિને પરિણામે કવિએ આવાં વિચારપ્રધાન કાવ્યને પણ સરસ બનાવ્યું છે એ નોંધીને બતાવવાની જરૂર છે. વિચારપ્રધાન કાવ્યનું મુખ્ય ભયસ્થાન નિરસતા- એમાંથી આ કવિ, પોતાની શરૂઆતનું આ કામ છે છતાં, બચી ગયા છે. એજ એમના ભવિષ્ય માટે આશાજનક તત્વ છે. અમારે ફરીને કહેવું છે કે આ કાવ્યમાં દર્શાવેલ વિચાર ઘણો ઠરેલ છે, તેથી તેમાં ઊર્મિનો આવેશ છે છતાં અવિચારનું તાણ નથી. ફલની સ્પૃહા વિના જીવનયાત્રા કરવાની તૈયારી (શ્લો. ૯-૧૦) અને માનવતાભર્યું (human) નમ્ર માનસ (શ્લો. ૨૯-૩૪) "માનવસુલભ પ્રલોભનો મને નડશે જ નહીં એમ નહીં, નડશે તો ખરાં એને વશ પણ હું થાઉં. પણ એમાંથી હું છૂટ પણ જઇશ" એવો દૃઢ આત્મવિશ્વાસ વગેરે રૂપવાં કવનના દેકારૂપ છે.

વિચારને યોગ્ય છન્દ પસંદ કરવામાં પણ કવિએ યોગ્ય જ કર્યું છે. અલબત્ત કેટલાંક સ્થળોએ સૂચના કરવી પડે એવી ક્ષતિ દેખાય છે ખરી. તેમાં પહેલી ક્ષતિ અન્ત્યાનુપ્રાસ વિષે છે. કાવ્યને તપાસતાં સમજાય છે કે કવિને અન્ત્યાનુપ્રાસ માન્ય છે. પણ અહીં જે જાતના અન્ત્યાનુપ્રાસ વપરાયા છે તે સુભગ નથી નીવડ્યા. જુઓ ૭-૮, ૧૧-૧૨, ૧૩-૧૪, ૧૭-૧૮, ૨૫-૨૬, ૨૭-૨૮ અને પછીનાં બધાં ચરણો. ૭-૮માં તો પ્રાસ મેળવવાનો પ્રયત્ન જ નથી, પણ પહેલાં છ ચરણોનાં પ્રાસાત્મક વાંચન પછી આ બે ચરણોનું વાંચન અનિષ્ટ બને છે. ૧૧-૧૨ માં અન્ત્ય જોડાક્ષરની

સાથે 'કામ' નો પ્રાસ મળતોજ નથી. વગેરે. આમાં ધ્યાનમાં રાખવાલાયક એક મુદ્દો અમે ગયા અંકમાં સૂચવ્યો હતો તે અહીં ફરી સૂચવીએ છીએ. અન્ત્યાનુપ્રાસમાં બને ત્યાં સુધી બે કે વધુ અક્ષરો, (તેમના અન્ત્યસ્વરો સહિત) જેમના તેમ બેવડાવા જોઇએ. છતા પણ યોગ્ય શ્રુતિમાધુર્ય ખીલવવાની કળા તો અભ્યાસથી જ આવે.

આ કાવ્યનાં અઢારમાં ચરણમાં વ્યાકરણવિષયક ક્ષતિ છે. 'થાક તો લય' ને બદલે 'થાક તો લીન' અથવા 'થાકનો લય' એમ જોઇએ. ચોત્રીસમામાં છન્દોદોષ છે. મહેમાનના 'હે' ને ઠેકાણે એક લઘુ અક્ષર જોઇએ. આ અને આવાં બીજાં સ્ખલનો સ્વાભાવિક છે. એ સ્ખલનો અમે ઉપર કરેલા વિધાનને કવિની પ્રતિભા વિશેના- જરાયે વ્યભિચરિત કરતાં નથી. એની પ્રતિભાનો સુન્દર નમૂનો ચોવીસમા ચરણમા છે. આખા કાવ્યમાં ચાલી જેવો એ ભાવ, જેને અર્થાન્તરન્યાસનો સુન્દર દૃષ્ટાન્ત ગણી શકાય તે બહુ સચોટ રીતે વ્યક્ત થયો છે.. એની મિતાક્ષરતા સિદ્ધહસ્ત સંસ્કૃત કવિની યાદ દેવરાવે એવા છે

સર્વથા આ નૂતન કાવ્યપ્રવાસીને -જીવનપ્રવાસીને અમારાં અભિનન્દન છે.

(૨) આ કાવ્યનો વિષય પણ આગલા કાવ્યના વિષય જેવો જ છે, છતાં બન્નાં નિરૂપણમાં અને દૃષ્ટિમાં અગત્યનો તફાવત પણ છે. આમા અદમ્ય આત્મવિશ્વાસ અને જીવન ઊર્મિ-ઉછાળ છે. યૌવનસુલભ જુસ્સો આ કાવ્યમા દરેક લીટીમાં વહે છે. કવિને આગે બઢવાના કોડ છે, એમા દરેક બુદ્ધિથી પડેલા કાવ્યમા દેખાય છે તેવી માનવતા આદિ વૃત્તિનો અભાવ ચોકખો દેખાય છે. અવિરામ જુસ્સાથી આગળ ધકેલાતુ મરી ફીટવાની વૃત્તિવાળુ આજનુ અકરેલ માનસ આમાં સારી રીતે પ્રતિબિમ્બિત થયુ છે આથી આ બન્ને કાવ્યનો વિષય એક છે છતાં, બન્ને કવિમાનસ વચ્ચે આસમાન-જમીન જેટલો ફેર છે.

કાવ્યવ્યક્તિ સહજ છે. પૃથ્વી ઉપર કવિનુ પ્રભુત્વ સારૂ છે. વિચારાનુરૂપ ભાષા પણ કવિને સુલભ લાગે છે. આથી એમની કવિતા આશાસ્પદ બને છે.

૨

ગાંડીવ (ભાષાઅંક) માગશર, ૧૯૯૨ હવાડિયા ચકલો, સુરત.

આ પખવાડિક દર પખવાડિયે બાળકોને અનુકૂળ આવે એવા બરનું સાહિત્ય પીરસતું રહે છે. એના ગયા માગશર મહિનાના અંકને તંત્રીઓએ ભાષાઅંક બનાવ્યો છે. આ વિચાર આપણે ત્યા નવો છે બાલસામયિકોમા તો એ નવો છેજ, પણ રૂઢ સાહિત્યવિષયક સામયિકોમાં પણ એ નવો જ છે આવા પ્રયત્નની જરૂર ફરી જાય તેમ નથ તેથી ગુજરાત ઉપર આવો સરસ ઉપકાર કરવા માટે અમે ગાંડીવને અભિનન્દન આપીએ છીએ. પણ આવા અંકોની પ્રથા નવીન છે માટેજ એ પ્રદેશના ભવિષ્યના કાર્યકરોને માર્ગદર્શક થાય તેવું થોડુંક નીચે લખવાનું ધાર્યું છે. આને કોઇ ટીકાત્મક લખાણ ન સમજે તો ઠીક અમારી એક માત્ર તમજા બાલસાહિત્યમા પણ પર્યેષક દૃષ્ટિ વધતી થાય તે છે. તો બાળકોને અનુકૂળ આવે એવા ભાષાઅંકમાં મુખ્ય તત્ત્વો કયાં છે ? અમને બે મુખ્ય તત્ત્વો નીચેનાં જણાય છે. ૧) એ અંકમા આવેલ ભાષા શાસ્ત્રીય દૃષ્ટિએ શુદ્ધ હોવી જોઇએ: અને બીજું (૨, એમાંની સામગ્રી જુદી જુદી દૃષ્ટિએ બાળકની ભાષાશક્તિને ખીલવે એવી જોઇએ આ બન્ને દૃષ્ટિએ આ અંકને તપાસીએ.

આ અંકની સામગ્રીમા જે ભાષા વપરાની છે તે સામાન્યતઃ દસ બાર વર્ષની ઉમરનાં બાળકોના બરની છે. આ ભાષા આપણે ત્યાં બાળવાર્તાનાં કથનાત્મક સ્વરૂપવાળી ભાષા વપરાય છે તેવી છે;

એટલે એમાં પ્રત્યક્ષતાની દૃષ્ટિ ઓછી છે. આ જાતે દુર્ગુણ નથી. એવું પ્રત્યક્ષ વાર્તાકથનાત્મક ભાષાસ્વરૂપ પણ ઉપયોગી છે. પણ બાળકોની ભાષાને કેળવવાની દૃષ્ટિએ ભાષાએ પ્રત્યક્ષતાની દૃષ્ટિને મૂકીને પરોક્ષતાની દૃષ્ટિ સ્વીકારવી જોઈએ. આપણે જેને લેખનકળા (Composition) કહીએ છીએ તેનાં ઘણાંખરાં બધાં સ્વરૂપો પરોક્ષ જ હોય છે. આ લેખનકળાને ખીલવીએ તો જ લખાણમાં શૈલી ઘડાય, એટલે કે લખવાની શક્તિનો વિકાસ થાય. આ દૃષ્ટિ આ અંકમાં દેખાતી નથી. આવી પ્રત્યક્ષ કથનાત્મક શૈલીનું એક મોટું દૂષણ એ છે કે એની વાક્યરચના ઘણીખરી ખંડિત હોય છે.[1] આથી કરીને બાળક વાત તો સમજી જાય છે, પણ વાક્યનાં સાદાં મૂળ અંગોના–કર્તા કર્મ ને ક્રિયાપદના–વપરાશમાં ગોટાળે ચડી જાય છે એમ અમારો પ્રત્યક્ષ અનુભવ છે. એટલે અમારું કહેવું આમ છે: આવી પ્રત્યક્ષ કથનાત્મક ભાષા બાળવાર્તાઓમાં ભલે વાપરો, પણ એમાં મર્યાદા રાખો. વળી વાર્તા ઉપરાંત બીજા લેખો હોય તેમાં ભાષાશૈલીને કેળવવાની દૃષ્ટિને મુખ્ય રાખીને ભાષારચના કરો. યોગ્ય શબ્દ યોગ્ય જગ્યાએ વપરાય, લાંબાં વાક્યો ન થાય છતાં, કર્તા કર્મ અને ક્રિયાપદનો અન્વય સ્પષ્ટ રહે, એટલી વાત તો બાળકોને માટેની ભાષામાં પણ જરૂરી છે. એટલે તો અમારે એમ કહેવાનું છે કે આમાંનાં ઘણાખરાં લખાણમાં છે તેવી ભાષાનો બહુ વપરાશ ઠીક નથી.

બીજી રીતે અમને આ અંકની ભાષા શુદ્ધ જણાણી છે: અલબત્ત કેટલાક દોષો રહી ગયા છે, જે ક્ષન્તવ્ય ન જ ગણાય. દા. ત.

(૧) એણે એવી નવી વાત કહી, કે કોઈને ખબર ન હોતી. (પૃ. ૪) (૨) એક જંગલી માણસે તીર ખેંચ્યું અને આગળ આવ્યો. (પૃ. ૪) (૩) કદાચ સરદારનું ગુમડું સારું ન થયું અને મારી નાખે તો? (પૃ. ૫) (૪) જેમ અંગ્રેજનો છોકરો અંગ્રેજી જ બોલે. ગુજરાતીનો છોકરો ગુજરાતી જ શીખી જાય. કારણ કે ઘરની ભાષાની ટેવ પડી જાય. ટેવમાં જે આવે, તે જાય નહિ તેમ પહેલેથી જ માણસો હાથના ચાળા કરીને બોલતા શિખ્યા, તેની ટેવ રહી ગઈ! (પૃ. ૨૧)

(૧)માં બીજા વાક્યખંડમાં દોષ છે. એમાં 'એની' મુકવાથી એ દોષ ટળે છે. (૨)માં 'આગળ આવ્યો' નો તથા 'ખેંચ્યું' નો સંબંધ 'માણસે' સાથે છે. તે શબ્દ ખેંચ્યું' સાથે યોગ્ય છે, 'આગળ આવ્યો' સાથે યોગ્ય નથી. (૩) માં પણ 'મારી નાખે તો' નો કર્તા નથી ને સાફ છે. એવી વાક્ય સ્પષ્ટ થતું રહી જાય છે. (૪) માં ઘણા દોષો છે. અમે ઉપર કહેલી પ્રત્યક્ષકથનાત્મક ભાષાશૈલીના દોષનો આ સારો દૃષ્ટાન્ત છે. એનું પહેલું વાક્ય, 'જેમ' થી શરૂ થાય છે માટે, સાપેક્ષ છે. પણ એની સાથે સંબંધ ધરાવનાર 'તેમ' પાંચમા વાક્યમાં આવે છે. આ ઠીક કહેવાય નહી. વળી 'અંગ્રેજી જ બોલે' પછી પૂર્ણવિરામ છે તે ખોટું છે. ત્યાં અલ્પવિરામ જ જોઈએ. તેવી જ રીતે, 'શીખી જાય' પછી પણ અલ્પવિરામ જ જોઈએ. અને પછીનાં બે વાક્યો વચમાં ઘુસી ગયાં છે તેને કાઢી નાખવાં જોઈએ. અને 'શીખી જાય.' પછી સીધું 'તેમ વાળું' વાક્ય આવવું જોઈએ. આખું વાક્ય અરબડિયા અસ્પષ્ટ શૈલીનો ઉમ નમૂનો છે. આ સારે નમૂનાની બીજી ત્રીજી અસંગતિઓ વિશે અહીં વધુ લખવું યોગ્ય ધાર્યું નથી.

1 દા. ત. (પૃ. ૧૭) (૧) રાજા ભોજ પોતે પંડિત હતો. (૨) બીજા રાજા જેવો મનમોજી નહિ. આળસુ યે નહિ. (૩) સારી વાત જાણી, જોઈ ને પછી જ કામ કરે. (૪) તેનો દરબાર મોટા મોટા પંડિતો રહે. (જ્ઞાન-વિજ્ઞાનની વાતો થાય. (૬) કાળિદાસ પંડિત બધામાં પહેલો. (૭) ભોજરાજના ખાસ માનિતા. આમાં પ્રત્યક્ષકથનાત્મક શૈલીમુજબ યોગ્ય રીતે જ દરેક વાક્ય પછી પૂર્ણવિરામ મુક્યું છે. પણ લખાણમાં પૂર્ણવિરામની હાજરીથી દરેક વાક્ય સ્વતંત્ર વાક્ય બની જાય છે. અને ઉપરનાં બીજા અને ત્રીજા (વાક્યો) નો પહેલાની સાથે સંબંધ છે તેથી સ્વતંત્ર વાક્યો નથી. એવું જ (૪) (૫) નું છે. (૬) અને (૭) તો તદ્દન ખંડિત વાક્યો છે.

આમાં સમાસોનો ખાસ વપરાશ થયો નથી, પણ એક સ્થળે સમાસના પદ છૂટાં છપાયાં છે, તે છાપભૂલ હશે એમ માની લઇએ છીએ. એ સ્થળો આ: 'શબ્દચોરસ' પૃ. ૯ અને ૧૦ 'એકચિત્ત' પૃ. ૧૯.

વળી આ અંકમાં બીજી એક બે ક્ષતિ છે તે તરફ પણ તંત્રીઓનું ધ્યાન ખેંચીએ છીએ. 'શબ્દ વગરની ભાષા' માં કાળિદાસનાં છેલ્લાં ભાષણમાં ઉપર નોંધેલું ચોથું વાક્ય આવે છે. એ વાક્ય કાળિદાસના મોંમાં મુક્યું છે તેથી કાલવિરોધનો દોષ ઊભો થાય છે. જેના જમાનામાં હિન્દમાં અંગ્રેજો તેમ જ ગુજરાતીઓ જન્મ્યા પણ નહોતા તેનાં મોંમાં અતિ સાધારણ દૃષ્ટાન્ત તરીકે એ વાત મૂકવાથી એ કાલવિરોધ ઊભો થાય છે. આથી બાળકોને કાળિદાસ કોઇ હમણાંનો માણસ હશે એમ ખયાલ આવી જવાનો સંભવ છે.

પૃ. ૩૨માને છેડે 'શરૂઆત'ના શીર્ષક નીચે વિસર્ગ(:) ઇ. સ. ૧૪૯૫માં શરૂ થયાનું લખ્યું છે ખરી રીતે માહિતી આપનાર ભાઇને વિસર્ગ શબ્દ નહીં પણ કોલન શબ્દ અભિમત છે, પણ એને બદલે વિસર્ગ શબ્દ વાપરવાનો લોભ એ દબાવી શક્યા નથી. તેથી સત્યને બદલે અસત્ય માહિતી એમ આપી દેવાઇ ગઇ છે. વિસર્ગ સંસ્કૃત ભાષાનું આવશ્યક ચિહ્ન છે, અને એનો પ્રચાર તો જમાના થયાં હિંદમાં જાણીતો છે.

'તંત્રીઓ તરફથી' શીર્ષકવાળા લખાણમાં નીચેનાં બે વાક્યો છે: "ગુજરાતી ચોપડીના બીજી બધી ભાષાઓમાં ઇંગ્રેજી વિગેરેમાં તરજુમા થયા. ગુજરાતી ભાષાનો દુનિયામાં ડંકો વાગ્યો." આ લખાણમાં ભાષાપ્રેમને લીધે અત્યુત્સાહ આવી ગયો છે. પણ એમાં લખેલું સાચું છે? ગાંધીજીની આત્મકથા કે જયાજયંત જેવાં રડ્યાં ખડ્યાં એકબે પુસ્તકો સિવાય બીજાં ક્યાં ગુજરાતી પુસ્તકો અંગ્રેજીમાં ઉતારાયાં છે? અરે, અંગ્રેજીમાં તો અંગ્રેજીમાં પણ હિન્દી, બંગાળી અને મરાઠીમાં પણ કેટલાં ઉતારાયાં છે? તો પછી 'ગુજરાતી ભાષાનો દુનિયામાં ડંકો વાગ્યો' એમ કેમ કહેવાય? મહેરબાન ભાઇ અને બહેન ગુજરાતી ભાષાનો ડંકો તો તમારાં પખવાડિક વાંચીને સમૃદ્ધિશાળી થયેલાં આજનાં ને આવતી કાલનાં છોકરાઓ વગાડશે ત્યારે વગડશે. એવો ડંકો ભુમાં વાગે એમન મન થાય એવું કાંઇક લખે તો તો હજીએ ઠીક. બાકી 'ડંકો વાગી ગયો હોય' તો પછી આ અમારા બાળવાચકોને કરવાનું શું રહ્યું? એવી સૂચનારૂપે જ (ટીકારૂપે નહીં) આ લખાણ અમે કર્યું છે. પ્રયોગદશાનાં લખાણમાં આવી જતા ભાષાદોષો બનતાં સુધી ન બતાવવા એમ અમે નક્કી કર્યું છે. છતાં અહીં એમ કર્યું છે તેનું કારણ પણ છે. આવો ભાષાઅંક કાઢવાનો નવીન વિચાર કરીને ચાંડીવે એ દિશામાં નવો ચીલો પાડ્યો છે. એવો બીજો પ્રયાસ કરવાનો વખત આવે ત્યારે કેટલીક વાત ધ્યાનમાં રાખી શકાય માટે જ અમે ઉપર એની ક્ષતિઓ બતાવી છે. અમારી સૂચના છે કે કુમાર અને કિશોરના તંત્રીઓ પણ પ્રસંગે આવા અંકો કાઢશે તો બાળક અને કુમારજગતની સેવા થશે.

હવે આ અંકની સામગ્રી બાળકની ભાષાશક્તિને ખીલવે એવી છે કે નહીં તેની વાત કરીએ. એમાં બે વાર્તાઓ લિપિની અને ભાષાની મૂળ ઉત્પત્તિને લગતી છે. બે વાર્તા ઉચ્ચારશુદ્ધિની જરૂર વિશે છે. બાકી પરચુરણ લખાણો છે. જે સામગ્રી આમાં છે તે આ અંકના ધ્યેયને અનુરૂપ છે એમ અમે સહર્ષ કબૂલીએ છીએ. પણ એની વિવિધતાને તેમજ ઉપયોગિતાને હજી પણ વધારી શકાણી ... પણ પહેલા પ્રયત્નમાં બધાની આશા રખાય જ નહીં. જેટલું કર્યું છે તેને માટે પણ ... ગુજરાતના ધન્યવાદને પાત્ર છે.

... બાળજગતની, ખાસ કરીને દશ-બાર વર્ષની નીચેનાં બાળજગતની ઘણી સારી સેવા બજાવી ... અને એનાં તંત્રીઓમાં ભાષાસેવાની અદમ્ય ભાવના ઉછળે છે એમ અમને દેખાયું તેથી તેમજ આરંભ આજ સુધીમાં સારી જેવી સિદ્ધિ પ્રાપ્ત કરી લીધી છે તેથી અમને એમ લાગ્યું કે એનો વિકાસ જેમ બને તેમ સાચી દિશામાં જ થતો રહે તો સારૂં. તેથી આટલું લખ્યું છે.

**વિદાય વેળાએ**—ખલિલ ગિબ્રાન્ કૃત—અનુવાદક કિશોરલાલ મશરૂવાળા. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. કિંમત આઠ આના. ત્રણ ચિત્રો ઉપરાંત પૃષ્ઠ સંખ્યા ૧૩૧+૧૪.

ખલિલ ગિબ્રાન્ વિશે ગુજરાતીઓ ભાગ્યે જ કાંઇ જાણતા હશે. તેથી, તેમનો પરિચય અહીં આપીએ છીએ.

'ખલિલ ગિબ્રાન્—મહાકવિ, જ્ઞાની અને ચિત્રકાર—ઈ. સ. ૧૮૮૩ માં સિરિયા દેશમાં આવેલા માઉન્ટ લેબાનોનમાં જન્મ્યા હતા. આ દેશ યહૂદીઓના અનેક પેગંબરોના જન્મસ્થળ માટે પ્રસિદ્ધ છે. બાર વર્ષની ઉંમરે તેમના માબાપ એમને બેલ્જિયમ, ફ્રાન્સ અને છેવટે અમેરિકાના યુનાઈટેડ સ્ટેટ્સમાં લઇ ગયાં હતાં; પણ બે વર્ષ બાદ એ પાછા સિરિયા આવ્યા અને બયરૂતની અલ્‌હિકમત (હકીમી) પાઠશાળામાં દાખલ થયા. ઈ. સ. ૧૯૦૩ માં એ પાછા અમેરિકા ગયા, અને ત્યાં પાંચ વર્ષ ગાળીને વળી ફ્રાન્સમાં ચિત્રકળાનો અભ્યાસ કરવા ગયા. ઇ. સ. ૧૯૧૨ માં વળી એ અમેરિકા આવ્યા, અને અંત પર્યંત ન્યૂયોર્કમાં જ વસ્યા.

આ સમય દરમ્યાન એમણે અરબી ભાષામાં ઘણાં પુસ્તકો લખ્યાં હતાં. સિરિયામાં એ પુસ્તકો બહુ આદરને પામેલાં છે. લગભગ ઇ. સ. ૧૯૧૮ થી એમણે અંગ્રેજીમાં લખવા માંડયું; અને અંગ્રેજીમાં જાણનાર લાખો માણસોને જ નહિ, પણ ભાષાંતરો દ્વારા લગભગ બધા દેશોમાં એ પ્રસિદ્ધિ અને આદરને પામ્યા છે. એમનાં પુસ્તકોનાં યુરોપની વીસ કરતાં વધારે ભાષામાં ભાષાંતરો થયાં છે. એમનાં ચિત્રો પાશ્ચાત્ય દુનિયાના લગભગ બધા દેશોનાં પાટનગરોમાં પ્રદર્શિત થયાં છે, અને એમનાં સર્વ પુસ્તકો એમનાં ચિત્રોથી અંકિત છે.
ઈ. સ. ૧૯૩૧ માં એમનું અવસાન થયું.

આ પુસ્તક એમનાં અંગ્રેજી પુસ્તક 'ધ પ્રોફેટ' નું ભાષાંતર છે. એમનાં સર્વ પુસ્તકોમાં આ પુસ્તક સર્વશ્રેષ્ઠ મનાય છે. બાઇબલથી સુપરિચિત વાચકને આ પુસ્તક વાંચતાં કોઈ બાઇબલની પુનરાવૃત્તિ કરતું હોય તેવું લાગ્યા વગર નહિ રહે. બાઇબલના જેવી નિર્વ્યાજ, પ્રાસાદિક, મધુર અને સરળ સચોટતા એ આ પુસ્તકની શૈલિનું મુખ્ય આકર્ષણ છે. અનુવાદક મૂળના પ્રસાદની સમુત્ક્રાંતિ કરવામાં સફળ નિવડયા છે. ખલિલ ગિબ્રાન્‌નું ચિંતન જેટલું પાશ્ચિમાત્યોને અભિનવ અને સંજીવનીપ્રેરક લાગે તેટલું આપણને ન લાગે એ સ્વાભાવિક છે. ખલિલ ગિબ્રાન્‌નાં વાક્યોનાં વાક્યો સામે એના

પ્રતિઘોષ જેવા હજારો વર્ષ ઉપર ઉચ્ચારાએલાં સંસ્કૃત સુભાષિતો મૂકવાં હોય તો મૂકી શકાય. પણ એ બધું આજે કોણ કરે? મહાસાગર ડોળીને રત્નો કાઢવાનો શ્રમ લઈ શકાય એટલું ખડતલપણું અને પરિશીલન આપણામાં આજે રહ્યાં નથી. એટલે જ આજે આવા અનુવાદોદ્વારા જંબુદ્વીપની અવિનાશી વિચારસરણિના નવદેહપ્રાપ્તિના વિરલ બનતા જતા પ્રસંગને વધાવી લેવો રહ્યો. આખા પુસ્તકમાં અસ્ખલિત કાવ્યપ્રવાહ વહેતો નજરે પડે છે. ક્યાંક ક્યાંક તો કવિ ઉપનિષદ્કાર જેવી નિગૂઢ છતાંય મનોહર અને સરળ વાણીમાં આત્મસંગીતને વ્યક્ત કરે છે:

> તમને તથા તમારી વચ્ચે ગાયેલા તારુણ્યને સલામ.
> હજુ કાલે જ આપણે સ્વપ્નમાં ભેગા થયા હતા.
> મારા એકાંતમાં તમે મારી આમ્ર ગીતો ગાયાં છે, અને
> તમારી વાસનાઓનો મેં આકાશમાં મિનારો ચણ્યો છે.
> પણ હવે આપણી ઉંઘ ઉડી ગઈ છે, અને આપણું સ્વપ્ન પુરું થયું છે.
> અને માત્ર પ્રભાત જ નથી.

ખરેખર આ અનુવાદથી ગુજરાતી ભાષાની સમૃદ્ધિમાં વધારો થયો છે.



ધર્મ અને સમાજ. પુસ્તક ૨. રમણભાઈ મહીપતરામ નીલકંઠ. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ. કિંમત એક રૂપિયો. પૃષ્ઠ સંખ્યા ૩૬૫

આ પુસ્તકમાં રમણભાઈના ધાર્મિક પ્રવચનો, નિબંધો તેમજ સામાજિક સુધારાને લગતા લેખો અને વ્યાખ્યાનો સંગ્રહાએલાં છે. રમણભાઈ એમના સમયમાં અમદાવાદના એક આગેવાન પ્રાર્થનાસમાજીસ્ટ હતા. એમનાં તત્ત્વદર્શન સાથે બધાય સંમત ન થઈ શકે એ દેખીતું છે. તેમજ એમના રાજનૈતિક સિદ્ધાન્તો પણ આજે કેટલાક. ને એકપક્ષી કે અસ્વીકાર્ય લાગે તો નવાઈ નહિ. પૃ. ૧૭૮ ઉપર છપાએલા એમના એક ઉદ્દેશમાંથી ગતમહાયુદ્ધ વિષયક એક ફકરો એમની વિચારસરણિના ઉદાહરણરૂપ વાચકો આગળ મૂકીએ: ‘ઇગ્લાંડ, ફ્રાન્સ, બેલ્જીઅમ, વગેરે મિત્રભાવે વર્તતા રાજ્યોનો પક્ષ ‘ધર્મ'નો છે, અધર્મ (Unrighteousness) નો પરાજય કરવા, સ્વતંત્રતા જાળવવા, નિરપરાધીનું રક્ષણ કરવા, એ રાજ્યો યુદ્ધ કરે છે, અને તેમના પ્રયત્ન સફળ થાઓ એવી આપણી ઇચ્છા હોવી જોઈએ ઇત્યાદિ.

યુરોપીય રાજકારણનો જેણે સહેજ પણ અભ્યાસ કર્યો છે એવો કોઈ સાધારણ જણ પણ ઉપલી દલીલની પોકળતા સમજી શકે તેમ છે. ઈંગ્લાંડ સદાય ધર્મયુદ્ધ કરતું આવ્યું છે એવા પાઠ આપણને બાળપોથીથી શિખવવામાં આવે છે, એટલે રમણભાઈ બીજા નિર્દોષ નિશાળીઆઓ જેમ ઈંગ્લાંડની સહૃદયતામાં, ન્યાયવૃત્તિમાં અને પરોપકાર-પરાયણતામાં શ્રદ્ધા રાખે તો નવાઈ નહિ.

વિભૂષિત કર્યા. બાકી અંગ્રેજોના ઉપલા સદ્‌ગુણોનું સત્યદર્શન ગાંધીજીની લડતે આપણને ઠીક ઠીક કરાવ્યું છે. અંગ્રેજોની ધર્મપરાયણતા માટે જર્મનીના એક સુવિખ્યાત અને પ્રખર તત્ત્વદર્શકે આપેલું પ્રમાણપત્ર ટાંકી આ વિષયને પડતો મૂકીએ:

And while we touch on the marvellous worldpolitics of modern England, we may note in passing its direct contradiction of every precept of Christian charity, which is more frequently on the lips of that great nation than of any other nation in the world.

*Ernst Haeckel*

આ પુસ્તકમાં સંગ્રહાએલી વિચાર સામગ્રી રમણભાઈનું માનસ સમજવામાં તેમજ એક સાહિત્યકાર, સુધારક અને ચિંતક તરીકેનું તેમનું મૂલ્ય આંકવામાં આપણને અતિ ઉપયોગની થઇ પડશે એ નિ:સંશય છે. ભાવિ ઇતિહાસકાર અને રમણભાઇના જીવનઆલેખનારના ઉપર આ પ્રકાશનથી ગુ. વ. સોસાયટીએ ઓછો ઉપકાર કર્યો નથી.

●

**હિન્દુસ્તાનનો ઇતિહાસ** વિન્સેન્ટ સ્મિથ રચિત ઉત્તરાર્ધ, અનુવાદક: છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી એમ. એ. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ પૃ. સંખ્યા ૭+૩૦૧

પ્રાચીન હિંદના ઇતિહાસમાં રસ લેનાર વર્ગમાં વિન્સેન્ટ સ્મિથનું અંગ્રેજીમાં લખાએલું પુસ્તક બહુ જાણીતું છે. સરકારી નોકરી કરવા ઉપરાંત જે અનન્ય એકાગ્રતાથી સ્મિથે આપણા વેરણછેરણ થઇ ગએલા પ્રાચીન અવશેષોને ભેગા કરી, સરખા કરી, સમન્વય સાધી ભૂતકાલને સજીવ કરવા પ્રયત્ન કર્યો છે તે આપણને અનુકરણીય છે. એક પરદેશી અમલદાર આપણી સંસ્કૃતિ અને સાહિત્યમાં એક નિષ્ઠાથી આમરણ રસ લે તે આપણને શરમાવનારું અને એને પૂજ્ય બનાવનારું છે. એની દૃષ્ટિબિંદુ સામે લખી શકાય. એના કેટલાક અભ્યાસોના નિર્ણયો અને તર્કો અનુપપન્ન હોય, છે. પણ એના અગાધ શ્રમ અને પાંડિત્ય આગળ એ બધું ભૂલી જવાનું મન થાય છે. પ્રમાદ અને ઉદરશિશ્નપરાયણતામાં રચ્યાપચ્યા રહેતાં ઓગણીસમી સદીનાં હિંદની બ્રાહ્મતીમાં સંસ્કૃત સાહિત્યની શોધમાં આજીવન મંડયા રહેતા પરદેશી અને વિધર્મી પંડિતોનો હિસ્સો જેવો તેવો નથી. અને આજે પણ જે જાગૃતિ આપણે એમના પ્રતાપે અને પરિશ્રમે અનુભવિએ છીએ તે પણ પુરી જાગૃતિ છે એમ કોણ કહી શકશે? હજુ તો આપણા ઉપલા થરમાં સળવળાટ થયો છે. સપાટી ઉપરનાં પાણીમાં પ્રકાશનાં કિરણોએ નાચવાનું શરૂ કર્યું છે. તિમિરપટ ભેદી પ્રકાશ ઠેઠ સુધી નથી પહોંચ્યો એ પુરવાર કરવું હોય તો આપણા પંડિતો તે ભણેલા વર્ગ તરફ નજર કરો. પૌર્વાત્ય સંસ્કૃતિના પાશ્ચિમાત્ય ભક્તોની પંક્તિમાં સમાન બેસી શકે એવા પૌર્વાત્ય પંડિતો હિંદે કેટલા આપ્યા? જે આપણો વારસો છે તે સમજવા અંગ્રેજ અને જર્મન ગુરુઓના પારસ્પર્ય વગર આપણને આજે પણ ચાલે તેમ છે? ગુજરાત વર્નાક્યુલર

સોસાયટી જેવી સમર્થ સંસ્થાને પણ આખરે તો ભાષાંતરોદ્ધારા હિન્દવાસીને એના દેશના ઇતિહાસથી પરિચિત કરવો પડે એ જ આપણા પાંડિત્યનું વંધ્યત્વ પ્રકાશમાં મૂકવા પુરતું છે. જ્યાં સુધી સ્વતંત્ર પ્રયત્નો ન થાય ત્યાં સુધી આવા અનુવાદો ઉપર જ આપણે જીવવાનું રહ્યું. આ અનુવાદદ્વારા છોટાલાલ પુરાણીએ એ પ્રકારનું જીવન શક્ય બનાવ્યું છે એટલે એમના આપણે ઋણી છીએ. એમણે પ્રસ્તાવનામાં જણાવેલા વિચાર સાથે અમે સંમત છીએ. એટલે જ આ તક લઇ ગૂ. વ. સો. ના સંચાલકો આગળ એક સૂચના મુકવાનું મન થાય છે. સોસાઈટી પાસે જે સાધન સામગ્રી ને સંપત્તિ છે તે ગૂજરાતની બીજી કોઇ સંસ્થા પાસે ભાગ્યે જ હશે. દર વર્ષે આ સોસાયટી દશ બાર પુસ્તકો પ્રગટ કરી લોકકલ્યાણ સાધે છે તે સુવિદિત છે. આ પ્રવૃત્તિ વિરુદ્ધ અમારે કંઈ કહેવાનું નથી. એ પ્રવૃત્તિ ભલે ચાલુ રહે. પણ સાથે સાથે સોસાયટી જો એક નવી પ્રવૃત્તિ ઉપાડી લે તો ગૂજરાત અને હિંદ ઉપર એ ચિરસ્મરણીય ઉપકાર કરશે. કેટલાક યોગ્ય વિદ્વાનો અને સંશોધકેને જો સોસાયટી 'કેમ્બ્રીજ કે ઓક્સફર્ડ યુનીવર્સીટીના જેવી 'ફેલોશીપ' બાંધી આપે તો તેઓ મરણપર્યંત એમની ઇષ્ટ પ્રવૃત્તિમાં કોઈ પણ જાતના ઉપરોધ, અંતરાય કે ચિંતા વગર લાગ્યા રહે અને પરિણામે આપણું જ્ઞાનદારિદ્ર ધીમે ધીમે દૂર થાય. હિંદમા સંશોધકો માટે હજુ વિપુલ સામગ્રી પડી છે. તજ ગૂજરાતમાં પણ હજુ ઘણા ય ગ્રંથો, શિલાલેખો, મંદિર અને ઇતર પ્રાચીન અવશેષો જ્ઞાનના પ્રકાશની વાટ જોતા દટાએલા પડયા છે. આ બધું કામ આવી ફેલોશીપ મેળવેલા યોગ્ય પંડિતો વગર થવું સર્વથા અસંભવ તો નથી પણ દુઃસાધ્ય તો છે જ. આગળના જમાનામાં પંડિતોને રાજ્યાશ્રય મળતો. હવે એ સ્થિતિ રહી નથી. રાજ્યાશ્રયને બદલે સોસાયટી–આશ્રય મળશે તો ય પંડિતો ઓછા ઉત્સાહિત નહિ થાય. અને આવી પ્રવૃત્તિ જો સોસાયટી ઉપાડી લે તો એને પ્રજા અને રાજ્ય તરફથી પણ પૂરતી મદદ મળવાની એ ચોક્સ છે. અમે આશા રાખીએ છીએ કે સોસાયટી આ સૂચના ઉપર પુરતો વિચાર કરે અને તરતમાં જ ગૂજરાત-પ્રાચ્યવિદ્યામંદિર કે કોઇ એવાં અભિધાનવાળી સંસ્થાને જન્મ આપી ગૂજરાત અને હિંદના પંડિતોની પોષયિત્રી અને પ્રેરણાદાયિની બની હિંદની સંસ્કૃતિને નિર્મલ અને તદ્દેશોદ્ભવ સ્વરૂપમાં જગત આગળ મૂકવામાં નિમિત્તરૂપ બને.



**કુરજીનું વેપારતંત્ર:** ડુંગરશી ધરમશી સંપટ, કરાચી. કિંમત અમૂલ્ય.[1] ૧૬+૨૭૦ ઉપરાંત કર્તાનું ચિત્ર, જન્મ તારીખ સાથે.

સામયિકોના નિયમિત વાંચનારને રા. ડુંગરશી ધરમશી સંપટનું નામ અજાણ્યું નહિ લાગે. અર્થશાસ્ત્ર, રાજકારણ અને એવી બીજી વ્યાપારીવર્ગને રુચિકર અને માહિતીપ્રદ

૧. પુસ્તકની કિંમત અમૂલ્ય રાખવામાં આવી છે. અમૂલ્યના બે અર્થ થાય; એક તો જેનું મૂલ્ય નથી, ન થઇ શકે તેવું; બીજું મૂલ્ય વગરનું નમાલું. બંને અર્થો અમને અભિમત નથી. એક તો એનું મૂલ્ય થઇ શકે તેમ છે. એ વાત અમે ઉપરની લીટીઓમાં સ્પષ્ટ રીતે જણાવી છે. એ નિર્માલ્ય નથી એમ એનાં વાંચન ઉપરથી તરત લાગે છે. માટે બીજી આવૃત્તિ વખતે લેખક એનું કાંઇક મૂલ્ય રાખે તો ઠીક.

બાબતો પર અભ્યાસ કરી, ખૂબ વાંચી, મહેનત કરી એમણે હમણાં હમણાં લેખો લખી ગુજરાતીસાહિત્યકોની દૃષ્ટિને પણ એ ઉપેક્ષાએલી દિશામાં આકર્ષવાનો સ્તુત્ય પ્રયાસ કર્યો છે. કચ્છના વતનીઓ ઇ.સ. પૂર્વેથી દરિઓ ખેડતા આવ્યા છે. સાગરના વિશાળ વક્ષસ્થળ ઉપર ભય વગર વિહરનાર પ્રજાઓમાં હિન્દુસ્થાનના વતનીઓ મોખરે ઉભશે: અને એમાં એ આ નાનકડા દેશીરાજ્યના સાહસિકો તો પ્રથમ પંક્તિમાં. લેખકે કચ્છના વેપારનાં કેટલાંક આર્થિક અને રાજકીય અંગો તપાસી ઝીણી ચર્ચા કરી છે. સાથે સાથે કચ્છના વેપારીઓનો થોડો થોડો જૂનો ઇતિહાસ પણ આપણને મળતો રહે છે. એ આ પુસ્તકનું ખાસ આકર્ષણ છે

આપણા મોટેભાગે નિરક્ષર છતાંય સાહસિક અને 'દિલાવર દિલ'ના વેપારીઓ તો પોતાના વિષયની પુરતી માહિતી મેળવી, આંતરરાષ્ટ્રીય દૃષ્ટિએ વિચાર કરે તો જ આપણે બીજી પ્રજાઓ સાથે હરિફાઇમાં ઉભી શકીશું. આ યુગ વેપારીઓનો છે. તેથી વેપારીઓ પ્રમાદ અને વશપરંપરાથી ચાલ્યા આવતા જૂના દુરાગ્રહો મુકી, અભ્યાસ કરી, પોતાનું ક્ષેત્ર ખેડે તો નિઃસંશય હિન્દનું ઘણું ભલું થશે. રા. ડુંગરશી ધરમશી સંપટ એ દિશામાં એના વર્ગ માટે અને ખાસ કરીને કચ્છની ભાટીઆ કોમ માટે એમનાં વક્તવ્યથી' સાહિત્યોપાસનાથી અને નિર્વાહપદ્ધતિથી એક અનુકરણીય દૃષ્ટાન્ત પુરું પાડે છે.

ભ.

**અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન**, ખંડ ૧–ભૂમિકા (૧૮૦૧–૧૮૫૭); લેખક, હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, બી. એ.; પ્રકાશક, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ: પહેલી આવૃત્તિ, ૧૯૩૫; ૬૬, ૮૩×૫૩; કિંમત, રૂ. ૧–૦–૦

છે તો ઇતિહાસ પણ યુદ્ધપ્રધાન પાઠ્યપુસ્તક નથી. મનુષ્યનાં જુદાંજુદાં ક્ષેત્રો પાસે આચારાએલાં સાંસારિક કર્તવ્યો તથા વ્યવહારોનું યથાસ્થિતપણે નિરૂપણ કરવું એને ઇતિહાસ કહેવાય છે. દૃષ્ટિએ પ્રસ્તુત પુસ્તક ખરેખરો ઉપયોગી ઇતિહાસ કહેવાય. હેવાલ ગુજરાતને લગતો ને પૂરો છે. ગુજરાતમાં મુસલમાન, મરાઠા, ને અંગ્રેજની સત્તા કેવી રીતે આવી એના દાવપેચનો ખ્યાલ આપીને છેવટે સ્વસ્થતા પ્રાપ્ત થતાં સમાજ ઉપર શી અસર થઈ એનું સારું ધ્યાન આપ્યું છે. આનું પ્રતિપાદન કરવા માટે રાજ્યવહીવટી ઇજારાપદ્ધતિ, દુકાળ, ધરતીકંપ, આગ, વગેરેનો યથાનુક્રમ લોકોપયોગી ઇતિહાસ આપ્યો છે. આ ઉપરાંત એ વર્ષો દરમ્યાન ગ્રામસંસ્થા ને જ્ઞાતિસંસ્થા ઉપર ધર્મ (ખાસ કરીને શ્રી સ્વામીનારાયણ સંપ્રદાય) તથા કેટલાક સારામાઠા સામાજિક રીતરિવાજોથી થયેલ અસરનો અચ્છો ખ્યાલ આપ્યો છે. આનું વર્ણન કરતાં ઠેરઠેર સમકાલિન સાહિત્યમાંથી ઊતારાઓ તથા કવિતાઓ ટાંકીને વાંચન બહુ રસપ્રદ બનાવ્યું છે. છેવટે એ વખતના કેટલાક અગ્રગણ્ય મહાપુરૂષોનાં વૃત્તાંત આપ્યાં છે. પણ સૌથી સરસ પ્રકરણ તો 'નવી કેળવણી'નું છે. હાલની સાતચોપડી-વાળું ભણતર કેવી રીતે શરૂ થયું એનો સચિત્ર ઇતિહાસ સૌને વાંચવા જેવો છે.

આપણા આંતરરાષ્ટ્રીય ઇતિહાસના સ્નાતકો પોતાના દેશની હકીકત જાણતા થાય તો કેવું સારું! ગુજરાતનો દરેક ઇતિહાસશિક્ષક પોતાના વિદ્યાર્થીને આ ઇતિહાસનો (અત્યારે ભલે વિશેષ જ્ઞાન તરીકે) ખ્યાલ આપે તો કેવું સારું!

દ.

**સંગીત વિનોદ:** લે. બાપાલાલ અમૃતલાલ દવે, પ્રકાશક ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ પૃષ્ઠ સંખ્યા ૧૦૯, કિંમત ૦-૧૦-૦

મુખ્યત્વે કરીને શાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ તેમજ વિદ્યાર્થીનીઓને અનુલક્ષીને આ પુસ્તકની રચના કરવામાં આવી છે. આ પુસ્તકને ત્રણ ભાગમાં વહેંચી નાખવામાં આવ્યું છે. પહેલા ભાગમાં સાતેક ગીતોને કેવી રીતે ગાવા તે બતાવવામાં આવ્યું છે કાવ્યો તેમજ તેની નોટેશન સમજણમાં ઉતરી શકે તેવી રીતે આપવામાં આવ્યા છે. બીજા વિભાગમાં પ્રો. ભાતખંડેના ગીતો બાલમાનસને અનુકુળ ચુંટીને મુકવામાં આવ્યા છે. એટલે તેમાં ઘણાખરા મુખ્ય રાગો આવી જાય છે. ત્રીજા અને છેલ્લા વિભાગમાં છોકરાઓ માટેના ચોથાથી સાતમા ધોરણ સુધીમાં આવતી કવિતાઓ અને કન્યાવાચનમાળાનાં એકથી ત્રણ પુસ્તકમાં આવતી કવિતાઓના નોટેશન આપ્યા છે. અને છેલ્લે બાળપોથીથી માંડી સાતમી ચોપડી સુધીમાં આવતી દરેક કવિતાના રાગ અને તેની સમજણ આપી છે. એથી કરીને બાળક કોઇપણ કવિતાને સંગીતના સુરમાં ઉતારી શકે છે. આ બધાં ઉપરથી એ સહેજે જણાઇ આવે છે કે લેખકે આની પાછળ ખૂબજ શ્રમ લીધો છે. એથી બાળકો તેનો છૂટથી ઉપયોગ કરી શકે કે જેથી નાનપણથી જ સંગીતના સંસ્કારો તેમના માનસ ઉપર પડે. સંગીત જ્યારે સ્કુલોમાં બીજા વિષયની માફક ફરજીયાત બનતું જાય છે, ત્યારે આ પુસ્તકને અમે આવકારીએ છીએ. જે સંગીતના અભ્યાસમાં બાળકો તેમજ શિક્ષકોને ખૂબજ સહાયકર્તા નિવડશે. કર્તાને એમણે લીધેલા શ્રમ માટે અભિનંદન.

**કાશ્મિરની કુંજોમાં:** લે. પ્ર. અખારંગી સુરત. પૃ. ૧૧૪ કિંમત આઠ આના

લેખકે કાશ્મિરના પ્રવાસ દરમ્યાન પોતે જે કાંઇ જોયું અને અનુભવ્યું તેને પોતાની નોંધપોથીરૂપે છપાવી લીધેલું છે. એમાં વિગતવાર માહિતી તો છે જ, પરંતુ સાધારણ ગાઇડોમાં ન મળે એવું સૌન્દર્યદર્શન લેખકે પોતાની લલિત શૈલીએ પાને પાને કરાવ્યું છે એ આ પુસ્તકની ખાસ વિશિષ્ટતા છે. જરૂર પડયે ચિત્રો પણ આપ્યા છે. અલબત્ત એ ચિત્રો સાધારણ કાગળ પર છપાએલાં હોઇ તેમાં રહેલું સૌન્દર્ય લગભગ લુપ્ત થયું છે, છતાં એમાં રહેલા સૌન્દર્યની ઝાંખી સહેજ સહેજ થઇ શકે છે. આખુંયે વાંચી જવાથી કાશ્મિર કલ્પના સૃષ્ટિમાં રમી રહે છે અને એ નજરે જોવાની આકાંક્ષા જાગે છે. અને એમાંજ લેખકે લીધેલા શ્રમની સાર્થકતા છે.

મૂ૦

Reg. No. S. 426

## એક પ્રત ખરીદી લ્યો

ખૂબ જ વખણાયેલ
ગુજરાતી સાહિત્યમાં
એક અને અજોડ

## ઊર્મિ
નો
## કાવ્યાંક

૨૨૪ પાનાનો દળદાર અંક
છુટક નકલ કિંમત રૂ. ૧॥
ગ્રાહકોને ચાલુ લવાજમે

### આ અંકની વિશિષ્ટતા

હજુ સુધી કોઇપણ સામયિકમાં
બહાર નથી પડયાં એવાં
લોકાં પ્રસંગ કાવ્યો આ
અંકમાં ગુંથાયેલાં છે.

### એમાં

ગુજરાતભરના જાણીતા
કવિવરોની કૃતિઓથી
ભરપુર છે.

વાર્તા, સાહિત્ય,
વિવેચનો, નિબંધો
વગેરેની સામગ્રી
દર અંકે-
ઊર્મિ પીરસે છે.

### કોણ કોણ ?

દી. બ. કેશવલાલ ધ્રુવ, પ્રોફેસર બ. ક. ઠાકોર, શ્રી. લલિતજી, શ્રી. મનસુખલાલ ઝવેરી, શ્રી. સુંદરમ્, શ્રી. ઉમાશંકર જોશી, શ્રી. પૂજાલાલ, શ્રી. દુર્ગેશ શુક્લ, શ્રી. સુંદરજી બેટાઇ, શ્રી. બાદરાયણ, શ્રી. મોહિનીચંદ્ર, શ્રી. રમણ સોની, શ્રી. પ્રભુદાસ કાલિદાસ, શ્રી. ભોગીલાલ સાંડેસરા, શ્રી. કેશવલાલ શાસ્ત્રી વગેરે.

આજેજ ગ્રાહક થવા લખો:-
**ઊર્મિ કાર્યાલય**
રુસ્તમ હોલ, કરાંચી

વાર્ષિક લવાજમ રૂ. ૪

**નવું પ્રકાશન** **પુસ્તક સાતમું**

# અંજલિ ગ્રંથમાળા



સમાજજીવનના વિવિધ અંગોને સ્પર્શ કરતી

નવલિકાઓનો સંગ્રહ

શ્રી કલ્યાણરાય જોશીના પ્રવેશક સહિત




લેખક : વિનોદ ભટ્ટ

# ગુજરાત



દર મહીનાની તા. ૧૫મીએ પ્રકટ થાય છે.

## માર્ચ અંકમાં

શ્રી. કનૈયાલાલ મુનશીની નવી નવ[illegible]

# જય સોમનાથ

( ત્રીજું પ્રકરણ )

ઉપરાંત

હુલ્લડખોર ( નાટક ): ... રામચંદ્ર શુકલ

અડધે રસ્તે : વધુ રસિક સંસ્મરણો શ્રી. મુનશી.

ચીની યાત્રાળુ ( નિબંધ ) : ધનપ્રસાદ મુનશી

વિજેત્રી ( નાટક ): .... સનાતન બુચ

ગુજરાત અને તેનું સાહિત્ય...ભાનુશંકર બા. વ્યાસ
( એક સમીક્ષા )

કળા અને જીવન .... રમણિક અ. મહેતા

મહાગુજરાતનાં સંસ્થાનો : ડુંગરસી ધરમસી સંપટ

ઉપરાંત

સુન્દરમ્, બેટાઇ, સ્વપ્નસ્થ, પૂજાલાલ, વગેરે કવિઓનાં કાવ્યો, નવું સાહિત્ય, તંત્રસ્થાનેથી વગેરે વગેરે.


આદ્યતંત્રી :
શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી
સાહિત્ય સંસદ તરફથી

તંત્રી મંડળ :
શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે,
શ્રી. ધનસુખલાલ કૃ. મહેતા,
શ્રી. રમણ ન. વકીલ,
શ્રી. શંકરપ્રસાદ છ. રાવલ,
શ્રી. ભાનુશંકર બા. વ્યાસ.

●

વાર્ષિક લવાજમ :

હિન્દમાં : રૂ. ૫-૦-૦
પરદેશ : ૧૨ શીલીંગ

સંસદના સભ્યો માટે
લવાજમ : રૂ. ૪-૦-૦

●

કાર્યાલય :
૧૧૧, એસ્પ્લેનેડ રોડ,
કોટ, મુંબાઈ.

# એકદમ સસ્તા ભાવે પુસ્તકોનું વેચાણ

| ચાલુ કિંમત | પુસ્તકનું નામ | હાલ લેવાની કિંમત | ચાલુ કિંમત | પુસ્તકનું નામ | હાલ લેવાની કિંમત |
|---|---|---|---|---|---|
| ૩-૦ | વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્ર. | ૧-૮ | ૧-૮ | બાલવિજ્ઞાન ભાગ-૩ જો | ૧-૪ |
| ૦-૩ | નળદમયંતી | ૦-૨ | ૦-૯ | ચતુર વધીંડ | ૦-૬ |
| ૦-૩ | બાલકાવ્યો | ૦-૨ | ૦-૭ | સારી રીતભાત | ૦-૫ |
| ૦-૫ | શ્રેષ્ઠ સલાહકાર—૧ લો | ૦-૭ | ૦-૧૨ | વીર કથાઓ | ૦-૬ |
| ૦-૬ | " —૨ જો | ૦-૩ | ૨-૦ | અર્વાચિન સાર્વજનિક પુસ્ત. | ૧-૦ |
| ૦-૧૧ | મધુમક્ષિકા અને ભ્રમર | ૦-૫ | ૦-૬ | વીર અભિમન્યુ | ૦-૪ |
| ૦-૧૪ | ઉત્તર હિંદુસ્તાની સંગીતનો ઇતિ. | ૦-૭ | ૦-૬ | જીવરામ ભટ્ટ | ૦-૪ |
| ૩-૦ | શ્રી કવેંદ્રનું આત્મચરિત્ર | ૧-૮ | ૨-૦ | ફુલછાબ | ૦-૧૦ |
| ૦-૪ | ઘરમાં રમવાની રમતો | ૦-૩ | ૧-૮ | સોળ સુંદર વાતો | ૧-૦ |
| ૦-૧૩ | કેટલાક રોગો—૨ જો | ૦-૬ | ૦-૫ | બાપુની કૂચ | ૦-૩ |
| ૧-૧ | પ્રગતિને પંથે | ૦-૮ | ૨-૦ | વિનોદવાટીકા | ૧-૦ |
| ૦-૧૧ | ભૂરચના | ૦-૫ | 1-8 | Flowers of Life | 1-0 |
| ૦-૧૪ | માનસશાસ્ત્રની દૃષ્ટિએ શિક્ષણ. | ૦-૯ | ૦-૧૨ | ધર્મોપદેશ | ૦-૬ |
| ૧-૫ | રોગ અને આરોગ્ય | ૦-૧૦ | ૦-૧૦ | રસહાર | ૦-૫ |
| ૦-૧૩ | માટીનો પ્રાકૃતિક ઇતિહાસ | ૦-૬ | ૧-૦ | અ. સૌ. કુમારી | ૦-૧૦ |
| ૧-૧ | લગ્ન અને ભવિષ્યની માતા | ૦-૮ | ૨-૮ | વિનોદવિહાર | ૧-૮ |
| ૧-૧ | વિદ્યાશાળા | ૦-૮ | ૨-૮ | ઓલીઆ જોશીનો અખાડો | ૧-૮ |
| ૦-૧૧ | શિક્ષણનો શાસ્ત્રાર્થ | ૦-૫ | ૦-૧૦ | મદનમંદિર | ૦-૬ |
| ૦-૬ | સિંહ | ૦-૩ | ૨-૦ | એલ્વા એડીસન (ઑગ્લે કૃત) | ૧-૨ |
| ૦-૧૨ | હિંદના ઇતિહાસની વાતો | ૦-૬ | ૧-૧૨ | યુરોપના શિક્ષણસુધારકો | ૧-૩ |
| ૦-૨ | છાત્રોને | ૦-૧ | ૧-૮ | ધર્મોની બાલ્યાવસ્થા | ૧-૦ |
| ૦-૧૪ | આહારશાસ્ત્ર | ૦-૭ | ૧-૦ | કેટલાક રોગો ભા. ૩ જો | ૦-૧૧ |
| ૦-૧૪ | બાળકેળવણી | ૦-૭ | ૧-૬ | વિપતત્ર | ૧-૦ |
| ૧-૮ | દૈવાસિક ન્યાયમાળા | ૦-૧૨ | ૦-૧૩ | વીરશૈવ સંસ્કૃતિ | ૦-૮ |
| ૧-૨ | મોન્ટેસરી પદ્ધતિનો આત્મા | ૦-૯ | ૦-૧૩ | સહકાર મિમાંસા | ૦-૮ |
| ૦-૧૨ | તારાશાસ્ત્ર | ૦-૬ | ૧-૮ | અમેરિકાનાં સંયુક્ત રાજ્યો | ૧-૦ |
| ૦-૬ | રામાયણ રહસ્ય | ૦-૩ | ૧-૦ | કુદરતનું અવલોકન | ૦-૧૦ |
| ૦-૬ | બાલરામાયણ | ૦-૩ | ૦-૧૩ | નાકસેવન અથવા બાષ્પસેવનવિધિ | ૦-૮ |
| ૦-૮ | હારપિંજર | ૦-૪ | ૦-૧૪ | મહાસાગર | ૦-૮ |
| ૦-૫ | આંખોની ઓળખાણ | ૦-૨ | ૨-૪ | વિજયમંત્ર અને કુતેહની ચાવી | ૧-૮ |
| ૦-૬ | કુમાર વીરસેન ભાગ—૨ જો | ૦-૪ | ૧-૧૪ | રાજા છબીલારામ બહાદુર | ૧-૨ |
| ૦-૫ | પરિમલ. | ૦-૩ | ૧-૧૪ | કરાંચીમાં નવચેતન | ૧-૨ |
| ૦-૮ | બાલવિજ્ઞાન ભાગ-૨ જો | ૦-૧ | | | |

લખો:—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦ રાવપુરા, વડોદરા

મુદ્રક • ધનશંકર શુક્લ
પ્રભાત પ્રેસ • ડેન્સો હોલ • કરાચી

# ઊર્મિ

પ્રકાશક • ભૂપતરાય ગો. દવે
ઊર્મિ કાર્યાલય • ડેન્સો હોલ • કરાચી

વર્ષ ૫મું
અંક ૫મો

સળંગ અંક
૫૩

## અનુક્રમણિકા



તંત્રીઓ: ઊર્મિ મંડળ

| | |
|---|---|
| એલ. કે. મેઘાણી | ૧૪, અમરતલા સ્ટ્રીટ, કલકત્તા |
| આર. આર. શેઠની કું., | પ્રિન્સેસ ,, મુંબઈ— |
| શ્રી. જમનાદાસની કું., | ,, ,, |
| એન. એમ. ત્રિપાઠીની કું., | ,, ,, |
| ગાંડીવ લવાજમ એજન્સી | હવાડીયો ચકલો, સુરત |
| પુસ્તકાલય સ. સ. મંડળ લી. | રાવપુરા, વડોદરા |

વાર્ષિક :::: લવાજમ :::: રૂપિયા ચાર

# ओम्

वन्देमहि च तां वाणीं अमृतां आत्मनः कलाम्

# ઊર્મિ

વર્ષ ૫મું · ભાષા અને સાહિત્યનું માસિક · ફાગણ ૧૯૯૨ · અંક ૫મો

## અ સ્મ દી ય મ્

### અપરસરચના-('વજો તાંતરિયો')

'વજો તાંતરિયો' નામે અશિષ્ટ બાબતને અમારે ફરીને અડવું પડે છે, સહયોગી 'ગુજરાત'ના તંત્રીપંચે, અમે આગળ (ઊર્મિ, પોષઅંક) એ વિશે જે લખ્યું તેના અર્થનો વિપર્યય કરી નાખ્યો છે (ફેબ્રુઆરી, પૃ. ૫૫૧) તેટલાં જ કારણથી. 'વજો તાંતરીઓ' માટે 'દેડકાની પાંચશેરી' કરતાં વિશેષ બચાવ એમની પાસે ન હોય તો તો એ તંત્રીપંચ અને અમે એકમત છીએ. કટાક્ષલેખ રમૂજવાળા હોય કે બીજી તરેહના હોય, કટાક્ષકારને માથે કોઈ મર્યાદા જ નથી, કટાક્ષ સામે મર્યાદાભંગનો દોષ આવી જ ન શકે, એવો અમારો મત છે નહીં, એવો મત અમે કદી સ્વીકારી શકીએ નહીં; અને શિષ્ટ ગુજરાત રમુજપ્રીતિને પૂરેપૂરું વળગીને પણ, કટાક્ષલેખો માટે આવી અમર્યાદા નહીં જ સ્વીકારે એવું અમારું માનવું છે. એ 'દેડકાની પાંચશેરી' વિશે પણ એક શિષ્ટ ગુજરાતીએ મત ઉચ્ચાર્યો તે તેમનાં ભાષણોનાં પ્રકાશનમાંથી અહીં ઉતારીએ છીએ.

"અનુચિત પરિહાસો અટ્ટહાસોપહાસો
અગર કવિ અરિસ્ટોફેનિસે તો વધાર્યા,
નથી રસ તદપી એ શુદ્ધ, કે શિષ્ટ શ્રોતરે,
[1] અપરસરચનાએ માત્ર રાચે કુપાત્ર."

તો એવી 'અપરસરચના'નો પ્રથમ ભાગ પ્રગટ કરવા માટે 'ગુજરાત'નો બચાવ આટલો જ જણાય છે કે પછીના બે ભાગ 'કૌમુદી' અને 'માનસી'માં આવવાના છે. છપાતાં પહેલાં જ એ બન્ને ભાગ આ પહેલા ભાગ જેવી 'અપરસરચના' હશે કે યોગ્ય મર્યાદાની અંદર રહેલી કટાક્ષરચના હશે, તે તો અત્યારથી કેમ જાણી શકાય?

આ કથાનો સત્કાર ત્રણે પત્રોએ 'ખેલદીલી' થી કર્યો છે એમ 'ગુજરાત' જણાવે છે. અમે તો ગુજરાતથી સેંકડો માઇલ દૂર બેઠા છીએ તેથી ત્યાં કેવા ખેલ રમાય છે તેની અમને શી ખબર પડે? તેમ વળી આ ત્રણે પત્રકારોની 'ખેલદીલી' કેવી છે તેનું માપ તો આ ત્રણે ભાગો પ્રસિદ્ધ થઇ રહે ત્યારે નીકળે. પણ હાલ તરત તો અમે આટલું કહી શકીએ છીએ. આ 'ખેલદીલી' શબ્દના બે અર્થ થાય (૧) sportsmanlike spirit અને (૨) દ્વિઅર્થી ભાવવાળું દીલ. 'ગુજરાત'ના મતે ત્રણે પત્રો આ વાતને પહેલા અર્થમા લે છે, પણ અમને એમાં બહુ સત્ય જણાતું નથી. ત્રણમાંથી એક પત્ર, 'ગુજરાત' એને બીજા અર્થમાં લે છે એમ માને છે એની અમને ખબર છે, તો બીજાં બે કયા અર્થમાં લે છે એને વિશે અમારું મન શંકાશીલ તો છે જ. આથી જ અમે કહીએ છીએ કે આવા ખેલ સાહિત્યની પવિત્ર ભૂમિ ઉપર ન રમાય તો સારું. 'ગુજરાત'ની એજ નોંધમાં લખ્યું છે કે—"ઊર્મિને ઉપદેશ જ કરવાની ખાહેશ જ હતી તો આ પ્રસંગને અંગે પ્રસિદ્ધ થયેલી બીજી બાબતોને લઇને તેમ કરવું જોઇતું'તું." "આ પ્રસંગને અંગે પ્રસિદ્ધ થયેલી બીજી બાબતો" કઇ ભલા? 'વજ્રે તાંતણિયો'માં જે બાબતો ગુંથી છે એજ એ 'બીજી બાબતો' ખરીને? બીજી બાબતોમાં સ્પષ્ટ પણે સામસામા પક્ષવાળા લખનાં, તેમાં અમને તામસી તત્વો જણાયાં હતાં તે અમે આગળ બતાવ્યાં જ છે. પણ 'આ બાબત' માં તો નીચા કટાક્ષનાં ઓઠાં નીચે ગંદુ માનસ જ અમને દેખાણું તેથી અમારે એમ લખવું પડ્યું છે.

આ વાતમાં 'રમુજનું ઝરણું' વહે છે એવું ભાન અમને, 'ગુજરાત'નું પાછલું પાનું વાંચ્યું ત્યારે જ થયું એમ અમારે કબુલ કરી લેવું જોઇએ. 'શ્રી. ચન્દ્રવદન મહેતાનું 'રમુજપ્રિય માનસ' અમે નથી સમજી શક્યા તેમાં અમારી સમજણશક્તિનો અભાવ છે કે એ વાતમાં રમુજનાં તત્વોનો અભાવ છે એને વિશે અમે પોતે કંઇ કહીએ તેનાં કરતાં, ઊર્મિમાંનાં અમારાં એ લખાણ પછી અમને મળેલા કાગળોમાંથી કેટલાકના ઉતારા નીચે આપીએ એ જ અમને વધુ યોગ્ય લાગે છે.

૧. છેલ્લી લીટી કાઢી, બાઆંમાં અમે નકી છે.

"—વિષે તમે જે માઝા મૂક્યાની ટકોર કરી છે તે પરત્વે કોઇકે કાન આમળવાની જરૂર હતી જ, તે તમે નિખાલસતા ને નીડરતાથી કર્યું—અભિનંદન."

"ઊર્મિમાં ગુજરાત વિશે વાંચી ઘણો આનંદ થયો. આપણાં માસિકોએ ચર્ચામાં સભ્યતાની મર્યાદાઓ જાળવવાનું અને ચર્ચાઓમાંથી અંગત તત્ત્વને દૂર રાખવાનું શીખવું જોઇએ. તમે વિરોધ કર્યો તે યોગ્ય જ કર્યું છે."

"તમારા છેલ્લા અંકમાં ગુજરાતને આપેલો ઠપકો બહુ યોગ્ય અને તકસરનો છે. સારાં માસિકોમાં પણ ગમે તેવાં ગંદા લખાણ કરે અને કોઇ બોલે જ નહીં! .....તમે ઠીક મર્યાદા જાળવી ઠપકો આપ્યો છે."

'ગુજરાત માઝા મૂકે છે' એ તો 'વજ્ર તાતરીયા' જેવા નીચી કક્ષાનાં લખાણ ઉપર વાર્તિકની ગરજ સારે છે."

"ગુજરાતે માઝા મૂકયા વિશેની તમારી નોંધ વાંચી. એ કહેવાતી 'સાહસકથા' માટે સબળતાથી વાંધો ઉઠાવનાર એકલું 'ઊર્મિ' જ છે. વાઙ્મયપ્રદેશનો એક કાર્યકર ગમે તે વિશે એવું લખે કે છાપે તે આખું ય ગુજરાત મૂંગે મોઢે સહી લે તેમ નથી એ તમે સ્પષ્ટપણે બતાવી આપ્યું છે[૨]."

પહેલાં તો અમે આ પત્રો વાંચીને આશ્ચર્યમાં પડી ગયા હતા. અમે એવો તે કયો વાઘ મારી નાખ્યો, જે આ બધા અમને અભિનન્દન આપે છે? સત્યને ખાતર એટલું લખવાની અમારી ફરજ હતી એમ અમે માન્યું હતું, તેથી એ લખાણ લખીને અમે કોઈ મહાન વિજય મેળવ્યો છે એવી અમારી વૃત્તિ નથી જ થઇ. 'ગુજરાત' 'કૌમુદી' અને 'માનસી'ના સંચાલકો સાથે અમારે સારો ગણાય તેવો મિત્રભાવ છે, અને એ લખાણમાં અંગત વૃત્તિથી અમે જરાય તણાવા નથી. અને આ બધું અહીં ફરીતે લખવાની જરૂર પણ અમને દેખાતી નહોતી, પણ 'ગુજરાતને' અમારી 'સમઝફેર' થઇ છે એમ લાગે છે તેથી જણાવવું પડે છે કે એવી 'સમઝફેર' અમારી એકલાની નથી થઇ.

કહેવાની જરૂર છે કે આ પત્રોના લખનારાઓ ગુજરાતના સમર્થ વિવેચક-વિચારકો છે, અમને એમના અભિપ્રાય વિશે હંમેશાં બહુ માન છે, અને ગુજરાત આખું એમના તરફ માનની દૃષ્ટિથી જુવે છે એની અમને ખબર છે. આવી માનનીય વ્યક્તિઓના અભિપ્રાયો અમે એટલા માટે ટાંકયા છે કે 'ગુજરાત'ને પોતાનાં પેટમાંથી જાગરાનો

૨. અહીં અમારે જાહેર નિવેદન કરવું છે કે ગુજરાતનાં બીજાં સામયિકો આ બાબતમાં મૌન સેવે છે તે યોગ્ય નથી. આ બાબતમાં જેને જે લાગ્યું હોય તે પ્રસિદ્ધ કરવાની સહુ કોઇ પત્રકારની ફરજ છે. અમે લખીએ છીએ એ જ સાચું છે એમ અમે હઠ પકડતા નથી, પણ ભિન્નાભિન્ન સત્યાસત્યની ખબર તો એ વાત વિશે બધા પત્રકારો પોતપોતાનો મત દર્શાવે ત્યારે જ ખબર પડે.

પ્રસંગ મળે. 'વજ્રે તાંતરિયો' ને રમુજી કટાક્ષરસના સમજનારા એના તંત્રીઓએ જાણવું જોઇએ કે 'ઊર્મિ' સિવાય બીજાઓને પણ એ લખાણ 'નીચી કક્ષાનું' લાગ્યું છે.

## એક નવીન સ્પર્ધા:

'પુસ્તકાલય' માસિકના તંત્રીએ 'એક નવીન પરીક્ષા' કરવાનું ઠરાવ્યું છે. તેના 'હીરકમહોત્સવઅંક'ના જૂદા જૂદા લેખોમાંથી અમુક અમુક અવતરણો તેમણે છાપ્યાં છે. આ અવતરણો એ અંકનાં કયે પાને આવે છે, એ અવતરણવાળા લેખનું મૂળ નામ શું છે, એના લેખકનું નામ શું છે તથા એ લેખક વિશે વાચક વધુ શું જાણે છે અને એ અવતરણમાં આવી જતાં મન્તવ્ય વિશે વાચકનો શો મત છે, આવા પ્રકારના આ નવી પરીક્ષાના મુદ્દા છે. સફળ થનારમાંથી પહેલા ૧૧ ને કૂલ ૨૧) રૂ.નાં પુસ્તકો ઇનામમાં અપાશે.

અમને લાગે છે કે આમાં પરીક્ષા કરતાં સ્પર્ધાનાં તત્ત્વો વધુ છે. આ સ્પર્ધાથી એ અંક બરાબર વાંચવાને વાંચકો પ્રેરાય એ એક હેતુ સરે. એને લીધે એ અંકનો ઉઠાવ વધારે થાય કે નહીં તે તો કહેવાય નહીં. પણ પ્રશ્ન એ છે કે આવી જાતની સ્પર્ધા આ માસિક કે બીજાં માસિકો કરાવે તે યોગ્ય છે? અમને આમાં ખાસ અનિષ્ટ તત્ત્વ નથી દેખાતું. ઉલટું, તે તે માસિકના વાચકોમાં માસિકવાંચનનો શોખ તેમ જ માસિકનાં અગત્યનાં વિધાનો ઉપર વિમર્શન કરવાનો મહાવરો વધે એ આવી સ્પર્ધાનું સારૂં પરિણામ છે. એટલે આ 'નવી પરીક્ષા' માટે અમે 'પુસ્તકાલય' ને અભિનન્દન આપીએ છીએ. આમ અમે આ પરીક્ષા પાછળના હેતુ અને આદર્શને આવકારીએ છીએ ખરા. પણ એનું ધારેલું પરિણામ આવશે કે કેમ તેને વિશે અમે શંકાશીલ છીએ. શંકા એવી રહે છે કે આવી ઇનામી હરિફાઇમાં ભાગ લેનારાઓ ઘણેભાગે ઇનામને લીધે જ હરિફાઇમાં ઉતરશે. વળી અમુકઅમુક મતનાં પ્રચારકાર્યનાં સાધન તરીકે પણ આવી હરિફાઇનો ઉપયોગ થવાનો ભય છે. માસિક પોતે જ પ્રચાર માટે છે, તેથી એમાં પ્રતિપાદિત કરેલા મતનો પણ પાછો પ્રચાર કરવામાં બહુ સાર નથી.

## એક ટૂંકો ખુલાશો

ઊર્મિના પોષઅંકમાં અમે શુદ્ધ ઉસ્તાદી રાગનાં ગાયનો હવે રચાતાં નથી તેને વિશે કેટલીક ચર્ચા કરી હતી. એ બાબત રા. સાહિત્યપ્રિય ને (પ્રજાબંધુ, ૧લી માર્ચ) વિવાદાસ્પદ લાગી છે, અમારે એટલું જ કહેવું છે કે રાસગરબીદેશી વિશે અમારૂં એ લખાણ ન્હોતું, એ હતું ઉસ્તાદી રાગોનાં ગાયનો માટે જ. આ દૃષ્ટિબિન્દુએ અમારી એ ચર્ચા વિવાદાસ્પદ નહીં રહે.

# નરમેધયુદ્ધ

લલિત

શૂરવીરનરો યુદ્ધે ઝૂઝે પરસ્પર હિંસકો–
જીવિતવીરતા હિંસા માને સ્વજાતિ વિઘાતકો–
પ્રબલ પુરુષો જીત્યા હારે પરાક્રમકારકો:
બલહીન શિશુ નારી ત્રાસે અનાથ સહે દુ:ખો !

સચર અચરે પૃથ્વી સૌની ધુમે ધરી સર્વને–
નિજ ધરી પરે નાચે, રાસે રવિ–ફુદડી ફરે:
શરીર વિલસે એવાં પુણ્યે, મનુષ્યો તું થનગને–
વિભૂતિરૂપ તું આકર્ષાતાં ધરાપરિધે રમે !

સજીવ મહીં તું બુદ્ધિભાવે રસોજ્જ્વલ શું નથી ?
સચિવ પ્રકૃતિનો તું છે તો કરે તું હિતે રતિ–
તુજ કૃતિકલા શૃંગારે જો ! લગીર ધરાતલે:
કયમ પ્રકૃતિશો સત્ત્વે સ્વત્વે સદાત્મક તું ન રૂડે ?

ઘટિત ઘટના કાં તોડી તું ઘડીક જીતી મરે ?
અમીરસ પીવા સર્જ્યાં સૌ સ્વજન્મભૂમિ ઉરે:
સઉ જીવિતને લંબાવે તું નિમિત્ત બની જગે–
પ્રભુ પ્રકૃતિને પ્રાણી ભૂનાં પૂજે મનુ દેવને !

પરિચરણથી પુષ્ટિ ધાતી: અહિંસક માનવી !
પ્રણયકરૂણાને વાત્સલ્યે રહે ભવ જીરવી:
શિશુ જનની ઓ ! સહયોગીઓ ! સહો વચમાં ઝૂઝી–
રૂધિર દીનને, છંટાશે હા ચિતા નરમેધની !



# વૃદ્ધનું સ્મિત

ઉમાશંકર જોષી

• માલિનીમંદા •

ધસમસ ભરતીએ ભૂમિથી માથું ઝીંકી,
જળ નિજ લઈ વાળી ઓસરે સિંધુરાજ
દૂર ક્ષિતિજ સ્ફુરે ત્યાં ફેનની સૌમ્યરેખા
ક્ષણભર ભુલવીને હારની મૃત્યુમૂર્છા.
પણ પલક પૂરી એ એટલી તો ભરીને
સ્મિત ઉદધિનું સોહે ઘેરું મીઠું જ એવું
કે ભાવિના શતશત અર્જ્યોનાય શામે વિષાદ.

ગગન બધું દબાવી મેઘઓથાર જામે,
તિમિર મહીં ધ્રુજીને વીજળીયે લપાયે.
ગરજી ઘુરકી મોજે લેટતાં વાદળોમાં
કહીં અદીઠ ખૂણે ત્યાં તારલી કો ટબૂકે.
હતી-ન-હતી ક્ષણેકે તો થતી કિંતુ એક
પલક મહીં પ્રભાની નિર્ઝરીશી વહી રહે
ને આશાનો પથ પ્રલયમાં આંકી દે વજરેખે.

સમુદરનું મને એ સાંભર્યું ઓટહાસ્ય,
ગગનમુખ સુહાતી સાંભરી તેજબીંદી,
પ્રલયતણી વ્યથાનો ઘોર ઓથાર દાબી
સ્મિત ક્ષણ ફરકંતું વૃદ્ધનું જોઇ આજ.
પલક મહીં વિલાઇ ના હતું થૈ ગયું છો,
મુજ હૃદય પરે એ વજ્રલેપે રસાયું,
શોકોલ્લાસો તણી સ્મૃતિ મહીં હીંચતું પુણ્યજાયું.

સ્મિત શિશુકુપળોનાં ખંજનોથી સુહાતાં,
નયન ભરી પીધાં'તાં —ના સ્મૃતિથી ભુંસાયાં.
હૃદય ભરી દીઠાં'તાં ઓષ્ઠનાં પલ્લવોમાં
સરી ચમકી છુપાતાં-કન્યકાનાં સ્મિતો યે.
સ્મિત કરચલીઓમાં જોયું કિંતુ અપૂર્વ;
ભરી જ મુકત ભાથે, હોત હું પંચબાણ.
બાણે બાણે જરઠ સ્મિતનું પાઈ રૂંઢે રસાણ.

સ્મિત અજર નિહાળી વૃદ્ધની જીર્ણ આંખ,
મરણ પર નિહાળું જીત એ જિંદગીની.
પ્રલય ભણી ધપંતાં મૃત્યુને ભેટતાં યે
ફરી ફરી ફરકંતાં છે સ્મિતો સર્જનાશા.
જરઠ! તુજ સ્મિતે મેં ભાવિનાં, પૂર્વજોનાં,
વળી પુરવજન્માયાં સૌ યુવાયૌવનાનાં
જોયાં ચારૂ સ્મિત પ્રણય પ્રેર્યાં અને નેણ મ્હોયાં.



## પદ્દધ્વનિ—

### સન્ધ્યાના કે સોણલાના ?

ઋતુનાં કુસુમાકરઃ

કુલોના નિશ્વાસો કરૂણ ડુસકાં તારક તણાં,
અને મંદાક્રાન્તો ગિરિ ઝરણનાં ક્લાન્ત શમણાં,
પડી ભૂલી જાણે અનિલ લહરી સૂ સૂ ફુંકતી,
વિલાપોનાં ગાનો પરભૃત કરૂણા ટહુકતી !

દિશાઓ રંગાઇ લલિત ભભુકે ઇન્દ્રધનુને,
હવાં રૂહેશે છાઇ, રજનિ તિમિરે સાન્ધ્ય તનને,
નહીં ક્યાંયે ઝાંઇ, અમર દ્યુતિની શ્યામ પડદે,
ગઈ સંકેલાઇ, ભભકરમતો ધ્વાન્ત હૃદયે.

પડી આ શું ક્લાન્ત, પ્રકૃતિ સઘળી મૂર્છિત ઢળી,
અરે આ શું ધ્વાન્ત, પ્રસરી દ્યુતિ દેશે સહુ દળી,
અને મ્હારે સ્વાન્ત, પ્રભુ પ્રભુથી આ શી જવનિકા,
સુને આ એકાન્ત પ્રમુદિત હૃદે શી રજનિકા !

ગઇ વેરાઇ ક્યાં મુજ હૃદય આનન્દકળિકા,
ગઇ ઢોળાઇ ક્યાં અમર સુરભિ એ કુસુમિકા ?
વિષાદોના ચાદો તિમિરમય વાતાવરણમાં,
રાગે ઘેરાં ગાને કરૂણ રવ અંતઃકરણમાં.

સરોદે આ ગોઠા ઉરમંહી શું ઉન્માદ ઉભરે,
અને જાગી જૂની સ્મૃતિ નયનમાંહી તરવરે.
ડુબે આ શાં સ્વપ્નો, સ્વરલહરીના મંદ ધ્વનિમાં
સ્મૃતિના જાગી કૈં પ્રતિધ્વનિશું ડૂબે અવનિમાં?

હવામાં શી ઝાંખી, સુભગ વિરલાં શાં દર્શન થતાં,
અનેરાં કો દૈવી અશિપદ ધ્વનિ સ્પર્શન થતાં,
મીઠાં ચારૂ સ્વપ્નો હૃદય અલકાનાં વિરમતાં.
ફિરસ્તાના જાણે વિરલ પદ ઘોષો ડુબી જતા!

✿

## પાવાગઢ

### નન્દકુમાર પાઠક

(શિખરિણી; ઉપજાતિ)

સૂણું શૈલે શૈલે શ્રવણ વીંધતા કાળપડઘા,
નિહાળું છું વૃક્ષે, વિટપ વિટપે કાળપલ્લટા;
હતી ત્હારી શોભા, સહુ હતું, ગયું કાળનદમાં,
નમેરા ઘા ઝીલ્યા ક્રૂર, અસહ એ દૈવ રૂદતાં.

ધસે છે વેગે તું અવિરતગતિથી જગતમાં,
નથી કોઇ એવો સ્થિર રહી શકે ઘોર નદમાં;
ફૂંફાડા તું મારી વિષધરસમો નાશરૂપમાં,
પ્રભુ જેવી ત્હારી ગતિગહન ઓ કાળ જિગમાં.

ઘડીમાં: ડૂબાવે રમણીયસ્થળો નાશજળમાં,
ડૂબાવીને તારે સ્થળઅતિજૂના એકપળમાં,
નથી જોયો, જાણ્યો પથ જીવનમાં માનવી તણો;
નથી જ્યાં વેરાયા સ્મિત ન તવ ક્રોધાગ્નિજ્વલતો.

નિહાળું છું જ્યારે તવ જગજૂની તાંડવલીલા,
અને ઘેરા ઘેરા નૂપુર ઠમકા પાય પડતાં;
અમારા શોભન્તા જીવનક્રીડા! નાદપડઘા
અનાદી ત્હારા એ જગતભરતા નૃત્યજ તણા.

કૃપા ત્હારી તે છે મધુજીવનના સ્મિતનર્તનાં,
ભરાતાં તું રોષે કટુજીવનમાં અશ્રુખરતાં;
રમાડે છે હર્ષે ભવપટપરે ચિત્રસમ તું,
હશે જન્મ્યું, જીવ્યું જીવન જગનાં કાળપરનું!

શિશુપણાની શુચી ભાવનાઓ,
સિન્ધુસમી યૌવન ખેલનાઓ;
જતાં બધું ઘોર જરા જમાવે.
વિકાસમાં બીજ વિનાશનાં છે.

ખીલી કળી કોમળ શાન્ત ખેલે,
પ્રફુલ્લ થાતાંજ પરાગ વેરે;
ખરી જતી એ ક્રુર કાળ વેગે,
વિકાસ શું મૃત્યુ ભણી ગતી છે?

વિરાટ આ ખેલન ક્રુર વિશ્વે
ન કાળ! ત્હારાં શમશે! જરાયે?
: અખંડ વીંઝે; તવ વજ્રપાં ખો
શેં રોષ એવો ઉરમાં ભરાયો?

ઓછાં પડયાં માનવી કાજ દુઃખો
તેથી કરે વિશ્વ મહીં વધારો !
જે ભાવના ભવ્ય ઉરે છૂપી છે
કલ્યાણની માનવવંશ કાજે !

(૨)

પ્રભો ! દુઃખો ઝાઝાં સુપ્પન ટકતાં ઝાકળ સમાં,
મ્હને લાગે લાંબી રજની જગતે દિન કરતાં;
અસૂયાના ગાજે નદ ઘૂઘવતા ઘોર જગમાં,
અને વ્હેતાં વ્હેણાં પ્રણયજલનાં કોક સ્થળમાં.

વિધાતાએ મૂક્યા દિનરજનીના રંગ જગતે,
મનુજે આલેખ્યાં શુભ અશુભ ચિત્રો ભવપટે;
અને દુષ્કૃત્યોની ઝડી વરસતાં માનવી તણાં,
ભૂંસાઈ જાયે એ શુભ, અશુભને મૃત્યુ નથી હા!

(૩)

પતાકા શાન્તિના પ્રણયી ઉરની ખેલન ભૂમિ!
અને લ્હેના કાળા કુટિલઉરની કોપનભૂમિ!
હજારો દૈપાના મરણતણી સંહારપ્રતિમા!
નથી ત્હેં શું દીઠું? નથી અનુભવ્યું? કાળજળમાં!

મધુરી આશાથી ઉરધબકતાં સુન્દરી તણાં,
પિયુ જોતાં મુખે સ્મિત ચમકતાં વ્હાલપભર્યાં,
મીઠાં વેરાયેલાં પ્રણયસ્મરણો પ્રેમીઉરનાં,
ગયાં ક્યાં ચાલી સૌ? ગતજીવન ક્યાં ગૌરવભર્યાં?

(૪)

અહા સામે ભાનુ અમરપથનો પાન્થ ઉગતો
હતો ત્હારે ભાનુ વિભવજ તણો એમ ચડતો;
અને મધ્યાહ્નને એ સૂરજ તપશે તેજ ભરતો,
હતો એવો ત્હારા જીવનમહીં મધ્યાહ્ન તપતો.

જશે અન્તે ડૂબી ક્ષિતિજસરમાં સૂર્ય સરતો,
અરે એવો તારો દિનકર ડૂબ્યો ભાગ્ય સરખો,
પ્રભાતે આ ભાનુ જગતિમિરનો નાશ કરશે
નહિ કોદી ત્હારો સૂરજ તવ સૌભાગ્ય ઘડશે!

(૫)

અરે! હર્ષાશ્રુનાં જગતરેલકે ચિત્ર ચમકે,
નથી શક્તિ કે કો નિયતપટના ફેરવી શકે;
ભલે ઘૂમે ગાજે વિષમઅનિલો શોક કર મા,
નથી ઉષાનાં પે સ્મતવિલસતાં યામિની વિના.

ફરી ત્હારા ભાલે કુમકુમલિપિ ભવ્ય દીપશે,
ધરી આવી શીળાં સ્મિતરૂદનને આવરી જશે.
કૃપાળીની આંખો પ્રભુતણી કૃપાદૃષ્ટિ કરશે,
અને ત્હારી શોભા ગત, ફરી ખીલી સ્મિત કરશે.

●

## રૂપરેખ

દુર્ગેશ શુક્લ

ને પોપચાં એ નયની ઉભી થઈ
સૌન્દર્યશક્તિ મુજ કલ્પના તણી,
ને મંજુ બંસીસ્વરથી વદી રહી.

'કહો ગીત આ મંજુલ, બાગમાંને
ગુલાબને આ ગમતું રૂડું સ્મિત,
આ મંજરી, આ મૃદુ કોકિલાસ્વર,

આ તેજનાં પૂંજ વહાવતી ઉષા,
ને સાન્ધ્યરંગો, રવિ ચંદ્ર તારલા
તણી પ્રભા– આપ પરે નિસર્ગ આ
પ્રસારતી રમ્ય કલા, સ્વિકારશો ?

'ને પુષ્પ આ માનવવંશ ખીલ્યાં,
સહી મૃદુ ઘોર ઝડી ઉમેલાં,
જે વૃદ્ધ આંખે સ્મૃતિભૂત કેરી,
યુવાઉરે ભાવિ જ્વલંતની તૃષા,
ને બાલનું નર્તન વર્તમાને,
એ ઝુંપડીને તટ ગૂઢ ઊભું
સૌન્દર્ય જે મંગલ સત્ય કુણું,
અદીઠ જે અંતર નિત્ય રૂહેતું
સૌન્દર્ય હૈયા તણું રમ્ય ભવ્ય
તે પુષ્પ આ માનવવંશ કેરું
ધરે, ગ્રહી એ કરશો કૃતાર્થ ?

મેં ગીત આવું મધુરું અધુરું
નિઃશબ્દ રાને, હૃદયે તુષાર શું
ઝમંત ઝીલ્યું, પગ થંભી, પેખી
સૌન્દર્યની સન્મુખ રમ્ય મૂર્તિ
પ્રગલ્ભ આવા શબ્દો કહું હું:

'બસ અંગ તારે અયિ સુંદરી ? બધું
સૌન્દર્ય શીદ; પ્રકૃતિસ્વરૂપમાં
કે માનવીના ઉરભાવને તટે
સૌન્દર્યની વ્યર્થ ન રેખ ગોતવી.

સુભગ અંગાંગ રચી સુરેખ તું
નિસર્ગનું નર્તન વિસ્મરાવતી;
ને ભાવરિદ્ધિ તુજ ભવ્ય ત્યાં ના
ઉભ્મા ચહું અંતર અન્ય કેરી.'

ત્યાં પોપચાં એ નચવી હસી ફરી
સૌન્દર્યરાશિ મુજ કલ્પના તણી,
વિલીન થાતી સ્મિતફૂલ વેરતી
ને મંજુ બંસીરવની સુધા વહી.

હું મુઢ શો વિસ્મયમુગ્ધ લોચને
રહ્યું નિહાળી રૂપની કલા શમી.

ને ત્યારથી જ,
બસ તે પછીથી,

પ્રફુલ્લતી આ પ્રકૃતિપ્રભા મહીં,
સૌ માનવીના ઉરભાવ કોમળે,
સુપુષ્ટ કે ખંડિત ગાત્રમાં યે,
ગુલાબ કે એકલ રાન પુષ્પે,
અણુ અણુમાં પસરી રહેલી,
સુવાસ મીઠી પમરી રહેલી,
સૌન્દર્યદેવી મુજ કલ્પના તણી
વિલોકિ, પાત્રી, ઉર ભક્તિથી ભરી
પૂજું, ધરું લોચન અશ્રુ પ્રેમથી.

હું માહરે લોચન ભાવ થાપું
ને વિશ્વ આખે રૂપરેખ પામું.

●

## દેવને પ્રશ્ન

પારાશર્ય

પાંખડીઓં હજુ બાળ પે
ઢાળે પંખી નિજ પાંખ.
ચચુમાં અન્ન ધરી ધરી

શિખવે ઉડવાના દાવ
હુંય હજી વિણુ પાંખ છું.

રખડી રઝળી દિન સાંઝના
વળતો બાળક ઘેર,
માને ગળે વળગી ખોળલે
ઉંઘે નિશ્ચિત એમ
ન્હાનો તારો હું ય બાળ છું.

પાંખ હજી ઊઘડી નથી
તું તો સીમ ગયેલ.
સાંઝ પડી, નહીં આવતો,
નિરખું ઓસરતાં તેજ
ભૂલ્યો શું પાંખમાં ઢાકવું?

રઝળી રખડી થાકથી
ચાહું, વળવા હું ઘેર.
તારે ખોળે દેવ પોઢવા,
પણ કાં મુજને ન તેડ ?
શાને વિસારે આ બાળને ?

●

# માનવવૃક્ષ

જનક
(મિત્રો)

ને ઝીલતાં અમૃતધાર ચંદની
વસંતના માદક વાયુ સંગ, સૌ
હસ્યાં હશે પલ્લવ, મર્મરો ધ્વનિ
કરી; અને રંગ છટા રૂપાળી
શિરે ધરી ઇન્દ્રચાપ કેરી
લસ્યાં હશે કોદિ; હશે, ઉષાનાં
રસાર્દ્ર ને શાશ્વત કાવ્ય માંહી,
શાખા, કુંણી કૂંપળ, પર્ણ, પુષ્પ
ડોલાવતાં કાય અભંગ તાને
આ વૃક્ષની, કોક સમે જરૂર. ૧૦

ને ગૂંથવા કેશકલાપ માંહી,
ચૂંટી હશે મંજરી કો વધૂએ;
સુકોમળી કો મદલોલ માધવી,
લિપટવા એકલતાય એની
હરી વીંટાતી કલ કોકિલાએ
કર્યાં હશે ઐક્ય વધાવવા એ. ૧૬

ને વૃક્ષ એ આંગણ આજ મારે
ઝડી સહી કાળ તણી અસહ્ય,
સૂકું, અટૂલું રસરાગ હીન
થઇ ઉભું લુપ્ત થવા પળે પળે. ૨૦

ઉદ્યાનમાં વિશ્વ તણા વિશાળ
મને થતું—
ન તુંય શું માનવવૃક્ષ જેવું ? ૨૩

કૌમાર્યની નિર્મલ, ભવ્ય ભાવના
અને યુવા—ની રસ રૂપ ઝંખના
ને પ્રેરણા મંગલ, વીર્ય, પ્રેમ
ભરી, ધરા શાં નિજ અંગઅંગમાં
લસે; તદા વજ્રપ્રહાર કાળનાં
પડે અને નિર્બલ ને વિરૂપ
બની, પડી આથડીને જરા—માં
નિહાળવા વૃક્ષની પેર નાશના
પડયો રહે અર્ધપથેજ માનવી ? ૩૨

આ પંથ શું ? જીવન શું ? શું કાળ ?
શું વિશ્વ આ સ્વપ્ન નિગૂઢ છે કો ?
નિસર્ગનાં તત્ત્વ નિસર્ગ બાલ
કને ન શું ભેદ કદીય ખોલશે ? ૩૬

અનંત ઊર્મિ ભરીને અગાધ
ઉલેચવો સાગર કેમ ખોએ ?
ને અગણ્ય વ્યોમ તણું વિશાળ
ડગૂમગૂ-? પાર શી રીત પામશે ?

દૂકા ? અજાણ્યા અહ ! જ્ઞાનથી એ
બન્ને, હું લઉં; તો નવ યોગ્ય એ કે

સંકોરીને જીવન જ્યોત 'જ્યારે
-અન્યોન્ય ભીડી 'બથ, દીર્ઘ નિદ્રમાં
શિરે ધરી સ્હોડ સુવર્ણ રંગની
સૂશું; તદા 'જીવનબાગ માંહી
'ઊકેલશું ભેદ શું 'વૃક્ષ ? માનવી ?

●

# પથ્થર ઘડજે રે

## જેઠાલાલ ત્રિવેદી.

પ્રભુ મને પથ્થર ઘડજે રે
નથી મારે હીરલો થાવું રે,
પ્રભુ મને પથ્થર ઘડજે રે.

હીરા બની મારે પેટી પડારે
રૂંધી ન મરવું તેજ;
પ્રભુ મને તેજ ન દેજે રે,
પ્રભુ મને પથ્થર ઘડજે રે,

પથ્થર ઘડજે ને ક્યાંય પટકજે
નદી સરોવર તીર;
મને સૌ પીડતું છોને રે,
પ્રભુ મને પથ્થર ઘડજે રે.

હીરા બની કોઇ એકજ નરકે
નારીને થાઉ દાસ,
પથ્થર થઇ પૃથ્વીની સેવારે,
કરી મારે લ્હાવજ લેવારે.
પ્રભુ મને પથ્થર ઘડજેરે.

તેજ હીરામાં ને ઝેર હૃદયમાં
ગમતું મને ના એમ,
પ્રભુ મને પથ્થર ઘડજે રે,
ઘડી મન ફાવે ત્યાં ધરજે રે.

પ્હાણને આપે પ્રભુપદ લોકો
હીરલે જડતાં અંગ
એમાંથી તું ઉગારી લેજે રે,
પ્રભુ મને પથ્થર ઘડજે રે.

પ્રભુ પદ કોઇને દેજે રે
મને તો તું પથ્થર ઘડજે રે
કહ્યું દેવ, આટલું કરજે રે,
પ્રભુ મને પથ્થર ઘડજે રે.

●

# વ્યસનપુરાણ

## વામવર્મા

અમારી ચાલમાં શામળ મ્હેતા વૃદ્ધ અને અનેક કારણથી ચાલીમાં સહુથી જુના વસનારા હતા. આ કારણમાં એક એ હતું કે ચાલીના મ્હેતાજીના એ સસરા થતા હતા. બીજું એ કે નવાબી નોકરીમાં ઘણાં વર્ષ કહાડયા પછી એમની પાસે પૈસાની સારી જેવી રકમ ફાજલ પડી હતી એમ લોકવાયકા હતી. અમે જે શામળ મ્હેતાની ઓળખાણ આપવા માગીએ છીએ તે જુની ઢબના, ભોળીયા, માયાળુ પણ જરા ઉગ્ર મીજાજના એક પાડોશી તરીકે અને રાતના ખાઈ પરવારી ગપ્પા મારવા બેસતી મંડળીના સર્વમાન્ય અને હંમેશના સરનશીન તરીકે છે. કુટુમ્બમાં પોતે, ઘરમાંથી અને મોટી ઉમરે થયેલ એટલે મ્હોંએ ચડાવેલ એમના ચિરંજીવી નવનીતરાય એટલાં હતાં. એમનાં કુટુમ્બની ખાસ ખ્યાતિ એ હતી કે ત્રણેય જણને જુદાં જુદાં પણ જીવનમાં ત્રણ વ્યસન એવાં તો વળગ્યાં હતાં, કે ઘણી-વાર એક યા બીજી ચીજ ઘરમાં થઇ રહી હોય તો ધમચકડી ઉડતી. મ્હેતા પોતે પાન સાથે તંબાકૂના પરમ ભક્ત હતા. એમનાં ઘરમાંથી—અમે સહુ ન્હાનાં મ્હોટાં એમને કાકી કહેતાં—વજર વગર જીવી ન શકતાં અને નવનીતરાયને ચાના ઉકાળા બેએકવાર દિવસમાં ન મળે તો વળગણીયે નાખેલાં નાતનાં પોતિયાં જેવા થઇ જતા, જો કે ચા ઉપરાંત પિતૃપક્ષે તમાકુનો અને માતૃપક્ષે વજરનો પણ એમને જીવતે વારસો આપ્યો હતો. આ વ્યસન-ત્રિપુટીનો આવો ત્રિવેણીસંગમ થવા માટે અમારી ચાલીના બટકબોલાઓ શામળ મ્હેતાના ઘરને પ્રયાગરાજ કહેતા અને અવારનવાર એ તીર્થના યાત્રાળુ બની ત્રણમાંથી એક યા બે પુણ્યસરિતાનો લાવો લઇ લેતાં. માત્ર જેમ સરસ્વતી ગુપ્ત વહે તેમ કાકી પાસેથી કોઇ વજરની ચપટી પામતું નહિ અને એમના હાથમાં ન હોય ત્યારે વજરની ડાબલીનો કોઇને પત્તો પણ મળતો નહિ એ હકીકત એમના ઘરને આપેલી પવિત્ર ઉપમાને પૂર્ણ બનાવતી.

એક રાતે રોજ કરતાં જરા વધારે લ્હેરમાં હોવાથી મ્હેતાને આ વિષયમાં કોઇયે વધુ પડતું કહેવા માંડયું ત્યાં મ્હેતા જરા ટટાર થઇ વ્યસનો વિષે સામાન્ય અને તંબાકુ વિષે ખાસ વિવેચન કરવા લાગ્યા. મ્હેતા હંમેશ કંઇ રમુજી અને જાણવાજોગ બોલતા એટલે તુરતજ એમની આસપાસ એક ઉત્સુક તમાશબીન આલમ ખડી થઇ ગઇ.

"એ હાંભળ" મ્હેતા પેલા બટકબોલાને ઉદ્દેશીને પણ પાસે ઉભેલા અને જમ-વાનું મોડું થતાં હજુ ઓરડીમાં રહી ગયેલા બધા સાંભળે તેવા બુલંદ અવાજે બોલ્યા. "કેદીનો મને હેરાન કરછ તો ખામોશ પકડ ને તને કંઇ બે દુરચંદેશી હંભળાવું" અને પછી મ્હેતાએ વ્યસનપુરાણ આરંભ્યું.

જાણે આજકાલના જુવાનોને કાંઇ ખાધું પચે નહિ એટલે સના થઇને ડંફાસ મારે. પણ વ્યસનના ફાયદા કોઈ પુછેછ? જો એક હતો ખેડુ. વખત આવ્યો મુશ્કીલ એટલે ઘરમાં ખાવાના પડયા સાસાં ને કાઢયો ઘોળીઓ વેંચવા. પણ ઘરમાં જોયે તો છોકરાં ભુખ્યાઃ નકર સગા દીકરાથીએ વ્હાલો એટલે જીવમાં તો બિચારાને બહુજ લાગ્યું. જેવા તેવા લેવા આવે તેને દે શેનો? ત્યાં એક દહાડો બાજુના ગામનો મ્હોટો ખેડુ એણીપેર આવ્યો ને ખબર પડી એટલે આવીને ઘોળીઓ માગ્યો. ખેડુ તો રાજી રાજી થઈ ગયો કે ભલે ચાર દામ ઓછા આવે પણ આનેજ ઘોળીઓ ભળાવવો. ભાવ નક્કી કરી બેય જણ ઝાડ નીચે બેઠા ને ખેડુએ તમાકુ આગળ ધરી; સાહુકારે બે હાથ જોડી કહ્યું, ભાઇશાબ હું તમાકુ ખાતો નથી. ખેડુએ પાન આગળ કર્યું તો કે ભાઇશાબ હું પાન ખાતો નથી. ત્યારે ખેડુએ બીડી આપવા માંડી તો કે ભાઇશાબ હું બીડી પીતો નથી. છેવટે સોપારીનો ટુકડોએ ન લીધો ને કે, કે ભાઈશાબ મ્હને કાંઈએ વેસન નથી. તંઇએ ખેડુ પગે લાગો કે "માતમા મ્હારે તને ઘોળીઓ નથી દેવો! હવારથી બપોર ને બપોરથી હાંજ તું એને હાંતીએ દપડીશ તેમાં નહિ બેશ પાન ખાવા, નહિ બેશ તમાકુ ખાવા કે નહિ બેશ બીડી પીવા. ભૂંડો હોપારીનો કટકોએ નહિ ખા એટલે મારા ઘોળિયાને હાહ ખાવા નહિ દે. તારે કરતાં કોઈ વેસની હારો જે પોતાના વેસન હારૂ કરીને બળદને તો ઘડી મુકે; તો અમારા વ્યસનને લઈને તમે બધાં "કાંગ્હેતા!" કરતાં આવોને બે પાન કે ચપટી તમાકુ લ્યો; પણ બે ઘડી બેસોય ખરા ને?'

મ્હેતાજી આટલું બોલી સહુ પર શી અસર થઈ તે જોવા થોભ્યા. ઘણાએ એમાં હા ભણી, પણ અમારા ચકુભાઇનો ચન્દ્રકાન્ત જરા ચવિત્રો ને સંસ્કૃતમાં ચાળીશ ટકાથી વધારે માર્કસ લઇ આવે એટલે જ્યા ત્યાં સંસ્કૃત ભરડવાની હોંશ વાજોયે ખરો! એટલે એણે તુરતજ કહ્યું

'પણ કાકા તમાકુ ખેડુ ભલે ખાય પણ આપણે ખાઇએ તો બુદ્ધિ બગડે તેનું શું!"

કાકાયે સ્હામે મોરચો ફેરવ્યો પણ ચંદ્રકાંતે ચાલુજ રાખ્યું,

"કહ્યું છે કે તમાખુપત્રમ્ રાજેન્દ્ર ભજ માજ્ઞાનદાયકમ્" કે અજ્ઞાનદાયક તમાકુ-પત્રને મા ભજ"

"હવે રહે છાનો" કાકા તડૂક્યા "તારા બાપે તમાકુ ન ખાઈ ને બહુજ બુદ્ધિ ઉઘાડી છે ઇ ખબર છે. લે, વળી મ્હારા પાસે સંસ્કૃત બોલવા શીખ્યો. એ શ્લોક તું તો આજે શીખ્યો બચ્ચા, પણ પુરો ન શીખ્યો. એતો એમ છેકે તમ્ કહેતાં તે, આખુ-પત્રમ્ એટલે આખુ નામ ઉંદર જેનું પત્રગનામ વાહન છે, તેવા ગણેશને ભજ, જેથી મા કહેતાં લક્ષ્મી અને જ્ઞાન મળે, સમજ્યો?"

પ્રેક્ષકગણે વાહવાહ કરવાથી મ્હેતા ખુશ થયા, પણ અમારા ડાકટર માણેકલાલ બિચારા ચન્દ્રકાન્તની વ્હારે ધાયા. ડાકટર કહે "મ્હેતાજી, તમારી વાત તો જુદી છે પણ

તમારા ચિરંજીવી જો જરા ચા ઓછી પીએ તો સારું, નકર શરીરમાં કસ નથી આવવાનો."

"ઈ ચાની વાત મ્હારે કબૂલ છે. એ ડાક્ટર સાહેબ. ઇ ચાની વાત જાણો છો? કે છે પ્રથમ દુનિયામાં ચા નોતી, તંઇયે એક શુદ્ધ સાધુ તપશ્ચર્યા કરતો હતો, તેને તપ કરતાં કરતાં પાંપણ વીંચાઇ જાય ને તપમાં ભંગ થાય. ઘણા દહાડા બીચારાએ મ્હેનત કરી પણ આંખ મીંચાણી કે સમાધિને બદલે નીંદર ચડી જાય. પછી એક દહાડો રીસે ભરાણો તે ચાકૂ લઇ પાંપણ કાપી. એટલે આંખ મીંચાયજ શેનાથી. ઇ જ્યાં પાપણ પડી ત્યાં એક પાલો ઉગ્યો. ઇ ચા. એ ચા પીએ તેની પાપણ બંધ ન થાય તે આમ બન્યું. પણ કઇ કઇને થાક્યો પણ નવનીત નથી માનતો. હવે તો તમે સમજાવો તો તમારો ઉપકાર. બાકી તમાકૂની વાત તો જુદી છે. એની ને ચાની વાતમાં બહુ ફેર છે."

ડાક્ટર હસવા લાગ્યા ત્યાં અમારા રાજકોટના મ્હેમાન બોલ્યા, "પણ કાકા, જો એમ માનો તો બધુંયે સરખું છે. એક વાત આમ કહે ને બીજો આમ કહે. અમારે એક વકીલ સાહેબ.લાસ પાણીનાં આચમન લે છે. એને ના કહીયે તો કે જીવને સુખ નથી થાતું એટલે લેવું પડે છે. એ પણ તમારા ખેડૂ જેવીજ કથા કહે છે."

વાતનો રંગ જામતો જોઈ બધા મ્હેમાન તરફ ફર્યા અને વાત સંભળાવવાનો આગ્રહ કરવા લાગ્યા. જરાવાર લાવ ખાઇ તેમણે વાત શરૂ કરી. પ્રસ્તાવનામાં કહ્યું કે વાત દીપાવવા ખાતર ફારસી ઇબારત વાપરવી પડે છે.

"જ્યારે હારૂન અલ રશીદ ખિલાફતનો માલીક બન્યો ત્યારે દીનચૂસ્ત મુસલમીન તરીખે શરાબ પીનાર ઉપર ખોફનાક સિતમ ગુજરવા લાગ્યો. છતાં શાહિદ શરાબનું પીણું રફી 'ઓર જોર પર ચડયું. છેવટે એણે ફરમાન કર્યું કે જે કોઇ ઇસ્મ શરાબ પીએ તેને એહતન કરવો અને ડાંડો પીટાવી કે ગુન્હેગારનો બચાવ ન સાંભળતાં જલ્લાદ આ ફરમાન બજા લાવશે. હરરોજ સેંકડો આસામીઓ જમેદ થવા લાગ્યાં અને મુલ્કી ઉમરાવજાદાઓ પણ એમાં પડયા, ત્યારે દાના વઝીરે અર્જ ગુજારી કે આ કત્લ બંધ થાય. ખલીફ અફસોસ કરવા લાગ્યો કે કુરાનની પાક તશરીફ કરતાં પણ કોમ શરાબને વધુ ચાહે છે. ત્યારે વઝીરે અર્જ કરી કે બીજે દિવસે જો ખલીફ તેના ઘરમાં કદમ મુબારક કરે તો આ ચાહનો ઇલાજ મળી આવે.

આયંદે ખલીફ વઝીરના ઘરમાં એક પડદા પછવાડે ઉભો રહ્યો ત્યાં એની નજરે ગાલીચા ઉપર એક સુરાઇ અને ત્રણ જામ દીઠાં. આ મામલો શો છે તેનો ખ્યાલ કરે ત પ્હેલાં કમરામાં ત્રણ જણ દાખલ થયા. એક ચીંથરેહાલ ભીખારી એક બે પગ કપાયલો કાખઘોડીએ ચાલતો લંગડો અને એક અંધો. ત્રણેયે આવતાની વાર જામ ભરી શરાબ પીવા માંડયો, ખલીફ ગુસ્સા અને અચંબાથી જોઇ રહ્યો. ત્યાં અંધાએ ચોથો જામ હાથમાં લઇ કહ્યું.

"બેરાદરો, જુઓ આ ગુલાબી શરાબ કેવો ચમકારા કરે છે, આની લાલી પાસે ફૂલના લબ ફિક્કા લાગે છે, આની ચમક પાસે હૂરની આંખો—"

"પાગલ!" લંગડાએ જામ ખાલી કરતાં બરાડ પાડી "ચશ્મો તને ખુદાએ એટલા માટે નથી બક્ષ્યાં કે એનો ગુન્હેગાર તું શરાબનો રંગ નજરે કરવાથી બેનશીબ રહે, તો એ તું જોય છે એમ કહેવું એ ખુદાની મરજીને હંફાવવા જેવું છે. તો જબાં બંધ કર ન તો આ ઘડીએ લાતે ને લાતે તને પૂરો કરીશ"

"શાબાશ દોસ્ત" હવે ભીખારી ચરે ચ્હડયો "માર એ પાગલને હમણાંજ લાત માર, અગર જો કોટવાલ તને પરહેજ કરશે તો તને છોડાવવાને હજાર અશરફી દેવી પડે તો પણ હું તારા નામ પર સદકે કરીશ—"

ખલિફનો ગુસ્સો કાબૂમાં ન રહ્યો અને શમશેર પર હાથ મુકવા જાય છે ત્યાં વજીરે એનો દસ્ત પકડી લીધો જહાંપનાહ, આ કમનશીબો બેગુન્હા છે, જ્યાંસુધી આપણા રાજ્યમાં એવો કિમિયો ન પેદા થાય જે ગરીબને ગરીબી ભુલાવી દે, અંધાને અંધાપો ભુલાવી દે અને આ કમનશીબ લંગડાને પોતાની કમનશીબી ભુલાવી દે ત્યાંસુધી લાજીમ છે કે બે ઘડી તેઓ ભૂલી જાય કે ખુદાની ગીડી જહાંમાં તેમને માટે કમનશીબીજ છે. નામવર આ કિમિયો શોધી કહાડો પછી શરાબ પીનારની કતલ બેલાશક કરો!"

"ખલીફ નીચી મુંડીયે મ્હેલ તરફ રવાના થયો."

મ્હેમાને વાત અદાથી પૂરી કરી. મ્હેતા પણ એની છટાથી ખૂશ થતા જોઈ રહ્યા. પછી બોલ્યા, "બીજું બધું તો કોણ જાણે પણ ખરેખર આ ન્હાનાં ન્હાનાં વ્યસનોથી બે ઘડી મોજ તો જરૂર મળે છે," અને તુરતજ ડાબલી ખોલી પોતે તમાકુ કહાડી; અને બધાને મનગમતી ઉડાવવા માટે ડાબલી ડાયરામાં ફરવા લાગી.

—અને વિદ્યાવ્યસંગ ન હોય, વિચાર કરવા જેટલું દ્રવ્ય મગજમાં ન હોય, કળાની સેવા કરવા જેટલી રસિકતા ન હોય, કાવ્યવિનોદ કરવા જેટલું ભણતર ન હોય ત્યારે તંબાકુ કે વજર કે એવાં એવાં વ્યસન વિના જીવતર જાય પણ કેમ?



## અવિરામ.

છોટાભાઇ સુથાર.

: શાર્દૂ :

કુંજે કુંજ લતેલતા ફરી વળ્યો આરામની શોધમાં,
ક્યાંથી યે પણ ના મળ્યો જરી મને આવોતણો આદર,
કંટાળી વળતાં ગૃહે, રજતણાં સાન્નિધ્યમાં સાંભળ્યું,
'આવો' એમ કહી દીઠું ઉડી જતું બિંદુ ઠર્યું ઘાસમાં.

# મૂંગી શહાદત

## પરમાનન્દ ગાંડાલાલ ત્રિવેદી

**રાજાને** બે પુત્રો હતા, એક અનુપસીંહ અને બીજો સમરસીંહ.

અનુપ યુવરાજ હતો, સમર ફટાયો હતો, અનુપને વીશ વર્ષ પુરાં થયાં હતાં, સમર તેનાથી બે વર્ષ ન્હાનો હતો.

બન્ને સાવકી માતાના પુત્ર હતા, અનુપ બાલ્યાવસ્થામાં જ મા વિનાનો બન્યો હતો. સમરની મા ચંદ્રાવતી હૈયાત હતી.

બન્ને કુમાર નિખાલસ દિલના હતા, ન્હાનપણથીજ બન્ને સાથે ખેલતા, સાથે ભણતા, સાથે શીકાર કરતાં મોટા થયા હતા, બન્ને વચ્ચે અજબ સ્નેહ હતો, સમર અનુપનું હદય હતો, અનુપ સમરનો આત્મા હતો, બન્ને એક બીજાને જાન નિસાર ચાહતા.

એક દિવસ સમર જ્યારે શીકાર કરીને બહારથી આવ્યો ત્યારે તેની માતા ચંદ્રાવતીએ નિસાસાપર નિસાસા મુકવા માંડયા.

સમર ચમકયોઃ "માતાને શાનું દુઃખ હશે?" ચીરાતાં હદયે માતાને તેણે પુછ્યુંઃ "માતા, નિસાસા શા માટે મૂકો છો?"

માતા કસાણું મોઢું કરતાં બોલીઃ "ફટાયાની માતાને નિસાસા વિના બીજું શું હોય?"

"ફટાયાની માતા?" સમર કંપકંભરી આંખે માતા સામું જોઇ બોલ્યોઃ "અને તું અનુપભાઇની પણ માતા નહિ ને?"

"એની તો હું કહેવાની મા" ચંદ્રાવતી છંછેડાઈ ઉઠતાં બોલીઃ "એની હું કંઈ સગી મા તો નહિ ને! તે મને મા કહે તેથી કંઈ હું રાજમાતા તો ન જ ગણાઉં ને!"

"ગણાવાનું શું કામ છે?" સમરે વિનયથી માતાને સમજાવી, "અનુપભાઈ તને તેની સગી મા કરતાં વધુ ચાહે છે તો શું તું રાજમાતા કરતાં પણ વધુ નસીબદાર નથી?"

ચંદ્રાવતી કંઇજ બોલી નહિ, ઉદાસ મોંઢે તે ત્યાંથી ચાલી ગઇ.

થોડા દિવસ વીત્યા, એક દિવસ વળી ચંદ્રાવતીએ સમરને એકાંતમાં બોલાવી ઘણા વખત સુધી કંઈ ખાનગી વાતો કરી, અને છેવટે સમરના કાનમાં તેણે ધીમેથી કહ્યુંઃ "માન તો શું વધિ છે? એક ઘડીકનું પાપ પણ આખા ભવનું સુખ!"

ક્રોધથી કમ્પતી જીભે સમરે માત્ર આટલું જ કહ્યું: "માતા, આજ મારા દિલમાં ત્હેં જે આગ પેટાવી છે, તે ત્હારાં લોહીથી ન્હાઉં તો પણ ઠંડી પડે તેવી નથી."

\+ \+ \+

તહેવારનો દિવસ હતો, ચંદ્રાવતીએ યુવરાજ અનુપને પોતાના મહેલે જમવા કહેવરાવ્યું હતું.

સમરે આજે સ્હવારથી પોતાની માતાને દાસી સાથે કંઇ છાની ગુફતગો કરતી દીઠી, માતાનાં મ્હોપર તેણે આજે એક પ્રકારનું રાક્ષસી ઝનુન પ્રગટેલું જોયું, કોઈ ભૂખ્યા શીકારીની શીકાર માટેની વ્યાકુળતા આજે માતામાં તેણે ભાળી.

કિન્નાની કોઇ છાની આગથી મહેલનો ખુણેખુણો સળગી રહેલો તેને લાગ્યો, મહેલની હવાથી પોતે ગૂંગળાતો હોય તેમ તેને લાગ્યું, તે બેચેન થયો, અને નીચેના બગીચામાં જઈ બેસવા ઉતાવળા પગલે મહેલપરથી તે નીચે ઉતર્યો.

નીચે આવતાં જ તેને સાંભર્યું કે ઉતાવળમાં તે પગમાં મોજડીઓ પહેરવી પણ ભૂલી ગયો છે, તેણે આસપાસ જોયું પણ કોઈ ચાકરવર્ગ દેખાયો નહિ, અને તેથી મોજડીઓ પહેરવા તે પોતેજ પાછો ધીમા પગલે સીડીનાં પગથીયાં ચડવા લાગ્યો.

સીડી તે ચઢી રહ્યો હતો, તેવામાં ઉપર કંઇ ધીમીધીમી વાતચીત થતી તેણે સાંભળી, તે થોભ્યો, અને તેના કાને થોડાક ધીમા પણ સ્પષ્ટ શબ્દો સંભળાયા.

"કાં, બરાબર બેળવ્યું છે ને ?" માતા બોલતી સંભળાણી.

"પહેલે કોળીએ જ ખતમ !" દાસીનો અવાજ હતો.

સાંભળતા જ સમર થીજી ગયો, ક્રોધથી તેનું લોહી તપી આવ્યું. ઉપર જઇ તલવારથી બન્નેનાં શિર ઉડાવી દેવા તેના હાથ સળવળ્યા.

પણ બીજી જ ક્ષણે તેનાં હૃદયમાં એક પ્રશ્ન ઉદ્ભવ્યો: "તેમણે આદરેલી આ હિંસાનું મૂળ કોણ ?"

અને અંતરનાં ઉંડાણમાંથી જવાબ મળ્યો: "તું જ, તારી હૈયાતી એટલે જ અનુપનું મ્હોત !"

"ત્યારે તેમને શા માટે મારવાં ! હિંસા અટકાવવા હિંસા કરવી એ વ્યાજબી છે ?" સમર અટકયો અને ઉંડા વિચારમાં સુનમુન ઉભો રહ્યો.

"અનુપને ચેતાવું ?" તેને એક વિચાર આવ્યો, પણ હૃદયે તેનો પણ નકારમાં જવાબ વાળતાં કહ્યું: "અનુપની હૈયાતી જ્યાં ડગલે પગલે જોખમમાં છે, ત્યાં તું તેને કેટલીક વખત બચાવીશ ?

અને એક છાની શહીદીનું નૂર તેનાં મ્હોંપર પ્રગટ્યું, સ્વાર્પણની કલ્પનાની મીઠી લીજ્જતમાં ક્ષણભર તે ડોલ્યો, વિજયપેરાં હૃદયે સીડીનાં પગથીઆં ઉતરતાં ધીમેથી તે બબડયોઃ "અનુપમભાઇ ભલે જમવા આવે !"

\+ \+ \+

જમવાનો વખત થયો, અનુપ આવ્યો, અને ચંદ્રાવતીએ હસીને તેનાં ઓવારણાં લીધાં.

જમવા બેસવાની તૈયારી થઇ, અડોઅડ ચાંદીના બે બાજઠ નંખાયા, સુવર્ણની બે થાળીઓ મુકાણી– બાજુમાં પાણીભર્યા બે રત્નજડીત કલશ મુકાયા.

બન્ને ભાઇ બાજઠ પર બેઠા, ચંદ્રાવતી જાતેજ પીરસવા ઉઠી.

બન્ને ભાઇની થાળીમાં ચંદ્રાવતીએ એકેક ન્હાનો લાડુ અને બીજી જુદીજુદી જાતની વાનીઓ પીરસી.

જમવાનું શરૂ કરવાનું કહી, ચંદ્રાવતી નજદિકમાં સ્હામે બેઠી.

કોળીઆ ભરવાની તૈયારી થઇ, તેટલામાં સમરે લાડભર્યા સાદે અનુપને કહ્યું: "મોટા ભાઇ, આજ કેટલા કેટલા દિવસથી મ્હારો એક કોડ અધુરો છે."

"શો ?" અનુપે માયાથી પુછ્યું.

"સામસામા કોળીયા આપી જમવાનો" સમરે હસીને ખુલાસો કર્યોઃ "આપણે સાથે બેસીને તો ઘણીયે વાર જમ્યા, આજે સામસામા કોળીયા આપીને જમવું છે !" સમરે અનુપને વિનવ્યો.

"ભલે તો એમ કરીએ "અનુપે પણ હસીને કહ્યું.

ચંદ્રાવતી ધ્રુજી ઉઠી, સમરપર તેને છાનો ગુસ્સો ચઢયો, ઠપકાભરી આંખે સમરને તેણે કહ્યું: "સમર, સામસામા કોળીયા આપી જમવાની રીત હલકા વર્ગમાં છે, આપણા રજવાડામાં તે નથી."

"ના હોય તો આજે દાખલ કરવી છે" સમરે સખ્તાઇથી કહ્યું, અને તેણે પોતાની થાળીમાંના લાડુના ચાર કટકા કરી એક અનુપનાં મ્હોમાં આપ્યો.

હવે અનુપે પોતાના લાડુના ચાર કટકા કર્યા, અને એક કટકો સમરનાં મ્હોમાં આપવા હાથ ઉંચો કર્યો.

દેખતાંજ ચંદ્રાવતીની બધી ધીરજ છૂટી ગઇ– દિવાનીની પેઠે તે અનુપ પાસે આવવા દોડી, પણ એજ વખત સમરે પોતાની તીક્ષ્ણ કટાર ખુલ્લી કરતાં તેને કહ્યું:

"ત્યાંજ ઉભી રહેજે, અમો ભાઇભાઇ વચ્ચેના સ્નેહમાં જો વચ્ચે આવીશ તો હલાવી જ દઇશ!"

ચંદ્રાવતી ડરીને ત્યાંજ થંભી ગઇ. પુત્રની આંખોમાં અત્યારે ઉછળી રહેલી છાની શહાદતના મંત્ર તેણે વાંચ્યા, પત્થરવત્ બની અવાક્ મોઢે તે ઉભી જ રહી.

પોતપોતાના લાડુના ત્રણ ત્રણ કોળીયા બન્ને ભાઇઓએ એકબીજાના મ્હોમાં આપ્યા, સમરની આંખોમાં હવે કોઈ જલદ વિનાશક કેફ ઉભરાણો, શરીરની બધી નાડીઓ તૂટવા લાગી, અકથ્ય વેદના સહેતાં ચોથો કોળીયો, તેણે અનુપના મ્હોમાં આપતાં કહ્યું: "અનુપભાઇ,!" અને તેનો સાદ તૂટવા લાગ્યો: "મ...ને મા...રો ભા...ગ જ...લ...દી આ...પી દો હો.! હું...ખો...ટી થા...ઉં છું"

"તું તો ભારે ઉતાવળો હો સમર!" કહેતાં અનુપે ચોથો કોળાયો આપવા હાથ લંબાવ્યો.

પણ તે કોળાયો અનુપના હાથમાં જ રહ્યો, સમર તે ખાવા ખોટી થયો નહોતો, સમરનું ફક્ત શરીર જ ત્યાં રહ્યું હતું, સમર ચાલ્યો ગયો હતો.

અને બંધુપ્રેમની તે મૂંગી શહાદતપર જીવ આપી ચૂકેલા પોતાના પુત્રના શબને ચંદ્રાવતી ફાટેલે ડોળે દૂરથી જોઈ રહી હતી.

●

## કુંચીની શોધ.

છોટાભાઈ સુથાર.

: મંદા :

'અંધારૂં છે' રસિક જનતા સાથ હે શોધવામાં,
કે'તી 'ચાલો દિવસ ઉગતાં શોધ સાચી કરીશું',
અંધારામાં કશું નવ જડે માત્ર ફાંફાં નસીબે.'
સંધ્યા ટાણે રમત રમતાં કુંચી મિથ્યા ગુમાવી,
હા'ડો ઉગ્યે રજનીભૂલ એ ના શક્યો હું સુધારી.

# ઉ ષા

### ભોગીન્દ્રનાથ ન્હા ભટ્ટ

સર્વાંગસૌન્દર્યપૂર્ણ ઉષાએ પોતાના શિશુત્વનાં સુખી દિવસો ઓલીમ્પસ પર્વતની અમર્યાદિત ઉંચાઇની નીચે આવેલી, ટેમ્પે નામની ખીણમાં વ્યતીત કર્યા. પ્રભાતના સમય કરતાં વધુ કોમળ અને મૃદુ તેણી, ઉગતા સૂર્યનાં પ્રથમ બાલકિરણો સત્કારવા અને સ્વાંગ ઉપર ઝીલવા, પ્રાચીમુખના પાર્વત્ય પ્રદેશના ઢોળાવો ચડવા લાગી. સૂર્ય, ઉદય પામી પોતાના રથના અગ્નિ ઝરતા અશ્વોને અંબરતલમાં ચલાવી, વિશ્વમાં પ્રચણ્ડ ઉષ્ણતા રેલાવતો હતો. ઉષા એ ઓજસ્વિતાવાળા રથને દિગ્મૂઢ બની નીરખી રહી, અને તેની મૂઢતામાં, એ ભર્ગપ્રદાયક સૂર્યને અસ્તાચળની પાછળ, જગતમાં સૌન્દર્યનાં તેજ વેરીને ડૂબતા જોયા. મૂઢતામાંથી મુગ્ધતા જન્મી. સૂર્યનાં પ્રકાશકિરણ પામવા–તેમાં સંલગ્ન થવા ભાવના ફોગી. કર્તવ્ય માર્ગનાં આંદોલનો ઉછળ્યાં. વસંત ઋતુના સમીરણની મૃદુ લહરી માફક સ્વેચ્છા સ્વીકાર કરી, સ્વતંત્રતાથી તેણે ટેકરીઓ-ખીણો-સર્વેમાં ભ્રમણ આદર્યું. તેના ઉરના પ્રણયભાવ નીહાળી, અન્ય કુમારીઓએ તેના પ્રેમની વાર્તા ચર્ચી. પ્રેમનિધાનની પસંદગી પૃથ્વીના પટ ઉપરથી કરવા જણાવ્યું. પૃથ્વીના ઘણા પાર્થિવો તેને હૃદય-રાણી બનાવવા આતુર બન્યા-ફના થયા; પણ ઉષાએ માનવમાનના શબ્દોચ્ચારણ તરફ બધિરતા સેવી હતી. દિવ્યતા દાખવનાર ભૌતિક ભાવનાઓમાં ભમતાં નથી. જગદીપકોને ત્યાગી ગૃહદીપકોને કોણ સત્કારે ? તેમન ભર્ગનો પ્રભાવ શો ? ઉષા-પૂષાના પુણ્ય પન્થે પળવા મન્થન અનુભવતી.

× × ×

એક દિવસ પ્રભાતના પ્રકાશની ભભકમાં, ઓસા ડુંગરની ઉભી ચટ્ટાનકિનારી પર ઉષા ઉભી હતી. તે સમયે તેણે એક પ્રકાશવન્તી આકૃતિ તેની સામે જોઇ. તરતના ઉદિત થયેલા તરણિનો તરલ પ્રકાશ-સુવર્ણઝભક તે આકૃતિના આસ્ય-વિધુ પર પાથરતો હતો. ઉષાને તેની પિછાણ થઇ. તે એપોલો હતો. શીઘ્રતાથી તે તેણીની તરફ દોડ્યો, અને મુખમાંથી વચનો વેરવા લાગ્યો. "ઉષા ! પ્રભાતના બાલક ! હું તને શોધવા શક્તિમાન થયો છું. તેં અનેકને અવગણ્યા છે, પણ હવે મારા પાશમાંથી તું મુક્ત થનાર નથી. તારી શોધ પાછળ મેં અનેક સંકટો સતત સેવ્યાં છે. હવે હું તને મારી બનાવીશ."

ઉષાએ આ શબ્દો સાંભળ્યા. તે હીંમતવાન અને દૃઢમાનસા હતી. તેના ગુલાબી ગાલો ઉપર સુરખીનાં મોજાં તરવાર્યાં. તેનાં નયનમાંથી ક્રોધના અગ્નિ-તણખા ઝરવા લાગ્યા. તેણે પ્રત્યુત્તર વાળ્યો, "હું પ્રેમ કે પરતંત્રતાને પીછાણતી નથી. સોતસો અને ટેકરીઓ ઉપર ભમતી હું સદા સ્વતંત્ર જીવન ગુજારું છું. મારી સ્વતંત્રતા હું કોઇને પણ આપીશ નહિ. ગુલામગીરીના પાશ મારે સેવવા નથી. મારી સ્વતંત્રતા મારું મસ્તક ઉન્નત રખાવશે."

# જીવનયોગની જ્યોત

## સુધાંશુ

ગૂઢતામાં દોડી જવું એટલે રહસ્યનાં ઊંડાણોને યે ઊંડા કરવાં. એવાં રહસ્યઉંડાણોના ભેદુ તે, કવિજીવન કરતાં યે વધારે અગમ્યગામી અને અતલ વિચારદરિયાવના મરજીવા હોવા જોઈએ.

કવિતાની સારણ સાહિત્યની ખોયાણ ધરતી પર, ઉતાવળી ઊર્મિથી ચાલતી, ચરણ–પંક્તિને ઝટપટ રસિક હૃદયની ભોમ પર ઉપાડતી અને ભાવલહરીના વહનથી પીડ પાછળની લહરકતી ઓઢણી ઉડાડતી સુકુમાર બાલા જેવી છે. કવિતા બહુ જ ન્હાની ઊર્મિ-ઝરણી છે કારણ કે તે સ્વતરંગ કે પરતરંગની એક અતિ નાજુક કલ્પનારેખા છે. એને બે જ પાંખો–આત્મલક્ષી અને પરલક્ષી–થી જ ઉડવાનું છે. ખંડકાવ્યોને સૂક્ષ્મભાવે આત્મલક્ષી કાવ્યની હરોલમાં મૂકી શકાય, કારણ કે એની કથાઓ અને ઉપકથાઓમાં નિરૂપેલાં પાત્રોનાં જીવનનું ઝાંખું દર્શન થાય છે. તેમાં યોજેલી કથાનું પાત્રાલેખન એવું હોય છે કે પાત્રો પોતાની સૃષ્ટિમાં તેના જીવનમાર્ગે વહ્યાં જ કરે છે. એટલે કે કાવ્યપાત્રોનું આંતરિક સંચલન પણ માનવજીવન જેવું સ્વયંભૂ હોય છે. એ હાલતાં ચાલતાં પોતાનાં સ્થિતિદર્શન, ચિત્તદર્શન કે હૃદયદર્શન કરાવતાં જાય અને નિજનાં સંવેદન ભરપૂર વિચાર-સ્ફુલિંગો પણ વેરતાં જાય. ત્યારપછી તેમાં પરલક્ષી બોધપ્રધાન વિચારઉમળકો પણ સહિયારો ભાગ ભજવે છે. આમ મહાકાવ્યોમાં ઉપરોક્ત દ્વિધા ગુણોનું લાક્ષણિક પ્રદર્શન હોય છે.

છેવટ જણાવ્યો તે પરલક્ષી બોધપ્રધાન ઉમળકો ખંડકાવ્યોમાં વિશેષતઃ જળવાય છે. ઉપરાંત ખંડકાવ્યોમાં એક બીજું પણ પ્રૌઢ તત્ત્વ સંકળાયલું છે. તે એ કે નિરૂપાયેલ પાત્રો તેની સરણીમાં ઝડપથી દોડતાં દોડતાં અમુક પ્રકારના નિયત ઉદ્દેશના પ્રદેશમાં ભળી જાય છે. ત્યાં ગયા પછી વિસ્તૃત દિશાદ્વારમાં સંકેલાઈ જાય છે. એટલે કે તે પ્રદેશને સર કર્યાં પછી કલ્પનાનો અતિવેગ ઝડપી બની, ન ઝીલાય કે ન કળાય એવી બારિક પ્રવાહિતામાં વેરાઈ જાય છે. જો કે તેને પણ ગુંથીએ તો તીવ્ર વસ્તુદર્શન તો થાય જ, પણ એ કલ્પનાનો પ્રદેશ એટલો બધો તો દુર્ગમ હોય છે કે ત્યાં કાંતો આપણી કલ્પના જતાં થાકી જાય, અને કદાચ તે વિકટ ભોમકાનાં દર્શન કરે તો પણ તેની પ્રવાહી સૂક્ષ્મતાનો ખ્યાલ કાવ્યકથનમાં તો ન જ નિયોજી શકાય. આવા ઊર્મિભાવોનું રસગ્રહણ, ટૂંકા પાત્રાલેખન અને આવેગનાં અદ્ધર સમાપનો મારફત નક્કી કરી શકાય. એમાંનાં પાત્રો પોતે જાતીય ઉપદેશ નથી આપતા, કિન્તુ પોતા પર ચડતીપડતીની ઝાલકોએ કેવી અસર કરી તેની અનુભૂતિ જ તીવ્ર તિતિક્ષા મારફત આપે છે. એટલે ખંડકાવ્યોમાં આવેગભર્યાં ઊર્મિદર્શન ઉપરાંત પરલક્ષી બોધાત્મક રજૂઆતો વિશેષતઃ હોય છે. તેમાં સહનશીલતા ઉપરાંત હૃદય-

ઝણઝણાટ અને જીવનઝણઝણાટનાં ગહન દર્શન વધારે હોય છે. આ બાબતનો પુરાવો આપવાને શ્રી. સુન્દરજી બેટાઈના "સુલોચનાનું લોચનદાન" ખંડકાવ્યમાંથી સહેજે મળી જાય તેમ છે.

પ્રથમનું વસ્તુવિધાન તેની ગહનતા ભરી ચાલમાં આપણી સમીપ આવતું દેખાય છે; આ ગહનતાની ભનક તેનાં ગાંભીર્યમાં સાવ નમી ગઈ હોય તેમ:

કાળા કાજળ શા મહાતિમિરમાં ડૂબ્યું સહુ વિશ્વ આ,
હાલે ના લય મુગ્ધ શાં ગિરિ તીરે ઊભાં તરુ જે મહા;
કાસારે પડ્યું શાન્ત ક્લાન્ત વિરમી, જાણે દુઃખી અંતરે,
તીર્થાં આ તમરાં તીણું તમતમે, દાઝન્ત પાપે શું એ?

આ શબ્દસૌરભથી મ્હેકતી કડીથી જણાય છે.

કવિતાના મુખ્ય નાયકનું દર્શન ઉપલી ગંભીરતાની ઘટામાંથી આપણને ઓચિન્તુ થાય છે. કવિએ પ્રસંગાલેખન કુદરતની ભયંકર રહસ્યગુફામાંથી પ્રેર્યું છે, અને તેને જ અનુરૂપ સાક્ષાત્ વિહવલતાની મૂર્તિ સમાવેક 'ક્રોધ' વ્યગ્ર ચિત્તે ધસતું આવે છે. પાત્રોની અકલ્પ્ય, દારુણ જીવનસ્થિતિ, અને તેની માંહેથી દ્રવતો અદીઠ અનંગરસ; ત્યક્તમય જીવન ભાવના અને તેની સાથે અનાયાસે ભરેલી સંસારલોલુપતા: આ બન્ને વાચકની કલ્પનાદૃષ્ટિને, છેવટના પરિણામ સુધી ધીરજ કેળવવાની ફરજ પાડે છે, કારણ કે એક બૌદ્ધ ત્યાગીના-વૃત્તાન્તમાં મહાહિમાદ્રિ જેવી સિદ્ધિભાવનાનું પતન થાય છે. એની આવી પતનદિશાના એક ખૂણામા ઊભી કવિ આ બધુ જોઈ રહે છે અને બોલી ઉઠે છે;

બિચારો બૌદ્ધભિક્ષુ એ યૌવનાનિલથી ઝૂલ્યો
ખુલ્લાં દગ હતાં તોયે કાંઈએ નવ પેખનો.

સંન્યસ્તની પાતાલતમ ઘોરોમાં એક ધ્રુજવાટ ઉઠી ગયો. એ ઘોરની પહોળી કૂખમાં આ ધ્રુજવાટે આથડી આથડીને પોતાની પ્રચણ્ડતા જગાવી. આ પ્રચંડતા પૌરુષતાથી ભરેલી હતી, પણ તદ્દન જુદે માર્ગે ગએલી હોતાં, વિકારીદશાને પામેલી. બૌદ્ધ સંન્યાસીની પૌરુષતા અઘોર એકલતાને ફોડતી સંવાદિત અંતરાલાપને શોધતી હતી. એને આ અવશ દશાની "ઘુમરી ઘડીક આવી," અને પછી તો આ સંતાપની ઝડીથી તે "અવશ થઈ પડયો પાપને ગર્ત ઉંડે"

હવે કવિ એની ખેંચાણની દિશા તરફ અંગુલિનિર્દેશ કરે છે. એ નિર્દેશમાં એ થોડી પણ ઊંડી મનોમય સફલતાને યે સંગ્રહે છે. સાથે સાથે ભિક્ખુનું હૃદયાકર્ષણ પણ મુક્ત હતું તેનું યે અસ્પષ્ટ સૂચન કરે છે. પણ એ સ્પષ્ટતાને તે પૂજનીયતા તરફ વધારે વાળે છે. સૌન્દર્યને ભોગ્ય બનાવ્યા કરતાં તેને આદરણીય અને અપ્રતિમ કરવા તે વધારે પ્રેરાય છે. આને લઈને તે સૌન્દર્યની પારસપ્રતિમા અને ત્યાગની વિરલ શોભના સુલોચનાને તેની કલ્પનાપીંછીની કલાત્મક પ્રતિભાથી સુસ્પષ્ટપણે આલેખે છે.

પુણ્યની શાન્તમૂર્તિ શી સાધ્વી લલિતલોચના
સુતર્યાં, નીરવા જાણે નિર્વાણાગ્નિતણી શિખા!

સૌન્દર્ય સાથે સૂક્ષ્મ ત્યાગ છે, અને સૂક્ષ્મ ત્યાગમયજીવન સાથે કરુણાની એકદમ ધારી મનોવાંછના છે. છેવટે કરુણા પણ ગળાઈ ગળાઈને ઈશ્વરના સત્ત્વ સરખી બની જઈ 'પ્રેમજ્યોત'માં પરિણમે છે. આ એની પ્રેમવાટ નિરંજનના દીવેલથી બળતી રહી છે, અને ધ્યાનસ્થ થઇ જીવનપંકિરની અધિષ્ઠાત્રી આત્મમૂર્તિના અર્ચા-સમાધિમાં લીન થાય છે.

આવી શાંત અને શુચિતમ સમાધિમાં એ 'કોઇનો' ચરણ પડઘો સાંભળે છે. માનવી પોતે સ્થૂલ પરિસ્થિતિમાં ચિત્તવ્યાપારનો સંદેશાવલી ઝીલી નથી શકતો, કિન્તુ કોઇ અસાધારણ પ્રસંગની સંકલના તો તનો હૃદયધબકાર તુરત પારખી જાય છે. પછી તે પારખશક્તિના સંદેશ-તેની સાંસારિક બુદ્ધિમત્તાને મથાળે ન પહોંચે તેથી આવતી સ્થિતિનું ક્ષણિક શાન ન ઉપજે. પણ આંતર પરિસ્થિતિની ઘટના, એમ છતાંયે હૃદયફલક પર છપાઇ જાય છે. સાધ્વી સુલોચનાને આવતી ઘટનાનું ઊંડું દર્શન થાય છે-માનસિક અને દૈહિક બન્ને-પણ તેની તપોમયના ઘટના કે વિઘટનાને ડારવા સંપૂર્ણ બલવાન છે તેથી કોઇ પણ સ્થિતિસંજોગોને ખંખેરી નાખવાને તેનામાં યૌગિક ધૈર્ય છે. એટલેજ એણે "કરથી ઉર દબાવ્યું, ને જરા શાંત પાડ્યું." પછી એની નજરમાં વિરલ ચમત્કાર આવે છે અને

લલિત નયન જ્યોને હાસનું તેજ આવ્યું;
પુનિત મુખ પ્રકાશ્યું પુણ્યપીયૂષ વ્હેતું.
સકળ જગતને એ ચેતના પાય છે શું?

ત્યાં તો પદ્‌ધ્વનિનો પાડનાર આશ્રમે ઊભો રહ્યો. અને ઓસુલભ હૃદયના ભાવો કે જેણે સમસ્ત જગતને બંધુત્વની સૌમ્ય મોહકતાથી ભરી દીધું છે તેનું એક માનવ રજકણ સત્કારસેવામાંયે હાજર થયું. નિર્વિકાર તેજના આત્મઆવિર્ભાવથી તેની મુખરેખાઓ હતી તેથી એ વિમલ અને વિશદ બની રહે છે પણ અનંગના ઓછાયાની ઝાંખી દુરૂપતા જેને ઘેરી વળી છે તેવો પેલો સાધુ આ સાત્વિક જ્યોત્સ્નાને સહેવા અશક્ત છે, આ અશક્તિ સાધુનાં મુખપર મલિનભાવે તરવરે છે, સદ્દોદરભાવની રેખાનો વિનાશ જણાવે છે. એની આખીયે જીવનદિશામાં વિકૃતિના પડછાયા પથરાઇ ચૂકે છે કે જેથી કરીને

સંબોધિ એ નવ શકે શુભ જ્હેન શબ્દે,
ઊંડે ઊંડે અભિલાષ છુપેલ તોયે.

જો બન્ને પાત્રો કામલોલુપતામાં ત્રબકતાં હોત તો એકનું મૌન બીજાને સમજી શકે, પણ અહીં તો એકમાર્ગીય વાસના છે. એકમાં હક્કનો દાવો ઉજાગર છે બીજામાં

પ્રત્યેક જાળવવાની છે. ધર્મહિંસા કે શીલહિંસાનું શસ્ત્ર એની વિજાતીયતા ઉપર ન વાપરી શકે. વળી તે જ્ઞાનપરાયણ અને જીવનપરાયણ છે, તેણે તો આવી શુદ્ધતાને ઉંચરી જવી જોઇએ. આવી શુદ્ધતાનો લોભ ભિક્ષુમાં થએલો હોતાં સુલોચના સર્જનની સ્મરણ-સંચારિકા બને છે, અને ઓલવાયેલા જ્ઞાનપ્રદીપને પ્રજ્વાલવા મથે છે.

અગ્નિ Ignicent Point ઉપર પહોંચે ત્યારે જ પદાર્થમાં પાવક પ્રજાળી શકે. આધ્યાત્મિક સ્ફુલિંગો જાગૃત માનસને સતેજ કરી શકે, પણ જ્યાં સ્થિતપ્રજ્ઞાવસ્થા ઠરીને હિમ બનેલી હોય ત્યાં પુનિત આત્મતણો પ્રદીપ પ્રજ્ઞાધર્મ, આદિ નૈતિક કે શીલસંરક્ષણભાવને શેં જાગ્રત કરી શકે!

ઉપરનો બોધપ્રસાદ ભિક્ષુને જરા પણ જાગ્રત કરીને તેની મંડિત સ્થિતિમાંથી, ચલાયમાન કરતો નથી ઉલટો તેનામાં તાર્કિક સંવાદ જન્મવા પામે છે. જ્યારે ભિક્ષુની અઘટિત વાંછા સાધ્વીની શીલહિંસા કરવાને તૈયાર થયેલી છે ત્યારે ભિક્ષુની બુદ્ધિમતા કોઈ સંસારી-ખૂણામાંથી ઘાતક ધ્વનિને નિર્ઝરે છે,—જો કે તે ધ્વનિને તેની બુદ્ધિ તો વ્યવહારિક ગણે છે. જો બૌદ્ધમત દર્શનમાં અહિંસા જીવનધોરણ પ્રાધાન્ય સૂર દાખવતું હોયતો સતીત્વની રક્ષા 'પ્રેમ હિંસા' કરે છે. ત્યારે ધર્મની સંસ્કૃતિ તો ન્યાયમય, સત્યમય અને વિશ્વત્વની પરિભાવના વિચારે એવી હોવી જોઇએ.. ધર્મતો વિશેષ કરીને સુલોચનાને સાચવવાનો રહે છે. પણ કામી-લિપ્સાને પરાજય મળે તો માનવંતાને ક્યાંય ઉંડે ઉંડેથી યે તાર્કિક વિચાર કરવો જોઇએ. એટલે અહીં 'શીલહિંસા' અને 'પ્રેમહિંસા'નું પ્રમુખ, દેવદાનવના જેવું યુદ્ધ મંડાયું છે, અને માનવ બુદ્ધિની દલીલો, સત્ય ધર્મ સ્હામે યે કેમ થઇ શકે છે તેના ઉદાહરણ તરીકે નીચેની ત્રણ પંક્તિ બસ થશે:—

ઠારતાં પ્રેમની આગ શીલહિંસા થતી હશે ?
હેલવે સુંદરી આમ આવેલા પ્રેમભિક્ષુને,
ઘેલું ઘેલું લવી, તેથી પ્રેમહિંસા ન શું બને ?

રાજવિકવિ કલાપી એની Objective ideals પરલક્ષી કલ્પનાઓમમાં—ખાસ કરીને ઉપદેશકભાવે દેખા દે છે. તેનાં 'રાજર્ષિ ભરત' અને 'બિલ્વમગળ' એ એમની કાવ્યપ્રતિભાનાં તેજલ પ્રતીકો છે. એજ પ્રમાણે કવિની સંસારમૂર્તિ એના અનુભવની જવનિકા પાછળ ઊભી રહી, કાવ્યની રંગશાળા પર ખેલતા નટને સારાસારના વિવેકબળથી Prompt—પ્રેરણા—આપી, તેની વિલાસોત્તેજકવૃત્તિમાં હલકો જ્ઞાનસંચાર ઉમેરવા મથે છે જ્ઞાનસંચારના સ્ફુલિંગો માલિનીબદ્ધ એ પંક્તિઓથી જગાવે છે:

પતન સમજજે આ પાપ કેરી ખાણોમાં
નવ નીકળી શકાશે જો પડયો એક વાર.

વળી ત્યાંથી આગળ કાવ્યબોધમાં ધસડાતા સુલોચનાનું સત્ય શીલત્વ પણ ઉચ્ચારે છે કે

તું વિપથગતિ ધારે કેમ એના વિચારે?
જરી ઉતર ઉંડાણે, ભાઇ, તું ઉર કેરે
નિરખ નિરખ કે તું કોણ ને કોણ હું એ!

સુલોચનાને તો સર્વ વિશ્વત્વમાં એકભાવ અને જનૈક્ય જ જડે છે. તે વિજાતીયતાની ભેદાવલીથીજ સુદૂર છે. ભિક્ખુનો શારીરિક વિપ્રલંભભાવ (એની તપસ્વિતાને હજી બાહ્ય સુન્દરતાના આવરણો અડકે છે માટે વિલોમભાવ, કે જે છુપી રીતે જીવન સાથે છેતરપીંડી ખેલે છે.) સુલોચનાની આ એકલીન સામ્યતાને અભડાવે છે અને તેના સાંકળિક ઉદ્‌ગારરૂપે ઉપરની ત્રણ લીટી તેણીની હૃદયભુમિમાંથી સરકી આવે છે. તેણીની ઉપદેશછટા સૂક્ષ્મતર બનતી હોય તેમ, તેથયે આગળ વધી આવતી જણાય છે; તેણીને તેના દુન્યવી જીવતરનું ભાન થાય છે, અને સ્ત્રી આકૃતિ જગત કાજની અધોદશા માટે રચાઇ હોય તેમ સ્વતિરસ્કાર રૂપે વદે છે "મધુ પટ ગણી આવે કિંતુ એ ઝેર પાત્ર." આવોજ ભાવ 'બિલ્વમંગળ'ની સુષ્ણિકા પણ ધારણ કરે છે.

જીવનની તપોભોમ જો આર્જવશૂન્ય હોય તો તે સંસારધર્મ તેમજ સ્વધર્મ બન્નેને કાતિલ હલાહલ રૂપે નિવડે છે; અતલ તપશ્ચર્યાને તળિયે કે સ્વચ્છ સંસાર શિખરે શુક્લ શુચિતા સાંપડે.

જીવનની તપોભોમ જો આર્જવશૂન્ય હોય તો તે સંસારધર્મ તેમજ સ્વધર્મ બન્નેને કાતિલ હલાહલ રૂપે નીવડે છે; અતલ તપશ્ચર્યાને તળિયે કે સ્વચ્છ સંસારશિખરે શુક્લ શુચિતા સાંપડે. પણ જો એ બન્નેને વચગાળે *જીવનોર્મિ ટીંગાઇ* તો માનવવાસનાની સ્થિતિ ત્રિશંકુના જેવી થાય. આ અંતરિયાળ વાસનારણમાં ન તો એ સંસારી રહી શકે કે ન તો એ તપોમય માનવમેરૂ થઇ શકે. તે અધમતાના અતિરેકમાં ફસાતો જાય છે, અને છેવટે તો એનો વાસનાનો ગુલામ થતાં ભ્રષ્ટ શબ્દાલુ વ્હેનમાં એ તણાતો જાય છે. ભિક્ખુની રતિલોલુપતા એવી વેગવાન દોડથી જીવન તપસ્વિતાને અડફેટમાં લેતી, પછડાતી એકામ વ્યાહૃતિ સુધી દોડી જાય છે, અને તે સુલોચનાના અવણદ્વાર ખખડાવે છે:

"આ સુન્દરી રસિકને રસલ્હાણ દોણી
તું રાખ કાં, રસિકડી, બહુવાર સુધી?
આ હું રસાર્ત સહનો રસશોષ ઉંડો
તોયે દયા નવ સ્ફુરે કયમ ચારૂગાત્રી!"

સુલોચના 'ચારૂગાત્રી' છે અને તેનાં સૌન્દર્યકેનો તેને રસાર્ત કરી મૂકે છે. આ વિપર્યાર્તિ તેને સ્પર્શતન્મય બનવા ઉશ્કેરે તેમાં સજીવ સામાન્યતા સંભવે છે, પણ તુરત જ તેની સામે ધગધગતો શીલશુચિ સંહારક મુખે મારમાર કરતી ધસી આવે છે અને ભિક્ખુની કરાલ પાપતથ ઊર્મિલતાને શોષી જવા તત્પર બને છે. ફરી મચેલા અંગારાની ધમની

રાખના જેમ ભિક્ખુની કામી ઊર્મિલના આન્તરદશાવસ્થામાં પરિણમે છે કવિ માનવભાવની આ કરુણતા અચ્છી રીતે આલેખે છે.

લજ્જાહીન વદી આમ સાધ્વીને સ્પર્શવા ઊઠે
પરંતુ તપ્તબાલાની દૃષ્ટિની વીજળી પડે.
ચગી નવ શકે ભિક્ષુ, કિંતુ કામ ઘટે નહિ,
અધ જોઇ રહે કાંઇ બાલાના મુખની મહીં.

આમ બને છે તો પણ સ્ત્રીત્વમાં સંગમેલાં વિશ્વસહકારનાં ઝ્હેણુ મધુરાં, કલરવ-મય અને સ્નિગ્ધ લહરીથી સર્યાં જાય છે. ગ્રીષ્મના પ્રલય તાપમાં દઝાયલી ધરતીને આષાઢી સરિતાપૂર ઠારે તેમ સુલોચના "બળતી હૈયા મહિં" તો યે, તેના "હૃદય મહીં વહ્યા કે વારિ મીઠાં દયાનાં" આમ તનુ સરલ હૃદય "પાપીને પ્રેમ પાવા" માં જીવનની ન્યોચ્છાવરી માનતું હતું.

"વદ નિરખી રહ્યો શું આમચામે મઢેલા
મુજ મુખ મહીં, ઘેલા, રક્તમાંસે ભરેલાં!"

એવા ઉપદેશામૃતો મારફત તે દયાવૃષ્ટિ વરસાવવાની શરૂઆત કરે છે. ભિક્ષુની હસ્યેષ્ણા સતેજ તેમજ ઘટ બનેલી છે. ઘટ એટલે સાવ જામીગએલી, થીજી ગએલી, ઠંડા હિમપત્થર જેવી. સુલોચના સરિતાની સ્વચ્છ બ્હેન જેવી બની એની થીજવટને સ્પર્શી, જડરજકણને વેરણછેરણ કરી નાખવા તૈયાર થએલી છે, અને ભિક્ષુને તેના જડદેહના માંસલ બંધારણનો ઊંડો ખ્યાલ આપે છે.

પણ ભિક્ષુનો મનોવ્યાપાર સ્ત્રીસૌન્દર્યની મુગ્ધતામાં ખેંચાયે જતો હતો. એની વાસનામાં સંસારજીવનનો બેસુમાર વેગ હતો. એટલે જ્યાંસુધી એટલું જ વેગવાન સાત્ત્વિક પ્રાણબળ તેની સ્હામું ન અથડાય ત્યાંસુધી એ સ્થિર થાય જ નહિ. એટલે સુલોચનાની આંખમાં ભરેલાં તપતેજને તે શારીરિક આશ્લેષ આપવા ઉન્મદ બનેલો છે અને કહે છે:

"અમી નિર્ઝરતાં ત્હારાં લોચનો શાં સુલોચના?"

છેવટે કાવ્ય આત્મયજ્ઞની આહૂતિમાં સમાપ્ત થાય છે સુલોચનાનું આર્યતેજ સ્વહોમની સક્રિયમાણ તેજધારા તરફ ઢોળાય છે. તેનું જીવન સુકાન એકજ દિશા તરફ વળેલું છે, અને તે એ કે ગમે તે ભોગે પણ ભિક્ષુજીવનની પતિતપાવની બની જવું. આ જીવન-મહત્તાની જ્વાલા કામાંધને ઉધ્ધારતી વિશ્વવ્યાપી બને છે તેમ છેલ્લી કડી કહે છે

હાં! હા! હાં! બ્હેન શું આ?' વદતો રહે,
લલિત લોચન હસ્ત વિષે પડે
હૃદયરૂં ધર્તો સ્થૂલ શિલા ખસે;
ઉતરતાં જલ આંખથી ઊતરે.

બુદ્ધદેવની ધર્મવાણી કલ્પસ્પર્શીય થાય એવી સુન્દર કલ્પનાગુંથણી કવિ હૃદયને તેમજ કથનને ઉજાળે છે.

# ચૈત્ય પુરૂષ યાને અંતરાત્મા

અંબાલાલ પુરાણી

"The psychic being is that which opens the rest of the nature to the true supramental light and finally to the suprem Aananda"

*Sri Aurobindo.*

જૂદા જૂદા ખાસ ગુણોવાળાં ભૌતિક તત્ત્વોના અંતિમ બંધારણમાં એકતા રહેલી છે એ ભૌતિકશાસ્ત્રની શોધ આપણને એક મહાન, પ્રાચીન અને છતાં વિરોધાભાસભર્યું સત્ય શીખવે છે. "Unity in variety"—'વિવિધતામાં વ્યાપક એકતા' એ આપણી વિશ્વરચનાનું મૌલિક સત્ય છે- પ્રાણીઓ તથા પદાર્થોના વર્ગોનું અવલોકન કરતાં આપણને પ્રત્યેક વર્ગમાં વ્યાપી રહેલું સામ્ય—સરખાપણું—આશ્ચર્ય પમાડશે. પરંતુ જ્યારે તે પ્રત્યેક વર્ગની એકેક વ્યક્તિનું અવલોકન કરીશું ત્યારે પ્રત્યેક પદાર્થની, વસ્તુની, વ્યક્તિની વિશિષ્ટતા કેટલી સુદૃઢ હોય છે તેનો ખ્યાલ આવી આપણા આશ્ચર્યમાં ઓર વધારો થશે. ગાયોનો વર્ગ બીજાં બધાં પ્રાણીઓના વર્ગથી જૂદો પડે છે, તે તેના સમાન ગુણોને લીધે; પરંતુ પ્રત્યેક વ્યક્તિરૂપ ગાય પોતાના જ વર્ગની બીજી બધી ગાયોથી તદ્દન નિરાળીજ રહે છે. લીમડાના ઝાડનાં બધાંજ પાંદડાં લગભગ એક સરખાં દેખાય છે પરંતુ તેનાં કોઇ બે પાંદડાં તદ્દન સરખાં મળેજ નહિ.

કુદરતમાં બને છે તેના કરતાં માનવ ચૈતન્યમાં એ ઘટના વધારે આગળ પડતી અને વધારે અગત્ય ધરાવતી થાય છે—તીવ્રરૂ છે એટલું તો નક્કી.

સમાજની રચના કેવી રીતે થઈ શકે? એ સવાલનો ઉત્તર અહીં આપવા પ્રયત્ન ન કરીએ તોપણ એટલું તો બેધડક કહી શકાય કે માનવજાતિની પ્રગતિનાં બીજ કુદરતે વ્યક્તિમાં નાખેલાં જણાય છે. સમાજ એટલે ઘણુંખરું સ્વભાવેજ રૂઢિરક્ષક, તમોગુણી, જેવું હોય તેવું ચલાવી લેનાર અને ચલાવી લેવા માગનાર, પ્રગતિનો વિરોધી જનસમૂહઃ સમાજ એટલે યાંત્રિકતા, રૂઢિ, જડતા. જ્યારે જ્યારે સર્જકતત્ત્વો જીવનમાં સક્રિય થયલાં છે ત્યારે ત્યારે વ્યક્તિનો આશ્રય લઇનેજ તેમણે કાર્ય કરેલું જણાય છે. સમાજનાં જુદ્દમી ધોરણોને વ્યક્તિ ઉથલાવે છે; ગુલામીની સામે ક્રાન્તિનો ઝુંડો વ્યક્તિ ફરકાવે છે. પોતાની આંતર શક્તિથી સમાજના સૂતેલા હૃદયને કે બુદ્ધિને પોકાર કરી શરૂઆતમાં થોડાને અને

છેવટે મોટા ભાગને વ્યક્તિ જાગ્રત કરે છે, અને જ્યારે વિજય પામે છે ત્યારે સર્વને તે પોતાની જાતના કરી મૂકે છે. સમગ્ર વિશ્વનો વિરોધ માનવમાં રહેલ આ વ્યક્તિત્વને કચરી નાખી શકતો નથી. પ્રકૃતિનું કોઈ મહાન સર્જક તત્વ વ્યક્તિમાં હોય છે એટલું તો નિ:સંદેહ

કેટલાક આદર્શ આત્મલક્ષિતાના હિમાયતીઓ બાહ્ય જગતની હયાતીજ વ્યક્તિને આભારી છે એમ સિદ્ધ કરવા યત્ન કરે છે. કેટલાક એમ પુરવાર કરવા મથે છે કે બાહ્ય જગતનું અસ્તિત્વ જ વ્યક્તિના ઉપર અવલંબેલું હોવાથી તેનું વાસ્તવિક જ્ઞાન માનવને મળતું નથી અને મળી શકે તેમ નથી. જીવનના મુશ્કેલ કોયડાનો સાદો ઉકેલ કેટલાક એવી રીતે લાવે છે કે, "આ બધી જંજાળ વ્યક્તિને લીધે ઉભી થાય છે અને એ ભેદ-ભાવથી ભરેલું, જુદાઈવાળું, માનવનું પોતાપણું તેનું વ્યક્તિત્વજ મિથ્યા છે, એટલે આખું જગત મિથ્યા છે. સત્ય તો માત્ર, સર્વમાં સમાનપણે વ્યાપી રહેલ ચેતન તત્વમાં જ રહેલું છે. 'પોતાપણામાંથી છૂટવું," 'હું" અને "મારૂં" ( અહમ્-મમત્વ ) નો ત્યાગ કરવો એમાં જીવનની સાર્થકતા છે.

વળી એ "વ્યક્તિત્વ"-એ "અહંતા", ક્યાંથી આવી ? તેના ઉતરો પણ ઘણા જુદા જુદા અપાયેલા છે. બૌદ્ધમત એને માટે એમ કહે છે કે પાનમાં ભેગા નાખેલા પદાર્થોનો એક રસ થતાં જેમ લાલ રંગ આપોઆપ પ્રગટે છે તેમ પ્રકૃતિનાં તત્વો એકત્ર થતાં વ્યક્તિ પ્રતીત થાય છે. પરંતુ તે વ્યક્તિત્વ કંઈ વાસ્તવિક નથી. કેવળ દ્વૈત મતવાળા કહે છે કે બ્રહ્મની જોડે માયાશક્તિ અનિર્વચનીય અને અવિભાજ્ય સંબંધથી જોડાએલીજ છે. તેને પ્રભાવે જગત સ્ફુરે છે અને વ્યક્તિત્વ દેખાય છે. પરંતુ સત્ય તો માયાથી પર રહેલ એક, અનંત સચ્ચિદાનંદમાત્ર છે.

ત્યારે બીજી બાજુએ દ્વૈતમતના અનુયાયીઓ પણ પોતાની દલીલો રજુ કરીને કેટલાક તો વ્યક્તિનું સનાતન જુદાપણું પુરવાર કરવા જેટલે જાય છે. કેટલાક અગ્નિના તણખાની તેને ઉપમા આપે છે. તો કોઇ તેને સુવર્ણની આકૃતિ સાથે સરખાવી પરમ તત્વ રૂપી અગ્નિ કે સુવર્ણની ધાતુ જોડે તેનું સામ્ય તથા સાધર્મ્ય સિદ્ધ કરવા યત્ન કરે છે.

હવે એ બધા વિચારોની લાંબી ચર્ચામાં ઉતર્યા વિના તેમાંના કેટલાકમાં જે અસ્પષ્ટતા રહેલી છે તેને સ્પષ્ટ કરીશું

આગળ આપણે જોયું કે વ્યક્તિત્વ એ કુદરતનું એક ઘણું ઉપયોગી હથીયાર છે; અને માનવજાતિમાં તો સર્વ પ્રકારની પ્રગતિની ધજા તેના હાથમાં હોય એમ લાગે છે.

બહારની દુનીયાનું વાસ્તવિક જ્ઞાન ભલે વ્યક્તિને ન થતું હોય પરંતુ તે વિશ્વ તેનાથી સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે એટલું તો દલીલ વગર સ્વિકારવુંજ પડે એટલું માન-

વના ચિત્તતંત્રનું અત્યારનું બંધારણ માગી લે છે. પોતાની હયાતી પુરવાર કરવાનું કોઈ પણ માણસને, અરે ! મીમાંસકને પણ, મુશ્કેલ પડે એ બનવા જોગ છે. પરંતુ તેથી તેની હયાતી કે 'હું હયાત છું' એવી સ્વયંસ્ફુરણા મટી જતી નથી. એ સ્વીકૃત જ્ઞાન માનવની તર્કપ્રધાન બુદ્ધિની મશ્કરી કરે છે.

પ્રત્યેક માનવ પોતાનામાં જે વ્યક્તિત્વ—જુદું—અનુભવે છે તે કેવળ મિથ્યા છે શું ? એ પ્રશ્ન પ્રથમ વિચારણા માગે છે. 'હું' અને 'મારું' ત્યાગવું એમાં જીવનની સાર્થકતા છે એ વિચાર એક અર્થમાં સાચો છે. અહંતારૂપે માનવ જે જગતને અનુભવે છે તે જગત મિથ્યા છે એ પણ એક દૃષ્ટિએ સાચું છે. દરેક વ્યક્તિ પોતે બનાવેલા પોતાના જુદા જ જગતમાં વિચરે છે—વાસ્તવિક જગતમાં નહિ, અને એ તેણે ઉત્પન્ન કરી લીધેલું જગત સાચું નથી હોતું. અને છતાં કહેવું જોઈએ કે વ્યક્તિ ઘણીખરી વખત એ પોતાના જગતમાં રહીને જ પોતાની બહારના જગત ઉપર અસરો ઉત્પન્ન કરી શકે છે.

માયાથી પર, એક, અનંત, સચ્ચિદાનંદ જ કેવળ સત્ય છે, બાકીનું બધું જ મિથ્યા છે. માયા છે એ દલીલનો સૌથી દૃઢ વિરોધ બે વસ્તુઓ કરે છે. પ્રથમ તો અવતારનું પ્રગટ થવું એ સચ્ચિદાનંદના દૃષ્ટિબિંદુથી—જો નિરપેક્ષ સચ્ચિદાનંદને કોઈપણ દૃષ્ટિબિંદુ હોઈ શકે તો—માયા જ ગણાય. અને બીજું, માનવજાતિના ઘણા મોટા ભાગમાં ઇતિહાસના આરંભથી ચાલી આવતી જગત ઉપર પ્રભુતા—દિવ્યતા પ્રાપ્ત કરવાની અદમ્ય અભીપ્સા. આ અભીપ્સાને ગમે તેટલું જગતનું મિથ્યાત્વ સમજાવવામાં આવશે તો પણ કદી તેનો વિલય થનો નથી. આ ઉપરાંત પણ માનવને સામાન્ય જીવનમાં આસક્ત રાખનાર, તેને જગત જોડે બાંધી રાખનાર નિમ્ન તત્વો જેવાં કે જિજીવિષા વગેરે તો હોય છે જ. એટલે જગતથી અસ્પર્શ્ય એવું બ્રહ્મ (કે સચ્ચિદાનંદ) જ ,અંતિમ સત્ય હોય તો જગતને માટે તે નિરુપયોગી છે. અને જો તે સ્પર્શ્ય હોય, જ્ઞેય હોય તો બ્રહ્મની વ્યાખ્યાથી તે વિરોધી ગુણવાળુ ઠરે છે. અર્થાત, તે સચ્ચિદાનંદ મટી જાય છે.

કેટલાક જે એવો પ્રશ્ન કરે છે કે "માનવનું વાસ્તવિક વ્યક્તિત્વ છે જ કયાં?" યા તો "પોતાપણાનું ભાન એ કેવળ અકસ્માત જ છે" એ દૃષ્ટિબિંદુની વિમનવાર ચર્ચા અહીં અસ્થાને છે. એ પ્રમાણે જીવનની અંતિમ સાર્થકતા શૂન્યતામાં શોધવાનો આદર્શ યા તો આ આખા વિરાટ નાટકનો કોઈ સૂત્રધાર છે જ નહિ એ માન્યતા સ્વીકૃત થઈ શકયાં નથી એટલું અહીં કહી શકાય. અને વધારામાં કર્મના સિદ્ધાંત પ્રમાણે થતો પુનર્જન્મ, જો પુનર્જન્મ છે જ નહિ તો, કોનો થાય છે? તથા અહંતામાં રહીને કે તેનાથી મુક્ત થઈને માનવ જે કર્મ કરે છે તેને માટે, તેનામાં વ્યક્તિત્વ જ ન હોય તો, કોણ જવાબદાર ગણાય? આ બધા અકેક ગ્રંથમાં પણ ભાગ્યે ચર્ચી શકાય એવા પ્રશ્નો અહીં ચર્ચવાનો યત્ન પણ નહિ કરીએ.

ઉપર જણાવેલા અંતિમ દ્વૈત અને કેવલ અદ્વૈત–બન્ને પક્ષોની દલીલમાં વજૂદ છે. ફક્ત એ બે આધ્યાત્મિક અનુભૂતિઓ પરસ્પર વિરોધી જ હોવી જોઇએ એવું કંઇ નથી. એકતા યાને અદ્વૈત એ વિરાટનું એક મહાન સત્ય નિ:સંશય છે. તેને ન જાણનાર વિરાટના કે જીવનના સત્યને ન જાણી શકે એ સાચું છે. પરંતુ તેજ પ્રમાણે વ્યક્તિમાં પણ ભગવાનનો દિવ્ય હેતુ કાર્ય કરવા યત્ન કરી રહ્યો છે એનો પણ સ્વીકાર કર્યા વિના ચાલે તેમ નથી.

'અહંતા' ભલે મિથ્યા હોય, અજ્ઞાનભરી, મર્યાદિત અને અસત્ય હોય, પરંતુ માનવમાં એવું કાંઇક તો જરૂર હોય છે જેને પોતાના જીવનના હેતુનું–ઘણી વખત તો સ્પષ્ટ–ભાન હોય છે. જે માનવોને પોતાના જીવનકાર્યનું ભાન હોય એવા ઘણીવાર જોવામાં કે જાણવામાં આવે છે અને વિકસિત માનવમાં તો એ ભાનજ તેના જીવનનું નિયામક તત્ત્વ બને છે. વળી, આધ્યાત્મિક જીવનમાં પણ ઉચ્ચમાં ઉચ્ચ આધ્યાત્મિક સાક્ષાત્કારો પણ વ્યક્તિ પ્રાપ્ત કરીને આર્ષ ભાષામાં તેમને પ્રગટ કરે છે. પોતાના અનુભવોની છેવટની સાબીતી માટે વ્યક્તિ પોતાના જ ઉપર આધાર રાખે છે; અને સમસ્ત જગતને હિંમત તથા શ્રદ્ધાપૂર્વક પોકારીને કહે છે:– श्रृण्वन्तु विश्वे अमृतस्य पुत्रा..........वेदाऽहमेतं पुरुषं महान्तं आदित्यवर्णं तमसः परस्तात्। "હે વિશ્વવાસી અમૃતત્વનાં બાળકો ! સાંભળો! અંધકારની પેલેપાર એવા સૂર્યજ્યોતિર્મય મહાન તેજોમય પુરુષને મેં જાણ્યો છે." તે બેધડક જાહેર કરે છે– "अहं ब्रह्मास्मि।" "હું બ્રહ્મ છું" યા તો કહે છે "I and my father are one" "હું અને મારો બાપ એક છીએ." (જીસસ)

એટલે જે તત્વ અત્યારે માનવપ્રકૃતિમાં પ્રગટ થતું આપણને જણાય છે તેની પાંછળ કાંઇક સત્ય કાર્ય કરી રહેલું હોવું જોઇએ: વ્યક્તિત્વની અંદર કોઇ દિવ્ય તત્ત્વ પ્રગટ થવા પ્રયત્ન કરી રહેલું છે.

ઉપર જે વિચાર ચલાવ્યો તે અજ્ઞાનમાં પણ માનવજીવનનો જે વિકાસ થાય છે તેનો અભ્યાસ કરતાં આપણને સાચો લાગે છે. અહંતા રૂપે પણ જે વ્યક્તિત્વ આપણને માનવમાં દેખાય છે તેની સાર્થકતા તેના અત્યારના અજ્ઞાનભર્યા જીવનમાં પણ કેવા પ્રકારે થાય છે? અહંતાની સાર્થકતા ક્રમે ક્રમે અહંતાની મર્યાદાઓનો ત્યાગ કરી વિશાળ બનવાથી સધાતી જાય છે. પોતાનામાં અન્ય માનવોને સમાવવાની અહંતાની શક્તિ જેટલા પ્રમાણમાં વિકાસ પામે છે તેટલા પ્રમાણમાં તેનો વિકાસ થાય છે. સ્વાર્થમાં રચીપચી રહેનાર અહંતા પણ "પોતાનું" જેને માને છે તેને માટે ભોગ આપવા તત્પર બને છે. એમ ક્રમે ક્રમે અહંતાને આત્મબલિદાનની ચઢતી કક્ષાઓ પ્રાપ્ત કરાવવાથી તેની ઉન્નતિ થતી જણાય છે. છેવટે અહંતાભરી માનવ ચેતના વિરાટ્ જોડે તથા સમગ્ર માનવજાતિ જોડે પોતાની એકતા અનુભવે છે. એટલેથી સંતોષ ન થતાં જ્યારે પ્રભુતાની તેને ઝાંખી થાય છે, જ્યારે પોતાનામાં રહેલ અપ્રગટ દિવ્યતાની શક્યતા તે જુએ છે અને તે તરફ પ્રગતિ કરે છે ત્યારે અહંતા પોતાનામાં રહેલ છેવટના અજ્ઞાનનો ત્યાગ કરીને ...ના અંતિમ સત્ય સ્વરૂપની સમીપ જાય છે.

ફક્ત આપણે "અહંતા" અને સાચું વ્યક્તિત્વ" એ બેને એક ગણી લેવાની પ્રચલિત ભૂલ કરવી જોઇએ નહિ. અહંતાનાં બંધનો માનવના સાચા વ્યક્તિત્વને રૂંધે છે, તેને મર્યાદિત બનાવે છે તથા તેની શક્તિઓને તથા શક્યતાઓને કુંઠિત કરે છે. ઉદાહરણ તરીકે ગૌતમબુદ્ધનું જીવન લેતાં આપણને જણાઇ આવશે કે જ્યાં સુધી તે પોતાની અહંતાની મર્યાદાઓમાં પૂરાયલા હતા ત્યાંસુધી તેમના સાચા વ્યક્તિત્વને ખીલવાનો અવકાશ જ મળ્યો ન હતો. ઉલટું, જ્યારે તેમણે અહંતાએ બનાવેલા પોતાના મિથ્યા જગતનો ત્યાગ કર્યો ત્યારેજ તેમનું સાચું વ્યક્તિત્વ બહાર આવી શક્યું. એટલે "અહંતા" અને "સાચું વ્યક્તિત્વ" એક નથી એ પ્રથમ સ્પષ્ટપણે ધ્યાનમાં રાખવાની જરૂર છે.

પ્રત્યેક વ્યક્તિ વિરાટ્‌ના અનંત સ્ફટિકનો એકેક પહેલ છે–તેનું એકેક પાસું છે. અર્થાત્ ખરું જોતાં વ્યક્તિરૂપે સમગ્ર વિરાટપ્રકૃતિ વ્યક્ત થાય છે. અનંત ચૈતન્ય (વિરાટ્ ચૈતન્ય)—અનંત સ્વરૂપે—માનવના અત્યારના ચિત્તંત્ર માટે અજ્ઞેય, અગ્રાહ્ય, અચિંતનીય છે. સફળ ક્રિયા સાધવા માટે વિરાટ્‌ને વ્યક્તિનો ઉપયોગ કરવોજ પડે છે. ઘણીવાર વ્યક્તિમાં સમગ્ર માનવજાતિની અસ્મિતા પ્રગટ થયલી જણાય છે તે પણ ઉપર જણાવેલા સત્યની સાબીતી છે.

પરંતુ માનવજાતિ જોડે અદ્વૈત અનુભવવું યાતો વિરાટ્ જોડે એકતા સાધવી એટલેથી માનવમાં રહેલ વ્યક્તિત્વને સંતોષ થતો નથી. તેને તો વિરાટ્‌થી પણ પર, કોઇ પરાત્પર, દિવ્ય ચૈતન્ય સ્વરૂપ જોડે પોતાનું અદ્વૈત સાધવું છે. પોતે કોઇ એવી પરાત્પર દિવ્યતામાંથી આવેલો હોઇ પોતાના અંતિમ, શુદ્ધ, આદિ સ્વરૂપમાંજ કેવળ નહિ, પરંતુ પોતાની ક્ષર ગણાતી પ્રકૃતિમાં પણ પોતે તે પરાત્પર દિવ્યતા જોડે સામ્ય ધરાવે છે એવું ભાન તેને થયા કરે છે. પરાત્પર દિવ્યતા જોડેનું પોતાનું સામ્યસાધર્મ્ય–પૃથ્વી ઉપર પ્રગટાવવાની અભીપ્સા તે સેવે છે. આ રીતે જે પરાત્પર ચૈતન્યશક્તિ વિરાટ્ રૂપે તથા વ્યક્તિ રૂપે વિશ્વમાં પ્રગટ થઇ રહી છે તેની આદ્ય વિસર્ગશક્તિ તેની પ્રારંભિક પ્રેરણાનો અનંત વિશ્વોમાં આવિર્ભાવ પામેલો સર્જક આવેશ વાસ્તવિક હોવો જોઇએ. વ્યક્તિના મૂળમાં એ વાસ્તવિકતા રહેલી છે.

અને એ અર્થમાંજ શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન્ "દિવ્ય ઋષિઓમાં નારદ છું," "પાંડવોમાં હું અર્જુન છું"—એમ બીજી ઘણી વ્યક્તિ—વિભૂતિઓની ગણના પોતાના સ્વરૂપમાં કહે છે. પ્રત્યેક વર્ગની કે સમૂહની, તેમ પ્રત્યેક વ્યક્તિની, પાછળ દિવ્યઆદિ તત્વની તપઃશક્તિ-તથા તેનો હેતુ આવી રહેલા છે.

ઉપર જણાવેલા કારણથી જે મીમાંસામાં કે સાધનાપ્રણાલિમાં વ્યક્તિત્વનો ઉચ્છેદ, તેનો લય કે તેની શક્તિઓને કુંઠિત કરવાનો આદર્શ સ્વીકારાયલો હોય છે તે સર્વે વિશ્વરચનાના એક મૌલિક અને સર્જક સત્યનો વિરોધ કરે છે. અને—અજાણ્યે ભલે હો

પરંતુ-અસત્યનું અનુસરણ કરે છે. "વ્યક્તિત્વ મિથ્યા છે." વ્યક્તિત્વજ સર્વે દુઃખનું, પાપનું મૂળ છે. "એમ ગણીને તેનાથી દૂર ભાગનાર યાતો એની શક્તિઓને તથા શક્યતાઓને નિર્મૂળ કરનાર પોતાનો વિકાસ થતો તો અટકાવે છે જ, પરંતુ વધારામાં ભાગવત ચૈતન્યને જીવનમાં વ્યક્ત થવા માટે અનિવાર્ય રીતે જરૂરી એવા પોતાના વ્યક્તિત્વને દરિદ્ર કે અપંગ કરીને તેટલે અંશે તે ભગવાનના કાર્યમાં બાધા નાખે છે-કારણ કે જેટલે અંશે વ્યક્તિત્વ પંગુ તેટલી તેના દ્વારા થનાર ભગવાનના આવિર્ભાવમાં ઉણપ.

અને વ્યક્તિએ યત્ન કરવાનો છે તે વ્યક્તિત્વનો વિનાશ કરવા માટે નહિ પરંતુ સાચા વ્યક્તિત્વને રૂંધાનાર અહંતાને દૂર કરવાનો. ખરી ભૂલ વ્યક્તિત્વમાં નથી પરંતુ તેના કાર્યમાં વિકાર દાખલ કરનાર અહંતામાં છે. માનવને જે ખોટી અજ્ઞાનભરી સમજુતી હોય કે "કર્મોનો કર્તા તો હું છું" એમાં અહંતાનાં વિકારી તત્વો આવીને શુદ્ધ વ્યક્તિત્વને કલુષિત કરે છે. વ્યક્તિએ સમજવું જોઇએ કે તેની પોતાની કિંમત ભગવાનને લક્ષનેજ છે. જો તેનું જીવન એ ઉચ્ચ પરાત્પર દિવ્ય ચૈતન્ય સ્વરૂપને ખાતર ન હોય, જો દિવ્ય પરાત્પર ચૈતન્ય પોતાને દોરે તે માર્ગે તેના નિમકહલાલ સેવક પેઠે જવાને વ્યક્તિત્વ તૈયાર ન હોય, જો તેના કારણરૂપ થઈ તેનું કાર્ય કરવા ન ઇચ્છે ન અભીપ્સે, તો આધ્યાત્મિક દૃષ્ટિએ તે વ્યક્તિત્વની કશી કિંમત નથી. જેટલે અંશે પ્રભુ જોડે સાધર્મ્ય મેળવવાની તેની સહૃદય અભીપ્સા તેટલે અંશે તે વ્યક્તિત્વ કિંમતી. તે સિવાયનું—અહંતાની અનુભૂતિમાં ડૂબેલું તેનું મિથ્યા સ્વરૂપ અર્થ વગરનું છે.

ઉપરના કથનથી એ સમજાયું હશે કે જીવનમાં પ્રભુનો આવિર્ભાવ થવા માટે વ્યક્તિ અનિવાર્ય સાધન છે. કારણ કે અભિવ્યક્તિ-પ્રગટ થવું-આવિર્ભાવ પામવો એટલે મર્યાદાઓનો સ્વેચ્છાપૂર્વક સ્વીકાર કરવો. અનંત પણ આવિર્ભાવમાં એવી મર્યાદાઓ સ્વીકારે છે અને એ તેની કાર્યપદ્ધતિ છે. અને સર્વશક્તિમાનની સર્વશક્તિમત્તા એવાં સ્વેચ્છાપૂર્વક સ્વીકારેલાં, દેખીતાં બંધનોમાં રહીને તેમને વટાવી જવામાં છે.-વિરાટ્ નિયમોના સ્વચ્છંદી ભંગમાં નહિ. આમ પ્રત્યેક વ્યક્તિનું પોતાનું દિવ્ય સ્વરૂપ હોય છે.

વ્યક્તિત્વનું મિથ્યા-અસત્ય-સ્વરૂપ તે "અહંતા" તેનું વાસ્તવિક-સત્ય-સ્વરૂપ તે "ચૈત્ય પુરુષ." હવે વ્યક્તિના દૃષ્ટિબિંદુથી આખીય ઉત્ક્રાંતિની ઘટના જોઈશું તો આપણને જણાશે કે તેનામાં રહેલ આ અપ્રગટ, પડદા પાછળ રહી કાર્ય કરનાર, તેનું વાસ્તવિક વ્યક્તિત્વ-ચૈત્ય સ્વરૂપ-બહાર પડે એ ઉત્ક્રાંતિનો ઉદ્દેશ છે- "બહાર પડે" એટલે કે અત્યારે એ વાસ્તવિક વ્યક્તિત્વ-ચૈત્ય પુરુષ- અહંતાનાં કાર્યની પાછળ ઢંકાઇ રહ્યો છે, તે પોતાના મૂળ સ્વરૂપમાં અને સ્વાભાવિક પ્રભુત્વપૂર્વક માનવીની પ્રકૃતિમાં પ્રગટ થવા માંડે તથા ત્યાં પોતાનું સામ્રાજ્ય સ્થાપે. જેટલા પ્રમાણમાં આ પ્રગટ ચૈત્ય પુરુષ માનવમાં આગળ પડતો હોય તેટલા પ્રમાણમા તે માનવ આધ્યાત્મિક દૃષ્ટિએ વધારે વિકાસ પામેલો ગણાય.

—અપૂર્ણ

# મહાગુજરાતની અમરવેલ

ડુંગરશી ધરમશી સંપટ

ગુજરાતે મહાગુજરાતનો વિસ્તાર, સંસ્કૃતિ અને સાહસકથા તરફ બેદરકારી સેવી છે. આ અમૃતવેલે પરદેશોની ભૂમિમાં નવપલ્લવિત થઈ પોતાના ઊંડાં મૂળો ત્યાંની જમીનમાં ઉતાર્યાં છે તેની માત્ર આછી ઝાંખી ગુજરાતનાં ઘેનભર્યાં મગજમાં પહોંચી છે. પોતાના પરદેશ ગયેલા પુત્રોની પરાક્રમગાથાઓ ગુજરાતે પોતાના ઇતિહાસને પાને નોંધી નથી, મહાગુજરાતની વિશાળ સીમાની સામે કદી પણ મીટ માંડી નથી. ગુજરાતનું માતૃત્વ અને ઋણ સ્વીકારતાં મહાગુજરાતીઓ ગુજરાત તરફથી ઉપેક્ષાને પાત્ર થયા છે. પ્રાચીનકાળથીજ સાહસિક મહાગુજરાતીઓ પેગુ, સીલોન, જાવા સુમાત્રા, ઇન્ડોચાઈના, કંબોડીયા, અને બોરનીઓ સુધી સમુદ્રયાત્રા કરી ગુજરાતી સંસ્કૃતિનો ઝંડો વિદેશોમાં ઉડાવતા હતા તેના ઉલ્લેખમાત્રથીજ આપણને સંતોષ માનવો પડે છે. ઝાંખો ઝાંખો પણ ભવ્ય ભૂતકાળ આપણી સામે તરી રહે છે.

હમણાં પણ વીશલાખ મહાગુજરાતીઓ વર્તમાન ગુજરાતની શીમા બહાર ગુજરાતનું માતૃત્વ સ્વીકારતાં વસે છે તેની ગુજરાતવાસીઓને ખબર કે કદર છે? હિંદની અંદરના ભાગો સિવાય એડન, મલાયા, સીલોન, પરસીઅનગલ્ફનાં બંદરો, રાતાસમુદ્રના બંદરો, જાવા, બ્રહ્મદેશ, એબીસીનીઆ, સાઉથ આફ્રિકા, યુગન્ડા, ઇસ્ટ આફ્રિકા જંગબાર સીચેલસ વગેરે અનેક પ્રદેશોમાં મહાગુજરાતવાસીઓ પોતાનું ગુજરાતીપણું અને તેની સંસ્કૃતિ વિસ્તારી બેઠા છે. તેમનાં સુખ દુઃખ, ભોગવવાં પડતાં સંકટો, નિભાવવી પડતી અગવડો માટે ગુજરાતવાસીઓએ શું કર્યું છે? કયારેય બંધુત્વને સ્મૃતિમાં આણ્યું છે?

મહાગુજરાતીઓએ તો પોતાનું માતૃત્વનું ઋણ બરાબર યાદ કરી અદા કર્યું છે. અનેક કલેશો દુઃખો, સંકટો, વીટંબનાઓ અને અગવડો ખમી તેઓએ પરદેશોની સમૃદ્ધિ અને જ્ઞાનવિજ્ઞાન ગુજરાતને ચરણે ધર્યાં છે, ગુજરાતમાં નવું લોહી આણ્યું છે. એઓનો પોતાની માતૃભુમિ ઉપરનો પ્રેમ અથાગ છે. પરદેશોમાં ઘણાં વરસોનો નિવાસ ત્યાંનાં વતનીઓ સાથે સ્નેહ સંબંધ, ત્યાંની આબોહવાની અનુકૂળતા, સમૃદ્ધની રેલછેલ, ત્યાંનાં પ્રજાજીવનમાં પરોવાવુ, ગાડી. વાડી, મોજ શોખ. જીવનની ઉચ્ચ સગવડો, નાટક, સીનેમા વગેરે ગોકવણો અને સગવડો ગુજરાતીઓને મળે છે. છતાં ગુજરાતીઓનો આત્મા પોતાના સ્વદેશની ઝાંખી માટે તલસે છે. પોતાનાં જન્મસ્થાનનાં ભાંગ્યાતુટયાં ઘરો અને ગામડાનાં શાર્ઈગંધ વૃક્ષો તરફ તેનાં હૃદયનાં તરંગો દોડે છે, બાલ્યાવસ્થા અને કિશોરાવસ્થાનાં સંસ્મરણો તેમને સ્વદેશ તરફ આકર્ષે છે.

સિંધુનદી હિમાલયમાંથી નીકળી પંજાબમાં થઈ સિંધમાં ખાતર અને કશ ભરે છે. એ ખાતર અને કશને લીધેજ સિંધની ભૂમિ ફળદ્રુપ બની છે. એ દષ્ટાંત અનુસાર પરદેશોથી લાવેલી લક્ષ્મી ગુજરાતના એક વિભાગ કચ્છમાં પરદેશથી વાર્ષિક દોઢ કરોડ રૂપિયા પરદેશના કચ્છીઓ લાવતા ન હોત તો કચ્છ ક્યારનોયે ઉજ્જડ દેશ બની ગયો હોત. કચ્છ દેશનો યોગક્ષેમ પરદેશી કચ્છીઓ નિભાવે છે. તેવીજ રીતે કાઠીયાવાડ અને ગુજરાતમાં પણ રસકશ પરદેશની કમાઇથી આવે છે. ત્યાંના રહેવાસીઓ પરદેશમાં ધન કમાઈ નવી જગ્યાઓ બંધાવે છે, ધર્મશાળાઓ, સ્કુલો, કન્યાશાળા, મંદિરો નિભાવે છે. વિવાહાદિક મંગળ કાર્યો તેમજ માતપિતાના સ્વર્ગવાસ પછી મૃત્યુભોજનો વગેરે ખર્ચો પણ કરે છે એ રીતે સંસ્થાનોથી ગુજરાત સમૃદ્ધ બને છે.

ગુજરાતીઓ જુના વહાણવટીઓ છે. શામળ ભટની વાર્તાઓમાં જાવા વગેરે બંદરો ખાતે વહાણોનો કાફલો લઈ વેપારીઓ જતા હતા એમ છે. ત્યાંથી અઢળક લક્ષ્મી લાવતા હતા. સામળભટની એ વાર્તાઓ પહેલાં ઘણાં પ્રાચીન સમયથી ગુજરાતીઓ વહાણવટીઓ હતા. તેમણે એ અઢળક સમૃદ્ધિમાંથીજ શેત્રુંજ્ય, આબુ, ગિરનારનાં અને દ્વારકાના મંદિરો જેવાં અનેક સ્થાપત્ય બાંધ્યાં હતાં. વીમળશાહ, મુંજાલ, વસ્તુપાલ, તેજપાલ, જગડુશાહ અને એવા બીજા અનેક ધનકુબેરોએ વાણિજ્ય અને સાગર મંથનમાંથી અઢળક દ્રવ્ય મેળવી પછી મોટા મુત્સદી અને મંત્રીઓ બન્યા હતા. ગુજરાતીઓ અદ્યાપિ એ ચીલો ચલાવી રહ્યા છે.

જીવનકલહને લીધે ગુજરાતીઓએ પરદેશ વસાવ્યો નથી. પરંતુ એમને હજારો વરસો થયાં એ સંસ્કારો પડી ગયા છે. એના સાહસિક નાવિકોને સમુદ્રમાં ઘુમવાના સંસ્કારો છે. એમનાં વેપારીઓને પરદેશો સાથે દીર્ઘ કાળનો વ્યાપક વાણિજ્ય સબંધ છે. એમના મીસ્ત્રીઓને સેંકડો તોફાન સહન કરનારા મજબુત લાકડાનાં વહાણો „બાંધવાનો પેઢીઉતાર હુનર આવડે છે. આથી વાણિજ્યપ્રિય ગુજરાતીઓ જુના સમયથીજ સમુદ્રને આંગણું બનાવી બેઠા છે. એ એમનો સ્વભાવજ છે. સમુદ્ર ખેડવો એ એમનો ધંધોજ છે. એ વાણિજ્યપ્રેમી પ્રવાહ સતત પરદેશો ખાતે વહ્યોજ રહ્યો છે. આખા હિંદમાં જુના કાળથી ગુજરાત રિદ્ધિસિદ્ધિયુક્ત ગણાય છે તેનું કારણ આ પ્રવાહ ચાલુ રસકશ લાવે છે, તે છે.

ગુજરાતીઓનો દાનપ્રવાહ પણ બહુ પ્રબળ જોસથી વહેતો ચાલ્યો આવ્યો છે. મેં ઘણા પ્રદેશોના વેપારીઓના જુના ગુજરાતી ચોપડાઓ કતૂહલ અને જીજ્ઞાસાથી જોયા છે. તેમાં સમય સમયનો દાનપ્રવાહ જુદાં જુદા સ્વરૂપે વહેતો જોવામાં આવે છે. અઢારમી સદીના એ ચોપડાઓ હતા. તેમા વૈષ્ણવ વેપારી હોય તો પોતાનાં મંદિર અથવા હવેલીમાં સામગ્રી મૂકે છે, ઉત્સવો કરે છે, બ્રાહ્મણની કન્યાના વિવાહમાં ધન આપે છે, ગાયોના ઘાસ માટે વ્યય કરે છે. સારો નફો મળે છે તો યાત્રાએ મોટો ખર્ચ કરી કુંટુંબ સહિત જાય છે, સદાવ્રત બાંધે છે, મંદિર બાંધે છે, બહુ ધનવાન હોય તો બ્રાહ્મણોની ચોર્યાસી જમાડી સારી દક્ષિણા આપે છે, ધનવાન વેપારી તે સિવાય પોતાના પુત્રના વિવાહમાં અથવા એવાં

સારા પ્રસંગોમાં પણ સારી રીતે વ્યય કરતો હતો. પિતામાતા પાછળ મોટું બ્રહ્મભોજન કરાવવું એ ભારે પુણ્યનું કાર્ય ગણાતું હતું. જૈન વેપારીઓ પણ મંદિર બાંધવા અને ધાર્મિક કાર્યોમાં બહુ નાણાં ખર્ચતા નહતાં. ગાંધી યુગની અસર બહારના મહાગુજરાતીઓ ઉપર બહુ મોટાં પ્રમાણમાં થઇ છે. છેલ્લાં વીસ વરસોથી ગુજરાતીઓનો દાનપ્રવાહ એટલોજ સબળ, મોટો અને અખંડ વહે છે. છતાં એની દિશા જરૂર બદલી છે. વ્યક્તિગત પ્રવાહ ઓછો થઇ સમષ્ટિ ગત થયો છે. વિદ્યા, દૈવી આફત, દુઃખી અને અને હરિજનોને મદદ વગેરેમાં હવે એ દાનો અપાતાં થયાં છે. દેશનાં રાજદ્વારી કાર્યોમાં પણ ઠીક પૈસા ખર્ચાય છે. શું આફ્રિકામાં કે એશિઆમાં જ્યાં જ્યાં ગુજરાતીઓની વસ્તી છે ત્યાં કોઇપણ સારાં કામમાં નાણું આપવાની ક્યારે પણ ના પાડવામાં આવી નથી. આગળ હિંદમાં વારંવાર દુકાળો પડતા ત્યારે જ્યાં જ્યાં ગુજરાતીઓ વસતાં ત્યાં ત્યાંથી મોટી રકમો મદદમાં અપાઇ હતી. ધરતીકંપ, પાણીની આફત, જન કરેલો આવે ત્યારે અથવા ભયંકર અગ્નિ દાહ પ્રસંગે ગુજરાતીઓનો દાન પ્રવાહ દેશ અને જાતિના ભેદ વિના સતત વહ્યો છે. ગાંધીજીનાં કાર્યક્ષેત્રમાં ગુજરાતીઓનો સાથ તો ઇતિહાસપ્રસિદ્ધજ છે. દક્ષિણામૂર્તિ, શાંતિનીકેતન જેવી અનેક શિક્ષણ સંસ્થાઓને ગુજરાતીઓએ ખૂબ આર્થિક સહકાર આપ્યો છે. દક્ષિણીઓની કેટલીએ સંસ્થાઓ ગુજરાતી પૈસે ચાલે છે. ગુજરાતીઓ પોતાના વેપારમાં ધર્માદો )॥ થી )- ભાગ રાખે છે. તે સિવાય દર વસ્તુ ઉપર ધર્માદો લાગો પણ હોય છે. પાંજરાપોળો તો જ્યાં જ્યાં ગુજરાતી વેપારીઓ હોય ત્યાં જરૂર સ્થાપવામાં આવે છે. તેના વહીવટમાં અનેક દોષો હશે. પરંતુ શ્રદ્ધાની દૃષ્ટિ સામાન્ય હોવાથી પ્રાચીન કાળથી આવી સેંકડો પાંજરાપોળો ગુજરાતીઓ નિભાવતા આવ્યા છે. પાંજરાપોળો અને ધર્માદા કામો પાછળ મહાગુજરાતીઓ દરવરસે બે કરોડ રૂપિયા ખર્ચે છે.

પચીસ ત્રીસ વરસો પહેલાં ગુજરાતીઓ પરદેશમાં બહુ સાદી અને સરલ રીતે રહેતા. તેમની જીંદગીની જરૂરિઆતો થોડી હતી. તેમનું સંગઠન સરસ હતું. પરસ્પર બહુ સ્નેહ રહેતો. દેશથી આવેલ નવા ગુજરાતીને સૌ મદદ આપવા તૈયાર રહેતા હતા. કોઈ બીમાર પડ્યો હોય ત્યારે તેની સારવાર માટે સૌ ગુજરાતીઓ વારાફરતી જતા હતા. પરદેશમાં જ્ઞાતિબંધનો શિથિલ થતાં હતાં. ગુજરાતીઓ જુદા જુદા પ્રદેશના છતાં પરસ્પર બંધુભાવ બતાવતા હતા. જુદી જુદી જ્ઞાતિના છતાં એકબીજાની સાથે પ્રીતિભોજનો કરતા. કોઇ ગુજરાતી ઉપર આફત આવે ત્યારે તેને મદદ કરવાને કોઇ પાછી પાની કરતું નહિ. પરસ્પરના વિવાદોમાં કોઇ કોર્ટે જતું નહિ. પરભારો આગેવાનો પતાવટ કરાવી દેતા. સૌ એકસંપી, પરસ્પર સ્નેહ, અને સંગઠનથી સ્વરાજ ભોગવતાં હતાં.

સ્ત્રીઓ તે સમયે બહુ મોડા પ્રમાણમાં બહાર પરદે ગમન માટે નીકળતી. આજે એકસો વરસો પહેલાં પહેલી ગુજરાતી સ્ત્રી જંગબાર પ્રવાસ કરી આવી તે સાંભળી સુલતાન માજીદ ઘણા ખુશી થયા હતા. તેમણે એ બાઇને અલંકારો અને રેશમી વસ્ત્રોની ભેટ મોકલી હતી. પચાસ વરસો પહેલાના મહાગુજરાતીઓ બે ત્રણ ગુજરાતી ચોપડી

ભણે અને વેપારી લાઇનમાં જોડાય. અથવા ગામડી નિશાળ. આંક, લેખાં અને અક્ષરજ્ઞાન મેળવી વેપારીને ત્યાં માલની ઓળખ અને નામુ શીખે. પગાર બહુ ટુંકો મળે. પરંતુ સખ્ત નિયમન અને શિક્ષણથી તે જરૂર વિચક્ષણ બને. થોડી મુડી એકઠી થતાંજ તે યુવક પોતાની નાની દુકાન કાઢે. તેમાં નફો મળતાં તે ધંધો વધારતો જાય. આ પ્રમાણે નાના પગથીઆ ઉપરથી હળવે હળવે ઉંચે ચઢવાનું હતું.

અગાઉના ગુજરાતી વેપારીઓ સાધારણ અક્ષર જ્ઞાન ધરાવતા હતા. પરંતુ પાછળથી ધીમે ધીમે અનેક સંયોગો અને સંસ્કૃતિઓના ધાટા સંબંધમાં તેમને આવવું પડયું હતું. જે દેશમાં તેમણે સંસ્થાન સ્થાપ્યું હોય તે દેશની પ્રજાની ભાષા બોલતાં શીખવાની સૌ ગુજરાતીઓની પ્રથમ ફરજ થઇ પડતી. બસરા, બહેરીન, મસ્કત વગેરે પ્રદેશોમાં રહેલા ગુજરાતીઓ અરબી ભાષા બોલતાં સારી રીતે જાણે છે. જંગબારમાં રહેનાર ગુજરાતીઓ સ્વાહીલી તથા અરબી ભાષા જાણતા હતા. જાવામાં રહેનારા જાવાનીઝ, નેટાલમાં રહેનારા ઝુલુભાષા, લોરેન્ઝો મારક્વીસમાં રહેનારા પોર્ટુગીઝ, મંડાગાસ્કરમાં રહેનારા મંડાગાસ્કરી અને એબીસીનીઆમાં રહેનારા ગુજરાતીઓ એબીસીનીઅન ભાષા બોલતા હતા. અંગ્રેજો અને યુરોપીયનોનો સહવાસ પણ ધંધાને અંગે ઠીક મળતો. તેમની સાથે ધંધાના કારણે ભાંગીતુટી અંગ્રેજીમાં વેપારીઓ ગાડું ગબડાવ્યે રાખતા, તારો અને સાદી અંગ્રેજી ચીઠીઓનો મર્મ સમજી લેતા હતા. ધંધામાં એમની બુદ્ધિ એટલી સુક્ષ્મતાથી પ્રવેશતી કે કદી પણ ગમે તેવો વિચક્ષણ પરદેશી તેમને જાળમાં નાખી છેતરી શકતો નહી.

પરદેશોમાં રહ્યા છતાં તેઓ કદી પણ પોતાનું ગુજરાતીપણું ભુલતા નહોતાં તેના આચારવિચાર પહેરવેશ ગુજરાતીજ રહેતા ઘણાખરાં એક બીજાની સમીપમા રહેતા. ઉત્સવો વ્રતો બરાબર પાળતા. પરદેશોમાં રહ્યા છતાં એકેય ધાર્મિક ફરજ અદા કરવામાં પાછી પાની કરતા નહોતા પોતાના ધર્મના મંદિરો. પણ જરૂર બંધાવતા. અનેક ગુજરાતી સંસ્થાનોમાં આવાં મંદિરો વિદ્યમાન છે. ખાવાપીવાની વસ્તુઓ પરદેશમાં ન મળે તો વહાણોથી સ્વદેશમાંથી મંગાવી લેતા. આરૂં ઘી તો સર્વે સ્થળે મુંબઇથીજ મંગાવાતું હતું. એક જ્યોતિષ જાણનારા કર્મકાંડી બ્રાહ્મણની આવશ્યકતા પણ જુના ગુજરાતીસમાજને રહેતી હતી. એક મોટા વેપારીને મુખી તરીકે એકમતે સૌ નીમતાં. કોઇ ધર્માદા કાર્યમાં ફાળો કરવાં, કોઇ વચ્ચે વાંધાઓની પતાવા કરવાં, કોઇ વૈમનસ્ય દૂર કરવા, કોઇ ઉત્સવની ઉજવણી કરવાં, કોઇ ધર્મ ગુરૂઓ સત્કાર કરવા, કોઈ સ્થળે ગુજરાતીઓનો પ્રતિનિધિ થાવા આ મુખી પોતાની ફરજ બજાવતો હતો.

સૌ સાદાઈથી રહેતા પરંતુ ઓફીસોમાં જવા સમયે અથવા બજારમાં નીકળવા વખતે પ્રૌઢો ધોતીઆ ઉપરે કશીવાળુ અંગરખું, તે ઉપર ખેશ અને માથે પાઘડી ધારણ કરતા. યુવકો ટોપી અને અંગરખું પહેરતા. સૌ બેથી પાંચ વરસો સુધી પરદેશમા રહી પાણીફેર કરવા દેશતરફ આંટા મારી આવતા. બહુ દુર દેશાવરોમાં રહેનારા દેશ તરફથી

કાગળ આવતા બે ત્રણ માસ લાગી જતા. વહાણોમાં કાગળો આવતા હતા. દેશનો કાગળ મળતાં ભારે ઉલ્લાસ થતો હતો. દેશમાં કોઇને ખર્ચ માટે પૈસા મૂકવા હોય તો વેપારી વગર વટાવે હુંડી લખી આપી બંધુત્વ જાળવતા હતા. જૈનોનાં ઉત્સવોમાં વૈષ્ણવો ભાગ લેતા હતા. વૈષ્ણવોના ઉત્સવોમાં જૈનો ભાગ લેતા હતા છતાં જ્ઞાતિબંધારણનાં નિયમો સૌ પાળતા હતા. ખોજા, મેમણ વગેરે મુસલમાન વેપારીઓ સાથે પણ ભાઇ નાતો સારો રહેતો. ઘણી વખતે હિન્દુ મુસલમાન વેપારીઓ ભાગમાં વેપાર કરતા હતા.

સ્પર્શાસ્પર્શનો ભેદ તો બહુજ ઓછો ફરજિયાત પાળવો પડતો હતો. આફ્રિકામાં સીદીઓને ઘરનાં કામ માટે નોકર તરીકે રાખતા એટલે તેના હાથથી ભરેલું અને સ્પર્શ કરેલું પાણી કામ આવી શકતું. પરંતુ રસોઇ તો પોતાના જ્ઞાતિજનોના હાથની જ જમતા. પરદેશોના રાજ્યકર્તા સુલતાનો અને અધિકારીઓ આ જમીનના લોભ વગરના સાદા, સરળ અને સચ્ચાઇને ચાહનાર વેપારીઓને ભારે પસંદગી આપતા. તેઓ યુરોપીયન વેપારીઓની કુડી તૃષ્ણા, ચૂસણનીતિ અને જમીન લોભ જાણતા હતા. યુરોપીયન વેપારીઓ વેપાર માટે આવી મોટી લાલચો આપી ખાસ હક્કો મેળવતા હતા. ખાણો અને જંગલો પર રાખતા. ધીમે ધીમે હક્કોના રક્ષણના નામે પોતાના માણસોને ચોકી રાખતા. તેમને હથિયારો આપતા. સુલતાનની પ્રજાને દબાવતા હતા, તેમના અત્યાચારો સામે સુલતાનો પાસે ફરિયાદ આવતાં તેઓ કાંઇ તપાસ કરવા કે ન્યાય આપવા ધારે એટલે એ યુરોપીયનોનાં રાજ્યોની તોપો સુલતાનના બંદર સામે મંડાતી. આથી યુરોપીયન વેપારીઓ તરફ રાજ્યસત્તા તિરસ્કાર અને ભયની નજરે જોતી. પરંતુ નિર્દોષ ગુજરાતીઓ તરફથી આવા કોઈ અત્યાચારોનો ભય ન હતો. કોઈ સાધારણ કહેવાતા અંગ્રેજી વેપારી ઉપરના અત્યાચારના આરોપ માટે રાજ્યકર્તાઓને ભારે દંડ અને હક્કો આપવા પડતા હતા. પણ ગુજરાતી વેપારીઓ માટે તેવો ભય નહોતો.

ગુજરાતી વેપારીઓને રાજ્યસત્તા બહુ ચાહતી. એમાના મુખ્ય માણસોને સલાહ યોગ્ય ગણવામાં આવતા. તેમની પાસેથી આર્થિક સહાય રાજ્યસત્તા લેતી હતી. જકાતી અને કસ્ટમની પેદાશ, અને એ ખાતાનું વડપણ પણ ગુજરાતી વેપારીઓને સોંપાતું હતું. કેટલાક વજીરો પણ બન્યા હતા. એમના ઉપર સુલતાનોની મહેરબાની ઘણી હતી. તેઓ સારા માઠા અવસરે સહાનુભૂતિ દર્શાવતા. પહેરામણીઓ આપતા પોશાકો નવાજતા, બહુ થોડી કિંમતે જમીન વેચાતી આપતા, ગુજરાતીઓની અહિંસક લાગણીઓને માન આપતા. એ રીતે ગુજરાતીઓનો મોભો સૌ સ્થળે સારી રીતે વધ્યો હતો.

ગુજરાતીઓને રાજ્યસત્તાનું પીઠબળ ન હતું. તેમની સામે અત્યાચારો થાય તો તે સહન કર્યે છુટકો હતો. તેઓનો ધર્મ જુદો હતો તેમના રીતરિવાજ, વ્યવહાર જુદા હતા. તેઓ પરદેશી હતા છતાં પોતાના સીધા સરલ સ્વભાવથી અને ભળી જવાના

ગુણોથી પરદેશી સત્તાનો પ્રેમ સંપાદન કરી શકયા હતા. અતિ ઝનુની, અત્યાચારી, ક્રૂર અને ભયંકર કર્મ કરનારી પ્રજાઓ વચ્ચે પણ ગુજરાતીઓ સરલ ભાવે રહી શકયા હતા. પોતાનો ધર્મ, આચાર અને સાંપ્રદાયિકતા સાચવી શકયા હતા. કદાચ કોઇ અત્યાચાર થતો પણ ખરો, છતાં રાજ્યસત્તા તેમનું બરાબર રક્ષણ કરતી હતી. એમની ફરિયાદ સુલતાન જાતે સાંભળી તરતજ બંદોબસ્ત કરાવી આપતો.

ગુજરાતીઓમાંથી કેટલીક વ્યકિતઓએ યુદ્ધપ્રસંગોમાં પણ ભાગ લીધો હતો. કોઈ બે ત્રણ વ્યકિતઓ સૈનાધ્યક્ષની પદવીએ પણ પહોંચી હતી. એમનો ઇતિહાસ રસિક છે. એ દૂરના પરદેશોમાં ઘણા ગુજરાતીઓએ મહાન કાર્યો કર્યાં હતાં, તેનો ઇતિહાસ ગુજરાતને જાણવાની દરકાર છે? બેદરકાર ગુજરાત, તારા પુત્રોએ પરદેશોમાં તારૂં ગૌરવ વધાર્યું છે. તે જાણવાની ફુરસદ છે?

●

## પછી: ત્યાં?

**સુમન ત્રિપાઠી**

પૃથ્વી

ગુલાબ, બટમોગરો, તુજ લટે ધરૂં શું પ્રિયે!
નહીં: કયમ ધરૂં તુને? કયમ નહીં? કેમ તે?
પ્રિયે! પ્રથમ ભારતી લટ સમારવી છે હજી,
અને પ્રથમ ત્યાં ફુલો, તુજ લટે પછી શોભશે.

રા. રા. મગનલાલ ત્રિ. વ્યાસ તથા રા. રા. લાલભાઇ ર. દેસાઇએ સંપાદિત નવયુગ વાચનમાળાનાં ત્રીજાં પુસ્તકમાં નીચેની બે વાતો આવે છે.

૧

## "હવે મને શાંતિ થઇ"

પોષ મહિનો હતો. કડકડતી ટાઢના દિવસો હતા. શહેરના એક મોટા રસ્તાની બાજુએ એક ચિંથરેહાલ છોકરો દિવાસળીની પેટીઓ લઇ બેઠો હતો. સેંકડો માણસો ત્યાંથી પસાર થતાં પણ કોઈ તેની સામે જોતું ન હતું. તેની દિવાસળીઓની પેટીઓ આજે એમની એમ પડી રહી હતી.

થોડીવાર પછી એક સદ્‌ગૃહસ્થ ત્યાં થઇને નીકળ્યા. તેમણે પેલા છોકરા સામે નજર કરી; તે ઊભો થયો ને હાથમાં બે ચાર પેટીઓ લઇ શેઠની પાસે ગયો અને બોલ્યો, "શેઠ, આ દિવાસળી બહુ સારી છે, થોડીક પેટીઓ ખરીદશો? એક આનાની ચાર આપીશ."

શેઠે કહ્યું, "ના ભાઇ, નથી જોઈતી." પેલો છોકરો બે દિવસના ભૂખ્યે પેટે અહીં આવીને બેસતો હતો તેથી તેણે કહ્યું, "શેઠજી, બે દિવસનો ભૂખ્યો છું; એક બે પેટીના પૈસા મળે તો દાળિયા લઇને પેટ ભરું."

શેઠને છોકરાની વાત સાંભળી દયા આવી. તેણે કહ્યું, "ઠીક લાવ, બે પેટી આપ." છોકરે બે પેટી આપી પૈસા માટે ગજવામાં હાથ નાખ્યો પણ છૂટા પૈસા ન નીકળ્યા. શેઠના પાસે બેઆની હતી; શેઠે છોકરાને પૂછ્યું, "તારી પાસે છ પૈસા છે?" છોકરો કહે, "શેઠ, લાવો હું કોઇક જગાએથી બેઆનીના છૂટા પૈસા લઈ આવું; આપ જરા અહીં ઊભા રહેશો?"

છોકરો બેઆની લઇ દોડતો દોડતો ગયો. ઘણીવાર સુધી શેઠે રાહ જોઇ પણ તે પાછો દેખાયો જ નહિ. "આ તો કોઇ લુચ્ચો છોકરો નીકળ્યો, હશે!" એમ બોલી શેઠ પોતાના ઘર ભણી વળ્યા.

બીજે દિવસે તે જ જગાએ એક બીજો છોકરો ઊભો હતો. તે પણ એટલો જ ગરીબ દેખાતો હતો. પેલા શેઠ આજે પાછા ત્યાં થઇને નીકળ્યા; તેમની નજર પેલા

છોકરા પર પડી છોકરાને લાગ્યું. કે આ કાલવાળા શેઠ લાગે છે. અહીં મારી સામે નજર કરે છે. તે એકદમ દોડ્યો અને શેઠ પાસે જઇ હાંફતો હાંફતો બોલ્યો, "શેઠજી, કાલે મારા ભાઇને તમે જ છૂટા પૈસા લેવા બેઆની આપી હતી?"

શેઠે હા પાડી. છોકરે રડતાં રડતાં કહ્યું, "કાલે છૂટા પૈસા લઇ મારો મોટો ભાઈ તમને આપવા આવતો હતો, પણ રસ્તામાં એક મોટરગાડી નીચે તે આવી ગયો. તેના હાથમાંથી પૈસા પડી ગયા તેમાંથી માત્ર ચાર જ પૈસા મળી આવ્યા છે. મારો ભાઈ તો અત્યારે દવાખાનામાં છે, તેથી પૈસા આપવા માટે મને મોકલ્યો છે."

શેઠ આ સાંભળીને દિંગ જ થઇ ગયા. તેણે તો ધારેલું કે છોકરો લુચ્ચો હશે. શેઠે પેલા છોકરાને કહ્યું, "ભાઇ, ચાલ મને દવાખાને લઇ જા. આપણે તારા ભાઇ પાસે જઇએ" બેઉ જણા દવાખાનામાં ગયા. અંદર જઇને જુએ છે તો એક ખાટલા ઉપર પેલો છોકરો પડયો હતો. તે લગભગ બેભાન હાલતમાં હતો, છતાં પણ તેણે શેઠને ઓળખી કાઢયા ને હાથ જોડી કહ્યું, "શેઠ સાહેબ, માફ કરજો, હું તમને વધારાના બધા પૈસા પાછા નથી આપી શકયો."

હજી એને કાંઇક કહેવાનું હતું. પણ એનાથી બરાબર બોલી શકાતું ન હતું. છેલ્લે ભાગ્યાતૂટયા શબ્દોમાં તે બોલ્યો, "મેં શેઠની માફી માગી લીધી છે. હવે મને શાંતિ થઇ."

## ૨
## રૂપો

ધૂઘવતા સાગરને કિનારે થોડાં ઝૂંપડાં હતાં. માછીઓ ત્યાં રહેતા હતા. રોજ સવાર પડે ને દરેક માછી પોતાની નાની નાની હોડી લઈ માછલાં પકડવા જતા. આખો દિવસ તે મહેનત કરી છેક મોડી રાતે ઘેર આવતા.

એ બધામાં રૂપો માછી બહુ જબરો હતો. બધા માછીઓ રાતે પાછા વળે ત્યારે પણ તે પોતાની હોડી દરિયાનાં મોજાં જોડે રગાડતો હોય.

બધા કહે, "રૂપા, આટલું બધું મોડું કરવું સારું નથી." ત્યારે તે કહેતો, "ભાઈ, ઘેર પાંચ બાળકો છે; મહેનત ન કરું તો ખાય શું!"

રૂપાની સ્ત્રી દરરોજ રાતે ઝૂંપડી બહાર બેસી તેની રાહ જોતી. રૂપાની હોડી દેખાતી કે તરત તે સામી જતી અને જાળ ને માછલાં ઉપાડી લેતી, ઝૂંપડીમાં આવી બધાં ખાઇ પી નિરાંતે બેસતાં. રૂપો દરિયાની વાતો કરતો. આમ આનંદમાં દિવસો ચાલ્યા જતા હતા.

તેની ઝૂંપડી પાસે બીજી એક ઝૂંપડી હતી. તેમાં એક સ્ત્રી ને બે બાળકો રહેતાં હતાં. પોતાનાં બાળકોને માટે મા કોઇને ઘેર કામ કરી થોડું ઘણું ખાવાનું લાવતી, બાળકોને ખવડાવતી ને જે કાંઈ વધતું તે પોતે ખાતી; એમ તેમના દિવસો જતા હતા.

વરસાદના દિવસ આવ્યા, વાવાઝોડાં થવા માંડયાં. દરિયો તોફાની બન્યો અને પવનના સુસવાટા જોરથી વાવા લાગ્યા. પેલાં બાળકોની મા માંદી પડી. તેમને ખાવાનું જ પૂરૂં મળતું ન હતું ત્યાં કપડાંની તો વાત જ શી! ટાઢે ને ભૂખે બે બાળકો ને મા બહુ દુખી થઇ ગયાં.

રૂપાની સ્ત્રી રોજ એક બે વખત ત્યાં જાય ત્યારે થોડું ખાવાનું લેતી જાય અને બાળકો ને તેમની માંદી માને ખવડાવી ઘેર જાય.

તેમાં વળી એક દિવસ ખૂબ વરસાદ પડયો. પવનના ઝપાટાથી ઝૂંપડીનું છાજ ખસી ગયું. માંદી માએ ઉઠી બન્ને બાળકોને જરા કોરી જગાએ સુવાડયાં અને માથે હાથ ફેરવી ઉધાડી દીધાં.

થોડી વારે રૂપાની સ્ત્રી આવી. ઝૂંપડીનું બારણું ઉઘાડી તે અંદર ગઈ. હળવે રહી તેણે બૂમ પાડી પણ જવાબ ન મળ્યો, એટલે પેલી સ્ત્રીને જરા હલાવી.

તેણે જોયું તો તે બાઈ મરી ગઇ હતી. ત્યાંથી ઉઠીને તે પેલા બાળકો પાસે ગઈ. તે તો નિરાંતે ઉંઘતાં હતાં. તેને ઘડીક વિચાર આવ્યો, કે આ બાળકોનું શું કરવું? ઘેર લઇ જાઉં? રૂપો ના પાડશે તો? પાંચ બાળકો છે તેનું તો પૂરૂં થતું નથી અને આ તો સાત થાય!

થોડો વિચાર કર્યા પછી તેણે બાળકોને ઉઠાડયાં અને તેમને પોતાની સાથે ઘેર લઇ ગઇ. થોડી વારે રૂપો આવ્યો. તે દિવસે એક પણ માછલી તેને હાથ આવી ન હતી. ઉલટું તોફાનમાં પોતાની જાળ સમુદ્રમાં મૂકીને તેને આવવું પડ્યું હતું.

રૂપાને જોઇ તેની સ્ત્રીની આંખમાં આંસુ આવ્યાં. કોઇ દિવસ નહિ ને આજે તે ગભરાયેલી જણાતી હતી. રૂપાએ તેના ગભરાટનું કારણ પૂછ્યું. તેણે કહ્યું, "બિચારી પાડોશણ મરી ગઈ!"

તરત જ રૂપો બોલી ઉઠયો, "અરેરે, પણ એના બાળકોનું શું? ચાલ, એમને આપણે ઘેર લઇ આવીએ. તું જરા દીવો ધર. આપણાં પાંચ છોકરાં છે તેમાં બે વધારે. હું જરા વધારે મહેનત કરીશ."

રૂપાની સ્ત્રીએ તે બે બાળકોને પોતાનાં બાળકોની સાથે સુતેલાં બતાવ્યાં.

× × ×

આમાંથી પહેલી વાત ઘણી અસરકારક રીતે લખાણી છે એમાં શંકા નથી. બાળકોને વાચની વાચનમાળામાં આવી વાતો મૂકવાથી તેના નૈતિક અને ધાર્મિક ભાવનાઓ

બંધાય છે તે પણ ખરું. પણ બાળકનાં મન બહુ જ સંસ્કારગ્રાહી (impressionable) હોય છે, તેથી આવી વાતોમાં કલાદૃષ્ટિનું પણ ધ્યાન રાખવું જોઈએ એમ અમને લાગે છે. આ વાતને તપાસનારાંને એમ લાગે છે કે પોતાના ધર્મને મરણાન્તે પણ વળગી રહેવું એ માનવી માત્રનો ધર્મ છે. એ બાબત મરતા છોકરાનાં પાત્રથી બહુ સારી રીતે આ વાતમાં બહાર આવી છે. પણ અમને લાગે છે કે આ વાર્તા અમુક અંશોમાં અધુરી રહી જાય છે તેથી કલાદૃષ્ટિએ તેમ જ વ્યાવહારિક દૃષ્ટિએ એમાં અમુક અપેક્ષા, એને આખી વાંચી લીધા પછી પણ, રહી જાય છે. છોકરાએ પોતાનો ધર્મ બજાવ્યો, એનું વળતર એને કંઈ ન મળ્યું તો પણ એણે પોતાનો ધર્મ બજાવ્યો એમ કહીને અનાસક્તિયોગનો પાઠ બાળકોને આપવાનો હેતુ આ વાર્તાલેખકનો હોય એમ લાગે છે. આવી રીતે ફલની સ્પૃહા વગર માત્ર ધર્મ બજાવવાનો આદર્શ સમાજ પાસે મૂકવો એ એક રીત છે. બીજી રીત પણ આવા બોધપ્રધાન વિષયો માટે, આપણે ત્યાં તેમજ બીજે, અખત્યાર થઈ છે. એમાં સારાં કામનું ફલ પણ મળે છે એવું બતાવવામાં આવે છે. પોતાનો ધર્મ તો બજાવવો જ પણ એ ધર્મપાલન કદાપિ નિષ્ફળ નથી જતું એમ જો સમજાય તો ધર્મપાલન માટે કાંઈક મૂર્ત હેતુ માણસજાતને મળે છે. આ બે રીતમાંથી પેલી વધુ સાત્ત્વિક છે; અને તાત્ત્વિક દૃષ્ટિએ એ જ વધુ ઇષ્ટ છે એટલું કબૂલ કરી લીધા પછી પણ અમારે એમ કહેવું છે કે નાનાં બાળકોને તેમ જ ઓછાં વિકસેલાં મનવાળાં મોટાંઓને એવી અમૂર્ત રીતોથી ફાયદો થવાનો સંભવ બહુ ઓછો છે. એવી અમૂર્ત રીતો એમને જડ જેવી જણાવાનો સંભવ છે, અને એથી એને જીવનમાં કશો જ રસ ન રહે એમ પણ બનવા જોગ છે. માટે જ સામાન્યજનને લગતાં લખાણોમાં ડાહ્યા પુરુષો બીજી રીત પકડે છે.

આ બીજી રીત કંઈ હાનિકારક નથી. આપણે જોઈએ કે એમાં હાનિ છે કે નહીં? દા. ત. આ વાર્તામાં દવાખાનામાં ગયા પછી એ શેઠે દાકતરને પૈસા આપીને છોકરાને સાજો થવામાં મદદરૂપ થવાની વાત લખી હોત તથવા છોકરો મરી જાય તો એના મરણ પછી શેઠે એના ભાઈને કંઈક મદદ કરી એમ બતાવ્યું હોત તો ઉપર જણાવેલી અપેક્ષા પૂરી થાત. કલાદૃષ્ટિએ પણ આ વાત અગત્યની છે. વાર્તાના છેલ્લાં વાક્યોથી એમ જણાય કે છોકરો મરી ગયો હશે, પણ વાંચનારનાં મનમાં શંકા તો રહી જ જાય કેમકે એ મરી ગયો એવું ચોક્ખું અંદર લખ્યું નથી. છતાં એ મરી ગયો એમ ધારીએ તો પણ પછી, "એ શેઠે એ છોકરાને મદદ કરી કે નહીં? એના ભાઈને મદદ કરી કે નહીં?" એવા એવા પ્રશ્નો એની મેળે વાંચનારને થાય છે. અને એના મનગમતા જવાબ એ શોધી લે એ જુદી વાત છે અને વાર્તામાં જ એ જવાબ આપી દેવા એ જુદી વાત છે. માત્ર સાહિત્યકૃતિલેખે આ વાર્તાનો ધ્વનિ કદાચ ચાલે, પણ સાહિત્યકૃતિ ઉપરાંત (કેમકે નાનાં બાળકો માટેનાં લખાણો પણ સાહિત્યકૃતિઓ તો છે જ) એ લખાણ નાનાં બાળકો માટેનું છે માટે એમાં સ્પષ્ટતા વધુ જોઈએ એમ અમારું કહેવાનું છે. એટલે જો એવી રીતે આ પ્રશ્નોના જવાબ આપીને આખી વાતને સંપૂર્ણ સ્પષ્ટ કરી હોત તો બાળકનાં મન ઉપર નૈતિક દૃષ્ટિએ શી અસર થાત એ તપાસવાનું હવે બાકી રહે છે. આપણે

આપણે માનવધર્મ બજાવવો જોઈએ અને એમ કરવાથી આપણને સુખ મળવું જોઈએ એવી એ ભાવના, વાર્તામાં અને એનાં મનમાં ઊભી થવાનો સમ્ભવ છે.[1] પણ જો વાર્તા સુયોગ્ય રીતિએ અને સુયોગ્ય શબ્દોમાં લખાણી હોય તો 'બદલો મળે તો જ આપણે ધર્મ બજાવીએ' એવી અનિષ્ટ ભાવના થવાનો સમ્ભવ તો નથી જ એમ અમે માનીએ છીએ. ફલનો પ્રશ્ન ગૌણ બનાવી શકાય, પણ એને સાવ છોડી દેવાથી સ્વાભાવિક આકાંક્ષા પૂરાય નહીં. આ મુદ્દો, અમારા મતે, કલાદૃષ્ટિએ તેમજ નૈતિકદૃષ્ટિએ, આપણા લેખકોએ ધ્યાનમાં રાખવા જેવો છે.

બીજી વાર્તાના લેખક ઉપલા દોષમાંથી બચી ગયા છે. ગરીબીમાં પણ પરોપકાર-વૃત્તિ માણસોમાં રહે છે એ વાતને બાળમગજમાં ઉતારવામાં આવી વાર્તા ઘણી જ ઉપયોગી નીવડવાનો સમ્ભવ છે.

આ વાર્તામાં પણ લેખકે જરાક ધ્વન્યાત્મક અન્ત મૂક્યો છે પણ આ ધ્વનિ સ્વાભાવિક અને હળવો છે તેથી બાળમાનસ એને ઝીલી શકે. વાર્તાને અન્તે

'રૂપાની ઓએ તે બે બાળકોને પોતાનાં બાળકો સાથે સૂતેલાં બતાવ્યાં.'

એમ લખીને લેખકે બન્ને પાત્રો ઉપર તેમજ વાંચનાર ઉપર થતી અપરિમિત સંતોષની લાગણીને વ્યંજિત કરી છે તે યોગ્ય જ થયું છે. સંતોષ, પ્રેમ, પરોપકાર અને વાત્સલ્યની નજરથી આ ગરીબ અણઘડ વહુ પારકાં છોકરાંને પોતાનાં છોકરાં સાથે સૂતાં જોઈને રાજી રહે છે એ ચિત્ર કોઈ પણ ચિત્રકારની પીંછીનો યોગ્ય વિષય બને એવું છે. વાર્તા વાંચી લીધા પછી પણ બાળકનાં મન પાસે એનું ચિત્ર રમ્યા કરે અને વિચારનાં આંદોલનને પરિણામે 'જગતમાં અમારે માટે હૂંફ છે, નિરાશ્રય નથી' એવી પ્રતીતિ એનાં મનમાં આપોઆપ સ્ફુરે, એનું નામ જ સફલ કલા.

આ વાત ઉપરથી એક બીજી વાત તરફ અંગુલિનિર્દેશ કર્યા વગર અમારાથી રહેવાતું નથી. આજકાલ સમાજવાદ વગેરેની અસર તળે આવેલા કેટલાક લેખકો ઉપરની રીતથી ઊંધી જ રીત અખત્યાર કરે છે, એટલે કે, 'સમાજમાં આપણે માટે સ્થાન નથી, સમાજમાં આપણી કોઈ દરકાર કરતું નથી, ક્યાંય દયા નથી' એવી એવી સૂચનાવાળી વાર્તા લખે છે. આથી કરીને સમાજના એ થરોમાં ક્રાન્તિ તો આવતી આવશે પણ અસંતોષવૃત્તિ તો જરૂર જાગશે. એના કરતાં અમને તો ઉપરની રીત દર્શાવવી વધુ સારી

1. વાર્તા વાંચી રહ્યા પછી, એ છોકરાએ તો માનવધર્મ બજાવ્યો પણ પેલા શેઠ માત્ર નિષ્ક્રિય સહાનુભૂતિ જ બતાવે છે, તેથી વધુ કાંઈ નહીં એ પણ સાલે છે. અને ખરી રીતે વાર્તાનો એ જ અંશ કપર કહેલી આકાંક્ષા ઊભી કરે છે, જે સંતોષવાની વાર્તાકારની ફરજ છે એમ ઉપર અમે જણાવ્યું છે.

લાગી છે. પણ આ મુદ્દાને ભવિષ્યમાં કોઈ વખત વિકસાવવાની અમારી ઇચ્છા છે તેથી હમણાં તો આટલી સૂચના કરવાનું જ યોગ્ય ધાર્યું છે.

આટલી ચર્ચાને અન્તે અમારું વક્તવ્ય એ છે કે નવલિકાલેખકોએ, તેમાંય બાળવાર્તાના લેખકોએ, બાળવાર્તા અને સામાન્ય જનસમાજને લગતી નવલિકા વચ્ચેનાં કલાતત્વના ભેદને સમજી લેવો જોઇએ. બાળમાનસ અતિશય કોમળ અને સંસ્કારપટુ છે, એથી એને ઉદ્દેશીને થયેલાં લખાણોમાં જેટલી કાળજી રાખવામાં આવે તેટલી ઓછી છે.



[illegible]

[એક શિખરિણી]

તહીં આઘે પેલા ક્ષિતિજ અવધિમાં તરી રહી;
અટુલી નૌકાઓ, ઉદધિઉરમાં દૂર રમતી,
ત્યજી મર્યાદાઓ જગતતટની, સ્વાદ પરખે;
ઉડાણો ખોળીને ઉદર ભરતી અંતર રવે.

નટવરલાલ મો. ગાંધી

# ગ્રંથસ્થવાઙ્મય

**આલો ભજવીએ:** ભાગ ૧–૧૦: લેખક, પહેલાના નટુભાઈ, બીજા, ત્રીજા, પાંચમા તથા ૭ થી ૯ ના હરિપ્રસાદ વ્યાસ, ૪ ના છગનલાલ યોગી, છઠ્ઠાના બાલકૃષ્ણ જોષી અને હસમુખ પંડિત, અને દશમાના હરિપ્રસાદ વ્યાસ તથા નટવર વીમાવાળા. પ્રગટકર્તા: ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડીઆ ચકલો, સુરત.

શાળાઓના સમાજો (social gatherings) પ્રસંગે ભજવવાને અનુકૂળ થાય એવી નાની નાની નાટિકાઓ જુદા જુદા ભાગોમાં આપી છે. એમાં વિવિધતાનું તત્ત્વ જળવાયું છે; કેમકે માત્ર પુરુષપાત્રોવાળી, માત્ર સ્ત્રીપાત્રોવાળી તેમજ મિશ્રપાત્રોવાળી નાટિકાઓ આમાં છે. તો એકપાત્ર જ જેમાં હાજર હોય તેવાં ભાષણાત્મક દશ્યો પણ (છઠ્ઠા ભાગમાં) આપ્યાં છે. વળી ગંભીર વિષયને લગતી તેમજ હળવા પ્રસંગને લગતી નાટિકાઓ પણ આમાં છે. ભાગ આઠમામાં બધાં પ્રહસનો જ છે. વળી દરેક નાટકને ભજવવાને માટે સાધનસરંજામને લગતી વીગતવાર નોંધ પણ દરેક ભાગમાં આપવામાં આવી છે. આમ આ બધી દૃષ્ટિએ આ યોજનાને જેટલી બનાવી શકાય તેટલી વ્યાવહારિક બનાવવાનો પ્રયત્ન પ્રકાશકોએ કર્યો છે.

આ યોજના આમ ઉપાડીને પૂરી કરવાને માટે અમે પ્રકાશકને ધન્યવાદ આપીએ છીએ. એ તો સર્વકોઈના અનુભવની વાત છે કે શાળાના સમાજો પ્રસંગે આવી જાતનાં સાહિત્યસ્વરૂપો શોધવાં આપણે ત્યાં બહુ દુર્ઘટ બને છે. એટલે એની અગત્ય વિશે પુરાવાની જરૂર જ નથી. આવી જરૂર પૂરી પડે એવું પગલું ભરીને ગાંડીવ સાહિત્ય મંદિરે આપણાં બાળસાહિત્યની એક લગભગ અણખેડાએલી દિશા ઉઘાડી આપી છે. એને માટે સંચાલકોને જેટલા ધન્યવાદ આપીએ તેટલા ઓછા છે.

તો હવે પ્રશ્ન થાય કે આ સાહિત્યની જરૂર તો છે, પણ અહીં જે જાતનું સાહિત્ય પીરસાયું છે તે આ જરૂરતને સંતોષે છે ખરું? અમે આમાંની ઘણીખરી નાટિકાઓ વાંચી ગયા છીએ અને અમને લાગ્યું છે કે એ ઉપલી જરૂરતને હાલના સંયોગોમાં બને તેટલી ઠીક રીતે સંતોષે છે. અલબત્ત ઘણીખરી વાતો બોધમૂલક છે, પણ તેને અમે દોષ ગણતા નથી. ઉલટું, નવા જમાનાના અદ્યતન વિચારતત્ત્વવાળી વાતો બાળજગત પાસે આ સંચાલકોએ નથી મૂકી એ અમને ગમ્યું છે. સ્થિતિચુસ્ત ગણાવાનાં જોખમે પણ આના જ વિષયોને વળગી રહેવામાં અમને ખોટું લાગતું નથી. શરૂવાતના કામ કરનારે ઘણી સાવચેતી રાખવી પડે છે. અને નાટિકાઓની વિષયપસંદગીમાં લેખકોએ ઠીક સાવચેતી રાખી છે એમ અમને જણાય છે. અલબત્ત કંઈક વધુ અમૂર્ત અને

ઉચ્ચગામી આદર્શોવાળી નાટિકાઓ પણ આમાં હોત તો વધુ ઠીક થાત એટલું નોંધ્યા વગર ચાલે તેમ નથી.

નાટકમાં સંવાદો અરસિક થઇ ન જવા જોઇએ. આ નાટિકાના સંવાદો સામાન્ય રીતે નાટ્યતત્ત્વને યોગ્ય છે. તેથી તખ્તા ઉપર રસક્ષતિ થવાનો સમ્ભવ ઓછો છે. તેમ વળી દશ્યતાની નજરે આમાં આપેલી નાટિકાઓ અસરકારક નીવડે એમ પણ લાગે છે છતાં આવી બાબતોની પૂરી ખાત્રી તો એ નાટિકા ભજવાય ત્યારે જ થાય.

એક બાબતમાં અમારે વાંધો ઉઠાવવો રહે છે. આ માળામાં નાટકની નવી પરિભાષા ઉપજાવવાનો પ્રયત્ન થયો છે તે તદ્દન નિરાધાર અને અયોગ્ય છે. સંવાદિકા પરિહાસિકા, અને એકપાત્રીકા–આ ત્રણે શબ્દો અયોગ્ય છે. સંવાદિકાના સંયોજક એ શબ્દને આમ સમજાવે છે:

"એમાં (પાંચમા ભાગમાં) ખાસ કરીને પ્રાથમિક શાળાઓ માટે ઉપયોગી, જીવનના કેટલાક મહત્વના સિદ્ધાન્તોના વણટવાળી ધારે નાટિકા પણ તત્ત્વે સંવાદો રાખી સંવાદિકા–નાટિકા રજુ થાય છે. એને માટે ખરું જોતાં સંવાદિકા એવો નવો શબ્દ યોજવાનું મન થઇ જાય છે.–શેરડી ને જુવારના મિશ્રણરૂપ નવા ધાન્યને શેગાર કહે અને સિંહ વાઘના સંમિશ્રણ નવા પ્રાણીને લાયગર કહે, તો સંવા(દ) (ના) ટિકા=સંવાદિકા શબ્દને ખોટો કે અશાસ્ત્રીય માનવાનું ખાસ પ્રયોજન નથી."

અમે કહીએ છીએ કે એ શબ્દ ખોટો એટલે અશાસ્ત્રીય છે. એક વ્યવહારિક મુશ્કેલી તો એમ છે કે એમણે નોંધેલા બન્ને નવા શબ્દો (શેગાર તથા લાયગર) ખરેખર નવા જ શબ્દો છે, એ રૂપના શબ્દોનો બીજો કોઇ અર્થ તે તે ભાષામાં સમ્ભવતો જ નથી; જ્યારે 'સંવાદિકા' શબ્દ તો સંસ્કૃત ભાષાનો શબ્દ બને છે, અને એનો બીજો અર્થ સમ્ભવિત છે. સંવાદિકા એટલે 'વાદિકા જેવું' એવો અર્થ સમ્ભવિત છે. વળી આ નવા બનાવેલા શબ્દના બન્ને પદો પણ સ્વતંત્ર શબ્દ છે તેથી આ શબ્દ યોગ્ય નથી. એ અશાસ્ત્રીય તો છેજ, પણ બીનજરૂરી પણ છે, કમકે એનાથી અભિહિત થતું સાહિત્ય સ્વરૂપ વસ્તુતઃ કંઇ નવું સ્વરૂપ નથી જ. અમે આ પાંચમો ભાગ ખાસ વાંચી ગયા છીએ. બીજાં સામાન્ય નાટ્યસ્વરૂપમાં અને અહીં રજુ થએલ સ્વરૂપમાં ફરક માત્ર એટલો છે કે આમાં ઘણાખરા નમૂનાઓમાં બે જ પાત્રો હોય છે તેથી વસ્તુવિકાસ સંવાદપ્રધાન બની જાય છે. સંવાદપ્રધાન સાહિત્યસ્વરૂપ આપણે ત્યાં અજાણ્યું નથી. તેમ વળી, એવા સંવાદોમાં દશ્યતત્ત્વ ભળી એવા નમૂનાએ પણ અજાણ્યા નથી. પણ અમે એમ પૂછીએ છીએ કે આ ભેદ એને જૂદું અભિધાન અપાવવા જેટલો સ્પષ્ટ છે ખરો? બીજી રીતે જુઓ તો આમાંથી જે જે નમૂનાઓમાં ત્રણચાર પાત્રો છે તેને તો નાટિકા ગણવામાં કશો જ બાધ નથી. જેમાં બે જ પાત્રો છે તેને સંવાદ ગણવા એ અમને ઇષ્ટ લાગે છે. આથી કરીને 'સંવાદિકા' જેવું નવું સ્વરૂપ જ કોઈ નથી એમ ઠરે છે. સંયોજક ભાઇને

પરિહાસિકા શબ્દ પણ એવો જ અશાસ્ત્રીય છે. 'પરિહાસ' એટલે હાસ્ય (humour) નહીં પણ મશ્કરી (joke). અમે આ ભાગમાં આપેલી નાટિકાઓ વાંચી ગયા છીએ પણ તેમાં, મશ્કરીનું તત્ત્વ અમને જણાયું નથી. હાસ્યનું તત્ત્વ છે ખરું, પણ એવાં હાસ્યપ્રધાન વસ્તુવાળાં નાટ્યસ્વરૂપને આપણે જમાના થયા 'પ્રહસન' શબ્દથી ઓળખતા આવ્યા છીએ, તો પછી આ નવો ખોટો અને ઊંધો અર્થ સૂચવે એવો શબ્દ ચાલુ કરવાથી શો ફાયદો ?

એકપાત્રકો શબ્દ પણ અયોગ્ય છે. એની વ્યુત્પત્તિ શી ? વ્યાકરણદૃષ્ટિએ 'ક' પ્રત્યય ક્રિયાપદને લાગે ત્યારે 'કરનાર' એવો એનો અર્થ થાય છે. જનક એટલે જન્મ દેનાર, સેવક એટલે સેવા કરનાર. પણ આ પ્રત્યય નામને લગાડાતો નથી. એટલે એની પહેલી અશાસ્ત્રીયતા તો આ. ખાસ અપવાદ તરીકે 'ક' પ્રત્યય નામને લગાડો તો પણ અહીં એનો અર્થ શો થાય ? 'એકપાત્રક' એટલે 'એકપાત્ર કરનાર' એનો અર્થ જ શો ? માટે અમે કહીએ છીએ કે આ શબ્દ પણ અશાસ્ત્રીય છે. વળી એ બિનજરૂરી પણ છે, કેમકે માત્ર એકપાત્ર જ આખાં નાટક દરમ્યિાન બોલતું હોય એવું નાટ્યસ્વરૂપ પણ આપણે ત્યાં ઘણું જૂનું છે. તેને 'ભાણ' શબ્દથી ઓળખાય છે. અને આપણે આ આ ભાગમાં આપેલાં નાટ્યસ્વરૂપ માટે એ શબ્દ ચાલુ કરીએ તો કંઈ ખોટું નથી એમ અમારું માનવું છે.

આ વિશે અમે આટલાં લંબાણથી લખ્યું છે એનું કારણ એમ છે કે આ પુસ્તિકાઓ નાનાં બાળકો માટે લખાણી છે, અને એ બાળકોમાં જો આ શબ્દો પ્રચારમાં આવી ગયા તો એ અપપ્રયોગ ચિરંજીવ થઈ જવાની ધાસ્તી રહે. માટે અમારી વિનંતિ છે કે સંયોજકભાઈઓ આ શબ્દો સુધારી નાખે અને યોગ્ય શબ્દ એની જગ્યાએ મૂકે.

**સોવિયેટ નવજુવાની:** વેલેન્ટાઈન કેટેયવના 'Squaring the cirle' પ્રહસનનું અંગ્રેજી ઉપરથી ગુજરાતી રૂપાન્તર. કર્તા બળવન્તરાય ક. ઠાકોર રાવપુરા, વડોદરા મૂલ્ય રૂા. ૧-૪-૦

રશિયન લગ્નની અમુક વિચિત્ર લાગે એવી પરિસ્થિતિનું નિરૂપણ કરતી આ નાટ્યકૃતિ એક સુન્દર પ્રહસન છે. નવલરામે 'ભટનાં ભોપાળાં'ના રૂપાન્તરથી જે કરવા માગ્યું હતું તેવું કંઈક આ રૂપાન્તરથી બળવન્તરાય ઠાકોર કરવા ઇચ્છે છે એમ લાગે છે.

નાટકનું વસ્તુ તેમ જ વાંચન એટલું તો હળવું અને હાસ્યભરપૂર છે કે હાથમાં લીધા પછી એને પૂરું કર્યા વગર મૂકાય જ નહીં. રૂપાન્તર છે છતાં બંને તેટલી તળપદી શૈલી વાપરવામાં કર્તા સફળ થયા છે. અમે અહીં એની વધુ ચર્ચા નથી કરી શકતા. પણ એનાં પ્રકાશનથી ઉપજતા એકબે છૂટક વિચારોને નોંધ્યા વગર અમારાથી રહેવાતું નથી.

આ પ્રહસનને અમે હાર્દિક આવકાર આપીએ છીએ, કેમકે એનાથી આપણને એક નવો જ સાહિત્યપ્રકાર મળે છે. આ પુસ્તકનો હાસ્યરસ જરા વિશિષ્ટ પ્રકારનો છે.

'ભદ્રંભદ્ર'માં અથવા 'અમે બધાં'માં જે હાસ્ય મળે છે તેનાથી આનો પ્રકાર જૂદો છે.' 'ભટનાં ભોપાળાં'નો હાસ્ય આને અમુક અંશે મળતો આવે ખરો. સામાન્ય લાગતા પ્રસંગો ને વિચિત્ર પરિસ્થિતિવાળા બનાવવાથી આ હાસ્યની ઉત્પત્તિ થાય છે. આમાં કંઈ બુદ્ધિપ્રધાન હાસ્ય નથી, પણ વિચિત્ર પાત્રો અને વિચિત્રતર પરિસ્થિતિથી જ આ હાસ્યનું સર્જન થાય છે. આપણે ત્યાં સંસ્કૃત જમાનાનાં પ્રહસનોમાં આને કંઇક મળતી વિચિત્ર પરિસ્થિતિઓ ઊભી કરીને પ્રહસનકાર હાસ્ય સર્જતો. આવી વિચિત્ર પરિસ્થિતિ આપણી ભવાઈમાં પણ યોજાતી. આ સામ્ય ઉપરથી સમજાશે કે આનો હાસ્ય પૃથગ્જનનાં જીવનના સામાન્ય પ્રસંગોને વિચિત્ર બનાવવાથી ઉપજે છે. આજસુધી આપણું હાસ્યરસિક સાહિત્ય શિષ્ટ શૈલીએ જ સર્જાયું છે. અમે એમ નથી કહેતા કે આ પુસ્તકની શૈલી અશિષ્ટ છે કે એનો હાસ્ય અશિષ્ટ છે. પણ આમાં જે પ્રસંગનિરૂપણ થયું છે તેવું આજ સુધીનાં આપણાં પુસ્તકોમાં નથી થયું. અંગ્રેજી સાહિત્યમાં વુડહાઉસનો હાસ્ય શિષ્ટ ગણાય એવાં પાત્રોઅશિષ્ટ ગણાય એવું (અનીતિમય નહીં, માત્ર અનૌપચારિક) વિચિત્ર વર્તન ભાષાવ્યવહાર આદિ કરે તેથી ઉત્પન્ન થાય છે; તો જેકબ્ઝ, હર્બર્ટ જેન્કીન્સ વગેરે બીજા કેટલાક અશિષ્ટ એટલે પૃથગ્જન ગણાય એવાં પાત્રોના વિચિત્ર લાગે એવા ભાષાઆચારવિચારરીતરિવાજાદિનાં નિરૂપણથી હાસ્ય ઉપજાવે છે. આપણાં સાહિત્યમાં હાસ્યની એ દિશા આજસુધી સાવ બંધ હતી, તેને આ પ્રહસને ઉઘાડી છે પરભૂમિની પેદાશરૂપી આ પ્રહસનમાં કેટલાક સ્થિતિસંયોગો આજે આપણને અનનુરૂપ લાગે તોપણ નવીન પ્રયોગ તરીકે અમે એને વધાવીએ છીએ. યોગ્ય, ફરેશ અભ્યાસીઓ આ શૈલીને તળપદી ગુજરાતી વસ્તુસ્થિતિ ઉપર અજમાવી જુવે તો ઇષ્ટ પરિણામ આવે એમ અમને લાગે છે.

**ઉત્તર હિન્દુસ્થાની સંગીતનો સંક્ષિપ્ત ઐતિહાસિક સમાલોચના:** વ્યાખ્યાતા, પંડિત વિષ્ણુ નારાયણ ભાતખંડે, પ્રકાશક, ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ. ०-१०-० પૃ. २६+९६

આ પુસ્તકને અમે વધાવીએ છીએ. મૂળ ઘણાં વર્ષ પહેલાં ભાષણ તરીકે અપાયેલ આ વિષયની અગત્ય કહી જાય તેમ નથી. સંગીતકાર માત્ર સંગીત ગાઈ જાણે તેના કરતાં એનામાં શાસ્ત્રીય સંશોધનની ધગશ હોય તો જ પ્રજાકીય સંગીતને વિકસવાનો સમ્ભવ રહે છે. સંગીતનાં શાસ્ત્રનો કોઇપણ સંશોધક આ પુસ્તિકા વગર ચલાવી નહીં શકે. અમદાવાદની ગુજરાતી સાહિત્ય સભા આવાં પ્રકાશનો હાથ ધરીને ગુજરાતની સરસ સેવા બજાવે છે, માટે અમે એને ધન્યવાદ આપીએ છીએ.

**મહાસભાનો સોનેરી મહોત્સવ** (હિંદી રાષ્ટ્રીય મહાસભાની ૫० સાલની તવારિખ) પ્રકાશક, પારસી રાજકીય મંડળ, કરાંચી; લેખક, નરીમાન સોરાબજી ગોલવાળા.

આ નાનાં પુસ્તકમાં એનાં નામ મુજબનો વિષય છે. ભાઇ નરીમાન કરાંચીના પારસીઓમાં જાણીતા છે, સાહિત્યવિષયક બાબતોમાં ઘણો રસ લે છે. તેમની ગુજરાતી

ભાષા સારી રીતે શુદ્ધ હોય છે. તેથી એમનાં લખાણ પારસી તેમજ અપારસીને વાંચવા ગમે એવાં હોય છે. આ લખાણ માહિતીથી ભરેલું છે.

**હઠયોગ:** રવિશંકર ગણેશજી અંજારીઆ, માંગરોળ (કાઠીઆડ), ૧-૪-૦, પૃ. ૩૪૮.

યોગી રામચરકનાં આ નામનાં અંગ્રેજી પુસ્તક ઉપરથી આ ગુજરાતી પુસ્તક લખાયું છે. ડૉ. રવિશંકર અંજારિયાએ પોતાના જીવનભરના પ્રયોગોથી શરીરવિજ્ઞાનને બહુ સારી રીતે સમજી લીધું છે. તેથી એમના જેવાના અનુભવની પરિપક્વતાવાળી આ ચોપડી અમૂલ્ય છે એમ કહેવું વધારે પડતું નથી. આ પુસ્તકમાં શરીરવિજ્ઞાનને લગતી બધી બાબતો યૌગિકરીતે અર્ચેલી છે, પણ એમાં પ્રાચીનતાને બદલે નરી અર્વાચીનતા ભરેલી છે તેથી સહુ કોઈ એને રસથી વાંચી શકશે એમ અમારું માનવું છે.

**યુગાવતાર ગાંધી:** પ્રકાશક, લોકોપયોગી ગ્રંથમાળા, લેખક, રામનારાયણ નાગરદાસ પાઠક કિ. ૦-૮-૦, પૃ. ૧૬+૨૦૬ (ક્રાઉન) સચિત્ર, બ્રિટિશ સાઉથ આફ્રિકાના નકશા સાથે.

આમાં સરલ ભાષામાં ગાંધીજીનાં જીવનનો પહેલો ભાગ આપવામાં આવ્યો છે. રોચક શૈલી, મોટાં બીબાં અને સુન્દર છપાઇને લીધે પુસ્તક આકર્ષક બન્યું છે, અને જેમને માટે એ લખાયું છે તેમણે વાંચી લેવા જેવું છે પ્રકાશકો જણાવે છે કે એક હજાર પ્રતના એમને કુલ રૂ. ૩૮૧-૮-૦ ખર્ચ થયું છે. ઉદ્દેશ એવો છે કે સસ્તામાં સસ્તુ બધુ કામ કરાવીને, લોકોને સસ્તું સાહિત્ય પીરસવું. અલબત્ત, અઢીસો પાનાંનાં આ સચિત્ર પુસ્તક માટે આઠ આના કિમ્મત ઘણી ઓછી કહેવાય. અમે આ નવી માળાની સફળતા ઇચ્છીએ છીએ.

**ધ હનુમાન જર્નલ:** એજ્યુકેશન ડીપાર્ટમેન્ટ, પોરબંદર, તંત્રી શ્રી. એસ. માંકડ. વાર્ષિક લવાજમ. ૧-૦-૦

રા. રા. છોટાલાલ માંકડનું નામ (વીર માંકડ) કાઠિયાવાડમાં જાણીતું છે. તેમણે પોરબંદરમાં ગયા પછી કેળવણીની બાબતમાં બહુ સારી પ્રગતિ કરવા માંડી છે એમ જણાય છે. આ ત્રૈમાસિક એમના ઉત્સાહ અને કર્તવ્યપરાયણતાનાં ફલરૂપ છે. અંદર અંગ્રેજી તથા ગુજરાતી વિભાગો છે લેખો શિષ્ટ અને સુઘડ છે અમે એને સફળતા ઇચ્છીએ છીએ.

૨૧

શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇની

# નવી વાર્તા

કૌમુદી માસિકના ઑગસ્ટઅંકથી
શરૂ થઇ છે

ઉપરાંત

ધૂમકેતુ
મેઘાણી
ઉમાશંકર
રમણ વકીલ
દુર્ગેશ શુકલ
ધીરુભાઇ દેસાઇ વગેરેના વાર્તા—નાટકો

અને

કવિશ્રી ન્હાનાલાલ, પ્રો ઠાકોર જેવાના વિદ્વત્તાપૂર્ણ લેખો, સુન્દરમ્, ઉમાશંકર, બાદરાયણ, બેટાઇ જેવા કવિઓનાં કાવ્યો, ગુસાની નોંધપોથી, વિજ્ઞાન અને હુન્નરના લેખો
હવે પછીના અંકોમા આવી વિવિધ રસિક સામગ્રી હશે જ

તમારા પુસ્તકાલયમાં મંગાવવું ભુલશો નહિ

વાર્ષિક લવાજમ રૂ. ૫.

કૌમુદી કાર્યાલય : રાવપુરા : વડોદરા.

મુદ્રક · ધનશંકર શુકલ
પ્રભાત પ્રેસ · ઉન્સો હોલ · કરાચી

# ઊર્મિ

પ્રકાશક · ભૂપતરાય મો. દવે
ઊર્મિ કાર્યાલય · ઉન્સો હોલ · કરાચી

વર્ષ ૫મું
અંક ૭મો

સળંગ અંક ૫૫

## અનુક્રમણિકા



તંત્રીઓઃ ઊર્મિ મંડળ

વર્ષ ૫મું · ભાષા અને સાહિત્યનું માસિક · વૈશાખ ૧૯૯૨ · અં. ૭મો

# अस्मदीयम्

## ધર્મ અને સંગીત

માહનાં અસ્મદીયમ્‌માં શાસ્ત્રીય સંગીત અને જૈન ધર્મના સમ્બન્ધમાં અમે એક વિધાનો કર્યાં હતાં તેથી કેટલાક પત્રકારોની તથા કેટલાક જૈનભાઇઓની ધાર્મિક લાગણી દુખાણી છે. એ લખાણમાં જૈનભાઇઓની ધાર્મિક લાગણી દુખવવાનો કે જૈન ધર્મને અન્યાય આપવાનો અમારો જરાય ઇરાદો ન્હોતો. તેથી જો એ લખાણથી કોઇની પણ ધાર્મિક લાગણી દુખાણી હોય તો અમે અન્તઃકરણથી ક્ષમા યાચીએ છીએ.

પણ, આ ભાઇઓ જે કારણે પોતાનાં મનને દુભાયલાં માને છે તે કંઇ વજુદવાળાં કારણો અમને જણાતાં નથી : તેમ અમે કરેલાં વિધાનો ખોટાં હોય, એમ અમારી પ્રતીતિ હજી પણ થતી નથી. અસ્મદીયમ્‌નાં લખાણની જગ્યા મર્યાદિત હોય છે તેથી ઘણી વખત અમારે મિતાક્ષરી મતદર્શન જ કરાવવું પડે છે; આથી કેટલીક વાર અમારા વક્તવ્યના મુદ્દાને પૂરા વિકસાવી નહીં શકાતા હોય, તો કોઇવાર એ વિશે પૂરાં પ્રમાણો નહીં આપી શકાતા હોય, એ અમારે કબૂલમંજુર છે. પણ અમે જે કંઇ લખીએ છીએ તે મનના ક્ષણિક ઉભરાને વશ થઇને લખતા નથી, તેથી અમારાં લખાણને, સાધારણ રીતે, સમર્થિત કરવાની સ્થિતિમાં હોઇએ તો જ અમે એવું કરીએ છીએ.

આથી, જ્યારે આ વિષયની ચર્ચા ઉપડી છે ત્યારે અમારું વક્તવ્ય સ્પષ્ટ રીતે વિકસાવવાની અમારી ફરજ ઊભી થાય છે.

આ ચર્ચામાં બે મુદ્દા પ્રસ્તુત છે. (૧) ધર્મોએ શાસ્ત્રીય કલાપ્રિયતાના અભાવની ઉત્પત્તિમાં ભાગ ભજવ્યો છે કે નહીં? (૨) ગુજરાતમાં શાસ્ત્રીય સંગીતપ્રિયતા ઓછી છે તેનું કંઈક અંશે[1] કારણ જૈનધર્મ ગણાય કે નહીં?

આપણા દેશમાં તેમ જ બીજે ઘણીખરી કલા ધાર્મિક (religious) અને દુન્વવી, બિનધાર્મિક (secular) એમ બન્ને પ્રકારે વિકસી છે. આ મુદ્દો ઘણાખરાની સમજમાં નથી હોતો તેથી અને અમારાં આગળનાં વિધાનોમાં એ મૂળભૂત છે તેથી અમે એને જરા વિશદ કરીશું. ધર્મસ્થળોમાં જ માત્ર વપરાતી કલા તે ધાર્મિક કલા: ધર્મસ્થળોની બહાર સામાન્ય જીવનવ્યવહારમાં વપરાતી કલા તે બિનધાર્મિક કલા અને, આપણું હિન્દુ (એમાં જૈન અને બૌદ્ધનો સમાવેશ પણ અમે કરીએ છીએ) માનસ એવું તો વિચિત્ર છે કે ધર્મને અને સામાન્ય જીવનને એણે જુદા જુદા વાડા, આ કલાવિષયમાં, ગણ્યા છે. ધર્મને નામે પોષાતી કલાને, સામાન્ય જીવનમાં પોષવાનું તેમને ઘણીવાર હીણું લાગ્યું છે. દેવમન્દિરમાં નાચતી નર્તકીના નૃત્યને આનન્દથી જોનાર ધર્મગુરુ તથા ધર્માનુયાયી પોતાનાં બાળકોને નૃત્યની કળાથી દૂર રાખવાનો દરેક પ્રયત્ન કરે છે. આ તો એક જ દૃષ્ટાન્ત છે, પણ અમે કહેવા માગીએ છીએ તે મુદ્દો એથી વિશદ બને છે દેવમન્દિરમાં સંગીતનૃત્યાદિને વધાવી લેતા ધર્મગુરુઓ જ જીવનમાં આવાં પ્રલોભનોને વશ ન થવું એમ હંમેશ કહેતા આવ્યા છે. આથી સામાન્યજને એમ માની લીધું કે આવી લલિતકળાઓ ધાર્મિક સ્વરૂપે પોષી શકાય, પણ એને સામાન્ય જીવનમાં અપનાવી ન શકાય. મન્દિરમાં સંગીતની ધૂનમાં રાચતા ભક્તને પોતાના પુત્રને સામાન્ય સંગીતાચાર્યને ત્યાં સંગીતનું જ્ઞાન લેવા મોકલવામાં ધર્મવિરોધ જણાય છે. આવી રીતે કલાને ધાર્મિક દૃષ્ટિએ પોષી, પણ સામાન્ય જીવનની દૃષ્ટિએ વખોડી તેથી જ ધર્મોએ આપણાં જીવનમાં કલાપ્રિયતાનો અભાવ આણવામાં અમુક ભાગ ભજવ્યો છે એવું વિધાન અમે કર્યું છે. આવી અસર માત્ર જૈનધર્મની જ થઈ છે, એવું નથી. બધા મુખ્ય હિન્દુ ધર્મની આવી અસર થઈ છે.

હવે જૈનધર્મના ઇતિહાસની એક વાત જરા તપાસીએ. પ્રાગ્જૈનકાલીન બ્રાહ્મણસાહિત્યમાં લલિતકળાના ઉપભોગના નિષેધો ખાસ મળતા નથી, પછીનાં બ્રાહ્મણસાહિત્યમાં મળે છે. એના ઉપરથી તથા સમગ્ર દૃષ્ટિએ જૈનબૌદ્ધધર્મના ઉદયે બ્રાહ્મણધર્મ ઉપર કરેલી વ્યાપક અસરથી અમે એવું માનવા પ્રેરાઈએ છીએ કે લલિતકલાના ઉપભોગનો નિષેધ મૂળ ઉપર્યુક્ત બે ધર્મોમાં ઉદ્ભવ્યો. જૈનધર્મ તેમજ બૌદ્ધધર્મ એનાં મૂળ સ્વરૂપમાં માત્ર નૈતિક ધર્મ જ હતા તે વાતને તથા મૂળ સ્વરૂપમાં એમાં મૂર્તિપૂજા ન્હોતી, પાછળથી એ ભળી એ વાતને ધ્યાનમાં રાખનારને સમજાશે કે દેવારાધના માટે જેનો આશ્રય લેવામાં આવ્યો છે એવી સંગીતાદિ કલાને ધાર્મિક દૃષ્ટિએ પણ આ ધર્મોએ પાછળથી અપનાવી

[1] 'કંઇક અંશે' કેમકે અમારું વક્તવ્ય એમ જ છે.

છે. 'નેત્ર-કર્ણનાં મોહક સાધનોથી દૂર રહેવા' ઉપર ભાર મૂકનાર જૈનધર્મનું જોર ગુજરાતમાં, બીજા ઘણાખરા પ્રાન્તો કરતાં વધુ છે તેથી એના અનુયાયીઓમાં અને એના સંસર્ગથી બીજાઓમાં આવી કલાઓ પ્રતિ નૈતિક વિરક્તિ ઉપજી હોય તો ના નહીં એમ અમે માન્યું છે. પણ આ એકજ કારણથી આવી સ્થિતિ ઊભી થઇ છે એમ અમારે કહેવું જ નથી. વેપારપ્રધાનતા જેમ આને માટે કારણભૂત છે તેમ આ પણ કંઇક અંશે કારણભૂત છે એટલું અમારું કહેવાનું છે.

આમાં જૈનધર્મની કે કોઈ પણ ધર્મની અવમાનના નથી, અને અમે સમજીએ છીએ ત્યાંસુધી સામાજિક ઇતિહાસનાં પૃથક્કરણમાં ક્ષતિ પણ નથી. છતાં કોઇપણ ભાઇની ધાર્મિક લાગણી દુખાતી હોય તો અમે ફરીને ક્ષમા માગીએ છીએ, અને હવે, અમારૂં વક્તવ્ય અમે કંઇક સ્પષ્ટ કરી લીધું છે એટલે આ પ્રકરણને હાલ તરત તો બંધ કરીએ છીએ.

નવલશતાબ્દી

નવલજન્મશતાબ્દી નવમી માર્ચે ગઇ: પણ ક્યાં નર્મદશતાબ્દી અને ક્યાં નવલશતાબ્દી! પહેલા પ્રસંગે આખુ ગુજરાત ઉત્સાહમાનપ્રસાદિના મધુર નિનાદે[૨] ગાજી રહ્યું હતું તો આ બીજા પ્રસંગે ગુજરાતમાં (સુરતમાં આ પ્રસંગે થોડી ઉજવણી થઇ હતી અને એકબે વ્યાખ્યાનો થયા હતાં તે બાદ કરતાં) કોઇએ શબ્દોચ્ચાર સરખો યે કર્યો લાગતો નથી. આ ભેદનું કારણ શું?

અમને એમ લાગે છે કે આનો જવાબ લોકમાનસમાં મળી રહેશે. આપણે સમસ્ત ગુજરાતમાં ઉજવેલી જયંતિઓમાંથી ન્હાનાલાલ ખબરદાર નર્મદ અને નરસિંહરાવ કેશવલાલના માનમાં ઉજવાએલી મુખ્ય છે. જે ઉત્સાહ, જે ભપકો, જે સર્વવ્યાપી પ્રવૃતિ પહેલા ત્રણ પ્રસંગે થઈ તે બીજા પ્રસંગે ન થઇ તેનું કારણ શું? અમને તો સર્જકવિવેચક વચ્ચેનો ભેદ આને મૂળે લાગે છે. સર્જનાત્મક લખાણ જનતાનો બહોળો સમૂહ વાંચે છે અને ઓછેવત્તે અંશે સમજે પણ છે. વિવેચનાત્મક લખાણ મર્યાદિત વાંચકગણ માટે જ હોય છે. આથી કરીને સર્જકોને જાણનાર નાણનાર અને વખાણનારનું પ્રમાણ વિવેચકને જાણનારનાણનારવખાણનારનાં કરતાં ઘણું મોટું હોય છે. અને આ સ્થિતિ અસ્વાભાવિક કે અનિષ્ટ નથી. અનિષ્ટ અને અસ્વાભાવિક આ સ્થિતિ થઇ જાય, જો અધિકારી વર્ગ પણ તે તે સર્જકવિવેચકને જાણવાનાણવાવખાણવાની પ્રવૃત્તિ ન કરે તો. ગૂજરાતસાહિત્યસભા, અમદાવાદ, ગુજરાતવર્નાક્યુલરસોસાયટી અને શ્રી ફાર્બસગુજરાતી સાહિત્યસભાએ આવી કોઇ પ્રવૃત્તિ નવલજન્મશતાબ્દી પ્રસંગે કરી નથી તે શોચનીય છે તેમ અસ્વાભાવિક પણ છે.

૨ આ નિનાદ મધુર પણ કલકલ હતો; અમે એને કલકલ નિનાદ કહીએ છીએ તેનું કારણ એ છે કે અસ્પષ્ટ સ્વરની પેઠે આ ઉજવણી પણ કોઈ સ્પષ્ટ સ્વરૂપમાં, સ્થાયી સ્વરૂપમાં પરિણમી નથી.

નવલરામની ઠરેલ વિદ્વત્તાની સાથે એનું શાન્ત નિર્મળ ચારિત્ર્ય જ સરખાવી શકાય. બુદ્ધિ અને હૃદયના ઉચ્ચ ગુણોએ વિભૂષિત વ્યક્તિઓ કોઇપણ જમાનામાં અને કોઇપણ સમાજમાં બહુ ઓછી હોય છે; અને બહુ ઓછી હોય છે માટે માનાર્હ વધુમાં વધુ હોવી જોઇએ એમ અમને લાગે છે. જે કાંઇ પ્રવૃત્તિ હાથમાં લેવી તેની પાછળ પુષ્કળ તૈયારી અને વિચાર હોવાં જોઇએ, તેમ વળી જુદી જુદી દિશાઓ ખેડી શકાય માટે જુદા જુદા પ્રયોગો કરવામાં પાછી પાની પણ ન કરવી જોઇએ એમ માનનારા અને આચરનારા વિરલ ગુજરાતીઓમાં નવલરામનું સ્થાન બહુ ઉચું છે. ઉપર નોંધેલ બીજાં તત્ત્વમાં માનનારા તો ઘણા ય હોય છે, પણ પહેલાં તત્ત્વનો ભાવ (existenec) તો બહુ થોડી વ્યક્તિમાં દેખાય છે. આથી કરીને આ બન્ને તત્ત્વોનો જેમાં સુસમન્વય થયો હતો એવા આપણા સાહિત્યના પ્રથમ જ્યોતિર્ધરની[3] જન્મશતાબ્દી-પ્રસંગે અમે એટલું ઇચ્છીએ છીએ કે ગુજરાતે એવા જ્યોતિર્ધરો વધુ અને વધુ પેદા થાઓ.

સુરતમાં ઉજવાએલ આ પ્રસંગે પ્રો. ઠાકોરે પોતાનાં ભાષણમાં એક વાત તરફ ધ્યાન દોર્યું છે, કે નવલરામનું યોગ્ય જીવનચરિત્ર હજી લખાયું નથી. 'માનસી'ના આ ત્રીજા અંકમાં વિજયરાય પણ કહે છે કે આપણે ત્યાં નર્મદનાં જીવનચરિત્રના ય ઠેકાણાં નથી. અમને લાગે છે કે ઉપરનોંધેલી ત્રણ સંસ્થાઓ આ કામને સહેલાઇથી હાથમાં લઇ શકે અને નવલરામનું જીવનચરિત્ર લખવાનું કામ પ્રો. ઠાકોર જેવા અધિકારીને સોંપી શકે.

## એક વિજ્ઞપ્તિ

શ્રી ગૂજરાતસાહિત્યસભા અમદાવાદ તરફથી ૧૯૩૬નાં આપણાં ગ્રન્થસ્થ વાઙ્મયની સમીક્ષા કરવાનું કામ મને સોંપવામાં આવ્યું છે; તો લેખકોપ્રકાશકોઆદિને હું વિનંતિ કરૂં છું કે આપ આપનાં આ સાલમાં બહાર પડેલાં કે પડે તે પુસ્તકો મને નીચેને સરનામે મોકલી મારાં કાર્યને સરળ બનાવવા કૃપા કરશો.

**નોંધ:** આ સરનામામાં 'ઊર્મિ કાર્યાલય' કે 'તંત્રી, ઊર્મિ' કે એવું કશું જ ન લખવું. ઊર્મિ માસિકમાં અવલોકનાર્થે મોકલેલાં પુસ્તકો મારી પાસે જ આવે છે એવો નિયમ નથી. તેથી બધા લેખકપ્રકાશકોને વિનંતિ છે કે આપ આપનાં પુસ્તકો મને જૂદાં સરનામે મોકલશો.

ડોલરરાય ર. માંકડ

**સરનામું:**

ડોલરરાય ર. માંકડ, ગૂજરાતનગર, કરાંચી (સદર)

૩ સર્જકનાં સર્જનને વિવેચનરૂપી જ્યોતિવડે જનતાને બતાવનાર વિવેચકને માટે જ્યોતિર્ધર શબ્દ અહીં વાપર્યો છે.

# ચહું

પૂજાલાલ

ચહું કરણ માત્ર તારું થઉં ને રહું હર્ષથી
અધીન તવ સત્ય મંગલ પવિત્ર આદેશને;
રહું સતત દૂર દુઃખદ મલોતણા સ્પર્શથી:
પરાસ્ત કરું પાપનાં દલતણા દુરાવેશને;

મતિ પ્રમુદિતા કરે ગતિ અનંતને અંતરે
સ્ફુરંત દ્યુતિતારકો સહ નિગૂઢ નાદે ચડી;
અને હૃદયની રતિ જ્વલત પ્રેમને બંદરે
સરે મધુરનામનાવ પર; શૈલબંધે પડી

રહેલ થઈ મુક્ત વેગભર પ્રાણકલ્લોલિની,
તરંગ કરતાલ સાથ અણદીઠના ગાનની
મચાવત અખંડ ધૂન, પ્રિયની દિશાએ વહે:
શરીર સદને હળેલ ચિર મૃત્યુની મોહિની

મહીં અબુધ ચેતના અરુણ જ્યોતિ સોપાનની
પરે પગરણો કરી અમૃત ચેતનાને લહે.

○

# રેશમના કીડાને

પતીલ

: પુષ્પિતાગ્રા વૃત્ત :

નિવૃત મન સમેત નિંદ લેતા
  અકૃશ તને, કૃશ મેવના અકર્યું:
દિવસ રજની જાડ્યમાં રહેતા,
  કરી દલ શેતુરના સહુ વિલીનું;
કહું શીય તુજ વાત? જાત જંતુ
મુખ મહીંથી મૃદુ ખેંચનાર તંતુ!

મુલવણી થતી જેહની બજારે,
  હતું વળી વેચ્યું જ જે વણિજ્જનોએ;
કરી રીસ હતી જેહ કાજ નારે,
  કર્યું તન ધારણ, યા મહાપુરુષોએ
મળી શકતું ન હોત તેહ આંદી.
અગર દયાની તહારી હોત નાદી.

સ્વજન વિહિન શોકની દશામાં,
સ્વરચિત પિંડ મહીં પડેલ પ્રાણ!
અતિ અશુભ, અઘોર અંધતામાં,
કવણ, કહે, કરનાર તારી ત્રાણ?
થતી તલભ ન ઉડવા લગીર!
સ્વરચિત પિંજરમાં પડેલ કીર.

નિલય કરી નિપાતમાં રહેલા,
કરૂં અનુતાપ દશા નિહાળી તારી,
અનવિગત અનર્થમાં ફસેલા!
શુંય કર્યું સાહસ, તેં હ? સ્વૈરચારી,
પણ કરૂં ઉપદેશ હું તને છું
નહિ નહિ દોષથી, હાય! મુક્ત જે છું.

હું પણ અસલ યોગ ધારી, આવો,
તુજ સમ છું જ રહ્યો ફસાઈ, પ્યારા:
મુજ અર્વાંત માહરો પુરાવો,
મુજ દરદો સહુ દર્દ છે તહારાં:
કરી પ્રથિત અનેક આસપાસ
મનસિજ તાર, નિમંત્ર તો વિનાશ.

પરંતુ સમયના અનેક પ્રાસી,
નહિ જ શક્યો મુજ ઉન્નતિ હું જોઈ:
અનવરત રહ્યો પડી ઉદાસી,
રહ્યું, કયમકે, નહિ ચાહનાર કોઈ:
મુજ મન તણી સંતતીની સાથે
મહીં સુખનાં સહુ સાધનો સમાયાં

ખબર નહિ મને, થશે શું મારૂં,
શીય વિધ અંત થશે જ આ ગહારો:
સમજ ન, મુજ શીર્ષ ક્યાંય મારૂં:
મમવ્યવસાય રહ્યો છુરી તહારો,
સતત મગજમાંહી એ વિચારે,
મુજ મરણે ગુજરાત ગર્વ ધારે!



# ચૈત્રની પૂર્ણિમાને

પારાશર્ય

ચૈત્રની વિશદ શાંત પૂર્ણિમા!
ઈન્દુના દઈ કરે ક્ષિતિજથી
આનુપાર્ત અપરોર્મિ માલ પે
તરતી સ્મિતવિલોલ તેજ તું.

ને પ્રગાઢ નિધિવારિને ઉરે
ઢાળતી સમદ અંગ કોમળાં
મૂર્છનામય અગાધ શાન્તિમાં
તું પડી પ્રણયલીન સ્વપ્નમાં.

અબ્ધિના તુહિન અંગઅંગમાં
તૃપ્તિ તૃપ્તિ અભિરામ ઓપતી!
એમ જ હો તવ મહેર જીંદગી.
એમ જ હો—, ૧૨

કિન્તુ એક પલ ઝીણા તાપમાં
દગ્ધ આ વિજન પાદરે સુની
તીરપે સતત ઝૂમતી ખડી
શુષ્કપર્ણભર જર્જરી વીંટી,

આ વિશાલપટ રેતથી ભરી
રોજના પ્રખર તાપમાં ઝળી–
શુષ્ક વહેન વહતું તુટી જતું;
દૂર રૈખ સમ રેતમાં જતું. ૨૦

એ નદી પર કદીક સાંઝના
ભાળવે ઉડી જતાં વિહંગમો,
ધેનુવૃંદ ફરતાં જ મંદિરે
શામતી રહી રહી જ ઝાલરે,

દૂર ગામ પર ઝૂકતી તરુ–
શાખા મધ શુચિ અંગ ટેકવી
સ્હેજ રક્ત પરિસ્પષ્ટ આનને
સાન્ધ્યતેજ સહ વેરતી સુધા

અલ્પ આ વહનમાં વિલોકજો
ને અનંત–પથ–તપ્ત ઊરમાં

શાન્તિતોષ સુખબિન્દુ પાડજે. ૩૧

●

# છાપરામાંથી ડોકાતા સાપને

રમણીક અરાલવાલા

પૃથ્વી

ધીમે ઉતર નાગરાજ ! અવકાશ આજે નથી
ઉડી ત્વરિત દોડવા જીવિતકાજ ચપ્પા થકી;
હિયેલ દુધકોડિયાં, કદીક પુષ્પ પૂજા ધરી
ત્હને, નવકુટુંબને મમકુલે, કદી મ્હેંય, તે
વિસારી મુજદેહને ઉચિત મૃત્યુનો ડંખ દે !

નથી ફરક લેશ આન્તરસ્વભાવમાં આપણા,
વિલાસ નીચ સ્વાર્થકેરી ફફડાવી ઝેરી ફણા
દિધા અમુન ડંખ મ્હેંય મમ વિશ્વમાતાસ્તને !
દિધેલ તવ ડંખ તો કદીક મંત્રસાતા મળે
શમી, જખમી તૂર્ત પાસું મરડી ઉભો થૈ જશે;
અરે મમ દિધેલ ડંખ !–કદી કાલજ્વાળા મહીં

ત્રિલોક તતડી ઉઠી, અમરતત્ત્વના અંકમાં
લહી ક્ષણુ સમાધિ, દિવ્ય નવરૂપમાં શાજશે:
તદીય–વપુ વિશ્વનું ઝણુઝણી રહી કોરશે.

અહો ! જીવનદાન દૈ સરકતો તું શાને ભલા ?
ત્હનેય–મમદ્દતનેય –અનુકંપ ઉર થાય ? વા
કરાલ ઉર કોમળો બની, કૃતાન્તથી કારમાં
જતાં ભજવી ભાવ, દહાવ મુજને શું એ આપવા?
દયાળુ બની નાગરાજ શીદ આજ પાછો ફરે?
સ્વભાવપલટો ન સંભવિત ઉમ્ર આ હાઝરે.
સમાન કરથીજ અંતિમ વિધાત ગ્હારો ઘટે,
નથી ગમતું જરી ઉતર નાગ ! ધીરે ધીરે !

●

# નિસર્ગકવિને[1]

વૈદ્ય ભાનુશંકર પી. શાસ્ત્રી

નિસર્ગકવિ ! વસ્તુઓ વહી જતી ન પાછી ફરે,
કદાપિ જગમાં સખે ! કરન તાહરાં આખ દે.
સુશૈશવ, જુવાની ને સુદરભાર કેરી ગજા,
નવીન રમન–રાગ હા ! સરી જતું બધું ગ્રખ્યાત

૧ ગૅથીનો વડર્મવર્થને ઉપાલંભ.

ત્હનેય બધું ભાન છે; પણ વિષાદ આ એકલે તરંગ—રિપુ-પૂરમાં, ઝનુની– અંધશ્રદ્ધાજુમાં,
શિરેજ સહુ માહરે! વિધવિધાન આવું હશે! હતો અડગ—આશરો ઉદધિમધ્ય તું એકલો.
મહોદધિ—તુફાનમાં મધનિશામહિં નાવને, અકિંચન-અમીરીમાં સરસ કાવ્ય તું વેરતો;
દિશા સુચવતો હતો વિરલ એક તું તારલો અબાધ્ય-જગ-સત્યનાં, મનુજ–ધ્યેય–સ્વાતંત્ર્યનાં

હવે તજી બધુંય આ, ગહન શોકમાં તું મુકે
મને;[2] વિષમ ભાસતો ફરક તાહરી નીતિનો.[3]

●

## જાની દોસ્ત

ગૌતમ

બહુયે મિત્ર શેરીના મળ્યા ને ચાલતા થયા,
પરંતુ તું સમો બેરૂ મળ્યો ના હજુ અન્ય કો.

મળ્યો તું સાંજના જે દિ' ઓળખીને ઉદાર દિલ, અંધારે મેં દગો દેવા યત્નો કીધા ઘણાય તે
અહર્નિશ સાથ રૂહેવાને પ્રેમનાં પારખાં દિધાં. કરી સૌ માફ તેં મારા પ્રેમનો પાઠ શિખવ્યો.

ભૂલથી ગાંધીને હાટે જો ચડયો તોય ના ગમ્યું, ઉર્વશી પ્રેમ ના જાણે, ના જાણે એ શકુન્તલા,
ફરી તું દોડતો આવ્યો ઝાલ્યો હાથ નિયોગથી. પ્રેમને પેખતું હૈયું હે ખોદા રૂપિયા જ તું!

●

## સ્મરણ–ડોલે

કાનજીભાઈ પટેલ

ચૂમન્ત જીવન- ઉષા-અધરોષ્ઠ રાતા,
અંધારની ગહન ઘોર ગુફા વિદારી:

મારા બધા રવિ અરે સુખનાજ તાતા,
અસ્તાબ્ધિએ ડૂબિ જતા રહું છો નિહાળી.

રે મીટ માંડી નજરો અટવાય હાલી,
ને લ્હાય લ્હાય ગરતી મરતિ ધ્રુપે જ્યાં;
વેરાન કોરણ વિશે જલની ય પ્યાલી
વિના ભલે મરણ સન્મુખ છો ઉભું ત્યાં.

આષાઢની રજનિ કો વદ મેઘલિતી
એકાકિ છો ગિરિતણા શિખરે સુતાં હું
સ્વપ્ને પ્રિયા–ફુલસમા શબ્દોય વીણી
રૂઓ, ત્યાં પ્રહાર વિજથી ગિરિ છો તુટેને!

તારા પ્રિયા સ્મરણ વા સ્વપ્ને ઝુલન્તા,
તે સર્વ છે મૃદુ સમીર સમા વહન્તા.

૨ 'મને' નો પૂર્વાપર સંબંધ છે. ૩ આ ઉપરથી સ્ફુરેલ 'પદચ્યુત કવિશ્વર' ઊર્મિ, શ્રા. ૧૯૯૧

# કે તારલો ઝગમગે રે

પ્રભુદાસ કાલીદાસ વ્યાસ

કે તારલો ઝગમગે રે
એ તો આશા-કિરણ સમો ઉગ્યો
કે તારલો૦

એ તો નેનો મીંચે ને વળી ખોલે
કે તારલો૦

વળી મંત્રો અજાણ્યા કંઇ બોલે
કે તારલો૦

એ તો મોતી શો આભને ઓવારે
કે તારલો૦

મને મૂકે અનન્ત તણા આરે
કે તારલો૦

એ તો તેજ-અંગુલીએ બોલાવે
કે તારલો૦

મારા હૈયાના મદને ફુલાવે
કે તારલો૦

એ તો કુંદ શો, હસે ને હસાવે
કે તારલો૦

મારાં ઉરના ઉચાટને શમાવે
કે તારલો૦

એ તો ઝુલે જગતને ઝુલાવે
કે તારલો૦

મારા સોણલા સરે, વાણી લાવે
કે તારલો૦

# અન્દેશ

મૂળશંકર જમનાદાસ પુરોહિત

પૃથ્વી

ઘણે ગગન ચુમ્બતા અડગ મ્હેલ પાષાણના
ઘડે અમર શિલ્પવાં જગત શિલ્પશાસ્ત્રી બધા
વસે ન ઘડનાર ત્યાં, ન ઘડતો, ઘડાયે કદી ?
રહે હૃદય મસ્ત એ નિરખી આત્મ કારીગરી !
રચે સુકવિતા કવિ અજબ કલ્પના નાચતી
મ્હડે ઘડીક વ્યોમમાં ઘડી રસાતલે રાચતી
વહે ઘડીક ગહન વ્હેન મમ, માનની હર્દમાં
વસે છ કવિતા કવિ હૃદયમાં કવિ કાવ્યમાં

સૃજ્યો સૂક્ષ્મ સૃષ્ટિનો અજબ કલ્પના દૃષ્ટિનો
ચિતાર નજર ખડો તપન, શીત ને વૃષ્ટિનો
સમુદ્ર, ગિરિ, સૂર્ય, દ્યો, વસુ, વનો, જનો તારલા
વિરાટ અણુ સૌ સૃજ્યું અકલ ઇશ ત્હારી કલા
શરીર મમ ત્હે ઘડયું ન ઘડનાર શું ત્યાં વસે?
વસે જગતમાં તું ક્યાં? કવણ તું અને ક્યાં હશે?



# માનવનાં હાસ્ય

ભાસ્કર દવે

અનંત આ અબ્ધિ વિશાળ વ્યોમનો
  દિસે ન આરો, રવિ તેજથી ભર્યો,
તથા ઝુમ્યો ચંદ્ર અનેક તારકો
  અને સમાયા સુરગંગના સરો

દિગંતની માનવ કલ્પના રચી
  ગુહા તળેથી તમત્રસ્ત વાદળી
સરી પડી વ્યોમ મરે, તથા વળી
  તણાય ઝંઝાવમળે ફરી ફરી

"રખે રહે ત્રાસ બધા અધૂકડા"
બિચારતો સૂર્ય પ્રચંડ જ્વાલમાં
ઝલાવતો હો અવશેષ આશના
અભદ્ર મૂખી જલદા ઉરે વસ્યા.

"ન કોઇ મારું અહીં વિશ્વમાં અરે"
લવી રડે, અંતર હાલવે જગે
નિહાળી સ્વાર્થાંધ મનુષ્યબાળ એ
વદી "થયાં અમૃત છાંટણા" હસે

ફરી વળ્યા નીર અમોઘ તેજના
અને સહસ્ર જનથી ગણી ગયા
નિરાશ્રિતાને, રવિ તેજ ઊમટ્યા
વદે કૃતઘ્નિ જન "હાશ ઠીક આ"

•

# ખેડુતની હાકલ

ઇન્દુકુમાર શહેરાવાળા

અમ્હારી હાલત ન્યાળોને,
અમ્હારાં દરદો ટાળોને;
હાકલ દરદે દઇએ ત્હમને
દરદો ટાળોને!

વર્ષે વર્ષથી નરસું આવે
રસકસ હીણુ થઇ ધરતી;
તોયે ખર્ચે, દાણ, શરાફે
દિન પર દન છે પડતી: અમ્હારી•

વાવ્યું, નીંદ્યું, લણતા થાકી
પરનાં પોષણ કરીએ;
ઋતુ કુઋતુનાં સંકટ વેઠી
ચેનનહોણા ફરીએ: અમ્હારી•

અન્તરના અભિલાષો દાબી
પરજીવન ખીલવીએ;
તોહ્યે બદલે સુખ શાન્તિનું
સ્વપ્નું કયમ નવ ભરીએ! અમ્હારી.•

રાજાશાહી રાહે ફરતા
અમ શોષિતના ભાગે;
તો પણ જો દી દરબારે તો
શાહીવાદે ડરીએ! અમ્હારી•

તાત જગતના ક્હાવ્યા અમ્હને
ગુલામ જેવા છઇયે;
સાચું એ બીરદ શોભાવા
શા શા યત્નો લઇએ! અમ્હારી•

સરકારે, દરબારે શેઠે
શોષણ સંચા સહીએ;
કુદરતનો યે કોપ થાય તે
અમ સૌ વ્હોરી જઇએ. અમ્હારી•

વનિતા ને સન્તાનો સઘળાં
ભૂખે શાં ટળવળતાં!
અનન્તના એંધાણો સમજાં
કયાંએ કૈં ના ફળતાં: અમ્હારી•

ફર્જ ધર્મમાં ફસ્યા અમ્હે સૌ
અન્તર અમજાં રાખી;
અન્તે લાખી આશાઓમાં
નવ કૈં ફળતી દાખી. અમ્હારી•

પહેરાવ્યા સૌ સૌને વસ્ત્રે
દીલ આશાએ ઢાંકી;
જીવન આખું એમ વટાવ્યું
નવ થઇ ઉજન ઝાંખી. અમ્હારી•

લગ્ને મર્યું, યુદ્ધે આગળ
ધરતા અમ્હને સાથી;
સન્ધિના સીમાડા જોતાં
અમ દૃષ્ટિ કાં બાંધી ? અમ્હારી૦

મ્હોલાતોની મોજ ન દેશો
દેજો ઝૂંપડી સાદી;
શાન્ત અને નિજ અર્થ સહાયક
પ્રેમ હર્ષની ખાદી: અમ્હારી૦

અમ પાસેથી છીનવ્યું તોયે
અર્જ કરીશું ઝાઝી;
સન્તાપે બળતાને હારો
બન્ધુભાવે દાઝી: અમ્હારી૦

વિશ્વ મહીંનો ભ્રાતૃભાવ જે
અમ ઉપજ્યો અપનાવી;
અખિલ વિશ્વમાં જ્હેમત ઉઠી
તો દ્યો દીલમાં લાવી: અમ્હારી૦

ભેદ ભર્યા તમમાં અમ માટે
દેજો તાત ! ફગાવી;
અન્તર અન્તર એકત્રિત થઇ
દેજો દર્દ દબાવી: અમ્હારી૦

ભારત ભૂમિ વિશ્વ વાટિકા
નિપજે વાંછ્યાં વાનાં;
તોય આ તે ન્યાય કયહીંનો
સુત તે ટળવળવાના ! અમ્હારી૦

હૈયે હૈયે અમીજળ ઢોળી
આર્યસુતને સાધો;
આર્યભાવના જગની જગમાં
યશ ભારતનો વાધો ! અમ્હારી.



# કંસારાનો કોયડો

સુધાંશુ

(રાગ-ધીરાની કાફી)

કાળજડાગાં સાંધા રે
સાંધા કોઇ સીની દિયો હોજી !
આતશના અજવાળા રે
આતમથી કો ઓળખો હોજી !

ઘટઘટના આ ઘટમાં
મેં કારી અંજવાશ,
ત્રિભુવન તમસે ભર્યું
તર્યે પ્રગટ્યો તું અંધાર
મેં કારેના મેહુને
મ્હેં આતશમાં ન ઓળખ્યો હોજી !

પોલાણોમાં પ્રેમની
તેં ચેતાવી ચીનગાર,
ધખાવી ધમતો રહ્યો
એ ધમણોથી ય દેખાર
ભુવનોના ભંગારો રે
અગની ઓજે ઓરવ્યા હોજી !

એકમ રસની દેગમાં
તું ઉકળ્યો અપરંપાર,
ઢાળ રચીને હીમના
તું સૂક્ષ્મ થયો સાકાર;

કણકણમાં યે કોર્યો રે !
એ કંસારાનો કોયડો હોજી !

ભવભવની ભઠ્ઠીડે ચાણી
એણે સળગાવ્યો અંગાર,
તાવણ માંડી તાવિયો
એણે આતમનો રસ ભાર;
ત્રિભુવનને તારે રે !
જ્યોતિ તો જાપો જપે હોજી !

આભે કોટી કોડિયાં
વચ્ચે સૂરજની સગવાટ
મ્હારે આતમ-શે'રે માંડિયો
મ્હેં અજર અભેદ્યનો પાટ;
અક્ષર સાયર આવ્યે રે !
ત્રાપે તરે તોરથી હોજી !

ત્રાપાએ તુંબી લઇ
બેઠો જીવનસંતનો સંઘ
આવ્યા 'ઓહમ્'ના ધણી
મ્હારાં ભર્યાં ઓજસે અંગ;
હાલામાં હૈરાણો રે !
જીવતરનાં વાસણ વસ્યાં હોજી !

●

## ચંદ્રને[1]

### છોટાભાઈ સુથાર

- શિખરણી -

'નભે જાવું ઊંચે, પૃથિવી પટપેં દૃષ્ટિ ધરવી'
સખા એને તું શું શ્રમગણી કહે :પાંડુ બનતો ? !
ન વા, તો કહે મને ભમી ભમી સહુ તારક મહીં
'અભાડુ તે' માની સ્વજન વિરહે શોક ધરતો !–
પળી નિરુત્સાહી 'પળપળ વિલાતાં નયન શો
'ન લાધ્યો ઉદ્દેશો સ્થિર' ગણી શું નિસ્તેજ બનતો !

[1] shelleyના to the moon નામના કાવ્યનો અનુવાદ.

સદ્ગત મંગલમૂર્તિ શ્રીમત્ શાન્તિશર્મા જનકવિદેહીને

# નિવાપાંજલિ

**વામનવર્મા**

શી આશાઓ ? શો પરિપાક ? અનધિકારી સંસારને જે લેખથી એ પરમવિભૂતિની પિછાન કરાવવાની હતી, તે લેખનો પ્રારંભ થાય તે પહેલાં તો એ વિભૂતિ લય પામી ગઇ જેની પ્રશસ્તિકથા લખવા માટે રાતીશાહી ઉછીની લઇ રાખી હતી, તેની નિવાપાંજલિ રચવા માટે કાળી શાહી ખરીદવી પડી ! ગઇ કાલની વાત ! હજુ તો જેની વિપુલ સંતતિ જેનાં નામની પૂર્વે વિદ્ધાતુને શાનચ્ પ્રત્યય લગાડી વિ. એવું પદ લગાડતી હતી તેના વિષે ઉલ્લેખ કરતાં બિચારા દરેક ક્રિયાપદને લિટ્ અને લુઙ્ના આદેશ સ્વીકારવા પડે, એ સ્થિતિ અકાળ્ડ ઉપસ્થિત થઇ પડી; ખરેખર મહાકવિ રસગંગાધરે પોતાની જગન્નાથોક્તિમાં કહ્યું છે તેમ 'હા હન્ત-હન્ત નલિનીં ગજમુજ્જહાર !'

છતાં મંગલમૂર્તિ શ્રીમચ્છાંતિશર્માના વિદેહ માટે શોક કેમ થાય ? એમના જેવા માટે તો "આશ્ચર્યથી કોઇ એને જુએ છે-આશ્ચર્યથી કોઇ એને સુણે છે" એ વર્ણન યથાર્થ હતું. એવાનાં મૃત્યુ એ તો મોક્ષ. એ માટે શોક ન હોય, હર્ષ હોય ! જો કે એવું કહેવું વાજબી નથી કારણ મૃત્યુને ખબર પડે કે એના આગમનથી કયાંક પણ હર્ષ થાય છે તો તે દુનિયા માટે ઠીક નથી; માટે સહર્ષખેદનો વિષય એ મૃત્યુ બન્યુ છે એમ કહેવું જ યોગ્ય ઠરે છે ! આમાં ગેરસમજ થશે એ અમારી ખાત્રી જ છે. પણ સાદરનિરાદર જેવા શબ્દો ઉપર ગાંધીજીએ લાખેક શબ્દોનું વાર્તિક લખ્યા પછી પણ જો દુનિયા આવા પ્રયોગો ન સમજે તે. તેમાં પ્રયોજક બિચારો શું કરે !

મૃત્યુ કંઇ બધાંનાં જ સરખાં નથી હોતાં. પામરનું મરણ, શૈવનો કૈલાસવાસ, વૈષ્ણવનું વૈકુંઠગમન, પુષ્ટિમર્યાદીની શ્રીચરણપ્રાપ્તિ, અને માર્ગોપદેશિકાના સંધિવાથી રીબાઇ મરેલા માટે પંચત્વગમન, ઈત્યાદિ પ્રયોગોમાં મરનારની ગતિનો જ; નહિ પણ જીવનના પ્રકારનો પણ નિર્દેશ હોય છે; તો મંગલમૂર્તિ શ્રીમચ્છાંતિશર્માનો દેહાન્ત કેવલ સ્વરૂપસ્થિતિ જ કહેવાય. વિદ્યમાન એ જીવનમુક્ત હતા, મરણે એને જીવનથી મુક્ત બનાવ્યા. વિદ્યમાન એ જનકવિદેહી જેવા હતા, મરણે એને કેવળ વિદેહી બનાવ્યા. અરે એમના પ્રાતપક્ષીઓ એમને સદેહે વિદેહી જેવા એટલે જીવન્ત છતાં મૃતપ્રાયઃ કહેતા. એ દ્રષ્ટિએ પણ મૃત્યુ, એતો એમના માટે સ્વરૂપસ્થિતિ જ રહમજાય છે.

અમ્હારી ન્હાનકડી પણ ગુણગણવિશિષ્ટા એવી મિત્રમંડલ મિથિલાના એ તુરીયાવસ્થ જનકરાજ હતા. એમના અસ્તથી એ મંડલીને પડેલી ખોટનું વર્ણન કરવા આ લેખિની સર્વથા અસમર્થ છે. જો કે આ લેખિની ઉપર એના બનાવનારે "શુદ્ધ રોફિલ્ડ સ્ટીલ" એવો

પ્રસ્તાવ કોતરાવ્યો છે, તો પણ કાંતો અમને સ્ટીલ વેંચનાર વ્હોરાજીએ ઠગ્યા છે, કે કાંતો એ પોલાદ પણ આ પ્રસંગની ઉગ્રસંતાપિતાથી નરમ બની ગયું છે. કાવ્યવિદ્ તો જાણે છે કે અજવિલાપ લખતાં કાલિદાસને પણ સ્ટીલ પર સ્ટીલ બદલાવવી પડી છે, જેની ઐતિહાસિક નોંધ એણે "અભિતપ્તમયોપિ માર્દવમ્ભજતે" એ શ્લોકમાં લીધી છે. ત્યારે અમે તો કાલિદાસ પણ નથી, એના પ્રતિસ્પર્ધી દિઙ્નાથ પણ નથી, એના જાણણહાર મલ્લિનાથી પણ નથી. અમ્હેં તો રહ્યા વામનમાં. વામને બદલે વામા હલે તોય કાલિદાસ એના જાણીતા પક્ષપાતને લઇને પોતાની પ્રસાદી અમ્હારી લેખિનીને અગ્રભાગે બેસારત; પણ લાચાર. એક જ માત્રાની ખામીને લઇને આ લેખિનીને અગ્રભાગે કેવલ સજ્જની મીરાશ જેવી પ્રવાહી અને દુર્જનના હૈયા જેવી કાળી શાહી જ બિરાજે છે. અમ્હારે તો કવિતા લખવી એ પંગુએ ગિરનાર ચડવા જેવો પ્રયાસ છે એટલે મરણના રસિયા, બીજાનાં સાહરોએ બેસી, પાન ચાવતાં કહે તેમ કહેવું જ રહ્યું કે 'બલીયસી કેવલમીશ્વરેચ્છા !'

છતાં એટલું તો જરુરજ કે શ્રીમચ્છાંતિશર્માના વિદેહ થવાથી આ સંસારને ખાસ અને અમ્હારાં મિત્રમંડલને બેવાર ખાસ જે ખોટ પ્રભુએ પાડી, તે પોતા પાસેની કાંઇ ખોટ પુરવા માટે જ. અરે શું પ્રભુની સમીપે જનકવિદેહીઓ ખૂટયા ! વૈકુણ્ઠમા, કે કૈલાસમા, કે સ્વર્ગમાં કે શ્રીજીનાં ચરણમાં કે જ્યાં શ્રીમચ્છાંતિશર્મા જેવા પહોચતા હશે ત્યાં ( આ વિષયમાં અમ્હારૂં ભૂગોલ પહેલેથીં જ કાચું હતું) શું જીવનમુકતો મરી ખુટયા, કે હડતાલ પર ગયા, કે લક્ષ્મીના મોહમાં લપટાયા, કે વિજયાના મદમાં બેહોશ થઇ ગયા, કે અપ્સરાઓના પ્રલોભનથી ફસાયા, કે પ્રસાદના દડિયાથી આસકત બન્યા કે શું અન્ય રીતે અનધિકારી બન્યા કે જેથી અમ્હારા આ સોગંદ ખાવાના પુષ્પવદ્ધારણ કરેલા, મંગલ-દર્શન છતાં અદ્રષ્ટમંગલ બનેલા, શાન્તિશર્મા છતાં અશાન્ત બનાવી મુકનાર, જનકવિદેહી છતાં કેવલ વિદેહી બનેલા એવા મિત્રને, વિષ્ણુએ કે શંકરે કે ધર્મરાજે કે શ્રીજીએ કે બ્રહ્મે કે શુદ્ધાદ્વૈતે કે વિશિષ્ટાદ્વૈને કે કેવલાદ્વૈતે નિજરૂપમા, કે સમીપમાં કે સાયુજ્યમાં તેડાવી લીધા, કે મિલાવી લીધા, કે અથવા અને, એક અથવા અનેક, અથવા સર્વે કીધું. ( નોંધ: કાદમ્બરી અને ટ્રાન્સફર ઓફ પ્રોપર્ટીઝ એકટ સાથે વાંચવાના માઠાં પરિણામ વિષે સાહિત્યપ્રેમી વકીલોનું ધ્યાન ખેંચવા રજા લઇએ છીએ. )

અરે કંઇ નહિ તોય મિથિલાના તે આદ્યજનકવિદેહી તો પ્રભુ પાસે હશે જ ! બીજાઓ બદલે, પણ પ્રભુના સસરા થઇ, એ કેમ બદલે ? તો પછી જરૂર કોઇ ભારે મહત્ત્વનાં કારણે પ્રભુએ શ્રીમચ્છાંતિશર્માને અહિંથી તેડાવી લીધા છે. ક્યાંક; કોઇ બીજી દુનિયામાં ધર્મગ્લાનિ થઇ હોય અને પ્રભુ પોતાના દેવર્ષિગાન્ધર્વમંડલ સાથે અવતાર લેવાના હોય અને મિથિલાધિપતિ જનકરાજ ફ્યુરેનસમાં અવતર્યા હોય અને શ્રીમચ્છાંતિશર્મા શનૈશ્ચરમાં અવતાર માટે નિયુક્ત થયા હોય એમ લાગે છે. એમા સંશય નથી.

અમારી આ માન્યતા હમાં ફેલાવનાર માટે અમને ઉચો મત નથી એ વાત સ્પષ્ટ કરવાની જરૂર છે. આજનાં વિજ્ઞાનથી પણ આ બધું સાચું ઠરે છે એ જો આજે

શ્રીમચ્છાંતિશર્મા પોતેજ આ પોતાની નિવાપાંજલી લખતા હોત તો સિદ્ધ કરી દેખાડત. એમ નથી એટલે લાચાર. છતાં એ તો દેખીતું જ છે કે દુનિયા ઘણી છે. એ પુરુષ-સૂક્તના આર્ષદ્રષ્ટાથી માંડીને "મંગલ ઉપરની નેહેરો"ના લેખક સર નોર્મન લોકયર સુધી સહુ કબૂલે છે. તેમ દરેક દુનિયામાં ધર્મ હોવો જ જોઈએ એમ શાન્તિપર્વમાં યુધિષ્ઠિરને ધર્મે પોતે જ કહ્યું છે. તો જ્યાં ધર્મ હોય ત્યાં ગ્લાનિ પણ થાય એમ વૈશેષિકના કર્તા મમ્મટભટ્ટથી માંડી "સેંટ પોલ"ના કર્તા ડીન ઇન્જે સુધી સહુ કબૂલે છે. અને ધર્મગ્લાનિ થાય ત્યારે ત્યાં ત્યા અવતાર થવાજ જોઈએ એ વાત અનેકવાર વ્યાસપીઠો ઉપર સિદ્ધ થઈ ગઈ છે. વિક્રમ સંવત્ પૂર્વે ૬૯૮૪ લગભગ નોર્થ વેસ્ટર્ન રેલ્વેના પાણીપત સ્ટેશનની નજદીકમાં પડેલા હજારો તંબુઓમાંથી કોઈ એકમાં ડોકિયું કરનાર કે ડોકિયું મુકી આવનાર દરેક જણ આ વાતની સાક્ષી પૂરશે. તેઓ કહે છે કે બે તંબુઓની હાર વચ્ચે એક રથ પર બેશી દ્વારકાના અધીશ અને દુનિયાના સત્તાધીશ શ્રીકૃષ્ણે, છેલ્લું શિરનામું જેવું પ્રાચીન વિરાટ નગર અને અર્વાચીન કચ્છ વાગડ હતું એવા શ્રીધનંજય પાસે બડાઈ મારેલી કે જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે ત્યારે પ્રભુ અવતાર લે છે. અને ત્યારે જ જ્યાં જ્યાં ધર્મવીરો વસતા હોય ત્યાં ત્યાંથી એમને બોલાવી લઈ જરૂર પડતે સ્થળે નિમણૂંક કરે છે. મંગલમૂર્તિ શ્રીમચ્છાંતિશર્મા જનકવિદેહી તેથી જ અકાણ્ડમોક્ષને પામ્યા છે એમ અતોઽહંબ્રવીમિ કારણ ઘતિશુશ્રૂમ ધીરાણાં, કારણ યત્ર વાચો નિવર્તન્તે કારણ આલસ્યં હિ મનુષ્યાણામ................(અહિંનો ભાગ કહાડી નાંખવો પડ્યો છે. "ઊર્મિ" સંસ્કૃતમાં છપાશે ત્યારે જરૂર પડશે તો આ ભાગ પાછો છાપશું—તંત્રી ઊર્મિ) ત્યારે શ્રીમચ્છાંતિશર્માનું ઐહિક મૃત્યુ એતો પરત્ર અભિજન્મ. ઐહિક દેહાન્ત એતો પરત્ર નવાવતાર. આમ વસ્તુતઃ દરેકને હોય છે એ વાત અહિં લક્ષમાં રાખવાની છે એક લોકમાં મરણ એ અન્યત્રજન્મ—જન્મ મૃત્યુ એ એકજ ક્રિયાના બે સ્વરૂપ છે. જેમ મુંબઈમાં સૂર્યોદય તે ડકોટા સ્ટેટમાં સૂર્યાસ્ત હોય છે તેમ; પછી તે જન્મમરણ એક જ લોકમાં પણ હોય એકજ યોનિમાં પણ હોય વગેરે. સિંગાપોરમાં પ્રાણપોક તે સિધ્ધપુરમાં અભિનવ બાલરૂદન રૂપે પરિણમે, અને વારાણસીમાં પિણ્ડદાનસમયેજ ગામદેવીમાં પુત્ર જન્મોત્સવ નિમિત્તે પેંડાદાન એક સમયાવચ્છેદે હોઈ શકે છે. શ્હેરી ગાળાના ભોંયતળિયે વસનાર એક અંગ્રેજ ફિલસૂફે કહ્યું છે તેમ—One man's floor is another man's ceiling—એકજ વસ્તુ જુદે જુદે રૂપે પ્રતીત થાય છે. એમા ભેદ દ્રષ્ટિમાં છે, વસ્તુમાં નથી.

ત્યારે મંગળમૂર્તિ શ્રીમચ્છાંતિશર્મા જનકવિદેહી, આ પૃથ્વી પરથી નિવૃત્ત થઈ ક્યાં પ્રવૃત્ત થયા એ વિષે અમ્હને શક નથી. એ જરૂર ક્યાંય ધર્મનું અભ્યુત્થાન અને અધર્મની ગ્લાનિ કરવા અવતર્યા છે. પ્રભુનો એ આદેશ સ્પષ્ટ છે. એમનાં જીવન ઉપરથી ટુંક રેખા દોરી છે. તત્સમાનેન મે શૃણુ. અને અમ્હારો આ પ્રયાસ શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

મંગલમૂર્તિ શ્રીમચ્છાંતિશર્મા દેખાવે સોમલોકના, સ્વભાવે સૂર્યલોકના, પાર્થિવરૂપે આ લોકના, જન્મે બ્રાહ્મણ, ગુણે ગૃહસ્થ, કર્મે અસમંજસ, વચને પરતચકડી, કેળવણીએ બ્રહ્મચર્યા, ભાષાએ વૈશ્ય, બુદ્ધિએ બાલક, અને વૃત્તિએ અકાલવૃદ્ધ હતા. એમના જન્મસ્થાનનો

સ્પષ્ટ નિર્દેશ કરવો નિરર્થક છે કારણ "સ્વભૂમિ ગોપાલઃ" એ સૂત્રનો વ્યાઘાત કરવો વ્યર્થ છે. છતાં કુતૂહલ સ્વાભાવિક છે. એમની જન્મભૂમિ સુવર્ણપુર. એમનું કુટુંબ ઘણાવર્ષ સુધી રાજેશ્વરનાં મન્દિરમાં પૂજા કરતું. એમના પિતામહનો ઉલ્લેખ રા. ત્રિપાઠીએ પોતાના પ્રભાત પુસ્તકમાં કરેલો જણાય છે. એમની ઉમ્મર વિષેની ચર્ચા પણ નકામી છે. દેહ અને જીવની ભેદરૂપતાનો જેણે સાક્ષાત્કાર કર્યો હોય તેના વિષે આ ક્ષુલ્લકતાઓ અયોગ્ય છે. જીવપક્ષે એમની ઉમ્મર અનેક કલ્પનીજ કહી શકાય. દેહપક્ષે, સુદૃઢતામાં સાતવર્ષની, નાજુકતીમાં સિત્તેરની ગણાય. બુદ્ધિપક્ષે કોઈવાર શિશુ જેટલી, કોઈવાર, અભણ સ્ત્રી જેટલી કોઈવાર ગામડી નિશાળના મહેતાજી જેટલી, કોઈવાર વણસી ગયેલા પંડિત જેટલી, કોઈવાર વેદીયાઢોર જેટલી, કોઈવાર શૂન્ય જેટલી તો કોઈવાર ન્હાની રકમ મ્હોટી રકમને બાદબાકી માં ગળી જાય પછી શેષ રહે એટલી હતી. જ્યારે દુનિયાએ રચેલાં અને ગેસેટ્સની કંપનીએ પોતાના ફુલછાપ સાબુની જાહેર ખબર માટે છપાવી પ્રગટ કરાવેલાં તારીખીયાંની ગણત્રીએ એમની ઉમર આશરે પચાશેકની હશે.

બાલપણથી શ્રીમચ્છાંતિશર્મા ધર્મ અને આસ્થાના સ્થંભ મનાતા. અલબત સ્થંભ શબ્દનો અર્થ ઉમ્મરના પ્રમાણમાં જ ઘટાવવો રહ્યો, પણ છેક નાનપણથી એમનો આધાર ધર્મને ખરોજ, પ્હેલાં ભલે વકટસેનમાં ગીલી લટકાવતાં ખપાટીયા જેટલો, પણ ક્રમશઃ બકોડા જેટલો, પછી કાચી વંઝી જેટલો અને છેવટે પોલા વાંસ જેટલો તો ખરો. એમનાં શરીરની નાજુકતી તરફ જોતાં અમ્હે લાચારીથી એને મોન સાથે કે ભારવટીયા સાથે સરખાવી શકતા નથી.

આચારવિચાર સ્વીકારે તેના કરતાં બહુ એમના આચારવિચાર જોઈનેજ ધર્મની મર્યાદા બાંધે એવો એમનો આગ્રહ હતો. એમનું કહેવું એમ હતું કે પામર માટે શબ્દપ્રમાણ છે, વિનાશો માટે બુદ્ધિ છે પણ એમના જેવા માટે તો કેવલ સ્વયંભૂવૃત્તિજ પ્રમાણ હોઈ શકે. જેમણે પ્રખ્યાત યુરોપીય ધર્માચાર્ય ચાર્લ્સ ડારવીનના ગ્રન્થોમાં ઇન્ટયુઇશન વિષે ઉલ્લેખ જોયા હશે તેઓ મંગલમૂર્તિ શ્રીમચ્છાંતિશર્માની સ્વયંભૂવૃત્તિને તેમના જેવા માટે પ્રમાણરૂપ તુરત જ કબૂલી શકશે. છતાં એઓ બીજાં પ્રમાણો પ્રતિપક્ષી પાસે રજૂ કરતા નહિ એમ નથી. માત્ર વ્યાસ આમ કહે છે કે મનુ તેમ કહે છે ને બદલે "હું કહું છું ના ! I tell you it is so એમ કહેતા. અને એમના હજારો શાસ્ત્રાર્થમાં જે દલીલોથી થઈ ન શકતું તે તેઓ જોસથી, રોળથી, અભિનયથી, ગાલિપ્રદાનથી, અને એવા નૈયાયિક ગૌતમથી માંડી પ્રોફેસર અતિસુખશંકર સુધીના વિદ્વાનોએ નિર્દિષ્ટ કરેલા પ્રયોગોથી કરી બતાવતા. પ્રતિપક્ષીને ડારી નાખવામાં એમને મુખે શેષની હજાર જીભ હતી, અભિનયમાં અર્જુનના હજાર હાથ હતા, પ્રતિપક્ષીના દોષદર્શન માટે એઓ મઘવા પેઠે હજાર આંખોએ જોતા; ખેદ માત્ર એટલોજ કે પ્રતિપક્ષીઓના રદિયા સાંભળવા માટે એમને કાન ન હતા. એમના મિત્રમંડલમાં જેઓ મિત્રપ્રેમથી સાધારણ માપ કરતાં પણ વધારે લાંબા કાન એમના છે એમ કહેતા, તેની સત્યપ્રીતિ કરતાં મિત્રપ્રીતિ વધારે છે એમજ કહેવું ઉપપન્ન થાય છે. વાસ્તવિક રીતે દેખાવે કાન રહેજ કાચાજેવા હતા પણ પ્રતિપક્ષીઓના રદિયા સાંભળતી વખતે તો એ કર્ણયુગલ કેવળ પતાંજલીપ્રત્યાહારને પ્રાપ્ત થતા એ કહ્યા વિના ચાલતું નથી. આવે વખતે એ જેમ અકર્ણી હતા તેવાજ અવાક્ હતા. પ્રતિપક્ષ ઉપર ઘોર આક્રમણ કરી એ જ્યારે સ્વાસનબંધધીર બની જતા ત્યારે પછી ન તો એ કર્ણ કંઈ સાંભળતા, ન તો એ મુખ કંઈ બોલતું. માત્ર એ શાન્ત પડેલી આંખોમાં વિજયની ચિનગારી દેખાતી, અને એ ઓષ્ઠના ઉપરિતન ભાગે માંડુ સ્મિત ફરકતું. એમના પ્રતિપક્ષીઓ તો એ નિરુત્તરતાએ મ્હાત બની જતા, બોલીને બેહોશ થઈ જતાં, પણ જવાબમાં ગંભીર નિરુત્તરતા. અવાક્ બનવું એ તો એમનુ બ્રહ્માસ્ત્ર હતું. એનો એ અચૂક ઉપયોગ કરતા. પ્રતિપક્ષીઓ શાસ્ત્રનાં પ્રમાણ દેખાડતા, જવાબ ગાંભીર્ય અને મસ્તકધૂનન. પ્રતિપક્ષીઓ સંસારનાં પ્રમાણ દેખાડતા, જવાબ અવાક્ અક્ષીમીલન. પ્રતિપક્ષીઓ એમનાં પોતાનાં આચરણ દેખાડતા. જવાબ તે ફારમું સ્મિત અને અખંડિત નિરુત્તરતા. છેવટે પ્રતિપક્ષીઓ અટ્ટહાસ્ય કરતા. જવાબ એજ હિમાલય જેવી ગંભીર, આકાશ જેવી વિશાલ, સ્યોકના ગ્લેસિયર જેવી શીતળ, હિન્દુકુશ જેવી અડગ અને ખુટકા એકેલી ટેકરી જેવી નિશ્ચલ નિર્ભર નિરુત્તરતા. એમની નિરુત્તરતાનાં મહાત્મ્યથી અમને નીચેનું સૂક્ત દૃષ્ટ થાય છે, વૃત્ત અપદાગત, છન્દ સ્વચ્છંદ, ઋષિ વામવર્મા.

ઓ નિર્ ભવ્ય ય દિવ્ય ય ઉત્તરતા !! માહાત્મ્ય તો ત્હારાં ! પરખ્યાં વિરલ સન્તે કોઈ (એ) !! ગરિમા તારી ! વિશ્વ સકલનાં અંધારાં ગાદને ચીરી ! ન્હવરાવે છે વસ્તુજાતને ! પ્રભા ગંજીવનીથી ! બનીને નિરુત્તર સૂર્ય !!

રસેશ્વરતા ત્હારી ! અશકલ ઓષધી વનસ્પતિ લતાદિને ।
સ્નેહ પ્રાણુદાયકે । બનાવે છે અગદ । નિરૃત્તર સોમ રૂપે ॥

પ્રેરક એ સુકાવ્યની । બનીને બલ દ્રઢશાલી । વરૃણપ્રિય સાગર નિરૃત્તર રત્નાકર । પ્રગટાવે ભાષાન્તર । સાહિત્ય ગુજરાતીમાં ॥ સમાધી સુષુપ્તિ મૃત્યુ  અન્તરગત । જોગંદરો બને સિદ્ધો । નિરૃત્તર હિમાચલે ॥ ઇતિ સૂક્તમ્.

આં સૂક્તના સ્વરભેદધનજટા વગેરેના જીજ્ઞાસુએ  આ સૂક્ત જેની જીભ તોતડાતી હોય તેવા મિત્ર પાસે સાંભળી લેવું.

ઓ દિવ્ય નિરૃત્તરતા ત્હારો પ્રભાવ અદ્દભૂત્ છે. શ્રીમચ્છાંતિશર્મન્ ! મંગલમૂર્તિ ! જનકવિદેહિન્ ત્હારા એ બીડાયેલા ઓષ્ઠપુટ પછવાડે  શાં શાં  સમર્થ વ્યાખ્યાનો  ભર્યાં હતાં, શાં શાં પ્રખર વિવેચનો અનક્ષર કૂજન કરતાં હતાં, શા શા પ્રચણ્ડ શાસ્ત્રાર્થો 'ગર્જી' રહ્યા હતા ! ત્હારી એ નિરૃત્તરતા આજે આ તુજ વિહોણા મિત્રને મુખરિત કરી  ગુજરાતી સાહિત્યના પ્રથમ સૂક્તનો દ્રષ્ટા બનાવે છે. ત્હારી સ્તુતિ મને નિષાદ, ક્રૌંચ નંગ  બે અને તીરકામઠું એ સહુના સમુદાયની ગરજ સારે છે, અને ગુર્જર  સૂક્ત કાવ્યનો  આદિ કવિ બનાવી રહી છે. ઓ નિષાદ.  I mean ઓ શાંતિશર્મન્ !...................(સ્થલાભાવે મુલતવી-તંત્રી ઊર્મિ).

શ્રીમચ્છાંતિશર્માના અક્ષરદેહ વિષે આટલું લખ્યા પછી એમના અનક્ષર દેહ માટે થોડુંક લખવું યોગ્ય છે, જો કે એમને પોતાને તો પિણ્ડેઅનાસ્થા ખસુ  ભૌકિનેકુ હતી. એમનો દેહ એ સર્વ પ્રકારની નિર્બલતાના ચાલુ વપરાશ મારેનો ડાકઅંગલોજ  હતો. વિપુલ કુટુમ્બના ભારે એમને ભર્તૃહરીના બગીચામાંપલા ભવન્તિ નમ્રાસ્તરવઃ  ફલાગમની  દશાએ પ્હોંચાડયા હતા. એકવડું  શરીર અને અધવડીયો 'બાંધો. સ્હેજ મોટું માથું',  મેઘદૂતમાંની ઉચ્છિલીધ્રામ્ મહીમ્ જેવો દેખાવ  એમના દેહનો બનાવી રહ્યું હતું.  કદી પણ મ્હેનત ન કરનારા એ કમલનાલ જેવા બાહુ કેવળ  મુખનો  પ્રસ્વેદ લ્હોતાં કડિ પ્રસ્વેદ  ઝ્હોરી લેતા હતા. એમની કમર દ્રૌપદી જેવી, ઉદર મન્દોદરી જેવું,  આંખની અસ્થિરતા  તારા જેવી મનની નિર્બલતા અહલ્યા જેવી હોઇ એમનો દેહ સતીમંડલ ભાગ ત્રીજો બની રહ્યો હતો. સામાન્ય તકલીફ કે ગભરાટ  પ્રાપ્ત  થતાં પણ એમને  ગાત્રાણિ સીદન્તિ  અને વેપથુશ્ચ શરીરે થઇ જતા. આ રીતે તેઓ એકદેશે અર્જુનસમા કહેવાય.  એકંદરે એમનું  મુણ્ડમ્ પલિતમ્ ન હતું પણ અંગમ્ વલિતમ્ તો પ્હેલેથીજ હતું.

આવો પાતળો પિણ્ડ બહુ ટકે એ વિષે સહુને શંકા તો  હતીજ. તેમાં એમને પોતાને એ ભૌતિક પિણ્ડમાં અનાસ્થા દ્રઢ હતી એટલે ક્રમશઃપિણ્ડને પણ પોતાને પોતામાં અનાસ્થા થવા લાગી. વળી  એવા વિદ્વાન  જીવાત્માને ધારણ  કરતા એ પિણ્ડમાં  પણ સત્સંગને લઇ જરૂર જ સ્હમજશક્તિ આવી હશે. અને વારંવાર શ્રીમચ્છાંતિશર્મા ભર્તૃહરીના

શ્લોકો દ્વારા અને ગૌડપાદની કારિકાદ્વારા એ પિણ્ડને ગાળોજ દીધા કરતા હોવાથી છેવટે એ પિણ્ડપણુ મંગળમૂર્તિથી નારાજ થતો ચાલ્યો. પામરો એને રાજરોગ કહેતા.

છતાં એમના દેહમાં કયો વ્યાધી હતો એ કોઇ વૈદ્યે હજુ નક્કી કર્યું નથી. કોઇ વિચારવાયુ કહેતા, કોઇ dilirium tremens નો એક પુરવાર થયેલો કેસ કહેતા, કોઇ અપવાદરૂપે જુવાનીમાં લાગુ પડેલો senility નો રોગ નક્કી કરતા, કોઈ મગજમાં જોઇતો ક્ષાર ન હોવાનો અભિપ્રાય આપતા, કોઇ અભેદની અતિ ઉપાસનાથી શરીર જીવથી રિસાઇ ચાલ્યું છે એમ માનતા, કોઇ કંઇ કહેતા અને કોઇ કંઇ કહેતા. પણ કોઇની ચિકિત્સા માટે શ્રીમચ્છાંતિધર્મોએ ખર્ચ કરેલું ન હોતાં સાચ્ચો રોગ તો મિત્રો જ જાણતા. અને એ રોગ અતીવધર્મ તત્પરતાનો, જેથી એ ધર્મવીરના અન્યત્ર ઉપયોગ માટે પ્રભુએ, આગળ કહ્યું તેમ એમને નિજરૂપમાં કે સાયુજ્યમાં કે સમીપમાં—

સદા માટે અપૂર્ણ. તંત્રી, ઊર્મિ.

●

જેવી રીતે પરબ કૂંડીએ આવી ને પંખીઓ સૌ
પાણી પીતાં, કૂજન કરતાં ચાંચમાં ચાંચ ઝાલી;
તેવી રીતે હ્રદય કૂંડીએ આવીને માનવીઓ
પાણી પીજો, કૂજન કરજો ઉરમાં ઉર જોડી.

ગૌતમ

●

## પુણ્ય વશ થૈ

**મોહન**

ધાઇ આવ્યો મુજ સમીપ તું, ચુંબનો ચોડી દીધાં.
ગાલે મારે ગુલ ઉઘડતા શેરડા સ્નેહ સ્ફૂર્યા–
ઢોળાયા, ને પ્રણય વશ આ હસ્તથી ટાપલી મેં
મારી; ત્યાં તો મમસદન કો પ્હોંચીયો મચ્છરા તું!

# હિંદમાં પ્રાંતિક આદિકવિઓની એકવાક્યતા

## ડુંગરશી ધરમશી સંપટ

અનેક સંપ્રદાયો, જ્ઞાતિઓ, ધર્મોથી વિભક્ત લાગતાં હિંદના સાહિત્યમાં એકજ આંતરસ્વર નીકળે છે. દેશ, કાળનો ભેદ વસ્તુઓનું અદ્વૈત સ્થાપતો આંતરદષ્ટિવાળાને દેખાય છે. બાહ્ય વિરોધો અનેક છે. મોટા પણ દેખાય છે. સરકાર એને સૂક્ષ્મદર્શક યંત્રથી વધારે મોટા જોવાનો દાવો કરે છે. પરંતુ બહારના રીતરિવાજો, વ્યવહારો, પહેરવેશો અને ચાલચલણોના ઉપર નીચા ભેદો અંદર સૂક્ષ્મતાથી જોનારને જરૂર જણાશે કે હિમાલયથી કન્યાકુમારી સુધી અને કચ્છભૂજથી બંગાલ સુધી જુદાજુદા પ્રાંતોનાં સાહિત્યોમાં એકતાના સરો પુરાશે.

રશિયા સિવાય યુરોપનાં દેશોમાં અનેક ભાષાઓ છે. પરંતુ જેવા હિંદના પ્રાંતીય સાહિત્યમાં એકતાનો આંતર તરંગો વહે છે, તેવા ત્યાં નથી. લિપિ શૈલી, બોલવાની રૂઢિ ઉચ્ચારો અને પદ્ધતિ જુદી જુદી હોવા છતાં સાહિત્યની એકતા અભ્યાસકને અચંબામાં નાંખી દે છે. દૂર દૂરના પ્રાંતોમા હિંદી પ્રજાની અનેક વિલક્ષણતાઓને નિર્જીવ બનાવતું સાહિત્ય એકધારૂં સમાજહૃદયને ધબકાવતું પ્રવર્તે છે.

હિંદની ભાષાઓમાંની ઘણી ખરી દસમી બારમાં સૈકામાં આછાં આછાં ઘાસના અંકુરોની પેઠે દેખા દે છે. તામીલ જેવી પ્રાચીન ભાષા અપવાદ રૂપ છે. બાકી ઘણી ખરી ભાષાઓ પ્રાકૃતના કલેવરમાથી ઉદ્‌ભવ પામી છે એમને સંસ્કૃતરૂપી ખાતરપાણી મળ્યાં છે. હમણાં અંગ્રેજી અસરની શીળી છાયાં એ ભાષાઓરૂપી વૃક્ષોને સુંદર રીતે ઉછેરે છે. હિંદની પ્રાંતિક ભાષાના વિકાસમાં પ્રાંતીય ભેદોએ બાહ્યભેદ આપ્યો. પરંતુ એનું સંસ્કારી હૃદય અભિન્નજ રહ્યું હતું. દરેક ભાષાનાં આદિકાવ્યો જોતાં આપણને એજ પ્રતીતિ થયા વિના રહેશે નહી. પ્રજાનો મોટો ભાગ હજી સુધી આ આદિકાવ્યોને ધાર્મિક વાંચન રૂપે સ્વીકારી રહ્યો છે.

જુદી જુદી પ્રાંતીય ભાષાઓના આડંબર અને અલંકારોની નીચે એજ રામ-કૃષ્ણ એજ પાંડવકૌરવો, એજ ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય એજ, શાસ્ત્રસહજ ઉપદેશ ઝળકી નીકળે છે. રાજ્ય શાસન, સંધિ, વિગ્રહ, રાજ્યનીતિ પ્રાચીન પરંપરાઓ ઋષિઓની પૂજ્યતા એ સર્વે એકધારાં એક રીતે સર્વે સાહિત્યોમાં વર્ણાં આવે છે. એ સર્વે આદિ કવિઓને વિશેષતઃ રામાયણ, મહાભારત અને ભાગવતમાંથી પ્રેરણા મળી હતી. જેમ હિમાલયના હિમશૃંગોનું બરફ પીગળી હિંદની મહાન નદીઓના પાણી રૂપે બની જુદાં જુદાં પ્રાંતોમાં પૂર્વ તથા પશ્ચિમ તરફ વહે છે, તેમ ઉપલાં આદિકાવ્યોમાંથી અનેક

પ્રાંતીય સરિતાઓ વહિ શ્રેષ્ઠ સાહિત્યનો ઉદ્ભવ કરે છે. દરેક પ્રાંતમાં આદિકવિએ શ્રીરામ કૃષ્ણના આખ્યાનોને પ્રાંતિક ભાષાઓના અલંકારો પહેરાવી પોતાની પ્રજા સન્મુખ રજુ કર્યાં છે. પ્રાન્તિક આદિ કવિઓએ પ્રાચીનતાની સંસ્કૃતિને એક ધારી ઉતારી છે. સ્ત્રીઓ, ખેડુતો, મધ્યવર્ગ અને ગ્રામ્યવાસીઓ માટે આ ધાર્મિક ખોરાક છે.

આ પ્રાંતીય આદિકવિઓ સંસાર કે રાજ્યની ઉથલપાથલથી નિર્લિપ્ત હતા. એ સુકવિઓએ રચેલું સાહિત્ય સંસાર કે આસપાસના વિપ્લવો, બખેડાઓ, બંડો, અત્યાચારો, અન્ય પ્રજાઓનાં આક્રમણો, જુલમો, બંડો, ધાર્મિક અસહનશીલતાઓથી તદ્દન અલિપ્ત રહ્યું છે. અનેક બાહ્ય સંસ્કૃતિઓનાં આવાગમન છતાં એના પ્રવાહને કોઇ જાતની ક્ષતિ પહોંચી નથી. તુર્કોના અનેક વંશોની સ્થાપના અને ઉચ્છેદ, મહાન મોગલોની શહેનશાહત, મરાઠારાજ્ય, બ્રિટિશ સામ્રાજ્યનું સ્થાપન વગેરે અનેક વિપ્લવો છતાં કવિઓનાં હૃદયકમળોની રસિકતા, ભક્તિ અને સરળતા અસ્પૃશ્યજ રહી છે.

બંગાળી સાહિત્યના આદિ કવિ શ્રી ચંડીદાસ ગણાય છે. ચૌદમી સદીમાં નાનપુરગામમાં તે જન્મ્યા હતા. એ સર્વશ્રેષ્ઠ ગીતિલેખક હતા. પ્રેમનો અપૂર્વ વિકાસ કરી કવિએ શ્રીકૃષ્ણચરિતામૃત ગાયું છે. રાધા કૃષ્ણના પ્રેમ પ્રસંગો અપૂર્વ માધુર્યના રસરેલનથી એ મહાકવિએ આર્દ્ર કર્યાં છે. પ્રેમની વિહ્વલતા, અત્યંત ઉત્સુકતા, વિનંતી, આછીછી, રોષ, માનભંગ, વિયોગ, મિલન, શૃંગાર, પરિહાસ, ભ્રૂભંગ, તિરસ્કાર એ સર્વે મનોભાવોને કવિએ ભારે સુંદર કળાથી વર્ણવ્યા છે. સંગીતને તો પોતાનાં પદોની નસેનસમાં ઉતાર્યું છે. એનાં પ્રેમભક્તિથી રસબોળ થયેલાં પદો જયદેવ, સુરદાસ, દયારામ, મીરાંબાઈ, અને તુકારામને આંટી જાય છે; કવિભાવમાં, ભક્તિમાં, તલ્લીનતામાં પ્રેમોન્માદમાં અને રસમસ્તીમાં અવધિ કરે છે. એમા અધ્યાત્મભાવ સાથે સાથ નીતરે છે. રાધાવિરહ વર્ણવતા કવિ કહે છે.

નયન તરલ વહે પ્રેમ વારિ, અધિર કુલેર બાલા;
ઘને ઘન ઉઠે, વિરહ આગુન, દુગન હોઇલ જવાલા
મલયચંદન, મૃગમદજત અંગને આછિલ ચાખા,
હૃદ્ય-કાચુલી, તિતિલ સકલ, તાહતા હીગેળ રાખા.
પ્રેમ હળી હળ, જે મન બાકુલ, વનેર હરિણિ તારા
વ્યાધ બાણુ ખઇયા, ધાઇલ હોયા; ચારિદિકે આહિસારા

મદન, વસંતસખા, વ્યગ્ર કૌતુહલે, લુકાએ બોસિયા છિલ બકુળેરતળે
પુષ્પાસને હેલાય હેલિયા તરુવરે; પ્રસારિયા પદયુગ તવ તૃણન્તરે.

એક બીજાથી સરસ હજારો પદોની ચંડીદાસની પદાવલીનો સહેજ ઉતારો કવિના ચાતુર્ય, કળા, સૌંદર્ય, અને રસરેલની ઝાંખી કરાવવા બસ નથી. ચંડીદાસ બંગાળી ભાષાનો મહાન કવિ છે. એનો પ્રભાવ બંગાળના ઘણા પરા કવિવરો ઉપર પડ્યો છે. રવીન્દ્રનાથ ટાગોર ઉપર તો એ કવિની વિશાળ છાયા ચાલુ છાઇ રહી છે. ચંડીદાસ

બ્રાહ્મણે રામા નામની ધોબણના પ્રેમપ્રસંગમાં કૃષ્ણભક્તિનો વિકાસ શોધ્યો હતો. રામા ધોબણનાં પદો પણ બંગાળી ભાષાનાં પ્રાચીન કાવ્યોમાં ઊંચું પદ ભોગવે છે.

મિથિલાના વિદ્વાન શાસ્ત્રજ્ઞ, અલંકારશાસ્ત્રી વિદ્યાપતિ, પણ બંગાળી ભાષાના મહાકવિ ગણાય છે. હિંદી ભાષા પણ એમને પોતાના તરીકે ગણાવે છે. એઓ શ્રી ચંડીદાસના સમકાલીન હતા અને કૃષ્ણભક્તિમાં તલ્લીન હતાં. ભાવમા ચંડીદાસ ચડે, કળામાં વિદ્યાપતિ વધે, એમ બંગાળી વિદ્વાનો માને છે. એની રાધા જયદેવની રાધા જેવી છે. કવિ વિરહગીત ગાતાં ગાતાં ભક્તિ અને પ્રેમમાં મસ્ત બની વિદ્વતા, શાસ્ત્રજ્ઞાન, ન્યાયવ્યાકરણ વ્યુત્પતિ સૌને હડસેલી ભગવદ્‌મય બની જાય છે. ઉપમાઓ, અલંકારો, કાવ્યશાસ્ત્રના નિયમો, શબ્દચાતુર્ય, પદલાલિત્ય એ સર્વે કવિના આવેશમય અશ્રુજળમાં ભીંજાઇ અતિ મનોરંજક માધુર્યને ધારણ કરે છે ઉપમાના ચક્રવર્તિ શ્રી કાળીદાસના રાજ્યસિંહાસનની સન્મુખમાં કવિ પોતાનું સ્થાન કરી લે છે. કવિ રાધા પાસે કહેરરાવે છે.

સખિ કિ પુછસિ અનુભવ મોય,
સોઇપિરિત અનુરાગ બખાનિતે, તિલે તિલે નૂતન હોય.
જનમ અવધિ હરિ રૂપ ને હરિનું, નયન ના તિરપિત ભેલ,
સોઇ મધુર બોલ શ્રવણહિ શુનનુ, શ્રુતિ પથે પરશનગેલ.
કત મધુ-યામિની રભસે ગેયાઇનું ના બુઝનુ કૈછન કેલિ
લાખ લાખ યુગ હિય હિય રાખનુ, તબુ હિયા જુડનના ગેલી.
કત વિદગ્ધ જનરસ અનુગમન અનુભવ કાહે ન પેખે.
વિદ્યાપતિ કહે પ્રાણ જુડાઇને, લાખે ન મિલન એકે.

શ્રી તુલસીદાસકૃત રામાયણ જેટલા જ બંગાળમાં આદરને પ્રાપ્ત થયેલી બંગાળી રામાયણના કર્તા કૃત્તિવાસ ઓઝા પંદરમી સદીના પ્રારંભમા થઈ ગયા છે. એ સારા વિદ્વાન અને શાસ્ત્રજ્ઞ હતા. શ્રી વાલ્મીકિ રામાયણથી શ્રી કૃત્તિવાસની રામાયણ ઘણી રીતે ભિન્ન છે. છતાં તે અપૂર્વ કૃતિ છે. બંગાળમાં ઘરેઘરે એનો આદર છે. કાશીદાસનું મહાભારત પણ બંગાલી જનસમૂહમાં બહુ આદરથી વંચાય છે.

વ્રજભાષામાં શ્રીમદ્ વલ્લભાચાર્યના અષ્ટછાપના ભક્તોએ વૈષ્ણવ સંપ્રદાયને ભક્તિરસમાં તરબોળવાને અનેક સુંદર પદોની રચના કરી છે. તેવી જ રીતે ગુજરાતમાં શ્રી સ્વામીનારાયણના બ્રહ્માનંદ, નિષ્કુળાનંદ મુક્તાનંદ વગેરે સભક્તોએ વિપુળ ગુજરાતી સાહિત્ય રચ્યું છે. એવીજ રીતે ભક્તશિરોમણિ શ્રી ચૈતન્ય પ્રભુના અનુયાયી ભક્તો શ્રી ગોવીંદદાસ, કૃષ્ણદાસ, બલરામદાસ, જ્ઞાનદાસ, વૃંદાવનદાસ વગેરે મહાન ભક્ત કવિઓએ બંગાળી સાહિત્યને કૃષ્ણ ભક્તિ રસામૃતથી રસી નાંખ્યું છે. સાહિત્યની દષ્ટિએ એમનું સ્થાન અતિ ઊચ્ચ છે. ગોવીંદદાસ મહાકવિ છે. વિદ્યાપતિ જેવું જ તેનું સ્થાન ઊંચુ છે.

તાંમિલ ભાષા અતિ પ્રાચીન અને સંસ્કૃત ભાષાથી સ્વતંત્ર રીતે ઉદ્‌ભવ પામી છે. એ ભાષાના ધાતુઓ અને તેના પર્યાયો તથા પ્રત્યયો સંસ્કૃત વ્યાકરણથી સ્વતંત્ર છે.

એની પ્રાચીનતા કાળના ગર્ભમાં છુપાયલી છે. પરંતુ ઇસુના પહેલા સૈકા સુધીનું તામીલ સાહિત્ય પ્રાપ્ત થવાનું ઘણા અનુમાને છે. તામિલ ભાષાનું સાહિત્ય ઘણું ખેડાયલું છે. ભારતની બીજી ભાષાઓ સંસ્કૃતનાં ખાતરપાણીથી પોષાયલી છે. પરંતુ તામિલની માતા અજ્ઞાતજ છે.

તામિલ ભાષાના શેકસપીયર તરીકે ગણાતા તિરુવલ્લુવર અછૂત જાતિના હતા. તેઓએ "નાળડિયાર અથવા તિરૂકુરલ" નામના સુગ્રંથની પાંડયદેશના રાજાને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ રૂપી ચારે પુરૂષાર્થના ભવ્ય ઉપદેશ નિમિત્તે રચના કરી છે. એ ગ્રંથ તામિલ ભાષામાં પંચમ વેદ છે. તિરૂવલ્લુવર તામિલમાં કવિસમ્રાટ ગણાય છે. એ ગ્રંથ ધર્મશાસ્ત્ર અને નીતિશાસ્ત્ર ઉભયને સંબોધે છે. હિંદની ઘણીખરી ભાષાઓમાં એનો અનુવાદ થયો છે, એની સરળ ગંભીર અને મધુર શૈલીથી આ ગ્રંથ હિંદમા શ્રી તુલસીદાસજીનું રામાયણ અને મરાઠીમાં જ્ઞાનેશ્વરની શ્રી ભગવદ્‌ગીતા જે આદરને પાત્ર થઇ છે તેવો જ આદર તામિલ બોલતી પ્રજામાં ભોગવે છે.

તામિલ ભાષા બહુજ ખેડાયેલી છે એનું સાહિત્ય અતિ વિસ્તૃત અને સુંદર રીતે ખેડાએલું છે. આપણે દક્ષિણની ભાષાઓ વિષે બહુજ થોડું જાણીએ છીએ. પ્રાચીન કાળથી ઉત્તર અને દક્ષિણ એમ હિંદના બે વિભાગો એક બીજાથી ભિન્ન સામ્રાજ્યો ધરાવતાં હતા તાંમિલ સામ્રાજ્ય મહાન રાજાઓ, ઘણા પરદેશોના સંસ્થાનો, મોટાં મંદિરો, વિસ્તૃત ઉચ્ચ સંસ્કૃતિ મોટી સમૃદ્ધિઓ, હુન્નરમંદિરના સ્વરૂપ રૂપ મહેલો, મોટું વહાણ વટું વ્યાપક વાણિજ્ય અને સૌને ટક્કર આપે એવું વિપુલ સાહિત્ય ધરાવવાનો મજબુત દાવો કરી શકે છે. પરતુ તે માટે ઉદાસીન છીયે, હિંદના અર્ધા ભાગ વિષે આપણે ખૂબ અજ્ઞાત છીયે.

તામિલ ભાષાના વાલ્મીકિ કમ્બર કવિએ રામાયણના ૭ કાંડોનો પદ્યાનુવાદ કર્યો છે. આ અનુવાદ સંસ્કૃતને કથાભાગમાં અનુસરે છે. પરંતુ પ્રત્યેક પદ્યમાં કવિની અલૌકિક પ્રતિભા ઝગમગે છે. ઘણે સ્થળે કવિની નૈસર્ગિક શક્તિ વાલ્મીકિ રામાયણનાં વર્ણન અને અલંકારોને આંટી જાય છે. કવિ શ્રેષ્ઠ વિષયને સંગીતમય બનાવવા જુદા જુદા લલિત છંદોનો ઉપયોગ કર્યો છે. તામિલ સાહિત્ય એ ગ્રંથને સારી રીતે સત્કારે છે. વિલ્લિપુત્તુરાર નામના તામિલ કવિએ સંસ્કૃત મહાભારતનો તામિલમા પદ્યાનુવાદ કરેલ છે. એને પણ સારો આદર છે.

દક્ષિણ હિંદની પાંચ મુખ્ય ભાષાઓમાં તેલુગુનું સ્થાન બીજું છે. તેલુગુ ભાષા સંસ્કૃતની ઘણી ઋણી છે. પણ ઉત્તર હિંદીઓથી સમજાય તેવી નથી. એ ભાષાનું કલેવર સસ્કૃત ભાષાના અવયવોથી બંધાણું છે. એમાં પંદર હજાર સંસ્કૃત શબ્દો વાપરવામાં આવ્યા છે. લગભગ બે કરોડ મનુષ્યો એ ભાષા બોલે છે. સુંદર કર્ણાટકી સંગીતનું આશ્રય અને આધારસ્થાન આ ભાષા છે. એમાં સસ્કૃતની પેઠે લાંબા સમાસની અગવડ

છે. આંધ્ર ભાષા સારું સાહિત્ય ધરાવે છે. સંસ્કૃત સાહિત્યના અનેક સુંદર ગ્રંથો આ ભાષામાં અર્ધ સ્વતંત્ર રીતે શોભે છે.

આન્ધ્ર અથવા તેલુગુ ભાષાના આદિ કવિ શ્રી નન્નય ભટ્ટારક અગીયારમી સદીના મધ્ય ભાગમાં રાજા વિષ્ણુવર્ધનના દરબારમાં રહેતા હતા. રાજાશાથી એમણે શ્રી મહાભારતનો તેલુગુ ભાષામાં પદ્યાનુવાદ તૈયાર કર્યો. ભટ્ટારકની ભાષા ગંભીર, વિચારમય અને શુદ્ધ છે. તેણે શ્રી મહાભારતના આદિ, સભા અને વનપર્વના કેટલાક અંશોનો અનુવાદ કર્યો છે. મૂળ વસ્તુની દોરી ઉપર એમણે સુંદર ફુલગુંથણી કરી છે. ભટ્ટારકે ઘણી સ્વતંત્રતાથી સ્વેચ્છાનુસાર કાવ્યરચના કરી છે. ખેડૂત અને ગ્રામજનો પણ સરલતાથી સમજી શકે એવી એનાં કાવ્યમાં સરલતા બીરાજે છે.

શ્રી નન્નય ભટ્ટારક પછી બસો વર્ષે શ્રી તિક્કન સોમયાજી થયા. એમણે ઉદ્યોગ પર્વથી લઈને સ્વર્ગારોહણ પર્વ સુધી શ્રી મહાભારતનો પદ્યાનુવાદ કર્યો છે. તિક્કનની કવિતા પ્રસન્ન મનોહર છે તેલુગુભાષાનું કાવ્યસાહિત્ય વિશાળ છે. પરંતુ તિક્કનની કવિતાની તોલે ઉભી શકે તેવી મહત્તા કોઈ કવિ પ્રાપ્ત કરી શકયો નથી. પિંગળના નિયમો જાળવવા એને વૃથા શબ્દસમૂહને વચ્ચે ગુંથવાની જરૂર પડી નથી. પચાસ વર્ષ પછી "એરાપ્રેગ્ગડ" કવિએ અધુરૂં વન પર્વ પદ્યમાં પુરૂં કર્યું. આંધ્ર મહાભારતને તેલુગુ સાહિત્યકો સંસ્કૃત મહાભારત કરતાં વધારે પ્રભાવશાળી અને ઉચ્ચ કૃતિ માને છે.

નિર્ધન અને ખેતીનો ધંધો કરતાં "પોતનામાત્ય" ટેલુગુમાં એક રસભક્તિનાના અદ્વિતિય કવિ થઈ ગયા છે. એનાં ભજનો અને પદો પ્રેમામૃતનું પાન કરાવે છે. એણે ભાગવતની રસલહાણ કરી છે. શ્રી તુલસીદાસ, શ્રી સુરદાસ, શ્રી મીરાંબાઈ, શ્રી ચંડીદાસ શ્રી તુકારામ અને શ્રી નરસિંહ મહેતાના પેઠે એ કવિએ આન્ધ્ર દેશને પ્રેમભક્તિનાં સ્નાન કરાવ્યાં છે. એ કવિનાં મહાત્મ્યની અનેક ચમત્કારિક કથાઓ આંધ્ર દેશમાં પ્રચલિત છે. નરસિંહ મહેતાની પેઠે એનું વ્યાવહારિક જીવન દુઃખમય પરંતુ સ્વતંત્ર અને પવિત્ર હતું. સાંજના હાંડલામાં શું ઓરવું તેની ચિંતા શ્રી કૃષ્ણને રહેતી. ભાષાનું સગમ્ય બળ એની હૃદયકુંજમાંથી નીકળી આંધ્ર દેશના વાસીઓને લદબદ કરી મુકે છે. આન્ધ્ર દેશમાં પ્રેમલક્ષણા ભક્તિના બીજ વાવી એ દેશવાસીઓનાં હૃદયોમાં ઉચ્ચ સ્થાન મેળવનાર કવિભક્ત "પોતનામાત્ય" જ છે.

હિંદી ભાષાના આદિ કવિ ચંદબરદાઈ ગણાય છે તેમનો "પૃથ્વીરાજરાસો" સને ૧૧૬૧મા રચાવાની માન્યતા હતી. પરંતુ હમણા શ્રી ગૌરીશંકર ઓઝા અને બીજા વિદ્વાનોની માન્યતા મુજબ એ ગ્રંથની પ્રાચીનતા મોટા સંશયને પાત્ર નીવડી છે. રોમના ઈલીઅડ એને ફારસીના શાહનામા જેવી એ વીરરસપ્રધાન કૃતિ છે. ભાષામાં વીર્ય, તેજ ઘણું છે. ઉપમાઓ અને અલંકારોથી એ ગ્રંથ ભરેલો છે. તેમાં પ્રાકૃત અને મહારાષ્ટ્રી માગધીનો મોટો શબ્દ સમૂહ છે.

[ અનુસંધાન પાન ૪૬૩

# વરમાલા

મૂળલેખક • ગોવિન્દવલ્લભ પંત
અનુવાદક • રમણિક કિશનલાલ મહેતા

પાત્ર

| | |
|---|---|
| કરંધમ ... ... ... ... | ભૂમંડળના મહારાજ |
| અવીક્ષિત ... ... ... ... | કરંધમનો પુત્ર |
| વિશાલ .... ... ... .... | વિદિશાનો રાજા |
| વૈશાલિની .... .... ... ... | વિદિશાની રાજકુમારી |

રાજાગણ, દાસી, નર્તકી, સારથી, રાક્ષસ અને કેટલાક સૈનિક.

**સ્થળ:—** વિદિશા અને એની નજીકનું એક વન.

**સમય:—** એક માસ

●

અંક ૧ લો ] [ પ્રવેશ ૧ લો

ઉપવન

નેપથ્યમાં વૈશાલિનીનું ગીત

હે દેવ! દુનિયાને દર્શન કરાવો.
અહીં આપ આવો યા અમને બુલાવો.
હવે વાદળામાં ન વ્રજચન્દ્ર છૂપો,
પ્રકાશી પીવાડો કૌમુદીનો કૂપો.
સ્મિતદાન દઈને સુમનને સુહાગી!
તમે કૈં હસો, કૈંક અમને હસાવો,
ઉઘાડી પ્રભો! પુષ્પ પદ-કંટકોથી
કરનાં કુસુમ કૃષ્ણ! ફલદા બનાવો!

[ ગીતનું અંતિમ ચરણ ગાતી ગાતી તથા માળા ગૂંથતી વૈશાલિની પ્રવેશ કરે છે. એકાએક કાંઈક યાદ આવતાં જ તે એક પુષ્પને સંબોધીને કહે છે.]

**વૈશાલિનિ:** એ એક ન્હાનકડું બીજ હતું. એ મ્હારા મનને ચંચળ ન કરી શક્યું: હું એના છૂપા સૌન્દર્યને ન જોઈ શકી. મ્હેં અત્યંત બેદરકારીથી એ જમીન પર વેર્યાં.

પક્ષીઓના ભયથી એ ભૂમિમાં સંતાઇ ગયાં. આકાશનો શ્યામ મેઘ કોણ જાણે કોના સંકેતથી જલ વર્ષાવી ગયો: એ બીજને પૃથ્વીના હૃદયમાંથી ખેંચી કાઢી, એને એક સુન્દર તરુવરનું રૂપ આપી ચાલ્યો ગયો. તે તરુવરને ઘણા દિવસ પર્યન્ત ગ્રીષ્મના તાપ, શિશિરની ઠંડી અને વાયુની લહરીઓમાં ઉભાં ઉભાં તપસ્યા કરવી પડી. અચાનક એક દિવસે કુસુમાકર વસન્તે પ્રગટ થઇ કહ્યું: "વર માગ". નિજ કાન્તિથી મ્હારા મનને લોભાવનારા પુષ્પ ! ત્હારા લઘુજીવનનો આ ઇતિહાસ છે. તું આ એકજ સ્થાન પર રહી રહીને મુંઝાઇ ગયું છે, તો આવ, મ્હારી પાસે આવ, ત્હને મ્હારા હૃદયમાં હું ધારણ કરી રાખીશ. (પુષ્પ ચૂંટીને બીજા પુષ્પને સંબોધી) અને તું પણ જો આ ગુચ્છમાં પૂર્ણ રીતે ખીલી ચૂક્યું છે, તો આવ, ત્હારા સૌન્દર્ય-સુગંધનું મ્હને દાન દે: મ્હારી ફૂલદાનમાં કરમાઇ જા. ચિન્તા ન કર. અમે મૃત્યુલોકવાસી છીએ. અમારું પણ એજ પરિણામ છે. ઉદય અને અસ્તનું નામ જ જીવન છે. (એને પણ ચૂંટે છે. ત્રીજા પુષ્પને સંબોધીને) તું કઇ આશાએ આટલું બધું ફુલાઇ રહ્યું છે ! નિર્દય કાળ પાસે સારા ફળની આશા ન રાખીશ. એણે ત્હને જે મિટ્ટીમાંથી ઉત્પન્ન કર્યું છે તે મિટ્ટીમાંજ ભેળવી દેશે એ પહેલાં તું કાંઇક સુખનો અનુભવ કરવા ચાહતું હોય, તો આવ, હું ત્હને દેવતાના ચરણે ધરી ત્હારું અને મ્હારું-બન્નેનું-જીવન કૃતાર્થ કરીશ. (પુષ્પ ચૂંટીને ચોથાને) જો કે મ્હારો પાલવ પુષ્પોથી ભરાઇ ગયો છે ! જયમાલા પણ ગૂંથી રહી છું: છતાંયે આ વૃક્ષની ઉંચી ડાળ પર ખીલેલું એ ફૂલ મ્હારું મન લોભાવી રહ્યું છે. તું મ્હારા સ્પર્શથી જેટલું દૂર છે એટલું જ સુન્દર શા માટે છે ! મ્હારી પોતાની પાસેની કોઇ ચીજ સુન્દર હોત તો સમાર આજ અત્યંત સુખમય લાગત. ગમે તેમ હો, હું જરૂર ત્હને ચૂંટીશ. એની વરમાળા ગૂંથીશ: અને એ લઇને કાલે સ્વયંવરમાં પતિની પસંદગી કરીશ. હું આ ડાળી ખેંચુ છું તો ત્રીજી ડાળી પણ નમે છે. (પાસેની ડાળી ખેંચે છે. ફૂલવાળી ડાળી પણ કાંઇક નમે છે: પરન્તુ ફૂલ ત્હેના સ્પર્શથી દૂર રહે છે. વૈશાલિની ડાળી વધુ જોરથી ખેંચે છે: કોમળ ડાળી તૂટીને પૃથ્વી પર પડે છે. ડાળી તૂટવાથી થોડી જગા ખાલી પડે છે: જેમાંથી છૂપાયેલો 'અવીક્ષિત' નજરે પડે છે. વૈશાલિની એને જોઇને ચમકે છે. એની પાલવની ઝોળી શિથિલ થાય છે. એકત્ર કરેલાં પુષ્પો પૃથ્વી પર વિખરાઇ જાય છે. ભયકંપિત સ્વરે તે કહે છે. (કોણ ! **અવીક્ષિત.** ત્હમારા સુન્દર મુખ પર આલેખાયેલો ભયનો ભાવ મ્હને અત્યંત સુન્દર લાગ્યો.

**વૈ.** ત્હમે કોણ ?

**અ.** હિંસ્ર પશુ નથી હું.

(અવીક્ષિત વિખરાયેલાં પુષ્પ એકત્ર કરે છે.)

**વૈ.** પરન્તુ ત્હમારી આંખોમાં મ્હને માંસાહારી પશુની છાયા દેખાઇ રહી છે. સાચું કહો ત્હમે કોણ છો ?

(હજી સુધી અવીક્ષિત ભૂમિ પર વેરાયેલાં પુષ્પ વીણી લેતો હતો તે લઇને ).

અ. (વૈશાલિનીના ઉપર એ પુષ્પો વરસાવી ) ત્હમારો ઉપાસક.

વૈ. ઉપાસક ?

અ. ના, ના, ઉતાવળે મ્હારો પરિચય આપવામાં મ્હેં ભૂલ કરી, ક્ષમા કરો. હું ત્હમારો ઉપાસક નહિ, પણ દાસ છું. એ યોગ્યતાને પાત્ર પણ ન હોઉં તો મ્હને ત્હમારી ચરણરજ માનો.

વૈ. ચરણરજ ?

અ. હા. ચરણરજ. જેમ ચન્દ્રમાએ કલંકને અને પુષ્પે કંટકને પોતાના અંકમાં ધારણ કર્યાં છે તેમ ત્હમે પણ મ્હને ગ્રહણ કરો.

વૈ. યુવક, ત્હમારો આ કેવો ઉન્માદ ? વિના પરિચયે ત્હમે અહિં શા માટે આવ્યા ?

અ. આવવાને માટે શું પરિચયની આવશ્યકતા હોય છે ? ભ્રમરનો સુમન સાથે અથવા તો પતંગનો દીપક સાથે કોણ પરિચય કરાવે છે ? કુમુદિનીએ ચન્દ્રને આવવા માટે વળી ક્યારે પત્ર લખ્યો ? હું ત્હમારી પાસ એટલા માટે આવ્યો કે આવ્યા વિના ન રહી શકયો.

વૈ. હું આ શું સાંભળું છુ ?

અ. તેજ, જે વસ્તુત: સાચું છે. બીજુ ત્હમને શું સંભળાવું ? જો કવિ હોત તો કવિતાના અલંકારોથી સુસજ્જિત કરી નિજ પ્રેમનો મધુર ઝંકાર ત્હમને સંભળાવતઃ જો ગાયક હોત તો મ્હારો પ્રેમનું સરસ સંગીત સંભળાવી તમારા કાનમાં અમૃત રેલાવત. દુર્ભાગ્યવશ હું એમાંનો કોઇ પણ નથી. મ્હેં ત્હમારી વિરહ–પીડાએ વ્યાકુળ બની મહિનાઓ પર્યન્ત જાગૃત રહી રાત્રિઓ ગાળી છે ત્હમને સ્વપ્ને પણ એનો ખ્યાલ આવી શકે છે ? હું ત્હમારી સ્મૃતિમાં સુધામયી વેદનાનો અનુભવ કરી રહ્યો છું. સૂર્ય કમળને દિવસે ચાહે છેઃ ચન્દ્રદેવ–કુમુદિનીને રાત્રિએ ચાહે છેઃ પરન્તુ હું તો રાત દિવસ વણથોભ્યે ચાહ્યા કરું છું. પ્રિયે ! —

વૈ. શાન્ત થાઓ. એ સંબોધન 'પ્રિય' છે; પરન્તુ હું એ ત્હમારી મુખે નથી સાંભળવા માગતી. કહો, જવાબ આપો–ત્હમે અહિં શી રીતે આવ્યા ! શું પ્રહરિઓએ પ્રવેશદ્વાર પર ત્હમને રોક્યા નહિ ?

અ. શું પ્રહરીને પ્રવેશદ્વાર પર રોકવાને માટે નીમ્યા છે ?

વૈ. નહિ તો પ્રહરી કોને કહે ?

અ. પરન્તુ ત્હમારા ઉપવનમાં જ્યારે પુષ્પભંડાર લઇને વસન્ત આવે છે ત્યારે તો એને કોઇ પ્રહરી નથી રોકતો. કલ-કૂજન સાથે કોકિલા આવે છે, ત્યારે એ પ્રહરીઓ ક્યાં રહે છે ? વર્ષાની સાથે જલભરી વાદળીઓ અહિંનાં વૃક્ષલતાઓને સીંચવાને આવે છે ત્યારે એનો નિષેધ શા માટે કરવામાં નથી આવતો ? હિમબિન્દુઓને લઇને શિશિર ત્હમારા ઉપવનમાં પ્રવેશ કરે છે ત્યારે એને પણ કોઇ નથી અટકાવતું. એ ત્હમારા પ્રિયતમ પુષ્પને

ધૂળમાં રગદોળે છેઃ ત્હમારા હાથે વાવેલી લતાઓને કરમાવી-સૂકવી નાખે છેઃ સહસ્ર વૃક્ષોની શ્રી હરી લે છે પરન્તુ એને કોઇ નથી વારતુંઃ નથી એના આવવામાં કોઇ બાધા થતું.

વૈ. વ્યર્થ વાતો ન કરો, ત્હમે આવ્યા ત્યારે શું પ્રહરીઓ સૂઈ રહ્યા હતા?

અ. નહીંઃ પ્રતીક્ષા કરી રહ્યા હોય તેમ તેમનાં નેત્રો ખુલ્લાં હતાં.

વૈ. તો ત્હમે ચોરીછૂપીથી અંદર દાખલ થયા?

અ. નહીંઃ એમને કર્તવ્યવિમુખ કરીને આવ્યો.

વૈ. કેવી રીતે?

અ. મ્હેં એમને દ્રવ્ય આપી મ્હારે વશ કરી લીધા.

વૈ. ત્હમારું એટલું સાહસ? રાજકુમારી વૈશાલિનીના ઉપવનમાં વિના આજ્ઞા-અધિકારે પ્રવેશ કરવા બદલ શી શિક્ષા થાય છે એ શું ત્હમે નથી જાણતા?

અ. જાણું છું.

વૈ. તો પછી?

અ. મ્હારા આત્માને ત્હમે બંદીવાન બનાવી રાખ્યો છેઃ આ શરીરને પણ બંદીવાન કરોઃ હું તૈયાર છું.

વૈ. હું સિપાઈને બોલાવું છું

અ. એની મ્હને કશી ચિન્તા નથી. ત્હમારો ક્રોધ મ્હારે માટે આદરની વસ્તુ છે. ત્હમારો દીધેલો દંડ ત્હમારાથીએ અધિક મધુરો લાગશે. હું શિક્ષા સહન કરવાને તૈયાર છું પરન્તુ એક વાત કહીશ. શું પ્રેમનો આવોજ બદલો મળે છે! ત્હમારો ન્યાય શું આવો જ છે?

વૈ. ત્હમારે કોઇનો ભય નથીઃ ત્હમે કોઇ સાધારણ માણસ નથી લાગતા. કોણ છો ત્હમે?

અ. મહારાજ કરંધમનો પુત્ર રાજકુમાર અવીક્ષિત,

વૈ. (આશ્ચર્યચકિત થઇ) રાજકુમાર અ-વી-ક્ષિ-ત્!

અ. હા

વૈ. (સ્વગત) આ શું! મ્હારી ઇચ્છા ઉપરવટ આ કોણ શાસન કરવા લાગ્યું? નહીં, નહીં, હું એ મોહને કચડી નાખીશ. (પ્રકટ) ત્હમે રાજકુમાર અવીક્ષિત છો? પરન્તુ હવે બહુ વિલંબ થયો છે.

અ. શેનો વિલંબ?

વૈ. કાંઇ નહીં. ત્હમે પહેલાં દ્રવ્ય આપીને પ્રહરીઓનું કર્તવ્ય ખરીદી લીધુંઃ અને હવે એ ધનથી નારીહૃદય ખરીદવાને આવ્યા છો નહીં? નારીહૃદય કાંઇ વેચવા-ખરીદવાની વસ્તુ નથી.

અ. હું એને નિજ રૂપ, ગુણ અને બાહુબળે જીતીશ.

વૈ. હું એ વાત પર કેમ વિશ્વાસ રાખી શકું? શું એ ત્હમારી વીરતાનું પ્રમાણ છે! કે મ્હારા ઉપવનમાં ચોરની માફક પ્રવેશ કર્યો! હું પૂછું છું ત્હમે શું ક્ષત્રિય છો?

અ. હા, પરન્તુ—

વૈ. (અટકાવીને) ચૂપ રહો ! હું ત્હમારા મૌનથી એનો ઉત્તર માગું છું: ત્હમારી ગેર-હાજરીથી એનો જવાબ માગું છું. પ્રત્યુત્તર આપવાને બદલે અહિંથી ચાલ્યાં જાઓ.

અ. પણ જતાં પહેલાં હું કાંઈક કહેવા માગું છું.

વૈ. શું?

અ. કાલે તમારો સ્વયંવર છે?

વૈ. હા.

અ. મહારાજ કરંધમનો રાજકુમાર દેવ પાસે વરદાન માગવાને પણ સંકોચ રાખતો હતો તે આજે ત્હમારી પાસે પ્રેમભિક્ષા માગે છે. સુન્દરી! નિજ સૌન્દર્ય-જ્યોતિથી મ્હારા પ્રાસાદને પ્રકાશવન્તો બનાવો. હું મ્હારા બાહુબળથી ત્રણે લોકને જીતી ત્હમને એના અધીશ્વરી બનાવીશ.

વૈ. તમે ત્રિલોક જીતી શકશો; પરન્તુ મ્હારા હૃદયના અલ્પાંશ પણ નહિ જીતી શકો.

અ. મ્હારે માટે એ કાર્ય પણ નથી. ત્હમને જીતીને હું મ્હારી દાસી બનાવવા નથી ઇચ્છતો. ત્હમે મ્હારા પર વિજય પ્રાપ્ત કરી મ્હને ત્હમારો દાસ બનાવો. કાલે સ્વયંવરમાં મ્હને ત્હમારી જયમાલા પહેરાવો.

વૈ. તો હું ત્હમને પુરી રીતે ઓળખી લઉં: જેથી સ્વયંવરમાં કાલે મ્હારાથી ભૂલ ન થાય.

અ. ઓળખી-જાણી લીધો?

વૈ. હા સારી-સંપૂર્ણ રીતે. મ્હારી આંખો બીડી દઉં તો હું કર્ણદ્વારા શબ્દથી ત્હમને ઓળખી કાઢું. મ્હારાં નેત્રો અને કર્ણ-બન્ને પોતપોતાની શકિત ખોઈ બેસે, તો હું સ્પર્શ-વડે ત્હમને શોધી કાઢું. ત્હમારું મુખ પૂર્ણ રીતે મ્હને યાદ રહી ગયું છે. કાલે સ્વયંવરમાં હું જેને વરીશ, તે ભલે ગમે તે હોય, પરન્તુ આ મુખવાળા ત્હમે તો નહીંજ હો.

અ. (ચકિત થઈ) ત્હમે શું કહ્યું, અને મ્હેં શું સાંભળ્યું?

વૈ. એકજ વાત. જે મ્હેં કહ્યું તે જ ત્હમે સાંભળ્યું. ઇશ્વરને ધન્યવાદ આપો. ગમે તે કારણે, પણ કાલ સુધી ત્હમારી મૂર્તિ મ્હારા હૃદયમાં હું ધારી રાખીશ.

અ. શું ત્હમે મ્હારો પ્રેમ નકારો છો?

વૈ. હા.

અ. નહીં, ત્હમે ઉપહાસ કરો છો: આ સુન્દર મુખ એટલું કઠોર ન હોઇ શકે.

વૈ. વૈશાલિની ઉપહાસ કરતાં નથી શીખી. આ પણ સાચું છે અને તે પણ સાચું છે.

અ. ત્હમે મ્હને નથી ચ્હાતાં?

વૈ. ચાહું છું: પરન્તુ ત્હમને નહીં: ત્હમારી ઘૃણાને.

અ. ત્હમે મ્હારી સાથે લગ્ન નહીં કરો?

વૈ. ત્હમારા સિવાય મ્હારે માટે અન્ય કોઇ પતિ નહીં રહે તો હું આ જન્મ અવિવાહિત જ રહીશ; જો એમ નહીં રહી શકું, તો કુટીલ ચન્દ્ર, સુકકાં વૃક્ષ અગર તો મૂક પાષાણ પ્રતિમા સાથે લગ્ન કરી લઇશ.

અ. મ્હારા પ્રત્યેની આ વિરક્તિનું કારણ ?

વૈ. નથી જાણતી હું.

અ. શું હું રુપવાન નથી ?

વૈ. મ્હારાં નયનોએ આથી અધિક સૌન્દર્ય કયાં યે નથી જોયું : પરંતુ નારીહૃદય સદાયે સૌન્દર્યને નથી આરાધતું.

અ. એ ત્હમારો અન્તિમ નિશ્ચય છે ?

વૈ. હા.

અ. એ નિશ્ચયને અન્ત લગી ત્હમે દૃઢ રહેશો ?

વૈ. હા.

અ. એનો બદલો ?

વૈ. જાણું છું અમે નિર્બળ છીએ. અમારું રાજ્ય ત્હમારા પિતાની અધીનતામાં છે. ત્હમે શું કરશો? ત્હમે અમને રખડતા ભિખારી બનાવશો; અમારા રાજમુગટના ચૂરા કરી નાખશો; અમારી સુખસમૃદ્ધિ લૂંટી લેશો; અમારું ઐશ્વર્ય ધનસંપત્તિ સૌ કાંઇ છીનવી લેશો; પરન્તુ મ્હારો પ્રેમ બળપૂર્વક સંપાદન કરવો એ ત્હમારી શક્તિબ્હારનું કામ છે. એ અત્યંત સુન્દર અવસર હશે કે જ્યારે ફાટ્યાંતૂટયાં વસ્ત્રો પરિધાન કરી ભૂખી-તરસી વૈશાલિની પોતાની સ્વેચ્છાએ પ્રેમ અર્પશે; જ્યારે તે ધન બળ અને રૂપને નહીં, પ્રેમને ચાહતી હશે.

અ. એમ નહીં બની શકે. ત્હારૂં સર્જન મ્હારે માટે જ થયું છે : તું મ્હારી જ થશે. કાલે સ્વયંવરમાં તું વરમાળા મ્હારા કંઠમાં નહીં પહેરાવે તો હું ત્હારૂં હરણ કરીશ.

વૈ. જોયું જશે. એ આશાભર્યું સ્વપ્ન છે : એ પોપટની બોલી છે; જે પોપટ પોતે સ્હમજતો નથી પણ એને સાંભળનારા સ્હમજે છે. એમાં કેટલો સાર છે તે નથી સમજતા : હું એ જાણું છું. જાઓ ત્હમારાથી થાય તે કરી લેજો

( ઘૃણાપૂર્વક વૈશાલિની જાય છે. )

અ. આવું અપમાન ! કાલે કદાચ સ્વયંવરમાં હું સાચેસાચ વૈશાલિનીનું હરણ ન કરી શકયો તો શું કરીશ ? ત્યારે શુ કરીશ ? ત્યારે વૈરાગ્ય લઈશ, કોઈ નિર્જન વનમાં દર્શનશાસ્ત્રનો અભ્યાસ કરીશ ? નહીં નહીં, નારી જાતિનો શત્રુ બનીશ, પૃથ્વીને નારીહીન કરવાને માટે નારી–યજ્ઞ કરીશ. નારીજાતિના સંહારને માટે શિવની તપસ્યા કરીશ. એની પાસેથી એવું વરદાન માગીશ કે સૃષ્ટિમાંથી નારીમાત્રનો બહિષ્કાર થઇ જાય–વૃક્ષલતાના ગર્ભમાંથી મનુષ્યની ઉત્પત્તિ થાય. પાષાણી ! પાષાણી !

[અનીક્ષિત દીર્ઘ શ્વાસ લઇ વૈશાલિની ગઈ હતી એ માર્ગ તરફ ઝાંખે છે: એને એ માર્ગે ન જોતાં તે નિરાશ બને છે. એનાં ચૂંટેલાં પુષ્પોને પૃથ્વી પરથી ઉપાડી એને ચૂમે છે. પછી દીર્ઘનિ:શ્વાસ નાખી આકાશ તરફ કરૂણાભરી દૃષ્ટિ નાંખે છે: પછી નીચું જોઇ ધીરે ધીરે જાય છ: જતાં જતાં વૈશાલિની ગઈ હતી તે માર્ગે મીટ માંડે છે.] (અપૂર્ણ

# મ્હારી નોંધપોથીમાંથી

## શિમ્કીનું નૃત્યદર્શન

ગજાનન વિશ્વનાથ જોશી

ઉદયશંકરનું સ્મરણ કરતાં મ્હને એમની સાથોસાથ તેમની અજોડ નૃત્યસહચરી બ્હેન શિમ્કીનું સ્મરણ થાય છે; બ્હેન શિમ્કી ઉદયશંકરની કલાના ઉદયકાળથી તેમની નૃત્યસહચરી બન્યાં છે અને છેલ્લાં થોડાં વર્ષોથી ઉદયશંકરના હિન્દના અને પરદેશોના દરેક પ્રવાસમાં તેમની સાથે રહેતાં આવ્યાં છે; તેઓ જાતે ફ્રેન્ચ મહિલા હોવા છતાં હિન્દી નૃત્ય પાછળની તેમની નિષ્ઠા, ભક્તિ અને સિદ્ધિ ઘણા ઉંચા પ્રકારનાં અને આપણને વિસ્મિત કરે એ જાતનાં છે : ઉદયશંકરની નૃત્યકલાએ હિન્દી નૃત્ય પાછળ તેમને રસ લેતાં કર્યાં અને તેમના સતત સહચાર, સેવા અને સિધ્ધિએ 'ભારતીય નૃત્યકલા પાછળ મુગ્ધ કરી તેમને તેમાં ઓતપ્રોત બનાવ્યાં; આજે ઉદયશંકર અને તેમની કલાને જે આટલી બધી અપાર કીર્તિ અને મહત્તા સાંપડયાં છે તેમાં બ્હેન શિમ્કીનો સાથ અને સ્થાન ઘણાં મહત્વનાં છે : સુકુમાર રૂપલાવણ્ય, આકર્ષક અંગભંગ, પ્રશાન્ત વર્ચસ્વની ઝાંખી કરાવતા બીડાએલા- અને મક્કમ હોઠ અને વદનપરની સતત ચમકતી મેઘારેખાઓ તેમના નૃત્યને આર ઓપ આપે છે. 'વસન્તનૃત્ય'માં એ દાણા ચૂંગતાં પંખીઓને ઉડાડી મુકવાનું આહ્લાદક મુદ્રા અને અંગમરોડ સાથેનું નૃત્ય કરે છે; 'અન્નપૂજા' 'ઇશ્કી જવાનનો બાંકે સાવરિયાં' અને 'મારવાડી નૃત્ય'માં એ રણશૂરા સૈનિકની વીરાંગના, મુસ્લીમ-યુવકની ક્રુરીસુરત માશુક, અને લાડીજીનાં અંગચલન અને ભાવદર્શન-એ કલકલનાદે વહી જતી ધોધ વેગવંતી સરિતાની જલલહરીઓની સ્વાભાવિકતાથી અને ચપળતાથી કરી બતાવે છે. 'રાસલીલા' નૃત્યમાં રૂપગર્વિતા અને રંગભીની રાધિકાજી તરીકેનું મોહક અને જોતાં આંખ ન થાકે તેવું મસ્તીભર અને લાલિત નૃત્ય એ કરે છે, અને ઉદયશંકર અને તેમની મંડળીની કલાની કિરીટ-કલગી જેવા શિવ-પાર્વતીના લંબાણ 'તાંડવનૃત્ય'માં-ઘડીમાં સંગેમરમર જેવી શ્વેત આરસ શિલામાંથી કંડારેલ નિર્જીવ પાષાણમૂર્તિ જેવાં થઇ જતાં, ઘડામાં શંકર અને વૈતાલોનો ભક્તિપ્રસાદ ઝીલતાં, રીસાતાં, ક્રોધાયમાન થતાં, ઘડીમાં શંકરની સાથોસાથ ભય, કારુણ્ય, નૈરાશ્ય, વૈરાગ્ય, મોહ અને સંભ્રમનાં નૃત્યદર્શનો કરાવતાં નૃત્યની અનેકાનેક ભૂમિકાઓ પસાર કરીને, છેલ્લે શંકરથી પરાજીતા બનીને એમના ઉત્સંગે એ બિરાજે છે : બસ ! અહીં શિમ્કીનાં નૃત્ય, મુદ્રાદર્શન અને ભાવદર્શનની પરાકાષ્ઠા છેઃ આ જોઇને હિમાદ્રીમાલાના કોઇ એકાકી શિખર પર દેવસભા વચ્ચે મહાદેવ સાથે વિવાદ વદતાં અને સમગ્ર વિશ્વને પોતાના તાંડવથી ડોલાવતાં દેવી પાર્વતીજી બ્હેન શિમ્કીમાં પ્રત્યક્ષ થાય છે : છેલ્લાં 'ખેડૂત નૃત્ય'માં ગ્રામવાસી જનતાના લોકજીવનનો સાહજીક નૃત્યપ્રયોગ તો એ અસામાન્ય સફળતાથી કરી બતાવે છે : ખેતરની લણણીથી માંડી ધૂણવા સુધીની પ્રત્યેક ક્રિયાઓમાં થતાં પ્રત્યેક દર્શનમાં એમનો એકકેય પદતલ ધ્વનિ લોપાતો નથી, એકકેય ભાવદર્શન ઝાંખું પડતું નથી, કે એકકેય ખૂબીનો ચમકાર સ્હેજે ય જૂનો થતો નથી; એક 'પરદેશી' ગણાતી યુવતિએ સાધ્ય કરેલી હિન્દી અને હિન્દુ નૃત્ય પરની આટલી હદ

સુધીની સિદ્ધિ આપણને તેની તરફ માન અને પ્રસંશાની લાગણી ઉત્પન્ન કરે છે. ભારતવર્ષની કીર્તિ તેની પુરાતન કલાઓને જીવન્ત કરીને આંતરરાષ્ટ્રોમાં ફેલાવનારા કલાધરો, ચિત્રો, સંચિતો કે નૃત્યકારોની તવારિખ જ્યારે કોઇ ભાવી કલાભકત લખશે ત્યારે તેમાં ઉદયશંકરનું સ્થાન હશેજ અને તેમાં બ્હેન સિમ્કીનું નામ ઉજ્જ્વળ અક્ષરે ઝળહળી ઉઠ્યું હશે:[1]

## મેઘધનુષ્ય

### સરોદ

શિયાળાની સંધ્યા હતી માગસર માસની સચેત કરતી આહ્લાદક ઠંડીમાં હું ગળે દુપટો વીંટી ઘર બહાર નીસર્યો. પવનનો એક જોશભર્યો સુસવાટો આવ્યો, અને મારા રોમે રોમ ઉભા થઇ ગયા. મને લાગ્યું કે શરીરને આરપાર વીંધી ઠંડી પસાર થઇ. શરીરમાં ઉષ્મા પ્રગટાવવા મેં ઉતાવળે પગલે ચાલવા માંડ્યું. અંતરમાં થયું કે વિશ્વમાં ચલન સિવાય અન્ય કાંઇ ઉત્તમ નથી. તેની અવહેલના કરનાર જડરૂપ બની બદસુરત અને બદસિરત બને.

પુલ પાસે પહોંચતાં રસ્તો જમણી તરફ વળાંક લેતો હતો મે પુલ વટાવી તે રસ્તે ઝડપી કદમે ચાલવાનું જારી રાખ્યું સહસા આંખ આકાશપર પડી. પશ્ચિમ સાથે પૂર્વમાં પણ સંધ્યા ખીલી હતી. સારી દિશા ગુલાબી વાદળાથી ઉભરાઇ અત્યંત રોશનભર હતી. છુટાં છુટાં રસધરના ક્રુમાશભર હૈયે ગુલાબ ખીલ્યાં હતાં કોઇ સંધ્યાગીતધાવલ બુલબુલની છાતીનો રક્તપ્રવાહ ત્યાં સીઝી રહ્યો હશે! અખીલ વિશ્વની મદીરા નિજ લાલાશ ત્યાં પાથરી રહી હતી. કદાચ સુરાપ્સરાના આ વિશ્વસુન્દરીના નયનકટાક્ષે મેઘનું શ્યામલ મુખ રતાશે છલકાયું હોય!

પુર્વદિશાની લાલાશે ગિરિવર ગિરનારને અજબ ભવ્ય રૂપ આપ્યું. જાંબુવર્ણો દીમતો એ પહાડ કો સીન્દુર આંજેલી આંખડી શો હતો, - ઉચે લાલવર્ણી મેઘકતારી, નીચે રક્તરંગી વ્યોમપટ આંજતો લાલરંગ જરૂર શિશુવદનેથીજ સીંચ્યો હોવો જોઇએ.

લાલની અજાયબી સહજ ઠંડી પડતાં ઇશાનકોણે કોઇ અદીઠ ચિત્રકારની અગમ્ય પીંછીથી હળવે હળવે ચિતરાતું મેઘધનુષ્ય ભાળ્યું. બન્ને છેડાથી શરૂ કરી મધ્યબિન્દુ તરફ આવતાં આવતાં ચિત્રકાર અટક્યો. અણચિતરાએલા ચતુર્થાંશ ભાગને અંતરે કાલ્પનિક દર્શને દર્શનીય બનાવ્યો. હું એકીટશે આ રમતિયાળ ચિત્રકારની પ્રભાવની કળા જોઇ રહ્યો.

મેઘધનુષ્યના રંગ ગાઢા હતા; મધ્યસાગરે જોતાં પાણીનો રંગ ગાઢો હોય તેવા ઉડાણમાં ઉતરી તેઓ દૂર સુધી પહોંચતા હતા. તે જોતાં મારા હૃદયમાં પણ મેઘધનુષ્ય ચિતરાયું. મારાં નયનને સૃષ્ટિદર્શનમાં જોવાલાયક નવું ક્ષેત્ર સાંપડ્યું. અંતરના ઉડાણસમા અતાગ ઉંડાં અને ઉંડાં દરેક સ્થળો હતા. એક બિન્દુનું ઉંડાણ પણ અગમ્ય હતું. સૃષ્ટિનો સર્જનહાર આકાશમાં મેઘધનુષ્ય ચિતરી એક સનાતન ભાવ વ્યકત કરતો હતો. આકાશ ઉંડું હતું અને વાદળમાં રહેલાં ગર્ભીત નીર ઉંડા હતાં. વિશ્વના સર્વ પદાર્થોના ઉંડાણ અસીમ હતાં, તો માનવના જીવન ઉંડા કેમ ન હોય?

( ૧ તા. ૧૯-૧૨-૩૫ ની રાત્રે મુંબઇના એક્ષેલસિયર થીએટરમાં ઉદયશંકર અને તેમની મંડળીના છેલ્લા નૃત્યપ્રસંગો જોયા પછી: )

'જીવનના તત્વ સંશોધનહાર શું એ ઉડાણ ખોળતા હશે?' કુદરતી મનમાં પ્રશ્ન ઉપસ્થિત થયો. પ્રકૃતિના રૂપો ઉંડા જતાં જતાં સમાન્તર લીટીએ જતા હશે, કે કોઈ મધ્યબિંદુએ મળતાં હશે? મેઘધનુષ્યના સાત રંગોના સ્રોત શું જુદા છે? વિજ્ઞાન મારી મદદે દોડયું. શ્વેત દિપ્તિની રેખ જલબુન્દમાંથી પસાર થતાં તેના સાત રંગો છુટા પડી જાય છે. શું એમ ન હોય કે પ્રકૃતિ એકરૂપ હોય અને તેના જુદા જુદા આકારો સંજોગો અને વાતાવરણને લઇ હોય? વિશ્વપદાર્થોને એક મધ્યબિન્દુ સ્રોત રૂપે હોવું જ જોઇએ. ત્યારે તેને છુટા પાડનાર મેઘધનુષ્યના જલબિન્દુ સમાન કોણ?

આકાશમાં સહસા દૃષ્ટિ પડતાં ચિત્રકારે ચિત્ર સંકોચી લીધેલું જોયું. કોઇ અજબ નિશ્ચયાત્મક ભાવ હૃદયમાં જાગ્યો, કે વિશ્વપદાર્થોની સકલના ગોઠવનાર અને તોડનાર કોઇ મહાનશક્તિ હોવી જોઇએ. આકાશની રહીસહી ગુલાબીમા તે શક્તિ પ્રતિબિમ્બિત થતી હતી; મારા શ્વાસોચ્છ્વાસે પણ તે શક્તિ હતી; વિશ્વપદાર્થે અણુ અણુમાં તે હતી.

પ્રકૃતિદર્શન કરવા ગયેલો હું પ્રભુદર્શન કરી પાછો ફર્યો. રાત્રિના આઠેક થયા હશે. સર્વત્ર સુમસામ હતું એ શાન્તિમાં પણ કંઇ શક્તિ હતી. શું તે મહાશક્તિના પ્રતિબિમ્બ રૂપ નહીં હોય?

---

અનુસંધાન પાન ૪૫૪ માંનું ચાલુ

પરંતુ હિંદી ભાષામાં શ્રીતુલસીદાસજીનું સ્થાન અદ્વિતીય છે. એમનાં શ્રીરામચરિત માનસ જેવો સુંદર ગ્રંથ ભારતની પ્રાંતિય ભાષાઓમાં રચાયો નથી. યુરોપમાં જેટલો બાઇબલનો આદર છે. તેથી વિશેષ આદર ઉત્તર ભારતમાં શ્રી રામચરિત્ર માનસનો છે. કવિઓનાં કાવ્ય, વિદ્વાનોની વિદ્વતા વિવેચકોનું વિવેચન, ભક્તોનો હૃદયસ્રાવ, સંગીત-શાસ્ત્રીઓનાં ગેય પદો, ગ્રામવાસીઓનું ગુંજન એ આ મહાકાવ્યને આશ્રયે ઉત્તર હિંદની જનતામાં થાય છે. રામાયણ વગરનું ઝુંપડું, ઘર ચોરો કે મેળાવડો મળવા દુર્લભ છે. ઉત્તર ભારતમાં દરેક શહેર, કસ્બા, અને ગામડામાં મેં શ્રીરામલીલાના મેળાઓ અને ઉત્સવો મોટી સંખ્યામાં જોયાં છે. રામાયણથી વધારે લોકપ્રિય ગ્રંથ બીજો કોઇ નથી. તુલસીદાસ એટલે પ્રેમની અવધિ. એમની ભાષા મનમોહિની, સરળ, રસિક અને લાલિત્યવાળી છે. મહાત્મા ગાંધીજી શ્રી ગીતાજી અને શ્રી તુલસીદાસ કૃત રામાયણને હિંદુ ધર્મના સર્વશ્રેષ્ટ ગ્રંથો માને છે.

વ્રજ બોલી એ હિંદી ભાષાનો સંસ્કૃત વિભાગ છે. એ વ્રજભાષા પુષ્ટિમાર્ગના સંસ્થાપક શ્રીમદ્ વલ્લભાચાર્યના અનુયાયીઓની ભાષા છે. આચાર્યના અષ્ટછાપમાં સુરદાસ, કૃષ્ણદાસ. પરમાનંદદાસ, કુંભનદાસ, ચતુર્ભુજદાસ, છીતસ્વામિ, નંદદાસ અને ગોવિંદદાસ, સુરદાસ નવગ્રહોમાં સૂર્યની પેઠે પ્રકાશી ઉઠે છે, શ્રી કૃષ્ણભક્ત કવિઓમાં શ્રી જયદેવ પછી શ્રી સુરદાસનું સ્થાન પણ પ્રસિદ્ધ છે. એમનાં પદોમાં લાલિત્ય, ભક્તિરસની સાથે મળી સહૃદયી વાંચકને ઉન્નત ગિરિશૃંગ ઉપર બેસાડે છે. સુંદર રાગરાગણીઓમાં ગૂંથાયલાં આ પદો સંગીતશાસ્ત્રની સંપૂર્ણ કળાથી વિકસી નીકળ્યાં છે. ઉત્તર હિંદની ઘણી ખરી નર્તકીઓ અને ગવૈયાઓ સુરદાસના પદોને પોતાના સંગીતમાં પ્રાધાન્ય આપે છે. પુષ્ટિ સંપ્રદાયની હવેલીઓમાં અને ભક્ત મંડળીઓમાં શ્રી સુરદાસનાં પદો વિશેષ ગવાય છે. "સુરદાસ, તુલસી શશી, ઊડાન કેશવદાસ. ઔર કવિ ખદ્યોત સમ જહાં તહાં કરત પ્રકાશ."   [અપૂર્ણ

# હૈયાના ઘાવ

## કવેશ્રી ખબરદારના કાવ્યનું ભાવ-વાચન

### ભોગીન્દ્ર ન્હા. ભટ્ટ

પ્રસ્તુત કાવ્ય બહુધા ભાવપ્રધાન છે. કાવ્યમાં ઉન્નત ભાવો અને કલ્પનાઓ નજરે પડે છે. પ્રકૃતિના વિવિધ પદાર્થો સાથે માનવ હૃદયની સરખામણી બહુ સચોટ રીતે કરવામાં આવી છે. છેલ્લા શ્લોકમાં જગહૈયામાં પુણ્યના રસ છલકાવવા સારૂ જગન્નિયંતાને પ્રાર્થના કરવામાં આવી છે.

આ જગમાં દરેક મનુષ્ય માત્રના હૈયાં ખોલીને જોશો તો દરેકમાં કંઇને કંઇ પ્રકારના ઘાવ જણાશે. આંતરિક દૃષ્ટિને ખોલીને અંદર વિલોકન કરવાથી ઊંડા અંતરમાં ઊંડા ઘાવ પડેલા તમારી નજરે ચઢશે. તે ઘાવ અનેક જાતની વિપત્તિઓના હશે અને તેવી વિપત્તિઓ દરેક મનુષ્યને આવી હશે ।

(૧) વર્ષા ઋતુના સમયમાં આકાશમાં વાદળ અરસપરસ અથડાઇને જેમ વિજળી ઉત્પન્ન કરે, અને તે દ્વારા વાદળમાંથી વરસાદ પૃથ્વી ઉપર આવીને તેના ઉપરનાં નાનાં તળાવો ભરી દે છે, અને તે તળાવમાં નૌકાદ્વારા જેમ તરી શકાય છે, તેમ અનેક જાતની વિપત્તિરૂપી વાદળથી હૃદયમાં જે ઓથાર જાગ્યો હોય, તેમાં વળી 'આકસ્મિક ખીજ' મુશ્કેલીઓ ઉપસ્થિત થવાથી હૃદય ઉપર જે અસર થાય છે, અને તેનાથી અશ્રુરૂપી જે વરસાદ થાય છે, તેમાં સર્વ મનુષ્યનું જીવનનું નાવ તરે.છે. અર્થાત્ જગતમાં સર્વ મનુષ્યો પોતાનાં જીવન શોકાભિભૂત હૃદયથી અને અશ્રુ નિઃસરતી ચક્ષુઓથી વ્યતીત કરે છે; કેમકે જીવનમાં સુખ સ્વલ્પ છે અને દુઃખનો અતિરેક છે. આ વાસ્તવિકતા જોવી હોય તો મનુષ્ય માત્રના હૃદય ખોલી જુઓ, એટલે તે નિર્દિષ્ટ થશે.

(૨) હિમાલય પર્વત જેમ સર્વથી ઉન્નત અને નિશ્ચળ છે-તેણે જેમ અનેક પ્રકારના ઝંઝાવાતો શમાવ્યા, તેમ જગતમાં એવા કેટલાએ સાધુ-સજ્જન પુરુષો હિમાલય જેવા અડગ હશે કે જેમણે અનેક જાતની મુશ્કેલીઓ સહિષ્ણુ બનીને વેઠી, તેમ છતાં પણ જાણે કંઇ કર્યું જ નથી, તેમ તેમનાં હૃદય શાન્ત જણાય છે. હિમાલય આવો નિશ્ચલ અને વજ્રતનુ હોવા છતાં પણ તેનું વક્ષસ્થળ ચીરીને તેના ઉદરના ઊંડાણના પ્રદેશમાંથી જેમ ગંગા નદી નિર્ઝરે છે, અને પ્રાણી માત્રને પવિત્ર કરે છે, તેમ તેવા સાધુ પુરુષના ઉરના ઉંડાણમાંથી ગંગાજેવી એવી ભાવભીની અને સ્નેહાર્દ્ર વૃત્તિની જે સરિતા ઉત્પન્ન થ છે, તેનાથી અન્ય લોકોને બોધ મળે છે અને તેઓ સન્માર્ગગામી બને છે. વિપત્તિ-

આનું ખરું રહસ્ય "સંસારની અપેક્ષા કે ઉપેક્ષા નથી પણ તિતિક્ષા છે." એમ તેમનાથી સમજાયું છે, એટલે તે જોઈ જાણીને અન્ય પણ સહિષ્ણુતાના માર્ગે પળે છે. માટે તેવા લોકો પોતાના ઘાવ કેવી રીતે સહન કરે છે તે જુઓ.

(૩) ચંદ્રમાની અંદર કલંક છે, તેમ છતાં તેનો નિર્મળ પ્રકાશ જગતને મનોગમ નીવડે છે. સૂર્યની અંદર ડાઘ છે, છતાં તેનો પ્રકાશ તિમિર–ઓઘને દૂર કરે છે. તેમની અંદર આમ કલંક અને ડાઘ હોવા છતાં પણ તેમનાં પુણ્યનું ઘણુંજ તેજ જગતભરમાં વિસ્તરે છે; તેથી તેમના તે દોષોને કોઇ ગણકારતું પણ નથી; તેમ દરેક મનુષ્યનાં હૃદયમાં ઘાવ રૂપી કાલીમા ભલે જામતી હોય, પણ તેની સહિષ્ણુવૃત્તિનું તેજ તેની આજુબાજુ એવી જાતનો પ્રકાશ ઉત્પન્ન કરે છે કે જગત તેના દોષને ન જોતાં તેના પ્રકાશથી અંજાઇ જાય છે, અને આનંદ પામી તેની સામે મીટ માંડે છે; માટે આવા ઘાવોને હૈયું ખોલીને જોવા આવશ્યક ગણાય.

(૪) હૈયું કંઇ વિશાળતાવાળું નથી. તે તો ફક્ત ચાર આંગળનું જ છે, પણ તેની અંદર કરોડ જાતના ભાવો રહેલા છે. જો એ નાનકડા જગતમાં–ઉરમાં ઘાવ ન હોત તો આવી અનેક જાતની ભાવનાઓ તેમાં શી રીતે સમાઇ શકત ! એ જાણવું મુશ્કેલ છે. ટુંકામાં જે સમાય છે તેજ વિસ્તારમાં સમાય છે. સરખાવો:–"વસે બ્રહ્માંડોમાં અમ ઉર વિશે વાસ વસતો." (કવિ ન્હાનાલાલ.) જે બ્રહ્માંડમાં છે તેજ હૃદયમાં છે. અને જે ઉરમાં છે તે સઘળે વ્યાપ્ત છે. મોટાં હૈયાંથી સુભગતા અને મુક્તતા જળવાતી નથી, માટે તેવાં નાનાં હૈયાં જુઓ.

(૫) ભલે કાળની ગતિને અનુસરીને ગંગા–યમુનાના પીપો અને પ્રવાહો સુકાઇ જાય, અગર સમુદ્રનાં પાણી પણ સુકાઇ જાય છે, અગર આકાશની અંદર તેજ રેલવનાર વિભૂતિઓ પણ શાન્ત થાય; પણ હૃદયના ઊંડાણમાં જે એક વખત કંપાવનારાં વાગ્–તીર સોંસરાં ઉતરી પડીને જે અસર નીપજાવે છે, અને તેથી જે ઘાવ પડે છે તે કદી પણ રૂઝાતા નથી.

(૬) દિવસ થાય છે એટલે દેવ હુતાશના પ્રકાશ પ્રગટીને ઘર ઘર અજવાળાં અમૃત રેલાવે છે, અને તેનો શ્રમભાગ પુરો થતાં રાત્રિનાં ઘોર તમસ વ્યાપ્ત થાય છે. આવી સ્થિતિને લીધે હવું કે જે પણું અગાધ દુઃખ ભોગવી મૂક દશા અનુભવે છે, તેમાં પડેલા ઘાવની કોઇ નવીનતા અને વિચિત્રતાજનક વાત કોણ ખોલીને દૂર કરી શકે ! અર્થાત્ દિવસ હોય કે રાત્રિ હોય પણ હૈયાના ઘાવનું જેમ નિરીક્ષણ થતું નથી, અને તે અગોચર થતાં તેની ખરી વાર્તા પણ ઉપલબ્ધ થતી નથી, તેમ કરોડો મનુષ્યના હૃદયની સ્થિતિનો ખ્યાલ જરાપણ આવી શકતો નથી.

(૭) હવે તો આશમના આત્માઓ થાકી ગયા છે, અને દુનિયાની દેહ પણ જર્જરીભૂત થયેલી છે એટલે ખરું જોતાં જગત શૂન્ય થયું; કેમકે થાકેલા આત્માઓ અને થાકેલી દેહ કામ ન કરે. ત્યારે જગત અકાર્યતાવાળું થયું. એટલે તેને ખરા ખોટાની

પરીક્ષા રહી જ ક્યાં ! તેથી અન્ય જગત ભાંગેલાં હૈયાંના સ્નેહને તો કેવી રીતે કળી શકે ? જો હૈયું ચૂર્ણ બન્યું ન હોય અને સ્નેહ ઉછળતો હોય તો કોઇ દિવસે થાકેલા આત્મા કે દેહ પર નજર માંડે; પણ હવે તો હૈયું ચીરાઇ ગયું, તેથી તે સ્નેહ તરફ દૃષ્ટિ પણ કોણ દોડાવે ? દુનિયા વિશુદ્ધ હૈયાંને માગે છે. અશુદ્ધાત્માને ત્યાગે છે. વિશુદ્ધ હૈયું ત્યારે જ થાય કે જ્યારે ઘાવ સહન કર્યા હોય !

(૮) આકાશ ઉન્નત હોવા છતાં તેમાંથી સ્વર્ગગંગાનાં જે પીયૂષમય અને પાવનકારી બિંદુઓ ઝરે છે તેથી મનુષ્ય માત્ર પુનિત થાય છે. સરખાવોઃ—

"રસ સ્નેહના સ્રોતો ઝરે, અવિરામ તો પ્રભુ ધામથી,
પુણ્ય જલ પાવન કરે, પૃથ્વી સકળ અભિરામથી;
સાગર નિનાદો જે કરે રસ સ્નેહના સામ્રાજ્યના,
અદ્વૈત જણાવે પ્રેમનું બનતું કદાપિ ભાજ્યના... (લેખક)
લાધે અનંતતાની વીચિ 'પ્રભુ ધામ પામે સ્નેહીઓ
સ્નેહે રસો વૈ સઃ બનીને અપર બનતા દેહીઓ..."

તેમ જેમ જેમ મનુષ્ય માત્રમાં ઘાવ પડતા જાય છે, તેમ તેમ તે ઉન્નત થતો જાય છે. તેનામાં પ્રભુનો અંશ આવતો જાય છે, અને તેથી તે મનુષ્ય ધીમે ધીમે દેવની કોટિમાં મૂકાતો જાય છે, પણ એવી વિપત્તિઓમાંથી પસાર થવું તે જીવનની એક લ્હાણુ છે; કેમકે તેથી જીવન ઉર્ધ્વગામી બને છે.

(૯) હે પ્રભુ ! પાપના જે ભાર વધી પડયા છે તે બધા દૂર કરજે અને પુણ્યના પવિત્ર રસ જનસમુદાયમાં છલકાવો કે જેથી સર્વ સન્માર્ગગામી બને, અને એવા પુણ્યના રસની લીલાના યોગ પ્રાપ્ત થવા માટે–જોવા માટે અને અનુભવવા માટે દરેક માનવના ઉરમાં તું ઘાવનું દાન કરજે, કે જે ઘાવને લઇને તેઓ તારું શરણુ–કે જે તેમનું ક્ષેમ છે તે અહર્નિશ યાચે !.........

કવિ ખબરદારે આ કાવ્યમાં સર્વને ખબરદારી રાખવાની જણાવી છે. અનેક પ્રકારની મુશ્કેલીઓ જીવનમાં ઉપસ્થિત થાય, પરંતુ તેનાથી ન ડરતાં તેને જો પ્રભુનો આશીર્વાદ માનવામાં આવે અને "Every thing is for the best" એ તત્વજ્ઞાનની પંક્તિની કુંચી લાધિત થાય તો જીવનમાં સહિષ્ણુતાનો ગુણ કેળવાય અને જીવન ઉન્નત પથે વિહરે. માનવ હૃદય કેટલું ઉન્નત અને વિશાળ છે. તે પ્રકૃતિના ભિન્ન ભિન્ન પદાર્થો સાથે સરખાવી ને જણાવ્યું છે; એટલું જ નહિ પણ પ્રભુની વિભૂતિઓ એ હૃદયથી કેવી પરાજિત થાય છે, તેનો નિર્દેશ કરી જેને "ખરું હૃદય" કહે છે, તેની શ્રેષ્ટતા પુરઃસર કરી છે, આવું જો હૃદય હોય અને અનેક વિપત્તિઓના પ્રચંડ આઘાતો અને પ્રત્યાઘાતો સહન કર્યાં હોય-તો જીવન પણ દિવ્ય બને છે. અનેક જાતનાં આક્રમણો જીવન ઉપર

થાય તો તે મૂક ભાવે સહન કરો અને તેમાંથીજ પ્રગતિની ચાવી પામી તમારા નિશ્ચિત ધ્યેયે પહોંચી વળશો. તમારું જીવન એવું ઉજમાળું નિવડશે કે જગત પણ તેનાં આનંદે ગાન કરશે.

**"કા" અન્ત્યાક્ષરી કાવ્યગ્રંથોમાં તો ભાવની માર્દવતા જ હોયને!** કલ્પનાના અનેરાં વિભવસ્થાન જેને સાધ્ય હોય તે તો બ્રહ્મના અને માનવતાના સંદેશા જ સુણાવેને! ખબરદારીથી પ્રાપ્ત કરેલ એવા સંદેશાની ખબર તો જગજ્જને ખબરદાર જ જણાવે. ખરેખર! ખબરદાર કવિએ અલકમાં ઝલક રેલાવી કાવ્ય-કણિકાઓ તેજદાર કરી છે. મદ્રાસ રહીને ગુર્જરીની સદ્ઉપાસનાના ભાવ કવિ ભૂલ્યા નથી. કલિકા, વિલાસિકા પ્રકાશિકા; કાવ્યરસિકા, ભજનિકા, સંદેશિકા, દર્શનિકા, રાસચંદ્રિકા વિગેરેમાં કૌમુદીની પ્રભા તથા ઉજ્જવલ કાવ્યતરંગો ઉછાળી ભારત ટેકાના દેશપ્રેમના ઘુઘવાતા સાગરમાં લઇ જઇ માનવજીવનના નાવને મહાન ઊર્મિઓના શીકરથી તરબોળ બનાવે છે અનંતતામાં મ્હાલવા દે છે એજ એમના જીવનની રસસિદ્ધિ:—

जयन्ति ते सुकृतिनो रससिद्धाः कवीश्वराः।
नास्ति येषां यशः काये जरामरणजं भयम्॥

# સામયિકતંત્ર

## દામોદર કે. ભટ્ટ

સામયિકોનો ત્રીજો ભાગ જાહેરખબરથી રોકાયેલો રહે છે અને બે ભાગના લખાણોમાંથી કેટલોક તો વળી ચગવળિયો અથવા તો પાનાં રોકવા પૂરતો જ હોય છે. કોઇ આખાયે સામયિકના વિચાર અને લેખનનું તાતમ્ય તોળવા બેસીએ તો ફક્ત અમુક જ ભાગ વિચારશીલતા અને કલાજન્ય લેખનભાવથી અંકિત હોય છે. છતાં કોઇ પણ પ્રજાના અમુક અંશને એને ઇચ્છિત સામયિક સાધનના સંસર્ગમાં રહેવું પડશે. એ જાહેરખબરિયા ભાગ પર દષ્ટિક્ષેપ નહિ થવા દે, એ કટારપૂરક આછકલા લેખનપંકમાં વિચારમૂર્તિને નહિ રગદોળે, પરંતુ સામયિકના સારસ્યપૂર્ણ સૂક્ષ્મ ચિંતનથી એના વિચાર, દષ્ટિ અને મનનને રોકવામાં તેની જ્ઞાનશકિતનો ઉપયોગ કરશે.

આપણું જીવન પણ માનવકાર્યાલયનું મુખપત્ર છે. સમસ્ત જીવન પૃષ્ટો ભારેસલ ચિંતનશૈલીથી ખીચોખીચ ભરવામાં આવે તો તે વિશ્વજનતાનું પુરાણ, વેદ, કે સૂત્રોનું થોથું થઇ જાય. પણ માનવતા એ વિવિધતાપૂર્ણ વિપુલતામાં વધારે માને છે. એને પુરાણગ્રન્થો કે રહસ્યમય વેદ અને સૂત્રો તો આખો જન્મારો વાંચવાના હોય છે. આવા અટલ વાઙ્મયને વિવેકપુરઃસર પચાવવાને માનસનું જઠર મજબુત હોવું જોઇએ. એટલે રહસ્યપૂર્ણ વિચારોના ઊંડા ધરામાં ડૂબકી મારે તે પહેલાં તેની જીવનશક્તિ તે ઊંડા વિચાર-તલમાં થોડીવાર સમાધિસ્થ રહી પાછી મનનની સપાટી પર તરી શકે છે કે કેમ તે જોવાનું રહે છે.

પણ આપણી પ્રાચીન વાગ્મિતા આપણા ઊર્મિપ્રધાન આત્માની નવનાપ્રેરક ભૂમિકા હતી તે આપણે ભૂલી જવું ન જોઇએ. તે વખતે જીવન વિચારવાંછાથી પરિપ્લુત હતું. પ્રાગલ્ભ્યભર્યું ચિંતન જીવનના બંધદ્વારોને ખખડાવતું; અને જીવન એટલે અનેક વિવિધતાથી લચી જતું, કલાભવન એવી સંસ્કાર નીતરતી વ્યાખ્યાથી વિચારાતું ત્યારે જીવતર તોલદાર અને પાસાદાર મનાતું. એ અનંત સંકલનની પરાકોટિએ પહોંચ્યા પછી પણ વિસ્તૃત દષ્ટિના દોરથી તુંગતમ ઊડવાની ઇચ્છા રાખતું, અને કદિકને જો કોઇ આસમાની સુલતાનીનો ભોગ બનવાને તેનું નિર્માણ થઇ ચુકેલું હોય તો તે નીચે તો પડવાનું. એ પડશે, ગુરુત્વાકર્ષણના સર્વસ્પર્શીયનિયમનને વશ થઇને, પણ તેના અધઃપતનમાં એ સર્વોપાર્જિત સ્વૈચ્છિક મંત્રમાં જ મશગુલ રહેશે અને પૃથ્વી પર પડતાં તેની પાસાબદ્ધતા વેરાઇને છૂટી છવાઇ થઇ જશે. પણ જે પાસાની બાંધણી નિસર્ગદત્ત છે તે તેનો કલાત્મક

અને સુરસ સ્વભાવ છોડવાની નથી. એ કણી કણીમાં પલટાશે તો યે તેની પ્રકૃતિગત કલાશૈલી છોડી શકશે નહિ તે પરમાણુની સૂક્ષ્મતામાં યે એની પાસાબદ્ધ જીવનપ્રણાલી મૂલગત રાખશે.

આમ ભારેસલ ચિંતનપ્રધાન જીવન એ એકરસમયનાને સાંકળતી વજ્રકડી છે. ત્યારે નવયુગ એ વૈવિધ્ય, વિલાસ અને છેવટે વિમર્શનની વિરલ આરતી છે. એમાં જીવતાં માનવીને જીવનની એકદેશીયતા પાલવે તેમ નથી. એને મને કે કમને ચોમેરથી નિર્ઝરતા સર્વરસની ચખણીનો પ્રધાનભાવ આપણી આંતર મનોદશા ઉપર આધાર રાખશે. જીવનના દરેક રસને એક વખત ચાખ્યા પછી એને એનાં મનોવાંછિત ભાવ-રસ પર કેન્દ્રિત થવાનું છે. આ રસાસ્વાદ આધ્યાત્મિક સ્વકીયતાને શ્રેષ્ઠ અને સર્વોપરિ બનાવતાં જે પારદર્શકતા અને પ્રશમયના બતાવશે તે જીવનની ઉત્કટતાનું અભંગ સ્વપ્ન લેખાશે; તેમના આ રસાસ્વાદ વિવેકશૂન્ય વિલાસિતાની શૈલીને એકધારી વિષમતા આપવામાં જે તાકીદે અને સ્વછંદી વિચારસેવન સૂચવશે તેમાં ખંડિત મનોમૂર્તિની નરી વિકૃતિ દેખાશે.

એટલે નવયુગમાં જે થોકબંધ પ્રવૃત્તિઓ ઊમટે છે તેનું નિયમન માનવીએ આ બે લોઢાની વચ્ચે રહીને કરવાનું છે.

એટલે હવે આપણે મૂળ વિચારણા પર આવીએ. સામયિકોમાં જે જાહેરખબર અને જ્ઞાનભરિત કંડિકાઓ આવે છે તે તેના સંચાલકોની લેખિનિનો શ્રમિત નિષ્કર્ષ છે. જાહેરખબર દેનારાઓને એના માલના ખપત માટે યોગ્ય મૂલ આપવાનાં છે, અને સામયિક ગ્રાહકોને એવું વેતન મળવાનું છે, અને વાંચનના શોખીનોને એના વાચન બદલ કિંમત આપવાની છે. છેવટે આ બધું થયા પછી પણ વાચનારા તો એને મરજી હોય તે વાંચીને 'મધ્યમપ્રતિપદા' નો માર્ગ ગ્રહણ કરવાના છે. ઉપરનું કથન એ માનવજીવનનું સર્વાંગ સુરેખ ભવ્ય રૂપક છે.

હવે આ રૂપકની પારદર્શક તત્વમીમાંસા કરીએ. સ્વપ્નમુગ્ધ જીવનતિતિક્ષા સામયિક પ્રતિમાઓ કંડારવામાં પ્રાધાન્ય ભોગવે છે. માનવીનું અનુભવયંત્ર મર્યાદિત હોય છે. અનેક યુગદર્શનની સામૂહિક અનુભૂતિ ભલે વિશાલતમ ને વૈવિધ્યતમ હોય તો યે જેવી રીતે નામ તેનો નાશ છે એજ ધોરણે યુગદર્શન કલાદર્શન કે સર્જનદર્શનની ભાવના શબ્દમાન હોતાં અમુક અંશે તો મર્યાદિત જ છે અને જે Atomic sphere–સૂક્ષ્માણુ વર્તુલ–વૈજ્ઞાનિક વિમર્શનથી માનવબાલગમ્ય બન્યું છે–જો કે હજુ તો શરૂઆતનો એકડો ઘૂંટે છે–તે એની વિરાટ કલામાં સીમાશૂન્ય છે, તો યે માનવતાની કલ્પનાએ જોયેલી કે કોતરેલી પોતાની અપરિમિત શક્તિસેરોએ એ સીમશૂન્યતાને મર્યાદા બાંધી દીધી છે. આવી અનંતતાને મર્યાદારજ્જુઓથી સાંકળ્યા પછી તેની આંતર વ્યવસ્થા પર માનવપારંપર્ય આંખ માંડે છે, અને અતુલ બૌદ્ધિક તંત્રથી તેનું વૈષમ્ય સમારીને સમત્વમાં નિચોડે છે. આ સર્વ જીવનગતિ દરમ્યાન માનવતાનું સામયિક વ્યક્તિત્વ પૂરજોશમાં તેનું કાર્ય કર્યે જાય છે અને જીવનકલાની સૂક્ષ્મતમ વિવિધતામાં નૂતન પ્રકાશ પૂર્યે જાય છે. માનવતા

તેના જીવનમાં સ્વરૂપ પ્રવૃત્તિ કરે છે, કે અગાધ નીરવતાના સૌમ્યપ્રચુર શુક્લ તેજ તરંગોમાં ભાવના સમાધિ આરંભે. તે બન્નેમાં ધીમું કે જોશભેર આ સામયિક તંત્ર ગતિમાન હોય છે. ગાયત્રીમંત્ર ભાવવિશ્વરથ, સપ્તર્ષિમંડલના જ્યોતિર્ધરો, માનવકુલના વિવસ્વતો, ઇતિહાસ–અભંગ ચુડામણીઓ, બુદ્ધ, ખ્રિસ્ત આધુનિક વેદદ્રષ્ટા દયાનંદ. વિશ્વશાંતિ સ્થાપક મહાત્મા ગાંધીજી કે મૂડીવાદતંત્રના રચયિતા કે પરસેવો નિચોવતા મજૂરસંઘો તેઓની અણીશુદ્ધ અસ્મિતાના ઉજળા સ્વયંપ્રકાશિત તિખારા છે અને તેઓની જ્વલંત કે ભસ્મછૂર્ણ પૌરૂષ–પ્રતિભામાં આવું નિગૂઢ સામયિક તંત્ર ફરતું જ હોય છે. જો તે ન હોય તો માનવતા અરાજકતામાં પરિણમે અને પાર્થિવ પ્રલોભનો તાડવ નૃત્ય આરંભે.

જ્યારે જીવન પોતાનું સામયિક પ્રકાશન ખોલે છે ત્યારે તેની સર્વદેશીય અનુભૂતિઓ તે પ્રકાશનના કાર્યકરો બને છે. દરેક ભિન્ન ભિન્ન અનુભવો સ્વરૂચ પ્રમાણે એ પ્રકાશમંદિરમાં જોડાય છે; અને વૈયક્તિક કાર્યસરણિને સામૂહિક પ્રવાહમાં વાળે છે. આવી સિદ્ધ આયોજનાથી જીવનની કર્મઘટના સ્વમાતત્યને વળગી રહે છે.

આપણા કર્તવ્યની બાજુ પર જે કોઈ કર્મણ્યતાની દીવીઓ જલે છે તેમાં સામયિક સ્ફુરણોના વિપ્લવોમાં વિવિધ ચમત્કૃતિઓના પલકારા પ્રગટે છે. આ પલકારાના પરચાઓ અભગ્ન નાદ જગવતાં જીવનને અનેક લગનીઓની લલિત રેખાઓ માંપડે છે. માણસ સ્વાયાસે પરમતાને પામે, રાષ્ટ્રનિર્માતા થઈ માનવતાની ઉત્કટતા સંચે કે પછી સ્વલોલુપતા ખડિયેર મનોદશા ભેગવે પણ તેમાં ચિર જીવ હૃદયહારી એક સ્વાયત્ત સુખાગત છે, અને તે સુખાગતને જીવનતંત્રમાં ઘટાવવા યોગ્ય પૌરૂષતાને વરે છે. કીર્તિસુખ, શ્રીસુખ, કુટુંબ વૈભવસુખ કે અભેદાત્મ સુખ એ સર્વ સામયિક તંત્રની વ્યવસ્થિત સંકલના છે. એ બધા અલિપ્ત સંસ્કારમંગલનથી વિશ્વમુખપત્રજીવન સજીવન રહે છે. વખતે માંસારિક આવરણોથી તે ઝડપાય અને કોઇ અગમ્ય શક્તિ એ મુખપત્રના મંચાલન માટે ઓળાધરી કે જામીનગીરી માગે; પણ જે વિશ્વમુખપત્ર 'માનવતા' કે જેનો જીવનધર્મ વિવર્તલીલા છે તે આવી જામીનગીરીમાંથી છટકી જવા નવું નામાભિધાન પામશે અથવા તો **પુનશ્ચ હરિઃ ૐ** ને માર્ગે વળશે.

કાળગતિનું Dynamic force ચૈતન્યબલ માનવતાના સામયિક તંત્રને આભારી છે. જ્યારે એ સામયિકતંત્રના વેગમાં નિરૂદ્યમી સ્થૈર્ય વ્યાપશે ત્યારે કાલગતિમાં અરાજકતા અને અતંત્ર ફેલાશે અને સર્જનધ્વંસની નોબતો ગડગડશે.

## ૧

## માગું બસ રાતવાસો જ હું

શેષ

[ પૃથ્વી ]

ગયો દિ, થયું મોડું ને ઉપર રાત અંધારી છે,
નભે ઝઝૂમતાં ઘનો, નહિ હું માર્ગનો ભોમિયો,
નજીક ન સરાઇ, સાથી વણ થૈ રહ્યો એકલો,
પિછાણ નહિ ક્યાંઇ, ને મુલક આ અજાણ્યો મને.

ગયો દિવસ ચાલી ચાલી ચરણો ય થાકી ગયા,
ન આશ્રય બીજો ન બારી પણ ખુલ્લી બીજે ક્યંહી
નિહાળી તમ દીપ દ્વાર પણ આ તમારાં ખુલ્લાં,
અજાણ અહીં આવી માગું બસ રાતવાસો જ હું.

વિશાળ તમ હર્મ્ય માંહી ક્યહીં કો ખૂણો સાંકડો,
થશે મુજ જઇફ કેરી સૂકી દેહને પૂરતો;
તમો નશીબદારને નહિ કશું જણાશે ય ને
પરોઢ મુજને થતાં નવીન તાઝગી આવશે.

મુસાફરી હજી રહી હું નવ જાણું કે કેટલી,
પરંતુ તવ પાડ અંત સુધી કો દિ ભૂલીશ ના.

## અનુકૃતિ

[હરિણી]

દિન વહી ગયો, મોડું થયું ને, નિશા પણ ઘેરી છે;
નભ ઝઝુમતાં અભ્રો, ને હું નહીં પથભોમિયો;
છઉં વિકળ હું સાથીવ્હોણો, સરાઇ સમીપ ના,
પરિચય નહીં કોનો યે, ને અજાણ પ્રદેશ આ;

દિવસ સઘળો ચાલી ચાલી ગયા ચરણો રહી,
સ્થળ અવર ના, બારી બીજે ખુલી દીસતી નથી.
નિરખી દીપને, જોઇ દ્વારો વળી તમ આ ખુલ્લાં
અતપરિચયી રાત્રિવાસો કને તમ માગું છું.

વિપુલ તમ આ હર્મ્યો માંહી ક્યહીંક ખુણેખુણે,
મુજ જઇફનાં સૂકી હાડો સમાઇ સુખે જશે.
તમ નશીબવંતોને ના તે કશું ય જણાય, ને
દિવસ પડતાં મારાં અંગે થશે નવ તાઝગી.

નવ ખબર કે બાકી મારે રહ્યો પથ કેટલો,
પણ ભૂલીશ ના અન્તે યે હું કદી તમ પાડને.

'માગું બસ રાતવાસો જ હું' નામનું રા. શેષનું પૃથ્વીછંદમાં રચાયેલું ઉપલું કાવ્ય 'પ્રસ્થાન'ના માહઅંકમાં છપાયું છે, તેને મેં ફરજિઆત કરવા પડે તેટલા શાબ્દિક ફેરફારો કરીને હરિણીમાં ઉતાર્યું છે. જૂદાજૂદા રાગોને માનસિક ભાવો સાથે અમુક જાતનો સમ્બન્ધ છે એવું તજ્જ્ઞો આજે માનતા થાય છે. એવો જ સમ્બન્ધ જૂદાજૂદા છન્દો અને જૂદાજૂદા માનસિક ભાવો વચ્ચે છે એમ આપણી પ્રાચીન પરંપરા માને છે. પણ, આ સમ્બન્ધની પરીક્ષા વિવેચકીય દૃષ્ટિએ હજી લગી થઇ નથી: એવી પરીક્ષા થઇ શકે, તેને માટે ભૂમિકા તૈયાર હોય તો. આવા કંઇક વિચારથી મેં ઉપરની અનુકૃતિ કરી છે મૂળ કાવ્યમાં વિવશ દૈન્યનો ભાવ સર્વવ્યાપી છે. એ ભાવ પૃથ્વીને તેમ જ હરિણીને કેટલો અનુરૂપ થાય છે એનો ખ્યાલ આ બન્ને કૃતિઓથી અભ્યાસકોને કદાચ આવી શકશે. 'વિવશતા' અને 'દૈન્ય'ને માટે હરિણી બહુ જ અનુકૂળ છે એમ ઉત્તરરામ તથા શાકુન્તલમાં

ભાવની પરાકાષ્ઠાના પ્રસંગે થએલા એના ઉપયોગ[1] ઉપરથી અનુમાન કરી શકાય. ભવ્ય વિકળતાને પૃથ્વી અનુકૂળ બને છે એમ 'આરોહણ' પુરવાર કરે છે. પણ આ વિષયને ચર્ચવાની અહીં ઇચ્છા નથી. આવા ઘણા પ્રયોગો નજર સમીપ આવ્યા પછી એનો પૃથક્કૃત અભ્યાસ કરીએ તો જ આ બાબતમાં કંઇક નિર્ણય બાંધી શકાય.

**અજ્ઞાનજન્ય આડંબર** ૨

હમણાં કેટલાક કવિઓએ છન્દનાં નવાં નામો આપવાની પ્રથા શરૂ કરી છે. કોઈક 'મિશ્રો' લખે છે, તો કોઈક 'મિશ્ર' લખે છે. કોઇક વળી 'મિશ્રજાતિ' લખે છે તો કોઇકવળી 'મિશ્રોપજાતિ' લખે છે. 'નવચેતન'ના તાજેતરના એક અંકમાં 'વસંત' અને 'વસંતજાતિ' એવાં નામો પણ વાચ્યાં છે. 'દ્રુત', 'મંદા', 'શાર્દૂલ' આદિ સંક્ષિપ્ત નામો પણ દેખાય છે.

છન્દનાં નામ આપવાની આ મનસ્વિતા કોઇ પણ જવાબદાર કવિને ન શોભે તેવી છે. ઇન્દ્રવજ્રા અને ઉપેન્દ્રવજ્રાનાં મિશ્રણને આપણે 'ઉપજાતિ'નાં સામાન્ય નામથી ઓળખીએ છીએ. એના વિશે આ કવિઓ 'મિશ્રો' કે 'મિશ્ર' શબ્દ વાપરે છે. 'મિશ્રોપજાતિ'માંથી કટકો કાપીને બનાવેલ 'મિશ્રો' તો દયાજનક ભાષાજ્ઞાન (ભાષ+અજ્ઞાન) નો સૂચક છે. 'મિશ્ર' એટલે શું સમજવું ? કોઈ પણ બે કે વધુ છન્દનું મિશ્રણ હોય તેને મિશ્ર કહી શકાય. માટે અતિવ્યાપ્તિના દોષે દૂષિત થએલો આ શબ્દ પણ નકામો છે. 'મિશ્રજાતિ' અને 'મિશ્રોપજાતિ' શબ્દો કંઇક ઠીક છે. આપણામાં અગ્યારાક્ષરી અને બારાક્ષરી છન્દોની ઉપજાતિ બને છે તે જાણીતું છે. આ બન્ને જાતની ઉપજાતિનું જેમાં મિશ્રણ હોય તેને 'મિશ્રજાતિ' કે 'મિશ્રોપજાતિ' કહી શકાય : પણ એવાં મિશ્રણ માટે 'મિશ્રોપજાતિ' શબ્દ જ વધુ ઠીક ગણાય.

પણ 'નવચેતનમાં' તો વસંતતિલકા'માંથી 'વસંત' જ કરી નખાયો છે. કવિને કદાચ ખબર હશે કે એમ કરવાથી અજાણતાં એક રાગનું (છન્દનું નહીં) નામ પોતાની કવિતાનાં પદ્યસ્વરૂપને અપાઇ ગયું છે. વસન્તતિલકા નામ શું ખોટું છે[2], જે એને ટૂંકાવવું પડે છે ?

વળી નવચેતનના એજ અંકમાંબે કાવ્યોના છન્દનું નામ 'વસંતજાતિ' આપ્યું છે. આ વળી કયી જાતની જાતિ ? આપણામાં ઉપર ગણાવેલી જે બે ઉપજાતિ સ્વીકારાઇ છે, તેમાંના બે છન્દોના માપમાં પ્રથમાક્ષરમાંજ ફરક હોય છે. અને એટલા ફરકથી થતી

૧ न खलु भवतां॰ પ્રતીકનો શ્લોક (અંક ૩)અને ઉત્તરરામમાં सुजनुहृदयत॰ પ્રતીકનો શ્લોક (અંક૬) શાકુન્તલમાં.

૨ અગ્યારાક્ષરી ઉપજાતિ માટે 'ત્રૈષ્ટુભ જાતિ' અને બારાક્ષરી ઉપજાતિ માટે 'જાગત ઉપજાતિ' નામો (દી. બ. કે. હ. ધ્રુવે સૂચવેલાં) સ્વીકારી લેવા જેવાં છે.

પેટા જાતિને આપણા છન્દઃશાસ્ત્રીઓએ ઉપજાતિનું નામ આપ્યું છે. પણ આ બે કવિતામાં તો ચૌદવર્ણી લીટીઓ સાથે પંદરવર્ણી લીટીઓનું મિશ્રણ છે, તેમાં વસંતતિલકાના છેલ્લા લગાગાને બદલે લગાલગા મૂકવાથી પંદરવર્ણી લીટી બને છે. આ નવો પ્રકાર સુભગ નથી. એમાં કશું જ વૈચિત્ર્ય નથી, પણ અમારો મૂળ વિરોધ તો ઉપલાં નામકરણ સામે છે.

આવાં નામ પાડવામાં નવીનતાના મોહ સિવાય બીજું કશું જ લક્ષણ અમને દેખાતું નથી. આવી વૃત્તિ આપણા કવિઓ તજી દે તો સારું[3].

જૂનાં નામોને સંક્ષિપ્ત કરવાનું પણ કશું જ કારણ નથી. ઉલટું 'મંદા' જેવામાં તો અશાસ્ત્રીય તત્ત્વ જ ઊભું થાય છે; કેમકે મૂળ શબ્દ મંદ+આક્રાન્તા છે, મંદા+ક્રાન્તા નથી. પણ આવી નવીનતાઓની જરૂર જ નથી.

3

**નૂતનશિક્ષણઃ—** તંત્રીઓ; હરભાઇ ત્રિવેદી ચંદ્રવદન શાહ, દેસાઇ પોળ, સુરત. વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦ (અંકદીઠ સરાસરી પાનાં ૩૨)

આ માસિકના કેટલાંક અંક અમે જોયા છે, તે ઉપરથી આપણાં શિક્ષણવિષયક માસિકોમાં એનું સ્થાન ઉંચું છે એમ અમારી ખાત્રી થઈ છે. માસિક કદમાં નાનું પણ ગુણમાં મોટું છે. એનો દરેક લેખ વિચારોત્તેજક હોય છે. કદનાં પ્રમાણમાં વિષયોનું વૈવિધ્ય પણ ઠીક છે. શિક્ષણમાં રસ લેતા ભાઇઓને એ વાંચવાની અમે ભલામણ કરીએ છીએ.

**પ્રજાબંધુ** (લલિતવાઙ્મય વિશેષાંક) ૦-૩-૦

આપણાં આ અગ્રગણ્ય અઠવાડિકે શરૂ કરેલી આ નવી પ્રથા આવકારને પાત્ર છે. એની યોજના મુજબ આવા ચાર વિશેષાંકો વર્ષમાં એના તરફથી બહાર પાડવામાં આવશે. આ અંક અનેક દૃષ્ટિએ રોચક વાંચનસામગ્રીવાળો બન્યો છે. એમાં છે તે નવલિકાઓ, કવિતાઓ તેમ જ નિબંધિકાઓ સહુ કોઈને વાંચવી ગમે તેવી સુન્દર અને સુરુચિયુક્ત છે. એમાં આપેલી શરૂઆતની વિવેચના બહુ સામાન્ય લાગે છે.

**ધી ફાર્બસગુજરાતીસભાત્રૈમાસિકઃ** સંપાદક અને પ્રકાશક, અંબાલાલ બુલાખીરામ જાની, ૩૬૫, શ્રી ફાર્બસગુજરાતીસભામન્દિર, મુંબઈ નં. ૪. વાર્ષિક લવાજમ રૂ. ૩-૦-૦

ખાસ ગુજરાતી સાહિત્યના ઉદ્ધારને માટે અને મુખ્યત્વે કરીને તેના સંશોધનાત્મક વિભાગના વિકાસને માટે અસ્તિત્વ ધરાવતી એવી આપણી બે સંસ્થાઓ છે. આ ત્રૈમાસિકનાં પ્રકાશનથી હવે આ બન્ને સંસ્થાને પોતપોતાનાં ત્રૈમાસિક થઈ ગયાં છે.

3 જો કે ઘણાખરા કવિ તો પોતાની કવિતાના છન્દનું નામ લખતા જ નથી, કોણ જાણે શાં કારણથી. વાંચનારને નકામી તકલીફ ના પડે એટલા માટે પણ છન્દનું નામ વગેરે જરૂરની નોંધ આપવાની કવિની ફરજ છે જ.

આ અંક ઉપરથી વ્યુત્પન્ન લેખોને જ આમાં સંગ્રહવાનો એના તંત્રીનો હેતુ સ્પષ્ટ થાય છે. આપણાં આવાં સંશોધનાત્મક સામયિકો અન્ય ભાષામાં પ્રસિદ્ધ થતાં એવાં સામયિકોની કક્ષા ધ્યાનમાં રાખે એમ અમે ઇચ્છીએ છીએ. આ અંકમાં શાસ્ત્રી કેવળરામનો લેખ યોગ્ય કક્ષાનો છે; શાસ્ત્રીજીએ ઉપાડેલ એક અદ્ભુત અગત્યના અને હવે સંભવિત બનતા જતા મુદ્દા વિશે એમાં વધુ પ્રમાણો આપ્યાં છે તેથી તો ખાસ. 'ગુજરાતની સાંસ્કૃતિક સ્થિતિ' ઉપરનું ભાષણ માહિતીપૂર્ણ છે અને ભાષણકારની વિદ્વત્તા અને સંશોધનની ધીરજની ખાત્રી આપે છે. રા. ધનપ્રસાદ મુનશીના લેખની પણ અહીં નોંધ લેવી જોઈએ કેમકે એમણે સૂચવેલ વિષયને છણવાની અગત્ય પણ ઘણી છે. રા. મુનશીએ આપેલી પ્રશ્નાવલિ તો એક મિનિટની ધૂનમાં લખી નાખી હોય તેવી અપૂર્ણ અને અ-વૈજ્ઞાનિક છે.

અમે ઇચ્છીએ છીએ કે આ ત્રૈમાસિકના સંચાલકો, રા. મંજુલાલ મજમુદાર, રાવરામ શાસ્ત્રી, ભોગીલાલ સાંડેસરા મધુસૂદન મોદી આદિ આપણા સંશોધનકાર્યમાં આગળ પડેલા વિદ્વાનોનો લાભ લીધા કરશે, અને પોતાનું ધ્યેય હંમેશાં કડક બનાવ્યે જશે.

આવાં ત્રૈમાસિકમાં એક માહિતીવિભાગ ઉમેરવાની ખાસ જરૂર છે. બીજી ભાષાઓનાં સંશોધનાત્મક સામયિકોમાં આવેલા અગત્યના વિષયોની ટીપ, તેમ જ ગુજરાતી સામયિકોમાં પણ આવેલા અગત્યના (સંશોધનાત્મક) વિષયોની ટીપ આપવાથી અભ્યાસકોને ઘણો જ લાભ થશે. આ કામ મહેનતનું છે પણ ઘણું ઉપયોગી છે.

# ગ્રંથસ્થવાઙ્મય

**શ્રી રાજચંદ્રનાં વિચારરત્નો** સંગ્રાહકઃ ગોપાલદાસ જીવાભાઈ પટેલ પ્રાપ્તિસ્થાનઃ નવજીવન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય–બાર આના. પૃષ્ઠોઃ ૨૦+૨૦૮ અને શ્રીમદ્ રાજચંદ્રની એક છબી.

"આ સંગ્રહની અનુક્રમણિકા ઉપરથી જ માલૂમ પડી આવશે કે, આમાં મુખ્યત્વે ધાર્મિક અને આધ્યાત્મિક વિષય જ પ્રધાનપદે છે. શ્રીમદ્ રાજચંદ્રનું મુખ્ય લક્ષ આત્મચિંતન અને આત્મદર્શન હોવાથી, તેમનાં લખાણોમાં આત્મકથા તથા તેના અંગભૂત ધર્મકથા જ મોટે ભાગે છે. તેમાં પણ શ્રી રદે પોતાના પુરોગામી મહાવીર જેવા એકનિષ્ઠ આચાર્યોનો માર્ગ અનુસરવાનો જ પ્રયત્ન કર્યો હોય, કોઈ નવો માર્ગ કે નવો સિદ્ધાંત પ્રતિપાદિત કર્યો નથી. છતાં તેમનાં વચનો તેમના તીવ્ર પુરુષાર્થી જીવનમાંથી પ્રગટેલાં હોવાથી, તેમાં રહેલી સરળતા અને સચોટતા કોઈને પણ નવીન લાગ્યા વિના રહેશે નહિ."

અમે જૈનો તેમજ જૈનેતરોને આ સંગ્રહમાં આપેલાં લખાણો વાંચવાની, વિચારવાની અને આચારમાં મૂકવાની ખાસ ભલામણ કરીએ છીએ. વૃદ્ધોને એમાંથી આત્મકલ્યાણનો માર્ગ મળશે; યુવાનોને જીવન-સિદ્ધિનો. સુખી દુઃખી, ગરીબ તવંગર, ઉચ્ચ નીચ બધા આમાંથી પોતાના રોગનું ઔષધ મેળવી પરમ સુખ પ્રાપ્ત કરી શકશે જો એનું વાંચન શ્રદ્ધા અને સત્યનિષ્ઠાથી કરશે તો. **બ.**

**અંજલી ગ્રન્થમાળા**[1], ડેન્સો હૉલ, કરાંચી. વાર્ષિક લવાજમ ૩-૦-૦ કાચું પૂઠું / ૪-૦-૦ પાકું પૂંઠું

આ ગ્રન્થમાળાનાં બધાં પુસ્તકો અમને મળ્યાં છે, ને બધાને વિશે વિગતવાર મત આપ્યા વગર જ અમે એટલું નોંધીએ છીએ કે નિર્દોષ સંસ્કારી વાંચન પુરું પાડવામાં આ ગ્રન્થમાળા સફળ નિવડશે એમ લાગે છે. આ પહેલાં વર્ષનાં સાત પુસ્તકમાંથી 'પલટાતાં તેજ'માં ભાઈ ઇન્દુલાલની તેજદાર નાટિકાઓ, 'પ્રતિબિમ્બ' અને 'ધૂપદાની'માં

૧ એનાં પહેલાં વર્ષના પુસ્તકો નીચે મુજબ છે:

પલટાતાં તેજ: ઇન્દુલાલ ગાંધી, ૧૨ આના
પ્રતિબિંબ: ચંદુલાલ ત્રિવેદી, ૧૩ આના
દરિયાના મામલા: ચારુદત્ત, ૪ આના
+અંતરની વાતો: સોપાન, ૧॥ રૂપીયો
વેશનમાં: ઝવેરચંદ મેઘાણી, ૧ રૂપીયો
કાળાપાણીને પેલેપાર: રામનારાયણ ના. પાઠક, ૬ આના
ધૂપદાની: વિનોદ ભટ્ટ, ૧૧ રૂપીયો

ગ્રાહકોને પાકાં પૂઠાંના પુસ્તકો 'અંતરની વાતો' બાદ કરતાં માત્ર ત્રણ રૂપિયાના લવાજમમાં ઘેર બેઠા મળશે.

+ મુંબઈ સરકારે જપ્ત કર્યું

સામાન્ય રીતે સહજ એવી નવલિકાઓ, 'વેરાનમાં'માં ભાઈ ઝવેરચંદ મેઘાણીની નવલ-કણિકાઓ, 'દરિયાના મામલા'માં સરળ શૈલીમાં રોમાંચિત કરે તેવી સાગરકથા અને 'કાળાપાણીને પેલેપારમાં' ઉચિત પ્રવાસવર્ણન છે. એક પુસ્તક 'અંતરની વાતો' સરકારે ગેરકાયદેસર ઠરાવ્યું છે. આમ આ વર્ષના બધાં જ પુસ્તકોએ સંસ્કારસંપન્ન, રુચિકર અને અનશિષ્ટ એવું વાંચન આપ્યું છે. ગ્રન્થમાળાઓ ગુજરાતમાં ઘણી વધી પડી છે; અને ગ્રન્થમાળાઓની ઉપયોગિતા અને એનાં સામાન્ય ભવિષ્ય વિશેના અમારા વિચારો જૂદા છે છતાં એટલું કહેવું તો પ્રાપ્ત થાય છે જ કે ગુજરાતની બીજી ગ્રન્થમાળાઓને મુકાબલે આ ગ્રંથમાળા કોઇપણ રીતે ઉતરતી નીવડે તેવી નથી.

**કુળવંતી અથવા અજ્ઞાનવિલાપઃ** દીનશા માણેકજી સુતરીઆ ૦–૮–૦, છપાઇ સં. ૧૯૫૧ માં,

આ નાની પુસ્તિકા અમને શ. રા. ફિરોઝશાહ રૂ. મહેતા તરફથી મળી છે. ભાઇ મહેતા પારસીઓનાં શિષ્ટ લખાણો ભેગાં કરીને એ વિષય ઉપર અભ્યાસ કરવાની ખાહેશ ધરાવે છે. આ કાર્ય ઘણુંજ ઉપયોગી છે એ વાતની પ્રતીતિ પ્રસ્તુત પુસ્તિકા કરાવે છે.

આમાં દલપતશૈલીમાં સુધારાવિષયક વસ્તુવાળી એક કાવ્યવાર્તા ગુંથાણી છેઃ પણ અમે, પોતાને શિષ્ટ ગણતા સર્વ ગુજરાતીઓને પડકાર કરી કહીએ છીએ કે આ પુસ્તક એક પારસીનું રચેલું છે એ વાત જાણ્યા સિવાય તમારાથી એમાંથી પારસી ગુજરાતીના ખાસ અંશ શોધી શકાશે નહીં. એટલું બધું તળપદું એનું ગુજરાતી છે. કર્તાની ભાષા તે વખતની શિષ્ટ ગુજરાતી ભાષા છે. વળી ગુજરાતી હિન્દુ સંસ્કૃતિને કર્તાએ પૂરેપૂરી અપનાવી છે એનો પૂરાવો પણ આ પુસ્તકમાં ઠેરઠેર મળી રહે છે. પણ એક વિષય તરફ તો અમારે સહુ અભ્યાસકોનું ધ્યાન ખેંચવું છે. આ પારસી કવિનું પિંગળનું જ્ઞાન વિશાળ અને ઊંડું છે. એણે આ પુસ્તકમાં અનેક છન્દો અને કેટલા યે દેશીરાગોનો વપરાશ કર્યો છેઃ તેમાંથી શૈલ, સંખનારી, મરહટ્ટા, રુચિરા, કડુક, ચર્ચરી, પદ્ધરી, હાકળી, અને માલ્લિકા છંદો તો એવા છે કે એનો વપરાશ તો ઠીક એનાં નામ પણ બહુ ઓછા ગુજરાતીઓ યે જાણતા હશે. મલબારી ખબરદાર જેવા બેચાર પારસી લેખકોને શિષ્ટ ગુજરાતી લખતા આપણે જાણ્યા છે, પણ આવા કેટલાયે બીજા પારસી ભાઈઓ અ[illegible]ણ્યુ રહ્યા હશે.

**ચમકારા** જહાંગીર દેસાઇ, ૧–૦–૦, કર્તા પાસેથી દેસાઇવાડ, નવસારી. પૃ. ૧૬+૨૩૬. (આચાર્ય આનંદશંકરની પ્રસ્તાવના સાથે)

આ કવિતાસંગ્રહને અમે આવકાર આપીએ છીએ તે એમાં કવિપ્રતિભાના ચમકારા છે (એ તો છે જ) માટે નહીં, પણ એક વધુ પારસીભાઇ ગુજરાતી, શુદ્ધ ગુજરાતીમાં સુન્દર કવિતા લખી શકે છે તે માટે. આવા દાખલા જેમ વધુ બને તેમ સારૂં, કેમકે એથી હિન્દુ–પારસી વચ્ચે નિકટતા વધતી જશે.

આમાં ઘણી કવિતાઓ છે, કેટલીકમાં ઉત્તમ કવિત્વનો ઝળકાટ છે, તો બીજી સામાન્ય સપાટીયે જ વિહરે છે. પણ છન્દ ભાષા અને વિચારમાં આ કવિ હિન્દુ ગુજરાતી માનસને સરસ રીતે પકડી શક્યા છે એ વિચાર જ ફરીફરીને આ પુસ્તક વિષે અમારાં મનમાં આવ્યા કરે છે. ગલબારી અને ખબરદાર પછી સુંદર ગુજરાતી પદ્ય લખનાર આ પારસીકવિને આટલા માટે સત્કારીયે છીયે.

ડા.

પ્રેમસ્વરૂપ.શ્રી કૃષ્ણ (ઉત્તરાર્ધ) અનુવાદક મોહનલાલ વિ. ગાંધી મૂલ્ય રૂ. ૧-૪-૦

સ્વામીબાબા પ્રેમાનંદ ભારતીકૃત પુસ્તકનો આ અનુવાદ એની લાક્ષણિક શૈલી અને સ્ફટિકશુદ્ધ વિચારમાળાને લીધે સુવાચ્ય અને મનનયોગ્ય છે. બાઇબલ જેવી સચોટ અને સોંસરી ઉતરી જાય તેવી ભાષા દરેકાઇ કૃષ્ણપ્રેમીને આકર્ષે તેવી છે.

પ્રેમ એ કૃષ્ણજીવનનો હેતુ હતો. નવસર્જન કે દારુણવિનાશમાં એ અણુઅણુમાં વ્યાપી રહ્યો હતો અને તે અહીં વાણીમાં વ્યક્ત થાય છે

કઢંગી વાક્યરચના સિવાય આ પુસ્તકની વિરૂદ્ધ કોઈ ને કંઈ કહેવાનું ન હોય ભાષાંતરકાર આ ક્ષતિ ભવિષ્યની આવૃત્તિઓમાં ન રાખે એવું ઇચ્છીએ.

ચ.

Reg. No. 426

નવું પ્રકાશન ત્રણુસોસાઠ પાના એક રાષ્ટ્રિય નવલકથા

# રાંઝવણ

સોપાન



વર્ષ બીજું
અંજલિ ગ્રંથમાળા

છુટક નકલ રૂ. બે

પુસ્તક પહેલું
ડેન્સો હોલ, કરાચી

# અંજલિ
## ગ્રંથમાળા



સમાજ, ધર્મ અને રાષ્ટ્રની આજે નવરચના થઇ રહી છે તેમાં અલ્પાંશે પણ ઉપયોગી થઈ શકે તેવું સાહિત્ય. સહેલામાં સહેલી અને આકર્ષક રીતે, અત્યંત સસ્તા મૂલ્યે આપવાનો અમારો હેતુ છે.

એક વર્ષના અનુભવ અને વિચાર પછી અમારાં પ્રકાશનો માટે અમે ઉપર લખેલી કસોટી નક્કી કરી છે. કેવળ મનરંજન અર્થે અમારાં પ્રકાશનો નથી.

જીવનમાં જે વિચારોની જરૂર પડે છે તે વિચારો અમે નવલકથા, નાટકો, વાર્તાઓ, સાહસકથાઓ, જીવનચરિતો, પ્રવાસ વર્ણનો, પત્રો ઇત્યાદીના રૂપમાં, સહેલામાં સહેલી અને રસિક રીતે પ્રજા સમક્ષ મૂકીશું.

પહેલા વર્ષ કરતાં બીજા વર્ષનાં પુસ્તકો રૂપ અને ગુણમાં ચડીયાતા હશે છતા મોંઘા નહિ પણ સસ્તાં જ હશે. પહેલે વર્ષે હજાર પાના આપવાની જાહેરાત કરી અમે લગભગ અગીઆરસો પાનાં આપ્યા છે. બીજા વર્ષે બારસો પાના જાહેર કરીએ છીએ અને ગ્રાહકોનો સહકાર મળશે તો એથી યે વધુ આપવાની અમારી ઉમેદ છે.

## આપ ગ્રાહક છો ?

દર વરસે બારસો પાનાનું વાચન નીચેનાં લવાજમે ઘેર બેઠાં મળી શકશે લગભગ બધાં પુસ્તકો દિરંગી મુખચિત્રવાળાં હશે છપાઇ સુંદર અને બાંધણી મજબૂત હશે.

| | |
|---|---|
| કાચું પૂઠું દેશમાં | રૂપિયા ત્રણ |
| પાકું પૂઠું ,, | રૂપિયા ચાર |
| કાચું પૂઠું પરદેશમા | શિલિંગ છ |
| પાકું પૂઠું ,, | શિલિંગ આઠ |



સોલએજન્ટસ ... વાલજી એન્ડ સન્સ

# કેરલ
સેન્ડલવુડ
સાબુ

## કેરલ સાબુ સુવાસ પૂરો થતા સુધી સંઘરી રાખેછે

### સુખડનો સાબુ

તમારા મનને ખુશ ખુશાલ રાખે
એવો મનોહર સુગંધી વાળો અમારો સર્વો-
ત્તમ સુખડના તેલનો બનાવેલ સાબુ જેમાં
ઉચ્ચ પ્રકારનું અતર અને સુવાસીત ફુલોનું એસેન્સ
વાપરવામાં આવ્યુ છે તે એક વખત વાપરીને ખાતરીકરો.
આપણા ગરમ દેશને માટે એ ખાસ બનાવવામાં આવ્યો છે. પર-
સેવાથી નીતરતાં શરીરમા એ ઠંડક, ઉત્સાહ ને તાજગી ભરે છે.
એની ખુશબોદાર ભભક તમારા મનને જરૂર પ્રફુલ્લિત અને
આલ્હાદક બનાવશે. દરેક ઠેકાણે એ મળી શકશે.

## કેરલ સોપ ઈન્સ્ટીટ્યુટ કાલીકટ

---

મુંબઈમાં અમીરી રહેવા જમવાનું

# આર્યનિવાસ

હિન્દ હોટેલ



તાર. ARYANIVAS
ટે.નં.૨૩૨૩૬.

"આ પત્રનો વધારો"

> આ જમાનામાં બાળક ઠોઠ રહે તે કોઈ માબાપને નહિ પરવડે; માટે તેને ચંચળ, ચકોર બનાવવા આ આખો સટ તેના હાથમાં મૂકવો જરૂરી છે. દરેક સમજુ માબાપ વસાવે ને બાળકની નજર ખોલે છે.

# બાળસાહિત્યનો ગાંડીવ ટંકાર

(બધાં પુસ્તકો સરકારી કેળવણી ખાતામાં મંજુર છે.)

૧ **ટોલ્સ્ટોયની ત્રણ વાતો:** રશિયાના સુપ્રસિદ્ધ મહાત્મા અને પીઢપુરુષ ટોલ્સ્ટોયની, જીવનના સિદ્ધાંતો રજુ કરતી અને હૃદયને અસર કરે તેવો બોધ આપતી ત્રણ વાતો. કિં. ૦-૫-૦

૨ **બકુલ:** ઘોડો, ગુલપરી, સબઝીનો માળો, અજબ ચોર, હાડમજી અને બટમોગરો એવી વિવિધ રસભરી રૂપકથાઓ. ચાર ચિત્રો સમેત. ચાર આવૃત્તિ થઈ ગઈ. કિં. ૦-૬-૦

૩ **બીરબલનો બન્ધુ:** રામા અને અખા નામના દરબારીઓની ચાતુર્ય અને સમયસૂચકતાની રમુજી કથાઓ બુદ્ધિ અને આનંદ સમર્પશે. ખડખડાટ હસાવશે. કિં. ૦-૮-૦

૪ **સૂરખરાજ:** ટોલ્સ્ટોયની એક ઘણીજ બોધક કહાણીનુ રૂપાંતર, બાળકને આકર્ષે એવી શૈલીથી. સચિત્ર. કિં. ૦-૮-૦

**નીલમ:** બિલ્લાખાન બાદશાહ, ચકલીની ચાલાકી, પાટલિપુત્ર, શરત, વિગેરે ઘણીક રસભર રૂપકથાઓ. કિં. ૦-૬-૦

૬ **ભીષ્મ:** અને યુધિષ્ઠર, એ બેનાં ચરિત્રો નવી શૈલીથી સત્ય ને બ્રહ્મચર્યના આદર્શો રજુ કરે છે. કહાણી વંચાવવા માટે ઘણીજ માગણી થાય છે. કિં. ૦-૪-૦

૭ **બાળવિહાર** (૧) વિજ્ઞાનના કઠણ સિદ્ધાંતોને સહેલા સ્વરૂપે રજુ કરનારી અવનવી વાતો. સિનેમા, છાપખાનુ, વિમાન, આગગાડી, કનકવો, ભમરડો વગેરે વિષયોનો બાળકને સમજાય એવી ભાષામાં ઉકેલ કરી આપે છે. સચિત્ર (પાકું પુઠું) કિં. ૦-૧૨-૦

૮ **જય બજરંગ:** શરીરની તંદુરસ્તી અને અખાડા તરફ ધ્યાન ખેંચે એવી ઢબે લખાયલું હનુમાનજીનું અવનવું ચરિત્ર. કિં. ૦-૬-૦

૯ **વાઘોનું વન** મોટા હરફે છાપેલી, છેક નાનાં બાળકોને તરત ગમે પ્રીતરી જાય તેવી, ગમ્મત ભરેલી એકજ સચિત્ર વાર્તા. કરસન હજામના પરાક્રમો વાંચી બાળકો પૂરા રાજી થશે. કિં. ૦-૪-૦

૧૦ **જાદુઇ હાર:** એક ગઠ્ઠામ સામે એક સિપાઇનો ઝપાટો. બાળક પૂરી કરીનેજ છોડશે. રંગબેરંગી આકર્ષક છાપણી. કિં. ૦-૪-૦

૧૧ **બરફીપૂરી:** વિલાયતની બાર વરસની બાળાએ રચેલી વાત. બાળકની સપનાસૃષ્ટિને આબેહુબ રજુ કરતાં સાથે અજબ જેવો પાઠ શીખવે છે. તમારાં બાળકને ગળપણનો બહુ શોખ હોય તો આ ચોપડી તેને જરૂર વંચાવજો. કિં. ૦-૪-૦

**૧૨ સોનાકુમારીઃ** એનું સોનેરી પૂઠું ને અંદરનાં ચિત્રો સૌ બાળકને હૈયે રમી રહેશે. "મનોહર" દેશના રાજાને ત્યાં થતાં મીઠાં દાડમ કોણ ચોરી જતું હતું?...

કિં. ૦-૪-૦

**૧૩ તોફાની ટીપુડોઃ** ટીપુડો, બાધરો ને હીરો નામનાં ત્રણ કુરકુરિયાં પોતાનાં મસ્તી તોફાનની ગોઠડી બાળકો સાથે કરે છે.

કિં. ૦-૬-૦

**૧૪ કચુંબરઃ** એમાં મીઠું, જીરૂ, આદુ, હળદર, મરચાં. કેરી, કેળાં, જમરૂખ બધું છે. ઉખાણાં, રમતો, નાના ખેલ, ઇતિહાસ, ભૂગોળ ને ગણિતની ગમ્મતનો શંભુ મેળો.

કિં. ૦-૩-૦

**૧૫ ધૂપસળીઃ** જગવિખ્યાત બાળલેખક હાન્સ એન્ડરસનની ટીન્ડરબોક્સનું રૂપાંતર. આદિત્ય લખે છે. "હસતી, રમતી, કૂદતી શૈલી."

કિં. ૦-૪-૦

**૧૬ બાળવિહાર (૨):** પહેલા ભાગની જ ઢબે ફેનોગ્રાફ, હારમોનિયમ, પાણીના નળ, સ્ટવ, વગેરે ઘરગથુ પણ વિજ્ઞાનના વિષયોની રસમય વાતો.

કિં. ૦-૬-૦

**૧૭ મોતીના દાણાઃ** જુદી જુદી ભાષાઓના બાળસાહિત્યમાંથી વીણેલી રસભરી વાર્તાઓ. જાદુઈ નથી. ગૃહજીવનની રમ્ય વાતો છે.

કિં. ૦-૫-૦

**૧૮ એક હતો કૂતરોઃ** દેશ દેશાવરના કૂતરાઓનાં વિવિધ પરાક્રમોની સાચી કહાણીઓ.

કિં. ૦-૪-૦

**૧૯ કેરીનાં ભજિયાંઃ** "આદિત્ય" લખે છેઃ "ફક્ત ત્રણ આનામાં આવું રસિક બાંધણીવાળું, આકર્ષક ચિત્રોવાળું, સુંદર છપાઈવાળું જાડા ચીકણા કાગળવાળું પુસ્તક મળે એને તો ઇનામજ ગણવું પડે. વાત બાળકોના ખરની ને ચાનકદાર છે."

કિં. ૦-૩-૦

**૨૦ નવનીતઃ** જુદા જુદા મહાપુરુષોના ચરિત્રોમાંથી પ્રસંગો લઈ ગુંથેલી વાતોનું આ માખણ સ્વાદિષ્ટ લાગશે.

કિં. ૦-૩-૦

**૨૧ મેઘધનુષઃ** કચુંબરનો મોટો ભાઈ, કચુંબરના જેવોજ શંભુમેળો મોટાં બાળકો માટે ભેગો કર્યો છે.

કિં. ૦-૪-૦

**૨૨ મિયાઉંઃ** બાળકો વાંચી, સમજી ને વળી સહેલાઈથી ઝાઝાં સાધનોની જરૂર વિના ભજવી પણ શકે એવું રસીલું નાટક. ઘણાં મેળાવડામાં ભજવાયું છે. ૩-૪ ચિત્રો

કિં ૦-૧-૦

**૨૩ હાથી ધમધમ ચાલેઃ** હાથીઓને લગતા બનેલા સાચા કિસ્સાઓ તથા હાથીને લગતી સામાન્ય માહિતીનો એમાં સમાવેશ કર્યો છે.

કિં. ૦-૧-૦

**૨૪ બાળડાયરીઃ** નવ કે દશ વરસના બાળકો લખે એવી ડાયરીનો નમૂનો બનાવતી એકત્રીશ દિવસની ડાયરી બાળકમાં ઉન્નત અને સંસ્કારી વિચારો રેડવાનો પ્રયત્ન કરે છે.

કિં. ૦-૩-૦

**૨૫ ચોપગાંની ચતુરાઇઃ** આપણાં બાળકોમાં પ્રાણીઓ તરફ દયાભાવ પ્રગટે ક્યારે? એ પ્રાણીઓમાં જાતજાતની કેવી ખૂબીઓ રહેલી છે તે તેઓ સમજે ત્યારે. પ્રાણીઓનાં જાતજાતનાં ઘણાં રસીલાં પરાક્રમો આ ચોપડીમાં આપેલાં છે.

કિં. ૦-૪-૦

**૨૬ ગધેડાનું રાજઃ** અસલના જમાનામાં બધાં પ્રાણીઓનો રાજા ગધેડો હતો. એની એક મૂર્ખાઈને લીધે બિચારો આજે દીડા ઉપાડતો થયો છે. એ ચાનકદાર વાર્તાની લ્હાણી કરો.

કિં ૦-૧-૦

**૨૭ રમકડાંની દુકાનઃ** ગુંગુકાકાની દુકાનમાં રમકડાંમાં અરધી રાતે જીવ આવતો ત્યારે કેવી ગમ્મત પડતી!

કિં ૦-૧-૦

**૨૮ જાદુઇ જમરૂખઃ** ઉંધના ગામમાં પરીઓએ એક જાદુઇ જમરૂખ નાખ્યું. તેણે કેવો ઉત્પાત મચાવ્યો? પણ આખરે તો ઉપકારજ કર્યો.

કિં. ૦-૧-૦

**૨૯ મકનો મસ્તાનોઃ** હાથી ગાંડા બને ત્યારે કેવો ઉધમાત કરે છે એનો સાચો બનેલો કિસ્સો રજુ કરતી આ વાત બાળકોને ગમશેજ.

કિં. ૦-૧-૬

૩૦ **બંગાળી બિરબલઃ** ગોપાળભાંડ કરીને એક બહુજ હંસમુખો લવ્વો બંગાળાના શ્રીકૃષ્ણ રાજાની કારકીર્દિમાં થઇ ગયો. તેના પરાક્રમો બરાબર બિરબલના જેવાંજ રમુજી ને ચાતુર્યવર્ધક છે. બુદ્ધિને સતેજ બનાવનારી ને હાજરજવાબીપણું શીખવનારી વાતો. ચિત્રો સાથે. કિં. ૦-૬-૦

**સટ પહેલો: કિં ૯-૦-૬ આખો લેવાથી રૂ. ૭॥ ટપાલ ખર્ચ જુદું**

---

## બીજી માળા

૩૧ **ભુલભુલામણિઃ** જાતજાતના ભુલભુલામણીનાં ચિત્રો વાર્તાઓ સાથે આપ્યાં છે. રસ્તો ખોળવાનું કામ મજાનું છે.

કિં. ૦-૧-૦

૩૨ **સવાકાની આપવીતીઃ** દોઢિયાનો સિક્કો ટંકશાળમાંથી નીકળ્યા પછી પોતે ક્યાં ક્યાં ગયો તેનું બ્યાન આપે છે.

કિં. ૦-૧-૦

૩૩ **ખોટી ખોટી વાતોઃ** આ વાર્તાઓ ખોટી ખોટી છે પણ વાંચવી બહુજ ગમશે. જમદેવ, બિલાડકુમારી, મચ્છલકુમાર, મૂરખો વગેરે વાતો જ્ઞાન સાથે ગમ્મત આપે તેવી છે.

કિં. ૦-૪-૦

૩૪ **સિપાઇ દાદાઃ** એક સિપાઇને તે ખરેખર ખરા કાળે રાજાએ નોકરીમાંથી છુટો મૂક્યો. તેણે બીજા છ સાથી ભેગા કરી રાજાની કેવી ફજેતી ઉડાડી, તે વાત બહુજ સહેલી ભાષામાં રજુ કરી છે. કિં. ૦-૨-૬

૩૫ **મધપૂડોઃ** સાહિત્ય પરિષદ મંડળની મદદથી પડતર કિંમતે બહાર પાડેલ વાતો, કવિતા, ગમ્મત ઉખાણાથી ભરપૂર, અનેક રંગબેરંગી ચિત્રોવાળું બાળવાર્ષિક. સૌરાષ્ટ્ર મિત્રે એને માટે અભિપ્રાય આપ્યો છે કે "આવું સરસ ને આટલું સસ્તું બાળ વાર્ષિક અમે જોયું નથી." કિં. ૦-૧૨-૦

૩૬ **કોલસાકાકાઃ** કોલસાની ખાણમાં કેવી રીતે કામકાજ થાય છે, તેની માહિતી આપનારૂં સચિત્ર પુસ્તક. કિં. ૦-૫-૦

૩૭ **સમરસઃ** ક્યુબર ને મેઘધનુષ જેવું ગણિતગમ્મત, નવી રમતો, જાદુના ખેલ ને જાતજાતની માહિતીથી ભરપુર પુસ્તક.

કિં. ૦-૩-૦

૩૮ **કીર્તિસ્તંભઃ** હિંદુસ્તાનના ઇતિહાસમાંની કેટલીક તદ્દન નવી હકીકતવાળી રસીલી પ્રેરક વાતો બાળભાષામાં. કિં. ૦-૪-૦

૩૯ **રિક્કિ ટિક્કિઃ** એક નોળિયાના પરાક્રમની રસિક વાર્તા. સવાલાખનું નોબલ ઇનામ મેળવનાર કવિ રડિયાર્ડ કિપ્લીંગની મનોહર કૃતિ પારસી પાત્રોમા રજુ કરી છે.

કિં ૦-૪-૦

૪૦ **સારંગીવાળોઃ** રૂશિયાની એક બોધદાયક પરીકથા "સુખમાં ફુલાઇ જવું નહિ, દુઃખમ ન હિંમત હારવી" નો પાઠ શીખવે છે.

કિં. ૦-૨-૦

૪૧ **ખરેખરી વાતોઃ** આ વાતો ખોટી ખોટી વાતો સાથે બરાબર ટક્કર ઝીલે એવી છે. "ડીસીપ્લીન" નિયમન—સ્વસંયમનું દષ્ટિબિન્દુ રાખી એ બધી કેરકેરથી વીણીને મેળવી છે. કિં. ૦-૩-૦

૪૨ **મોસાળની મોજ.** આવી સુંદર રૂપાળી બાળવાર્તાની ચોપડી ગુજરાતમાં જૂજ હશે. કરીનાં ભજિયાંવાળી ગમુ ઉદરડીનો નવો અનુભવ આમાં દાખલ કર્યો છે.

કિં. ૦-૩-૦

૪૩ **રશીદની પેટીઃ** વગેરે. જાતજાતની અવનવી વાતો. પ્રાણીઓનાં પરાક્રમો તથા "શિવાજીનો વાઘનખ" વાંચવા જેવા છે.

કિં. ૦-૪-૦

૪૪ **પુસ્તકાલયઃ** હજારો વરસથી માણસે લાયબ્રેરી સંસ્થા શરૂ કરી, તેને ખૂબ ખીલવી. તેનો ઇતિહાસ બાળોપયોગી ભાષામાં, વાર્તા રૂપે. કિં. ૦-૨-૦

**૪૫ પ્રાણીપુરાણ:** રીંછ, વરૂ, ચિત્તો વગેરે જંગલી પ્રાણીઓનાં જીવન આલેખતી ટૂંકી ટૂંકી વાતો તદ્દન નવીજ શૈલીમાં લખીને તૈયાર કરેલી છે. કિં. ૦–૩–૦

**૪૬ લાડકાબચ્ચો:** થાણાની જેલમાં રા. નટવર વીમાવાળાએ બાળકોને ઝુલાવે, ફુલાવે, રમાડે, કુદાવે, ને જાડાં બનાવે એવી આ રમુજી ગીતાવલિ તૈયાર કરી હતી. ઠેર ઠેર બાળકોના મેળાવડામા તેણે બાળકોને હસાવી લોથપોથ બનાવ્યાં છે. કિં. ૦–૪–૦

**૪૭ પ્રાણી-પુરાણ [ભાગ બીજો]** વનનો રાજા સિંહ, અને કરાઈત સાપ વિષેની, રસભરી માહિતીથી:ભરપૂર, બે સરસ વાતો. કિં. ૦–૪–૦

**૪૮ ફુરસદ:** બાળકોને જો ફુરસદનું સારું રોકાણ ન મળે તો તેઓ અવળે માર્ગે ચડે. આ ચોપડી:તેના હાથમાં મૂકીને તમે નિરાંત રાખશો તો ચાલશે. ફુરસદનો વખત બુદ્ધિને ખીલવવામાં કરવાના કોડીબંધ નુસ્ખા એમાં આપેલા છે. કિં. ૦–૪–૬

**૪૯ રેલપાટા:** રેલ્વેની આગગાડી જેના પર ચાલે છે તે પાટા કેમ બને છે અને ટુંકામાં લોખંડનાં જંગી કારખાનાઓ કેવી રીતે ચાલે છે તેની રસભરી માહિતીથી ભરપૂર ને પુષ્કળ ચિત્રોવાળું પુસ્તક. કિં. ૦–૩–૦

**૫૦ ગુલદાની:** મધપૂડાની બારી પર રચેલા બાળાપયોગી વિવિધ પ્રકારના લેખો, કવિતાઓ, કોયડાઓ વગેરેનો સંગ્રહ. કિં. ૦–૮–૦

**સટ બીજો: કુલ કિં. ૪–૧૩–૬**

**આખો લેનારને ૪।। રૂ. ટ. ખ. જુદું**

---

## ત્રીજી માળા

**૫૧ હરિજનની હાય:** એક અછૂત બાળકને અછૂતાં પકવાન ખાવાનું મન થાય છે—ને ભૂમિકા પર રચાયલી ઘણી સુંદર, કરુણ વાર્તા. ૦–૪–૦

**૫૨ ચાલો ભજવીએ:** મેળાવડાઓમાં ભજવી શકાય એવા સહેલા, બોધદાયક, નાનકડાં બાળનાટકો. સાથે ભજવવાને લગતી સૂચના પણ છે. કિં. ૦–૪–૦

**૫૩ ગમ્મતિકા:** રસભરેલી રમુજી વાતો અને સેંવાંજ હસામણાં પુષ્કળ ચિત્રો તથા કવિતાઓ. ૦–૪–૦

**૫૪ વિજ્ઞાનિકા:** વિજ્ઞાનની ત્રણ ફક્કડ વાર્તાઓ, ચિત્રો સાથે રજુ કરી છે. જરાય લૂખી કે નીરસ નથી. રસથી રસબસતી છે. કિં. ૦–૩–૦

**૫૫ ફળકથા:** ભાગ ૧—જુદાં જુદાં ફળ વિષેની રસભરેલી માહિતી રજુ કરતી વાર્તાઓ, સૃષ્ટિજ્ઞાનના શિક્ષણમાં ખૂબ ઉપયોગી. ૦–૪–૦

**૫૬ ફળકથા:** ભાગ ૨—રાયણ, કેરી, વિગેરે વધુ ફળોની વાર્તાઓ ૦–૩–૦

**૫૭ મોરનાં પીછાં:** વાર્તા, કવિતા, નાટક, કોયડા, ચરિત્ર વિગેરેના સભર ભંડાર રૂપ, પાને પાને ચિત્રોથી દીપતું, બહુજ રૂપાળું બાળપુસ્તક ભેટ આપવા લાયક વસ્તુ. કિં. ૩–૦–૦

**૫૮ જાપાનિકા:** જાપાન દેશની અતિ રસીલી ચાર વાર્તાઓ. કિં. ૦–૪–૦

**૫૯ બકોર પટેલ:** હાસ્ય રસના ઈજારદાર શ્રી હરિપ્રસાદ વ્યાસે રચેલી ત્રણ બાળવાર્તા દરેક બાળકને પેટ પકડીને હસાવશે. ૦–૩–૦

**૬૦ અકકલકથાઓ:** બાળકોને રસ પડે ને અક્કલ વધે એવી રમુજી કથાઓ. કિં. ૦–૫–૦

**ત્રીજો સટ: કુલ ૫–૬–૦**

**આખો લેનારને ૪।= રૂ. ટ. ખર્ચ જુદું.**

**ત્રણે માળાનાં કુલ સાઠ પુસ્તકો :: રૂ૦ ૧૮–૦–૦**

**એ આખા સટ લેનારને ભરપૂર વળતર**

**જરૂર મંગાવો: બાળકોની નવરાશને સન્માર્ગે વાળો.**

# ગાંડીવની કુમારમાળા

માધ્યમિક શાળાઓમાં ઇતર વાચન તથા
ઇનામ વગેરે માટે ખાસ ઉપયોગી,
કુમારોને જોમ આપે ને શૂરવીર બનાવે
તેવા હેતુથી, ખાસ રચાયલું **વીર સાહિત્ય**

**૧. ગોરીલાનો પ્રેમ:** આ પુસ્તક ગુજરાતી ભાષામાં એક નવુંજ પાનું ખોલે છે. દોડતી દુનિયામાં થતા સાચ્ચા સાહસોની કહાણીઓ આમાં આપી છે. (૧) ગોરીલાનો પ્રેમ (૨) જીવતાં સમાધિ (૩) ચાંચિયા (૪) રામપૂરી વાઘ! (૫) શેમોય શિકાર (૬) અજબ હિંમત! આવી તદ્દન સાચી બનેલી ને છતાં રૂંવેરૂંવા ખડાં કરનારી અદ્ભુતતાથી ભરેલી આ વાતો અપૂર્વ તાઝગીથી ભરેલી છે. અને તે વાંચતાં હૃદય થનગની ઊઠે છે. રોમરોમ પ્રાણ પ્રગટે છે. કિં: **માત્ર આઠ આના.**

**૨. પૂછડિયાના પ્રદેશમાં:** ચાર ગુજરાતી જુવાનડાંને મન થઈ જાય છે કે શિર સાટે કંઈ શોધ ખોળ કરવા નીકળી પડવું....અને એ ચાર મરણિયાની નીકળેલી ટોળી કંઈ કંઈ વિઘ્નો અને સંકટો વટાવીને એક નવીજ જાતની પ્રજાના અજબ પ્રદેશમાં જઇ પહોંચે છે અને ત્યાં અદ્ભુત અનુભવો મેળવે છે. એ રસભર કથા એટલી તો તનમનાટભરી છે, કે તમારૂં રૂંવેરૂંવું ખડું થઇ જાય, અને નસેનસમાં શૂરાતન જાગે. કિં. ૦—૮—૦

**૩. શિકારિકા:** લે. શ્રી જીવરામ જોશી. ગુજરાતી જુવાને જાતે અને કોઇની સાથે કરેલા શિકારોની સાચ્ચી કહાણીઓ. તેની પોતાની કલમમાંથી ઉતરેલી. આ બ્યાનો વાંચીને દરેક ગુજરાતી સ્ત્રીપુરૂષનાં રૂંવાં ખડાં થશે અને છાતી ગજ ગજ કુલશે. સાથે ફોટો પણ આપેલો છે. સાપનો શિકાર, રીંછનો શિકાર, શિયાળનો શિકાર, સૂવરનો શિકાર, મરઘીનો શિકાર. બધી જાનસાટેની રમતો. કિં. ૦-૪-૦ ૦-૫-૬ની ટિકીટો બીડીને જરૂર મંગાવી લ્યો.

**તે પછી:** શિરસટોસટ, ચંદ્રમા પર ચઢાઈ, મોતના પંજામાં, શિકારિકાના વધુ ભાગો, ગેબી સૃષ્ટિ.

આખો સેટ જ માંગજો.

# આ સટ અડધી કિમ્મતે

**રંગતરંગ:** શ્રી જ્યોતિન્દ્ર દવે, ગુજરાતના પ્રખર હાસ્ય લેખકનો પહેલવહેલો સંગ્રહ. ખડખડાટ હસાવે એવી અનેક, અપૂર્વ વાનગીઓથી ભરપૂર છે. "અશોક પારસી હતો" "મહાભારત એક દૃષ્ટિ" "માંદગી" વગેરે લેખો વાંચી ગમે તેવી દિલગીરી દૂર થઇ જશે. ફુલછાબ કહે છેઃ "સૌ પ્રકાશનોમાં પહેલો નંબર લઈ જાય છે." કિં. ૧-૪-૦

**ઘોડાચોર:** બર્નાર્ડ શૉની એક અનોખી રસીલી નાટ્ય વાનગી. એના હબસી-નાયકની તુમાખી કંઈ ઓર છે. અમેરિકામાં હબસીઓ પર કેવો જુલ્મ થતો તેનું સુંદર ચિત્ર. એ નાટક ભજવવાની વિલાયતમાં મનાઇ છે. કિં ૦-૬-૦

**ગીતાંજલિ:** કવિવર ટાગોરની સવા લાખ રૂપિયાનું ઇનામ મેળવનારી કૃતિ. માત્ર આજ આવૃત્તિમાં કવિવરનાં આઠ રૂપાળાં અવનવાં ચિત્રો તમને મળશે. સુંદર પૂઠું, ને મનોહર લખાવટ. કિમ્મત ૧-૪-૦

**જગતની ધર્મશાળામાં:** શ્રી જયસુખલાલ મહેતા, એમ. એ. કૃત નિબંધોની આ ચોપડી ગુજરાતી ભાષામાં નવું પાનું ખોલે છે. નિબંધો નથી. જાણે રસભરી રૂપકથાઓ છે. તમને કોઈ નવાજ પ્રદેશનું દર્શન કરાવતી કલ્પનાભોમની અપ્સરાઓ છે. કિં. ૦-૧૦-૦

**ચારે ચોપડીની કિં ૩-૮-૦ તેને બદલે**
**આખો સટ અડધી કિંમતે ૧-૧૨-૦માં ટ. ખ.**
**૦-૬-૦ કુલ ૨-૨-૦નો મ૦ ઓ૦ કરવો.**

કૃપા કરી કોઈ છૂટી ચોપડી અડધી કિમ્મતે ન માંગવી.

ગાંડીવ

ગાંડીવ મુદ્રણાલય, હવાડિયા ચકલા, સુરતમાં ગાંડીવ સાહિત્ય મંદિર માટે નટવર વીમાવાળાએ આ સૂચીપત્ર છાપ્યું ને પ્રગટ કર્યું. ડીસેં૦ ૧૯૩૫

# ગુજરાત



દર મહીનાની તા. ૨૫મીએ પ્રકટ થાય છે.

## જૂન અંકમાં

શ્રી. કનૈયાલાલ મુનશીની નવી નવલકથા

# જય સોમનાથ

(ચાલુ વાર્તા)

ઉપરાંત

સૌદામિની (નાટક) પ્રહ્લાદ પાઠક

વેળી કાજળ (ટૂંકી વાર્તા) વૈકુંઠ શાહ

ભાભીનું હાસ્ય (ટૂંકી વાર્તા) જયંતિલાલ દવે

મહાગુજરાતનાં રાષ્ટ્રસ્થાનો નામુક્ત પ્રાંતો કૃ ગંગરસી ગાંધી

ભાલણ (નિબંધ) ગજેન્દ્રરાય પંડ્યા

અને

શ્રી સુન્દરમ્, શ્રી પૂજાલાલ, શ્રી. ચન્દ્રવદન

વગેરેનાં કાવ્યો, દોહન, વર્તમાનસાર

તસ્વીરો, સમાલોચના વગેરે


આદ્ય તંત્રી.

શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી

સાહિત્ય સંસદ તરફથી

તંત્રી મંડળ :

શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે,

શ્રી ધનસુખલાલ કૃ. મહેતા,

શ્રી રમણ ન. વકીલ

શ્રી. શંકરપ્રસાદ છ. રાવલ,

શ્રી. ભાનુશંકર બા. વ્યાસ





વાર્ષિક લવાજમ

હિન્દમાં રૂ ૫-૦-૦

પરદેશ ૧૨ શીલીંગ

સંસદના સભ્યો માટે

લવાજમ રૂ ૪-૦-૦





કાર્યાલય

૧૦૧, એસ્પ્લેનેડ રોડ,

કોટ, મુંબઈ.

# કલાદર્શન

## ગુજરાતની ચિત્રકલાનો પ્રતિનિધિ સંગ્રહ

રવિશંકર રાવળ, રવિશંકર પંડિત, કનુ દેસાઇ, રસિકલાલ પરીખ, સોમાલાલ શાહ, કૃષ્ણલાલ ભટ્ટ, ચન્દ્રવદન ભટ્ટ, એ સાતે ગુજરાતી કલાકારોનાં, ૧૦"×૧૧"ના માપના વિવિધરંગી માઉન્ટ ઉપર ચોડેલાં દસ ચુનંદાં, પૂર્ણરંગી ચિત્રોનો અભિનવ સંગ્રહ.કાચું ૧–૪–૦; પાકું ૧–૮–૦ રજિ.–પોસ્ટેજ ૦–૬–૦

---

# ચિત્રશતક

## સવા રૂપયામાં સો ચિત્રોનો સંગ્રહ

કોણે કહ્યું કે કલાનો ઉપભોગ શ્રીમંતો જ કરી શકે? શુદ્ધ ઊંચી પસંદગીની, વિવિધતાવાળી અને સંસ્કારી કલાનો સુસમૃદ્ધસંગ્રહ, મધ્યમ સ્થિતિનો ગમે તે ગૃહસ્થ કે કરકસરવાળો કોઈ પણ વિદ્યાર્થી ખરીદી શકે એટલી કિંમતે મળે છે.
સુંદર ઉઠાવ • મજબૂત બાંધણી • કિં. ૧-૪-૦ પોસ્ટેજ ૦-૩-૦

---



જેને વિષે હવે વિશેષ જાહેરખબર કરવાપણું રહ્યું નથી એવું ઘરઘરનું જાણીતું અને જનજનનું માનીતું આવતી પ્રજાનું માસિક
એની વિશુદ્ધ ગૌરવાન્વિત કલા, એના સંસ્કાર સંપન્ન જ્ઞાનપ્રચુર લેખો, એની એકધારી ઊંચી કાવ્યસામગ્રી, એની મનોહારી વિવિધતાભરી માસેમાસની નવીનતા, બધું અનોખું છે–અજોડ છે.
વાર્ષિક લવાજમ રૂા. ૬–૦–૦ :: ::: :: પરદેશ ૧૨ શિ.

**નમુનાના અંકના પૈસા પડતા નથી.**

એનો કોઈ પણ અંક જુઓ અને તમે ગ્રાહક થવા લલચાશો

---

કુમાર કાર્યાલય • ૧૪૫૪ • રાયપુર અમદાવાદ

મુદ્રક • ધનશંકર શુક્લ
પ્રભાત પ્રેસ • ડેન્સો હોલ • કરાચી

# ઊર્મિ

પ્રકાશક • ભૂપતરાય મો. દવે
ઊર્મિ કાર્યાલય • ડેન્સો હોલ • કરાચી

વર્ષ ૫મું
અંક ૮ મો

સળંગ અંક ૫૬

અનુક્રમણિકા



| | |
|---|---|
| એલ. કે. મેઘાણી | ૧૪, અમૃતલા સ્ટ્રીટ, કલકત્તા |
| આર. આર. શેઠની કાં., | પ્રિન્સેસ ,, મુંબઈ |
| સી. જમનાદાસની કાં., | ,, |
| એન. એમ. ત્રિપાઠીની કાં., | ,, ,, |
| ગાંડીવ લવાજમ એજન્સી | દેવાડીયો ચકલો, સુરત |
| પુસ્તકાલય સ. સ. મંડળ લી. | રાવપુરા, વડોદરા |

વાર્ષિક લવાજમ રૂપિયા ચાર

# ઊર્મિ

વર્ષ ૫મું · ભાષા અને સાહિત્યનું માસિક જેઠ ૧૯૯૨ · અંક ૮મો

## अस्मदीयम्

### ભારતીયસાહિત્ય પરિષદ અને પી. ઈ. એન.

સમસ્ત ભારતવર્ષની એકયતાનાં આપણાં સ્વપ્નોને મૂર્ત સ્વરૂપ આપવાનાં પગલાં રૂપી ભારતીય સાહિત્યપરિષદની એક બેઠક હમણાં ભરાણી. કોઈપણ દેશની સંસ્કૃતિનું એકીકરણ ઉપજાવવાને અને ટકાવવાને તેના દરેક પ્રાન્તનાં સાહિત્ય અને ધર્મનું એકીકરણ આવશ્યક છેઃ કેમકે આ બન્નેમાં સમાજના ઉપલા તેમ જ નીચલા થરો સુધી પહોંચી જવાની શકિત છે. એટલે ભારતીય સાહિત્ય પરિષદના તેમજ પી. ઇ. એન. જેવી આંતરરાષ્ટ્રીય સંસ્થાના પ્રયત્નોને અમે વધાવી લઇએ છીએ.

પણ સમસ્ત દેશનાં સાહિત્યનું એકીકરણ કેમ થાય? બીજી રીતે પૂછીએ તો, ભારતીય સાહિત્યપરિષદ જેવી સંસ્થાઓનો કાર્યપ્રદેશ કયો હોઇ શકે? અમને લાગે છે કે આવી પરિષદ, જો ખરૂં કાર્ય કરવા ઇચ્છતી હોય તો, લિપિ ભાષા અને સાહિત્ય એમ ત્રણ અંગો નીચે પોતાની પ્રવૃત્તિને વિસ્તારી શકે. આમાં એકીકરણની શકયતા ઉતરોતર ઓછી થતી જાય એ પણ સમજી લેવું જોઇએ.

સમસ્ત દેશની એકજ લિપિ હોય એ સમજી શકાય એવું છે. અલબત્ત લિપિ, ભાષા તેમજ સાહિત્ય તેમ વળી કોઇ પણ જીવંત વિષય, જીવંત છે માટે નિત્યપરિવર્તનશીલ પણ છે જ. કાશ્મીરથી રામેશ્વર અને દ્વારકાથી કલકત્તા સુધીના મહાવિશાળ પ્રદેશમાં વપરાતી લિપિ, આજે એને એકીકરણ કરીને અમુક નિશ્ચિત સ્વરૂપ આપી દઇએ તોપણ કાળે કરીને પ્રાન્તીય સ્વરૂપો પકડવા માંડે તો ના નહીં, કેમકે લિપિનો વપરાશ છાપમાં જે તેના કરતાં વધુ લખાણમાં છે અને લખાણ વ્યક્તિગત હોય તેથી કાલાનુક્રમે એ પરિવર્તન જન્માવે[1]. પણ એથી કરીને આજે કશી જ પ્રવૃત્તિ ન કરવી એ યોગ્ય નથી. કાલે કાલે (યુગે યુગે) એકીકરણની વ્યવસ્થાની નિયમનની આવી પ્રવૃત્તિની પુનરાવૃત્તિ થવી જ જોઇએ. જીવંત વિષયો પરિવર્તનશીલ છે તેથી જ કાલે કાલે એનાં નિયમન માટે અને એનાં એકીકરણ માટે આવી મધ્યસ્થ સંસ્થાની જરૂર છે. એટલે, આ પરિષદ સમસ્ત દેશ માટે એક અથવા આજની સ્થિતિમાં અનિવાર્ય હોય તો બે (કે ત્રણ પણ) લિપિઓ સર્વમાન્ય કરાવે એ એની પહેલી ફરજ છે.

ભાષાનું એકીકરણ લિપિ જેટલું વ્યાપક ન હોઇ શકે. આખા દેશ માટે એકજ ભાષા હોય એવી સ્થિતિ હિન્દુસ્તાનમાં તો અશક્ય જ છે. કોઇ પણ એક કાળે સમસ્ત ભારતવર્ષમા એકજ ભાષા રહી નથી, કે હવે રહે[2]. આથી, ભાષાના એકીકરણની બાબતમાં આ સાહિત્ય પરિષદ અમુક મુદ્દાઓ ઉપર જ વિચાર ચલાવી શકે. આ મુદ્દાઓમાં મુખ્ય અને સહુથી તાત્કાલિક અગત્યનો મુદ્દો તે આખા હિન્દુસ્તાન માટેની એક સામાન્ય પરિભાષા વિકસાવવાનો. દરેકે દરેક વિદ્યા અને શાસ્ત્રને લગતા, સમસ્ત દેશને સ્વીકાર્ય થાય એવા યોગ્ય શબ્દો ઉપજાવીને એનો એક કોશ પ્રસિદ્ધ કરવાની આ પરિષદની બીજી ફરજ છે. અલબત, પ્રાન્ત પરત્વે અમુક શબ્દો વધુ તળપદા હોય તેથી તેનો વપરાશ ત્યાં વધુ રહે એવું બનવા પામે: તોપણ, લિખિતમુદ્રિતસાહિત્યમાં તેમજ શાળામહાશાળાઓમાં એક સામાન્ય પારિભાષિક કોશ પ્રચારમાં હોય એમ ઇચ્છવાજોગ છે. કડિયાસુતારલુહારમોચી આદિના નાનામોટા ધંધાથી માંડીને આજનાં નૂતન પદાર્થવિજ્ઞાનો તેમ જ માનસવિજ્ઞાનોના પારિભાષિક શબ્દોનો આવો કોશ સત્વર અસ્તિત્વમાં આવે તો સમસ્ત પ્રજા તરીકે આપણું એકીકરણ એટલું સત્વર થાય; કેમકે એકીકૃત પરિભાષા આખા દેશને વિચાર કરવાની સામાન્ય પરિભાષા આપશે.

ભાષાનાં સ્વરૂપમાં વ્યાકરણને વિકસાવવાનું અને તેથી કરીને સમસ્ત ભાષાવ્યક્તિને વિકસાવવાનું કામ તો, અમને લાગે છે કે, તે તે ભાષાપ્રદેશને આધીન જ રહેશે.

૧. આજનાં છાપખાનાં, દૈનિક પત્રો તથા નજીકતર આવેલા આંતરપ્રાન્તીય સમ્બન્ધોને લીધે લિપિમાં પરિવર્તન થતાં બહુ ઘણો કાળ લાગે એવો સમ્ભવ છે. પણ એનાં એકીકરણને જાળવવા યુગે યુગે પ્રયત્નો થતા ન રહે તો પરિવર્તનનો કાળ આવે ખરો એમ અમારૂં માનવું છે.

૨. પ્રાન્તભાષાઓ હંમેશાં જૂદી જ રહી છે. વિદ્વાનોની ભાષા, સાહિત્યની ભાષા એકજ રહી હોય એમ બનવા પામ્યું છે ખરૂં. તેવી રીતે સામાન્ય વ્યવહારમાં તેમજ સમસ્ત હિન્દને

એ બાબતમાં આવી સાહિત્યપરિષદ બહુ ઓછું કામ કરી શકે. અલબત્ત, મધ્યસ્થ સંસ્થા તરીકે અમુક એક ભાષામાં વપરાતો અમુક ભાષાપ્રયોગ કે અમુક વ્યાકરણપ્રયોગ બીજી ભાષા અપનાવી શકે કે નહીં તેની ભલામણ એ કરી શકે. દા. ત. આપણી અમુક ભાષાઓમાં બેજ જાતિ છે, નાન્યતર નથી, તો બીજી ભાષાઓમાંથી એ જાતિને અપનાવી લેવાની ભલામણ, વિગતવાર, આવી મધ્યસ્થ સંસ્થા વધુ પ્રમાણભૂતતાથી કરી શકે. આવી જ રીતે વ્યાકરણ તેમજ વાક્યબંધારણનાં અમુક અંગો વચ્ચે ભાષાભાષા વચ્ચે આપલેની શક્યતા ઉપર પણ આવી પરિષદ વિચાર ચલાવી શકે.[3]

લિપિ અને ભાષાનાં એકીકરણ વચ્ચે આ સાહિત્યપરિષદની ફરજ આવી જાતની હોઇ શકે: તો જેને આપણે શુદ્ધ સાહિત્ય કહીએ તેના પરત્વે એનું કાર્ય સામાન્ય જ રહી શકે. કવિતાનવલિકાનાટિકાદિ જૂદાં જૂદાં સાહિત્યસ્વરૂપો તો કોઇપણ એક પ્રાન્તની કે એક દેશની મિલ્કત ગણાય જ નહીં. એનાં એકીકરણમાં આવી પરિષદે ખાસ કંઇ કરવાનું ન રહે. પણ, શુદ્ધ સાહિત્યસ્વરૂપોની પાછળ પ્રવર્તતાં નિયામક શાસ્ત્રો (અલંકારપિંગલ આદિ) પરત્વે અમુક સર્વમાન્ય નિયમો ઉપજાવવાનું કાર્ય આવી મધ્યસ્થ સંસ્થા કરી શકે ખરી. દા. ત. પિંગળમાં લઘુગુરૂની છૂટ કેટલી, યતિભંગ શ્રુતિભંગ આદિની છૂટ કેટલી વગેરે તેમ જ સમસ્ત પિંગળઅલંકારઆદિ શાસ્ત્રોની પુનર્ઘટના કરી અમુક નિર્ણયાત્મક સ્વરૂપ આપવાની શક્યતા કેટલી વગેરે પ્રશ્નો ઉપર પણ આવી સંસ્થા વિચાર કરીને નિર્ણયો બાંધી શકે. તેમ વળી, જૂદા જૂદા પ્રાન્તના સાહિત્યસર્જકો પ્રસંગે પ્રસંગે નવા નવા પ્રયોગો (વાર્તાનાટકકાવ્યાદિમાં) કરતા જ હોય, તેમાંથી વિશિષ્ટ પ્રયોગોને આન્તર્પ્રાંતીય બનાવવાનો પ્રયત્ન પણ આવી સંસ્થા કરી શકે ખરી. વળી, મધ્યસ્થ તેમ જ પ્રાન્તસ્થ (local) ઉત્સવો કે સભાઓદ્વારા એક પ્રાન્તીય સાહિત્યનો પરિચય બીજા પ્રાન્તને આપવાની સગવડ પણ આ પરિષદ કરી શકે.

અમે સમજીએ છીએ ત્યાં સુધી આવી દેશભરની મધ્યસ્થ સંસ્થાઓ માટે આવાઆવા પ્રશ્નો વિચારવાના રહે. એનો પ્રદેશ વીગતમાં ઉતરવાનો, સામાન્ય રીતે, ન હોય. એટલે આવા પ્રશ્નો જો એ હાથમાં લેશે તો કંઇક ફલદાયી કાર્ય થઇ શકશે, ન અન્યથા.

લગતાં જાહેર કાર્યોમાં હિન્દી કે એવી બીજી કોઇ એક સામાન્ય ભાષા બનશે એમ અમે સ્વીકારીએ છીએ. પણ પ્રાન્તપ્રાન્તની ભાષાઓ નાબૂદ થઇને, ઘરઘરના વપરાશની બોલી હિન્દી કે એવી બીજી કોઇ પણ એક ભાષા (આખા હિન્દમાં) થઇ શકે એમ નથી જ એટલું અમારું વક્તવ્ય છે.

3. વળી, દા. ત. વ્યાકરણાદિમાં પણ, સમાસોના ઉપયોગ, સંધિનિયમોનો આજની પ્રાન્તીય ભાષામાં પ્રચાર, વિરામચિહ્નોનો વપરાશ આદિ પ્રશ્નો વિશે પણ અમુક સામાન્ય નિયમો બાંધી શકાય ખરા.

પી. ઇ. એન. અમે સૂચવેલ પ્રશ્નો હાથમાં ન ધરી શકે, કેમકે એ એક કલબ જેવી સંસ્થા છે. એના તરફથી બહાર પડતાં માસિકના કેટલાક અંકો અમે જોયા છે. એ સંસ્થાનો મૂળગત ઉદ્દેશ ભારતીય સાહિત્યપરિષદ જેવોજ છે ભર્તા અને એના દરેક અંકમાં એકાદ લેખ સમગ્ર દ્રષ્ટિએ વિચારણા કરતો હોય એવો છપાય છે છતાં, એ સંસ્થામાં સભ્ય-સભ્ય વચ્ચે બંધુભાવ અને વ્યવહાર વિકસાવવાનો હેતુ વધુ પ્રધાન લાગે છે તેથી જ એનાં લખાણોમાં ખબરઅંતર વધુ પ્રગટ થતી રહી છે. આવી આન્તરપ્રાન્તીય ખબરઅંતરથી અમે ઉપર લખેલ છેલ્લો મુદ્દો અમુક અંશે બર આવે છે તે અમે સ્વીકારીએ છીએ. એટલે, એ પ્રવૃત્તિ આ સંસ્થા તરફથી ઠીક રીતે થાય છે. પણ, સમગ્ર ભારતીય સાહિત્યની દષ્ટિએ અમે ઉપર ગણાવેલા બીજા મુદ્દાઓ વધુ અગત્યના છે. એને વ્યવહારમાં ઉતારવાના પ્રયત્નો સત્વર થાય એમ અમે ઇચ્છીએ છીએ.

પણ પી. ઈ એન. જેવી સંસ્થા ઉપર સૂચવેલ બંધુભાવ બહુ સારી રીતે કેળવી શકે: અને, એ કામ પણ ખાસ અગત્યનું છે. અલબત્ત એને પહોંચી વળવાને માટે હિન્દમાં પણ આ સંસ્થાનાં એક કરતાં વધુ મથકો હોવાં જોઈએ. ખાસ કરીને મુંબઇ, કરાંચી, દિલ્હી. કાશી, કલકત્તા મદ્રાસાદિ cosmopolitan ( સર્વપ્રાન્તીય ) શહેરોમાં એનું જૂદું જૂદું મથક રહે તો વધુ લાભ થાય. એનાં એવાં મથકે અત્યારે હોય તો સારું, પણ ન હોય તો એવાં મથકો કરી નાખવાથી ઉપર સૂચવેલ હેતુ વધુ જલદીથી બર આવી શકશે. અને આવી રીતે, પ્રાન્તપ્રાન્તના વિદ્યાપ્રેમીઓ વચ્ચે વિગારૈક્ય બંધાઇ જતાં સમસ્ત દેશની સંસ્કૃતિની એકતા ઘડવાનું સરલ બનશે.



# આત્મવિહંગને

પૂજાલાલ

વિહંગવર ! ઊડ, ઊડ; નહિ નેન નીચાં કરી
અહીં ઉચિત ઝૂરવું તિમિરનાં અરણ્યોમહીં;
ઉઘાડ તવ પાંખ શુભ્ર નભનીલિમાને વરી,
ભરી પ્રબળ ફાળ ઉડ દ્યુતિ નંદનોની જહીં
વસંત વિલસી રહી ચિર સુહાગ સૌન્દર્યનો
ધરી, પરમ પ્રેમકોકિલતણા ટહૂકારને
રવે હૃદય વીંધતી, અનનુભૂત આનંદનો
રચી સુભગ રાસ પૂર્ણ બહલાવતી પ્રાણને,
રમાડત વિમુક્ત આત્મ સ્નપવી સુધાશીકરે.

વિહંગ ! અવિલંબ ઊડ, દ્યુતિરંગને ચુંબને
સુરંગિત સુહાવ ચંચુ, રવિતારકોને ઘરે
બની અતિથિ સેવ મંગલ પ્રભા તણી ફૂંકને.

ધ્વને અપરિમેયનાં અરવગૂઢ આમંત્રણો:
વિહંગ ! શ્રુતિ ખોલ, લે ઝટ અથાગમાં ઉડ્ડણો.



# કાવ્યવેણું

નન્દકુમાર પાઠક

ભરેલા સંસારે સુખમય ભલે જીવન નથી,
ભલે વિશ્વે ગાજે ધનજલધિ ના આશ કણની,
મહેલાતો મોટી ગગનરમતી ના ઉર વસી,
છાછીનાં અંગીતો લઇલઇ ભલે શોર કરતી. ૧

જનો જેને કહે છે સુખ, ન અમને કિંમત કંઇ,
ભલે લક્ષ્મીઘેલા જનહૃદયની લક્ષ્મી વિસરી
અને માળા મોટા મનુજ ! તણખા તોલ અમને,
અમારા મોંઘા છે વિભવ, જગને તુચ્છ તમને. ૨

ઊંચે ચાલો છો તો ડગડરથકી કંપી ઉઠતાં,
અમે મૈયાઢિયે ચરણ મુકિયે કંપન કશાં?
ઊંચા શખો-મ્હેલો ધનિક! ચપલા બીક તમને,
ભલા! હેઠે નાનાં ઉટજ પછી શી બીક અમને? ૩

રમો લક્ષ્મીખોળે પણ હૃદયશાન્તિ નહિ મળે,
ગુલામી દુઃખોની રજઇ અમને શાન્તિ અરપે;
ઊંડા ખોદો પાયા ભવન કરવા ભવ્ય જગતે,
અમે ખોદ્યા પાયા અગર કરવા જીવન ભવે. ૪

ઉવેખો છો મૌને વિભવ, ધનના પાટ જ હશે!
ધરાના મોંઘેરાં શયન અમને ધૈર્ય શિખવે;
ગણો છો સૌ વિશ્વે પણ ન ગણતા જીવનઘડી
જતી જેવી વર્ષાજલ ઉર ધરી સાગરભણી. ૫

તમારાં મુખમાં છે સ્મિત જગમહીં પ્રેરક નથી,
અમારાં આંસુની નિશદિન ચડે પ્રેમભરતી;
હસો છો જોઈને સ્થિતિ અમતણી? કિન્તુ જગનો
હસે જૂનો જોગી તમ સ્થિતિપરે સૌ નિરખનો. ૬

તમે આપો મોટી રકમ ધનની દીન જનને,
તમારી આંખો છે યશનરક સેવા ન સમજે;
અમારી ઝોળીમાં કંઇ નવ મળે, આંસુ પણ છે,
દુખીનાં આંસુની અનવરતધારા સમજશો. ૭

ન ધુએ લક્ષ્મીનો જલધિ જગની પાપરજને,
ન આપે એ લક્ષ્મી ગતિ પણ અરે! વિશ્વરથને;
બચાવે ને ગાજે યુગનરવરો સંસ્કૃતિ જગે,
હજારો દુખીના ઉરકમળમાં વાસ કરીને. ૮

ભલા! શસ્ત્રો જૂનાં જીવનરણમાં યુદ્ધ કરવા,
તમે કાપો તેને શરણ મળતું બાહુબલમાં,
તમે માનો જેને રજકણ, મહા સત્ય અમને,
તમે જ્યાં ના ઢાળો નજર, જડતાં રત્ન અમને. ૯

તમારી ચેષ્ટાઓ, પ્રણય નખરાં—પાપભરતી,
તમે બેઠા છાયા નિકટ વસતું સત્ય વિસરી;
પ્રમાણો માગો છો પરજનકને પ્રેમ જ તણાં,
પ્રમાણોમાં કો દી પ્રણયપથ ના આંખ ચડતો. ૧૦

અમારા છે જૂદા પથ, નહિ મળે મેળ જગતે ?
અમારી છે જૂદીદિશ, નહિ જશે સાદ તમને ?
અમારો કિન્તુ આ કર સુભગ પૃથ્વે અમ તણા
તમોને બોલાવે અમર મહવા પંથ પ્રભુના. ૧૧

નહીં દેશો છૂપા નહિ નહિ ઉરે વૈર જ તૂષા,
પરંતુ સાલે છે જિગરમહીં તેથી જ કથવા
અમારી વાગે છે ત્રુટક બસુરી વેણું વહતી,
ગણે કાળો ગૂંથી કટુ મધુર સૂરાવલી કરી. ૧૨

ભલે ન રોપે બીજ ખેડૂ તો યે,
વર્ષા પધારે ગરજન્તી જાએ:
ભલે ન જુએ જનદષ્ટિ હોશે,
છતાં કલાપી થઇ મસ્ત નાચે. ૧૩

સ્ખલનજનનાં આંખે આવે,
હૃદય કુમળાં કંપી જાએઃ
અને ઘેલી ગાંડી કવિજગમહીં કાવ્યવેણું બજાવે,
ભલે કોના સણિ પણ ફરજને ચૂમતી શાન્ત થાએ. ૧૪

●

# અમીઝરણાં

## कतूनां कुसुमाकरः

: આશાવરીનો આછેરો લય :

હો સખી! આપણ બેઉ જણાં,
બનીશું ખળખળ અમી ઝરણાં? હો સખી૦ ૧

જડજંગંક કરમાં શંકર પાર્વતી નિર્ઝરણાં,
દુઃખ દોહ્યલાં ના ડુંગરથી દ્રવશું મનહરણાં
વિચિવિચિએ હરિ કરુણા. હો સખી૦ ૨

તું લક્ષ્મી, હું હારો વિષ્ણુ,
અમી દષ્ટિમય ઉભય સહિષ્ણુ,
સર્વ વિષમતામાં શું સમતા મમતાની ઉર રમણાં
નૈરાશ્યે નિશા ઓટી, ઉરમાં–કંઈ સેવીશું શમણાં
ગુલાબી આશાનાં અરુણાં. હો સખી૦ ૩

આ દવમાં મ્હારે બનવું ભવ,
અંગારા ફાડી અમી સવ
ઉરથી ગંગાલહરી વહવી સીંચી સુધાકણાં
હું ભવ મધુરી બન તું મવાની, જુલીયે ભવ ભમણાં,
કથીરમાં એ કુન્દનવરણાં. હો સખી૦ ૪

જગના ઝહર કટોરા પીશું,—સહરા રણનાં-પર્ણાં
જીવન ફલહનો કાળો કાળી ઉભો શું ચડવી ફેણા ?
મુંગા સહવાસમાં કંઇ ન મણા. હો સખી૦ ૫

નથી કરવું ચેં ચેં —ના બણબણવાં ગણગણવાં;
જીવન દફન પાપામાં કરશો, હરિમંદિર કંટક ચણવાં,
પાને દેવી ! તું પ્રેરણા. હો સખી૦ ૬

ઉરે ભસ્યોભસ્ય જગકંટક શા, ઘડીભરના જમ્પા,
પ્રતિધ્વનિ ઉર હોય અત્તર શું, પણ રે અનુકમ્પા
વેરીશું ગુલાબ ને ચમ્પા, હો સખી૦ ૭

શાને ડૂમો? શાને ડુસકાં, જગમુખ ના ગરણાં;
શાને આળાં આસુભીનાં રે અન્તઃકરણાં !
દુઃખના ડુંગર તો તરણાં. હો સખી૦ ૮

મોત તણી અંધારગલીમાં, પગલાં પ્રભુજી તણાં,
જીવશું, જીરવશું, ભોગવશું, દિલશું દિલ વણ્યાં,
જીવનશું લેશું ના રુસણાં હો સખી૦ ૯

આપણી ઉરજ્વાળાથી ઉઘડશે, અભિનવ અજવાળાં
પંચજ્યોત પંચેન્દ્રિય આરતી દીપકની માળા,
જીવનનાં જેમ હરિચરણાં. હો સખી૦ ૧૦

●

# અગર આંહિં બળે છે.[1]

વૈદ્ય ભાનુશંકર પી. શાસ્ત્રી

બિહાગ-ત્રિતાલ

અગર આંહિં બળે છે,
દાવાનળથી જળે છે;
ધૂમ સુગંધ વહે છે. ધ્રુવપદ. ૧

૧ एणाश्चाः पशवः, किरातपरिषदेषा गुणग्राहिणी संचारो न हि नागरस्य, विषयोऽसन्न मुनीनां मनः। धूमेनेह दवानलेन परितो दिक्चक्रमामोदयन्मूलं परिदह्यतेऽगरुतरुः, कस्मै समाचक्ष्महे ॥

અહિં તહિં હરિણો ચરે છે,
શબર–પશુ પણ ફરે છે;
ઘાયલ ના જડે છે. અગર૦ ૨

અહિં મુનિઓ તપે છે,
વિષય–ત્યાગી તપે છે;
રસિક કો ના મળે છે. અગર૦ ૩

દિશ દિશ–સમીરણ
પરિમળ બહુ વહે છે;
અવનિ–વ્યોમ ભરે છે. અગર૦ ૪

રસિકવૃન્દ ક્યાં ઉંઘે છે?
અવનિખંડ કે' વસે છે!
હા! શું દૂર વસે છે? અગર૦ ૫

બળી બળી ખાખ થતાં
અગર–સુવાસ વધે છે;
તનુ–વિલયે વધે છે! અગર૦ ૬

અગરુ આત્મ સમર્પી
અધિવાસ મૂકે છે;
તનુ–મેધ કરે છે! અગર૦ ૭

અગર આમૂળ બળે છે;
કવિવર એક રુવે છે:
(એ) સહૃદય અર્ઘ્ય ઝુરે છે! અગર૦ ૮

## અગરજ્વલન[1]

### વૈદ્ય ભાનુશંકર પો. શાસ્રી

જનાવર મૃગો, અને શબરભિલ્લ ગ્રામીણ છે;
નથી નગરવાસી કો'; મુનિવરો ઉદાસીન છે:
દવાનળ અહિં દહે અગર-આકને[2] મૂળથી;
સુગંધ ભભકી ઉઠે: અનુભવી રુવે એકલો!

૧. મૂળ સંસ્કૃત ઉપરથી અપ્રસ્તુતપ્રશંસા.
૨. સં. અગુરુ, ઇં. Eagle Wood, લે. Aquilaria Agallocha. સંસ્કૃત પર્યાય માટે જુઓ અ. કો; દ્વિ. કાં. મનુષ્યવર્ગ, પંક્તિ ૧૩૨૬-૨૭. [નોંધ ચાલુ]

## આર્તને

પ્રભુદાસ કાલીદાસ વ્યાસ

પૃથ્વી

નથી ધન અખૂટ કે ઉપવને મહેલાતમાં
વસાવી, સુખ વિશ્વનું અરપું મોટરે ફેરવી:
નથી પૃથવીપાલ કે સ્વમુખ–માગિયાં ખેતરો
દઇ, ધરવું ધ્યાનથી, પશુથકી; દહીં દૂધથી.
નથી કુશળ વૈદ્ય કે ત્રિવિધ તાપ તારો હરૂં.
નથી ઝરણ જ્ઞાનનું અગમની તૃષા છીપવું.

અકિંચન 'નથી' કહું, હૃદય જોમ–ઉત્સાહને
અખૂટ ઉરૂ શક્તિએ ઉછળતું જગે એક છે,
અને હૃદય પાસ એ, ઉમટતા ઉંડા અગ્નિને
અનેકવિધ ને અકલ્પ્ય બલ ઠારવા માટ છે.
સખે! સદય સર્વદા હૃદય છે, રહેશે સદા
પ્રતિશ્વસન ઝંખતું તુજ વિદારવાને વ્યથા.

નકી પૃથિવી પુણ્ય–લોક, જન કલ્પવૃક્ષો થશે;
અખંડ સુખ-શાંતિ-સ્નેહ-સુમને સદા મ્હેંકશે.

## ગમન

અમૃતલાલ છ. પારેખ

: દ્રુતવિલમ્બિત :

તિમિર કાલ તણું પથરાયલું,
મનુજ ભાગ્ય મહીં ડગલાં ભરે;
પથ અગમ્ય છતાં પદ સંચરે,
નિરખવા નવતેજ છુપાયલું.

સદય વ્યોમ ગભીર અનુભૂતિ
પ્રકટવા મૂક અંતર ખોલતું;
પથિક શિર ગુંથે ફૂલમંડલી,
ક્ષિતિજને પથ દુર્ગમ દોરતું.

તિમિરમાં નવચેતન નીતરે,
નિરખમે સ્ફુરતું સ્મિત પ્રાણનું;
પથિક સાંત્વન લે પરિત્રાણનું,
જિવનગાન ચહુદિશું વિસ્તરે.

અચલ લક્ષ્ય પરે કૂચ આદરી,
પથિક નિર્ગમતો પથ આખરી.

●

## ઋષિ

મોહિનીચન્દ્ર

: દ્રુતવિલમ્બિત :

ધન અતિ ધન નીરવ મૂકતા
અધિનતા તણી, ભારતસિંધુના
અવયવે પ્રતિ વ્યાપી રહી હતી,
શબ્દ કે :કંઈ લેખ તરંગ ના,

તહીં અચાનક કેસરી ગર્જના.
'મુજ સ્વરાજ્ય તણો હક જન્મથી,
લઇશ હું, પછી મૃત્યુ ભલે મળો.'
સુણી દિશા દશ ત્યાં ધ્રુજી શું ઉઠી!

'उत्सर्पैदागरवधूपपराम्बराभिः
प्रादुर्भवत्यभिनवो जलदागमोऽयम् ॥'

નોંધ ચાલુ]

પાર્વતીપરિણય-નાટક

સરિતની સ્વર 'આવલિ ચૅંબતી!
ધરતીના પડમાં પડી કોતરો!

કવણુ એ વીર કેસરી રાષ્ટ્રનો!
વચનનું નિજ સત્ય બતાવી જે,
સ્થૂલ તજી દઇ દેહ ગયો અને

અનુપ સૂક્ષ્મ સ્વરાજ્યની ભાવના
અહીં બની બલપ્રાણ જગી ઉઠયો!
જહીંથી પાંત્રીશ કોટી જનો તણો
'વિરલ પ્રેરક ઋષિ થઇ રહ્યો!

## તને કલ્પના પૂછું

ચૈતન્ય

તને કલ્પના પૂછું હૃદય માહરે કાં સરી?
ન શિલ્પીકરે ગોઠીવું, ઠર્યું શિલ્પઆકારમાં
જડાઇ જડ પાણકે અમર-દેવ-મૂર્તિ બની
દુઃખાર્ત જગ લોકના નમન કોટિધા ઝીલવા?
ન કાં જનમી ચિત્રકારઉર તો પછી તું? પૂછું
સરી ફલકપે હતે સુભગ રંગરેખા બની.
ન વા ધ્વનિત ઉરતંત્રી થકી સરધારા રૂપે
વહી, દુખડુબ્યાં ઉરે પડીક શાન્તિ ન્હેલાવવા!

તને હૃદય માહરે ઉતરવું ગમ્યું બાનીમાં
ઠરી બનવું કાવ્ય, શીદ પદ-શૃંખલે રાચવું?
ગુલામ ઉરથી સરી થઇ ગુલામ તુંયે ખરી!
શું થાઇ કવને, ઠરી, શબ્દમાળખે તું ઠરી?
ન ચૈઃચિતર, શિલ્પ, વા મધુર સૂરધારા અને
થઇ શબ્દમાળખું હૃદય કલ્પના કાં? કહે.

## એકડો

ભાસ્કર વોરા

(૧)

ન્હાનો હતો ત્યારે પોતડી પ્હેરી ગામઠીશાળે નિત્યે જતો'તો,
કોડી, લખોટી ને મોઇ દંડામાં દિલ ડૂબે ને રોજ ગોખાતો,

અહીં હાથ ટૂકડો પેનનો રે,
કરું લીંટા કાતરીયામાં રે,
કહો ત્યાં એકડો કેમ શીખાય?

અગરનો ધૂપ અને અનુલેપન દ્રવ્ય તરીકે આયુર્વેદમાં ઉપયોગ લખ્યો છેઃ—
'रास्नागुरूणी शीतापनयनप्रलेपनानाम् ॥'
ચરક. સૂ. અ. ૨૫.

વિશેષ વર્ણન માટે જુઓ 'આર્યભિષક' કે "નિઘંટુઆદર્શ" (વૈદ્ય બાપાલાલ ગ. શાહ) નિઘંટુ આદર્શમાં આર્યભિષકમાંથી જ અગરનું વર્ણન ઉતાર્યું છે.

મ્હોટો થયો ત્યારે ગોખાવી ગોખાવી શીખવે માસ્તર પાઠ,
આવડે નહિ ને સોટીનું વાગે આંસુડાં ચાલ્યાં જાય;
ઊઠું, મ્હારૂં ભાવિ સુધારવા રે,
કહે તારે શીખવું પડશે રે,
કહો ક્યાં કરવી ઉરની વાત ?

ચારે દિશાનાં બારણાં ખુલ્લાં પન્થ ન સૂઝે ન લગાર,
'બી. એ.' થયો તોય ભાન ભૂલ્યો: હું કોઈ નહિ આધાર.
હજી આ જીવન બાકી રે,
રહી ના આશની ઝાંખી રે,
કહો: ક્યાં કરવો બૂમપોકાર !

(૨)

વિશ્વની ભવ્ય નિશાળે શીખવા એકડો લોકો જાય,
ધ્યાન દઈને શીખવા મથે તોય ઘૂંટે દિલ ક્યાંય !
રૂડી એ આત્મની પેને રે,
જીવનની સ્લેટની માંહી રે
ઘૂંટી સૌ એકડા છૂટા થાય.

ભાગ્યવિધાત્રી શિક્ષિકા થઈને મારતી મૂંગો માર.
મૂંગાં મૂંગાં દુઃખ સહે એ માનવી અપરંપાર,
ઘેલું કયાં દેહનું લાગ્યું રે,
અહિં શું શીખવા આવ્યા રે,
આવ્યા તેવા જાઓ પેલીપાર.

ઘૂંકી ઘૂંકીને, લૂંછી લૂંછીને લીટા કરે વિધવિધ,
ઉકેલવા એ ગૂંચ લીંટાની યત્ન કરે નિશદિન.
નહિ કોઈ ઓથ ત્યાં આપે રે,
બળે જોઈ હૈયાં આગે રે,
કહો ત્યાં એકડો કેમ શીખાય ?

આવડે નહિ ત્યાં રાડ પાડે ને હૈયે દુઃખ ન માય,
જીવન સ્લેટો સેંકડો ફૂટે તોય ન પાર પમાય,
નિરાશાએ એકડો ઘૂંટે રે,
નહિં ત્યાં માર્ગ કો સૂઝે રે;
'નેતિ, નેતિ' પૂકારતા મૂંઝાય.

# વરમાળા

મૂળલેખક - ગોવિન્દવલ્લભ પંત
અનુવાદક - રમણિક કિશનલાલ

## પ્રવેશ ૨જો

સ્વયંવર મંડપ.

[ ધ્વજા તોરણ, આદિથી સ્થાન સુસજ્જિત છે. એક બાજૂ સ્ત્રી અને બીજી બાજૂ પુરુષ દર્શકો બેઠા છે. એક ઉંચા મંડપમાં અનેક દેશોના રાજકુમારો બેઠેલા છે. મંડપની એક બાજૂ પુષ્પવન અને બીજી બાજૂ એક સરોવર છે. મધ્યમાં એક માર્ગ ક્રમશઃ ન્હાનો થતો વૃક્ષોની ઘટામાં અદ્રશ્ય થયેલો છે. ]

મૂક દ્રશ્ય. મધુર વાદ્યધ્વનિ થાય છે. બાદ રાજકુમારી વૈશાલિની હાથમાં જયમાલા લઇને મંડપમાં આવે છે. સૌ રાજકુમાર ઉત્સુક બની એના તરફ નિરખે છે. એકાએક એ માર્ગેથી રાજકુમાર અવીક્ષિત રથારૂઢ થઇ આવતો દેખાય છે; પણ એને કોઇ દેખતું નથી. વૈશાલિની રાજકુમારોની મધ્યમાં અવીક્ષિતને શોધે છે; પણ એને ત્યાં ન જોવાથી આશ્ચર્ય પામે છે. આ વખતે અવીક્ષિત મંડપ-દ્વારની નજીક આવે છે, અને રથમાંથી ઉતરી ત્વરિત ગતિએ મંડપમાં પ્રવેશ કરી, વૈશાલિનીનું હરણ કરી, એને રથમાં બેસાડી ચાલ્યો જાય છે. સમસ્ત સભામાં ગરબડ મચે છે. સૌ યોદ્ધાઓ પોતપોતાનાં શસ્ત્રો સંભાળી અવીક્ષિતનો પીછો પકડે છે.

❁

## પ્રવેશ ૩ જો

-વન-

( રથમાં બેઠેલા અવીક્ષિત્ અને વૈશાલિનીનો પ્રવેશ )

અ: વૈશાલિની ! ત્હેં મ્હારી ભુજાઓનું બળ જોયુંને ?

વૈ. ( મૌન ધારી ચૂપ- નિરુત્તર રહે છે )

અ. સુંદરી ! મૌન શા માટે ? મ્હારી વીરતાનું સ્વાગત કરવાને સારૂ યોગ્ય ભાવ અને શબ્દોની શોધ કરી રહી છે કે શું ? હું સાચું કહું છું કે અતિશયોક્તિની મ્હારે જરૂર નથી, એક સાધારણ શબ્દથી હું સંતોષ પામીશ. કહે, કહે સુમુખિ ! જગતના સર્વોત્તમ વીર કુમારો એકત્ર થયા હતા, એમના વીરત્વની મધ્યમાં ત્હારી મૂર્તિમતી કોમળતા હાથમાં સુકોમળ પુષ્પહાર અને મુખ પર કોમળ ભાવના સહ સ્વામીની શોધમાં આવી હતી. એવે વખતે મ્હેં કેવા કૌશલપૂર્વક ત્હારૂં હરણ કર્યું હતું ? એકવાર એ સ્વયંવરના દ્રશ્યનો

વિચાર કર. રુકિમણીહરણ અને સુભદ્રાહરણથી શું એ કોઇ રીતે ઉતરતું હતું ? હું એકલો જ અસાધારણ વીરતાથી ત્હારું હરણ કરી લાવ્યો. એ સૌ ઇન્દ્રનું માન-મર્દન કરવાવાળા વીર મૂર્તિવત્ સ્તબ્ધ થઇ ગયા. એમનાં તીર એમના ભાથામાં જ ગળી ગયા, અસ્ત્ર-શસ્ત્રનો પ્રયોગ ભૂલી ગયાઃ એમના ખડ્ગ, કૃપાણ, ત્રિશૂલ, ગદા વગેરે કેવળ હાથની શોભા બની રહી ગયાઃ હાથના ઉપર મનનો કાબૂ ન રહ્યો. ત્હારા હરણની સાથે હું એમની વીરતાનું પણ હરણ કરી લાવ્યો છું એમ ત્હને નથી લાગતું ? કહે, શું હું જૂઠું કહી રહ્યો છું ?

વૈ. (પૂર્વવત્ ચૂપ રહે છે.)

અ. પછી જ્યારે ત્હારા પિતાની આગેવાની નીચે સર્વ રાજવીઓ એકત્ર થઇ મ્હારી પૂઠે પડયા ત્યારે મ્હેં કેવી રીતે સારથી અને શૂરવીરનું કાર્ય એક સાથે કર્યું હતું ? સુહાસિની, હું એક હાથે ઘોડાની લગામ પકડી રથને આગળ ધપાવી રહ્યો હતો અને બીજે હાથે તીરનો વર્ષાદ વર્ષાવી શત્રુઓને પાછા વાળી રહ્યો હતો એ દૃશ્ય શું તું ભૂલી ગઇ ? તું હજૂ પણ મૌન સેવે છે ! હે મૃદુભાષિણી ! શું ત્હારા અધર કેવળ શોભાને માટે જ છે ? નહીં, નહીં, એ અસત્યના અવરોધ અને સત્યના અનુમોદનને માટે પણ છે.

વૈ. (દીર્ઘ નિઃશ્વાસ નાખી ચુપ રહે છે.)

અ. આમ શા માટે ? શું મ્હારો આ કઠિન શ્રમ ત્હારો પ્રેમ સંપાદન કરવાને પુરતો નથી ? શું સાચે જ તું હજૂયે મ્હને ચ્હાતી નથી ? મ્હેં શું ત્હારા ઉપર વિજય પ્રાપ્ત નથી કર્યો ?

વૈ. નિસ્સન્દેહ, મ્હારા શરીરના ત્હમે સ્વામી થઇ ચૂક્યા છો.

અ. અને ત્હારો પ્રેમ ?—

વૈ. તે હજૂ યે મ્હારોજ છે.

અ તો રથમાંથી નીચે ઉતર. હું એ પણ પ્રાપ્ત કરીશ. શત્રુ સાથે યુદ્ધ કરતાં કરતાં મ્હારાં અંગ-પ્રત્યંગ શિથિલ થઇ ગયાં છેઃ માનસિક ભાવનાઓ સાથે લડતાં તું પણ થાકી ગઈ છે. ત્હારાં નયનો પ્રભાતકાળના કમળની માફક આર્દ્ર છે : ત્હારું મુખ એના ચન્દ્ર સમાન મલિન છે. એક શારીરિક અને બીજો માનસિકઃ એમ ભિન્ન ભિન્ન રીતે પરિશ્રમથી થાકેલાં છીએ. આવ, આપણે નિશ્ચિંત બની આ અશોક-છાયાની નીચે બેસીને આરામ લઇએ. આપણો પીછો કરનાર શત્રુઓ હારીને પાછા વળ્યા છેઃ એમના આવવાની કોઇ પણ આશંકા નથી. હું શીતલવાહિની તરંગિણીમાંથી ત્હારે સારૂ કમલપત્રમાં સ્વચ્છ જલ લઇ આવું. તું સ્વસ્થ થઇશ ત્યારે હું ત્હને મારા પિતાના વિસ્તૃત રાજ્યનું વર્ણન કહી સંભળાવીશ, કલ્પનાના નેત્રે ત્હારા સ્વાગત સારુ ઉભી રહેલી આપણી પ્રજાનું દૃશ્ય દેખાડીશ. ત્યારબાદ હું ત્હને ભૂમંડળની ભાવિ રાજરાણી થયાના શુભ સમાચાર સંભળાવી ત્હારો પ્રેમ સંપાદન કરીશ. ત્હારા કોમળ હાથ આ વરમાળા ઘણા વખત સુધી પકડી

રાખવાથી થાકી ગયા છે: એ વખતે તું એની સાથે મ્હારા જીવનનો ભાર પણ મ્હારા પર નાંખી દેજે: ચાલો આપણે બંને ઉતરીએ.

*(બંને રથમાંથી ઉતરે છે. વૈશાલિની અશોકવૃક્ષની છાયામાં બેસે છે. અવીક્ષિત પોતાનું ધનુષ્ય-બાણ ત્યાં મૂકી જલ લેવાને નદીતટે જાય છે )*

વૈ. (વરમાળાને સંબોધીને) કાર્યસિદ્ધિ કર્યા વિના કરમાઇ જતી આ વરમાળા છે. મ્હેં શું ધાર્યું હતું અને શું થયું ? મનુષ્યની આશા સાથે વિધિના વિધાનનો આટલો બધો વિરોધ અને વૈર શા માટે ? હે વરમાલા ! કાલે જ્યારે મ્હેં તને ગુંથી હતી ત્યારે ત્હારા એક એક પુષ્પની સાથે મ્હેં મ્હારી એક એક આશા, અને એકએક હર્ષની ભાવનાઓ ગુંથી હતી. હાય ! આજે ત્હારી આ દશા થઇ ! હું શું કરું ? શું આ જીવન સુખમય બનશે ! વિશ્વની રાજરાજેશ્વરી બની હું શું કરીશ ? શું બળજબરીથી પ્રેમ કરવો પડશે ? નહીં, નહીં, હું એમ નહીં કરી શકું. દેહની દાસતા કબૂલ છે, પણ આત્માની નહીં. શું કરું ? આ રથમાં બેસીને ન્હાસી જાઉં ? સુયોગ સુંદર છે : એમ કરું.

*(વૈશાલિની જેવી રથ તરફ જવા પગલાં માંડે છે તેવી અચાનક નદીતીર તરફથી અવીક્ષિતનો ચિત્કાર સાંભળે છે.)*

અ. (નદીતીરેથી) રક્ષા, રક્ષા, વૈશાલિની !

વૈ. આ કેવા કરુણ શબ્દ ? (તે તરફ નજર કરી) હે નદીમાંથી નીકળી એક મગર અવીક્ષિતને ગળી જવા માગે છે !

*(વૈશાલિની શીઘ્ર ગતિએ અવીક્ષિતનું ધનુષ્યબાણ ઉઠાવી મગર તરફ તીર છોડે છે. તીર જઇને મગરને વીંધે છે. એ જોઇને વૈશાલિની પ્રસન્ન થાય છે.)*

અ. (નેપથ્યમાંથી) ધન્ય વૈશાલિની !

અવીક્ષિત દોડતો આ તરફ આવી રહ્યો છે. આ કેવું વિઘ્ન મ્હારા માર્ગમાં આવી પડ્યું ! મ્હેં મ્હારા હાથે જ અવસર ગુમાવ્યો ! હવે બહુ મોડું થઇ ગયું. હું ન્હાસી નહીં શકું. હાય ! (વરમાલા લઇને) લે, હું ત્હેને છિન્નભિન્ન કરી નાખું.

*(વરમાલા છિન્નભિન્ન કરવા જાય છે એટલામાં અવીક્ષિત જળ લઇ આવી પહોંચે છે. વૈશાલિની અટકી જાય છે.)*

અ. પ્રિયે ! તું આંખોથી જ નહીં, હાથથી પણ તીર ચલાવી શકે છે એની મ્હને હમણાંજ ખબર પડી. ત્હારી કરુણાએ મ્હને ફરીથી ત્હારે માટે જીવતો રાખ્યો. લે, જલપાન કર.

વૈ. મ્હારી તૃષા જલથી નહીં છીપે.

*(વરમાળા તોડવા જાય છે.)*

અ. હાં, હાં, આ તું શું કરે છે ? એનું કાર્ય હજી પૂરું નથી થયું: એ મ્હારા કંઠમાં પહેરાવ. (આગળ આવે છે.)

વૈ. દૂર જ રહો: મ્હને સ્પર્શ ન કરો.

અ. શું એવું જ કહેવાને માટે ત્હેં મ્હને મગરના પંજામાંથી બચાવ્યો ? આહ! ત્હારી આ કેવી કઠોર દયા છે! ત્હેં મગરને મ્હારી મ્હને જીવન આપ્યું ત્યારે હું સમજ્યો કે હું ત્હારો પ્રેમ પામી ચૂક્યો છું: શું એ મ્હારો ભ્રમ હતો.

વૈ. હા.

અ. જૂઠું છે. મ્હારા પ્રત્યે પ્રેમ નહોતો થયો તો ત્હેં મારી રક્ષા શા માટે કરી!

વૈ. મ્હેં કોઇની રક્ષા નથી કરી.

અ. તો શું મગર મ્હારા ભાગ્યબળે મરી ગયો? ત્હેં ત્હારા તીરનું લક્ષ્ય આ મરતા અવીક્ષિતને બનાવ્યો હતો ?

વૈ. નહીં.

અ. આ પણ નહીં, અને તે પણ નહીં. વૈશાલિની! અણઉકલતો કોયડો! તું કઇ ભાવનાથી આ સંસારમાં આવી છે? ત્હારા પ્રેમને હું ક્યારે સમજી શકીશ, પ્રિયે!

(અવીક્ષિત એનો હાથ પકડે છે)

વૈ. મ્હારો હાથ મૂકી દો.

અ. શું એના પર મ્હારો અધિકાર નથી ?

વૈ. પરન્તુ બી નો અધિકાર છોડયા પછી.

અ. એ કોણ ?

વૈ. મ્હારો આત્મા. ત્હમારે આ હાથની જરૂર છે ?

અ. નિરસંદેહ

વૈ. તો લઈ લ્યો (કટાર કાઢે છે)

અ. આ શું! શું એ કાપીને મ્હને આપીશ? નહીં, નહીં, હું એ હાથ માત્ર નહીં; આ સંપૂર્ણ મૂર્તિને ચાહુ છુ.

વૈ. તો એને લઇ લ્યો, (કટાર ઉંચી કરે છે.)

અ. તો પછી વચમાં આ કટાર શા માટે?

વૈ. આ અસલની એજ કટાર છે. સૌથી પ્રથમ એના આવિષ્કારકના યુગમાં એનામાં જે ગુણ હતા તે અત્યારે પણ છે. ભય ન રાખો. લુટારાઓ એનાથી નિર્દોષ મનુષ્યોની હત્યા કરે છે: રાજા એનાથી યુદ્ધમાં નિરપરાધ પ્રજાનું બલિદાન આપે છે. કોઈ એનાથી પુણ્યકાર્ય નથી કરતુ: હું કરીશ.

અ. એટલે ?

વૈ. ત્હમારા ચરણોમાં અર્પણ કરવા માટે એને આત્મા બંધનમાંથી મુક્ત કરું છું.

અ. (ચકિત થઇને) વૈશાલિની!

વૈ. ચિંતા ન કરો: આ દેહ તમારો જ થશે. ત્હમારી ઈચ્છા હોય તો એને અહીં જંગલી જાનવરોના ભોજન માટે મૂકીને જજો, અથવા તો ત્હમારા વિલાસભુવનમાં લઈ જજો.

[વૈશાલિની પોતાની છાતીમાં ભોંકવાને કટાર જેવી ઉંચી કરે છે તેવો અવીક્ષિત એને રોકવાને માટે આગળ વધે છે, પરન્તુ તે પહોંચી શકે તે અગાઉ અચાનક એક તીર આવી એને વીંધે છે. અવીક્ષિત ધરાશાયી થાય છે એ જોઈને વૈશાલિની પોતાનો હાથ રોકી નેપથ્ય તરફ ઉત્સુક અને ભયભીત બનીને જુએ છે—] સ્તબ્ધદૃશ્ય (Tableaux)

અ. (ધીરે ધીરે ઉઠીને) ઉફ્, આ કોણ? (નેપથ્ય તરફ જોઈને) હેં, શત્રુસેના મ્હારો પીછો કરતી કરતી આવી પહોંચી કે શું? (વૈશાલિની) પ્રિયે! (ફરી નેપથ્યમાંથી એક તીર આવી અવીક્ષિતને ઘાયલ કરે છે) થોભો, થોભો, મ્હને મ્હારૂં શસ્ત્ર શોધી લેવા દો. હેં મ્હારૂં ધનુષ્ય ક્યાં ગયું! (ધનુષ્ય ઉઠાવે છે, પરંતુ તીર નથી મળતું) તીર? (ફરી નેપથ્યમાંથી કેટલાંક તીર આવી અવીક્ષિતને ક્ષત-વિક્ષત કરે છે. વૈશાલિનીને સંબોધીને) પ્રિયે! તીર? (અવીક્ષિત કાતર સ્વરે પુકારી કરુણભાવે વૈશાલિની તરફ જુએ છે. અવીક્ષિતને સંકટમાં જોઈને વૈશાલિનીની બધી સમવેદના એનાં તરફ ઢળે છે. તે પ્રેમ :અને ચિંતાભર્યા સ્વરે ઉત્તર આપે છે.)

વૈ. તીર !–બધાં ખલાસ થઇ ગયાં. જે તીરથી મેં મગરને માર્યો એ ભાથામાં છેલ્લું જ તીર હતું.

અ. હાય! દુર્ભાગ્ય! (તીર એક પછી એક આવતાં જ જાય છે) થોભો, થોભો, હું શસ્ત્ર વિનાનો છું. ત્હમે અનેક છો, હું ફક્ત એકલો છું; પરન્તુ મ્હને એની ચિંતા નથી. મ્હારી પાસે એક પણ શસ્ત્ર નથી. ત્હમે ધર્માત્મા છો; મ્હને એક શસ્ત્ર આપો.

[કોઇ કંઈ સાંભળતું નથી. અવીક્ષિત બુરીરીતે ઘાયલ થઇ પૃથ્વી પર પડે છે]

વૈ. એ સૌ ખરેખર ક્ષત્રિય-કુલ-કલંક છે. એક શસ્ત્રવિનાના માનવી પર આટલા બધા પ્રહાર કરી રહ્યા છે!

અ. વૈશાલિની! (આ વખતે અવીક્ષિતની છાતીમાં તીર વાગે છે.) વૈશાલિની! હાય! શું સાચે જ આ આપણું-મ્હારૂં અને ત્હારૂં આખરી મિલન છે?

વૈ. (ચિંતાતુર બની) અવીક્ષિત!

અ. મ્હારી પાસે અત્યારે જો શસ્ત્રો હોત તો—

વૈ. ઉઠો, લ્યો. આ કટાર લ્યો! હવે મ્હારે આત્મહત્યા કરવાની કશી જરૂર નથી. જાઓ, શત્રુઓનો સંહાર કરો. મ્હારો પ્રેમ ત્હમારો સહાયક બને!

અ. ત્હેં એ શું કહ્યું વૈશાલિની? એ સાંભળીને મ્હારૂં શબ પણ સજીવન થાય છે. લાવ, લાવ, આ ન્હાની કટાર બ્રહ્માસ્ત્રો સમાન છે. તું આ વૃક્ષની આડમાં ઉભી રહે અને મ્હારૂં હસ્તકૌશલ્ય નિહાળ.

[વૈશાલિની વૃક્ષની આડમાં ઊભી છે, અવીક્ષિત આવતાં તીરને કાપે છે. તુર્તજ શત્રુસેના ત્યાં આવે છે: સૌ મળીને એના પર પ્રહાર કરે છે. અવીક્ષિત એકલો એમની સાથે યુદ્ધ કરે છે, કેટલાં યે રાજ્યો તથા વિશાલની સેનાને પરાસ્ત કરે છે. વૈશાલિની વૃક્ષની આડમાંથી આ જોઇને પ્રસન્ન થાય છે. આખરે એકલો અવીક્ષિત યુદ્ધ કરતાં કરતાં ઘાયલ થઇ પડે છે-મૂર્છિત થાય છે. (વિશાલ પ્રવેશ કરે છે)]

વિ. વૈશાલિની !

વૈ. (વૃક્ષની ઓટમાંથી બ્હાર આવી) પિતાજી ! આવું અધર્મ યુદ્ધ ?

વિ. (સૈનિકોને) કુમારને કેદ કરી લો !

વૈ. એકાકી નિઃશસ્ત્રને અનેકોએ મળી ધરાશાયી કર્યા : હવે એ મૂર્છિતને બંધીવાન બનાવવામાં જ શુ વિદિશાના મહારાજનું ગૌરવ છે ?

વિ. વૈશાલિની ! ત્યારે તું શું ઇચ્છે છે ?

વૈ. જે ઇચ્છવાયોગ્ય હોય તે ઇચ્છું છું. મ્હારા પિતાની સેનાએ એમને ઘાયલ કર્યા છે : હું મ્હારી સેવાચાકરીથી એમને આરોગ્ય જોવા ઇચ્છું છુ.

વિ. ભલે, એમજ થશે. (સૈનિકોને) રાજકુમારને સાવધાનીથી રથમાં ચઢાવી રાજધાનીમાં લઇ ચાલો

વૈ. રથ પણ હું પોતે જ હંકારીશ : હવે મ્હારો વારો છે.

[બે સૈનિક અવીક્ષિતને રથમાં સુવારે છે. વૈશાલિની રથને રાજધાની તરફ હંકારે છે: ધીરે ધીરે સૌ જાય છે.]

❀

## પ્રવેશ ૪ થો

### [ રાજપ્રાસાદ ]

[ઘાયલ અવીક્ષિત સૂતેલો છે. વૈશાલિની એની સેવા કરી રહી છે-એક વનસ્પતિને કચરીને એનો રસ કાઢે છે અને અવીક્ષિતની છાતી પરનું આવરણ દૂર કરી ઘામાં તે રસ લગાડે છે.]

અ. (એકાએક જાગીને) કોણ છો તમે ?

વૈ. હું રાજકુમારી વૈશાલિની છું.

અ. અને હું કોણ છું ?

વૈ. તમે ?

# બાબુ

## ઊર્મિલ

જેના માટે હું આ લખું છું, તે વિચિત્ર જાનવર 'બાબુ'નું નામ સૌથી પ્રથમ મેં કાનપૂરમાં મારા એક મિત્રને ત્યાં સાંભળ્યું હતું. એક દિવસ મારો એ મિત્ર કામ પ્રસંગે બહાર ગયેલો હોઇ તેના પાછા ફરવાની રાહ હું જોતો બેઠો હતો; એવામાં અચાનક તે અતિ ઝડપથી આવ્યો. અને પાસેની એક આરામ ખુરસીમાં 'હાસ' કરીને પડયો. આમ કરવાનું કારણ પૂછતાં કૈંક કંટાળાથી છતાં સહેજ મોટા અવાજે તે બોલ્યો: "મારો બાબુ હવે મારો પ્રાણ લેશે, ત્યારે જંપશે." એ સાંભળી હું આશ્ચર્યચકિત થઇ ગયો. તેના કથનમાં મને સહજ પણ સમજણ ન પડી 'બાબુ' એ શું હશે તે હું વિચારવા લાગ્યો. આફ્રિકામાં 'બેબુન'નું નામ મેં સાંભળ્યું હતું. પણ 'બાબુ'વિષયક હું કશું જ જાણતો: નહોતો. મેં એ મિત્રને પૂછ્યું:

"બાબુ એ વળી કોણ છે?"

આ સાંભળી એ પ્રથમ એટલું હસ્યો, કે જેથી તેની આંખમાં પાણી આવી ગયાં. મહામહેનતે હાસ્ય રોકતાં તે બોલ્યો: 'ભાઇ! શું 'બાબુ' વિષે તું કશું જ નથી જાણતો? તે એક વિચિત્ર અને ભયંકર જાનવર છે."

હવે તો બાબુ વિષે જાણવાની મારી ઉત્કંઠા વધુ તીવ્ર બની. મેં કહ્યું: "તે તું 'બાબુ'ના સંરક્ષકને જરા કહે, કે મને તે વિચિત્ર અને ભયંકર જાનવર બતાવે!"

"ભાઈ તેને પોષકની " પણ જરૂર નથી. તે તો યથેચ્છ રીતે હરી ફરી શકે છે."

"એમ" મારું આશ્ચર્ય એકદમ વધી પડયું: "તે કોના જેવું જાનવર છે? અને તે કયાં હોય છે!"

"તે બંગાળનું એક જાનવર છે. એની વિચિત્રતાથી આપણને દારૂણ ત્રાસ વેઠવો પડે છે. તેની હડથી તો ઓહ! પ્રભુ તોબા! અને ગમે ત્યારે તે આપણી સમક્ષ હાજર થઇ..."

મેં તેને આગળ બોલતાં અટકાવી કહ્યું: "ત્યારે તેને રાખવું જ શા માટે?"

"જખ મારીને પણ રાખવું પડે છે. દરેક યુરોપીયન સાથે તો તે કાયમ હોય છે જ. તે વિચિત્ર હોવા છતાં ઘણું ઉપયોગી જાનવર હોઇ, તેની મદદથી ઘણા સસ્તા દરે આપણે આપણું કાર્ય પૂર્ણ કરી શકીએ છીએ."

મારું આશ્ચર્ય અનેકગણું વધી ગયું. આટલો કેળવાયેલો હોવા છતાં મારા મિત્રની આ વાત તો હું ન જ સમજી શકયો. મેં પુનઃ કહ્યું: "પણ એવા ત્રાસજનક પ્રાણીને તો ત્યજીજ દેવું જોઇએ."

"ત્યજી દઇને શું કરીએ? તેને નખ અને દાંત હોય મારી શકે છે, તેમ કરડી પણ શકે છે. એટલે તે ત્રાસજનક હોવા છતાં તેને છોડી શકાતું નથી."

"શું તે બંગાળી વાઘ કે આફ્રિકાના સિંહ કરતાં પણ વધુ ભયાનક હોય છે?"

"ના, ના, એમ તો તે એક નમ્ર જાનવર છે."

આ સાંભળી હું સહજ ગુસ્સે થયો: "તો સમય મળતાં તેને ગોળીથી ઠાર કેમ કરતો નથી?"

"ગોળી મારું?" સહજ આવેશમય અવાજે તે બોલી ઉઠયો: "અને તે બાબુને? મારો જમણો હાથ કાપી નાખું; પણ એ બાબુને એક કાંકરી પણ મારવાનું સાહસ મારાથી ન થાય. ભાઇ! તેની સાથે તો હસતાં પટાવતાં વાત કરવી પડે છે. જાણે મિત્ર હોય એમ વર્તવું પડે છે. બાબુને ગોળી મારૂં! કેવી અસંભવિત વાત! તેના પરિણામનું ભાન છે? ગોળીથી બાબુ ઠાર તો થઈ જાય; પણ પછી દેશભરના સમસ્ત બાબુઓ એકત્ર થશે, અને એટલું હુલ્લડ મચાવશે કે જેથી વજ્રહૃદયી પુરુષો પણ કંપિત થઇ ઉઠે અને તેમનું એ હુલ્લડ કાનપુરની આ શેરીએ શેરીએ તો શું, પણ કલકત્તાથી મુંબઇ સુધી પ્રસરી જશે."

આમાં હું કશું સમજ્યો ન હતો, છતાં મનાયો હોઉં એમ બોલ્યો: "હું સમજ્યો. મારા મંતવ્ય પ્રમાણે એઓ પેલા અમેરીકન વાંદરાઓ જેવા હશે જેને ત્યાંના લોકો હોલિંગ મન્કી કહે છે"

"ના, ના, બાબુઓ છેક વાંદરા જેવા તો નથી. તેઓ તો આપણા મનુષ્યોને વધુ મળતા છે. જો કે તેમાના હલકી જાતના બાબુઓને વાંદરા માની યુરોપીયનો ગોળી મારે છે. પણ હં! તું હવે કલકત્તા જવાનો છું ને? ત્યાં તને ખુબ બાબુઓ મળશે અને રેલ્વેગાડી ચલાવવામા પણ બાબુઓની ખાસ જરૂર પડે છે. પણ ભાઈ! એ બાબુઓથી સાવચેત રહેવાનું ખાસ સ્મરણમા રાખજે."

બીજા દિવસે સવારના ટાઇમે કલકત્તા જવા હું સ્ટેશન પર ગયો. ત્યાં જઇ ગાડીમાં બેઠા પહેલાં ઇજીનમાં ખાસ બારિકીપૂર્વક તપાસ કરી. કે બાબુઓની મદદ કયાં અને શા માટે લેવાય છે. આ ઇજીન મેં ઇગ્લેંડ આદિ દેશોમાં જેવું જોયું હતું; તેવુંજ હતું. પણ એમાં હું કોઇ પણ સ્થળે તે 'બાબુ'ને ન જોઇ શકયો. ઇજીન ડ્રાયવરને પૂછતાં કૈં સમજ ન પડવાથી તેણે ઓફીસ તરફ અંગુલિનિર્દેશ કર્યો. પણ તરત જ ટ્રેન ઉપડવાનો ઘંટ થયો, અને મારે એકાદ ડબ્બામાં બેસી જવું પડયું. એ ડબ્બામાં કેટલાક યુરોપીયનો પણ હતા, હું મારા સામાનની વ્યવસ્થા કરતો હતો, એવામાં એક યુરોપીયન ધક્કો દઇને

બારણું બંધ કરતાં બોલ્યો: "એક દુષ્ટ બાબુ અંદર આવતો હતો." આ સાંભળી હું સડક જ થઈ ગયો. યુરોપીયનને હું પીછાનતો ન હતો; છતાં સહજ ધ્રૂજતા સ્વરે મેં તેને કહ્યું: "બારણું બરાબર બંધ કરજો."

યુરોપીયને બારણા માટે ચોકકસ ખાત્રી આપી. પણ બાબુ વિષે વધુ જાણવાની હદવિનાની તૃષ્ણા તૃપ્ત કરવા સલામત સ્થળે હોવાથી મેં પુનઃ પેલા યુરોપીયનને પૂછ્યું: "એ બાબુ ક્યાં ગયો ?"

"કોઇ બીજા ડબા તરફ ગયો હશે." તે યુરોપીયને પોતાની બેઠક સંભાળતાં ઉત્તર વાળ્યો.

બેઠો બેઠો હું કલ્પવા લાગ્યો કે બાબુ એ એક પ્રસિદ્ધ અગ્રેજ કવિ સ્વિફ્ટે કહેલા યાહુ—જે રૂપમાં મનુષ્ય સદૃશ, પણ સ્વભાવે જાનવર સદૃશ હોય છે—જેવું જાનવર હશે. અને બાબુઓ ટ્રેન ચલાવવામા શી રીતે ગદ્દનીશ નીવડે છે, તે જાણવાને પણ હું અત્યંત ઉત્સુક હતો. પણ કૈં ન વળ્યું. દરેક સ્ટેશને ગાર્ડ 'બાબુ, બાબુ' એમ બુમો પાડતો; પણ ટ્રેન સરખી ગતિએ દોડતી હોય, એજ ગતિ ચાલુ રાખતા તે બાબુઓને પોકારતો હશે, એમ મન વાળ્યું.

અમારા ડબ્બામાં એક મેજીસ્ટ્રેટ બેઠા હતા. બાબુને નિરખવાની મારી ઉત્કંઠા મેં તેની પાસે ધીમેથી વ્યક્ત કરી, ત્યારે તેણે કહ્યું:—

"નહિ. એ ઇચ્છા જવા દો. એના સ્પર્શથી પણ પાપ લાગે છે. હું તો સર્વદા તેનાથી દૂર રહેવા ઇચ્છું છું; એ અભિલાષા ધરાવું છું, કે તેમાં સફળ થાઉં.

મારું આશ્ચર્ય અનેક ગણું વધી ગયું. મેં પૂછયુ:

"જો તમારી એવી ઇચ્છા છે, તો શા માટે એને તમારી પાસે આવવા દો છો ?"

"તેને દૂર રાખવો એ શક્તિ બહારનું કામ છે." મુંઝાયેલા સ્વરે તેણે કહ્યું.

અમારો વાર્તાલાપ સાંભળતો ડબ્બામાં બેઠેલો એક પાદરી અનહદ ગુસ્સાભર્યા સ્વરે બોલી ઉઠયો: "મને પણ એ જ્યાં ત્યાં નડે છે."

"અને સીવીલીયનોનો તો તે કટ્ટો દુશ્મન છે. તેને દબાવ્યા સિવાય છૂટકો જ નથી." મેજીસ્ટ્રેટે કહ્યું.

ડબ્બામાં બેઠેલાં બીજા બે ગૃહસ્થો—એક દાકતર અને એક ઇજીનીયર પણ મારે મન કોયડારૂપ થઇ પડેલા એ 'બાબુ' વિષે બોલાય એટલું વિરુદ્ધ બોલ્યા. મારે માટે એ બધું પુરતું હતું. પણ મારી રીવોલ્વર સારી સ્થિતિમાં ન હોવાને કારણે બાબુને તાત્કાલિક જોવાનો વિચાર મેં મોકુફ રાખ્યો.

એવામાં મેજીસ્ટ્રેટે કહ્યું: "હાવરાના સ્ટેશને તમે અસંખ્ય બાબુઓને નિહાળી શકશો."

આ સાંભળી મારું શરીર ધ્રૂજી ઊઠ્યું. એ બાબુઓથી શી રીતે દૂર રહેવું તેની યોજનાઓ ઘડવામાં હું નિમગ્ન બન્યો. એવામાં ટ્રેન કલકત્તે પહોંચી. મારી સાથેના ગૃહસ્થો તો સાહસપૂર્વક બારણું ઉઘાડી ઊતર્યા. પણ તેમના વાર્તાલાપે મારી સ્થિતિ તો ફેફીડી થઇ પડી હતી. ધીમેથી મેં બારણા પાસે જઇ આટલામાં બાબુઓ ક્યાં છે, અને તે કેવા છે, તે જોવા પ્લેટફોર્મ પર નજર કરી. પણ ત્યાં તો પોર્ટરો મારા સામાન વિષે પૂછી પૂછી મને તંગ કરવા લાગ્યા. અંગ્રેજીમાં મેં તેમને પૂછ્યું: "આટલામાં ક્યાંય બાબુ નથી?"

આ સાંભળતાં જ એક પોર્ટર દોડતો જઇ એક હિંદુને બોલાવી લાવ્યો. પૂર્ણ આદરપૂર્વક, સાહેબ લોકોની સાથે વર્તતો હોય એવી સભ્યતાથી તેણે મને પૂછ્યું: "આપને શું કામ છે?"

"મારે અત્રે ઉતરવુ છે." મેં કહ્યું.

તરતજ તેણે ડબ્બામાંથી મારો સામાન બહાર કાઢ્યો. પરંતુ હું ડબ્બામાંથી ઊતરી શક્યો નહિ. અને આમ તેમ જોવા લાગ્યો.

તે મનુષ્યે પુનઃ મારે શું જોઇએ છે, તે વિષે પૂછ્યું: જવાબમાં મેં કંપતા સ્વરે તેને પૂછ્યું: "અરે! ભાઇ! શું સ....સર્વ....બા....બાબુઓ ગયા?

"નહિ. સર્વ નથી ગયા." આશ્ચર્યભાવે તે મનુષ્યે ઉત્તર વાળ્યો.

"ઓહ! ત્યારે તે બધા ક્યાં છે?"

અનેકગણું આશ્ચર્ય વધી ગયું હોય, એમ તે મારા મુખ તરફ કેટલીક પળો જોઇ રહ્યો પછી બોલ્યો:

"હાજી! પણ બધા બાબુઓનુ તમારે શું કામ છે?"

"અરે! કામ તો કંઇ જ નથી. પણ તમે સહજ ધીમે બોલો. હું તો સહજ જાણવાજ માગું છું."

"મહાશય! હું સ્વયં બાબુ જ છું." તેણે કહ્યું.

"તમે? તમે....બાબુ!" હું વધુ ન બોલી શક્યો. મારું માથું ભમવા લાગ્યું. અને બેહોશ થઇ હું પ્લેટફોર્મ પર પડી ગયો.[1]

૧. બાબુ શિશિરકુમાર ઘોષના એક અંગ્રેજી લેખ પરથી.

# વૈદિક સરસ્વતી–ખોવાયેલી નદી ?

## પરિશિષ્ટ. ૨. આપઃ જલો—(જલસ્રોતો)

અંબાલાલ પુરાણી

'ધારાવત' શબ્દનો અર્થ નક્કી કરવા માટે છેલ્લા પરિશિષ્ટમાં પ્રયત્ન કરવામાં આવ્યો હતો. અહિં આપઃ-"બહુવચનમાં વપરાતું જલનું રૂપ" લઇને આપણને સરસ્વતીનું-તથા સપ્તનદીઓનું પણ-રૂપ નક્કી કરવામાં તે કેટલે અંશે ઉપયોગી થઇ પડે તેમ છે તે જોઇશું !

વેદમાં સપ્તનદ્ય–સપ્તનદીઓ–નો ઉલ્લેખ ઘણે ઠેકાણે આવે છે. જ્યાં જ્યાં એવો ઉલ્લેખ છે ત્યાં ત્યાં આપણે "સરસ્વતી"ને માટે જે સંજ્ઞા સ્વીકારી છે તેવા જ અર્થની સંજ્ઞા સ્વીકારીએ તો ઋચાઓનો અર્થ સુસંગત રહે છે કે નહિ તે પણ આપણે જોઇશું. પરંતુ આ લેખમાં મુખ્યત્વે કરીને અપોદિવ્યાઃ-"દિવ્યજલો"-(અપોદિવિઃ)-સ્વવ્રાતીરપઃ "સ્વર્ગલોકનાં જલ" વગેરે કેવળ જલના ઉલ્લેખો જોઇશું તો તેમાં પણ જલનું પ્રતિકપણું આપણને સ્પષ્ટ થયા વિના રહેતું નથી. આમ सरस्वती, सप्तनद्यः અને आपः ત્રણેય પ્રતિકરૂપે આપણને સમજાય છે.

'જલ'–આપઃ–એ પ્રાણવાચક, પ્રવાહશીલ, ગતિમાન ચેતનાની સંજ્ઞા છે. પ્રાણના પ્રવાહો તે આપઃ ચેતનાના પ્રવાહો એ જ જલ. જ્યારે સૃષ્ટિમાં તે વહે છે ત્યારે સાતપ્રવાહે –વહે છે, (એમાંથી જ પુરાણની "સપ્તલોક"ની સૃષ્ટિ જન્મી હોવી જોઇએ)–સાતે ધારાએ અવતરે છે. પરંતુ આ આપઃ એ તો કેવળ પાણી–વરસાદના પાણીના જ પ્રવાહો, સિવાય બીજું શું હોઈ શકે ? આવા પ્રશ્ન પૂછનારને આપણે પૂછીશું કે એમ જ જો હોય તો એ આપઃ ને સૂર્યે કેવી રીતે ઉત્પન્ન કર્યાં ? સમુદ્રમાંથી શોધીને ?–તો એમાંથી અગ્નિ કેવી રીતે જન્મ્યો ? એની ઊર્મિ મધુમંત–મિષ્ટતાવાળી–કેવા રીતે ગણાય ? વળી વસિષ્ઠના સૂક્તમાં (૭. ૪૯.) તો એ જલ અને સોમ વચ્ચે આપણે બીલકુલ ભેદ પાડી શકીએ તેમ જણાતું નથી. તો એ સોમના જેવા જ ગુણવાળાં જલ કયાં ?

પ્રથમ એ સૂક્તની ઋચાઓનો અનુવાદ આપીને જ વિવેચન કરીશું:—

૭.૪૭–આખું સૂક્ત આપઃ સંબંધી છે.

"હે જલ ! (સ્રોતો), તમારી તે પરમ શ્રેષ્ઠ ઊર્મિ જે ઇન્દ્રદેવનું પાન છે, દેવતાઓની શોધ કરનારા માનવોએ જે (ઊર્મિ પોતાને માટે) સર્જી છે તે,–શુચિ, જ્યોતિર્મય, નિર્મળતા નીતરતી, મધુયુક્ત ઊર્મિ આજે અમે ભોગવીએ. (૭.૪૭.૧.)[1]

૧ आपो यं वः प्रथमं देवयंत इन्द्रपानमूर्मिमकृण्वतेळः ।
तं वो वयं शुचिमरिप्रमद्य घृतप्रुषं मधुमंतं वेनम ॥ ७, ४७. १.

હે જલ! (પ્રવાહો) હે આપઃ! વેગપૂર્વક ધસનારો 'જલનો' પુત્ર,-(અગ્નિ) તમારી સૌથી વધારે મધયુક્ત-મિષ્ટ-ઊર્મિને પોષણ આપોઃ તે ઊર્મિ જે (નું પાન કરતાં) માં વસુઓ સહિત ઇન્દ્ર આનંદથી પ્રમત્ત (ચકચૂર) બને છે તે,-(અમે પણ દેવતાઓની શોધ કરનારા હોઈ અમે પણ તે) ઊર્મિનો ભોગ પ્રાપ્ત કરીએ.' ૭.૪૭.૨[૨]

"સેંકડો વિશુદ્ધિ કરનાર (ચમસમાંથી) ગલણીમાં પસાર થતી, સ્વભાવથી જ આનંદયુક્ત, એવી તારી ઊર્મિઓ દિવ્ય છે.-દેવતાઓની ગતિના ધ્યેયરૂપ (સમુદ્ર) પ્રત્યે તે વહે છે; એ ઊર્મિઓ ઇન્દ્રના કાર્યને મર્યાદિત કરતી નથી. જલની સરિતાઓને જ્યોતિર્મય આહૂતિરૂપી બલિ અર્પણ કરો" ૭.૪૯.૩.

"જે નદીઓને સૂર્યે પોતાના રશ્મિઓ વડે બનાવી છે, (આગળ) વહેવડાવી (છે), જેમને ચીરીને ઇંદ્રે ગતિશીલ (ગમન માટે ઉપયોગી) ઊર્મિ ઉત્પન્ન કરી,-તે નદીઓ અમારામાં પરમ-શિવની સ્થાપના કરો! અને હે દેવતાઓ! મંગલમય-કલ્યાણકારક-સ્થિતિ વડે તમે અમારું રક્ષણ કરો" ૭, ૪૭, ૪,

આપણે બીજી ઋચાઓમાંથી જાણીએ છીએ કે ઇન્દ્રનું મનગમતું પાન સોમરસ છે-પણ અહિં ૧લી ઋચામાં ઇન્દ્રનું પાન જળની ઊર્મિ છે! વળી તે ઊર્મિ જ્યોતિર્મય-જ્ઞાનયુક્ત, નિર્મલ અને આનંદદાયક છે!-આ જગ-સાધારણ જળ નથી એમ બીજી ઋચામાં પણ એનો ઉલ્લેખ છે તે ઉપરથી જણાય છે. કારણ કે તેની મધુયુક્ત ઊર્મિને અગ્નિ પોષે છેઃ અને એના પાનથી ઇન્દ્ર તથા વસુઓ ચકચૂર બને છે! વાંચકે એ ધ્યાનમાં રાખવાનું છે કે અહિં 'સોમ''નો ઉલ્લેખ પ્રગટ રીતે કરવામાં આવ્યો જ નથી. અને સોમની પેઠે અપઃની ઊર્મિઓ પણ ગળણીમાંથી ગળાઇ વિશુદ્ધ થયેલી છે અને હવે તો ૩ જી ઋચામાં એ ઊર્મિઓ મટીને નદી રૂપે જ સંબોધાય છે! અહિં આપણે સ્પષ્ટ રીતે જોઇ શકીએ છીએ કે વેદોના દ્રષ્ટાઓ અપઃ તેની ઊર્મિ અને સિન્ધુ વચ્ચે ભેદ કરતા નથી, કારણ કે એ નદીઓ સૂર્ય પોતાનાં રશ્મિવડે" ઉત્પન્ન કરે છે. એ નદીઓને ઇન્દ્ર ચીરીને ગતિશીલ ઊર્મિ બનાવી છે. હજી પણ વાચક કે સિન્ધુ વિષે આપણા મનમાં શંકા હોય તો ૪ થી ઋચામાં "અમારામાં પરમશિવની સ્થાપના કરો" એવી પ્રાર્થના નદીઓ પ્રત્યે કરવામાં આવી છે તે ઉપરથી નદીઓનો માનસિક અને આંતરિક ચેતના સાથેનો સંબંધ સ્પષ્ટ થાય છે.

२ तमूर्मिमापो मधुमत्तमं वोऽपां नपादवत्वाशुहेमा ।
यस्मिन्निन्द्रो वसुभिर्मादयाते तमश्याम देवयन्तो वो अद्य ॥ ७. ४७. २.

शतपवित्राः स्वधया मदन्तीर्देवीर्देवानामपि यन्ति पाथः ।
ता इन्द्रस्य न मिनन्ति व्रतानि सिन्धुभ्यो हव्यं घृतवज्जुहोत ॥ ७. ४९. ३.

याः सूर्यो रश्मिभिराततान याभ्य इन्द्रो अरदद्गातुमूर्मिम् ।
ते सिन्धवो वरिवो धातना नो यूयं पात स्वस्तिभिः सदा नः । ७. ४७. ४.

આ સૂકત જોડે ૪૯ મું સૂકત પણ લઈશું. એ સૂકતના દેવતા આપ અને ઋષિ વસિષ્ટ છે.

"સમુદ્રથી પણ મહાન્, વિશુદ્ધિ પ્રસારતાં (છતાં) જે જલો એકજ સ્થલે અટકી જતાં નથી, જેમને વૃષભરૂપી પૌરૂષયુકત,–વજ્રબાહુ ઇન્દ્રે માર્ગ ચીરીને વહેતાં કર્યાં તે દિવ્ય આપ (જલસ્રોતો) મારૂં સંગોપન કરો" ૭.૪૯.૧.

"ખોદેલી ખાઇઓમાં વહેતાં અથવા તો સ્વયંભૂપણે ઉત્પન્ન થયેલાં, જેમની ગતિ સમુદ્ર પ્રત્યે છે એવાં જ્યોતિર્મય અને પાવક દિવ્યવારિ મારૂં રક્ષણ કરો." ૭.૪૯.૨.

"જે જલસ્રોતોની અંદર રાજા વરૂણ માનવોનાં સત્ય અને અસત્યને (सत्यानृते) ઉપરથી નીચે નિહાળતો ગતિ કરે છે, જે વારિ મધઝરતાં, જ્યોતિર્મય, પાવનકારી છે, એવાં દિવ્ય વારિ મારી રક્ષા કરો." ૭.૪૯.૩.

"જે જલસ્રોતોમાં વરૂણ રાજાને, જેમાં સોમને, અને સર્વ દેવતાઓને શકિતનો ઉન્માદ ચઢે છે, જે વારિઓમાં વૈશ્વાનર અગ્નિએ પ્રવેશ કર્યો છે તે આપ અમારૂં રક્ષણ કરો." ૭.૪૯.૪

આ સૂકતનો સમગ્ર અર્થ વિચારી જુવો અને એ સ્થૂલ જલને સંબોધાયલું છે એમ લાગે છે? જલ સંગોપન કરે છે એ તો સમજી શકાય પરંતુ "સ્વયંભૂપણે વહેતાં" એવાં વારિ કયાં? જે વારિમાં વિશાળ વ્યાપકતાનો અધિષ્ટાતા વરૂણદેવ માનવનાં સત્ય અને અસત્યને પોતાની ઉપરની ગતિમાં વહતો જોતો જાય છે તે વારિ કેવળ સ્થૂલ જ! અને સ્થૂલ જ જો ગણીએ તો માનવનાં "સત્ય અને અસત્યને" એની સાથે શો સંબંધ? મધઝરતાં–મીઠાં અને 'પાવનકારી' કયા અર્થમાં? બાહ્ય કે આંતર? જેમાં વરૂણ, સોમ તથા વિશ્વદેવોને શકિતનો કેફ ચઢે તે અને જેમાં અગ્નિએ પ્રવેશ કર્યો છે તે વારિ કેવળ સ્થૂલ જળ છે એમ સ્વીકારતાં ગમે તેવા ઉપર ઉપરના વાચકને પણ વિચાર કરવો પડે એ સ્વાભાવિક છે. દિવ્ય તપઃશકિત રૂપી અગ્નિ એ પ્રાણના સ્રોતોમાં પ્રવેશ કર્યો છે અને સૂર્યે તે વારિને જન્મ આપ્યો છે એ પ્રતિક યથાર્થ છે, પરંતુ સ્થૂલ અર્થમાં લેતાં આપણને બન્ને સૂકતો અસંબદ્ધ જ લાગે તો શું આશ્ચર્ય?

समुद्रज्येष्ठाः सलिलस्य मध्यात्पुनाना यंत्यनिविशमानाः ।
इन्द्रो या वज्री वृषभो रराद ता आपो देविहि मामवंतु ॥ ७.४९.१

या आपो दिव्या उत या स्रवंति खनित्रिमा उत वा या स्वयंजाः ।
समुद्रार्था याः शुचयः पावकास्ता आपो देविरिह मामवंतु ॥ ७.४९.२

यासां राजा वरुणो याति मध्ये सत्यानृते अव पश्यञ्जनानां ।
मधुश्चुतः शुचयो याः पावकास्ता आपो देवीहि मामवंतु ॥ ७.४९.३

यासु राजा वरुणो यासु सोमो विश्वे देवा यासूर्जं मदंति ।
वैश्वानरो यास्वग्निः प्रविष्टस्ता आपो देवीरिह मामवंतु ॥ ७.४९.४

# સર્જક–ચિન્તક ધૂમકેતુ[1]

## ફિરોઝશાહ રૂસ્તમજી મહેતા

૧૯૩૫–૩૬ ના આ છેલ્લાં બે વર્ષમાં આપણાં વચ્ચે ત્રણ કૃતિઓ એવા ખાસ પ્રકારની પ્રકટવા પામી છે કે જેમણે પોતાનાં ખુશનુમા ટૂંકાં સ્વરૂપથી આપણાં સાહિત્યની વૃદ્ધિની નવી દિશા દેખાડી છે તથા તેની લોકપ્રિયતા સાધવાનો નવો માર્ગ ખુલ્લો કર્યો છે. આ ત્રણે કૃતિઓ આવકારપાત્ર નીવડવા પામી છે. જેમ થવાનું એક મુખ્ય કારણ તો એજ કે આપણાં ગુજરાતી સાહિત્યમાં એવા પ્રયાસની ખૂટ હતી–જરૂર હતી. ટૂંકા અને ખુશનુમા સ્વરૂપે વિચાર તથા ચિંતનનું સાહિત્ય વધારવું એ તેમના કર્તાઓનો ઉદ્દેશ હતો. આ ત્રણમાંહેલું સૌથી છેલ્લું પુસ્તક તે "જલબિંદુ."

'જલબિંદુ' એટલે કે હૈયાનાં રંગે રંગાયેલાં મનનાં મોતીઓ. આવાં મનહર મોતી આપણને આગળ 'રજકણ' રૂપે મળ્યાં હતાં. તેની મોજ હજી વીસરાઇ નથી તેટલાંમાં આ 'જલબિંદુ' બાહેર પડ્યું છે. બન્નેના પ્રકાર અને આસ્વાદ લગભગ એક-સરખા છે ને બંને એકસરખાં સુખદાયક અને યશસ્વી થવા પામ્યા છે.

કળાકારો અને તેમની કૃતિઓના ત્રણ વર્ગ હોય છેઃ ૧ ચાલાક ૨ સરસ ૩ મહાન. ચાલાક કૃતિમાં બહુધા સિફત કે ભભક હોઈ તેમાં ઉપલક મોજ આપવાનો તથા આંજી નાખવાનો ગુણ હોય છે. સરસ કૃતિમાં સાચું કળાસૌન્દર્ય હોઇ તે હૃદયને ડોલાવે છે અને જીવને આનંદ બક્ષે છે. મહાન કૃતિમાં કોઇક ભવ્ય રસિકતા અને વધતી ઓછી અદ્દભુતતા હોઇ તેનો આસ્વાદ લેતે આત્મા જાગી ઉઠે છે–દિવ્યસુખનો સચેત ઝરો જાણે ઉછળી પડે છે.

આપણી તપાસ હેઠળના પુસ્તકના બહુ જાણીતા કર્તા ગુજરાતના સર્વશ્રેષ્ઠ નવલિકાકાર શ્રીયુત ગૌરીશંકર ગીરજાશંકર જોશી ઉપનામે ધૂમકેતુ ઉપર જણાવેલી બીજી કક્ષામાંથી ધીમે ધીમે ત્રીજીમાં આવતા જાય છે. 'રજકણ' પછીથી 'જલબિંદુ' તેની વિશેષ પ્રતીતિ આપે છે. એમનું વિશાળ બનતું જતું કલ્પનાજીવન, ઉંડું થતું જતું સૌન્દર્યચિંતન અને રસવિધ થતાં જતાં સમૃદ્ધ ચિત્રાલેખનો આપણાં આ કથનને ખરૂં પાડે છે.

આપણી પાસે હવે તો અનેકાનેક કળાવંત લેખકો પડેલા છે. એમાં કેટલાક શણગારક લેખકો છે–થોડાક સર્જક લેખકો છે. રા. ધૂમકેતુ આ બેવડી લાયકાતના ધણી છે એઓશ્રી જૂનું પણ નવીન પ્રકારે શણગારે અને નવું પણ શણગારીને જ રજૂ કરી

૧ જલબિન્દુઓ, ધૂમકેતુ, ગુર્જરગ્રન્થરત્ન કાર્યાલય, અમદાવાદ.

શકે. કોઇ પણ સરસ કૃતિનાં શણગારકાર્ય માટે જોઇએ છે બે વસ્તુઓ: લખાવટનું રેખાંકન અને લખાવટનું રંગકાર્ય. એ બન્ને રા. ધૂમકેતુની કલામાં હૈયાત છે. પોતાની કલમનાં રેખાંકન વડે એઓથી પોતાની લખાવટને સુડોલતા સરળતા અને પ્રમાણતાની શોભા આપી શકે છે અને પોતાની કલમનાં રંગકાર્ય વડે એઓ પોતાની લખાવટને કુમાશ texture તથા જીવંતતા (life) આપી શકે છે. જેવી જેવી ભાવના તેવા તેવા ભાષાવિષયક અનુકૂળ રંગો લખાવટમાં લાવવાથી તેમજ એ સર્વે રંગોનાં ચિત્રો-ઉત્પાદક સુએકયથી શૈલીનું તેજચ્છાયાદર્શન બનવા પામે છે. કલમ વડે એવું કહી બતાવવું એ રા. ધૂમકેતુની રંગકાર્યકુશળતા બતાવી આપે છે. એ રીતે જોતાં આપણે એમને ચિત્રકારલેખક પણ કહી શકીએ.

વળી રા. ધૂમકેતુ સર્જક લેખક નથી એમ તો કોણ કહેશે ? જે લેખકવ્યકિત એકાદ બે નહીં પરંતુ સંખ્યાબંધ સફળ મૌલિક નવલિકાઓ ચાલુ અને ચાલુ પ્રકટાવી શકે તેનામાં સર્જકબુધ્ધિનું પાણી હોય જ. વળી જે લેખક 'રજકણ' અને 'જલબિંદુ' દ્વારા નવનવી કલ્પનાઓ સાથનાં વિચાર અને ચિંતનનાં અનેકાનેક સરસ ચિત્રો રજૂ કરી શકે તેને આપણે સર્જક ચિંતકની પદવી આપવાને કાં ન લલચાઇએ ? )

'જલબિંદુ' એક સફળ કૃતિ છે, સફળ કહી બનાવવાથી નહીં પણ એ પોતે પોતાની જાતમાં સફળ છે તેથી જ. એની પ્રતીતિ માટે માગો એટલાં "જલબિંદુ" નાં જલબિંદુઓ સહેલાઇથી રજુ કરી શકાય છે.

જલબિંદુ ત્રણ વિભાગમાં વહેંચાઇ જાય છે. પહેલા ભાગમાં અતિ ટુંકા ટુંકા એવા બુદ્ધિ અને ઊર્મિના વિદ્યુત ચમકારા જ વાચકનાં નેત્ર પાસેથી પસાર થઇ જાય છે. બીજો ભાગ કલમ વડે દોરાએલાં પ્રકૃતિ સૌંદર્ય દાખવતાં નાનકડાં ચિત્રાલેખનનો તથા મનુષ્યોની તરેહવાર સારી લાગણીઓને ઉત્તેજે એવાં રમ્ય અને પ્રાણવાન ભાવનાચિત્રોના ભેળનો બનેલો છે. અને ત્રીજા વિભાગમાં કળાવિભૂષિત એવાં રંગદાર તથા તેજદાર સંક્ષિપ્ત, ઐતિહાસ અને કથાચિત્રો નજરે પડે છે. પહેલા બે વિભાગોમાં લેખક જીવ જીવન અને કુદરત સાથે ચાલુ વાતચીત કરનાર એક રસપૂર્ણ વિચારક અને કોઇ ચિત્રકારની દૃષ્ટિ ધરાવતા સાચા નિરીક્ષક જાહેર થાય છે, ને છેલ્લા વિભાગમાં તેઓ કોઇ ઇતિહાસપ્રિય તથા સત્યઘટનાત્મક કથાકાર જેવા ભાટ ચારણનું હૈયુ ધરાવતા ઈશભકત દેખાય છે. સામટી રીતે લેતાં મારા મનથી આ ત્રણે વિભાગ રંગ અને રેખાથી ભરીભારી એક મોટી ચિત્રપાટી જેવા જણાય છે. પહેલા બે વિભાગોની શૈલી સૂત્રાત્મક છે. ત્રીજાની પ્રકાર પ્રમાણે કથનાત્મક જ છે. લલિત વાક્યરચનાની બનેલી-પોતાની અલગ ઢબઢબ અને ખાસ સૌંદર્ય ધરાવતી કવિતા જેવી જ એમ ત્રણે વિભાગોની ભાષા વરતાય છે. અને ત્રણે વિભાગ આવી સુંદરતા સાથે તેના ઉપયોગી પાસાં લેખે પાને પાને અને લીટીએ લીટીમાં ઉપદેશાત્મક અંશ પણ નક્કી ધરાવે છે. જેઓએ જલબિંદુ પીધાં હશે તેમને એની પૂરી ખાતરી થઇ જ હશે.

જો કે, આખું "જલબિંદુ" પહેલેથી તે છેલ્લે લગી લલિત છે, રમ્ય છે, શૃણુગારમય છે, અને ઊર્મિઓથી ઉભરાઈ જાય છે પરંતુ એ આરોગતે એમાં એક લક્ષણ ખાસ તરી આવતું દેખાય છે, તે આ કે દરેક લીટી પાછળ તેનું રહસ્ય છૂપાએલું છે. બીજા શબ્દોમાં કહીએ તો આખા પુસ્તકમાં લેખકની ઊર્મિનો અને લેખકની બુદ્ધિનો સરખો સજ્જોડ ગતિસંચાર પ્રકટ તેમજ અપ્રકટ જરૂરજ વર્તાઈ આવે છે, જો કે કર્તાએ બધું જ શોભાદર્શક લખ્યું છે, વાકયે વાકયે ભાવનાને વહાવી છે, છતાં એક પણ કંડિકા કે એક પણ વાકય એમણે કેવળ શોભા જ બતાવવા કારણે કે માત્ર લાગણી દાખવવા કાજે લખેલ નથી જ. દૃષ્ટાંત લેખે પૃષ્ઠ ૪૬ મે આ જલબિંદુ વંચાય છેઃ-

અરે! બાળપણ ગુમાવ્યા પછી એક સાચાં આંસુ માટે-એક જ સાચા વિચાર માટે-એકજ સાચી કલ્પના માટે હું કેટલું કેટલું મથ્યો છું!

કદાચ એ વાંચી કોઈ કહેશેઃ "ઉભરો જ ના!" હા, દેખીતો તો એ ઉભરો જ છે-કેવળ તરંગ છે-ઊર્મિની એક લહર માત્ર છે. વળી એ વાંચતે કોઈ તકરાર પણ કરી શકે કે "બાળકને આંસુ ખેરવતાં વાર શી? બાળકની વિચારબુદ્ધિ તે વળી કેટલી? અને બાળકલ્પનાની તે વળી કિમ્મત શી? એ તો ધૂમકેતુને કોઈ નવરી પળે કાંઈ લાગી આવ્યું ને કવિઓ અને ફિલસૂફો ઘણી વેળાએ કાંઈ અમથું અમથું ચીતરી મારે છે તેના જ જેવું આ કાંઈ લખી માર્યું છે."

ના, લેખકે આ બિંદુ બહકે મોતી, વગર વિચારે કે ઓછા વિચારે નથી ઉપજાવ્યું. ખરું જોતાં આ ઉદ્‌ગાર કાઢને પોતાનાં હૈયાં વડે વિચાર્યું છે અને પોતાનાં મનથી ભાવનામય બનીને આ લખ્યું છે. સર્વે સાચા અને ખરા વિચારક લેખકો આમ જ કરે છે. લેખકને ઉપર્યુક્ત ઉભરો ઉભરવતે બરાબર ભાન છે અનુભવ છે-જ્ઞાન છે કે અનેકવાર મોટી વયના માણસો ખરે વખતે ખરી લાગણીવાળું એક આંસુ બાહેર પાડવાને અશક્ત હોય છે-જ્યારે એક બાળકથી તે બની શકે છે. વળી ઘણી વેળાએ મોટાઓનું ડોહળાયેલું ચૂંથાયેલું મન અને માનસ એકાદ વિચાર પૂરી સચ્ચાઈવાળો કરવાને અશક્ત બને છે, જ્યારે બાળકનાં શુદ્ધ આરસી જેવાં મનમાં તેનું પ્રતિબિંબ કાંઈ પણ ગૂંચવણની આંટીઘૂંટી વિના ખુલ્લું સાફ રહી શકે છે; અને નિર્દોષ બાળક પૃથ્વી પર હોવા છતાં હજી દિવ્યભાન અને દિવ્ય સબંધોથી અલગ થયેલું ન હોવાથી તેની કલ્પના કાંઈક અનેરો આગળ વધતો અને નવીન આકાર ધરાવવા પામે છે.

આ પ્રમાણે ધૂમકેતુનાં પ્રત્યેક જલબિંદુ મારી સમજ પ્રમાણે કળાત્મક નીતિ-વિચારો જ છે-સૌંદર્યરૂપે ઉપદેશનાં સૂત્રો જ છે. પરંતુ એમાં પણ એક વિશેષ ખૂબી આ છે કે એમના ઉપદેશ પાક્ષિક નથી. Balance યાને સમતુલા ત્યાં જોવામાં આવે છે. ઉપદેશ આપતી વેળાએ અને ટીકા કરતી વેળાએ અનેક જગ્યાએ હાલની બીજી બાજુ પણ વિચારાઈ છે-જલબિંદુમાં અંકિત થયેલી છે. દૃષ્ટાંત લેખે ૪૯ પાનાં ઉપર લાગણીની મહત્તા સરસ રીતે ચીતરવામાં લેખકે જરાય કચાશ રાખી નથી છતાં તેમણે બુદ્ધિને

અન્યાય કર્યો નથી. બુદ્ધિ એજ જીવન નથી પણ બુદ્ધિને જીવનમાં સ્થાન છે–સમગ્ર જીવનનો એ એક અંશ છે એટલું, લાગણીની ગમે એવી તરફેણદારી કરવા છતાં એઓ કહી દેવાને ચૂકતા નથી.)

હા, જલબિંદુમાં ઉપદેશો છે, છતાં એ ઉપદેશકિયું નથી જ. એ વાંચતાં લગારે કચવાટ, કંટાળો કે ભારેખોજ જેવું લાગતું નથી. ટૂંકામાં જલબિંદુઓ એવી તો સુંદર રીતે વસ્ત્રધારી થયાં છે કે તેઓ ઉપદેશ જેવાં દેખાતાં કે લાગતાં યે નથી. ખરી વાત તો એ છે કે જે વાત ઉપદેશ આપવાના હેતુથી રજૂ થતી નથી તે જ સારામાં સારૂં અસરકારક ઉપદેશકાર્ય કરી બતાવવાને શક્તિવાન બને છે. રા૦ ધૂમકેતુનાં જલબિંદુની સફળતા તથા અમરતા એમાં જ સમાએલી છે. "જલબિંદુ" કેવળ બાહ્ય રીતે અને કળાથી શોભિત હોત તો એની કિમ્મત કશી જ ન હોત. આશય ઉચ્ચ, ભાવના ઉચ્ચ, ઉપદેશ ઉચ્ચ એ જ કારણે "જલબિંદુ" સંદેશવાહક બની શક્યું છે–કર્તાના શબ્દો વાપરીએ તો "ગુપ્ત રહેલા મહાનદનો ધ્વનિ" સંભળાવનારૂં નીવડી શક્યું છે. મારા વિચાર પ્રમાણે (રા૦ ધૂમકેતુ આપણને પોતાની દરેક કૃતિદ્વારા સૌંદર્ય સિવાય કશું જ આપવા માગતા નથી. એ સિવાય એમની બીજી કોઇ ઇચ્છા પણ નથી. અને આપણે જાણીએ છીએ કે **સૌંદર્યથી વધારે સુંદર બીજો કોઇ ઉપદેશ નથી.)**

આટલું સામાન્ય વિવેચન કર્યા પછી આપણે એક પછી એક જલબિંદુને તેના ત્રણે વિભાગમાં ઉડતી નજરે જોઇ વળીશું

પુસ્તકમાં પગલું માંડતા જ સૌથી પહેલું જ જલબિંદુ આપણને આકર્ષી લે છે–વાંચકોને તેગના ભાવી સુખની પાકી ખાત્રી આપે છે—

"સૂતેલું પરોઢ જાગે તેમ તે આળસ મરડીને બેઠી થઈ"

કોણ? ધૂમકેતુ કહે છે કે "કવિતા દેહસમસ્તમાં વ્યાપેલી કવિની મૌનવાણી પ્રકાશ કુમળા પ્રભાતની માફક જાગતી હતી, સુંદરતાથી શણગારાયેલા દેહની માફક રૂપ લેતી હતી; લાવણ્યમૂર્તિની માફક રેખાંકિત થતી હતી." ધૂમકેતુ કવિતાનો જન્મ આમ વર્ણવે છે.

(એકાદ વાત કે વસ્તુને તેના વિશાળ, ઊંડાં કે નવીન સ્વરૂપમાં બતાવી આપવાનો ઇજારો ધૂમકેતુ જેવા કવિ લેખકોને સ્વાભાવિક જ હોય. કળા વિષે આપણે અનેક વ્યાખ્યા વાંચી છે. પણ ધૂમકેતુ તેને વિશાળ ઊંડી રીતે જોતાં આ પ્રમાણે ટૂંકમાં વર્ણવે છે: "માણસ જ્યાં ઉભો હોય ત્યાંથી એને આગળ જવા પ્રેરે એ દરેક વસ્તુ કળા છે, વળી ખરેખરૂં કળામય કોને કહી શકાય તેની ગૂઢ પણ ખરી ચાવી લેખક આપણને આ પ્રમાણે બતાવે છે "કોઇ પણ કલાની ખરી ખૂબી આ છે: એમાં કલા ક્યાં છે, એવો સ્પષ્ટ અંગુલિનિર્દેશ તમે ન કરી શકો."

"પ્રયત્ન"ના પ્રતાપ ઘણાએક પ્રતાપી લેખકોએ આપણને સમજાવ્યા હશે. ધૂમકેતુ તે કોઇ નવી જ ઢબે રજૂ કરે-યુવકોને પ્રેરે અને ઉત્તેજે તેવી નવી રીતેઃ "વાહરે! જુવાન તું અજબ નિરાશાવાદી લાગે છે. પ્રયત્નની સચ્ચાઇ તારે પડખે ઉભી છે અને છતાં તું કહ્યા કરે છે કે મારે પડખે કોઇ નથી, મારે પડખે કોઇ નથી. વાહ!"

"ધર્મ"નો ખરો ઉપયોગ શો છે તેની સમજ કોઇ નિર્બંધને પણ ભૂલાવે અને આંખો પાડે તેવી રીતે સંક્ષિપ્તમાં એક (ધૂમકેતુ જ આ પ્રમાણે આપી શકેઃ "જવાબદારી, દુઃખ અને હૃદયનો સંતાપ–એ ભૂલવા માટે જ્યારે માણસ ધર્મનો આશ્રય લેવા જાય છે, ત્યારે એણે મેળવેલો ધર્મ, શીશામાં ભરેલા દારૂ જેવો છે. એના નશામાં એ ઘણું ભૂલી શકે છે એટલો જ એનો ઉપયોગ કહી શકાય. પણ જવાબદારી, દુઃખ કે સંતાપ–એમને ભૂલવા માટે નહીં પણ સમજવા માટે જ્યારે માણસ ધર્મની શોધ કરે છે, ત્યાર એ જે મેળવે છે, તે ધર્મ હોઇ શકે.")

(સાગામાં સાદું અવલોકન દરરોજ જોઇ શકાય એવું સાધારણ અવલોકન પણ કાંઈને કાંઈ વિચારસર્જન ઉભું કર્યા વિના શ્રી ધૂમકેતુની મનચોકીમાંથી પસાર થઇ જઇ શકતું નથી.) તેનો સુંદર પણ માર્મિક નમુનો આ રહ્યો.

> "સાંજ નિર્મળ હતી. આકાશ ચોક્ખું હતું. દરિયો શાંત સ્વચ્છ હતો. એના પાણી ભુરા નિરભ્ર આકાશની સ્પર્ધા કરતાં ધીમી લહરીના તાનમાં વહ્યાં જતાં હતા અને ત્યા દૂર-દૂર ક્ષિતિજ પર એક નાનું હોડકું આવતું હતું.
>
> હોડકું દરિયાના તરંગે ડોલી રહ્યું હતું.
>
> અને એમા પેલો માછીમાર અને તેની પત્ની જીવનસંગ્રામમાંથી પાછા ફરી રહ્યાં હતાં.
>
> એ હોડકું દરિયો કુદરત અને માછીમાર સઘળાં એક સુંદર ચિત્રનિર્માણમાં કેવાં સાચ્ચાં સ્વરૂપે આવી શકે તેમ હતાં.
>
> અને અમે દરિયાકાંઠાનાં સહેલાણીઓ?"

લેખકશ્રી અત્રે માછીમાર અને દરિયાકાંઠાના હજારો સહેલાણીઓ વચ્ચે એક એક સાથે સરખામણી મર્મમાં કરી બતાવી છે. દરિયા કાંઠાના સેંકડો સહેલાણીઓના ભાગ્યમાં જીવનસંગ્રામ જેવી કામની વસ્તુ છે જ નહીં પણ પ્રત્યેક માછીમારને સારૂં એ ખુશ નસીબ છે. વળી માછીમાર પોતાની પત્ની સંગે કુદરતનો સહકારી હોવાથી એક સુંદર ચિત્રનિર્માણમાં આવી શકવા જેટલો લાયક છે. આપણે દરિયાકાંઠાના સહેલાણીઓ પ્રકૃતિને ખોળે રમતા ને ઝઝુમતાં ન હોવાને લીધે આપણે નમાલાં નકામાં જેવાં કુદરતનાં ચિત્રની બાહેર જ છીએ.

"જલબિંદુ" પોતની કોઇ છુપી ઠેકાણાથી થી કે કટાક્ષથી સાવ નિરાળું નથી. હા, કોઇ કોઇ જલબિંદુ કટાક્ષકારી યે જણાય છે. પણ કટાક્ષ કેવો? હળવો–અભિત-સાચો કડવો જરા યે નહીં પણ કોઇ દિલસ્દને દઝાડે એવી નાજુક કરૂણતાનો ભરેલોઃ—

"મધ્ય યુગના મરણિયાઓ તમારા ગાંડા શુરાતન ઉપર ટીકા કરવાનો અમને હક છે એમને કારણ કે અમારામાં શુરાતન - ગાંડું કે ડાહ્યું કોઇ પ્રકારનું રહ્યું નથી માટે."

(શૈલી વાણીની જ હોતી નથી પણ સારાયે જીવનની પણ હોય છે. વાણીની શૈલી ઉપરથી જીવનની શૈલી પરખાઈ આવે છે) તેનો એક સચોટ નમૂનો શ૦ ધૂમકેતુ એક મહાન જીવનકથામાંથી આપણા માટે ચૂંટીને નીચે પ્રમાણે રજૂ કરે છે:—

"ભગવાન તથાગતને અંગુલિમાલ લૂટારાએ કહ્યું કે 'ઉભો રહે' ને પોતે ચાલતા હતા છતાં જવાબ વાળ્યો કે 'હું ઉભો છું ને તું ઉભો નથી.' એટલા નાના જવાબમાં એવી સુંદર શૈલી હતી કે લૂટારાએ આશ્ચર્યથી અર્થ જાણવાની પૃચ્છા કરી અને એનાથી એના સ્વભાવમાં પરિવર્તન થયું.

એકેક બબ્બે અક્ષરના બનેલા ભગવાન બુદ્ધે ઓચરેલા આ સાત ન્હાના શબ્દોનાં સામર્થ્ય ઉપરથી જ શ. ધૂમકેતુએ કદાચ આ બીજું જલબિન્દુ લખ્યું હશે. "શબ્દમાં શી રીતે શક્તિ આવે છે-મનુષ્યની આંતરશુદ્ધિના પ્રતિનિધી રૂપે જ. એ ખ્યાલ ન હોવાથી માણસ એક શબ્દ વાપરવો જોઇએ ત્યાં એક હજાર શબ્દો વાપરવા લલચાય છે."

(શ. ધૂમકેતુ 'એપીગ્રેમેટીકલી' યે લખી શકે છે એ જાણીતી વાત છે. એટલું જ નહીં પણ એમની દરેક કૃતિમાંથી આપણને જરૂર જ કેટલાંક "ચબરાકિયાં" Epigrams મળ્યા વિના રહેતાં નથી.) 'જલબિંદુ' માંથી પણ એવાં ખરેખરાં ચબરાકિયાં જે આપણે વાંચી શકીએ છીએ તે આ રહ્યાં:—

"સંયમ ભરેલી લાગણી—એને બુદ્ધિ કહી શકાય."

"પ્રતિષ્ઠા એટલે આગળ વધતાં અટકી ગયેલાં જીવનનું મુકુટ"

"ફરિયાદ માણસ રજૂ કરતો નથી-- કાં અત્યંત આળસુ હોય છે માટે—અથવા અત્યંત ઉદ્યોગી હોય છે માટે.

"ક્ષમા એટલે વસ્તુસ્થિતિ સંપૂર્ણ રીતે સમજવાની શક્તિ."

"જે સંવેદનો જીવનને સૌન્દર્યદષ્ટિથી જોતાં શીખવાડે, એને "ઊર્મિ" કહે છે."

"જીવનનો અંત-એમાં મૃત્યુ નથી, પ્રયત્નનો અંત-એમાં મૃત્યુ છે."

"સરજનહારને કવિતા કરવાનું મન થયું અને એણે સ્ત્રીત્વ સરજ્યું"

"જ્યાં જ્યાં ઇતિહાસે એમ લખ્યું છે કે 'શક્તિ અદ્ભુત હતી,' ત્યાં ત્યાં આમ લખવું હતું કે 'અધિક ત્યાગ પણ અદ્ભુત હતો.'"

"પોતાના વિચારદારિદ્રમાં પોતે મગ્ન રહેવું એ મનુષ્યત્વનું છેલ્લામાં છેલ્લું રૂપ."

"ન્યાય? -હા હા, જે માત્ર બે જણા પાસે જ છે: સંન્યાસી-સાધુ પાસે. પાગલ પ્રેમી પાસે."

"પરદોષની વાત-ખરજવાં જેવી છે. વધારે ખણો તેમ વધારે રસ આવે; અને વધારે રસ તેમ વધારે વિકૃત બને"

"ત્યાગ વડે શક્તિ આવે છે કે શક્તિ હોય ત્યારે જ ત્યાગ થાય છે ?"

"બીજાં શું કરે છે એ દલીલ જ્યારે નાશ પામે ત્યારે પોતે શું કરવું એ જ્ઞાન ઉદય પામે."

"સંયમી એટલે સમજણપૂર્વક શરીરને આજ્ઞા આપનારો."

'ક્ષણ સિવાય દુનિયામાં ક્ષણિક કાંઈ નથી"

"મૃત્યુમાં ઘા કરવાની શક્તિ છે–પણ મારવાની શક્તિ નથી."

"કલા એટલે કે વ્યક્તિએ પોતાની જાતને પ્રગટ કરવા ધારેલો માર્ગ."

"ઠંડી ગણતરીની પાળો વચ્ચે વહેતો સ્ફુરતીનો પ્રવાહ એ જ સાચું યૌવન."

"સંયમ વિનાની સમશેર રાક્ષસોને અને સમશેર વિનાનો સંયમ સાધુઓને શોભે."

હવે આ પહેલા વિભાગના સંબંધમાં આપણને જે સૌથી છેલ્લું નોંધવા જેવું છે તે ત્યાં આપેલાં થોડાંક અતિ સુંદર લલિત ભાવનાચિત્રો માંહેલા ચાર ચિત્રો પ્રત્યેનો માત્ર અંગુલિ નિર્દેશ જ છે:– પહેલું : ભયંકર રમણીયતાના અમર આશકો સમા હિમાલયઘેલા જુવાનોની મોહવૃત્તિ ઉપર છે. બીજું : જુનવાણી વડલાઓ વિષે છે. ત્રીજું : ખંડેરપ્રિયતા અને તે ઉપરથી ઉપજતો બોધ બતાવે છે. ચોથું : સૌથી સરસમાં સરસ પુષ્પ કયું તેનું તુલનાત્મક વિવરણ કરે છે.

હવે આપણે બીજા વિભાગ ભણી વળીએ. પ્રકૃતિસૌંદર્યના ઘણાએક શોખીન લેખકો કુદરત ઉપરથી ફિલસૂફી ઉપર ઉતરી પડે છે. આંખે દેખાતું સૌંદર્ય લેખકના વિચાર કરતાં મનને છેવટ કોઈક ફિલસૂફીને ઓવારે લઈ જઈને લાંગરે છે. એવા પ્રકારનાં સંખ્યાબંધ જલબિંદુઓ આ પુસ્તકમાં પડેલાં છે. એ માંહેલો એક ઘણો સરસ નમૂનો તે "માધુભાની વાડી" વાળું ચિત્ર છે. વાડીની રચના, સીમની શોભા અને શાન્ત બપોરે વૃક્ષોના એકલવાયા ઉભેલા મૂંગા લાંબા પડછાયા આદિ ટૂંક સૌંદર્યાલેખન કરીને, અંતે લેખક આવી લાગે છે બે ફિલસૂફીપ્રશ્નો ઉપર: "આનંદદર્શનમાં છે કે દ્રષ્ટામાં ?" અને વસ્તુનું કયું સ્વરૂપ સાચું ?–હતું તે–છે તે–નથી તે ?"

બીજું એવું જ ખૂબીદાર ચિત્ર તે "એકાકી ઉભેલા બીવણ ખડકો" છે કર્તાને એ ખડકોમાં અનેક અર્થો ભરેલા દીસે છે. પ્રથમ તો કર્તા સાંજનું એક દૃશ્ય નીચલી સુંદર પંક્તિઓમાં–કોઈ ચિત્રકાર કે કવિને છાજે તેવી અસરકારક ઢમઢ વાણીમાં રજૂ કરે છે : નર્યું ચિત્ર જ દોરાયું છે.

"ચારે તરફથી અંધારાથી વીંટાતા પેલાં નિર્જન ભૂરાં ભૂખરાં સુકકાં ખડકો ધીમે ધીમે વધારે ને વધારે ઝાંખાં બનતા જતાં હતાં. આકાશમાં એકલી ઉભેલી, અંધાર પછેડો ઓઢેલ ઓળા જેવી, કેટલીક ટેકરીઓ પોતપોતાનું વ્યક્તિત્વ ગુમાવી અંધારામાં અંધારા સાથે મળી જતી હતી–અને તેથી એમની વધારે ઝાંખી લાગતી ગૂઢ છાયા-મૂર્તિઓ ભયંકર પણ થતી હતી.– અને એવી કેવળ સીધી, સુક્કામાં સુક્કી, નીચેની અંધારઘેરી ખીણ ઉપર નજર કરતા, ખડક સમી એક અક્કડ ટેકરી, આકાશમાં

**નિરાધાર જેવી ઉભા હતી; બીજી અનેકોથી જૂદી પડીને: રણમાં ઉંટ ઉભું હોય તેમ મોં ઉંચુ કરીને.**"

આપણે જાણે (ચિત્રવાળી જગ્યાએ જાતે હાજર હોઇએ અને જોતા હોઇએ એવું જ ભાન એ વાંચતે વાંચકને થયા વિના રહેતું નથી એટલું બધું ચોક્કસ અને મોહક એ ચિત્રાલેખન છે) અને તેમાં યે સૌથી સરસ તરી આવતી: highligbt સમી એક રંગરેખા તે તો કમાલ કરતું પેલું છેવટનું સરસ રૂપકમાં "રણમાં ઉંટ ઉભું હોય તેમ મોં ઉંચું કરીને" લખાયેલી લીટીવાળો કળાસ્પર્શ છે. અને એ આખાં ચિત્રને છેડે, અંતે આવે છે. પ્રોત્સાહનપાતી એક વીરાત્મક ફિલસૂફી. લંબાણ થતું જાય છે માટે, ઘણી મરજી હોવા છતાં, હું એ ટાંકીશ નહીં.

આ બીજા વિભાગનું નંબર બીજું—એ જલબિંદુમાં (લેખકશ્રી એક સાચા કુદરત-પરસ્ત લેખે પ્રકૃતિનાં સૌંદર્યમાં પોતાની જાતને પરિપૂર્ણ ભેળવી નાખી પોતાનું અસ્તિત્વ ખોઇ દેવાને, સુંદરમાં સુંદર શબ્દો વડે ટળવળતા દેખાય છે) મોગરા ગુલાબના પરિમલમાં અણુપરમાણુ રૂપે વણાઇ જવા ઝંખે છે–ચાંદનીમાં રઝળતી વાદળીના રખડુ સાથીદાર થવાને તલપે છે અને અંધારઘેરી રાત્રે ધીમી ઝીણી બુંદે વરસતા વરસાદનાં એક જલબિંદુ હોવાનું ભાગ્ય યાચે છે, ત્યારે (પ્રકૃતિ જોડે લેખકને કેટલી જોરાવર અને ગાઢ મિત્રાચારી છે) તેનુ આપણને સચોટ ભાન થયા વિના રહેતું નથી.

નંબર ૨૨ વાળું જલબિંદુ લેખકનું પ્રખર ગુર્જરાભિમાન દાખવે છે. થોડીક કાવ્ય સમી વંચાતી એ લીટીઓ તેની ભાવના અસર કે શોભામાં જાણીતા કવિઓની "ગુજરાત"નો ગુણગાથા ગાતી કવિતાઓથી ઉતરતી આપણને જણાતી નથી. એમાં એક જગ્યાએ લેખકશ્રીએ કવિઓને સંબોધી લખ્યું છે કે "કવિજનો! કવિતાની વાણીમાં ગુજરાતની સૌંદર્યભૂમિઓ વર્ણવો." લેખકની આ સૂચનાત્મક વિનંતિમાં દેખીતી ફરિયાદ છે. એ ફરિયાદ એમના એકલાની જ નથી પરંતુ અર્વાચીન ગુજરાતી સાહિત્યનો આ એક બળાપો છે. કે આપણા કવિઓ સૃષ્ટિ સૌન્દર્યનાં કાવ્યો લખતા નથી–લખી શકતા નથી. ગેરસપ્પાના ધોધ ઉપર, લેનાની ગુફાઓ પર અને જબલપુરના "માર્બલ રોક્સ" પર ગદ્યમાં કાંઇ કાંઇ લખાયું છે પણ-કાવ્યમાં તેઓ કદિ યે ચિત્રાંકિત થયા નથી. આપણી એ કવિતાઇ ઉણપ અફસોસકારક છે.

સાચો સાહિત્યકાર નિરભિમાન હોય છે, તેની નીતિની ભાવના ઉચ્ચ પ્રકારની હોવાને જ લીધે નહીં પરંતુ લેખક લેખેની એકલવાઇ મસ્તી તેના હૈયામાં રમતી હોવાથી જ. એને લઇને જનતાની કે જનતા તરફથી મળતી ખ્યાતિની એને પરવા હોતી નથી. રા. ધૂમકેતુ પંડે આ એકલવાઇ મસ્તીના સંપાદક છે. નહીંતર ૧૮ માં જલબિંદુદ્વારા તેઓ હૈયામાંથી સોંસરા બાહેર પડતાં નીચલાં આત્મમસ્ત વચનોને જન્મ આપી શકે નહીં.

"—અને દુનિયા છોડતી વખતે કોઇને મારે માટે કાંઇ ન હોય— પ્રશસ્તિ રૂપે કે ઉપાલંભ રૂપે—જન્મના અકસ્માતની પેઠે અત્યંત શાંત રીતે જીવનનો પણ અંત આવે; કોઇ જાણે નહીં, કોઇ સાંભળે નહીં, કોઇ સંભારે નહીં, કોઇને લાગે નહીં, કોઇને ખોટ જણાય નહીં, કોઇને આંસુ આવે નહીં. એક ફૂલછોડ ઉપરથી ખરતા ફૂલની પેઠે તદ્દન કુદરતી રીતે જીવન સમાપ્ત થાય. હળવેથી ગોદમાં લે... બાળકની પેઠે માતા ધરિત્રી પોતાના ખોળામાં લઇ લે. અને કોઇ રડયો ખડયો પત્થર પણ ત્યાં નિશાન બતાવવા માટે ઉભો ન રહે."

આ ઉપરાંત જલબિંદુ નંબર ૩-૯-૧૦-૧૩-૧૫-૧૮-૨૧-૨૨ પણ હોંસે હોંસે વાંચવા ગમે એવાં છે.

હવે આપણે ત્રીજા વિભાગ ભણી—ઐતિહાસિક કથામય જલબિંદુઓ ભણી—આંગળી ચીંધીશું. અત્રે સૂત્રાત્મક ભાષા વિદાય પામે છે અને તેની જગ્યા કથાશૈલી લે છે. એ સર્વે કથાબિંદુઓમાંથી સ્વદેશપ્રિયતા, વીરતા, સાચી સાધુતા, માતૃપ્રેમ, ત્યાગ, ભોગ અને કરુણતા આદિ માનવતાના ભરેલા અસરકારક મીઠા અને આહ્લાદક ઉજ્જ્વલ રંગો દેખાવ દેતે દેતે આપણને ખુશ કરી મેલે છે. એમાં "ગુરુઅંદાનો સૈનિક" "પ્રેરણામૂર્તિ" "ગુરુમંત્ર" "મહારાષ્ટ્ર ધર્મ" "જંગલનો સાદ" "માતૃચરણ" "કવિતાનો જન્મ' એ ખરેજ વાંચવા જેવાં છે.

એ દરેકમાં કાંઇ ને કાંઇ ઉંચી દિવ્ય ભાવના જણાઇ આવે છે ને ભાષા તથા અર્થની ચમત્કૃતિ ધરાવતાં વાકયો ઠેર ઠેર નજરે પડે છે. કાંઇ કોઇમાં ઉપાડ અને અંતનાં વાકયો ઘણી જ ખૂબીથી લખાયેલાં છે. કેટલાંક સચોટ કળાવંત વાકયો આ રહ્યાં.

"હાડકાંનો લોટ કરીને ખાતાં પણ જેમની છાતીમાં ધ્રુજારી છૂટી ન હતી એવા અનેકોની આંખ ભીની થઇ ગઇ" પત્થર પણ પીગળે: એવો કોઇ સાધારણ પ્રકાર લખી બતાવવા બદલે આ પરાકાષ્ટાદર્શક પ્રકાર કેટલો સબળ અને સચોટ છે! એકાદ ધૂમકેતુ જ આવુ જોરાવર લખી શકે.

એક સરસ ઉપાડ લેખેનું આ વાકય જુઓ: "....આખા વનમાં પરમશાન્તિ છે ને વાતાવરણમાં મૌનની મહાભાષા પ્રગટી છે" અત્રે "**મૌનની મહાભાષા**" એ શબ્દપ્રકાર એ આખી કંડિકાનો key stone જેવો બની ફાવી ઉઠે છે.

અને આવું નો કોઇ કવિ જ લખે:- "દિલ્હી નગરીના નિદ્રાધીન નાગરિકો! આ દશ્ય ફરી ફરીને જોવા નહિ મળે હો! કોઇ જાગતા નથી? પ્હેરેગીરો પણ શાંત છે! આશ્ચર્યમુગ્ધ બનેલા તારાઓ! તમને પણ આવું દશ્ય તો એકાદ યુગમાં એકાદ વખત જ જોવા મળે છે ના! **પછીના વર્ષોમાં તો 'એની સ્મૃતિથી જ તમારા મોં પર તેજરેખા દેખાય છે; ખરું કે?**

કાળા બનાવેલા અક્ષરોવાળા આ છેલ્લાં વાક્યને વાક્ય કહેવું એ એનું :અપમાન કરવા બરોબર છે. એને જરાક ફેરવીને કાવ્ય કહીએ તો જ યોગ્ય ગણાશે. એ વાંચતે હૈયું અને ડોકું બન્ને હાલી ઊઠે એવી એ ગગનગામી કલ્પના છે.

હવે કથાને છેડે આવેલા આ એક અંતવાક્યની કે જેને આપણે finishing touch કહી શકીએ તેની શોભા બતાવનારો આ પ્રકાર વાંચો, એનું ગાંભીર્ય જુઓઃ–

"મોગલ છાવણીમાં છાની વાત ચાલે છેઃ 'રાયગઢ પડયો'– પણ માનવહૃદયમાં રહેલો અજીતગઢ હજી કયાં પડયો છે!"

અને આવું તો કોઇ ચિત્રવિદ્યાની જ લખેઃ–

"આંહી એકેએક ચીજ–ઝરણું, છોડ, પાણી, છાયા, હરણુ,રબારી, વાંસલી– એકેએક ચીજમાં સૌન્દર્ય હતું. અને દરેકે દરેક ચીજ બીજાને લધુ સુંદર બનાવી રહી હતીઃ બીજાને લીધે પોતે પણ સુંદર બની રહી હતી. વિશાળ ખંડમાં ખડકાયેલ હજારો અને લાખોની કીમતી ચીજો જે કૃત્રિમતા ઊભી કરે- ખોટા માપને લીધે જે અસંગત વાતાવરણ ઘડે- એવું કાંઇ આંહી ન મળે.નજર નાખતાં થાકો એટલી લાંબી દિશા– નીલા મેદાનથી ભરેલી અને એમાં અનેક આકર્ષણો ઠેર ઠેર વેરાયલાં. દરેકનું વ્યક્તિત્વ જુદું–અને છતાં સમગ્ર અસરમાં હરેકનો ફાળો. કોઇ સુંદર રસગીતમાં સપ્રમાણ વણાઇ ગયેલા શબ્દોની માફક સઘળું કુદરતને અનુરૂપ બની ગયું હતું"

જેનો આત્મા કળાવંત હોય અને જે જાતે કળાપ્રિય હોય જેને ચિત્રકળાનું કાંઇક ખરેખરૂં ભાન જ્ઞાન હોય તેજ ઉપર પ્રમાણેનું લખી શકે.

દૈનિક જીવનચિત્રો (Zenre Pictures) આપણે કાગળ કે કેનવાસ પર જોઇએ છીએ પણ ધૂમકેતુએ પીંછીથી નહીં પરંતુ કલમથી ચીતરેલું આ ખરેખરૂં અને સુંદર દૈનિક જીવનચિત્ર જુઓઃ–

"ઉઘાડી ખડકી અતિથિ અભ્યાગતોને નિમંત્રી રહી હતી–અને એ આમંત્રણો સ્વીકારાતાં હોય તેમ એક જાય– ને એક દૂતરો– બન્ને ત્યાં ઉભાં હતા. ઠુંઠા જેવા ઝાડ પર એક કાગડો બેઠો હતોઃ તુલશીના કુંડા પાસે બેઠેલી બિલાડી એને નિહાળવું વ્યર્થ છે એમ ધારી આંખો મીંચી ગઇ હતી. અને એના એ ઢોંગને જાહેર કરવા બે ત્રણ કાબરો આકાશ પાતાળ એક કરી રહી હતી. બાળસૂર્યનાં કિરણમાં વૃદ્ધ માતા ફળીયામાં ખાટલો ઢાળીને બેઠાં હતાં. હાથમાં માળા હતીઃ મોંમાં રઘુવીરનું નામ હતું."

સમાલોચના ધારવા કરતાં વધારે લંબાઇ છે. હવે હું અહીં જ અટકીશ. બધું જ વખાણ્યું છે એવો આરોપ જો કોઇ, આ લખનાર પર મૂકે તો હું કહીશ કે નહીં વખાણવા જેવું 'જલબિંદુ'માં એટલું તો ઓછું અને નિર્જીવપ્રકારનું છે કે : એકધારી જોડણી નથી ને ડેશ અનેઃ નો ઉપયોગ જોઇએ તે કરતાં વધારે થયો છે, ને જોડણીકોશ પ્રમાણે લેખક

દરેક વેળાએ જોડણી કરી નથી વગેરે ભૂલો-કાઢવા ઉપરાંત તો વિશેષ દૂધમાંથી પોરા કાઢયા વિના બની શકે એમ નથી.

હા, કોઈને એકાદ બે વિચાર સર્જનો કોઈ પરભાષામાં અવેલા વિચારના પડછાયા જેવાં લાગે તો તે માટે ખાસ અપહરણનો આરોપજ ઝટ કરતો આવા એક સરસ મૌલિક લેખકને માથે ચઢાવી દેવા પહેલાં હું તો એમજ માનું, અને માનું છું કે એકજ વિષયબિંદુની કોઈ કોઈ રંગરેખા અનાયાસ એકજ જાતની થવા બનવાનો સંભવ રહે છે.

ઘણું એક અમૌલિક છે. એમ પણ કોઈ કહેવાય નીકળશે આ જગ્યાએ ટાંગલીને ગણગારી છે; એવા દાખલા અપાઈ શકાશે પણ એ અમૌલિકતમાં મૌલિકતા પોતાની તરફથી કર્તાએ કેટલી બધી ભરી છે આમ પણ ટીકાખોર વિચારી લીએ.

આવાં નવી ભાત પડતાં, વિચાર અને ચિંતનનાં કળામય પ્રકાશનો ગુજરાતી સાહિત્યને જુજજ મળવા પામે છે-કોઈકજ વાર મળવા પામે છે. ફિલ્સુફ કવિ અવલોકનકાર અને ચિત્રકાર એ ચારે એકજ ભૂમિકા પર એકઠા થએલા કહેવાય એવાં આપણી ભાષાના પુસ્તકો 'રજકણ' ને 'જલબિંદુ' છે. જેમાં શૈલીની જરાયે ખુંચખાંચ નહીં—જેમાં વિચાર અને ભાવવાનાની નિર્માલ્યતા નહીં અને જેમાં ચિત્રવિષયક સચોટ રંગરેખાની ઉણપજ નહીં તેવાં શૈલીવંતા ચિંતનકારી અને ચિત્રયુક્ત આ "રજકણ" ને "જલબિંદુ" છે.

ભૂતકાલે આડે આવેલી કોઈ ગેરસમજુતી કે અડચણને ટાળીને આ સાલે સુવર્ણ ચંદ્રકનું માન રા૦ ધૂમકેતુને ફાળે જવુંજ જોઈએ



## 'એક સંદાનિતક

દ્રુતવિલમ્બિત

શ્રવણમાં પડતાં જ પદાવલિ
મધુર ને કલ ગુંજનરૂપ એ,
ઉઘડિયાં, સખિ, દ્વાર જ આત્મનાં
વિમલ જ્યોત પ્રકાશી બધે, અને,
નવ ઉષા ઉગતા જ્યમ પ્રાચીમાં
વિશદ રંગ તણી સર ફૂટતી
હૃદયમાં ત્યમ મંગલશાન્તિદા
લલિત ઊર્મિ બધે ધબકી રહી.

અજ્ઞ

# સ્વાધ્યાય

## પ્રયોગદશાનું સાહિત્ય

### ડૉ ૨. માંકડ

**ધ હનુમાન જર્નલ**: એડયુકેશનલ ડીપાર્ટમેન્ટ, પોરબંદર વર્ષ. ૨. અં. ૨.

આ અંકમાં આગળની કક્ષા જળવાઇ છે. દેશીરાજ્યની કેળવણીખાતાંમાં આવી પ્રવૃત્તિ જોવી એ આનંદનો વિષય છે, આ અંકમાં 'બાળવિકાસવ્યાખ્યાનમાળા' તથા 'કાવ્યગંગાને કાંઠે કાંઠે' વાંચવા લાયક છે. વાર્તાની પસંદગીમાં વધુ ઠરેલ દૃષ્ટિની જરૂર છે. અમને આશા છે કે કાઠિયાવાડનાં બીજાં રાજ્યોનાં કેળવણીખાતાઓપણ આવી પ્રવૃત્તિ ઉપાડી લેશે.

**માનસી**: વ. ૧ અં. ૩. નિબંધવિભાગમાં 'ગોવર્ધનરામની શૈલી'નો લેખ સમર્થ લેખકની કલમ બતાવે છે, પણ કેમ જાણે પ્રાવેશિક હોય એમ અધુરો જ રહી જાય છે. આવી બારીક તલસ્પર્શી વિવેચનાનો લાભ પૂરા વિસ્તારથી આપો એવી પ્રો. વિષ્ણુપ્રસાદને અમારી સૂચના છે. 'યંત્ર અને મનુષ્ય'માં આપણા એક સમર્થ મીમાંસક એ પ્રશ્નને સમતુલા રાખીને ચર્ચ્યો છે. 'વિવેચનનો આદર્શ' આખા અંકમાં પ્રથમ સ્થાન લઇ જાય એવો નિબંધ છે. વિવેચક સર્જક પણ હોઈ શકે એ વાતને રા. વિશ્વનાથે ઠીક પૂરવાર કરી છે. આ નિબંધ વાંચ્યા પછી એક પ્રશ્ન ઉઠે છે કે આ કડક આદર્શ આપણા કેટલા વિવેચકો પાળતા હશે? રા વિશ્વનાથે સ્વીકારેલા ત્રણ કોશોમાંથી અમે તો શીલમય કોશ ઉપર જ ભાર મૂકીએ છીએ. આ તત્ત્વનો વિકાસ આપણા વિવેચકોમાં જેમ વધુ સત્વર થાય તેમ સારૂં. આ પ્રશ્નના અનુસંધાનમાં અમારે એક વાત નોંધવી છે. રા. વિશ્વનાથે વિવેચકે સત્યદર્શન જ કરાવવું જોઇએ, સ્વતંત્રતા જ પાળવી જોઇએ, ટૂંકામાં અપ્રિય સત્ય પણ બતાવવું જોઇએ એવું એક વિધાન કર્યું છે. માત્ર તાત્ત્વિક વિધાન તરીકે અમને એ માન્ય છે અને દરેક વિવેચક એનાં તત્ત્વને સમજીને એને આચારમાં મૂકે તો કશી આપદા ઊભી ન થાય એ પણ અમને માન્ય છે. પણ અપ્રિય સત્ય પણ બતાવવું જોઇએ એ મુદ્દામાંથી જ્યારે ક્લિષ્ટ ભાષા અને ઉગ્રતમ વચનો આપણા વિવેચકો વાપરવા મંડે છે ત્યારે એમ લાગે છે કે આ મુદ્દાનો ઉપયોગ થતો નથી. અપ્રિય સત્યને પણ અકટુ (સાબળીયા નહીં) વચનોમાં વ્યકત કરી શકાયઃ અને એમ કરવાની દરેક તક સાચા વિવેચકે ઝડપવી જોઇએ, એવી તક ન મળે તો એને ઉપજાવવાને દરેક પ્રયત્ન કરવા જોઇએ એટલું બતાવવાની અમને જરૂર જણાય છે 'નિકષ' વિભાગમાં 'અં'ની સહીવાળુ રમતીઆળ શૈલીનું અવલોકન ધ્યાન ખેંચે છે. "ધ્વનિ" વિભાગમાં 'લિપિવિચાર' ઉપરની નોંધ અનેક દૃષ્ટિએ આવકાર્ય છે. એના લેખકની પ્રતિષ્ઠિત થતી જતી વિદ્વતાને લીધે, તેમજ એમાં કરેલા નિર્ણયોની વ્યાવહારિક શકયતાને લીધે એ નોંધ, એ વિષયની આપણી

હમણાંની ચર્ચામાં અગત્યનું સ્થાન પામે છે. અને રા. વિજયરાયની અહીંતહીં વેરાએલી નોંધો આરૂઢ સાહિત્યસેવક પોતાની ફરજબજાવણીમાં કેવો તત્પર રહે છે તેની યાદ દેવરાવે છે. ધર્મનિષ્ઠ તંત્રી માથે કેટલી વિવિધ જવાબદારી હોય છે અને એ જવાબદારીઓને સફળતાથી ઉઠાવી લેવામાં કેટલી વિશાળ અને ઉંડી શક્તિ હોવી જોઇએ એનો સરસ ખ્યાલ રા. વિજયરાયની આ નોંધ આપે છે. ગુજરાતમાં તો આ કર્તવ્યનિષ્ઠા વિરલ જ છે. ગુજરાત એની વિરલતા પિછાને અને અને સત્કારે એમ ઇચ્છીશું.

**પ્રસ્થાન,** ફાગણ ૧૯૯૨. પૃ. ૪૧૪ મે છાપેલ મુક્તકની છેલ્લી લીંટીમાં ભાઇ જેઠાલાલે છંદનું મિશ્રણ કર્યું છે. એની છેલ્લી બે લીંટી આમ છેઃ

એ સાંભળી વદત મીનઃ "તું માન મારો
આભાર કે હું, જલકણુદધિમાં[1] ક્ષાર થાતાં બચાયું."

રા. જેઠાલાલે નોંધ્યું છે કે "છેલ્લી પંક્તિનો પ્રથમ ભાગ 'ઉપજાતિ'[2]ના રૂપમાં શરૂ થઇ તુરત સ્રગ્ધરામાં સરી પડે છે." બીજી રીતે કહીએ તો એ ચરણમાં સ્રગ્ધરાના પહેલા બે વર્ણોને કાઢી નાખ્યા છે બાકી તો આખી લીંટી સ્રગ્ધરાની જ છે. એટલું ખરું કે એના પહેલા ચાર વર્ણો વસન્તતિલકાના ચાર વર્ણોનાં માપના જ છે. પણ આ લીંટીની છન્દોરચનાની સફળતા તો 'હું' પાસે દૃઢ યતિ આવે છે (જે સ્રગ્ધરાની મૂળગત યતિ છે જ) તેને આભારી છે. એટલે હું તો આને મિશ્રિત છન્દની લીંટી નથી ગણતો. એ લીંટી સ્રગ્ધરાની જ છે, એના પહેલા બે વર્ણો સિવાયની. પણ આ છન્દોવૈચિત્ર્ય આવા છૂટા મુક્તકમાં જ સુભગ નીવડે એમ લાગે છે.

**જૈન શિક્ષણ–સન્દેશ :** શોભાચન્દ્ર ભારિલ્લ, શાન્તિલાલ વ. શેઠ, હરભાઇ ત્રિવેદી. જૈન ગુરૂકુલ–બ્યાવર (Beawar Raj) વાર્ષિક લવાજમ ૧-૦-૦

આ માસિકનો બાલાંક અમને મળ્યો છે. માસિક હિન્દીમાં બહાર પડે છે. આ અંકમાં બાળકને લગતા પ્રશ્નોની ચર્ચા જૂદા જૂદા વિદ્વાનોએ કરી છે. સમસ્ત હિન્દનાં સાહિત્યનાં સંગઠનપ્રસંગે આવાં આંતરપ્રાંતીય સામયિકોને અમે જરૂર આવકાર આપીએ છીએ. કિશોરલાલ મશરૂવાળા, ગિજુભાઈ, હરભાઇ આદિના લેખો પણ આમાં છે.

**ઉષા,** ન્યુ ઇરા વાર્ષિક, ૧૯૩૫, ન્યુ ઇરા સ્કૂલ, મુંબઈ. પૃ. ૭૨ કિ. ૧-૦-૦

આ વાર્ષિક ન્યુ ઇરા સ્કૂલ નામની મુંબઇની એક અગ્રગણ્ય શાળાનું છે. એમાં અંગ્રેજી તથા ગુજરાતી વિભાગો છે. છેલ્લે બે સંસ્કૃત લેખો પણ છે. બધા જ લેખો

1. અહીં કંઇ ભૂલ છે કે શું? 'જલકણનિધિ'માં લેખકે કે આનન્દધિમાં સાચું છે?

2. 'ઉપજાતિ' કંઇ અમુક જ પ્રકારનો છન્દ નથી. આના પહેલા ચાર વર્ણો 'વસન્તતિલકા' નાજ છે, 'ઉપજાતિ'ના છે એમ કહેવું ખોટું છે. પારિભાષિક શબ્દના વપરાશમાં ચોકસતાની ઘણી જરૂર છે.

શાળામાં ભણતા બાળકોએ લખ્યા છે. અમે આ વાર્ષિક વાંચી ગયા છીએ. સુન્દર છપાઈ અને સુઘડ ગોઠવણી આનાં આકર્ષક અંગો છે. એના લેખોમાં વિવિધતા ભરી છે, અને લેખો સામાન્ય રીતે રસિક અને વાંચવા ગમે તેવા છે. પણ આવાં વાર્ષિકો કે માસિકો છપાવવાથી ફાયદો શું એ પ્રશ્ન અમને મુંઝવે છે. જે શાળાનું સામયિક આમ છપાય તે શાળામાં આવું સુન્દર કામ થાય છે, એવી પ્રજાને જાણ થાય એ એક ફાયદો. તેવડતેવડી વયનાં બાળકોને પોતાની જ વયનાં બાળકો તરફથી પીરસાયલું વાંચન મળે તેથી બાળવાંચન યોગ્ય કક્ષાનું તેમને મળી રહે એ બીજો ફાયદો. આ બન્ને ફાયદા અમને કબૂલ છે. પણ અમે ધારીએં છીએ કે આ પ્રશ્ન એક બીજા વિશાળ પ્રશ્નની સાથે સંકળાએલો છે. વાંચનાર બાળકને યોગ્ય કક્ષાનું વાંચન મળી રહે એ તો બરાબર, પણ જે બાળકનાં લખાણો આવાં સામયિકોમાં છપાયાં હોય તે બાળલેખકોનાં માનસ ઉપર એના છપાવાથી શી અસર થાય ભલા ? આમ પોતાનું લખેલું છપાય તેથી કરીને બાળમાનસમાં ઉત્સાહ વધે એમ કહી શકાય. પણ એકવાર બેચાર ત્રણવાર આવી રીતે પોતાનાં લખાણો છપાતાં સાહિત્યોપાસના તરફનો પૂજ્યભાવ બાળમાનસમાંથી ઓછો થતો જાય એમ પણ ખરું કે નહીં ? કોઈપણ એક વ્યક્તિનો સાહિત્યપ્રવેશ (અને આજના જમાનામાં કોઈનું યે લખાણ છપાય એટલે સાહિત્યપ્રવેશ થયો ગણાય છે) આમ સહેલાઈથી થઈ જાય તો, સામાન્ય રીતે, એને નિશ્ચિંતતા થઈ જાય એથી પ્રયત્નની શિથિલતા પણ જન્મે; અમારા મતે તો ૯૦-૯૫ ટકામાં આવી શિથિલતા જન્મે જ. અને આની સામે અમારો વિરોધ છે. સરસ્વતીનો પ્રદેશ પવિત્ર છે, માટે પૂજ્ય છે. એને આમ રેઢીનો ન બનાવવો જોઈએ. એમાં પ્રવેશ થાય એટલે એક જાતની પ્રમાણતા (recognition) એ પ્રવેશ કરનારને મળી ગણાય. આ પ્રમાણના અમારા મતે સારી પેઠે દુર્લભ રહેવી જોઈએ.

ત્યારે શું આવા પ્રયત્નો થવા જ ન જોઈએ ? અમે એમ નથી કહેતા. આવી રીતે બાળલેખો તો દરેક શાળામાં ભેગા થતા હોય છે, અને ઘણી શાળામાં આવા લેખોને એકઠા કરીને હસ્તલિખિત સામયિક ચલાવવાનો રિવાજ પણ હોય છે. આ હસ્તલિખિત સામયિકની પ્રવૃત્તિ જો વ્યવસ્થિત રીતે થતી હોય તો, અમને લાગે છે, કે ઉપર ગણાવ્યા બધા જ ફાયદા મેળવી શકાય, અને ઉપર ગણાવ્યાં ભયસ્થાનમાંથી બચી પણ જવાય. આ હસ્તલિખિત સામયિકની પ્રથાને પાસે પાસેની શાળાઓ વચ્ચેના વિનિમયથી વધુ ફળદાયી પણ બનાવી શકાય, વગેરે.

## અન્થઘાટીનો સફળ પ્રયોગ

અઠવાડિક 'ગુજરાતી'માં હમણાં કેટલાક વખત થયા 'અન્થઘાટી' છન્દ' વિશે ચર્ચા ચાલી હતી તેને પરિણામે એના તા. ૨૬-૩-૩૬ ના અંકમાં રા. રા, જયકૃષ્ણ ચીમનલાલ સુરતીએ એ છન્દનો પ્રયોગ કરીને રચેલું 'યુદ્ધગીત' નામે કાવ્ય છપાયું છે. આ કાવ્યને વાંચીને ઉપજેલા વિચારો ટપકાવવાની તક અહીં લઈયે છીએ. સારણી કાવ્યના નમૂના ઉપર રચાયલાં આ યુદ્ધગીતમાં વીરરસને ઉચિત એવી શૈલી અને વાગડમ્બર બન્ને

હાજર છે. દેખીતી રીતે જ એ કાવ્યની રચનામાં કર્તાને બહુ ઘણી મહેનત પડી હશે. આ જાતની કાવ્યરચનાને આનુષંગિક એવા એક બે મુદ્દાને તપાસવાની અમારી વૃત્તિ છે, પણ તે કામને ભવિષ્ય ઉપર મુલતવી રાખીને (કેમકે એ મુદ્દાઓ વધુ વિવરણ માગે એવા છે) રા. સુરતીએ ચર્ચેલ એક નાના મુદ્દા વિશે અહીં એક પ્રશ્ન કરવો છે. પોતે આ કાવ્યમાં લઘુગુરુની છૂટ લીધી નથી અને એવી છૂટ લેનારાને પોતે કવિ ગણતા જ નથી તેમ વળી ગુજરાતી કવિતામાં આવી અંધાધુંધી બળવન્તરાય ઠાકોર જેવા, વીર પુરુષોએ, દાખલ કરી છે, વગેરે મુદ્દાઓ તેમણે એ કાવ્યની પ્રાસ્તાવિક નોંધમાં લખ્યા છે. આનો ધ્વનિ એવો છે કે પોતે લખ્યું છે તે જાતનું કાવ્ય જ બેશક ઉત્તમ ગણાય. તો અમારે ભાઈશ્રી સુરતીને પૂછવાનું છે જે સંસ્કૃત અલંકારશાસ્ત્ર મુજબ કાવ્યની ઉત્તમ, મધ્યમ અને અવર નામે જે ત્રણ જાતિઓ છે તેમાંથી આપનું કાવ્ય કઈ જાતિમાં આવે ભલા? અલંકારશાસ્ત્રનાં અમારાં જ્ઞાન મુજબ તો પ્રસ્તુત કાવ્ય છેલ્લી જાતિમાં આવે અને એને બીજી રીતે ચિત્રકાવ્ય કહી શકાય. બાકી એટલું ખરું કે આ ચિત્રકાવ્યજાતિમાં રા. સુરતીએ સારી જેવી સિદ્ધિ પ્રાપ્ત કરી છે. વાંચનારને ખ્યાલ આવે માટે આ ચિત્રકાવ્યની થોડીક કડી નીચે છાપી છે.

## અન્ધધારી છન્દ

ચન્દ્રાવતો! અમર! દંડા પરે સમર-ઝંડા કરો ફરકતા;
ઝાલો સ્વખડ્ગ કર, ભાલો પ્રકાણ્ડ વર, ખાલો ખલો ખલકતા.
ડંકા નિનાદ પર, શંકા, વિવાદ, ડર, બંકા! નિસાર તરવા;
અસ્થાન શત્રુ પર, પ્રસ્થાન સદ્ય કર, સ્વસ્થાન અદ્ય વરવા. ૧
ઘટ્ટા ઘડો નિકર, અટ્ટારવે વિકટ, ભટ્ટાર્ક! હો હડકતા;
કટ્ટાછુરી-ચમક, ટટ્ટાર ફેરે ગમક, પટ્ટા રમો ધડકતા.
પંઝાગણે પકડ, ઝંઝાબળે ઝગડ, લંઝાપ લક્ષ ગણમાં;
ચર્માસ્થિ-સેતુપર, કર્માગ્નિ-કેતુવર, ધર્માસ્ત રોપ રણમાં. ૧૨
ખચ્ચાક ખડ્ગદલ, ફચ્ચાક રક્તતલ, બચ્ચા! કરો ઝરપતા;
ક્રુદ્ધાગ્નિને કમલ, ક્રુદ્ધારિના સદલ, જુદ્ધાશ્રિતો તરપતા.
દારુણ્ય શું વિતર, તારુણ્ય તો અમર. કારુણ્ય કષ્ટ લલુવા;
પન્નાગ-રાગ ધર, હુન્નાગ-ફેણ કર, હુન્નાદ મૂઢ તણા. ૧૩
કાલી ત્રુટે ક્વચિત, જ્વાલી શમે સમિપ, ભાલી દરેક ડરતા;
રક્તાઙ્ગ-પઙ્ક-નદ, નક્તાઙ્ગ કઙ્ક-પદ, શક્તાઙ્ગ ધીર વજાતા.
આનન્દ-ગાન કર. સ્વાનન્દ પાન કર, મા-નન્દ! ફન્દ હરવા;
ઉઠો, ધસો સમર રૂડો, કસો કમર, ત્રુટો જુવાન મરતા. ૧૪

**નાવિક અને શૈલૂષ**: (બે લાંબાં કાવ્યો) કર્તા વજેશંકર કાનજી પદ્દણી, અનંતવાડી, ભાવનગર. મૂલ્ય રૂપિયો એક.

આ બે વિષય ઉપર આમાં લાંબાં કાવ્યો છે. એકમાં ૧૪૦ કડી છે બીજામાં ૫૬૦ કડી છે.

આ આસપાસ ઉદધિ પ્રસરી રહ્યો છે,
આ સર્વતોમુખ દિગન્ત ભરી રહ્યો છે,
ગમ્ભીર ગર્જન અખણ્ડ કરી રહ્યો છે,
આ નાવને તૃણ સમાન ગણી રહ્યો છે.

એવા ઉદધિમાં નાવિકે નાવ ઝુકાવી છે. શાન્તિમાં અનિલલહરે નાવ નાચતી કુદતી આગળ વહી રહી છે. એકાએક ઘનઘટા છવાઇ રહે છે અને ઘનાન્ધતાના દલમાં અપાર સાગરની વિશાળતા છુપાય છે. નાવિક પોતાનું કામ શ્રદ્ધાભરી કર્યે જાય છે. પછી એકાએક નાવિક તત્વજ્ઞાનભર્યા આત્મમંથનમાં ઉતરે છે. છેવટે ઇચ્છે છે કેઃ

સ્પષ્ટ કર્તવ્ય સમો હો અવિશ્રાન્ત પ્રયત્ન હો
અન્તરે સત્યશ્રદ્ધાના ઊંડાં આશ્વસનો વહો.

•

હતી ન કદિ ધનલાલસા મને
ઇચ્છયું નથી મેં કદિયે મહત્વને:
હતી સદા સૌમ્ય વિશાન્તતા ભર્યા
પવિત્ર કો જીવનની જ કામના.

•

આવા આદર્શવાળો શૈલૂષ (ભવાઇઓ) સ્વભાવના બધા સ્વાંગ ઉતારી એકાએક

કક્ષા તજી એ સહજ સ્વમાનની
હું દાસ, હું રંજક, લોકનો ગયોઃ
આ પ્રેક્ષકોના જ કૃપાકટાક્ષમાં
આશા બધી જીવનની ધરી રહ્યો.

આ કાવ્યમાં પણ પહેલાં કાવ્યની જેમ કવિ એકદમ તત્વચિન્તનમાં ઉતરી પડે છે. શા માટે નિષ્ક્રિય આલસ્યમાં જીવન વિતાવવું ? શા માટે મહત્વાકાંક્ષા ન સેવવી અને તેને પામવા શા માટે આભપાતાળ એક ન કરવાં ? એવા વિચારતરંગે કવિ ચઢે છે.

આમ કરવું કે તેમ કરવું એ મનુષ્યના હાથની બાજી નથી. મનુષ્યનો ધર્મ નિયત કર્મમાં નિષ્કામભાવે રત બની જવું એટલોજ છે એમ છેલ્લે નિશ્ચય પર આવે છે.

બંને કાવ્યોનાં લક્ષણવિચારાદિ અર્વાચીન સમયને કેટલાં અનુરૂપ છે તે પ્રશ્ન ભાવિ પર રાખી એટલું જ કહીશું કે લમ્બાણ ટૂંકાવી શકાય તેવું છે. કર્તાએ જો એટલો પ્રયત્ન કર્યો હોત તો કાવ્યો છે તેથી વધુ આકર્ષક અને સુવાચ્ય બનત.

છન્દોમાં મુખ્યત્વે મિશ્રોપજાતિ વપરાયો છે. લાંબાં કાવ્યોમાં આ છન્દ ઠીક પડે છે, ખાસ કરીને જ્યારે પ્રસંગચિત્રો આલેખવાં હોય ત્યારે. કવિ સુન્દરમે આનો સરસ ઉપયોગ કર્યો છે. અહીંઆ, ઉપર કહ્યું તેમ ભાવાત્મક વર્ણન હોવાથી મન થાકી જાય છે અને છન્દ વૈચિત્ર્યશૂન્ય લાગે છે. ચ.

**સંજીવની:** કર્તા સોપાન, અંજલિ ગ્રંથમાળા, ડેન્સો હોલ કરાચી

**દોસ્ત મગન !**

કમળને કીર્તિદા સાંપડી અને તેને ઉદ્દેશીને સહિત્તિક પત્રો લખાયા–અદ્ભુત, સ-રસ અને સમૃદ્ધ. કીર્તિદાની કુમાશ તારામાં નથી એટલું જ નહિ પણ એના જેટલી સમજણશકિત પણ તારામાં નથી એ હું અને તું બન્ને સમજીએ છીએ. તારા જેવા સામાન્ય ભણતરવાળાને મારા જેવો એટલાજ ભણતરવાળો સાહિત્તિક પત્ર લખે ત્યારે એટલું જ સમજવાનું કે એ પત્ર એટલે જનસમૂહનો અમુક પુસ્તક વિશેનો અભિપ્રાય. ખરુંને ! આ લાંબી પ્રસ્તાવના ટૂંકાવી મારે તને એટલું જ લખવાનું કે મેં એક પુસ્તક (સંજીવની : કર્તા સોપાન - પ્રકાશક અંજલિ ગ્રંથમાલા ) હમણાં જ વાંચ્યું અને તે તને વાંચી જવાની ભલામણ હું કરું છું.

એ પુસ્તકનો સાર આટલો છે, સવિનયભંગનો કાર્યક્રમ બંધ પડયા પછી અનંત વિનુ નામના બે ભાઇબંધ સ્વરાજસેવકો લોકસેવા અને લોકશિક્ષણનું વ્રત લઇ રામપુર નામના ગામડામાં વસે છે. અનંત જરા ઊર્મિલ ખરો અને પેલી થઈના તારણહાર પોન્ડ્યુકીપસને મળતો. દુનિયામાં બધા બેવકૂફ છે એવો ભ્રમ સેવનારો પણ. સમુદ્રના ભરતીઓટની જેમ રાષ્ટ્રોના પણ ભરતીઓટ હોય જ ને ! સવિનયભંગ બંધ પડયો એટલે શિક્ષકોએ શાળા સંભાળી, ધંધાદારીઓ ધંધે લાગ્યા, બેકારો નોકરીની શોધમાં પડયા.

માતાની માંદગીના સમાચારે અનંત વિહ્વળ બની, મિત્રોને મળવાને બહાને નીકળે છે. ભાવનગર આવે છે. કાન્તા નામની 'સૈનિકા'ને મળે છે. બિચારી દુઃખી છે, પણ ભારે હિમ્મતવાળી. એનું દુઃખ એટલું છે કે એનો બાપ એને એક શ્રીમંત સાથે (વૃદ્ધ નહિ હો!) પરણાવવા માગે છે પણ રાષ્ટ્રસેવિકા દેશને ચરણે જ સમસ્ત જીવન હોમી દેવાના વિચારવાળી હોઈ પિતાનાં પગલાં સામે પોતાનો રોષ જાહેર કરે છે, મદદ આપવાનું વચન આપી અનંત અમદાવાદ આવે છે. એને તેડવા આવેલા પિતા એને ત્યાં અચાનક મળે

છે પિતાપુત્ર રાજકોટ જાય છે અનંતની માતા મરણ પામે છે. મોટાભાઇ બેજવાબદારી કેળવે છે. પિતાનું દુઃખ દેણું અને દૈન્ય અનંતને પીગળાવે છે અનંત વ્રત મૂકી મુંબઈમાં નોકરી સ્વીકારે છે મીઠા જળનું માછલું જેમ ખારા સમુદ્રમાં ન જીવી શકે, અથવા ટૂંકામાં કહીએ તો જેમ ગોલ્ડફ્લેક વિના તને જે બેચેની થાય, ધીમે ધીમે બેભાન થવાની સ્થિતિ આવે તેમ અનંત બેચેન બને છે, માંદો પડે છે, છેવટે રામપુર ભેગો થાય છે. અને પેલી કાન્તા ઘર મૂકી ભાગે છે. પિતાની સાન ઠેકાણે આવે છે હૃદયપલટો થતાં પિતા સર્વસ્વને દેશચરણે સોંપે છે અને સેવાનું વ્રત લે છે આમ લગભગ બે એક મહિનાના બનાવો આ પુસ્તકમાં ગૂંથાયા છે

મુન્શી રમણલાલના શૈલી, અદ્ભુતતા કે રસ આમાં નથી, પણ આ નવલકથા નથી લેખકે પોતે જ જાહેર કર્યું છે કે આને નવલકથા કહેવાય કે નહિ તેની તેમને ખબર નથી, અને નથી એમ માની ને વાંચીશ તો એક સળંગ ચિત્ર સ્પષ્ટ અને સાદી શૈલીમાં આલેખાયેલું દેખાશે

પાંચ વર્ષ પહેલાં—એટલે કે આજે તારી સામે સદેહે ઊભેલા ભાભી જ્યારે તારા કલ્પનાપ્રદેશના રાણી હતા ત્યારે આ પુસ્તક તારા હાથમાં આવ્યું હોત તો કદાચ મારા આ પત્રને તું વાંચ્યા વિના જ ચુરેચુરા કરી નાખત પણ આજે તારી પાસે પાંચ વર્ષનો અનુભવ છે આ પુસ્તકની પ્રશ્નભૂમિ વિશે તું મારી પેઠે જાણે છે અને એમાં પરાણે પુરેલા ઘોડા રંગો પારખવાની તને દૃષ્ટિ છે એટલે મને શ્રદ્ધા છે કે આ પત્ર વાંચ્યા પછી તું એ પુસ્તક વાંચીશ અતિશયોક્તિ લાગણીવેડા ઇત્યાદિ પા પા પગલાં માંડતા લેખકની ત્રુટિઓ બાદ કરી તું કબુલીશ કે પ્રચારના ખાટલાનું આ પુસ્તક સામાન્ય વાચન ચોક્કસ પૂરું પાડે છે શનિવાર રવિવાર ગુમાવ્યા નહિ લાગે

તારો છગન

**ચિત્રમય જગત** માર્ચ એપ્રીલ જપાન અંક તંત્રી ઘુળાશંકર ગૌરીશંકર.

આ અંકમાં જપાન વિશે કેટલીયે અગત્યની હકીકત આપવામાં આવી છે અત્યારના અસ્વસ્થ કાળમાં દેશપરદેશના રીતરિવાજો, તેમની આર્થિક સ્થિતિ તેમનું લશ્કરી બળ ત્યાંની પ્રજાનું શિક્ષણ અને કળાકૌશલ્ય ઇત્યાદિ જાણવાની કુદરતી ઉત્કંઠા રહે છે. આ અંક આવી ઉત્કંઠાને સંતોષશે એમ અમે માનીએ છીએ ચ.

**ગુજરાતી સાહિત્યમાં સૉનેટ** સુન્દરજી ગો બેટાઇ ૦ ૪ ૦ પૃ ૪૪. પ્રકાશક ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ

આ નાની પુસ્તિકામાં રા બેટાઇએ સૉનેટના તત્ત્વની ચર્ચા કરી છે, અને છેવટે નમૂના તરીકે અઢાર સૉનેટો આપ્યા છે પહેલા વિભાગની ચર્ચામાં ગુજરાતી કાવ્યસાહિત્યમાં સૉનેટસ્વરૂપ કેમ વિકસ્યું છે તેની ઐતિહાસિક નોંધ છે આ ચર્ચા કરવામાં રા બેટાઇના

બારીક નિરીક્ષણ અને પોતાના વિષયનો વિશદ ગ્રાહ્ય યત્ન જણાઈ આવે છે. અમે સમજીએ છીએ ત્યાંસુધી સૉનેટનું તાત્ત્વિક સ્વરૂપ કેવું હોવું જોઈએ એટલે કે આ કાવ્યજાતિનાં મુખ્ય લક્ષણો કયાં હોવાં જોઈએ એના વિશે લખવાનો રા. બેટાઈનો આશય છે જ નહીં, કેમકે એમણે તો ગુજરાતી સાહિત્યમાં સૉનેટનો કેમ વિકાસ થયો છે તે તપાસવાનું જ માથે લીધું છે. અને આ કામ અમે ધારીએ છીએ કે, એમણે ઘણું વિશદતાથી અને બારીકાઈથી કરી બતાવ્યું છે. આ કામ આમ હવે થઈ ગયું છે, પણ સૉનેટ નામે કાવ્યજાતિનાં તાત્ત્વિક લક્ષણોને ચોક્કસ રીતે સ્થાપિત કરનારી ગ્રન્થિકાની જરૂર હજી ઊભી રહેશે.

હરિયે દવ લાગ્યો, ('ચાલો વિચારીએ' ગ્રંથમાળા), ચન્દ્રશંકરભાઈ કા. ભટ્ટ, ૦-૩-૦

ગોરા લોકોએ આફ્રિકા, એશિયા અને અમેરીકામાં પોતાનાં સ્વાર્થી સત્યાનો કેવી રીતે સ્થાપ્યાં તેનું હૂબહૂ વર્ણન, જોશદાર ચિત્રાત્મક શૈલીમાં લેખકે કર્યું છે. દરેક વાર્તા રસિક અને નિખાલસ બાનીમાં તે તે ચિત્રને સુન્દર રીતે રજુ કરે છે પણ એની ભાષાશૈલી અને કથનશૈલી ઘણી અસ્પષ્ટ છે : તેથી કથનની જોઈએ તેવી છાપ ઉઠતી નથી અને વાંચનાર અસ્પષ્ટ ઉતાવળી વૃત્તિ કેળવતો થાય છે. આવી શૈલી આપણા બાળસાહિત્ય અને કુમારસાહિત્યમાંથી નાબૂદ થાય તો સારું.

ડા.

૧૯૫૨ અષાડ



વર્ષ પાંચમું
અંક નવમો



वन्दे महि च तां वाणीं अमृतां आत्मनः कलाम्

# ASVAN

**The Supreme Tonic**

વૃદ્ધ કે યુવાન નબળા કે માંદલા
કોઇ પણ માણસ માટે અકસીર ગણાય છે

શક્તિની સર્વોત્તમ દવા

## અશ્વન

ગુમાવેલી તાકાત ઝપાટાબંધ ઉત્પન્ન કરે છે
અને
નવું જીવન અને ઉત્સાહ રેડે છે.
શરિરના સ્નાયુઓ અને મગજને
અજબ રીતે વિકસાવે છે.

દરેક દવાવાળાઓની દુકાને મળશે

**બેંગાલ કેમીકલ વર્કસ, કલકત્તા**

કરાચીના એજન્ટઃ—ઇન્ડીયન ડ્રગ એજન્સી

બંદર રોડ કરાચી

# બાળસાહિત્યનો ગાંડીવ ટંકાર

(બધાં પુસ્તકો સરકારી કેળવણી ખાતામાં મંજુર છે.)

૧ **ટોલ્સ્ટોયની ત્રણ વાતો:** રુશિયાના સુપ્રસિદ્ધ મહાત્મા અને શીલ્સુદ્ધ ટોલ્સ્ટોયની, જીવનના સિદ્ધાંતો રજુ કરતી અને હૃદયને અસર કરે તેવો બોધ આપતી ત્રણ વાતો. કિં. ૦–૫–૦

૨ **બકુલ:** ધોકો, ગુલપરી, સમડીનો માળો, અજબ ચોર, લાકમટો અને બટમોગરો એવી વિવિધ રસભરી રૂપકથાઓ. ચાર ચિત્રો સમેત. ચાર આવૃત્તિ થઈ ગઈ. કિં. ૦–૬–૦

૩ **બીરબલનો બન્ધુ:** રાયા અને અપ્પા નામના દરબારીઓની ચાતુર્ય અને સમયસૂચકતાની રમુજી કથાઓ બુદ્ધિ અને આનંદ સમર્પશે. ખડખડાટ હસાવશે. કિં. ૦–૮–૦

૪ **મૂરખરાજ:** ટોલ્સ્ટોયની એક ઘણીજ બોધક કહાણીનું રૂપાંતર, બાળકને આકર્ષે એવી શૈલીથી. સચિત્ર કિં. ૦–૮–૦

**નીલમ.** ગિન્નાખાન બાદશાહ, ચકલીની ચાલાકી, પાટલિપુત્ર, શરત. વિગેરે ઘણીક રસભર રૂપકથાઓ. કિં. ૦–૬–૦

૬ **ભીષ્મ:** અને યુધિષ્ઠિર, એ બેનાં ચરિત્રો નવી શૈલીથી સત્ય ને બ્રહ્મચર્યના આદર્શો રજુ કરે છે. કહાણી વંચાવવા માટે ઘણીજ માગણી થાય છે. કિં. ૦–૪–૦

૭ **બાળવિહાર** (૧) વિજ્ઞાનના કઠણ સિદ્ધાંતોને સહેલા સ્વરૂપે રજુ કરનારી અસ્નવી વાતો. સિનેમા, છાપખાનું, વિમાન, આગગાડી, કનકવો, ભમરડો વગેરે વિષયોનો બાળકને સમજાય એવી ભાષામાં ઉકેલ કરી આપે છે. સચિત્ર (પાકું પુઠું) કિં. ૦–૧૨–૦

૮ **જય બજરંગ** શરીરની તંદુરસ્તી અને અખાડા તરફ ધ્યાન ખેંચે એવી ઢબે લખાયલું હનુમાનજીનું જીવનનું ચરિત્ર. કિં. ૦–૬–૦

૯ **વાઘોનું વન:** મોટા હરફે છાપેલી, છેક નાનાં બાળકોને તરત ગમે તેવી ઢબની, ગમ્મત ભરેલી એકજ સચિત્ર વાતો. કરસન હજામના પરાક્રમો વાંચી બાળકો ખૂબ રાજી થશે. કિં. ૦–૪–૦

૧૦ **જાદુઈ હાર:** એક સલામ સાથે એક સિપાઈનો ઝપાટો. બાળક પૂરી કરીનેજ છોડશે. રંગબેરંગી આકર્ષક છાપણી. કિં. ૦–૮–૦

૧૧ **બરફીપૂરી:** વિલાયતની બાર વરસની બાળાએ રચેલી વાત. બાળકની કલ્પનાસૃષ્ટિને આબેહુબ રજુ કરતાં સાથે અજબ જેવો પાઠ શીખવે છે. તમારાં બાળકને બાળપણનો બહુ શોખ હોય તો આ ચોપડી તેને જરૂર વંચાવજો. કિં. ૦–૪–૦

૩૦ **અંગારી બિરબલ**: ગોપાળભાંડ ફરીને એક બહુજ હસમુખો લવ્વો બંગાળાના શ્રીકૃષ્ણ રાજાની કારકીર્દિમાં થઇ ગયો. તેના પરાક્રમો અકબર બિરબલના જેવાંજ રમુજી ને ચાતુર્યવર્ધક છે. બુદ્ધિને સતેજ બનાવનારી ને હાજરજવાબીપણું શીખવનારી વાતો. ચિત્રો સાથે. કિં. ૦–૬–૦

**સટ પહેલેઃ કિં ૮–૦–૬ આખો લેવાથી રૂ. ૭ાા ટપાલ ખર્ચ જુદું**

---

## બીજી માળા

૩૧ **ભુલભુલામણિ**: જાતજાતના ભુલભુલામણીનાં ચિત્રો વાર્તાઓ સાથે આપ્યા છે. રસ્તો ખોળવાનું કામ મજાનું છે. કિં. ૦–૨–૦

૩૨ **સવાકાની આપવીતી**: હોઢિયાનો સિક્કો ટંકશાળમાંથી નીકળ્યા પછી પોતે ક્યાં ક્યાં ગયો તેનું બ્યાન આપે છે. કિં. ૦–૨–૦

૩૩ **ખોટી ખોટી વાતો**: આ વાર્તાઓ ખોટી ખોટી છે પણ વાંચવી બહુજ ગમશે. બ્રહ્મદેવ, બિલાડકુમારી, મચ્છલકુમાર, મૂરખો વગેરે વાતો જ્ઞાન સાથે ગમ્મત આપે તેવી છે. કિં. ૦–૪–૦

૩૪ **સિપાઇ દાદા**: એક સિપાઇને તે ઘરડો થવા કાળે રાજાએ નોકરીમાંથી કાઢી મૂક્યો. તેણે બીજા ૭ સાથી ભેગા કરી રાજાની કેવી ફજેતી ઉડાડી. તે વાત બહુજ સહેલી ભાષામાં રજુ કરી છે. કિં. ૦–૨–૬

૩૫ **મધપૂડો**: સાહિત્ય પરિષદ મંડળની મદદથી પડતર કિંમતે બહાર પાડેલ વાતો, કવિતા, ગમ્મત ઉખાણાથી ભરપૂર, અનેક રંગબેરંગી ચિત્રોવાળું બાળવાર્ષિક. સૌરાષ્ટ્ર મિત્રે એને માટે અભિપ્રાય આપ્યો છે કે "આવું સરસ ને આટલું સસ્તું બાળ વાર્ષિક અમે જોયું નથી." કિં. ૦–૧૨–૦

૩૬ **કોલસાકાકા**: કોલસાની ખાણમાં કેવી રીતે કામકાજ થાય છે, તેની માહિતી આપનારૂં સચિત્ર પુસ્તક. કિં. ૦–૫–૦

૩૭ **સમરસ**: કસુંબર ને મેઘધનુ જેવું ગણિતગમ્મત, નવી રમતો, જાદુના ખેલ ને જાતજાતની માહિતીથી ભરપુર પુસ્તક. કિં. ૦–૩–૦

૩૮ **કીર્તિસ્તંભ**: હિંદુસ્તાનના ઇતિહાસમાંની કેટલીક તદ્દન નવી હકીકતવાળી રસીલી પ્રેરક વાતો બાળભાષામાં. કિં. ૦–૪–૦

૩૯ **રિક્કિ ટિક્કિ**: એક નોળિયાના પરાક્રમની રમિક વાર્તા. સવાલાખનું નોબલ ઇનામ મેળવનાર કવિ રુડિયાર્ડ કિપ્લીંગની મનોહર કૃતિ: પારસી પાત્રોમા રજુ કરી છે. કિં ૦–૪–૦

૪૦ **સારંગીવાળો**: રશિયાની એક બોધદાયક પરીકથા "મુખમાં કુલાઇ જવું નહિ દુઃખમાં ન હિંમત હારવી"નો પાઠ શીખવે છે. કિં. ૦–૨–૦

૪૧ **ખરેખરી વાતો**: આ વાતો ખોટી ખોટી વાતો સાથે બરાબર ટક્કર ઝીલે એવી છે. "ડીસીપ્લીન" નિયમન–સમયમનું દષ્ટિબિન્દુ રાખી એ બધી દેરદેરથી વીણીને મેળવી છે. કિં. ૦–૩–૦

૪૨ **મોસાળની મોજ**. આવી સુંદર રૂપાળી બાળવાર્તાની ચોપડી ગુજરાતમાં ગુજ્જ હશે. ફેરીનાં ભજિયાંવાળી ગમુ ઉદરડીનો નવો અનુભવ આમાં દાખલ કર્યો છે. કિં. ૦–૩–૦

૪૩ **રશીદની પેટી**: વગેરે. જાતજાતની અવનવી વાતો. પ્રાણીઓનાં પરાક્રમો તથા "શિવાજીનો વાઘનખ" વાંચવા જેવા છે. કિં. ૦–૪–૦

૪૪ **પુસ્તકાલય**: દસ્તરો વરસથી માણસે લાયબ્રેરી સંસ્થા શરૂ કરી, તેને ખુબ ખીલવી. તેનો ઇતિહાસ બાળોપયોગી ભાષામાં, વાર્તા રૂપે. કિં. ૦–૨–૦

૪૫ પ્રાણીપુરાણ: રીંછ, વરૂ, ચિત્તો વગેરે જંગલી પ્રાણીઓનાં જીવન આલેખતી ટુંકી ટુંકી વાતો તદ્દન નવીન શૈલીમાં લખીને તૈયાર કરેલી છે. કિં. ૦–૩–૦

૪૬ લાડકાવ્યો: થાણાની જેલમાં રા. નટવર વીમાવાળાએ બાળકોને હુલાવે, ઝુલાવે, રમાડે, કુદાવે, ને જબરાં બનાવે એવી આ રમુજી ગીતાવલિ તૈયાર કરી હતી. ઠેર ઠેર બાળકોના મેળાવડામાં તેણે બાળકોને હસાવી લોથપોથ બનાવ્યાં છે. કિં. ૦–૪–૦

૪૭ પ્રાણી-પુરાણ [ભાગ બીજો] વનનો રાજા સિંહ, અને કરાઈત સાપ વિષેની, રસભરી માહિતીથી ભરપૂર, બે સરસ વાતો. કિં. ૦–૬–૦

૪૮ ફુરસદ: બાળકોને જો ફુરસદનું સાચું શિક્ષણ ન મળે તો તેઓ અવળે માર્ગે ચડે. આ ચોપડી તેના હાથમાં મૂકીને તમે નિરાંત રાખશો તો ચાલશે. ફુરસદનો વખત બુદ્ધિને ખીલવવામાં કરવાના કોડીબંધ નુસ્ખા એમાં આપેલા છે. કિં. ૦–૪–૬

૪૯ રેલપાટા: રેલ્વેની આગગાડી જેના પર ચાલે છે તે પાટા કેમ બને છે અને ટુંકામાં લોખંડનાં જંગી કારખાનાઓ કેવી રીતે ચાલે છે તેની રસભરી માહિતીથી ભરપૂર ને પુષ્કળ ચિત્રોવાળું પુસ્તક. કિં. ૦–૩–૦

૫૦ ગુલદાની: મધપૂડાની ધાટી પર રચેલ બાળોપયોગી વિવિધ પ્રકારના લેખો, કવિતાઓ, કોયડાઓ વગેરેનો સંગ્રહ. કિં. ૦–૮–૦

સટ બીજો: કુલ કિં. ૪–૧૩–૬

આખો લેનારને ૪।। રૂ. ટ. ખ. જુદું

---

## ત્રીજી માળા

૫૧ હરિજનની હાય: એક અછૂત બાળકને અછઠાં પકવાન ખાવાનું મન થાય છે–તે ભૂમિકા પર રચાયલી ઘણી સુંદર, કરૂણ વાર્તા. ૦–૪–૦

૫૨ ચાલો ભજવીએ: મેળાવડાઓમાં ભજવી શકાય એવા સહેલા, બોધદાયક, નાનકડાં બાળનાટકો. સાથે ભજવવાને લગતી સૂચના પણ છે. કિં. ૦–૪–૦

૫૩ ગમ્મતિકા: રસભરેલી રમુજી વાતો અને તેવાંજ હસામણાં પુષ્કળ ચિત્રો તથા કવિતાઓ. ૦–૪–૦

૫૪ વિજ્ઞાનિકા: વિજ્ઞાનની ત્રણ ફક્કડ વાર્તાઓ, ચિત્રો સાથે રજુ કરી છે. જરાએ લુખી કે નીરસ નથી. રસથી રસબસતી છે. કિં. ૦–૩–૦

૫૫ ફળકથા: ભાગ ૧–જુદાં જુદાં ફળ વિષેની રસભરેલી માહિતી રજુ કરતી વાર્તાઓ, સૃષ્ટિજ્ઞાનના શિક્ષણમાં ખૂબ ઉપયોગી. ૦–૪–૦

૫૬ ફળકથા: ભાગ ૨–રાયણ, કેરી, વિગેરે વધુ ફળોની વાર્તાઓ ૦–૩–૦

૫૭ મોરનાં પીછાં: વાર્તા, કવિતા, નાટક, કોયડા, ચરિત્ર વિગેરેના સભર ભંડાર રૂપ, પાને પાને ચિત્રોથી દીપતું, બહુજ રૂપાળું બાળપુસ્તક ભેટ આપવા લાયક વસ્તુ. કિં. ૩–૦–૦

૫૮ જાપાનિકા: જાપાન દેશની અતિ રસીલી ચાર વાર્તાઓ. કિં. ૦–૪–૦

૫૯ બકોર પટેલ: હાસ્ય રસના ઈજારદાર શ્રી હરિપ્રસાદ વ્યાસે રચેલી ત્રણ બાળવાર્તા દરેક બાળકને પેટ પકડીને હસાવશે. ૦–૩–૦

૬૦ અકકલકથાઓ: બાળકોને રસ પડે ને અક્કલ વધે એવી રમુજી કથાઓ. કિં. ૦–૫–૦

ત્રીજો સટ: કુલ ૫–૨–૦

આખો લેનારને ૪।।= રૂ. ટ. ખર્ચ જુદું

---

ત્રણે માળાનાં કુલ સાઠ પુસ્તકો: રૂ૦ ૧૮–૦–૦

એ આખા સટ લેનારને ભરપૂર વળતર

જરૂર મંગાવો: બાળકોની નવરાશને સન્માર્ગે વાળો.

ગાંડીવ મુદ્રણાલય, હવાડિયા ચકલા, સુરતમાં ગાંડીવ સાહિત્ય મંદિર માટે નટવર વીમાવાળાએ આ સૂચીપત્ર છાપ્યું ને પ્રગટ કર્યું. ડીસે૦ ૧૯૩૫

મુદ્રક · ધનશંકર કૃ. શુક્લ
પ્રભાત પ્રેસ · ડેન્સો હૉલ · કરાચી

# ઊર્મિ

પ્રકાશક · ભૂપતરાય મો. દવે
ઊર્મિ કાર્યાલય · ડેન્સો હૉલ · કરાચી

વર્ષ પસું
અંક ૯મો

સળંગ અંક
૫૭

## અનુક્રમણિકા



સંપાદક ઊર્મિમંડળ


| | |
|---|---|
| એલ. કે. મેઘાણી | ૧૪, અમરતલા સ્ટ્રીટ કલકત્તા |
| આર. આર. શેઠની કું., | પ્રિન્સેસ ,, મુંબઈ— |
| સી. જમનાદાસની કું., | ,, ,, |
| એન. એમ. ત્રિપાઠીની કું., | ,, ,, |
| ગાંડીવ લવાજમ એજન્સી | હવાડીયો ચકલો, સુરત |
| પુસ્તકાલય સ. સ. મંડળ લી, | રાવપુરા, વડોદરા |

વાર્ષિક :::: લવાજમ :::: રૂપિયા ચાર

ઊર્મિ

વર્ષ ૫મું · ભાષા અને સાહિત્યનું માસિક · અષાડ ૧૯૯૨ · અંક ૯મો

# અ સ્મ દી ય મ્

## 'પારસી ગુજરાતી' અને 'હિન્દુ ગુજરાતી'

પારસીઓ તથા હિન્દુઓ એ બન્નેની ભાષા એકજ, બન્નેનું સાહિત્ય એકજ છતાં ખેદની વાત એ છે કે ભાષા તથા સાહિત્યના સંબંધમાં અણબનાવ, ગેરસમજુતી અને એકેક માટેની બિનમાહિતી એ બે કોમ વચ્ચે મોજુદ છે. હિન્દુ ભાઇઓનું માનવું એવું છે કે પારસી લેખકો ગુજરાતી સાહિત્યને પોતાનો સરસ ફાળો આપી શકતા નથી અને પારસીઓની અશુદ્ધ બોલી તથા ભાષા માટે તેમની ફરીયાદ ચાલુ છે. બીજી બાજુએથી પારસીઓ હિન્દુ લેખકોની અતિ ભારી ગુજરાતી માટે બળાપો કરે છે અને ફરિયાદ કરે છે કે હિન્દુઓ પારસી લેખકોને અન્યાય કરે, તેના સારા લેખો કે ગ્રંથોથી અજાણ્યા રહે છે અથવા તો બેદરકારી દાખવી, જાણવા છતાં તેમ બે પોગ્ય શબ્દોથી જાહેરાત આપવાથી પોતાને પછાત રાખે છે.

આ અહેવાલ લખનાર જાતે પારસી છે પોતાના ચોક્કસ સંજોગને લઇને તે, આ બાબદ ઉપર તટસ્થપણે લાંબુંટુંકું વિવેચન કરી શકે તેમ છે છતાં અત્યારે અહીં આપણે લંબાણથી બોલીશું નહીં; અને પક્ષની ફરિયાદની વિગતવાર ઉંડાણ તપાસ કરીશું નહીં પરંતુ આપણે ટુંકમાં એટલું તો જરૂર કહીશું કે આ બન્ને કોમ પોતાની ફરિયાદમાં

સર્વાંશે ખોટી નથી. બન્ને પક્ષ અમુક હદે સચ્ચાઈ જાહેર કરે છે પણ કમનસીબીની વાત એજ છે કે એકેકની સામે જતી એ સચ્ચાઈ જાહેર કરતી વેળાએ એ વિષે બન્ને પોતપોતાની ખામીઓ, દોષો અજાણના અને અપૂર્ણતાને જોઈ વિચાર શકતા નથી. તેઓ બંને એકેક વિરૂદ્ધ ફરિયાદ કરી જાણે છે, પણ ફરિયાદના મૂળમાં પોતાની ભૂલ અને પોતાની જવાબદારી કેવી અને કેમ છે તેનો તેઓ ગંભીર ખ્યાલ ધરાવતા દેખાતા નથી.

આપણી પ્રિય પારસી કોમે-ખાસ કરીને તેના જાહેર બોલનારાઓએ અને જાહેરમાં લખનારાઓએ, જીદ પકડી ન બેસતાં અને હિન્દુઓની ભારી ગુજરાતીનાં કારણને કારણને સદાય આગળ ધરીને પરવારી ન જતાં, એટલી એક વાત ખુલ્લા મનથી કબુલવીજ ઘટે કે તેઓએ આજના જમાના પ્રમાણે જોતાં હજી લગી ગુજરાતી ભાષાની શુધ્ધિને જેવી જોઈએ એવી અખત્યાર કરી નથી કબુલ કરીશું કે પચાસ સો વરસની વાત ઉપર જે ભાંગીતૂટી કંગાલ ગુજરાતીમાં આપણા પારસી વર્તમાનપત્રો અને ચોપાનિયાંઓ તથા પુસ્તક લખાતાં હતા તેની સાથ સરખાવતા આપણે ભાષાની બાબદમાં નક્કી સુધર્યાં છીએ. પણ એટલા સંતોષથીજ આપણે બેસી રહીએ અને ભાષાશુધ્ધિનું કામ જાણે આપણે સમાપ્ત કરી નાખ્યું હોય અને હવે આપણને એ દિશામાં વિશેષ પ્રગતીની જરૂરજ ન હોય એમ આપણે વર્તીએ તો એ આપણો સંતોષ ખચિત રોગી કહેવાય. જુઓ, વહોરા, ખોજા, અને મુસ્લીમ ભાઈઓ; જોકે તેમની સાધારણ ગુજરાતી બોલી (dialect) ખરેજ અશુધ્ધ છે, છતાં એમના જાહેર લેખકો લગભગ દરેકેદરેક જાહેર લેખક હિન્દુ ગુજરાતી લેખકોની બરોબરીઆ ઉભા રહી શકે એટલું શુધ્ધ ગુજરાતીનું પાણી બતાવી શકે છે. એટલુંજ નહીં પણ તમામ શુધ્ધ ગુજરાતીમાં લખેલાં તેઓ આખા ને આખાં અનેક માસિકો ખાસ જ કોમના લેખકોથી લખાએલાં ચલાવે છે. પારસી જાહેર લેખકોના સંબંધમાં તેવું નથી માત્ર શુધ્ધજ ગુજરાતીમાં લખનારાજ પારસી લેખકોનું હજી લગી એક પણ ખાસ માસિક પારસી કોમમાં હસ્તી ધરાવતું નથી. ઉપરાંત જાહેરમાં લખનારાં સેંકડો પારસી બાનુઓ અને ગ્રહસ્થો હજી પણ એવાં જણાય છે કે જેમની ગુજરાતી અનેક પ્રકારે શુધ્ધતાથી ઘણી વેગળી છે. ભારી ભારી સંસ્કૃત બોલો વાપરતા નથી તે કારણ નહીં, પરંતુ ચાલુ સાધારણ ગુજરાતી શબ્દોનુ પણ ખોટી જોડણીમાં લખવું-વાક્યરચના પણ અનેક જગાએ ખોટી ઉતારવી એ બધા દોષો પારસી જાહેર લેખકો મોટે ભાગે ધરાવે છેજ જ્યાં આપણે ભાષાશુધ્ધિની બાબદમાં સંતોષ ધરીને બેસી રહીએ એ કેમ પાલવે? હા ગણ્યા ગાંઠ્યા કોઈ કોઈ પારસી લેખકો ખરું શુધ્ધ, ઘણું સરસ ગુજરાતી જાહેરમાં લખે છે પણ એ તો અપવાદ કહેવાય; અને તેટલાથી સંતોષ ધરીને બેસી રહેવું વાજબી ન ગણાય.

લેખકનું નમ્રપણે જાહેર પારસી બહેનો-ભાઈઓ-લેખકોને કહેવું એજ કે તમારે હિંદુઓના સંબંધમાં ફરિયાદી બનીને બેસી રહેવું એ ઠીક નહીં. વળી જો તમે તમારી પોતાની ગુજરાતી સુધારશો તો હિંદુ લેખકો સંબધી તમારી પોણી ફરિયાદને આપમેળે દૂર થયેલી તમો જાતે જોઈ અનુભવી શકશો. તમે તમારા ખયાલમાં વારંવાર આ વાત ફરી સમજજો કે પ્રાંતે પ્રાંતના હિંદુઓ તરેહવાર જુદી અને ખોટી રીતે ગુજરાતી

હવે ગુજરાતી સાહિત્ય સંબંધી જે આમામામી ફરિયાદો પારસીઓ અને હિંદુઓ કરે છે તેમાં આપણે કોઈપણ એકજ પક્ષનો દોષ કાઢી શકીએ એમ નથી સેવકના નમ્ર વિચાર પ્રમાણે આ ફરિયાદનુ મૂળ કારણ પારસી લેખકો અને હિંદુ લેખકો વચ્ચેના સહકારના સાધનોની અફસોસકારક અછત છે દાખલા તરિકે પારસી કોમમાં અત્યારે એક પણ એવી સભા, સંસ્થા, મંડળ કે ખાતુ નથી તેમજ પારસીઓ વચ્ચે એક પણ એવુ પારસી ચોપાનિયુ કે માસિક કે વર્તમાનપત્ર નથી કે જે આ બે કોમના લેખકો વચ્ચે મધ્યસ્થ (Medium) બની સાહિત્ય અને ભાષાની બાબતમા એક બીજાની હિલચાલની ખબર અંતર આપવાની પોતાની ફરજ બજાવી શકે ફલાણા પારસી માસિકમા અમુક પારસી લેખકે સાહિત્યને લગતો કે તવારિખને લગતો આવો તેવો સરસ વાંચવા લાયક, અભ્યાસ કરવા લાયક લેખ લખ્યો છે, અથવા અમુક પારસી લેખકે ચાલુ સાલ કે ચાલુ માસિકમા એક ખરેખર સરસ પુસ્તક લખી પ્રકટાવ્યુ છે એની હિંદુ લેખક વર્ગને જાણ કરવા માટે ખાસ તજવીજ અને ખાસ ગોઠવણ કે બંદોબસ્ત કરનાર એક પણ સાધન પારસી કોમે હજી લગી પોતાની તરફથી બનાવ્યુ કે ચનાવ્યુ નથી"

[ કરાંચીના જાણીતા વિદ્વાન શ્રી ફિરોઝશાહ રૂ મહેતાએ હમણા એક પારસી અઠવાડિકમાં લેખ લખ્યો હતો તેમાંથી ઉપરના ફકરાઓ અહીં ટાંકયા છે એમા ચર્ચેલા બધા જ મુદ્દાઓ અગત્યના છે એ અહીં ઉતારીને અમારે સૂચવવુ છે કે ગુજરાતી વિદ્વાનો આ પ્રશ્ન ઉપર સત્વર વિચાર કરે તો સારૂ પારસી ગુજરાતી અને હિન્દુ ગુજરાતી એવા કૃત્રિમ વિભાગ પડી ગયા છે એ આપણુ દુર્ભાગ્ય છે આ ભાગલાથી ગુજરાતી ભાષા તથા સાહિત્યને સહન કરવાનુ જ છે દા ત પારસી ભાઇઓના લખાણ સામાન્ય હિંદુ ગુજરાતી સમજી શકે એવી ભાષામા થતા હોત તો આજે ગુજરાતી સાહિત્યમાં હાસ્યરસના વિકાસની ખોટ છે એ ફરિયાદ સમૂળગી નષ્ટ થઇ જાત કોમ તરીકે પારસી વોરા, ખોજા વગેરેની અમુક અમુક માનસિક ખાસિયતો છે અને એ ખાસિયતો મુજબ સાહિત્યના તે તે અંગોનો વિકાસ તેમનાથી સધિત થવાનો વધુ સમ્ભવ છે તો ગુજરાતી ભાષા બોલતા જૂદા જૂદા સમૂહોનાં વાઙમયસર્જન માટે સર્વમાન્ય ગુજરાતી ભાષા વપરાતી થાય એવા દરેક ઉપાય દરેક ગુજરાતીએ તેમજ સાહિત્યપરિષદાદિ સંસ્થાઓએ કરવા જોઇએ

ભાઇ ફિરોઝશાહે સૂચવ્યા છે તે મુદ્દાઓ ઉપરાંત અમારે એમ જણાવવુ છે કે ઉપર લખેલ ઇષ્ટ સ્થિતિ ઉપજાવવાને માટે કોમી નિશાળને જેમ બને તેમ જ દી રૂખસદ આપવી જોઇએ હિન્દુ, પારસી, ખોજા વોરા મેમણ વગેરે બધાના છોકરાંઓ પ્રાથમિક શિક્ષણથી માંડીને એકજ શાળામા ભણતા હોય તો એક પેઢી જેટલા ટૂંકા સમયમાં ઉપરના પ્રશ્નનો તેમજ બીજા કેટલાક (સામાજીક તેમજ રાજકીય) પ્રશ્નનો બહુ સરળ રીતે નિકાલ આવી જાય ]

# શ્રદ્ધોત્સાહ

**પૂજાલાલ**

નહીં પદ ચળે તસૂ ય દૃઢ રોપિયા સત્પથે,
સદા સ્થિર ગતે અબુદ્ધ પગલે સુદૂરે જશે,
પ્રમાદ નહિ સેવશે, શ્રમ લવે ય ના લેખશે,
પ્રલોભનતણાં દળો દળત સર્વ ભીડી બથે
ધ્રુવાભિમુખ ધાવશે અગન શા અભીપ્સારથે,
ચડી, દશ દિશા પ્રતિધ્વનિત ચક્રનાદે થશે;
કરાલતમ કાલશૃંગતણી માળ ઓળંઘશે,
જશે જહીં અદીઠ અર્ચ્ય શુચિ હાર તારા ગ્રથે.

તહીં ગહન મૌનના ગગનનીલ કુંજોમહીં
સુષુપ્ત સરનાર સ્નેહરસસારની શાશ્વતી
સમેત સહુચારની અકલ માધુરીઓ લહી
લહી મરણને મુખે અમૃત-જ્યોતિરેખાવલી
ચિરંતન જગાડશે સ્મિત અમર્ત્ય આનંદનું;
થશે તહીં વિલીન ઘોર તમ-રાજ્ય આક્રંદનું.



# અળખામણાં સાથી

સુન્દરમ્

અનિચ્છ્યાં, અણઆમન્ત્ર્યાં, અકલ્પ્યાં હાથમાં પડ્યાં;
સ્ટેશને આગ્રહી માળી બે ગુલાબ દઇ ગયો

સાથે નથી કેશકલાપધારિણી
જે એમને કેશવિશે સુહાવશે.
હાથે ન એકે નવરો, ઉપાડતા
સામાન, રક્ષા કયમ એની ફાવશે ?

થયા એ સાથમાં તોયે પકડ્યા જેમતેમ, ને
આદર્યો રેલનો રીઢો શુષ્ક એ પથ કાપવો.

ઉતારુઓ કૈં ઉતરે ચડે છે,
ધક્કાધક્કી, બાળ રડે પડે છે,
ને બીડીનો ધૂમ અનેક આનનો
શોભાવી ડબ્બો ભરતો ઘુમે છે

વળી એન્જિનનો ધૂમ લઇ દુર્ગંધ વાદળી
ગોટાતો ઘૂસતો અંદર રંગે છે વસ્ત્ર-અંગને

મુસાફરી છે, ફરિયાદ દેવી કયાં ?
બેસી રહો ભાઇ, ક્ષમા ઉપાસી લ્યો
એ શુષ્કતા રુક્ષ કઠોર કારમી
મ્હાલે ભને ભાઇ, જશુ ન નાસી કયાં

પચાવી એજ સત્ જ્ઞાન પડ્યાં છે પાસ ચૂપ થૈ,
ગુલિસ્તાં છોડી આવેના બિચારા બે ગુલાબ લ્યો

ધપી રહી નિત્ય શું સ્વસ્થ ગાડી,
એણે ન રોપી સપનાની વાડી,
ભલે ઉગે ભીતર માંહિ ઝાડી,
અને બળે ત્યાં ભડકે હુતાશણી

શુષ્ક આ પથમાં મારી ગાંઠડી રસવૃત્તિની
ગુમાશે એ ભયે ચિંતા સરી સામાનની કહીં

હૈયું ન જેને નવરું રમાડવા,
ને આંખને જે અળખામણાં છેજી,
ગુલાબ તે બે અહિંયાં દુભાયલાં
પડ્યાં પડ્યાં આચરતાં અનેરું કૈં.

પાંદડી પાંદડી એની વીલાતી ક્રમશઃ જતી;
સુકાતા ઉરની એની ખુશબો બમણી થતી.

ચોળાયલાં એ ફૂલને લઈ હું
પ્રવાસ અંતે ઉતરું છ હેઠો,
સામાનસાથ્થા કરથી અચીંત્યાં
સર્યાં, પડ્યાં ચક્રપદે જ ગાડીના.

અરે ત્યાં, અણુઆમંત્ર્યાં અનિચ્છ્યાં ફૂલ સાથમાં
સૂવાને ચક્રની નીચે ઉત્કંઠ્યું ક્ષણ હૈયું ત્યાં.

નહીં! નહીં! એ વ્યવહારમાં નથી
ગુમાવવું અંતર આમ સ્હેજમાં!!
તેને મૂકી હેઠળ ગાડીચક્રની
મેં માર્ગ ઝાલ્યો રસઝંખનાનો—

ઊડી ત્યાં હાથથી મ્હેકી સુગંધી મસળાયલાં
ગુલાબો જે ગયાં મૂકી પીસાઈ પગ છેલ્લીએ.

પ્રવાસ એ શુષ્કતણાં જ સાથી
અનોતર્યાં માર્ગ વિશે મળી ગયાં!
રસત્વના હું ઉપહારને ન વો
રસત્વનો માર્ગ બતાવી, એ મર્યાં!

●

## જગપિતા

### નન્દકુમાર પાઠક

ફૂટી નિશાની કળી સોનલ-વર્ણ વેરી,
ને તેજ-સૌરભ મહીં જગ મ્હેંક્યું નાહી,
પ્રાચી દિશા અરૂણને ઉર ધારી લાડે,
કર્તવ્યમાં ન ચૂકતાં રવિ પંથ કાપે. ૧

હાથમાં દોરડાં લીધાં કોદાળી ખાંધે મૂકી,
વર્ષોના જાણીતા ચર્યો વહે ખેતરની ભણી ૨

ગડવારની શીત સુવાળી નિન્દમાં,
પ્રભાતના વાયુની મીઠી ગોદમાં,
અભંગ નિદ્રામહી વિશ્વ ઘોરતું,
કર્તવ્ય-કુંજે દિલ તેનું ખેલતું. ૩

વિચારો માનવીની છે લાકડી ઝાલવા જગે,
કર્તવ્યો માનવીના છે ચાલવા ચરણો જગે. ૪

પિતા હતો જગતનો કૃષિકાર વૃદ્ધ;
જાતો સ્હવાર પડતાં થઈને પ્રવૃત્ત,
આંખો ઝીણી ચમકતી ઊંડી યે ગઈ'તી,
દુ:ખો ચૂસી જીવનનાં હમી શુ રહી'તી ૫

વર્ષોના કાળવારિના વ્હેણને તારમા હસી,
પાલમા મૃગ શા પાયે સ્થિરતા ભામતી હતી ૬

આવ્યો અન્ત પ્રિયજન સમા ખેતરે ચાલતો એ,
ફેંકી ઝાંખી નજર સઘળે જોઈ આવી સહુ એ;
ન્હોતું આજે પણ વિચરતુ ખેતરે ક્યાંય તેથી,
ગતોષી તે હૃદય ફરતું આજના કાજ માંહી ૭

કોદાળી કરમાં લીધી, દોરડાં ભૂમિપે મૂકે,
સર્કા ફુંકા હતા તેને લાગ્યો એ ખોદવા ધીમે ૮

કામે તેનુ જીવન ઘડિયું કામમા ઊછર્યો'તો,
કર્તવ્યોના પુનિત જપતા મંત્ર એ ખેનતો'તો,
શ્વાસેશ્વાસે, હૃદય ધબકે કામના નાદ ગુંજે,
કર્તવ્યોમા જીવનરમણા મૃત્યુ એમાં જ થાશે? ૯

ધન્ય એ માનવી મૃત્યુ, ધન્ય જીવન એ જગે,
કર્મમા મૃત્યુને ભેટે, મૃત્યુમા કર્મને જુએ. ૧૦

શીર્ણ તેજે રમી ભાનુ તપ્યો મધ્યાહ્ન આવતા
આમિયાં પખીઓ સર્વે, માનવી સર્વ દાઝતા ૧૧

પેલો ખેડૂ હજી ન મુકતો ખોદવાનું ખુશીથી,
ત્યાં સીમાડે ગૃહિણી નિરખી ભાથું માથે મુકેલી,
પ્રસ્વેદોના મુખથી ખરતાં ભૂતલે બિન્દુ આવે,
ને તે કાળે ધનગરજના મેઘની વ્યોમ થાયે. ૧૨

# અનુત્તર પ્રશ્ન

ભાસ્કર દવે

વિશાલા વ્યોમઆરેથી નિર્ઝરે મધુચંદ્રિકા
ખૂણાવા વિશ્વનો વહ્નિ રેલતી શુભ ચારુતા–

રાચે સુધાંશુ કણિકા સમ બાળ નાના
ઝીલંત સ્રોત અમિના રજતોત્સવે આ
ગાજે પદધ્વનિવડે પથ મુક્તહાસ્યે
જાગે પ્રશાંત ઝરણા મમ ઉરક્યારે,

બાજે વળી નૂપુરના મધુરા નિનાદો
ઝંકાર કંકણતણા ગજવે નિકુંજો
સંગીત રેલ ઉછળે દુર વાટિકામાં
ને ઊમટે સ્મરણના અમિ આજ હૈયે.

ધરી અંકે કાલા કિસલયકુંણું બાળ નમણું
હસાવી હાસ્યોથી વરદ કર માથે ધરી ધરી
મીઠી વાતો કહેતી સુભગ જનની, છે સ્મરણમાં?
નિહાળું હાસ્યોએ નયન ગરવાં આજ નભમાં.

o

# પડેલું પત્તું[1]

મસ્ત

( નાથ કૈસે ગજકો...એ રાહે )

રવડે એક, પત્તું ઝાડ, તણું(૨)
પવન ઝપાટે, ઝુંટવી વડીલથી, ત્યાગી ઝડપથી દીધું   રવડે. ૧.

સત્વહીન ઓ! પલ્લવ પ્યારા, કેઘે પ્રયાણ કર્યું(૨);
"જાણ્યું નહીં કંઇ, દીનબંધુ! હું(૨), ભાયગના, જ હેતું" રવડે. ૨

કુદરત કોપે, પવન તોફાને ઝાડ પડી તો ગયું,(૨)
એક જ એ આધાર, હતું મુજ,(૨) નાથ અનાથ થયું રવડે ૩

૧ ફ્રેન્ચ કવિ આનોલ્ટના 'લાફ્યીય'ને અનુસરીને

મખમલ મપાટા, લહરી લટકને, તાળે થઈ હું ફરૂ(૨)
એક દીન જગન, ઘોર બતાવે(૨), બીજે મેદાન મરૂ  રત્રે  ૪

ત્રગી પર્વતની ગોચ ઉડીને, ઉડી બખોલ પડુ(૨)
ના જાણું હુ વિશુદ્ધ કે(૨) ના જાણુ હું શુદ્ધ  રત્રે  ૫

લઇ જતયે નાનીક અનીલ ત્યા, જાવું મારે રહ્યુ(૨)
મે ફરીઆદ કરી ના સમરી(૨), નીડર ગનીને મહ્યુ  રત્રે  ૬

જીવમાત્ર અ તે જ્યા જાયે, હુ પણ ત્યા જ જઉ(૨)
જ્યાં ખુબસુરત ને શ્રન જ્યાં(૨), થાયે ભેગા મઉ"  રત્રે  ૭



# કલાકાર મિત્રને

## પુંડરીક

ફરી અવનની રહી અરૂપને રૂપો અર્પતી
અગમ્ય તવ તૂલિકા, શિશુસમા સખે ચીતરી
અનેકવિધ રમ્ય ચિત્ર ક્ષણુમા અનંતોન્મુખી
અગાધ તવ ભાવના સ્તર પરે પડે ઊપડે
તરંગમય વીચિઓ પણ ન લેશ રેખાંકિત
શિશુસ્મિતભર્યું સુવક્ત્ર નયને વિગાઈ રહી
નરી જીવનમાધુરી તવ હના સખે! માનવી
વિચિત્ર જગના રમે રસભરી છતા તાહરી

સખે! જીવનના બીજો હૃદયમા ઉગે ને ફળે
પ્રકાશ સહુ વિશ્વને લઇ અખડ તે વિકસે
કૃતાર્થ થઇને ખરે સકલ લોકના માનસે,
અનન્ય તવ અકુરો નવનવા સ્વરૂપો ધરે

સખે! નવ કલા હવે નવ રહી બની તાહરી
કરે જીવનને કનામયજ તે કના જાગતી

# સુમિત્રા

કૌલક

સન્ધ્યા તેજે અટારીએ મુગ્ધ ઉભી વિલોકતી
સુમિત્રા, સૃષ્ટિનું ચિત્ર, મંજુલ ગીત બોલતી.

ધીમે ધીમે છટાથી પુલકિત સઘળા રંગ વિલાઇ જાતા,
ને શ્યામાઓ ગભીરાં ક્ષણ ક્ષણ સરતાં સૌમ્ય રીતે છવાતાં.
નેત્રો ઝીણાં કરીને, ઉર પર ઝીલતી ભાનુની રશ્મિમાલા
ઉભી ધ્યાનસ્થ પ્રેમાર્દ્ર નયન પલકારા કરન્તી સુમિત્રા.

અને નિજ કગાન્તરે નિમિષ વર્ષ ચાલીસનો
પ્રમગ્ન થઇ પુસ્તકે ખુરશીમાં, હતો વાંચતો.
ફર્યાં નયન તેહનાં અધર પે સવિતા તણા
–પ્રલુબ્ધક થઇ પડી અધક લાલિમા એહને.

સ્તબ્ધ ઉભી સુમિત્રા તો અગાધ ચિંતને રમી
માંડી દૃષ્ટિદિશે પ્રાચી,–અજાણ પળ આવતી.

ધીમે ધીમે સહુ દિશ દિશે દૃષ્ટિ કીધી મનુષ્યે,
મૂકી પોથું, નીરવ પગલે વ્હૈ ગયો દ્વાર દિશે.
ઉર-સ્પન્દે તક વિચરતાં બંધ કીધાં કમાડો,
આવી પ્હોંચ્યો સમીપ સુમિત્રા, હસ્ત ધીમે અડાડયો.

"એ કોણ?"–શબ્દ અધુરા વદતાં ફરી તે–
દીઠો સમીપ પ્રુજતો દૃગ તિક્ષ્ણ રાખી.
સ્કન્ધે ઠરેલ કરને ચપલા ગતિથી
દીધો ખસેડી, પગ માંડતી દ્વાર દિશે.

પાલવડો ધરી પાડયો સવ ને, સદૂરે જતાં
"સુમિત્રા ! સુમિત્રા ! શાને? શરમીંદ હવે થતી ?"

ધ્રૂજન્તી કંપમાના ઉભય નયનમાં અશ્રુ બિન્દુ સરાવી,
ઉભી ત્યાં ભાન મૂકી' નહિ કશું સુઝતાં, આશ રાખી પ્રભુની.
વાચા પૈ બેવફા,–ના સ્વર ઉચરી શકી સાલની યાચનાર્થે,
જાણ્યો ના માર્ગ એકે પગનિગડમાં ત્યાં હવે મુક્ત થાવા.

"નહિ મામા ! નહિ મામા ! એ ! કાંઇ કરો મને–
હજી તો હું કુમારી છું, પિતા શા છો તમે મને"

"અરે શાને ? એ તો દમ્પતી વિધાનની દિવ્ય-પ્રભુતા–
ણથી એમાં કાંઇ ભય નિમિત્ત વિચાર સરખો !
પ્રિયે ! બહુ બીની તું તો ! અધર તુજના સૌમ્ય વરણા
–થકી અને તેને વળગ્યો પડતો,–ક્રૂર કરણા!

બે ભુજે જોરથી લીધી સુમિત્રા પ્રેમનાંગના–
અશ્રુભીના કપોલો પે ઉષ્મા લૈ ચૂમતો ઘણા

પ્રસન્ન કિરણાવલી પુનિત ચારુ સન્ધ્યા તણી
શમી મારુત શૂન્યમાં, તિમિર ઓઘ ઝૂક્યું ફરી

મહા જગત આ બધું, દિગદિગન્ત મન્દાનિલો
રહ્યાં નિમિષ ઘૂમતા, જગત તન્ત્ર આધીન થૈ.

ત્વરાથી તે ધરી તેના હસ્તને, ખેંચીને જનો
પામે પશ્ચિમની દિશે, શરીર વસ્ત્ર ફેંદતો.

'નહિ મામા ! નહિ મામા ! કરશું આ સુરાવલી
અમી સન્ધ્યે સુવે એમા ભવ્ય શાન્તિ કરી રહી

હશે શું શરણાધીન થઇ, નિર્બળતા સ્મરી
અગર કામના સ્ફુરી સુમિત્રા દીલમાં જરી?

# અનુમાનો

પ્રહ્લાદ પારેખ

લગભગ દરેક માણસમાં પાગલનો થોડોઘણો અંશ હોય છે. જીવનમાં એક કાળ એવો આવે છે જ્યારે કોણજાણે કયાંય આકાશમાં કોઇ ચંદ્ર ઉગે છે અને અંતરના સમુદ્રને આકર્ષી ખળભળાવી મૂકે છે હૃદયમાં કોઇ મહાભરતી ચડે છે. કોઇ મહાગાનથી આખું અંતર ભરાઇ જાય છે. અને દુનિયામાં બધે જ એ મહાગાનના પ્રતિધ્વનિ સંભળાય છે. તારામાં અને ફૂલમાં, સંગીતમાં અને સૌંદર્યમાં, સ્ત્રીમાં, અને પુરૂષમાં એ ગાનનો પડઘો ઉઠતો સાંભળીએ છીએ નરી આંખે દેખાતી દુનિયાને નકારતું એ ગાન, આશાનું-પ્રેમનું -સ્વપ્નાનું હોય છે.

પ્રોફેસર અનિલકુમારના જીવનનો એ કાળ હતો. છેલ્લા ત્રણ માસથી રાધાપુરની કોલેજના એ પ્રોફેસર નિમાયા હતા. લોકોમાં અને વિદ્યાર્થીઓમાં રહસ્યમય બની રહેવું એ એમનો એક શોખ હતો એટલે પોતે ક્યાંથી આવ્યા છે એ સિવાય પોતાના વિષે એ વિદ્યાર્થીઓ સાથે કે કોઇ બીજા સાથે ભાગ્યે જ વાત કરતા. પરંતુ બીજા વિદ્યાર્થીપ્રિય પ્રોફેસરોમાં એ આ ત્રણ મહિનામાં જ મોખરે આવી ગયા હતા, જીવનમાં આવિર્ભૂત થતી તેમની વિચિત્ર બેદરકારી માટે અને લાગ આવે વર્ગમાં છોકરીઓને મીઠા શબ્દોમાં કડવાશ ભરી Sugar coatted quinine જેવાં વાકયો સંભળાવતા એ માટે વિદ્યાર્થીઓની પ્રીતિનું કેન્દ્ર થઇ પડયા હતા.

એકવાર કોલાજના કંપાઉન્ડમાં આવતાં જ જોરથી વરસાદ પડવા માંડયો. વરસાદના દિવસો હતા એટલે રેઇનકોટ તો સાથે લાવતા પણ કોલેજનાં પગથીયાં ચઢી વરંડામાં આવ્યા ત્યાંસુધી એ કોટ ખભા ઉપર જ પડ્યો રહ્યો. બીજા પ્રોફેસર બંધુએ હસીને કહ્યું, 'આ કોટ છે ને પલળ્યા શાને ?' 'ઓહ' કહી તેમણે કોટ ખભેથી નીચે ઉતાર્યો અને હસ્યા.

એકવાર બી. એ. ના વર્ગમાં ભણતી એક છોકરીને કોઇએક ચોપડીનું નામ પૂછવું હતું ને પ્રોફેસર કલાસની બહાર નીકળી ચાલવા મંડયા એટલે એ છોકરી તેમની પાછળ પાછળ ગઇ અને સાદ પાડવા માંડી. કયાંય સુધી પાછળ ગઇ અને સાદ પાડયા. પણ જાણે સાંભળ્યા જ નથી એમ બેધ્યાન રહી એમની વેગવાન ગતિએ પોતાના રૂમમાં જઇ સિગારેટ ચેતાવી માથાની આસપાસ ધુમાડાનું નાનું એવું એક વાદળું રચી દીધું.

એકવાર કલાસમાં કોઇ છોકરી જરા હસી હશે એટલે તરતજ ચોપડીમાંથી માથું ઉંચુ કર્યા વગર જાણે ચોપડીમાંજ લખ્યું હોય તેમ બોલવા માંડયા. 'માણસ એ બુદ્ધિમાન પ્રાણી છે. સ્ત્રીઓનો પણ તેમાં સમાવેશ થાય છે. કશા જ કારણ સિવાય માત્ર બાળક જ

તમે તમારી જાતને બાજકની હદ સુધી નીચે શા માટે લાવો છો ?" અ છુ ચોપડીમાંથી વાંચવું શરૂ કર્યું. છોકરાઓ બના થોડીવાર તો કયા તો એ વાત ચોપડીમા ગોતવા મંડયા.

તેમની આ બધી વાતો છોકરાઓમાં સારી રીતે પ્રસિદ્ધ હતી કોઈક રાતે એકાદ કાનમની આસપાસ વિદ્યાર્થીઓ ગપાટા હાકતા એમના ત્યારે ના પ્રોફેસર અનિલકુમારની વાત નીકળતી અને તેની સાથે આ બધા પ્ર થતા કોઈ માનસશાસ્ત્રનો શોખીન વિદ્યાર્થી કહેતો, "એમના જીવનમા કયા ભયંકર આઘાત થયો છે અને પરિણામે આ એક વિચિત્ર બેદરકારી–એ છે કોઈ બાંધમા કાણું પડે અને નિરંકુશ પાણી વહે જાય તેમ તેમનુ મત વહે જાય છે જુઓને કેટલી સીગારેટ પીએ છે અને તે તો સાબરજુ પાનું લે છે" કોઈ વળી કહેતો "એમણે પરણવું જોઈએ There shou body to look after him and to love him એ સિવાય બુદ્ધિપ્રતિભા એળે જાય છે." આ વાત માણસો કોઈ ત્રીજો કહેતો, "બજાર ગામા અમે બધા ભેગા થઈ ગયેલા એક હોટેલ ઉપર બેસી બેઠા ચા પીતા કોઈ ઓળખીતી છોકરી અને તેનો પતિ પણ તેમની સાથે હતા ચા પીને દુકાનેથી પાન ખાઈ આવ્યા, એટલે છોકરીએ કહ્યું, 'એકતા ખાઈ અ ા એ હ્યા અને કહ્યુ, 'એકનો ખાવાને ટેવાઈ ગયો છુ'!' એ મૂજબ ?" પ્રશ્ન કરી એ બધા સામે જોઈ રહ્યો 'જરૂર કયાક કોઈ પ્રેમમાં એ ' "હ' મ ળવિત છે ' બવાએ ટાપરી પૂરી

આ બધી નહ્યવજાતી પાઠગ ઉમેના અનિનકુમાર માટેની વિદ્યાર્થ તેટલી જ નહોતી.

ગામની બહાર એક નાનકડા મકાનમા અનિનકુમાર રહેતા હતા. મ સ નાનકડો એક બગીચો હતો એ નાનકડા મકાનના નાના ઓરડાના મોટા મની ચાપડીઓનો ખડકલો પડી રહેતો ટેબલની સામે તેમનો પલ ગ અને પન ખુએ એ આરામ ખુરશી ટેબલની પાસે એક ખુરશી. વિદ્યાર્થીઓ આવતા ખૂબ સમભાવપૂર્વક વાત કરતા કોલેજના ઉગતા સાહિત્યકારોનુ અનિન થાન હતા બધાની પીઠ થ પડી એ વિદાય કરતા.

સાંજના છ સાડા છ પહેલા તે ભાગ્યે જ બહાર નીકળતા કોલેજના ો બીજો બધો વખત આરામખુરશીમા કોઈવાર કયાક સુધી પડી રહેતા સીગારેટનુ ટીન પાસે લઈ એક પછી એક લઈ સળગાવી પી ને ખતમ ને ચોપડી વાચતા જાય કેટલીકવાર મૂઢ જેમ બગીચામા બેસી રહેતા છોક આવી અવસ્થામા તેમને જોઈ જતા અને તેમની આસપાસ શુ થાયેલી રહ તાણાવાણા બધી જતા ઉંડે ઉંડે અનિનકુમારને તેમના એકાતમા પાણી

પ્રમાણે કોઇના આવવાથી ડહોળાઇ જતાં એ ન્હોતું ગમતું. પ્રોફેસરોની સાથે પણ અનિલકુમાર બહુ ઓછું ફરતા. પ્રોફેસરોએ ગોઠવેલી મિજબાનીમાં ટી પાર્ટીમાં હાજરી આપવી જ પડે એવું હોય તો કચવાતે મને આપતા. એ સિવાય તેમનો બગીચો, આરામખુરશી, પલંગ, અને ચોપડીઓ એ છોડીને ક્યાંય જતા નહિ.

ઠેક સાંજે જ્યારે બધા ફરીને પાછા આવતા ત્યારે અનિલકુમાર ફરવા નીકળતા. બંગાળી ઢબનું ધોતિયું, ઉપર ખમીસ અને એક શાલ ઓઢી દૂર આવેલી એક ટેકરી સુધી ફરવા જતા. ત્યાં બેસતા. કોઇવાર ગાતા. અને રાત થતાં પાછા આવતા. પરંતુ આ બધું એકલા એકલા. કોઇ સાથે આવતું તો પ્રોફેસર ના નહિ પાડી શકતા. પરંતુ નવપરિણીત દંપતી બહાર ફરવા જતા હોય અને કોઇ ત્રીજો માણસ સાથે થતાં તેમનાં બન્નેનાં મન જેમ જરા કચવાય તેમ પોતાની સાથે જાણે કોઇ કાલ્પનિક સાથી લઇને અનિલકુમાર ચોવીશે કલાક રહેતા અને કોઇ ત્રીજું આવતું તો તેમના અને તેમના સાથીના એકાંતમાં એ ખલેલ અનુભવતા.

રાધાપુરમાં આજે ઉર્વશીનું પૂતળું ખુલ્લું મૂકાયું હતું. શહેરમાં આવેલા કોઇ નવીન શિલ્પીએ એ દેવાંગનાને રાધાપુરની ધરણી ઉપર ઉતારી હતી. નૃત્ય માટે ઉભી થઇ પોતાનાં અંગપ્રત્યંગ ઉપર એક છેલ્લી નજર કરી લેતી એ અપ્સરાનું પૂતળું જોવા શહેરના બધા લોકો ઉમટયા. બધા લોકોએ પથ્થરમાં ઉતરેલી એ સ્વર્ગની વારાંગનાની પ્રતિમાની પ્રશંસા કરી. કલાકારો મુગ્ધ થઇ ગયા. વર્તમાનપત્રકારોએ શિલ્પી ઉપર પ્રશંસાનાં પુષ્પ વેર્યાં, કવિઓએ એ શિલ્પને ચરણે કવિતાઓ ધરી.

દિવસો ગયા અને પૂતળું જોવા આવનાર પ્રશંસકોની સંખ્યા ઓછી થઇ ગઇ. હવે તો ભાગ્યે જ કોઇ આવતા. કળાના એ વિદ્યુતપ્રકાશે લોકોનાં રોજીંદાં જીવનના અંધકારમાં ઘડીભર પ્રકાશ પાથરી દીધો. લોકો ચકિત થઇ ગયા. ફરી પાછી જાણે એ વીજળી વાદળામાં સંતાઇ ગઇ, અંધકારમાં વિલીન થઇ ગઇ. પાછો એજ અંધકાર. પરંતુ એ પ્રકાશે એક અંતર જાણે ઉજ્જવલ કરી દીધું. પ્રોફેસર અનિલકુમાર હવે પોતાની પ્રિય ટેકરી છોડી રોજ સંધ્યા નગરનાં આ પૂતળા પાસે આવતા અને ક્યાંય સુધી તેની દેહલટા જોઇ રહેતા. શરૂઆતમાં તો પ્રોફેસર પોતાને આ રીતે નિરખતા કોઇ જોઇ જશે એ ભયે થોડાએક સાવધ રહેતા. ઘડી ઘડી આસપાસ જોઇ લેતા. પરંતુ હવે એ સાવધાની નહોતી રહી. અનિમેષ આંખે એ પૂતળા સામે જોઇ રહેતા. ધીમે ધીમે દિવસો જતાં પૂતળા સાથે પ્રોફેસરનો જીવનસંબંધ બંધાતો ગયો. નિયમિત આ રીતે આવનાર પ્રોફેસરના આ વર્તનથી ત્યાં બેસતા એક સિપાઇને નવાઇ લાગતી. એક દિવસ અચાનક જાણે સરી પડયા હોય તેમ પ્રોફેસરના મોઢામાંથી શબ્દો સરી પડયા. "તને મેં ન્હોતી ચાહી? તમે આઓ પ્રેમ તરછોડીને પણ જઇ શકો એમ?" આ અંધારામાં પૂતળા સાથે પ્રોફેસરને બોલતો સાંભળી સિપાઇ અપ્રતીભ થઇ ગયો. શું કરવું તેની તેને ખબર ન પડી. તેની છાતી ધબકવા લાગી. આંખો મોટી થઇ ગઇ. માથે અને ગરદન ઉપર હાથ

ફેરવવા લાગ્યો. પરસેવો વળી ગયેલ હાથે લાકડી જોરથી પકડી. અને મહામહેનતે તેણે એક ખોખારો ખાધો પ્રોફેસર સાહેબનું ધ્યાન ખેંચાણું, વગર બોલે તે ત્યાંથી વિદાય થઈ ગયા.

આ વાત શહેરમાં પ્રસરી ગઈ. વિદ્યાર્થીઓએ પણ જાણ્યું કે પ્રોફેસર સાહેબ સંધ્યાકાળે પૂતળા પાસે જઇ કંઇક બબડે છે. તેમની રાતની ફાનસની આસપાસની વાતોમાં આ વાતનો વધારો થયો.

પ્રોફેસરના જીવનમાં પણ પરિવર્તન થઈ ગયું હતું જેમ બને તેમ બધાથી દૂર રહેતા. તેમની પાસે આવતા લોકો તેમને બજારૂપ થઈ પડતા. એ લોકો ક્યારે જાય અને ક્યારે પોતે પોતાની સાંજની તૈયારી કરે એજ એમનું દિન ક્રમનું. તૈયારીમાં તો માત્ર

તે દિવસનું તેમના બગીચાનું સર્વશ્રેષ્ઠ ફૂલ લઇ પૂતળા પાસે જવું એજ હતું પરંતુ એ તૈયારી તેમનો આખો દિવસ રોકતી અને બધા આવનાર જાણે તેમની એ તૈયારીમાં દખલ કરતા એમ તે અનુભવતા લોકો પણ જાણે તેમનું દિલ સમજી ગયા હોય તેમ તેમની પાસે કમ આવતા

હવે વિદ્યાર્થીઓ પણ તેમને ત્યાં ખૂબ ઓછું જતા, પરંતુ તેમની પ્રવૃત્તિથી અણજાણ નહિ રહેતા. તેમનો આખો દિવસ કેમ જાય છે તે વિદ્યાર્થીઓ સારી રીતે જાણતા હતા અને હવે તો રાતે જ્યારે પ્રોફેસર સાહેબ ફૂલ લઇ પૂતળા પાસે જતા ત્યારે કેટલાક વિદ્યાર્થીઓ તેમની પાછળ પાછળ જતા અને દૂર ઉભા રહી તેમની ત્યાંની વિધિ જોતા પ્રોફેસર સાહેબ ફૂલ લાવી ક્યાંય સુધી એ પૂતળા સામે જોઇ રહેતા એની પછી ફૂલ જેટલીજ કોમળતાથી એ પૂતળાની અંદર આવેલી હથેળીમાં એ ફૂલ ગોઠવતા. પવનની લહેરીથી પાખડીઓ નાચી ઉઠતી પ્રોફેસર સાહેબના મોઢા ઉપર સ્મિત ફરકી ઉઠતું અને આસપાસ જોઇ ધીમે રહીને એક ચુંબન ચોડી વિદાય થતા વિદ્યાર્થીઓ પણ આ બધું જોઇ જરા ભય પામતા, તેમને આ બધું જરા વિચિત્ર લાગતું પરંતુ તેમણે પ્રોફેસર સાહેબની આ કલાપ્રિયતાની તારીફ કરી

આજે એક વિચિત્ર બનાવ બન્યો પ્રોફેસર સાહેબ ફૂલ લઇને આવ્યા એ પહેલા જ પૂતળાના હાથમાં કોઇકે ફૂલ મૂકી દીધેલુ એ આ રીતે ઉભા રહ્યા પૂતળા સામે જોયુ અને લાવાના ધકકાથી પૃથ્વી જેવો આચકો અનુભવે છે તેવો આચકો તેમણે અનુભવ્યો. થોડીવાર તો સ્થિર થઇ પૂતળા સામે જોઇ રહ્યા. તેમના હાથમાંનું ફૂલ ભીમાઇ ગયું, પાખડીઓ વેરાઈ ગઈ પછી જાણે ફેર આવ્યા હોય તેમ બન્ને હાથ વચ્ચે માથું પકડી એકાદ મિનિટ ઉભા રહ્યા અને પછી અપમાનિત થયેના પ્રેમિકની જેમ પ્રોફેસર સાહેબ પાછા ફર્યા સિપાઈ દિગ્મૂઢ થઇ આ બધુ જોઈ રહ્યો.

દૂર ઉભા રહેલા વિદ્યાર્થીઓને પ્રોફેસરની આ વિચિત્રતાએ ગભીર બનાવી દીધા પ્રોફેસર સાહેબ તેમને મન એક કોયડો થઇ પડયા બીજે દિવસે પણ તે આવે એ પહેલા

વિદ્યાર્થીઓએ શું થાય છે તે જોવા પૂતળાના હાથમાં ફૂલ મૂકી દીધું. બીજે દિવસે પણ લથડતે પગે પ્રોફેસર સાહેબ પાછા ફર્યા.

પ્રોફેસર સાહેબે અસ્વસ્થ શરીરને કારણે કૉલેજમાંથી પંદર દિવસની રજા લીધી. હવે તો પ્રોફેસર સાહેબ સાંજે પણ બહાર નહિ નીકળતા. પોતાનામાંજ પોતે સમાઈ જવા માગતા હોય તેમ ગુંચળુ વળીને તે પલંગમાં કે આરામખુરશીમાં પડી રહેતા. સિગારેટના ટીનો ખાલી કરતા. અફીણ પણ લેતા અને પોતાને નશામાં રાખતા. તેમનામાં એક વિચિત્ર ઉદારતા હમણા હમણા દેખાતી. ભિખારીઓ આવતા તો કોઇને પણ પૈસા કે કપડા આપ્યા વિના નહિ કાઢતા. જાણે ઘર ખાલી કરતા હતા. પ્રોફેસરો તેમને જોવા આવતા, ઘર બહાર જવા અને મન બહેલાવવા કહેતા. તેમના સ્વાસ્થ્ય માટે જુદી જુદી સૂચનાઓ આપતા. અનિલકુમાર બધી સૂચનાઓ હસીને સ્વીકારી લેતા અને કરતા તેમ કર્યે જતા.

"એમનું શરીર બહુ લેવાઇ ગયું છે. મને નથી લાગતું કે એ ખરેખર ડૉક્ટરને શરીર બતાવતા હોય અને દવા લેતા હોય. માત્ર આપણને હા પાડે એટલું જ."
પ્રોફેસરો બહાર નીકળી વાતો કરતા.

દશેક દિવસ થયા. આજે રાતે પ્રોફેસર પોતાના બગીચામાં ફરતા હતા. દૂરથી વિદ્યાર્થીઓએ તેમને ટહેલતા જોયા અને તેમને થયું કે પ્રોફેસર સાહેબ જરૂર પૂતળા પાસે જવા જોઇએ. અને વિદ્યાર્થીઓ પહોંચી ગયા, અને તેમની ટેવ મુજબ પૂતળાના હાથમાં ફૂલ મૂકી દીધું.

અનિલકુમારે ટહેલતાં ટહેલતાં પોતાના બગીચામાં આજે એક પૂર્ણ વિકસિત ફૂલ જોયું. ગુંચળુ વળી પડેલો સાપ જેમ કોઇ સ્પર્શથી ફુંફાડો ઉછળી ઉઠે તેમ પૂતળા પાસે જવાની સંકોચેલી ઇચ્છા આજે બધા વેગથી ઉછળી. પ્રોફેસર સાહેબે એ ઇચ્છાના પ્રબળ પંજામાંથી છૂટવા માટે પ્રયત્ન કર્યો, તડફડ્યા. ઘરમાં ગયા જોરથી સીગારેટ પીવા માંડી, વાંચવા પ્રયત્ન કર્યો પથારીમાં પડ્યા પણ બધું વ્યર્થ. એ ઇચ્છાએ તેમને ગળામાંથી પકડ્યા હતા. અને તે બહાર બગીચામાં આવ્યા. ફૂલ તોડ્યું અને અંધવેગે નિરવ રાતે એ પૂતળાની દિશામાં ઉપડ્યા.

ઝોકા ખાતા દરવાનને વટાવી પ્રોફેસર સાહેબ પૂતળા પાસે આવી પહોંચ્યા. આજે ઘણા દિવસ પછી એ આવ્યા હતા. પૂતળા સામે જોઇ રહ્યા. ઘણા દિવસ સુધી પોતે નહોતા આવ્યા એ જાણે અપરાધી હોય તેવો આછો ભાવ તેમની ડોકના ઝુકાવમાં અને આંખમાં તરવર્યો, પ્રોફેસર સાહેબે પોતાનું ફૂલ જોયું, ચૂમ્યું અને પૂતળાના હાથમાં મૂકવા ગયા. એને આજે–આજે દશ દિવસ પછી પણ તારાના પ્રકાશમાં પ્રોફેસરે પૂતળાના હાથમાં એક પુષ્પ રમતું જોયું. તેમણે પૂતળા સામે જોયું તેનું સ્મિત તેને કોઇ બેલાડી જેવું લાગ્યું. તેમાં નિષ્ઠુરતા અનુભવી. કોઇ રાક્ષસ પકડી હચમચાવી મૂકે તેમ પ્રોફેસર

આખા એક ક્ષણ હચમચી ગયા બીજી ક્ષણે પાગલના વેગે એ બહાર નીકળ્યા પાસેની સડક ઉપરથી એક પત્થર લીધો, પાછા ગયા અને બધા જોરથી પૂતળાના મોઢા ઉપર એ પત્થર માર્યો ફડાક અવાજ થયો પૂતળાનુ નાક ભાગી ગયુ તેનુ સ્મિત કદરૂપથઇ ગયુ પ્રોફેસર સાહેબે પત્થર બાજુએ ફેંક્યો પૂતળા સામે જોયુ અને હસ્યા આ અવાજથી સિપાઇ જાગી ગયો, એ ભયભીત થઈ ગયો સ્તબ્ધ, મૂક થઇ ગયો મૂર્છા ઉકયો પ્રોફેસર પસાર થઇ ગયા

બીજે દિવસે આખા ગામમા હોહા થઇ ગઇ લોકો ભાગેલુ પૂતળુ જોવા ઉમટયા વાત વાયુ વેગે પ્રસરી ગઇ કે અનિલકુમારે પૂતળુ ભાગ્યુ છે તેમને પકડવામા આવ્યા

લોકોમા અનેક વિચિત્ર અનુમાનો થઇ રહ્યા કોઇ કહેતુ એ પેલા શિલ્પીના શત્રુ હતા કોઇ કહે તેમનુ માથુ ઠેકાણે નહોતુ ત્રીજુ મડળ કહેતુ કલા ભક્તિમા આગળ જાય તે એ સહન ન કરી શકયા એક ચોથો અવાજ એવો ઉઠતો કે એ કોઇ સુક્ષ્મ ધર્માનુ પરિણામ હતુ સામાન્ય લોકો તો પહેલી વાતથી સતોષાઈ ગયા કે એ પેલા શિલ્પીના શત્રુ હતા પરતુ વધારે જીજ્ઞાસુ લોકો સિપાઇને મોઢેથી બધી વાત સાભળતા અને તેનુ વળી પૃથક્કરણ કરતા સિપાઇ કહેતો ત્યા આવતા, પૂતળાના હાથમા ફૂલ આપતા ફૂલ હોય તો પાછા જતા પૂતળા સાથે બબડતા અને વળી બધી વાતો ઉપરાત એ પૂતળુ સ્ત્રીનુ હતુ એ વાતને કેન્દ્ર રાખી એ લોકો પ્રોફેસરનુ પાછળુ જીવન જોતા અને અનુમાન કરતા કે એ કોઇ સૂક્ષ્મ ધર્માનુ પરિણામ હતુ જે હોય તે આવા અનુમાન થોડા દિવસ સુધી ગામમા ચાલ્યા અને પછી બધુ પાછુ હતુ તેમ શાંત



## વર્ષગાંઠ

**મોહિનીચદ્ર**

[અ જનીગીત]

પ્રાણભરેલા રગભુવનમા,
વીત્યા ચોવીસ વર્ષ રમતમા,
ખોયા ના તવ હસ્તકમળમા
રશ્મિને એ ગયા ઊા

# વરમાલા

મૂળ લેખક · ગોવિન્દવલ્લભ પંત

અનુવાદક · રમણિક કિસનલાલ મહેતા

અંક ૨ જો

પ્રવેશ ૧ લો

કક્ષ

રાત્રિ : એકલી વૈશાલિની

( સામે દીપક ઝળહળી રહ્યો છે. )

વૈ. જ્યારે તેઓ મ્હને ચાહતા હતા, ત્યારે મ્હેં એમનો અનાદર કર્યો: જ્યારે હું એમને ચાહતી થઇ ત્યારે તેઓ મ્હારી અવગણના કરી ચાલ્યા ગયા! હાય અમે બન્નેએ, એક બીજાની ઘૃણા કરવી હતી તો, એકસાથે શા માટે ન કરી? જો ચાહવું જ હતું તો એકસાથે જ એ ચાહના કેમ ન કરી? અવીક્ષિત, અવીક્ષિત! ત્હમે શું કહ્યું? એજને કે ત્હમે જીવનભર અવિવાહિત જ રહેશો? અને હું?—

( નિરૂપ દાસી પ્રવેશ કરે છે. )

દાસી ત્હમારૂં લગ્ન થશે.

વૈ. ભગ્ન મનોરથોની સાથે? કેવો સુંદર મ્હારો પતિ છે!

દા. નહીં, વિશાટદેશના રાજકુમારની સાથે. આજેજ રાજદૂત આવ્યો છે.

વૈ. ચૂપ રહે દિવાની! શું આર્યકન્યાનું ક્યાંય બે વાર લગ્ન થાય છે કે!

દા. પરંતુ ત્હમારૂં લગ્ન જ ક્યાં થયું છે?

વૈ. તું લગ્ન કોને કહે છે?

દા. શ્રાંતિનું નામ લગ્ન. મનોહર ઉત્સવ નિહાળતાં નિહાળતાં આંખો થાકી જાય, મધુર વાદ્ય સાંભળતાં સાંભળતાં કાન થાકી જાય, મંગળ ગીત ગાતાં ગાતાં ગળું થાકી જાય, અને ષટ્રસ ભોજન કરતાં કરતાં પેટ. અને એની સુવાસથી નાક થાકી જાય. આ શ્રાંતિ વચ્ચે જ્યારે વર વધૂનું પાણિગ્રહણ કરે એનું નામ લગ્ન.

વૈ. ચૂપ, મૂર્ખ! શ્રાંતિનું નામ લગ્ન નથી. સર્વસ્વનું બલિદાન આપવું એનું નામ લગ્ન. પ્રિયતમની રાહ જોઇ-જોઇ આંખો ફુટી જાય, એનાં ગુણગાન સાંભળતાં-સાંભળતાં કાન બહેરા બની જાય, એના નામનું ઉચ્ચારણ કરતાં કરતાં કંઠ રૂંધાઈ જાય, અને પ્રિયતમમય થતાં થતાં પોતાનું અસ્તિત્વ ગળી જાય. એ અસ્તિત્વના નાશમાં કંઇક

પ્રિયતમ આવી મળે તો તેનું નામ લગ્ન છે, ન આવે, તો પણ એનું નામ લગ્ન છે મ્હે એવુ જ લગ્ન કર્યું છે પણ હતભાગિની હું વિધવા છુ

દા. આ તમે શું કહો છો રાજકુમારી ! ત્હમે વિધવા !

વૈ. ના, નહીં. એમા મ્હારા સ્વામીનુ અમંગળ છે. હું વિધવા નહીં, સધવા છું દાસી ! તુ આજે મ્હારો શ્રૃગાર કર, વસતના નવીન કુસુમોથી મ્હારી વેણી ગુથ, રત્નજડિત કકણવલય પહેરાવ, મ્હારા શરીરે કસ્તૂરીચદનનો લેપ કર, મધુર સુગધિભર્યું તેલ લગાવ, રેશમી વસ્ત્ર અને નક્ષત્રને પણ લજ્જિત કરે એવા રત્નાભૂષણ પહેરાવ હુ આજે પ્રિયતમને મળવાને સારૂ અભિસારયાત્રા કરીશ હુ સુદરી છું, અવાક્ષિત એકવાર મ્હને ચાહતા હતા નારીજન્મ પામવા છતા યે મ્હારા નાથના દિલને ન આકર્ષી શકુ, તો મ્હને ધિક્કાર છે ! જા ઉતાવળ કર !

દા. જેવી આજ્ઞા ! (જવા માડે છે)

વૈ. જરા ઉભી રહે યૌવનનો આ ફરીથી પ્રાપ્ત ન થનારો સમય કદાચ વ્યર્થ તો નહીં ચાલ્યો જાય, આ પરિશ્રમ કહીં નિરર્થક નહીં જાય ?

દા. એ વિષે મ્હારા કરતાં ત્હમે વધારે વિચારી શકો છો

વૈ. વિશ્વાસ નથી પડતો એ કઠોર હૃદય છે એમણે એક પુષ્પને ચુટી નાખ્યુ, અને ચુટીને કચરી નાખ્યુ એમને એ પુષ્પની એવી જ દુર્ગતિ કરવી હતી, તો એને ડાળીપર જ શા માટે કરમાવા ન દીધુ ? કઠોરતાને પુરુષજાતિએ જ શા માટે અપનાવી લીધી છે ? આજે એક માસ થયા હુ નિત્ય ઉત્સુક દષ્ટિએ એમની પ્રતીક્ષા કરી રહી છુ એમનાં સ્મરણો આવે છે પણ તેઓ નથી આવતા પ્રથમદર્શનના એ પુષ્પસ્થળ ઉપવનમા હુ એમને શોધુ છુ–એમના પદચિહ્નો હુ જોઉ છુ પરન્તુ તમની પ્રાપ્તિ નથી થતી એ મ્હારો જ અપરાધ છે, અવીક્ષિત હુ ત્હમને પ્રાપ્ત કરીને ગુમાવી બેઠી છુ મ્હે જ ત્હમને કહી દીધુ કે જાઓ, હુ ત્હમને નથી ચાહતી

દા. એ શુ ? ત્હમે જ શુ કુમાર અવીક્ષિતના પ્રેમનો સ્વીકાર ન કર્યો ?

વૈ. હા, મે જ સ્વીકાર ન કર્યો

દા. અને આજે ત્હમે જ એના પ્રેમ માટે વ્યાકુળ છો ?

વૈ. હા, એમ જ છે

દા. એ અતર કેટલા સમયમા થયુ !

વૈ. એક જ દિવસમા

દા. બસ, એક જ દિવસમા ?

વૈ. શુ તુ એ બધુ સાંભળવાને આતુર છે ? ત્યારે હુ કહીશ સાભળ મ્હારા સ્વયવરના આગલા દિવસની વાત છે સધ્યા સમયે હું ઉપવનમા માળા ગુથી રહી હતી અચાનક અવીક્ષિતે આવીને મ્હને કહ્યુ "કાલે સ્વયવરમાં મારી પસદગી કરજે"

દા. અને ત્હમે શું કહ્યું ?

વૈ. હાય ! મ્હેં જ એ કહ્યું. મ્હેં મ્હારા હાથેજ પગ પર કુહાડી મારી. હું મ્હારા નાથને ન ઓળખી શકી. મ્હેં કહ્યું કે: "જાઓ, અહીંથી દૂર ચાલ્યા જાઓ. હું ત્હમારા પ્રત્યે ઘૃણા કરૂં છું."

દા. કેમ, શું તે સુંદર ન હતા ?

વૈ. તેઓ સુંદર હતા, વીર હતા, સંસારના ભાવી રાજરાજેશ્વર હતા. સૌન્દર્ય, શકિત અને પ્રભુતાની એવી ત્રિવેણી મ્હેં બીજે કયાંય નથી જોઇ, છતાં યે મ્હેં જ એમનું અપમાન કર્યું.

દા. ત્હમને શું એ વખતે ખબર નહોતી કે તેઓ કુમાર અવીક્ષિત છે ?

વૈ. મ્હને બધી યે ખબર હતી.

દા. તો પછી ઘૃણા કરવાનું કારણ ?

વૈ. બીજું કાંઇ જ નહીં. તેઓ મ્હને ચાહતા હતા એટલે જ મ્હેં ત્હેમને ન ચાહ્યા.

દા. એ ઘૃણા કયાં સુધી રહી ?

વૈ. બહુ થોડી વાર. બીજે દિવસે તેઓ મ્હને હરી ગયા. શૂન્ય વનપ્રાન્તમાં એમણે મ્હારા પ્રેમની ભિક્ષા માંગી. છતાં યે હું મારા નાથને ઓળખી ન શકી. તેઓ મ્હારા પ્રેમરાજ્યની સીમાની બ્હાર હતા.

દા. પછી શું થયું ?

વૈ. અહીંથી જ પરિવર્તનનો આરંભ થયો—બરાબર અહીંથી જ શું કહું ? મ્હારી આંખ પરનો પડદો ખસી ગયો, અથવા તો મ્હારા નાથે પોતાનો છદ્મવેશ પરિત્યાગ કર્યો. હું એમને ઓળખી ગઇ. મ્હારા પિતાની સેનાદ્વારા અધર્મયુદ્ધમાં પરાજિત અવીક્ષિત જ્યારે ભૂમિપર લોહીલુહાણ થઇને પડયા હતા, જ્યારે મૂક પ્રકૃતિ એ દશ્યને જોઇને રડી રહી હતી, ત્યારે મ્હેં એમને કહ્યું: "ત્હમે મ્હારા પ્રિયતમ છો, હું તમને ચાહું છું."

દા. એમણે શો ઉત્તર આપ્યો ?

વૈ. એ વખતે તેઓ કાંઇ જ ન બોલ્યા; પરંતુ તુરતજ તે મુર્છિત થઇને પડયા. થોડા દિવસ પછી એમણે મને કહ્યું કે "એક પરાજીત—એક કેદી, રાજકુમારીનો પ્રિયતમ નથી થઇ શકતો."

દા. રમણીના રૂપનું એ અપમાન ! અવીક્ષિતે ત્હમારો પરિત્યાગ કર્યો ?

વૈ. હા, વૃક્ષ પોતાનાં નીરસ પાંદડાઓનો ત્યાગ કરી દે છે તેમ.

દા. શું ત્યારે મિલનની કોઇ આશા નથી રહી ?

વૈ. વૃક્ષ નીરસ પાંદડાંઓનો ત્યાગ કરી નવીન પાંદડાંથી પરિપૂર્ણ બને છે, પરંતુ તે વૃક્ષપરથી વિખૂટાં પડેલાં પાંદડાં એના ચરણોની માટીમાં મળી જાય છે. મ્હારૂં અને એમનું મિલન એવુંજ હોશે !

દા. જે સમયે અવીક્ષિતે ત્હમારો ત્યાગ કર્યો ત્યારે શું તે માયા હ્રિદયથી બોલ્યા હતા? શું ત્હમારી પાસે કોઇ એવું બંધન નથી રહ્યું કે જેથી ત્હમે બંને કોઇવાર એક બની શકો?

વૈ. આશા નથી સ્વપ્ન નથી જે શબ્દો વડે એમણે મ્હારી અવગણના કરી હતી, તે મમતા વિહોણા હતા. એમના ગંભીર મુખમંડળ પરથી તેઓ શિથિલપ્રતિજ્ઞાવાળા પ્રેમી ન લાગ્યા

દા. પરંતુ મનુષ્યનો સ્વભાવ પરિવર્તનશીલ છે. પ્રેમ ધૃણામાં ફેરવાઇ ગયો, તો ધૃણા પણ કોઇક કાળે પ્રેમમાં પરિવર્તન પામશે

વૈ. કદાપિ એમનો સ્વભાવ બદલાય તો તેઓ પોતાની પ્રતિજ્ઞા ભૂલી જઇને કોઇ અન્ય આને પોતાના સ્નેહનું દાન આપશે, પરંતુ મ્હને નહીં

દા. ત્યારે ત્હમે શો નિશ્ચય કર્યો છે?

વૈ. એ જ કે એ કમળસમાન નેત્રોવાળા અવીક્ષિતનું હૃદય પત્થરથી યે અધિક કઠોર છે જો આ જીવનમાં હું એમને પ્રાપ્ત નહીં કરી શકું, તો એમની પાષાણપ્રતિમાનું જ આજન્મ પૂજન કરીશ એમને પ્રાપ્ત કરવાને માટે સંસાર, સંસારના સુખભોગ, સર્વને તિલાંજલિ આપીશ

દા. ક્યારે?

વૈ. કાલે નહીં આજે જ હું એને માટે તૈયાર થઇ રહી છુ

દા. શાને માટે?

વૈ. આ જો!

[વૈશાલિનીએ રેશમી સાડીની નીચે કાષાય વસ્ત્ર પહેરેલા છે દાસી એના તરફ જૂએ છે એટલે વૈશાલિની ઉપરનું આવરણ દૂર કરે છે.]

દા. આ શું? આ શું? હા! ભગવાન! વિશાલદેશ પર કોનો કોપ ઉતરવનો છે? વિશાલના દેવગણ! રક્ષા કરો! – રાજકુમારી! ત્હમારો આ સંન્યાસિનીનો વેશ? –

વૈ. હા, ચકિત ન થા હું સંન્યાસિની બનીને વનેવનમાં અવીક્ષિતને શોધતી ફરીશ ધૂળના કણ કણમાં એમના પદચિહ્ન શોધીશ લતાઓ અને પક્ષીઓને એમના ઘરનો માર્ગ પૂછીશ એકાન્ત વનમાં એમની પ્રાપ્તિ અર્થે તપસ્યા કરીશ એમનું નામ જપતા જપતા એમનામાં વિલીન થઇ જઇશ તેઓ મ્હારા છે હું એમને પ્રાપ્ત કરીશ તેઓ મ્હારા જીવનના ઉદ્દેશ છે એમની દાસતા જ મ્હારી મુક્તિ છે

દા. રાજકુમારી! –આ શું બોલો છો? ત્હમે ખુલ્લા આકાશ નીચે કેમ રહી શકશો? આ કોમળ દેહ ઋતુઓનું પરિવર્તન કેમ સહન કરી શકશે? ભયંકર પશુઓની સાથે જીવન કેમ વ્યતીત થઇ શકશે? રાજકુમારી સંન્યાસિની કેમ બની શકશે?

વૈ. હું તને એ સમજાવવા નથી માગતી. લે મ્હારા આ આભૂષણ લઇને કોઇ દીન-દુખિયાને આપી દેજે કે જેનો પ્રિયતમ એને ચાહતો હોય.

[ વૈશાલિની દાસીને પોતાનાં આભૂષણો ઉતારી આપે છે. દાસી કંપતા હાથે તે ગ્રહણ કરે છે. ]

દા. પરંતુ એ માર્ગ વાસ્તવિક નથી: એ યાત્રા તો ભયંકર છે.

વૈ. પરંતુ લક્ષ્ય અત્યંત મનોહર છે. શું પ્રિયતમની પ્રાપ્તિની આશા એ દુઃખોને તૃણવત્ તુચ્છ નહીં બનાવી દે? અથવા તો પ્રિયતમની પ્રાપ્તિ થતાં દુઃખ સ્વપ્નની સમાન મધુર નહીં બને શું?

દા. હા! ક્યાં વનના કુશ-કંટક, અને ક્યાં આ ચરણ-કમલ!

વૈ. એ કુશકંટકોમાંથી બચવાને માટે તું પોતે મ્હારા માર્ગમાં કંટકરૂપ ન બન. એ નીરવ કંટકો કરતાં આ બોલતો કંટક મ્હારે માટે અધિક ભયંકર નીવડશે. જો તું મૌન ન રહી શકતી હો તો તારા અધરોની બોલવાની શકિતને પણ કાનમાં કેંદ્રિત કરી મ્હારી વાત સાંભળ. લે, આ તાડપત્ર પિતાજીને બનતી ત્વરાથી આપી દેજે. બ્હાર જઇને જો, કે રાત્રિ કેટલી વીતી ગઇ છે?

(દાસી બ્હાર જાય છે.)

વૈ. મ્હારા નાથ! તમેજ પથપ્રદર્શક છો! તમને જ હું શોધવા ચાહું છું. ક્યાં છો? પ્રિયતમ! ક્યાં છો? દ્વાર ખુલ્લાં છે: હું તૈયાર છું-હાજર છું. મ્હારા બાલ્યકાળના ક્રીડા-ક્ષેત્ર-વિશાલદેશ! જો હું પ્રિયતમને શોધી લઇશ, તો ફરીથી તને મળીશ-નહીં તો બસ, આ જ અંતિમ પ્રણામ છે.-મા! મા! પિતા! પિતા! નહીં, નહીં. હું છાતી પર વજ્ર રાખીશ. આ રથનો જ શબ્દ છે! તે મને લેવાને માટે આવી પહોંચ્યો કે શું? આટલો જલ્દીથી?

(વેગપૂર્વક જાય છે.)
(દાસી પ્રવેશ કરે છે.)

દા. રાજકુમારી! હેં! ક્યાં ચાલી ગઇ? રાજકુમારી!

(વિશાલ પ્રવેશ કરે છે.)

વિ. વૈશાલિની ક્યાં છે?

દા. હું નથી જાણતી, હમણાં જ અહીં હતાં. લ્યો આ!

વિ. શું છે એ?

દા. તાડપત્ર! આપને એ રાજકુમારીએ આપ્યો છે.

વિ. (પત્ર દીપક સન્મુખ લઇ જઇ વાંચે છે.)

"મહારાજના ચરણોમાં પ્રણામ! એક શુભ કાર્યના અનુષ્ઠાનને માટે સંસારનો ત્યાગ કરીને હું જાઉં છું. આપની આજ્ઞાના ઉલ્લંઘનના પાપથી અગ્રરાતે મારે જવાનો

હોય છે ત્યારે તુ એને સજલ–સતૃષ્ણ દૃષ્ટિએ નિહાળે છે કે નહી? હે સુંદરી! જો તેં સંસારનો ત્યાગ કર્યો તો ત્હારા ચિહ્ન ત્યાથી ત્હારી સાથે જ શા માટે ન લઇ ગઇ? ત્હારા જવાની સાથેજ મ્હારા હૃદયમાથી ત્હારી સમૃદ્ધિ, મ્હારી નિદ્રામાથી ત્હારા સ્વપ્ન અને આ ચિત્રમાથી ત્હારૂ રૂપ શા માટે અદૃશ્ય ન થયા? પ્રિયે! પ્રિયે! દૂર જ રહે, વૈશાલિની! આપણા બન્નેની વચ્ચે મ્હારી કઠોર પ્રતિજ્ઞા અને પ્રશ્વરનો દારૂણ અભિશાપ છે (ચિત્ર ફેકી દે છે) આપણે બન્ને નહીં મળી શકીએ હુ ત્હને ભૂલવાનો પ્રયત્ન કરીશ, અને એક દિવસ ભૂલી—

(અકસ્માત નેપથ્યમા સગીત સભળાય છે)

ભૈરવી ત્રિતાલ

કયા મળશો હે પ્રાણાધાર?
પ્રાણાધાર! સ્નેહાગાર!
મંદિરના નીરવ પત્થરમા, ભકતોના શુચિ સુમધુર સ્વરમા
પૃથ્વીમા નભમા, સાગરમા, અનલ, અનિલમા, રજ રજ કણમાં,
સુણ્યુ તમારો છે આગાર,
શુ એ સાચુ પ્રાણાધાર

અ. આ વિરહસગીત કેટલુ મધુર છે? દિશાઓમા સુધાની વૃષ્ટિ કરતુ આ કોણ ગાઇ રહ્યુ છે? આવો, મ્હારી સમીપ એ ગીત ગાઓ, મ્હને એ અત્યત પ્રિય છે

(નર્તકી આવીને ગાય છે)

સ્નેહમયી જસુમતિના કરમા, વિરહવિધુર રાધાઅતરમા,
કૃષ્ણના નીલનભ અબરમા, વા કાળી કુબજાના ઘરમા,
યા પૃથ્વીને પેલે પાર
કયા મળશો હે પ્રાણાધાર?
શું નિષ્ફળ જાશે આ યૌવન? નૈશ જાગરણ દિનનું રૂદન?
શુ મ્હારૂ આ લઘુતમ જીવન, થાશે પૂર્ણ વિના જીવનધન?
શું જાશે આ વ્યર્થ પુકાર?
નહીં મળે શું પ્રાણાધાર?

અ. કોણ? કોણ? વૈશાલિની!

(નર્તકી ચિત્ર પડતા ગીત બધ કરે છે)

ન નહીં સ્વામી!

અ. (ન માનતા હોય તેમ) તુ ત્હારા પ્રાણાધારને શોધી રહી છે?

ન ના

અ. તો પછી આ જાગરણ અનુ, અને પ્રતક્ષાનો શો અર્થ?

ન. હુ મઇ નથી જાણતી

**અ.** અને આ સંગીત ?

**ન.** એ હું એક વૃદ્ધ બાવરા પાસેથી શીખી છું. મ્હોરો મહારાજની આજ્ઞાથી આપના મનોરંજન અર્થે હું એ ગાઇ રહી હતી.

**અ.** હું ત્હારૂં સંગીત સાંભળવા માગતો નથી. એથી મ્હારા હૃદયમાં અસંખ્ય કાંટા ભોંકાઇ રહ્યા છે. મ્હારી જ્વાલાને સારૂં દારૂણ પવન ! — તું ચાલી જા; (નર્તકી જવા માંડે છે) પરંતુ ઊભી રહે, એ ગીતને પૂરૂં કરીને જ જા. હું જાણવા માગું છું કે અંતે પ્રિયતમ મળ્યો કે નહીં ?

**ન.**
કલકદંબ, કાલિંદીતટમાં, ગિરિગહ્વર, વસુધાના તટમાં;
વ્રજગલીથી, વન, બંસીવટમાં, જન, જનપદ, પથમાં, પનઘટમાં;
શોધ્યા, શોધી બની લાચાર;
નહીં મળ્યા એ પ્રાણાધાર.

**અ.** (ચકિત થઇને) હેં ! પ્રાણાધાર ન મળ્યો ? શું વિરહ, અશ્રુ, પ્રતીક્ષા, અને જાગરણનું નામ જ પ્રેમ છે ? મરીચિકાનો પીછો કરવાવાળાને જ પ્રેમી કહેવાય છે ? હા એવું જ છે. હું ધોખો નહીં ખાઉં. એને જરૂર ભૂલી જઇશ. એની આશાની છલનામાં હું નહીં પડું, એ મૃગનેત્રાની "મૃગતૃષ્ણા"નો વિશ્વાસ નહીં કરૂં. એ સુકેશિનીની જાળમાં હું નહીં ફસાઉં. નર્તકી ! તું હજુ મ્હારી પાસે જ ઊભી રહી છે ? જા, બની શકે તો એને સાવ ભૂલી જા. અને આજથી એવાં ગીત ગાઇને મ્હારી સુપ્તસ્મૃતિને જાગૃત કરવાનું દુસ્સાહસ કદિ ન કરતી.

**ન.** જેવી આજ્ઞા. (જવા માંડે છે)

**અ.** ઊભી રહે, હું અવીક્ષિત છું. દીન-દુખીઓનું દુઃખ દૂર કરવાનો ભાર મ્હારા ઉપર છે. આવી રીતે રાત દિવસ પ્રેમમાં મગ્ન રહેવું એ મ્હને છાજતું નથી. મ્હારી શક્તિઓને વિરહાગ્નિમાં બાળીને ભસ્મ કરી દેવી એ યોગ્ય નથી. હું એનો ઉચિત ઉપયોગ કરીશ. શસ્ત્રાગારમાં પડયા પડયા મ્હારા ધનુષની પ્રત્યંચાને ઉંદર કોતરી રહ્યા છે, બાણ જીર્ણ થઇ રહ્યાં છે, ખડગને કાટ ચઢી રહ્યો છે. આજે હું શિકારે જઇશ. હું જાણવા માગું છું કે મ્હેં મારી ભુજાઓની શક્તિ ગુમાવી દીધી તો નથીને ! જા, સારથીને કહે કે રથ તૈયાર કરે.

(નર્તકી જાય છે.)

[ મૂક દ્રશ્ય. યત બજે છે. અવક્ષિત કવચ ઇત્યાદિ પહેરી ધનુષ્યબાણ ધારણ કરે છે. તે સંપૂર્ણતઃ તૈયાર થતાં સારથી પ્રવેશ કરે છે. ]

**સા.** રથ તૈયાર છે પ્રભો !

**અ.** હું પણ તૈયાર છું, ચાલો.

(બન્ને જાય છે.)
(પડદો પડે છે.)

## અંક ૩ જો
## પ્રવેશ ૧ લો

આશ્રમ

( સંન્યાસિની વૈશાલિની એક શિલાખંડ પર બેસી ગાઇ રહી છે. )

આવે આજે પ્રાણાધાર !
રખે પળે નવ પાછા પ્રાણ,
ચલ તજી લે સોળે શણગાર.
ચિંતન તજ, ધર ધૈર્ય અપાર;
કલાપ કલામય કરી, ખુલી ધાર,
ગૂંથી લે ગુલમુકુલે માળ.

પરંતુ હાય ! કોણ કહે છે કે પ્રાણાધાર આવશે ? ( અચાનક આમ્રઘટામાંથી કોકિલા ટહૂકે છે. ) કોણ કોકિલે ! તું કહે છે કે પ્રાણાધાર આવશે ! તું જૂઠું કહે છે, ત્હારો એ ભ્રમ છે. ત્હેં કદિ જો પ્રેમ કર્યો હોત, તો તું જાણી શકત કે પ્રતીક્ષા કદાપિ સફળ થતી નથી. પ્રેમનો આરંભ સંયોગથી થાય છે, પરંતુ સમાપ્તિ વિરહમાં જ થાય છે પરંતુ ત્હેં તો પ્રેમ કર્યો છે. અહીં તું ટહૂકી—ન ટહૂકી ત્યાં તો ત્હારો પ્રિયતમ વસંત, કિસલય, કાલિકા અને કુસુમ લઇ ત્હારી પાસે આવી પહોંચે છે. સખી ! પુકાર કરવાથી જ જો પ્રિયતમ આવી મળતો હોય, તો હું મ્હારા જીવનભરના સમસ્ત સ્વરોને એકત્ર કરી એકી સાથે જ પુકાર કરત, અને આજન્મ મુંગી રહેવાનું પસંદ કરત. પણ કોણ કહે છે કે તેઓ આવશે ? જડ જીવ કોઇ પ્રિયતમનો સંદેશ મ્હારી પાસે નથી લાવતો. એમણે છળ કર્યો છે : એ નહીં આવે. નાથ ! શું ત્હમે મ્હારી પાસેથી અપમાનનો બદલો લઇ રહ્યા છો ? ક્યાં એક ભિખારિણી અબળા વૈશાલિની, અને ક્યાં ત્હારી પ્રતિહિંસા ! –હું આમ જ બેસી રહીશ, પ્રભુ કરે અને મારા પગ જડ બની જાઇ આ પૃથ્વીમાં પેસી જાય, અને હું ક્યાંય ન જઇ શકું; મ્હારા વિરહનું રુદનજલ એ જડ-એ મૂળના સીંચન માટે પૂરતું પડે. એ મૂળ અંકુરિત થાય, અને મ્હારા પ્રિયતમ તાપમાં થાકીને મ્હારી પાસે આવી પહોંચશે તો, હું એમને છાયાદાન કરીશ; અને સૂકાતા જો શિશિરની એક પણ દીર્ઘ અને શીત રાત્રિમાં જલીને એમને સુખ આપી શકીશ તો હું મ્હારૂં જીવન ધન્ય સમજીશ. (ફરીથી કોકિલા ટહૂકે છે.) ચૂપ રહે કોકિલે ! ત્હારૂં મધુર સંગીત મ્હારે માટે નથી. પુષ્પો ! ત્હમે મ્હારા આશ્રમની નજીકમાં ન ખીલો. મ્હારા દર્શનમાં પ્રચંડ તાપ છે, ત્હમે કરમાઇ જશો. લતાઓ ! ત્હમે મ્હારી દૃષ્ટિ સમીપે વૃક્ષોને આલિંગન ન કરો, મ્હારા હૃદયમાં કાંટા ભોંકાય છે.

( નેપથ્યમાં ગીત સંભળાય છે. )

ભીમપલાસી ત્રિતાલ

હે અણજાણ વિદેશી રાજ. ધ્રુવ.
ધૂલિ–ધૂસરિત તન છે ત્હારૂં;

યાત્રા-શ્રાન્ત વદન છે હ્‌હારૂં:
અસ્તાચલમાં ડૂબ્યો દિનપતિ:
ક્યહીં જતો તું મંદ-મંદ ગતિ:
હે અણજાણ વિદેશી રાજ
પશુ-કંટક-પરિપૂરિત ડગ છે:
કર છે રિક્ત, નગ્ન તવ પગ છે:
સદન દૂર છે, નિશા સમીપ છે:
ઉપર શશિ, નીચે તવ દીપ છે:
હે અણજાણ વિદેશી રાજ.

વૈ. વનમાર્ગે થઇ શું કોઇ ગંધર્વ ગાતો ગાતો જઇ રહ્યો છે? અત્યારે આ ગીત મ્હારૂં દિલ આકર્ષી રહ્યું છે. મધ્યાહ્નરવિના તાપથી તપ્ત થયેલાંઓને કાજે જેમ વડલાવા હોય, તેમ જ હું વિરહતપ્તાને માટે એ સુધાની ધારા છે.

(ગીત પૂર્વવત ચાલુ રહે છે.)

સૂનાં મુજ મંદિરે આવો:
પાવન કરી પુલકિત બનાવો:
કહેવું માનો, ક્યહીં ન જાઓ:
આ રજનિ તો અહીં વિતાવો–
હે અણજાણ વિદેશી રાજ.

[ક્રમશ: ગીત દૂર અંતરિક્ષમાં જઇ વિલીન થાય છે. વૈશાલિની ગીત સાંભળતી સાંભળતી શિલાખંડ પર સૂઇ જાય છે, સૂતાં સૂતાં સ્વપ્ન નિહાળે છે. અવાજની સાથે હૃદય પલટાય છે.]

* * *

ઉપદૃશ્ય ૧-લું

(સ્વપ્નમાં અવીક્ષિતનું આગમન, એની પાછળ રાજકુમારી વૈશાલિની પ્રવેશ કરે છે.)

વૈ મ્હને ન છોડો નાથ!

અ (ચકિત થઇને) તું કોણ છે?

વૈ. ત્હમારી પ્રિયતમા!

(અવીક્ષિતનો હાથ પકડે છે.)

અ. (હથ છોડાવીને) દૂર હશે, પર-સ્ત્રીનો સ્પર્શ પાપ છે.

વૈ. શું હું પર-સ્ત્રી છું? આવા કઠોર ન બનો નાથ! મ્હારા હીણ મુખને લીધે શું ત્હમે મને ન ઓળખી શકયા? પરંતુ આ દશા ત્હમારા જ વિરહથી થઇ છે. હું ત્હમારી વિવાહિતા પત્ની છું.

અરવિન્દને આપણે ઓળખીયે છીએ. કદાચ ન ઓળખતાં ય હોઈએ. એને "ગુજરાતણ"ના ગરબાઓ લખવાનું ઘેલું લાગ્યું છે. તું કયાં નથી જાણતી, એ પોતે પોતાને "ગુજરાતણના બંધુ" તરીકે જ ઓળખાવે છે ! આપણે બધાં એને લાડથી 'સુબન્ધુ' કહીએ છીએ, એ તને સુવિદિત છે. ૨૫–૩૦ વર્ષનાં ભરયૌવનમાં પ્રોફેસરની પદવીને લાત મારી એ ધુળધોયા સમાજસેવક તરીકે રખડે છે. એનાં वदनम् प्रसादसदनम ની મોહિની કોને નથી લાગી ? By Jove, the little boy is a big darling.

આપણા 'શરદુત્સવ' માટે તમ સહુ તરફથી મ્હેં તેમની પાસે એક 'ગરબો' માગ્યો. ગરબો દેવા કવિશ્રી જાતે જ આવ્યા. માતુશ્રી માદા છે. એટલે સહુ એની સારવારની ધમાલમાં નીચે ગુંચાયલાં. ઉપર તો કાળો કાગડો ય ફેરક એમ નહોતું. કવિનું હું "આતિથ્ય" કરૂં એમાં માતુશ્રીની સંમતિ તો હોય જ ને ? સડસડાટ અમે ત્રીજે માળ આવ્યાં. બ્હેનાં, ત્રીજા માળની બંગલીએ અમે તો ઝોકાવ્યાં, તું કહે છે તેમ મ્હારી બંગલીના પ્રત્યેક ઉપસ્કરમા મ્હારો આત્મા જ આવિર્ભાવ પામી રહેલો છે. વિશાખા કહેતી હતી ને, એની મુંગી દીવાલો કવિતાને તાને ડોલી રહી છે ! મનોરમાએ તો એનું નામ મ્હારી પરવાનગી વગર "Crescent Moon" પાડયું છે સરયૂ કહે છે કે આ સુધાંશુ –નૌકામાં તો સ્વર્ગને પેલેપાર જવાય બ્હેનાં રાજા રવિવર્માનું નામ તો આજના જમાનામાં Anachronism જેવું જૂનવાણી ગણાય. છતાં એનું **મોહિની–હિન્ડોળે** ઝુલતી મોહિનીનું ચિત્ર મ્હારૂં Pet–લાડકુ છે એ તો તું જાણે છે જ ને ? અરવિન્દ તો લટુ બની એની તળે જડાઇ જઇ ઉભો જ રહ્યો. 'મોહિની' નું ચિત્ર તો એણે ઘણીવાર જોયું હશે. પરન્તુ, મ્હારી બંગલીના વાતાવરણે એ ચિત્ર પર અભિનવરંગ–ભભક નાંખી હશે. કે શું ! ઘડીમાં મ્હારી સામે જુવે; ઘડીમા મોહિની સામે. મોહિનીના "મોડેલ–નમૂના–માટે રવિવર્માને હુ મળી ન્હોતી જ, ન્હોતી. અંગે અંગની રેખાએ રેખાએ કવિને શું સામ્ય જણાયું હશે જો તું કહીશ–"તારો કેશકલાપ હવામાં ફરફરતો હશે; એકાદ ખસી પડેલી અલકલટને સમારતી તું "વિશ્વ–મોહિની" બની ગઇ ન હો !" ન જા ને સખી ન જા ને ત્હમારા કયા કવિવરે આ લખ્યું છે ? જરા સંભારી આપીશ કે ? કોણ જાણે કયાંય વાંચ્યું ?:—

यत्र यत्र प्रवर्तन्ती सलीलं यन्मृगीदृशः
दासीव दृष्टिरन्वेति तत्र तत्र विलासिनाम् ।

કવિ શું કહે છે ?–મૃગાક્ષી વિચરે ત્યાં ત્યાં ને ત્યારે ત્યારે પુરૂષની દૃષ્ટિ દાસી–રૂપ બની એની પાછળ જવાની જ જવાની. હી....ઈ... ક !

મણુ, ત્યારે, આપણે પામર પુરૂષની દ્દષ્ટિનાં રમકડાં? આખર, હું, આ–ખર કવિ ડાહ્યું પ્રાણી. મ્હારી ન્હાની સરખી Library ગ્રન્થાલયિકા–પાસે એ ડાહ્યા ડગલાં પગલાં ભરતાં છે. પુસ્તકોના કબાટ તરફ એમની દ્રષ્ટિ જતાં મ્હેં ચિતરાવેલો પેલો 'શ્લોક એમની દ્રષ્ટિ તળે પડયો.

--દીવાલ પર લટકી રહેલ. તેમાં વેલીરૂપ ઉર્વશીને ભેટતો પુરુરવસ્ ને વનલતિકામાંથી ફૂટતી અમર યૌવના અપ્સરાની કાન્તિના રંગ-ભભુકા મ્હારા Chamber--આનંદભુવનિકામાંથી વાતાવરણમાં વેરાતા હતા. બીજી બાજુ ગંગાવતરણનું વેધક ચિત્ર સોહી રહ્યું હતું. ગંગાજીને જોતાં કવિએ-- 'શુભ્ર સ્વર્ગમાં'-- ગુંજવા માંડયું. મ્હને મ્હાર ઉગ્ર ઉતરી ગયેલ આત્માને ઘડી નિરાંત વળી. મ્હારાં અસ્વસ્થ ચિત્તે આનન્દલ્હરીનો એક અગમ્ય અનુકમ્પ અનુભવ્યો. પરન્તુ, ત્યાં ને ત્યાં. એક ભૈરવીમાંથી કવિ બીજી ભૈરવીમાં લસરી પડયા. મહારાજ ભર્તૃહરિનો પેલો જાણીતો શ્લોક કવિને ત્હમારી Pyohology (માનસશાસ્ત્ર) ના terms વિધાનમાં બોલું તો, Law of Association સંગમવીવ હૃદય સ્પર્શ સાંભરી આવ્યો. કવિએ ધીરૂં અધીરૂં ગુંજવા માંડયું.

यां चिन्तयामि सततं मयि सा विरक्त ।  
साप्यन्यमिच्छति जनं सजनोऽन्यसक्तः ।  
अस्मत्कृते च परितुष्यति काचिदन्या ।  
धिक्तां च तं च मदनं च इमां च मां च ॥

ભૈરવીના બુલંદ પણ શ્રુતિમધુર સ્વરો એ વાતાવરણને ઉન્માદી રસઘેલું બનાવી મૂકયું.

પિયુ પિયુ પપૈયા જેમ પુકારી રહું જેના તાને રે,  
તે બાલાને અળખામણું છે મ્હારૂં તો અભિધાને રે।  
તેનું ઉર ડોલે જે નામે તે ચાહે બીજાને રે,  
તે બીજાની ઉર પાંખડી ડોલે એ તો નામ ઝંઝાએ રે। પિયુ૦  
ઉર મુજ ઝંખે તે બાલાને મ્હારૂં નામ જ ડંખે રે,  
ત્રીજી જપતી મુજ મુજ નામ શું બોરસળીને પંખે રે,  
ડગમગ ઉર ડોલાવી રહી શા, આમ મદનની તન્ત્રી રે,  
એ તે પ્રીતિ અભાગણી કે રક્તસુમણ એ વન્ત્રી રે, પિયુ૦  
ફટ આશકને, ફટ માશુકને, ફટ સૌ એ કામુકને રે,  
ચાંપ પલીતા પ્રણયપકીમાં, ફટ ફટ ટાંડી મુકને રે।  
શું કરવું એ ગુલમદનને, ફટ રે શશીવદનને રે,  
ફટ રે મુજને, સ્નેહસદનને, ફટ મુવા મદનને રે। પિયુ૦

કવિએ તો ઉન્મત્ત બની ડોલવા-ધૂણવા માંડયું.

એ ફટ મુવા મદનને'--ના ઉત્તરમાં આપણા રામે તો કંઈક અભિનવ અભિનયથી ગુંજવા માંડયું.

धिक्ता चतं च मदनं च इमां च मां च !

તું પુછીશ મ્હારી દિલરૂબા આવા વાતાવરણમાં છાની કેમ જ રહી શકે? ખરી છે ત્હારી એ અટકળ. કંઇ ન સમજાય એવાં આકર્ષણનાં બળથી દિલરૂબા પર મ્હારી અંગુલિઓ નર્તવા માંડી. પરન્તુ, સખી, તુ મ્હારાં નયનોનાં ટીખળથી ક્યાં અજાણી છે? ધિક્તાં ધનું વાતાવરણ તે કાંઇ જામ્યું તે જામ્યું?! હું ધિક્તાં ધ તં ધ બોલ્યા કરી હવામાં ઉછાળ્યાં કરે; કવિ મ્મા ધ માં ધ ને બોલે પ્રતિધ્વનિનો ટહુકો પુર્યા કરે!

મજા તે કાંઇ જામી?! હવે આ ઉન્માદના નશાની પારાશીશી ઉતારવી શી રીતે? અન્ય કોઇ માર્ગ નહોતો, સિવાય કે ઉપહાસ. કવિને મ્હારે દાઢા પાડવા શી રીતે? A little thought struck my pretty black head. મ્હારાથી ન જ રહેવાયું ભર્તૃહરિને આટઆટલે કાળે બીજા pseudo Govardhanram છદ્મ ગો. મા. ત્રિ. મળ્યા ખરા! આ તો તીર તાતું ને તરેરૂં. કવિનું દિલ વિંધાયું. "આવા મીઠાં તીર મળતાં હોય, તો વીંધાઇ જવું, એય એક જીવનનો લ્હાવો છે હો? સીના હસીના નાજ હોય." આપણા શામ મુંગા રહી ગાઇ જ ગાય એવા છે કે? મ્હેં ધીમે રહીને એમને ગેબદ્દતની એવી ટપલી મારી જો પણ ભાગ્યદેવીને જ જ્યાં અડપલાં રમવાં હતા ત્યાં સુકુમાર માનવબાળનાં ગર્જા જ શાં? કયું પાનુ ખુલ્લુ થઇ નજરબંધી કરી રહ્યુ હતું જે?!

तन्वी श्यामा शिखरिदशना पक्वबिम्बाधरोष्ठे ।
मध्येक्षामा चकितहरिणीप्रेक्षणा निम्ननाभिः ।
श्रोणीभारादलसगमना स्तोकनम्रास्तनाभ्यां ।
या तत्र स्याद्युवतिविषये सृष्टिराद्येव धातुः ॥

નાજુક, યૌવન ઉગતી અધરે બિમ્બશા નભિ ઉંડી,
દાડમ દન્તો, ચકિત મૃગશી દ્રષ્ટિ કરિ પાતળી ને
સ્તન ઝોલે કંઇ નમી લસડતી ચાલ નિતમ્બ ભારે,
એવી હશે ત્યાં યુવતિ સૃજતાં સર્જી વિધિએ શું પ્હેલી?!

ના. દ. કવિ.

પણ આ રૂપ રૂપના અંબાર ને શું? ને મ્હારે તેમાં શી લેવા દેવા? પેલી એકાન્તિકા (Spirit of Solitude) એ પણ કંઇ અડપલાં માંડયાં હતાં જે? આ શી અંજનશલાકા? હું ન્હોતી ઉર્વશી કે ન્હોતી મેનકા, કે ન્હોતી પેલા યક્ષની तन्वीश्यामा!

છતાં કવિએ તો એ ગુંજ્યા જ કર્યું.
કવિ એ વળી કેમ વેર વાળ્યાં જે?
એમણે "કુમારસંભવ" પેલા શ્લોકવાળો 'ઝોલે' એવો કંઇ કહ્યો જે?
તેનો પેલો ચિર સ્મરણીય શ્લોકઃ—

स्मरसि स्मर मेखलागुणै
रुतगोत्रस्खलितेषु बन्धनम् ।

च्युतकेसरदूषितेक्षण
न्यवतंसोत्पलताडनानि वा ।

યુગ યુગનો રસ દ્રવતો Psyche's Zone તેનાં મધુમધુરાં. તાડન ક્યાં રસિક ચિત્તને ગલગલીયાં ન કરી મેલે જો? આ અતિ અતીવ રસભર્યું પાનું હવામાં ફરફરવા માંડ્યું. મ્હારૂં ચાલે તો આ બધાના ફરરરફરરર ચીરા જ ઉરાડી નાખું. પણ બાપડાં પુસ્તકપર વેર શા માટે જો?!

હવે હું છેક અકળાઉં. મુદ્દાની વાત તો આમ વિસારે પડી; માત્ર ભૂમિકામાં જ મુખ્ય વસ્તુ નિર્દેશ તો રહી જાય છે.

"ત્હમારે ત્યારે ગેરબો નથી આપવો, શું જો? હું તો આ ચાલી નીચે કે બોલાવું છું કુલીન ને!"

સખી, મનસિજ મનો જ અનંગ છે. ત્રિપુરારિએ તેને ભસ્મીભૂત કર્યો છે છતાં ય, વસન્તે ને વસન્તે, કુળાં કુળાં કાળજાંને એ ક્રીડાંગણ કરી મૂકે છે. શા માટે વસન્તે ને વસન્તે જ?! અરે, એ જ રસધુન વર્ષાએ ને વર્ષાયે ય તે. ટાણેકટાણે એના ખેલનાં આપણે એ રમકડાં બનાવી મૂકે છે. પણ એ ફીકલા કુસુમાયુધ પર મને ન્હીક ન્હડતી નથી જ. જોયાં છે ને એ નાગાં પુગાં પાંચેક વર્ષનાં પાંખાળાં બચોળીયાં ને? The lovely boy cupid! પણ સખી, એ ચુકડો કન્દર્પ તો સાવ નિર્દોષ જ છે. ખરી નોઢાની તો પેલી અશરીરિણી एकान्तिका જ છે. કુસુમાયુધના કુસુમશરની પણછે એ નાદાન જ શાં અડપલાં રમે છે ને રમાડે છે?! ખરે જ સખી, એકાન્તિકા આમ હૃદયની પાંખડીએ પાંખડીને થનગન નચાવતી ન હોય તો? મનોજનાં કુસુમશર નોખા? ટાંકણી ક્ષત Pinpricks એ નથી જ રતો! લુચ્ચીડી एकान्तिका?!

પછી ત્યારે કવિએ ગરબો ગજવામાંથી કહાડ્યો. ધીરૂં અધીરૂં કવિ ગુંજવા માંડ્યા. કવિને સુણીયેઃ— મંડળને માટે ગરબો આપું તો ખરો. પણ એક શરતે. એનો ઉઠાવ–ઉઘાડ–તેજઉઘાડ કેવો ખટમધુરો થાય છે એની યથોચિત પ્રતીતિ મંડળની અધિષ્ઠાત્રી દેવીની કંઠલહરી પ્હેલાં મ્હન કરાવે તો.

"ત્યારે, મ્હારે તે ગ વો એમ કે?"

"ના કંઇ ખાસ જરૂર નથી." એમ કહીને કવિએ તો ગરબો ગજવાનશીન કર્યો.

પછી સખી, શીરા સારૂ અમે આવક થયાં.

મ્હેં શું ગાયું ગુંજ્યું તેની મ્હને તો કશીએ ગતાગમ નથી.

# ગુજરાતણનાં નેનાં.

(ગરબી)

એ તો રસોદધિ ઉછળે વા રંગ– લહરિયાં એના,
કીકીમાં શું કામણ જોયાં ગુજરાતણના નેના ?!

ગુજરાતણના કુમળાં નયને,
કરી કન્દર્પ ઉભો રસ શયને,
જોયા એ મધુ પ્રેમાલયને,

વસન્ત આજે ફુલડાં નયને મધુ મધુર કો જાદુ,
ગુજરાતણની આંખે એવું જીવન–સ્વપ્નું લાધ્યું ?

આજે અમૃતને અજવાળે,
ગુજરાતણ જ્યાં નયણાં ઢાળે,
તેજ ફુદડી ત્યાં શું મ્હાલે,

ગુજરાતણના નયન તણા એ અજબ રસીલા તણખા,
એક વાર અડતાં આત્માને, જીવનભર સ્મૃતિ રણકા

ગુજરાતણના નયનો પલકા,
અમૃત ઝરતું છલકા છલકા,
એ તે અમરાપુરી કે અલકા ?

અણ-ગસગી વિશ્વ કવિતા ગુજરાતણની આંખો,
એક ઘૂંટડો અમૃત મળતાં ફુરશે જીવન પાંખો

ગુજરાતણના નેનહિન્ડોળે,
નંદનવનના એ ફુલ દોલે,
હીંચતાં જીવન સ્હરશે ઝોલે,

કીકીમાં કોયલ કરતી શી વસન્ત ગીતના ટહુકા,
ગુજરાતણની વસન્તિકાએ ડોલાવશો ઉર નૌકા ।

રસોદધિની વીચિ વીચિ
એક વાર તો રહેજો હીંચી,
રસ–જોગણ ગ્યે અમૃત સીંચી

ગુજરાતણની આંખો મધુ જ્યાં જીવન સ્વપ્નો વેરે
વાતાવરણે રંગાયે શા મ જીવની અમી લ્હેરે ?!

સાભળીએ બ્હેના, નટ્ટ કવિનાં નેત્રોએ તો હું જ જાણે મૂર્તિમત "ગુજરાતણ" હઉં, એમ મ્હને જ આદરે આન્તરેથી પીવા–ચૂમવા ન્હીંચવા માંડી.

हृदयकुंहम मध्ये केवलं ब्रह्म मात्रं
अहमहमिति साक्षादात्मरूपेण भाति ।
हृदिविशमनसा स्वंचिन्वतामज्जतावा
पवनचलनरोधादात्मनिष्ठो भवत्वम् ।

લલકારીએ, બ્હેનાં!

જગતની લેશ હવાં ન સ્પૃહા!

(ભૈરવી)

જગતની લેશ હવાં ન સ્પૃહા,
ભર્ગમય હો આંતર ગુહા— જગતની.

રંગ બેરંગી ચુંદલડીના શાને રંગ—શુવા?
અખિયાં હરિદર્શનકી પ્યાસીકું દર્શન-યોગ હુવા!
દિલના દૈત્યૌ સર્વ મુવા. જગતની૰

શીદ વૃત્તિ ફફડાટ ઉર-પાંખડી, શીદ ધુવાં ધુવાં,
નાભિ કમલદલ સ્વપ્નશય્યાએ આવે હરિ સુવા,
દુલ્હનની ઉતરી દીલ દુવા! જગતની૰

પ્રાણનિરોધે પાંખડી પાંખડી શી સૌન્દર્ય સમાધિ,
યુગયુગ ઝાંખી લોચનમાં શું લાસ્યલીલા આ લીધી!
શિવોઽહમ્ શક્તિએ પેરૂં રૈવાં— જગતની૰
મયૂરાની નિત્ય કેકા ઝંખતી[1]

केतकी

[1] સ્વાધ્યાય ને સ્વાનુભવ ની આ રેખા-નવલિકા-Sketch ફ્રેન્ચ કલારત્નાભિની પ્રેરણાથી લખી છે ઇમારતમાં પાછી ભલે ફ્રેન્ચ હોય, રંગ તો મ્હારાજ છે. વળી સંસ્કૃત ભાષા એટલે શ્રૃંગાર-ભાષા' રાગ અને ત્યાગ વચ્ચે ઝૈલાં ખાતી એ ગિર્વાણગિરા એ કથાનકને અન્તે તો રાવૈગ્યે રંગી દીધી. લેખિની જે પ્રવાહે તાણી ઘઈ તેમાં આનંદે ઘસડાયો છું. પરંતુ આટલી ન્હાની સરખી નવલિકામાં ય આપણા સમાજ-જીવનનો એક આંચકો નથી? પ્રભુ સહુને જીવન-પરાગ બક્ષો. શુદ્ધિ-વિશુદ્ધિની પુણ્ય-ધવલ કાન્તિ સહુ આત્માની ખીલો. જીવનને જીરવવાનું, એકાન્તિકાના અડપલાં પચાવવાનું બળ સહુ પામો. સંયોગનાં પૂતળાં ન બનતાં એ જ સંયોગને પામર પુતળું બનાવતાં સહુ રસિક, ઉદાત્ત આત્મા શીખો? શાકુન્તલ જેવી રમણીનો ય સંદેશ છે—જીવન એટલે રસકુંજ નહિ, જીવન એટલે તપોવન.

# હિન્દમાં પ્રાંતિક આદિકવિઓની એકવાક્યતા

ડુંગરશી ધરમશી સંપટ

(ચાલુ)

ઉત્કલ, ઓડિયા અથવા ઉડિયા ભાષા હિંદના જે વિભાગમાં બોલાય છે તેનો વિસ્તાર ૮૨ ૦૦૦ ચોરસ માઇલ છે એ ભાષા બોલનાર ૮૦ લાખ જેટલા એ પ્રદેશમાં બંગાળનો થોડો ભાગ આવે છે મદ્રાસ ઈલાકાનો ઉત્તર ભાગ પણ તેમાં કેટલેક અંશે આવી જાય છે ઓરીસામાં શ્રી જગન્નાથજીનું પ્રખ્યાત ધામ આવ્યું છે સને ૧૯૩૬ ના એપ્રીલથી ઓરીસા બિહારથી છૂટું પાડી એને સ્વતંત્ર પ્રાંત બનાવ્યો છે એ પ્રદેશ આર્થિક રીતે ઘણો ગરીબ છે એમાં વારંવાર પાણીની મોટી રેલથી પ્રજાને સહન કરવું પડે છે ઓરીસા અથવા ઓડિયા પ્રાંતમાં હિંદુસ્થાપત્યના ઘણા શ્રેષ્ઠ નમુના છે ભુવનેશ્વર કોનાર્ક અને પુરીના મોટા મંદિરો ઉન્નત કારીગરી બતાવે છે ઓડિયા ભાષા બંગાળી અને હિંદીના આશ્રય નીચે ઉછરી છે એના માતાપિતા પ્રાકૃત અને સંસ્કૃત છે

ઓડિયા ભાષાના પ્રતિભાશાળી કવિ શૂદ્રમુનિ શારલાદાસ સને ૧૪૩૫ થી ૧૪૬૬ માં થઇ ગયા છે ઓડિયા ભાષાના કવિઓમાં એ વાલ્મીકિ ગણાય છે એમના પ્રત્યે આધુનિક ઓડિયા આદરથી જુએ છે એમણે મહાભારતનો પદ્યમય અનુવાદ કર્યો છે પરંતુ મૂળ સંસ્કૃત મહાભારતનો એ કવિ અક્ષરશઃ અનુવાદક નથી એણે ઘણા મૂળ વિષયોને સ્પર્શમાત્ર કર્યો નથી કેટલાક નવીન પ્રસંગો રસ જમાવવા માટે એણે નવા કલ્પ્યા છે એની ભાષા અતિ સરળ અને સુંદર છે એણે દીર્ઘ સંસ્કૃત સમાસો કે ક્લિષ્ટ ભાષાવાક્ય પ્રયોગોને તિલાંજલી આપી છે એના વર્ણનો સ્વાભાવિક આડંબરશૂન્ય અને ભાવપૂર્ણ છે જે જે સ્થળોએ કવિએ પોતાની કલ્પનાશક્તિની લગામ છૂટી મુકી છે જે જે સ્થળે કવિએ પોતાની નૈસર્ગિક વર્ણનશક્તિ સ્વચ્છંદપણે ચલાવી છે તે તે સ્થળોએ વર્ણન સુશ્રાવ્ય અને પ્રસન્નમનોહર બન્યાં છે એની કવિતાનો નમુનો—

શારના ચડી નામ આઈ સેહિદેની તાહાર દાસ મુજે શારલાદાસકવિ
પ્રસન્ને આજ્ઞા મોતે દેન શરદભગી લભપુત્રશ મહાભારત અ થ કરી

ઓડિયાસાહિત્યના બીજા એવી જ ઉચ્ચ પદવી ધરાવનાર બલરામદાસે વાલ્મીકિ રામાયણ ઉપરથી ઓડિયા રામાયણ રચ્યું છે બંગ સાહિત્યમાં જે સ્થાન કૃતિવાસ પંડિતનું છે હિંદીમાં જે સ્થાન શ્રી તુલસીદાસનાં રામચરિત માનસનું છે મહારાષ્ટ્રમાં જે સ્થાન ભાસ્કર કવિનું છે ગુજરાતીમાં જે સ્થાન ગિરધર કવિનું છે તે જ સ્થાન ઓડિયામાં શ્રી બલદેવદાસ શોભવે છે એ કવિ સોળમી સદીમાં થઇ ગયો છે સોળમી સદી એટલે પ્રાંતિય ભાષાના પૂર્ણ વિકાસનો કાળ મહાન કવિઓ એ સદીમાં સર્વ

ભાષાઓમાં પાકયા છે. શ્રી બલરામદાસની કવિતા લોકભોગ્ય કવિતા છે. એમાં શબ્દાલંકાર કે શબ્દાડમ્બર નથી. સાધારણ જનસમૂહ માટે એમણે રામાયણને પ્રાંતિય ભાષામાં ઉતારી છે. શ્રી બલરામદાસે લોકપ્રેમ અને દેશપ્રેમ ઓડિયામાં જાગૃત કર્યો છે. એની કવિતાના નમુના—

એમંત કૌશલ્યા જે બહુત તિઆરીલા;
લક્ષ્મણકું હુંકારિજે અનેક કહિલા.
જાઓ બાબૂ લક્ષ્મણ રામકુ સેવિ થાઆ,
દુઃખ કાલરે જે એકા સંગે દિનનિઆ,
શ્રી રામ કોપિલે બાબૂ કોપન કરિબુ;
સીતા દોષ કલે, બાબૂ દોષ નધરિબુ.
એ તો બોલિ શ્રી રામ મઉલ દેરી ધરી;
તિનિ જણકેટ મુખ આધ્રાણસે કરિ.
શુભયોગે જાઉ બાબૂ પિતા અત્યરખ
લાહુડિબુ આસિબે આંસકુ પરછે દેખ.

ભક્ત કવિ જગન્નાથદાસે હરિભક્તિની મંદાકિની વહેવરાવી છે. એમણે શ્રીમદ્ ભાગવત જેવાં પ્રેમભક્તિનાં મહાકાવ્યોનો ઓડિયા ભાષાનુવાદ સરલ, સરસ અને સુંદર ભાષામાં કર્યો છે. હિંદી શુકસાગર અને પ્રેમસાગરની પેઠે એ પણ એક ચમત્કારી અનુવાદ છે. એમણે હૃદયનો પ્રેમ પોતાનાં કાવ્યો દ્વારા ઠાલવ્યો છે. એ મહા કવિ નથી. પરંતુ ભકત કવિ છે. ઓડિયાની ગ્રામ્ય સ્ત્રીઓ એનાં ગોપિકા ગીતો ઝાડ વલોવતાં વલોવતાં ગાય છે. એ કવિ કહે છે કે—

સકળ ભૂતે વાસ મોર; મૂં સર્વે અંતર બાહાર.
ઉદ્ધવ કર મોતે ધ્યાન; મો બિનૂ કીછી નાહિઆન.
મુંહિ નિર્મળ નિરાધારે; બસ સકળ શરીરે.
સ્વભાવે મુહિ વિશ્વરૂપી; દેખ ગગન જેન્હે વ્યાપી.
એણુ મુ સર્વે ભૂત થાઈ, પર અવર મોર નાઈ.
એ ઘેનિ સકળ સમાને; દેખ તૂ પ્રેમ તત્વ જ્ઞાને
બ્રહ્મ, ક્ષત્રિય, વૈશ્ય શુદ્ર; ચાંડાલ, પતિત, વા સુદ્ર.
સર્વ સમાન દેખ ચિત્તે; શુણ કહિબિ કિછી તોતે.

હિંદની પ્રાંતિય ભાષાઓમાં એવું સરસ અદ્વૈત વહે છે કે બીજા પ્રાંતવાસીને સમજતાં વાર લાગતી નથી.

હિંદની મોટી પ્રાંતિય ભાષા જેટલું ગુરખા ભાષાનું સહિત્ય વિસ્તૃત અને ખેડાયલું નથી નેપાલી ભાષાલતા હિંદી ભાષાના વૃક્ષના આશ્રયે ટકી વિકસી છે એ ભાષામાં મધ્યમ પ્રમાણમાં કાવ્ય, કોષ, વ્યાકરણ અને ગદ્યપદ્યના ગ્રંથો મળે છે છતાં એ ભાષા સાહિત્ય દ્રષ્ટિએ હજી બાલ્યાવસ્થા હમણાં જ ઓળંગતી હોય તેમ પ્રતીત થાય છે હમણાં એ લતાને ખાતર, પાણી આપી સારી રીતે પુષ્ટિ આપવાના પ્રયત્નો થઇ રહ્યા છે નેપાળની સ્વદેશી સરકારની એમાં સહાનુભૂતિ છે

ભાનુ ભકતાચાર્ય નેપાલનો આદિ કવિ હતો તે મોટો કર્મનિષ્ઠ બ્રાહ્મણ અને રાજ્યમાં ઉચ્ચ અધિકારપદે હતો રાજ્યની અવકૃપાથી તેને કારાવાસ મેળવો પડયો હતો ત્યાં વૈરાગ્ય અને ભક્તિ હૃદયમાં વસ્યા તેના ફળરૂપે કારાવાસમાં જ "રઘુનાથ ગાથા" તે નેપાળી ભાષામાં રચી અધ્યાત્મ રામાયણના આધાર ઉપર પદ્યમાં કવિએ રામાયણ ગાઇ છે નેપાળની આબાળવૃદ્ધવનિતા આ રામાયણનું રસાસ્વાદન પ્રેમથી કરે છે એના કાવ્યમાં સરળ ભકિત સાથે આધ્યાત્મિક ઉપદેશ કર્યો છે ભકિતરસના ઝરણાં સ્થળે સ્થળે વહે છે શૃંગારરસ એની રચનામાં વણો ઓછો છે એ નેપાલીઓનો અત્યંત પ્રેમપાત્ર કવિ છે જે આદર શીખો શ્રી ગ્રંથસાહેબ ને આપે છે, જે માન સમર્થ રામદાસના દાસબોધ મહારાષ્ટ્રીઓ આપે છે, જે સન્માન શ્રી રામચરિત્ર માનસને હિંદીઓ આપે છે તેવોજ આદર શ્રી ભાનુ ભકતાચાર્યને નેપાલીઓ અર્પે છે

સૂબા હોમનાથજીએ રામાશ્વમેધ અને મહાભારતના કેટલાક પર્વોનો અનુવાદ ગુરખા ભાષામાં કર્યો છે પરંતુ એની રચનામાં શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધનો અનુવાદ જે ,'શ્રીકૃષ્ણચરિત્ર' ના નામથી પ્રસિદ્ધ છે તે વધારે પ્રચલિત છે

પંજાબી ભાષાની લિપિ ગુરુમુખી છે એ ભાષા એકકરોડ ઉપર મનુષ્યો બોલે છે હિંદીની એ દુહિતા છે પ્રાંતભેદે હિંદી પંજાબીરૂપે પ્રકટ થઇ છે 'કયા કરતા હૈ' તેને પંજાબી 'કયા કીતા હૈ' એમ કહે છે પંજાબી ભાષામાં પ્રાચીન ગીતો અને લોકકથા છે પરંતુ સાહિત્યની દ્રષ્ટિએ એ પછાત ગણાય ગુરુ નાનકદેવજી એ ભાષાના વિકાસને સમર્થ વેગ આપનાર હતા એઓ કવિભકત હતા એમણે સુધારક શીખ અથવા ખાલસા પંથ સ્થાપ્યો છે શીખોના વેદસ્થાન શ્રી 'ગ્રંથસાહેબ' ની સંકલના કરી છે એ ગ્રંથનું ફરીને સરસ સંકલન સને ૧૬૬૧ માં ગુરુશ્રી અર્જુનદેવજી એ કર્યું છે એ ગ્રંથમાં શ્રી નામદેવજી અને બીજા ભકતોની વાણી સાથે જ્ઞાન ભક્તિના ઝરણાં વહેરાવ્યા છે તેમાં પણ શ્રી નાનકજી મોટે ભાગે ભકિતરસના પોષક છે સાહિત્યની દ્રષ્ટિએ શ્રી ગ્રંથ હેબની રચના સુંદર ગણાય છે શીખો ની એ બાઇબલ છે એમના શૌયતેજ કિન ને ઉત્સાહ આપનાર આ ગ્રંથ ગણાય છે શીખો પોતાનાં ગુરુદ્વારામાં કોઇ દેવ, દેવતાની મૂર્તિ રાખતા નથી પરંતુ આ ગ્રંથની સ્થાપના કરી તેની પૂજા અર્ચા અને પઠન પાઠન કરે છે એ ધર્મના ઉપદેશક જ્ઞાનીઓ શ્રી ગ્રંથસાહેબના મંત્રોના અનેક અર્થો કરી બતાવે છે

ભારતની જે ભાષાઓ પોતાના વિકાસથી મોખરે ઉભી પ્રાંતિયભાષાઓમાં પોતાના સાહિત્યની દીવી નીકળી છે તેમાં મરાઠી પણ એક છે એ સૌથી પ્રથમ વિકાસ

પામવાનો દાવો કરી શકે છે. બીજી પ્રાંતીય ભાષાઓ જ્યારે હજી જન્મવાની શરૂઆત કરતી હતી, ત્યારે મરાઠી સરસ સાહિત્ય બહાર પાડી રહી હતી. જૈનોની અર્ધ માગધી મહારાષ્ટ્રીને મળતી છે. દસમી સદીથી જ એ ભાષાનો વિકાસ સંધાઇ રહ્યો છે. એ ભાષાનું પદ્યસાહિત્ય અતિ શ્રેષ્ઠ ભક્ત કવિઓની વાણીથી શણગારાએલું છે. શ્રી સમર્થ રામદાસ, તુકારામ, નામદેવ, શ્રી જ્ઞાનેશ્વર, મુક્તેશ્વર, વામનપંડિત, રઘુનાથપંડિત, મોરોપંત, શ્રીધર, મહિપતિ, મુકુન્દરાજ, અમૃતરાય, મુક્તાબાઇ, એકનાથ વગેરે સાધુસંતો અને કવિરાજોએ એ ભાષાનાં સાહિત્યને સુંદર ઓપ આપ્યો છે, વ્યવહારિક જ્ઞાન સાથે પારમાર્થિક કલ્યાણ સાધ્યું છે. મરાઠીનું આ સાહિત્ય પૌરાણિક અને અધ્યાત્મ વિષયને લગતું હોવા છતાં સમાજશાસ્ત્ર, રાજ્યનીતિ, સાહિત્ય, વ્યવહાર તે સમયના રીતરિવાજો, આર્થિક નીતિ અને બંધારણ ઉપર પ્રકાશ નાંખે છે.

બૌદ્ધ ધર્મના હ્રાસ પછી વેદાન્તની સાથે સાથે ગીતાના ભાગવત ધર્મનું પુનરુજ્જીવન થયું ત્યારે શ્રી જ્ઞાનેશ્વર મહારાજે ભગવદ્ગીતાને "देशीकार लेणे करून સ્વદેશી અલંકારો સજાવ્યાં અને મરાઠીઓની નગરીમાં બ્રહ્મવિદ્યા અને ભક્તિ રસામૃતનાં અમૃતઝરણાં વહેવરાવ્યાં. શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા એ ટીકા અનુવાદ કે સંગ્રહિત ગ્રંથ નથી, પણ સ્વતંત્ર ગ્રંથ છે. વૈરાગ્યયુક્ત ભક્તિરૂપે કરીને જ યવન, બ્રાહ્મણ, ચાંડાળ સર્વેને સમાન ગણી જ્ઞાનનો સમન્વય કરી એમણે શ્રી ભાગવદ્ ધર્મનો ગીતાદ્વારા ઉપદેશ પ્રજામાં ફેલાવ્યો. મહારાષ્ટ્રવાસીઓ એ ગ્રંથનો ભારે સરસ આદર કરે છે.

શ્રી સમર્થ રામદાસ સ્વામીએ કર્મમાર્ગનું ખરું મહત્વ શુદ્ધ અને પ્રાસાદિક મરાઠીભાષામાં વર્ણવ્યું છે. તેમણે શ્રી દાસબોધના ઉત્તરાર્ધમાં શ્રી ગીતાના નિષ્કામ કર્મ-યોગને જ પ્રાધાન્ય આપી કર્મવીરો બનવાને મહારાષ્ટ્રીઓને ઉપદેશ આપ્યો છે. શ્રી સમર્થનો ઉપદેશ ઝીલનાર અદ્ભુત વ્યક્તિ શ્રી શિવાજી મહારાજે તેમને ગુરૂ તરીકે માન્યા છે. શ્રી શિવાજી ઉપર શ્રી સમર્થના ઉપદેશમત્રથી ફળ સ્વરૂપ મહાન સામ્રાજ્ય પ્રાપ્તિ થઇ હતી. કર્મયોગનાં તત્વો સુષુપ્ત દશામાંથી પુનઃ જાગૃતિને પામ્યાં. મરણપર્યંત બ્રહ્મચર્ય પાળી શ્રી સમર્થે જ્ઞાનનો પ્રચાર કરી જગતના ઉદ્ધારના કાર્યો કર્યાં છે.

तुका म्हणे जे जे बोला । तें तें साजे या विठला ।

એટલે "કહે તુકો જે જે બોલો તે શોભે સઘળું વિઠ્ઠલને" એ શ્રી તુકારામ બુવા શ્રીનરસિંહ મહેતા, શ્રી મીરાંબાઇ, શ્રી સુરદાસ વગેરેનાં સમાન આસને બેસનાર પરમ ભક્ત શિરોમણી હતા. એમનાં પદો શુદ્ધ ભક્તિથી ભરેલાં છે.

જાવા અને બાલીનાં દ્વીપોમાં કેટલાક પ્રાચીન કવિએ રામાયણની જાવાનીઝ ભાષામાં પદ્યમય રચના કરી છે. એ રામાયણને જાવાવાસીઓ "રામ કાવ્ય" કહે છે. મૂળ રામાયણને જાવાનીઝ વસ્ત્રો પહેરાવ્યાં છે. ભાવોનું મોટું પરિવર્તન કરવામાં આવ્યું છે. એ રામાયણમાં ઉત્તર કાંડ નથી. એમાં સંસ્કૃત શબ્દોનો પણ સમાવેશ થયો છે. એ રામાયણ

૭ કાંડો અને પચીસ સર્ગોમાં સંપૂર્ણ થય છે. એ રામાયણનો ત્યાં ઘણો પ્રચાર છે. આબાલવૃદ્ધોને નિત્ય શ્રવણમનનનું એ પુસ્તક ગણાય છે.

હવે છેલ્લી ગુજરાતી ભાષાને લઇએ, એના આદિ કવિ તે નરસિંહ મહેતા પુરાણોના સર્વ શાસ્ત્રી, સર્વાન્તર્યામી પરમાત્માને એમણે દાસ્ય ભાવે ભજ્યા છે. એમણે શ્રીમદ્ ભાગવતની શ્રી કૃષ્ણલીલા શુધ્ધ પ્રેમભકિતથી ગાઇ છે. ગોકુળ અને વૃંદાવનમાં ગાયો ચારતા શ્રી બાળકૃષ્ણની ગોપીઓ સાથે લીલા, રાસ, પ્રેમ, મિલન વિયોગ, હાસ્ય, રોષ, ઉકળાટ, ઉન્માદ, તલસાટ, તાલાવેલી એમણે મધુર પદોમા વર્ણવ્યા છે. વૈરાગ્યમિશ્રિત ભકિતને પોતાના જીવનમા ઉતારી એમણે "સંસારસુ સરસો રહે, પણ મન મારી પાસ" એ ઉકિતનુ સાર્થક કર્યું બીજા ભકત કવિઓની પેઠે નરસિંહ મહેતાના જીવનમા ચમત્કારોએ સારી રીતે પ્રવેશ કર્યો છે એઓ પરમ ભકત, પ્રામાદિક કવિ, ઉચ્ચચારિત્રવાન હતા પોતાના ઇષ્ટને માટે ઘર, સ્ત્રી, બાળકો, વૈભવ, માન, આબરૂ, લોકલાજ, સાંસારિકસુખ, જ્ઞાતિ, વ્યવહાર, રાજ્ય વફાદારી વગેરે સર્વેનો ત્યાગ કરનાર પરમ વૈષ્ણવ સાધુ જ ન હતા. તેમની કવિતામા ભકિત સાથે શ્રૃગાર જ્ઞાન અને વૈરાગ્યનું મિશ્રણ છે એમના સમય નિર્ણયમા શકાઓ ઉઠી છે.

પ્રેમાનંદ એટલે ગૂજરાતી ભાષાનો યુગસ્રષ્ટા કવિ જૂના કે નવાયુગના ગૂજરાતી કવિમંડળમાંથી મહાકવિ પ્રેમાનંદ સર્વોપરિ કવિરત્ન ચંડીદાસ વગેરે કવિઓનાં આસનો પાસે જ એમનું આસન બીછાવી શકાય એમના કાવ્યોમા તે સમયના ગુજરાત, ગુજરાતીઓ અને ગુજરાતણોની આબેહૂબ છબીયો ચીતરાઇ છે તેની કવિતામા ભાવ અને રસની સચોટ જમાવટ છે અને ભલે શૃંગાર હોય કે હાસ્ય હોય, કરુણ હોય કે ભયાનક હોય કે વીરરસ હોય પરંતુ સર્વ સ્થળે રસસાગરના તરંગો ઉછાળા મારે છે કવિના કાવ્યોને ગુજરાતે વધાવી લીધા છે ગુજરાતમા એના કાવ્યોની કથા માંડી પ્રજા જીવનમા ભાગ આપ્યો છે. ચૈત્રી શુક્લપક્ષમા ઓખાહરણ, વાર્તામાં દશમસ્કંધ, સીમન્ત પ્રસંગે મામેરું, સુદામા ચરિત્ર, સુભદ્રાહરણ, નરસિંહ મહેતાની હુંડી, વિવેક વણઝારો, સ્વર્ગની નીસરણી ગામેગામ ગવાય છે એમનું નળાખ્યાન તો ગુજરાતણોને પ્રિયમા પ્રિય ગ્રંથ છે

સિંધી ભાષા મૂળ સંસ્કૃતમાથી ઉતરેલી અને વ્યાકરણના શુધ્ધ નિયમો જાળવનારી શ્રેષ્ટ ભાષા છે. એ ભાષાનુ સાહિત્ય હવે યૌવનને પ્રાપ્ત થાય છે. બીજી પ્રાંતિય ભાષાઓની જાગૃતિની ચીણગારી તો સિંધીને પણ સ્પર્શ થયો છે. એની લિપિ કૃત્રિમ રીતે અરબીને સ્વીકારવામાં આવી છે. એક સંસ્કૃત ધાતુ અને મજાવાળી ભાષાને અરબી લિપિમા લખતા લખતા ઉચ્ચારનો ભારે શંભુ મેળો બને છે સિંધી ભાષાના આદિ અને સર્વશ્રેષ્ટ કવિ, પરમ સુફી શ્રી શાહ અબ્દુલ લતીફ છે, માશુકરૂપે ઇશ્વર સાથે પ્રેમગંધ બાંધ્યો છે સુંદર, યુવતી, માશુક ઉપરે ખરો આશક ભાષાની વેધક શૈલીથી પોતાને દ્રવીભૂત કરતો હોય એવુ વાતાવરણ શાહ લતીફ ઉત્પન્ન કરે છે. એણે સાથે નીતિ, વ્યવહાર, ધર્મ અર્થ, કામ અને મોક્ષનો પણ ઉપદેશ કર્યો છે. એ કવિ

સને ૧૬૮૯ માં જન્મ્યા હતાં. એણે હિંદુ મુસલમાનો વચ્ચે સમાન ભાવ દર્શાવ્યો છે. સિંધી આબાલ વૃધ્ધ એમની કાફીઓ ખૂબ મોજથી ગાય છે. એ ભકત, તત્વજ્ઞાની અને કવિ હતો. શાહ લતીફ કહે છે કે–

મંઝ હુંહજે રૂહ, જો વઞે સાજન વિસરી,
તમર લગે લુહ, થર બાબીહો થી મરાં.

(મ્હારાં હૃદયમાં રહેલાં પ્રિયતમને જો ભૂલી જાઉં તો મારી દશા રણના ભયંકર તાપમાં સપડાયેલા બાબીહા પક્ષીના જેવી થાય)

એ પ્રમાણે આ યુગસ્રષ્ટાઓએ ભકિત, જ્ઞાન, વૈરાગ્ય, પરમાર્થ સાહિત્ય, રસ અને કળાનાં ઝરણાં પ્રગટાવી રસપ્રેરણા રેલી છે. સાધુત્વ, સૌંદર્ય અને વીરસુલભ ઉલ્લાસથી પ્રજાજીવનવૃક્ષને પાંગરાવ્યો છે. રસવાટિકાઓમા આ રસપાલીઓએ રસલતાઓને વાવી પોષી તેનાં ફુલડાંના પમરાટથી ભારતની સંસ્કૃત પ્રજાની ઘ્રાણેન્દ્રિયોને તૃપ્તિ આપી છે. એ મહા અવધૂતસમા વાલ્મીકિઓને વંદન હો.



# પ્રિયતમને

### પ્રભુદાસ કાળીદાસ વ્યાસ

(હિંડોલ – તાલ લાવણી અથવા દ્રુત ત્રિતાલ)
જાઓ નહિ પરદેશ
પિયુજી મુજ
જાઓ નહિ પરદેશ.
દૈવાંના હાર હૃદયમાં વિરાજે
સ્થૂલ ખસો ન લવલેશ,
પિયુજી મુજ જાઓ નહિ પરદેશ ૧
સંસાર–સાગર ધૂધવે ઘેરા
પ્હોંચતું પેલે દેશ પિયુજી૦ ૨
હોડલું આપણુ હેલે ચડે તવ
આપ સુકાની હૃદયેશ, પિયુજી૦ ૩
પંખી શું પાંખ મીલાવી ચાંચ ચાંચે
સાધશું આતમઐકય
ધરીને પ્રેમ–વેશ, પિયુજી૦ ૪

# સંગીતાન્ત[1]

## ભાનુશંકર પો. શાસ્ત્રી

"परप्रणीतानि वचांसि चिन्वतां
प्रवृत्तिसाराः खलु मादृशां गिरः ॥

भारवि

આ બ્રહ્માંડની સૃષ્ટિમાં બે વસ્તુ છે. એક પુરુષ અને બીજી પ્રકૃતિ આ બન્નેનાં મિલનમાંથી વિચિત્ર રૂપ તેમજ સૌન્દર્યની સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે. સંગીત પણ આવી બે વસ્તુમાંથી ઉત્પન્ન થયુ છે; એક નાદરૂપ "બ્રહ્મ" અને બીજી તાલ કે કાલરૂપ "પ્રકૃતિ." આ બન્નેના સંયોગથી સંગીત (અદ્ભુત) સૌન્દર્યમય બન્યું છે. આ વિચિત્ર જગત જેમ ક્ષણસ્થાયી અને મહાપરિવર્તનશીલ છે અને જેમ એકમાત્ર બ્રહ્મ નિત્ય અને સર્વત્ર છે તેમ સંગીત–જગતમાં પણ આદિ અને અન્તમાં એક માત્ર સૂર–ષડ્જ–નું અસ્તિત્વ છે એ ષડજમાંથી સંગીતની ઉત્પત્તિ થાય છે અને એમાંજ સંગીતનો લય થાય છે. ષડ્જ પોતે સર્વવ્યાપી, નિરાકાર, અને નિર્ગુણ છે; પરન્તુ એ જ્યારે પ્રકૃતિ કે કાલની સાથે જોડાય છે ત્યારે વિચિત્રરૂપ સંગીતની ઉત્પત્તિ થાય છે. એ ષડ્જ આદિ-અન્ત-વિહીન હોવા છતા સર્વવ્યાપી છે .....એ સર્વત્ર ધ્વનિત થાય છે. સંગીત–જગતનું 'એકમેવાદ્વિતીયમ્' તો ષડ્જ જ છે.

એક બ્રહ્મ જે પ્રમાણે માયાદ્વારા આવૃત બનીને વિવિધ સ્વરૂપે દેખાય છે તે પ્રમાણે એક ષડ્જ કાલદ્વારા વિચિત્ર અને વિભક્ત બનીને બહુ સ્વર, શ્રુતિ, અને તેઓના વિચિત્ર વિન્યાસજનિત અસંખ્ય રાગ રાગિણી ઉત્પાદન કરે છે ભગવાનનું નિઃસીમ વૈચિત્ર્ય મર્યાદિત શક્તિવાળો મનુષ્ય સમ્પૂર્ણરીતે સ્વાયત્ત કરી શકે એ બનવાજોગ નથી. કેટલાય યુગોપૂર્વે આ વિશ્વની સૃષ્ટિ શરૂ થઇ છે, સૃષ્ટિના આરમ્ભથી માંડીને મનુષ્ય વિશ્વનાં રહસ્યનું અનુસન્ધાન અને અવલોકન કર્યા જ કરે છે. પણ એ કેટલે અલ્પ પરિણામે સફળ થયો છે એ કહેવાની જરૂર નથી વળી ક્રમે ક્રમે તેની ધારણા દૃઢમૂલ થતી જાય છે કે, શિક્ષા દ્વારા સમસ્ત રહસ્યનુ ભાન થવુ અસંભવિત છે એટલે જ કહી શકાય કે શિક્ષણનો અન્ત નથી

આ અતિભયાનક કથા છે મનુષ્ય શુ ત્યારે કયારે પણ પોતાના શિક્ષણની પૂર્ણતાનો લાભ ન મેળવી શકે? ત્યારે માનવના મનમા આટલી આકાંક્ષા અને આટલી ઉચ્ચ આશાનુ પોષણ વ્યર્થ સમજવુ? એ વાત તો અહિં ચર્ચી શકાય તેમ નથી. પણ એક દિવસ એવા લોકો વસતા હતા કે જેઓએ—

1. શ્રી દિનેનાથ શાસ્ત્રીના મૂળ બંગાળી લેખનો અનુવાદ

"कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवतीति" ।

(શું જાણવાથી, હે ભગવન્, આ જગતનું સકળ જ્ઞાન જાણી શકાય?) આ મહાપ્રશ્નની જિજ્ઞાસા કરી હતી. તદુત્તરમાં બ્રહ્મવાદી ઋષિઓએ જે કહ્યું હતું તેનો નિષ્કર્ષ આ પ્રમાણે છે:—

"यतो वा इमानि भूतानि जायन्ते, येन जातानि जीवन्ति,
यत्प्रयन्त्यभिसंविशन्ति तद् विजिज्ञासस्व" ।

(જેમાંથી આ બધાં પ્રાણી ઉત્પન્ન થાય છે, જેને લઈને જ (ઉત્પન્ન થયેલાં) જીવે છે, અને પ્રલયકાલમાં જેમાં પ્રવેશ કરે છે તેને જાણ.)

એને મેળવવાથી મનુષ્ય એકના મધ્યમાં સમસ્તને મેળવે છે. ત્યારે જ જ્ઞાન-પિપાસાની પૂર્ણ શાન્તિ થાય છે- અને એ શાન્તિ એટલે પૂર્ણ આનન્દ.

કેવળ સુર-લયના વિન્યાસની દિશાથી સંગીતનો અભ્યાસ કરવામાં આવે તો તેની સીમા પ્રાપ્ત થાય તેમ નથી.

"नादाब्धेस्तु परं पारं न जानाति सरस्वती ।
अद्यापि मज्जनभयात्तुम्बं वहति वक्षसि" ॥

(સરસ્વતી દેવી પણ નાદાબ્ધિનો સામો કિનારો જાણતાં નથી આજ દિવસ સુધી ડૂબી જવાની બીકથી વીણાનાં તુમ્બડાને વક્ષઃસ્થલ ઉપર વહા કરે છે.)

ત્યારે સત્ય છે કે એ પ્રમાણે સંગીતનો અન્ત નથી વિભિન્ન સ્વર-વિન્યાસથી અશેષ રાગની ઉત્પત્તિ થઈ છે અને થઈ શકે તેમ છે. પ્રત્યેક રાગને અસંખ્ય તાલના યોગથી અસીમ વૈચિત્ર્ય આપી શકાય તેમ છે. આવી ચેષ્ટાનો અંત નથી; આવી ચેષ્ટાનું પરિણામ પણ નથી. પરન્તુ જો સંગીતસાધક આદિ અને સર્વવ્યાપી ષડ્જ સુરના મધ્યમાં પ્રવેશ કરી ધારણાપૂર્વક તેને સ્થાપન કરી શકે તો જેમ કોઈ કોઈ સાધકોએ ઓંકાર-સ્વરૂપ બ્રહ્મને બિન્દુના મધ્યમાં પ્રાપ્ત કરીને વિશ્વ-બ્રહ્માંડના સકળ પદાર્થનાં રહસ્યનું જ્ઞાન મેળવી લીધું હોય છે તેમ તે પણ તેવી જ રીતે પોતાની સંગીત-સાધના સમ્પૂર્ણ કરી શકે તેમ છે કારણ કે બીજા સકળ સ્વર, સુર, રાગ તાલ, લય, માન, વગેરે એક ષડ્જનો આશ્રય કરીને તેમાંથી ઉત્પન્ન થાય છે અને અન્તે તેમાં જ વિલીન થાય છે. આવો સાધક એક-કાલમાં જ સકળ પ્રકારના સુર-વિન્યાસ તેમજ લય-સંયોગનું તત્ત્વ સમજી શકે છે અને રાગ-રાગિણીના રસનો અધિકારી પણ થઈ શકે છે.........

તે આદિ અને એકમાત્ર સુર સંગીતના સમસ્ત ગુણનો આધાર અને હેતુ હોવા છતાં પોતે નિર્ગુણ છે. એથી જ સંગીતનું શ્રુતિ માધુર્ય ઉત્પન્ન થાય છે; પણ એ પોતે શ્રુતિ-મધુર નથી. એથી જ સંગીતની મનોમોહિની શક્તિ ઉત્પન્ન થાય છે; પણ એમાં

મોહમાયા નથી ત્યારે તેમાં છે શું ? છે મુક્તિ, મુક્તિ અને મુક્તિ પાંડિત્યની પ્રગલ્ભતામાંથી મુક્તિ, મતદ્વૈધ અને રીતિપદ્ધતિની વિભિન્નતામાંથી મુક્તિ અને એમ આનંદ તેમ જ કંઠ-વ્યાયામમાંથી મુક્તિ જે સાધક તે પરમસંગીતના મર્મને જાણે છે તે મુક્ત હોય છે તેણે મહાશાન્તિ મેળવી હોય છે અને સાથે સાથે શાન્તિજનિત આનંદ પણ મેળવ્યો હોય છે તે જ દેશકાળરીતિના નિર્વિરોધમાં સકળ પ્રકારના સંગીતના આનન્દનો અધિકારી થાય છે

ત્યારે શું સ્વર અને લય, રાગ અને તાન એ બધાના પ્રયોગ અને વિન્યાસની નિયમાવલીને અપરાવિદ્યારૂપે ઉપેક્ષા કરીને આપણે પ્રથમ તે જ પરાવિદ્યા પ્રતિ મન રાખીને એક તેનીજ સાધના કરવી ? ' तदक्षमधिगम्यते । ' કેવળ અક્ષરની ઉપાસના કરવી ' એમ છે જ નહિ એમ હોઈ શકે પણ નહીં આપણાં શાસ્ત્રો આપણને વરવાર બોધ આપે છે કે, અપરાવિદ્યારૂપ પ્રાથમિક સોપાનની અવહેલના (તિરસ્કૃતિ) કરીને જેઓ એકવાર પણ પદક્ષેપ કરે છે તેઓ તમોમય નરકમાં પડે છે

વિજ્ઞાનને સારથિ કરીને કર્મમાર્ગનું અવલમ્બન કર્યા સિવાય નિવૃત્તિમાર્ગમાં પ્રવેશ કરી શકાય નહિ પરન્તુ તે કર્મમાંથીયે મુક્તિ નથી કારણકે કર્મની સમાપ્તિ નથી આમ છે ત્યારે નિષ્કામ કર્મ વિના અર્થાત્ ફળાકાંક્ષા નાખ્યા સિવાય કર્મબન્ધનમાંથી મુક્તિ મળે તેમ નથી પણ બહુ જૂજ મનુષ્ય માયામુક્ત થઇને નિવૃત્તિમાર્ગનું અવલમ્બન કરી શકે છે જો આમ થાત તો ભગવાનની સૃષ્ટિનો તુરતજ લોપ થાત તેજ ભગવાનની મોહિની મૂર્ત્તિ મનુષ્યના મનને આકર્ષી બાંધી રાખે છે અને તેજ મોહમાયા સંગીતના વિચિત્ર સૌન્દર્યમાં મનુષ્યની ચેષ્ટાને જીવતી જાગતી રાખે છે ! જો આમ ન હોત તો સંગીત મહાવિદ્યાનો ક્યારનોય લોપ થઇ ગયો હોત

●

# પરીક્ષાસુન્દરી

(ગઝલ)

**મ. લ. ભટ્ટ**

આવી જાણી સમીપ ચિત્ત મનનું ઉત્ફુલ્લ હર્ષે, વળી
રંગાતા કંઇ રંગ ચક્ષુ મહીં તો ફેરે વિનોદ સ્ફુર્તિ
ઝાંખેનો વળી હોય કો અવસરે તે યે દ્રવે થૈ રસ,
ને કૈં પેર કરી મુકે અધીર તો એવી ગુણે નારી છે
એથી અન્ય થઇ રહેલ બધુ આ ના હર્ષ છે ચિત્તમાં
રંગો તો ઉલટા જતા ઉડી અને ફેલાય નિર્ભર્ત્સના
ના છે ચક્ષુ મહીં જરી સુભગ એ જ્યોત્સ્ના બની આશ્રિત
જાણે થૈ જડ ભારથી વહી ગયા આ શા ગુણો નારીના ?

# ગ્રંથસ્થવાઙ્મય

**ગોવિંદનું ખેતર અને બીજી વાતો:** ધૂમકેતુ: આવૃત્તિ બીજી, પૃ. ૪૮ બે આના.
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

ગુજરાતના સુપ્રસિદ્ધ અને લબ્ધપ્રતિષ્ઠ નવલિકાકારની ચાર ખૂબ વખણાએલી વાર્તાઓને એકત્રિત કરી આ સંગ્રહ દ્વારા લોકસમુદાયના હાર્દ સુધી પહોંચવાનો પ્રકાશકોએ કરેલો પ્રયત્ન સ્તુત્ય અને અનુકરણીય છે. આપણો મોટો ભાગ હજુ કિંમતી પુસ્તકો ખરીદી શકે તેવી સ્થિતિમાં નથી. જે થોડા ઘણા ખરીદી કરે છે તે બનતાં સુધી સસ્તી કિંમતનાં પુસ્તકો જ પસંદ કરે છે. મોટે ભાગે આપણા પ્રતિષ્ઠિત લેખકોનાં પુસ્તકો એક રૂપિયાથી વધારે કિંમતનાં હોય છે. એટલે મધ્યમ વર્ગના વાચકને સસ્તી કિંમતનાં અને સસ્તાં વાંચનથી ચલાવી લેવું પડે છે. આર્થિક મુશ્કેલીને લઇને આમ વચલો અને નીચલો વર્ગ શિષ્ટ વાંચનથી વંચિત રહે છે. આવી સસ્તાં પ્રકાશનોની યોજનાને જો આપણા બીજા શિષ્ટ લેખકો ઉપાડી લે તો આપણે સાહિત્યના પ્રચાર સાથે લોકજીવનને સ્પર્શ પણ કરી શકીશું; અને આડકતરી રીતે લોકભોગ્ય સાહિત્યને ઉત્તરોત્તર ઉંચું લાવવા સમર્થ થઇ શકીશું. આવાં સસ્તાં પ્રકાશનોનો બીજો પણ ઉપયોગ છે. આવાં પ્રકાશનો ગ્રંથકારનાં અન્ય મોટી કિંમતના પ્રકાશનોના 'નમુના' રૂપે કામ કરશે. એક 'નમુનો' ખરીદ્યા પછી 'માલ' પસંદ પડે તો વધારે ખરીદી કરવી. નહિ તો બે ચાર આનેથી જ પત્યું. બે અઢી રૂપિયાની ચોપડી ખરીદનારને વાંચ્યા પછી સંતોષ ન થાય તો તેને ભારે વિમાસણ થાય. જ્યારે બેચાર આનાની ચોપડી લેનારને અસંતોષ એટલો આકરો નથી લાગતો. આમ ઉભય પ્રકારે આ યોજના ઇષ્ટ છે.

*બે આના જેવી નજીવી રકમમાં પણ જે સફાઇ અને સુઘડતાભર્યું વાંચન* પુરૂં પાડવામાં આવ્યું છે તે માટે લેખક પ્રકાશકને ધન્યવાદ.

આ પુસ્તિકાની બીજી આવૃત્તિ થઇ છે એજ એની લોકોપયોગિતા પુરવાર કરવા બસ છે.

**સમર્પણની કથાઓ:** નરસિંહભાઇ ઇ. પટેલ: પૃ ૮૨ બીજી આવૃત્તિ. ૭ આના
પારીહાર મંદિર. આબુ દ.

કવિવર રવિન્દ્રનાથ ઠાકુરના પુસ્તકના અનુવાદની આ બીજી આવૃત્તિ છે. અનુવાદ સરળ અને સુગમ્ય થયો છે. એક પૈસાવાળું રંગીન. પોસ્ટકાર્ડ પુસ્તકનાં મુખપૃષ્ઠે ચોડી આખી ચોપડીનો ન્દેખાવ પ્રકાશકે કદરૂપો કરી નાખ્યો છે.

**નિશ્વાસ** બ૦ કુવેશ પૃ ૧૫૮. આવૃત્તિ પહેલી એક રૂપિયો નવી દુનિયા કાર્યાલય અમદાવાદ

બીજા ધધામા નિષ્ફળ થએલાઓને ગ્રથમાળાની પ્રવૃત્તિ ઇષ્ટાપત્તિ થઇ પડી છે દરેક ગ્રંથમાળાવાળા પાસે બીજી ગ્રથમાળાઓ કરતા કઇક જુદુ જ આપવાનું હોય છે જો આ વાત ખરેખર સાચી હોય તો ગુજરાતી સાહિત્યનો આ દશકો ભવિષ્યનો ઇતિહાસકાર સેનાના અક્ષરે આલેખશે લગભગ પચાસેક ઉપરની ગ્રથમાળાના ચારસોએક ઉપરના 'નવીન પ્રેરણા પાનારા' કે 'આતર શક્તિને અજવાળનારા' મૌલિકદર્શનવાળા લેખકો અને ચિંતકોથી ઉભરાતા ગુજરાતને કોણ દરિદ્ર કહેશે? આ સગ્રહમાં 'મૂડીવાદી સમાજ પર નિશ્વાસ નામની નવલિકાઓ છે એના લેખકનો એક જ ઉદ્દેશ છે અને તે મૂડીવાદને કાળામા કાળા રગે રગવાનો મૂડીવાદમા ન માનનારાઓને આ વતો વાચ્યાથી વૈરતૃપ્તિ પછી મળતી શાતિ મળશે મૂડીવાદ સામેનો મજુરવાદીઓનો પ્રકોપ મૂડી ભેગી કરવામા મળેલી નિષ્ફળતાનાથી બહુધા ઉપજે છે એક યા બીજા સ્વરૂપમા મૂડીવાદ રહેવાનો છે તે સૂક્ષ્મ રીતે વિચાર કરનારને જણાયા વિના રહેશે નહિ તો પછી આવુ પ્રચારાત્મક સાહિત્ય પ્રગટ કરી વૈરના બીજ રોપવાનો શો અર્થ હશે? આવા સાહિત્યના પ્રચારથી ગરીબ વર્ગને એક પ્રકારનુ નુકસાન થાય છે તેની લેખકને ખબર પડની હોય એમ લાગતુ નથી ગરીબેને ગરીબાઈનુ ભાન કરાવવુ તમે દુખી છે પીડિત અને પતિત છે એમ એમના મનમા ઠસાવવું એ એક પ્રકારનો નૈતિક ગુનો છે આવા પ્રચારથી ગરીબ પોતાની ગરીબાઈનું કારણ અને મનની નિર્બળતા ગુમાવી બેસે છે તેના સ્વામી પ્રત્યે અને તેનાથી સારી સ્થિતિના બધા પ્રત્યે—સુખી સામ્યવાદી પ્રત્યે પણ—તેને અણગમો આવે છે અને દિવસે દિવસ ગરીબાઈમાથી છૂટવાના પ્રયત્નો કરવાને બદલે તે શ્રીમતોનો નાશ કરવાના મનસુબા સેવે છે આમ આવા પ્રચારાત્મક સાહિત્યથી સુખી ગરીબોના હૃદયમા વેરઝેરના બીજ રોપાય છે અને સતાપરહિત જીવન એક ભારરૂપ બની જાય છે

સાહિત્યની દૃષ્ટિએ પણ આ નવલિકાઓમા ઠરવા જેવું ઘણુ રહે છે લેખકનો ઉદ્દેશ ગમે તે ભેગે કારુણ્યની અસર જમાવવાનો હોય એમ લાગે છે એ બતાવે છે તેવો જુલ્મ જો ગરીબો ઉપર વર્તાવવામા આવતો હોત તો ગરીબોની સસ્થાએ કા તો એ સામે બળવો કર્યો હોત અને કા તો એ સંસ્થા અત્યાર પહેલા નષ્ટ બની ગઇ હોત આ બેમાથી એકે નથી થયુ એ બતાવે છે કે ગરીબોનુ જીવન હજુ સાવ ન જીવી શકાય તવુ નથી થઇ ગયુ

શૈલિની કચાશ ઘણી છે છતાં મવાદ ઉપર લેખકનો હાથ સારો બેસે છે વાર્તા કરતા આમા વાતો જેવુ ઘણુ છે શબ્દચિત્રો અસરકારક, ક્યાક ક્યાક, બની શકયા છે તે લેખકની વાર્તાલેખક તરીકેની શક્યતા બતાવે કે લેખક પ્રચારાત્મક લખવુ છોડી દઇ સ્વયપ્રેરણાથી પ્રેરાઇ જો વાર્તાઓ લખશે તે તેમની કૃતિઓ અસરકારક અને સુવાચ્ય બનશે

Reg No 426

નવું પ્રકાશન

પુસ્તક સાતમું

# અંજલિ ગ્રંથમાળા



સમાજજીવનના વિવિધ અંગોને સ્પર્શ કરતી

નવલિકાઓનો સંગ્રહ

શ્રી કલ્યાણરાય જોષીના પ્રવેશક સહિત




લેખક : વિનોદ ભટ્ટ

સુંદર છપાઈ . મજબુત પાકી બાંધણી : મનોહર ત્રિરંગી કવર · સવા રૂપિયો

અંજલિ ગ્રંથમાળા : ડેન્સો હોલ : કરાચી

૧૯૯૨ શ્રાવણ



વર્ષ પાંચમું

અંક દશમો



यन्द्रिमदिव तां यार्णी अमृतां आत्मन कलाम्

ભાગ પણ હસ્તલિખિત મેટર તૈયાર હોવાથી તે ૬ ૭ એક માસમાં બહાર પડી જશે વાચનની સ્પષ્ટતા કાજે આ પુસ્તકમાં ૮૦૦ સો ચિત્રો જ દાખલ કર્યાં છે જેમાંનો મોટો ભાગ આપણી ગુજરાતના એક પ્રસિદ્ધ અને કમાવદાર ચિત્રકાર પાસે નવીન જ ઉભો કરાવ્યો છે વળી પ્રમાણભૂત ગણાતા સરકારી રીપોર્ટો તથા વિદ્વાનોના પુસ્તકોના ઉતારા અને અવતરણો સહિત શિલાલેખો અને સિક્કાની સાક્ષિઓ તથા પુરાવાઓ અને આધારો આપી તેમાંની સઘળી હકીકત પુરવાર કરી આપેલ હોવાથી કેળવણીમાં રસ લેતી સર્વ પ્રમાણની સંસ્થાઓ—જેવી કે ધી બોમ્બે યુનીવરસીટી ધી પ્રીન્સ ઓફ વેલ્સ મ્યુઝીયમ ધી કામા ઓરીએન્ટલ ઇન્સ્ટીટ્યુટ ધી ફવે યુનીવરસીટી, જે એન પેટીટ લાયબ્રેરી, ધી દામોદરદાસ સુખ વાળા લાયબ્રેરી, ધી ભરડા હાઇસ્કુલ શેઠ ગોકળદાસ તેજપાળ હાઇસ્કુલ, શેઠ મથુરાદાસ ભાટીયા હાઇસ્કુલ ધી વનિતા વિશ્રામ મુંબઇની મ્યુનિસિપાલીટી, વડોદરા સ્ટેટની મોટી મોટી લાયબ્રેરીઓ આદિ અનેક સંસ્થાઓએ તેની પાકી તપાસ કરી તેને ખરીદ્યા છે તેમજ ગુજરાત કાઠિયાવાડના અનેક રાજાઓએ પણ ઉત્તેજન આપ્યું છે અને હવે તો મુંબઇ સરકારના કેળવણી ખાતાએ પણ મંજુર કરેલ હોવાથી જે સંસ્થાઓ ખરીદ કરવામાં બાકી રહી હશે અથવા ખરીદતા અચકાતી હશે તેના તરફથી પણ ઉત્તેજન મળવા વકી છે.

આ ગ્રંથ સમગ્ર સામગ્રીપૂર્ણ અને પ્રમાણીક હકીકતોથી ભરપુર હોઇ વિદ્વાનો, વિદ્યાર્થીઓ વિશારદો, અને વૈજ્ઞાનિકોને પણ મનન કરવા જેવો છે તેના કલામય ચિત્રો અને નવલકથા જેવી ભાવવાહી સાદી અને સરળ લખાણ શૈલીએ વિદ્વાન જનતાથી માંડી કોઇ કેળવણીમાં પછાત ગણાય તેવા વર્ગમાં પણ એક સરખું અજબ આકર્ષણ જમાવ્યું છે તમે પોતે ભલે કોઇ પણ વર્ગમાં મુકાવા ઇચ્છતા ન હો પણ તમે હિન્દી તો છો ને? એક હિંદના વતની તરીકે પણ તમારે તમારી જન્મભૂમિનો ઇતિહાસ તો જાણવો જ રહે છે!

આટલી હકીકત આપના કાન સુધી પહોંચાડવાનો આશય એ છે કે તમે પણ અમારા આ પ્રયાસથી જાગૃત થઇ અમારા પ્રયાસની કદર કરો પુસ્તકને પાને પાને તદ્દન નવીન હકીકત ભરેલી છે વળી એમાનાં કેટલાક નવા સત્યોએ ઐતિહાસીક જગતમાં ક્રાંતિ ઉત્પન્ન કરી છે બે હજાર પાનાના આ ગ્રંથની માહિતી આ હસ્તપત્રમાં થોડીજ આપી શકાય? તેમ છતાં ચારે ભાગની સંક્ષિપ્ત સારની પત્રિકા તથા તેને અંગે મળેલ કેટલાક વિદ્વાનોના તથા પત્રમાંના અભિપ્રાયો અમે છપાવી રાખ્યા છે જોઇએ તો વિના મુલ્યે અમારી પાસેથી મંગાવી આપ ખાત્રી કરી શકો છો અથવા તો ચારે ભાગનો ટુંકસાર જે નીચે રજુ કરેલ છે તે ઉપરથી પણ પુસ્તકની આવશ્યકતા અને ઉપયોગિતાનો કંઇક ખ્યાલ બાંધી શકો છો

## ચારે ભાગનો ટુંક સાર

### ભાગ પહેલો

પ્રથમ ભાગની વિશિષ્ટતા પ્રાચીન ભારતવર્ષનું ભૌગોલીક વર્ણન આપીને સમયે ભારતની જે મુખ્ય મોટી સત્તા હતી તે દરેકનું ટુંક ચરિત આલેખ્યું છે તથા તે કહેવાતા મોજે મતભેદોની હદ બાંધી બતાવી છે તેમાં પણ મુખ્ય જે મગધ સામ્રાજ્ય છે તેના પ્રથમ

સત્તાધીશ શિશુનાગ વંશી નવ, અને પાછળના નંદવંશના નવ, એમ મળી અઢાર ભૂપાલોનાં વૃત્તાંતો અનેક દૃષ્ટિબિંદુથી લખ્યાં છે, તથા તે સમયની ભારતીય પ્રજાની સંસ્કૃતિ, રીતરિવાજો, રહેણીકરણીનો ચિતાર આપી બતાવ્યો છે.

## બીજો ભાગ

મૌર્યવંશના પ્રથમ ચાર રાજા. ચંદ્રગુપ્ત, બિંદુસાર, અશોક અને પ્રિયદર્શિનના ચરિત્રો લખ્યાં છે, અત્યાર સુધી જણાવાયું છે તેના કરતાં જુદું જ વર્ણન છે. જેમકે અશોક અને પ્રિયદર્શિન બન્ને જુદી જ વ્યક્તિઓ હોવાથી અશોકના, તે શિલાલેખોને બૌદ્ધ ધર્મના નહીં, પણ પ્રિયદર્શિન જે ધર્મ પાળતો હતો તે જૈન ધર્મના સાબીત કરી બતાવ્યા છે. તેમજ એલેકઝાંડર જે જે સેંડ્રેકોટસને મળ્યો હતો તે ચંદ્રગુપ્ત નહીં, પણ અશોકવર્ધન હતો એટલે તેજ એ જણા સમકાલીન ગણાય.

અદ્યાપી પર્યંત સિક્કા ચિત્રો કે તેની માહિતી કોઈ ગુજરાતી પુસ્તકોમાં છેજ નહીં, એટલે તે તેમજ બુદ્ધદેવનું જુદીજ ભાત પાડતું ચરિત્ર, તે પણ આ ભાગનાં વિશિષ્ટ અંગો છે.

## ત્રીજો ભાગ

તેને છાપવાનો આરંભ ક્યારનો કરી દેવાયો છે. તેમાં નીચેની હકીકતો આવે છે.

મૌર્યવંશના પડતી, તેનાં કારણો સાથે; શુંગવંશનો અમલ અને પતંજલી મહારાજની દોરવણી તથા તેના ચારિત્રની અસર; હીંદબાટ, યોન, પાર્થિયન, પેહલવ એમ પાંચે પ્રજાની ઉત્પત્તિ; તેમનો ક્રમિક વિકાસ; તેમના સરદાર જેવા કે ભૂમક, નહપાણ, ડિમેટ્રીઅસ, મિનેન્ડર, ત્રિઅક, રાજુવુલ, સોડાસ, હગામાસ, હગામ, મોઝીઝ, અઝીઝ ઇત્યાદિનો સાદ્યંત જીવન તથા રાજ્ય અમલો; આખાયે ચેદીવંશનો ઇતિહાસ; તેની ઉત્પત્તિ, તેમાં ક્ષેમરાજ તથા બુદ્ધરાજના વૃત્તાંત; અને ખાસ કરીને રાજા ખારવેલનું જીવન; તેણે બતાવેલ હાથીગુંફાના અર્થ તથા સમજુતી ઉપર નવીનજ પ્રકારનો પ્રકાશ, પેલી સુવર્ણ પ્રતિમાનું મૂળ તથા ઉત્પત્તિ, તેમજ હાલની સ્થિતિ.

શક—ભૂપભદત્તના આખા વંશની માહિતી.

## ચોથો ભાગ

ગર્દભિલ્લ વંશ; ગર્દભસેન, શકારિવિક્રમાદિત્ય, વીરવિક્રમ, ધર્માદિત્ય, શિલાદિત્યાદિ નવે રાજાના વૃત્તાંતો; વિક્રમ સંવત તથા શક સંવતની સ્થાપના; તેમાં આવેલ પંદરેક વિક્રમાદિત્યના સમયની ચર્ચા તથા નિશ્ચિત કરી આપેલ તે સમયને લગતી માહિતી. મહાવીર સંવત અને હર્ષદાટ સંવતનું યથેચ્છ ચલણ.

આંધ્રવંશની ત્રણસો વરસની નામાવળી. વંશાવળી તથા ૩૯ રાજાઓની અનુક્રમ; સિક્કાઓ અને શિલાલેખોના આધાર સાથે દરેકનાં જીવનચરિત્રો.

કુશાનવંશની સ્થાપના તથા સમય; કુશાન વંશના નવે રાજાઓની નામાવલી તથા સાદ્યંત ચરિત્રો; ઉપરાંત શકની તથા કુશાન શકનાં સમયની તારીખો કે જેમાં ફેરફાર થયો છે તેની ચર્ચા અને બાંધી આપેલ પાકો નિર્ણય.

# ગુજરાત



દર મહીનાની તા. ૧૫મીએ પ્રકટ થાય છે.

## ઑગસ્ટ અંકમાં

શ્રી. કનૈયાલાલ મુનશીની નવી નવલકથા

# જય સોમનાથ

(ચાલુ વાર્તા)

ઉપરાંત

**સૌદામિની** (નાટક) નહનાદ પાઠક

**ધોળી માજળ** (ટૂકી વાર્તા) વૈકુંઠ શાહ

**ભાભીનું હાસ્ય** (ટૂકી વાર્તા) જયંતિલાલ શાહ

**મહાગુજરાતના સંસ્થાનો** મધુકાન્ત ડાંગરસી મપ

**ભાલણ** (નિબંધ) ગજેન્દ્ર શંકર પંડયા

અને

શ્રી સુંદરમ્ શ્રી પૂજાલાલ શ્રી અનાનવાળા

વગરેના કાવ્યો, દોહન, વર્તમાનસાર

તંત્રીસ્થાનેથી, સમાલોચના વગરે


આદ્યતંત્રી
કનૈયાલાલ માણેકલાલ મુનશી

સાહિત્ય સંસદ તરફથી

**તંત્રી મંડળ :**

જ્યોતીન્દ્ર હ. દવે,
શ્રી ધનસુખલાલ કૃ. મહેતા,
શ્રી રમણ ન. વકીલ
શ્રી. શંકરપ્રસાદ છ. રાવલ,
શ્રી. ભાનુશંકર બા. વ્યાસ

●

વાર્ષિક લવાજમ

હિંદમાં રૂ. ૫-૦-૦
પરદેશ ૧૨ શીલીંગ

સંસદના સભ્યો માટે

લવાજમ રૂ. ૪-૦-૦

●

કાર્યાલય

૧૧૧ એસ્પ્લેનેડ રોડ
કોટ મુંબાઈ.




## સુખડનો સાબુ

તમારા મનને ખુશ ખુશાલ રાખે એવી મનોહર સુગંધી વાળો અમારો સર્વોત્તમ સુખડના તેલનો બનાવેલ સાબુ જેમાં ઉચ્ચ પ્રકારનું અતર અને સુવાસીત ફુલોનું એસેન્સ વાપરવામાં આવ્યુ છે તે એક વખત વાપરીને ખાતરી કરો. ખાસ આપણા ગરમ દેશને માટે એ ખાસ બનાવવામાં આવ્યો છે. જેના વાપરવાથી નીતરતાં શરીરમાં એ ઠંડક, ઉત્સાહ ને તાઝગી ભરે છે. એની ખુશબોદાર ભભક તમારા મનને જરૂર પ્રફુલ્લિત અને આલ્હાદક બનાવશે. દરેક ઠેકાણે એ મળી શકશે.

# કેરલ સોપ ઈન્સ્ટીટ્યુટ કાલીકટ

---

# એકદમ સસ્તા ભાવે પુસ્તકોનું વેચાણ

| ચાલુ મત. | પુસ્તકનું નામ | હાલ લેવાની કિંમત |
|---|---|---|
| ૩–૦ | વડોદરા રાજ્યની પુસ્તકાલય–પ્ર | ૧–૮ |
| ૦–૩ | નળમર્ગતી | ૦–૨ |
| ૦–૩ | બાલકાવ્યો | ૦–૨ |
| ૦–૫ | શ્રેષ્ઠ મલાહકાર—૧ લો | ૦–૭ |
| ૦–૬ | " —૨ જો | ૦–૩ |
| ૦–૧૧ | મધુમક્ષિકા અને ભ્રમર | ૦–૫ |
| ૦–૧૪ | ઉત્તર હિંદુસ્તાની સંગીતનો ઇતિ. | ૦–૭ |
| ૩–૦ | શ્રી કર્વેનું આત્મચરિત્ર | ૧–૮ |
| ૦–૪ | ઘરમાં રમવાની રમતો | ૦–૩ |
| ૦–૧૩ | કેટલાક રોગો—૨ જો | ૦–૬ |
| ૧–૧ | પ્રગતિને પથે | ૦–૮ |
| ૦–૧૧ | ભૂરચના | ૦–૫ |
| ૦–૧૪ | માનસશાસ્ત્રની દૃષ્ટિએ શિક્ષણ | ૦–૭ |
| ૧–૫ | રોગ અને આરોગ્ય | ૦–૧૦ |
| ૦–૧૩ | માટીનો પ્રાકૃતિક ઇતિહાસ | ૦–૬ |
| ૧–૧ | લગ્ન અને ભવિષ્યની માતા | ૦–૮ |
| ૧–૧ | વિદ્યાશાળા | ૦–૮ |
| ૦–૧૧ | શિક્ષણનો શાસ્ત્રાર્થ | ૦–૫ |
| ૦–૬ | સિંહ | ૦–૩ |
| ૦–૧૨ | હિંદના ઇતિહાસની વાતો | ૦–૬ |
| ૦–૨ | છાત્રોને | ૦–૧ |
| ૦–૧૪ | આહારશાસ્ત્ર | ૦–૭ |
| ૦–૧૪ | બાળકેળવણી | ૦–૭ |
| ૧–૮ | વૈધામિક ન્યાયમાળા | ૦–૧૨ |
| ૧–૨ | મોન્ટેસરી પદ્ધતિનો આત્મા | ૦–૯ |
| ૦–૧૨ | તારાશાસ્ત્ર | ૦–૬ |
| ૦–૬ | રામાયણ રહસ્ય | ૦–૩ |
| ૦–૬ | બાલરામાયણ | ૦–૩ |
| ૦–૮ | હાડપિંજર | ૦–૪ |
| ૦–૫ | આર્યોની ઓળખાણ | ૦–૨ |
| ૦–૬ | કુમાર વીરસેન ભાગ—૨ જો | ૦–૪ |
| ૦–૫ | પરિમલ | ૦–૩ |
| ૦–૮ | બાલવિજ્ઞાન ભાગ–૨ જો | ૦–૧ |
| ૧–૮ | બાલવિજ્ઞાન ભાગ–૩ જો | ૧–૪ |
| ૦–૯ | ચતુર બર્થોલ્ડ | ૦–૬ |
| ૦–૭ | સારી રીતભાત | ૦–૫ |
| ૦–૧૨ | વીર કથાઓ | ૦–૬ |
| ૨–૦ | અર્વાચિન સાર્વજનિક પુસ્ત. | ૧–૦ |
| ૦–૬ | વીર અભિમન્યુ | ૦–૪ |
| ૦–૬ | જીવરામ ભટ્ટ | ૦–૪ |
| ૨–૦ | પુષ્પાગ | ૦–૧૦ |
| ૧–૮ | સોળ સુંદર વાતો | ૧–૦ |
| ૦–૫ | બાપુની કૂચ | ૦–૩ |
| ૨–૦ | વિનોદવાટીકા | ૧–૦ |
| 1–8 | Flowers of Life | 1–0 |
| ૦–૧૨ | ધર્મોપદેશ | ૦–૬ |
| ૦–૧૦ | રમદાર | ૦–૫ |
| ૧–૦ | અ સૌ કુમારી | ૦–૧૦ |
| ૨–૮ | વિનોદવિહાર | ૧–૮ |
| ૨–૮ | ઓલીઆ જોશીનો અખાડો | ૧–૮ |
| ૦–૧૦ | મદનમંદિર | ૦–૬ |
| ૨–૦ | એલ્વા એડીસન (ઑગ્ને કૃત) | ૧–૨ |
| ૧–૧૨ | યુરોપના શિક્ષણસુધારકો | ૧–૩ |
| ૧–૮ | ધર્મોની બાલ્યાવસ્થા | ૧–૦ |
| ૧–૦ | કેટલાક રોગો ભા ૩ જો | ૦–૧૧ |
| ૧–૬ | વિજ્ઞાન | ૧–૦ |
| ૦–૧૩ | વીરશૈવ સંસ્કૃતિ | ૦–૮ |
| ૦–૧૩ | સહકાર મિમાંસા | ૦–૮ |
| ૧–૮ | અમેરિકાના સંયુક્ત રાજ્યો | ૧–૦ |
| ૧–૦ | કુદરતનું અવલોકન | ૦–૧૦ |
| ૦–૧૩ | તક્રસેવન અથવા છાશસેવનવિધિ | ૦–૮ |
| ૦–૧૪ | મહાસાગર | ૦–૮ |
| ૨–૪ | વિજયમંત્ર અને ફત્તેહની ચાવી | ૧–૮ |
| ૧–૧૪ | રાજા છબીલારામ બહાદુર | ૧–૨ |
| ૧–૧૪ | ઇટાલીમાં નવચેતન | ૧–૨ |

લખો—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦ રાવપુરા, વડોદરા

મુદ્રક • ધનશંકર કું. શુકલ
પ્રભાત પ્રેસ • ડેન્સો હૉલ • કરાચી

# ઊર્મિ

પ્રકાશક • ભૂપતરાય મો. દવે
ઊર્મિ કાર્યાલય • ડેન્સો હૉલ • કરાચી

વર્ષ ૫મું
અંક ૧૦મો

સળંગ અંક
૫૮

## અનુક્રમણિકા



સંપાદક ઊર્મિમંડળ

એજન્ટો:—

એલ. કે. મેઘાણી — ૧૪, અમરતલા સ્ટ્રીટ કલકત્તા
આર. આર. શેઠની કું., — પ્રિન્સેસ „ મુંબઈ—
સી. જમનાદાસની કું., — „ „
એન. એમ. ત્રિપાઠીની કું., — „ „
ગાંડીવ લવાજમ એજન્સી — હવાડીયો ચકલો, સુરત
પુસ્તકાલય સ. સ. મંડળ લી. — રાવપુરા, વડોદરા

વાર્ષિક :::: લવાજમ :: રૂપિયા ચાર

# ઊર્મિ

વર્ષ ૫મું · ભાષા અને સાહિત્યનું માસિક · શ્રાવણ ૧૯૯૨ · અંક ૧૦મો

## अस्मदीयम्

*કો જાણે અહીં આપણું ય મળવું પાછું ફરી વા ન વા ?*

આજકાલ કરતાં ચાર વર્ષથી બંધાએલો આપણો તંત્રીવાચક તરીકેનો સંબંધ આ અંકથી પૂરો થાય છે. અહીં ગણાવવાની કશી જ જરૂર નથી એવાં કેટલાંક કારણોને લીધે અમે ત્રણે જણાં આજથી ઊર્મિનાં સંપાદન કાર્યનો ભાર હેઠો મૂકીને અમારી જવાબદારીમાંથી નિર્મુક્ત થઈએ છીએ. આ ચાર વર્ષના ટૂંકા ગાળામાં જે અમારાથી બન્યું તે બધું ય અમે વાંચકોનાં મનોરંજન, જ્ઞાનવર્ધન અને બુદ્ધિવિકાસ માટે કર્યું છે. વાંચકોના અને પ્રકાશકોના સહકારથી ગુજરાતી સાહિત્યની જે થોડીઘણી સેવા કરવાની તક અમને મળી છે તે માટે અમે એ બન્નેના ઋણી છીએ, અને રહેશું.

જીવન એટલે સંયોગ અને વિયોગ વચ્ચેનો અંતરપટ. આ અંતરપટ આજે કાલભગવાન ખસેડી નાખે છે અને આપણો સંયોગ વિયોગમાં પરિણમે છે. પણ નિરવધિ કાલ અને વિપુલ પૃથ્વીના અનન્ત પટ ઉપર આપણે પાછા કોઈક વાર, કોઈક સ્થાનમાં,

મળી જશું તો જૂનાં સ્મરણો સહર્ષ તાજાં કરીશું: નહીં તો મીઠાં સંગ્રહણીય સ્મરણો સહુને અત્યારે તો વિખૂટા પડીએ જ. અંતે, વાંચકનું, ઊર્મિનું અને ગૂજરાતીસાહિત્યનું કલ્યાણ થાય એવી પ્રાર્થના કરીએ છીએ.

આ સંબંધ છૂટે છે ત્યારે થોડુંક સ્પષ્ટીકરણ કરવાનું આવશ્યક બને છે. કેટલાંક અનિર્દેશ્ય કારણોને લીધે છેલ્લા થોડા સમયથી ઊર્મિના તંત્રીઓ તરીકે અમારાં વ્યક્તિગત નામો અમે છાપી શકતા ન્હોતા; તેથી અમારી ત્રણ વ્યક્તિઓને સમૂહગત 'ઊર્મિમંડળ' એવું નામ આપીને અમે કાર્ય ચલાવ્યું છે. એટલે, 'ઊર્મિમંડળ' સમાસથી અમારા ત્રણ જણ સિવાય ચોથા કોઈનો નિર્દેશ અમે કર્યો નથી એટલું સ્પષ્ટ કરવાની જરૂર જણાય છે; અને અમે ઇચ્છીએ છીએ કે એ સમાસ અમારા ઊર્મિના સંબંધના અભાવે અભાવમાં મળી જાય અને ફરી પાછો ભાવ ધારણ ન કરે.

જે છાપખાનામાં ઊર્મિ છપાય છે ત્યાં જ બીજી બે સંસ્થાઓ ચાલે છે. એકનું નામ 'અંજલિ ગ્રંથમાળા' અને બીજીનું નામ 'ઊર્મિ પ્રકાશન મંદિર.' આ બન્ને સંસ્થાઓથી 'ઊર્મિ' આજ લગી તદ્દન સ્વતંત્ર રહ્યું છે અને છેલ્લી સંસ્થાથી તો હજી પણ સ્વતંત્ર રહેશે એટલું જાહેર કરવાની પણ અમારી ફરજ છે.

અમારી પાસેનાં 'ઊર્મિ' માટે મળેલાં બધાં જ લખાણો અમે ઊર્મિના નવાં તંત્રને સોંપી દઈએ છીએ તેથી લેખકો હવે એ વિશેનો પત્રવ્યવહાર સીધો તે સરનામે કરે.

ઊર્મિમંડળ } ડોલરરાય માંકડ
ભવાનીશંકર વ્યાસ
ચમનલાલ ગાંધી

# પહેલો દિવસ

મન:સુખલાલ મગનલાલ ઝવેરી

અને બે આથડ્યાં જેવાં સૈન્યો ભીષણ મેઘ શાં,
વીરઘોષ વડે ડોલી ઊઠ્યાં દિગદિગન્ત ત્યાં. ૨

ઝડી પ્રલયવેળાની સૂસવી શરની રહી,
રણધીર તણાં મોંઘાં માનને મોડતી રહી. ૪

અને કવચ, ખડ્ગો ને શિરત્રાણ અનીકના
ચમકી ચળકે જાણે વીજળી ઘનસંગમાં. ૬

સૈન્યની પદધૂળે આ આવર્યાં ભર્ગ ભાનુના,
ને તહીં આભપાટેથી અંધારાં ઘોર ઊતર્યાં. ૮

ગર્જના, શરધારા ને સણાકા અસ્ત્રશસ્ત્રના,
જોતાં દુર્દિન ભાસે છે ગોરંભ્યો કુરુક્ષેત્રમાં. ૧૦

ને ધસી સામસામા એ પાર્થ ને કુરુસૈન્યના
સેનાની વીંઝતા શસ્ત્રો વીરહાક વહાવતા. ૧૨

ટપોટપ ઢળે ધીંગાં વૃન્દો માતંગનાં, અને
તેજી તોખારનાં અંગો શરોથી સહસા પડે. ૧૪

કયહીં મુકુટથી રહોતાં પડે શિર અનેક તો,
બાહુઓ કયહીં રત્નોનાં વલયે ઓપતાં પડે. ૧૬

સૂસવી સૂસવી આવે શરો વિષધરો સમાં,
મુકુટો મણિના મોંઘા પરોવી નિજ દાઢમાં. ૧૮

પ્રલયાગ્નિ તણી ભૂખી જીભ શાં ખડ્ગ ઊછળે,
ને કયહીં ઘોર ચોપેરી અગ્ન્યસ્ત્રો આભને ભરે. ૨૦

આમ ચોપાસ વીરોની રમણા રણની મચી,
ને મચી કારમી ક્રીડા કાળ ને કાલિકા તણી. ૨૨

સહોદર તણી અંગે દુર્યોધન આંટી ધરી,
રેડતો શરની ધારા ભીમની પર સામટી. ૨૪

પણ ભીમ વહાવીને કંઠથી નાદ કારમો,
ઝઝૂમે છેદતો શીર્ષો અરિના વનરાજ શો

ને પેલો શલ્યની સામે યુધિષ્ઠિર ધસી ધસી
શર રૂપે રહે વેરી સ્ફુલિંગો ક્ષાત્રતેજના

શલ્ય યે વિસ્તરે સામી વિભૂતિ નિજ વીર્યની,
આમ શૌર્યતણી સ્પર્ધા સર્વત્ર રાગણી મચી

ગ્રીષ્મમા હિમના જેવા સર્યા વાર્ધક્ય વૃદ્ધના
ને બધા એક સાથે આ તરી તારુણ્યમા રહ્યા

આહી દ્રોણ રહ્યા ઘૂમી મદભેર યુવાન શા,
રોમે રોમ થકી એના સ્ફુરે છે ભવ્ય ચેતના

રથીના રથને છેદે નિજ એક પ્રહારથી
હણે છે હયને તાતા નિજ એક જ તીરથી

એના ખડ્ગ તણા ઘાવે મત્ત માતંગ આ ઢળે,
એના એક મહાનાદે અગાગો અરિના ગળે

ને અહી કુરુવૃદ્ધોના અચયાથી રમી રહ્યા,
શ્વેત વાર્ધક્યમા યે શા તેજ તીખા તગી રહ્યા!

એના શરપથે આવ્યુ પ્રાણી કોણ બચી શકે?
એની ડણકથી કોને હૈયે ના ભય ઊભરે?

ઝીલે છે અરિના શસ્ત્રો ધૂર્જટિ જેમ કુન્દને,
ને ઝીકે નિજ શસ્ત્રો એ મઘવા જેમ વજ્રને

ધસે છે એમની સામે વીર પુત્ર વિરાટનો,
રોમે રોમ વિશે જેના વહે પ્રચંડ વીર્યનો

ધસીને ગૌરવે ઘેરી ગર્જનાને કરી કરી,
છેદે ગાગેયકેરા એ સહુમા ધ્વજસારથિ

અને ત્યા કૌરવી સેના આખી યે તહીં ઉમટી
મથે છે રોકવાને એ શ્વેતકેતુ તણી ગતિ

કૃપાણો ક્યાકથી કાળા, સબળી સાગ ક્યાકથી,
ક્યાકથી ખડ્ગ ને આવે ક્યાકથી હાર બાણની

ક્યાકથી મૂશળો કેરા પ્રહારો વજ્રના થતા,
તો વળી ક્યાકથી આવે કડકી કારમી ગદા

અને ગાંગેય ગે વેરી નેત્રુની નિજ વીજળી;
ટંકારે ધનુના ગાઢી ગુહા આકાશની ભરી; ૫૬

લેવાને વૈર છોડે છે શરોની ધાર મેઘશી;
સહી કેમ શકે લેશે તેજોવધ મહાબલી? ૫૮

બાણો ગાંગેયનાં વીંટી વળે છે શ્વેતકેતુને,
ને છેદે પલમાં એના રથના સર્વ અશ્વને. ૬૦

અને આ પડતો એનો રથધ્વજ ધરા પરે,
રજોટાઇ રહ્યો આંહી રણે રુધિરકર્દમે. ૬૨

સારથિ પણ એનો આ ભીષ્મનાં ભીષ્મ બાણથી
વીંધાઈ જઇને નીચે રથેથી પડતો ઢળી. ૬૪

અને આ રથ યે આખો ભાંગી ભૂકો થઈ જતો,
તો ય જોબનઘેલાનો મહોત્સાહ વધ્યે જતો. ૬૬

અને પ્રૌઢ ગદા ધારી ધસતો સિંહનાદથી,
વૃદ્ધ ગાંગેયને દેવા પ્રતીતિ નિજ શૌર્યની. ૬૮

ધસ્યો એ, ધસતો જેમ કેસરીનો કિશોર કો
મત્ત માતંગના કુમ્ભસ્થળે ગૌરવગાજતો. ૭૦

ને ચડી રથ માથે એ ગદાઘાત પ્રચંડથી,
ચૂર્ણ ચૂર્ણ કરી નાખે ભીષ્મનો રથ એ તહીં. ૭૨

"ધન્ય, ધન્ય!" વદી ઊઠે સર્વ ત્યાં સૈન્ય પાર્થનું,
ભીષ્મને ય વસે હૈયે વીરકર્મ કિશોરનું. ૭૪

ને બીજા રથમાં બેસી કૌરવોના મહારથી,
સૂર્યશાં દીપ્તિવાળાં એ શર ભાર્ગવને ધરી. ૭૬

ને આકર્ણ ચડાવીને પ્રત્યંચા, શર છોડતા,
શ્વેતકેતુ ભણી, ને ત્યાં હાહાકાર મચી રહ્યા. ૭૮

શ્વેતકેતુ પડ્યો નીચે, ધનુટંકાર ભીષ્મના,
ને નાદો કૌરવો કેરા ભરી આકાશને રહ્યા. ૮૦

આવતી રાત્રિએ ત્યાં તો અંચળો અંધકારનો
પાથરી યુદ્ધના પ્હેલા દિનને તહીં આવર્યો.[1] ૮૨

૧ 'કુરુક્ષેત્ર' માંથી

o

# છતાં તું ખચકાય, રે !

સુન્દરમ્

કહું 'કૈં કથવ્યા પ્હેલાં એને હું લૈશ સોડમાં'
સંધ્યાની મધ્યરાત્રિ થઇ તો યે હું આહિ છું જડયો.

અંધારૂ આછર્યું, એનાં દામણાં નેણુ કલ્પના–
વિષે હું પદતાં ભાળું "વાલમાં વાટ કાં કરે ?

આંજ્યું છે ચણિયારૂ નેં, ઉઘાડો આગળો મુકયો,
કેડી યે ના દિસે તો એ મઝા મારી જશે બધી ?

કૂકડા બોલતા આઘે આગરે રાત્રિ ઓળ લા,
વાટડી જોઉં છું, જોઉં છતાં તુ ખચકાય, રે ![1]



# પવન ફૂંક તું શિશિરકાળના[1]

વૈદ્ય ભાનુશંકર પો. શાસ્ત્રી

• ભીમપલાસી–ત્રિતાલ •

પવન ફૂંક તુ, શિશિરકાળના,
ફૂંક ફૂંકે તુ, ભેરૂ ટાઢના. ધ્રુવપદ.

નગણા[2] જેમ તુ સ્નેહશૂન્ય ના,
દષ્ટિબાહ્ય તું દુસહ બાગ ના;
સ્પર્શગ્રાહ્ય તું ક્રૂર ભાસ ના. પવન૦

અહો ! અહો ! અહો ! ખુશ-ખુશાલ રહો !
બેહદ મૈત્રી છે ઢોંગમાત્ર રે !
બેહદ પ્રેમ તો મૂર્ખતા અરે !
રમો, જમો, કુદો ! મોજ માણો રે ! પવન૦

1 ટોમ્સહાર્ડીના કાવ્યનો અનુવાદ

1 Blow, Blow, Thou Winter Wind (As you like it)
2 નગણો, નુગરો, અને બદિયો કૃતઘ્નના અર્થમા છે
'विशेषणमात्रप्रयोगो विशेष्यप्रतिपत्तौ ।' વામન. કા. સૂ. ૨ ૫. ૨. ૧૦.

હાર, હાર, તું ખુબ તું હાર રે,
હિમ-મહેલ, તું ઉગ્યાં આભરે;
ઘુગરા જેમ તું નજિક ના ડસે. પવન૦

જળ જમાવી દે ઘુંઘ રે ભલે;
ચુસવતા હિમે ટાઢના બળે. પવન૦

બદિલો જેમ રે ઉપકૃતિ ભૂલે,
હિકરૂં કરી દે મિત્ર-હૈયું રે;
ત્યમ ન તીવ્ર છે હાર તાહરો,
હલબલાવી દે અંગને ભલે. પવન૦

અહો! અહો! અહો! મોજ-મજા લુંટો!
બેહદ મૈત્રી છે ઢોંગમાત્ર રે!
બેહદ પ્રેમ તો મૂર્ખતા અરે!
રમો, જમો, કુદો! જીવન મોજ છે! પવન૦



# ત્યારે ત્યારે જ—

અંકુર

ઘેરા ઘંટારવે સૌ સ્વજન ઉરઉરે વેદના જાગી ઉઠી,
ના હૈયે બેતમાએ હૃદયધબક વા સ્પંદનો મંદમંદ
ઉઠ્યાં ત્હારી વદાયે, તવ પ્રતિ નવ રે હાસ્યની છોળ એકે
ફેંકી, કે ના વહાવ્યું નયનથકી સુધાબિંદુ ન્હાનું વહાલે.

જ્યારે ત્હારૂં વદાયે મધુરમલપતું હાસ્ય સ્હોયું ઉંઘ શું
ને ગાડીદ્વારમાંથી રતનજડિત એ કંકણો વીજળીનાં
દીપે જાગી ઉઠીને ઝગળ ઝગહળ્યાં હસ્ત પે, જે સલામી
દેતા ધીમે ઝુકીને મૃદુલકમલના દંડ શા સોહતા'તા—
દૂરે દૂરે હવામાં મમ પ્રતિ ફરકેપો શ્વેત રૂમાલ ત્હારો—
ધીમે ધીમે તને લૈ જવ વહી રહી આગગાડી ક્ષિતિજે—
ત્યારે ત્યારે જ આ બેફિકર હૃદયને જાણ આવી પડી કે
પડ્યું છે સ્થાન ખાલી સ્વજનતણું ખુણે જે છુપેલું રહ્યું'તું.

# અનાથ

**આર્ત્ત-હૃદયી**

૧

બેઠો હતો તરુણ સાગર-પાર ખિન્ન,
ઉલ્લાસ-હીન રસ-હીન જણાય શુષ્ક;
નિઃશ્વાસ એ પળપળે જલ-ઉર્મિઓને,
મૂકે સખે! નિરખતો રવિ-અસ્તકાળે.

૨

હજુ તો મૂંછનો દોરો, ફૂટેલ નથી દીસતો;
કુકાળે વૃદ્ધતા આવી કેમ આ બાળમાં હશે?

૩

ક્યાં એ ગયા ભારતના સુપુત્રો,
ધનુષ્ય-ધારી બળવાન આર્યો;
આજે રહ્યા હા! બલ-હીન તેઓ,
વિષાદ-ડૂબ્યા મરતા કુમારો.

૪

ધીમે રહી યુવક સાગર પાસ જાતો,
અસ્વસ્થ ચિત્તમય એ વખતે જણાતો;
દોડયો, પડ્યો નિધિમહીં જલ મગ્ન થાયે,
તોયે સમાજ કરતો પરવા ન કૈં યે.

૫

આવા તો ભારતે થાતા,
યુવકો - યુવતી ઘણા;
અકાળે કાળના ગ્રાસ,
અનાથ અસહાય હા!

૬

કુમાર-દેહ ઢંકાયો, ભીષણ મોજાંઓ થકી;
અંધાર-પડદે આખું, વિશ્વ ઢંકાયું તે ઘડી



# વરમાલા

મૂળલેખક · ગોવિન્દવલ્લભ પંત
અનુવાદક · રમણિક કિશનલાલ મહેતા

અ. તું કોકિલા સમી મૃદુભાષિણી છે, હું તને સાચું કહું છું, ત્હારો શ્રમ નિષ્ફળ જશે. અવીક્ષિતનો ત્હેના મન ઉપર પૂરતો કાબુ છે.

વૈ. ત્હમે આ શું કહો છો સ્વામી! ત્હમારે ખાતર મેં રાજમહેલમાં રહેવાનું ત્યાગ્યું. ત્હમારી આશામાં સંસારનાં સુખ છાંડીને હું વનવાસિની બની છું.

(અવીક્ષિતનો હાથ પકડવા જાય છે.)

અ. દૂર હટ, છોડ!

વૈ. કઠિન તપસ્યાને અંતે આજે હું ત્હમને પ્રાપ્ત કરી શકી છું. પ્રાણ ત્યાગી દઈશ, પણ ત્હમને નહીં.

(હાથ પકડે છે)

અ. દૂર હટ અભાગિની!

(હાથને ઝટકાવી ચાલ્યો જાય છે)

વૈ. નિર્દય! નિષ્ઠુર! (રડતી રડતી જાય છે.)

(સૂતેલી વૈશાલિની નિશ્વાસ નાંખી પાસું બદલે છે અને ફરીથી સ્વપ્ન નિહાળે છે, બીજા અવાજ સાથે દશ્ય ફેરવાય છે.)

\+ \+ \+

ઉપદૃશ્ય ૨ જું

વૈશાલિનીનું ઉપવન

(ગુસ્સે ભરાયેલો અવીક્ષિત પ્રવેશ કરે છે.)

અ. ત્હારું આટલું બધું સાહસ! વૈશાલિની!

(પશ્ચાત્તાપ કરતી વૈશાલિની આવે છે.)

વૈ. એ મદ હતો, હવે ઉતરી ગયો. ક્ષમા કરો નાથ! (ચરણોમાં પડે છે.)

અ. ક્ષમા? નહીં. જ્યાંસુધી મ્હારા કર્ણમાં ત્હારા અપમાનનો પ્રતિધ્વનિ ગુંજી રહ્યો છે ત્યાં સુધી નહીં. "અવીક્ષિત! જાઓ, જાઓ, હું ત્હમારી ઘૃણા કરું છું." – આજ ભયાનક ત્હારા શબ્દો હતા. મ્હારા કાન એ સાંભળીને બ્હેરા થઈ ગયા; નાગણીનો દંશ

થવા છતાં યે હુ જીવિત રહ્યો એ અપમાન ! અવીક્ષિતનુ એ અપમાન ! અભાગિની ! હુ પણ જોઇશ, કે તુ કેવી રીતે સુખી રહી શકે છે !

વૈ. ક્ષમા કરો, નાથ ! વૈશાલિની શુ આપની ઘૃણા કરી શકે ? નહીં એ એની શક્તિની બ્હારની વાત છે પોતાના સ્વામી પ્રત્યે ઘૃણા ? આ જન્મમા નહીં, જન્મ-જન્માતરમા નહીં

અ. પરતુ બહુ મોડુ થઇ ગયુ વૈશાલિની ! જે તત્ત્વ મ્હારા હૃદયમા ત્હારા પ્રેમ સ્વરૂપે હતુ તે હવે ભયકર બદલારૂપ બની ગયુ છે

વૈ. હુ બદલાને માટે તૈયાર છુ ત્હમારી વાસના ગમે તે હોય, જો હું એની પૂર્તિ કરી શકું, તો સૌભાગ્ય ! ત્હમારા બદલાની આગ જો મ્હારા રક્તથી શીતળ થઇ શકે, તો નાથ ! મ્હારા ટૂકડે ટૂકડા કરી નાખો એનાથી અધિક સુદર અન્ત આ શરીરનો બીજો શો હોઇ શકે ?

અ. ત્હારા ટૂકડે ટૂકડા નહીં કરૂ હું ઇચ્છીશ કે તુ અનન્ત કાળપર્યન્ત જીવિત રહે, અને સાથે સાથે મ્હારી પ્રતિહિંસાની ભાવના પણ, જેથી હુ હમેશા નવીન રીતિએ એ અપમાનનો બદલો લઇ ચકુ શુ ત્યારે પણ મ્હારી તૃપ્તિ થઇ શકશે ? ત્યારે ય શુ એ અપમાન ભૂલી શકાશે ?

( અવીક્ષિત અને એની પાછળ પાછળ વૈશાલિની જાય છે )

[ સુષુપ્તાવસ્થામા વૈશાલિની પુન નિશ્વાસ નાખી પાસુ બદલે છે ત્રીજા અવાજની સાથે ફરીથી દૃશ્ય બદલાય છે ]

+ + +

ઉપદૃશ્ય ત્રીજુ

વનપ્રાન્ત

(મૂકનાટયમા પરિવર્તન પામી પ્રથમ અકના ત્રીજા પ્રવેશની પુનરાવૃત્તિ)

મૂક દૃશ્ય

[રથ પર ચઢી અવીક્ષિત અને વૈશાલિની આવે છે અવીક્ષિત રથમાથી ઉતરે છે વૈશાલિની અન્યમનસ્ક થઇ ઉતરે છે અવીક્ષિત એની પાસે પ્રેમભીક્ષા માગે છે વૈશાલિની તિરસ્કારનો અભિનય કરે છે અવીક્ષિત એનો હાથ પકડવાનો આગ્રહ વધે છે વૈશાલિની કટાર કાઢી આત્મહત્યા કરવા જાય છે આ તરફ સ્વપ્નલોકમા અવીક્ષિત એનો હાથ પકડે છે બીજી બાજુ વાસ્તવ જગતમા એક રાક્ષસ આવી વૈશાલિનીનો હાથ પકડે છે ઉપદૃશ્ય સમાપ્ત થાય છે

રાક્ષસ કોણ છે આ સુદરી આ નિર્જન વનમા? શુ વનદેવી વિશ્રામ લઇ રહી છે? કે વસતશ્રી થાકીને સૂઇ રહી છે? અથવા તો આકાશમાનો પૂર્ણ ચન્દ્ર સ્થાનભ્રષ્ટ થઇ પૃથ્વી પર આવીને પડયો છે? પ્રિયે, ઉઠો, કેણુ છો ત્હમે? દેવી કે માનવી ?

(વૈશાલિની નાસે છે.)

વૈ. (ચમકીને) કોણ? કોણ? (રાક્ષસને જોઇને) રક્ષા કરો! રક્ષા કરો!

(વૈશાલિની ન્હાસે છે એની પાછળ પાછળ રાક્ષસ પણ દોડે છે.)

## પ્રવેશ રજો

વનપંથ

(શિકાર ખેલતો અવીક્ષિત આવે છે.)

અ. આ પ્રાન્તની પ્રકૃતિનું નવું જ સ્વરૂપ છે. પશુ, પક્ષી, વૃક્ષ, લતા; એ બધું યે નવું નવું જ લાગે છે. હું રાજધાનીથી બહુ દૂર આવી ચઢયો હોઉં એની એ સઉ સાક્ષી આપી રહ્યાં છે અંગપ્રત્યંગ શિથિલ થઇ જવાછતાં યે કોઇ શિકાર ન મળ્યો: એ મ્હને વધારે વ્યાકુળ કરી મૂકે છે. હવે આગળ નહીં જઈ શકું. આ સ્થાન કોણ જાણે શાથી યે અત્યંત રમણીય લાગે છે, સારથી અહીં આવી પહોંચે ત્યાં સુધી હું અહીં આરામ કરીશ.

(અવીક્ષિત ખભા પરથી ભાથું ઉતારીને પૃથ્વી પર મૂકવા જાય છે ત્યાં અચાનક એક બાજુએથી એક મૃગ દોડતો આવે છે. અવીક્ષિત તુરત જ વેગપૂર્વક ધનુષ પર બાણ ચઢાવી એનો પીછો કરવા જાય છે. એકાએક બીજી બાજુએથી અવાજ આવે છે: "રક્ષા કરો! રક્ષા કરો!")

અ. (થંભીને) આ શું? આ આર્તનાદ તો કોઇ રમણીનો હોય એમ લાગે છે! એક બાજુ મૃગ અને બીજી બાજુ મૃગનયની શું કરું? આનો વધ કે એની રક્ષા? ક્ષત્રિયનો ધર્મ શો છે? મારવા કરતાં બચાવ કરવો એજ ઉતમ છે. હું એમજ કરીશ. કોણ જાણે એ કોનો મૂક અનુરોધ છે, કોનો અદશ્ય સંકેત છે!

(ફરી અવાજ સંભળાય છે—"બચાવો! બચાવો! એક અબળાને બચાવો!")

અ. ડરો નહીં દેવી, હું આવું છું.

(વેગપૂર્વક ધનુષ બાણ લઇ જાય છે.)

## પ્રવેશ ૩ જો

સઘન ગિરિકાનન, નીચે નદી.

( રાક્ષસ વૈશાલિનીને પકડવા જાય છે, વૈશાલિની નાસી રહી છે. )

વૈ. રક્ષા કરો, રક્ષા કરો!

રા. હું આ મૃગનો શત્રુ નથી. પછી રક્ષાની શી આવશ્યક્તા?

વૈ. સાવધાન! જો આગળ વધ્યો તો હું નીચે વહી જતી સરિતામાં કૂદી પડી પ્રાણ-વિસર્જન કરીશ.

રા. આત્મહત્યા પાપ છે.

વૈ. ત્હને તો ધર્મનું જ્ઞાન છે. પરસ્ત્રીને હાથ લગાડવો એ પણ પાપ છે, શું શું સાથે સાથે એ પણ નથી શીખ્યો?

રા. ત્હને કોણ પરસ્ત્રી કહે છે ? ત્હારો કોઇ સ્વામી હોત તો શું તું આજે આ વનમાં એકલી વિહાર કરતી હોત ? ઇન્દ્રના સ્વર્ગને માટે પણ કોઇ આ સૌન્દર્યપ્રતિમાનો ત્યાગ નહીં કરી શકે. આ જીવન-ઐમાં યૌવન વૃથા નષ્ટ ન કર, આત્મહત્યા ન કર.

વૈ. નહીં કરૂં. હું ત્હારા જેવા મૂર્તિમાન પાપ પાસેથી ધર્મોપદેશ અવશ્ય ગ્રહણ કરીશ. પરંતુ ત્હારી પશાચિક આકાક્ષાને માટે છીંતી પણ નહીં રહું.

રા. એ કેમ બની શકે ?

વૈ. બની શકે છે. હું ત્હારા સ્પર્શથી બચવાને માટે આ વૃક્ષની ઉંચામાં ઉંચી ન્હાની અને દુર્બળ શાખા પર ચઢી જઇશ. જે મ્હારા ભારથી તૂટી પડી મ્હારી સાથે જ આ વિશાળ તરુ ગિરિણીમાં પડશે.

રા. હું અહીં ઉભો રહીને હારા પ્રેમ પર વિજય મેળવીશ.

વૈ. તો દીર્ઘ ઉપવાસ મ્હારા પ્રાણ લેશે. સાવધાન ! ત્હારા એક પગનું આગળ વધવું અને મ્હારા મૃત્યુનું એક પગનું નજીકમાં આવવું બન્ને સાથે બનશે.

(વૈશાલિની વૃક્ષ પર ચઢવા જાય છે)

રા. પ્રિયે ! પ્રિયે ! (દોડીને વૈશાલિનીનો છેડો પકડે છે) આવ આવ, મ્હને આલિંગન આપ.

અ. (નેપથ્યમાં) ત્હને આલિંગન આ આપશે !

(એ શબ્દોની સાથે જ એક તીર આવીને રાક્ષસના હૃદયને વીંધી નાખે છે. રાક્ષસ ભૂમિ પર પડી મૃત્યુને વશ થાય છે. વૈશાલિની ભયભીત બની એક ઝાડીમાં છુપાય જાય છે. દોડતો આવતો અવીક્ષિત પ્રવેશ કરે છે)

અ. કોણ હતી એ ? ક્યાં છુપાઇ ગઇ ? સુન્દરી ! સુન્દરી ! તું શા માટે અદૃશ્ય થઇ ગઇ ? શું મ્હારૂં આ કાર્ય ત્હારી રુચિ અનુસાર ન થયું ?

વૈ. (સ્વગત) એ જ છે. બરાબર એ જ છે ! શું આજે તપસ્યા સફળ થઇ ?

અ. કાંઇ જ ઉત્તર નહીં ! કોણ છે તું ? કદાચ આ લોકની ન હો, અને મ્હારી ભાષાને ન સમજતી હો, તો મ્હારા સંકેતને સમજ અને ત્હારા સંકેતદ્વારા મ્હને સમજાવ કે તું કોણ છે ? પ્રગટ થાઓ, દેવિ !

વૈ. (સ્વગત) નહીં હજુ પ્રગટ નહીં થાઉં. પરંતુ આ ઉછળતી ઉભરાતી આકાક્ષાને કેમ દબાઉં ?

અ. મ્હારો ડર લાગતો હોય તો માની લ્યો કે હું તમારો શત્રુ નથી. જો પરપુરુષ જાણી લજ્જા રાખતી હોય તો આડમાંથી જ ત્હારો પરિચય આપ— કાંઇ જ ઉત્તર નથી મળતો ! શું એ સુન્દરી ખરેખર ક્યાંક ચાલી ગઇ ?

વૈ. (સ્વગત) હવે નથી રહેવાતું (આડમાંથી જ ઉચ્ચ સ્વરે) ત્હમે કોને શોધી રહ્યા છો ?

અ. ત્હેને જ.

વૈ. હું કોણ છું?

અ. હું નથી જાણતો: તું જ કહે.

વૈ. એક વનવાસિની છું.

અ. કેવી મધુર, કેટલી કોમળ ત્હમારી વાણી છે! સ્ત્રીઓની સાથે હું નહીં બોલું એવી મ્હેં પ્રતિજ્ઞા કરી છે, છતાં યે ત્હમારા આકર્ષણ આગળ મ્હારી પ્રતિજ્ઞાનું કશું મૂલ્ય નથી. આવો, સમીપમાં આવો.

વૈ. નહીં, નહીં.

અ. શું આ રાક્ષસના મૃત્યુથી ત્હમને આનંદ નથી થયો?

વૈ. કેમ કહું કે નથી થયો! ત્હમે મ્હારા ધર્મની રક્ષા કરી, ત્હમને શો ઉપકાર–
(કંઠ રૂંધાય છે.)

અ. ફરી પાછી લજ્જા! તો આડમાં રહ્યે રહ્યે કાંઇક વધારે સુધા વર્ષાવો. જો નેત્રને ત્હમારા દર્શનનું સૌભાગ્ય પ્રાપ્ત થઇ શકે તેમ ન હોય તો હું કાનદ્વારા જ ત્હમારાં દર્શન કરીશ.

વૈ. (સ્વગત) હજુ યે ન ઓળખી શક્યા. જ્યારે ઓળખતા હતા ત્યારે આદર ન કર્યો. આજે તેઓ આ ભિખારિણીને એના પ્રેમનું શું પ્રતિદાન આપશે? જાઓ, જાઓ, મ્હારે કાંઇ ન જોઇએ. હું કેવળ ત્હમારી સ્મૃતિથી જ જીવી શકું છું.

અ. સુંદરી! મૌન કેમ! - ત્હમે મૌન છો!

વૈ. હા.

અ. શા માટે?

વૈ. શું કહું એનો જ વિચાર કરી રહી છું.

અ. હું ત્હમને બતાવીશ. કહો, સંસારનો ત્યાગ કરી આ નિર્જન વનને શા માટે પસંદ કર્યું? ભોગવિલાસનો ત્યાગ કરીને વનવાસિની શા માટે થયાં?

વૈ. સ્વેચ્છાએ હું વનવાસિની નથી બની.

અ. તો પછી?

વૈ. બીજાની ઇચ્છાથી. મનુષ્યની કઠોરતાએ મ્હને નિર્વાસિત કરી દીધી.

અ. મનુષ્યની કઠોરતાએ? કોણ એવો પાપી મનુષ્ય છે? એણે શું કર્યું?

વૈ. એણે મ્હારો ત્યાગ કર્યો.

અ. કોણ ? કોણ ! વૈશાનિની ?

વૈ હા, હું વૈશાલિની જ છું.

અ. સન્મુખ આવ

વૈ શા માટે ?

અ ત્હને ન્યાય આપીશ નિર્દયતાપૂર્વક ત્હારો ત્યાગ કરનાર અનીક્ષિતને શિક્ષા કરીશ.

વૈ. એને માટે કયો દંડ - કઇ શિક્ષા નક્કી કરી છે ?

અ ત્હારા બાહુપાશમા અને કેદ રહેવુ પડશે

વૈ આ હુ શુ સાભળી રહી છુ ? મ્હારા કાન ક્યાક બ્હેરા ન બની જાય !

અ. વૈશાનિની ! પ્રિયે ! પ્રાણેશ્વરી ! આવ આવ હવે હું ત્હને ચાહીશ

વૈ. નહીં, નહીં, હુ સ્વપ્ન જેવા નથી ગાગતી ( કાઇક અટકીને ) પણ શુ સાચે જ ત્હમે મ્હારો સ્વીકાર કરશો ?

અ. હા, હા, નિસ્સદેહ ! કારણ કે આજે મ્હે ત્હને જીતી છે આજે હુ પ્રથમનો પરાજિત અનીક્ષિત નથી અજે મ્હે આ રાક્ષસને મારીને એના હાથમાથી ત્હને જીતી છે આવ આવ, જો એની છાતીમાં મ્હારા તીરથી મ્હારી વિજયગાથા અકિત થઇ છે કેટલા સુદર એ રક્તાક્ષર છે ?

વૈ. કેવા આનદનો દિવસ છે ! હુ અવશ્ય ત્હમારી પાસ આવીશ જો કોઇ વિઘ્ન મ્હારા માર્ગમાં આવશે, તો હુ એની ચિંતા નહી કરૂં નદી નિર્ઝરોને પાર કરીને આવીશ, અગ્નિને દલિત કરીને આવીશ હુ જીવતુઓને કચરી નાખીને આવીશ જો કોઇ મ્હારો હાથ પકડીને પૂછશે કે ' ક્યા જાવ છે ?'' તો હુ ઉત્તર આપવાને બદલે મ્હારો હાથ એની પાસે મૂકીને ત્હમારી પાસે આવીશ

અ. આવ, આવ

વૈ. આવુ છુ, આવુ છુ વિદ્યુતરથ પર ચઢીને મનના ગતિએ આવુ છુ. કારણ કે આ જીવન ક્ષણિક-બહુ ક્ષણક છે, જીવનના શત્રુ બહુ છે

( વૈશાલિની ઝાડોમાથી નીકળી અનીક્ષિતની પાસે આવે છે—એનુ વ કલ—વસ્ત્ર કાટામા ભરાય છે, એના પગમા ઠોકર વાગે છે બિ કુલ પરવા ન કરતા તે પડતી આખડતી અનીક્ષિતની સમીપમા આવે છે અનીક્ષિત એને આલિગન આપે છે )

વૈ હવે ભલે ચાહે તે પ્રલય થઇ જાય !

અ વૈશાલિની !

વૈ જીવનસર્વસ્વ ! ત્હમને પ્રાપ્ત કરવાને માટે શું આટલી કઠોર તપસ્યાની આવશ્યકતા હતી ?

અ પ્રિયે !

વૈ. એના પહેલાં કાંઇક બીજું...

અ. શું ?

વૈ. જેની મ્હેં અત્યંત શ્રમપૂર્વક રક્ષા કરી છે, તે પણ પોતાનું કર્તવ્ય પૂરું કરવા ચાહે છે.

અ. એ શું !

વૈ. મ્હારી શુષ્ક-છિન્ન "વરમાલા !"

[ વૈશાલિની પોતાની પાસેથી સુકાઈ ગયેલી વરમાલા કાઢીને અવીક્ષિતના કંઠમાં આરોપે છે: બરાબર એજ સમયે પવનની લહરીઓથી નજીકના બકુલ પુષ્પ ખરીને તેમના પર વરસે છે. ]

પડદો પડે છે



# દ્વિધા

## પ્રભુદાસ કાલિદાસ વ્યાસ

[ પૃથ્વી ]

શુભે પ્રણયની સુહાગી વદને છટા કોપની !
સકમ્પ તનુ-વલ્લરી મદનવેગથી, કોપથી !

મીઠાં મદભર્યાં કટાક્ષ મૃદુ ફેંકી આમંત્રતી,
ચડાવી કુટિલ ભ્રૂ-ચાપ અવધારતી રોષથી !

સ્મિતે મલકતાં મુખે રસિકડી, રસે રેલતી.
હસન્તી ઉપહાસથી ! નયન-મેઘ શું વીજળી

સ્ફુરે સ્મરતણી, અમર્ષ-ભરી આગ ના રૂંધ બળી !
ધીમી મલપતી ગતિ શું ગજધીર ગંભીર કે

કઠોર કરિપાદથી કચડવા મથે તર્જને !
ઝીણી મૃદુલ અંગુલિ, મદન-દંડ શા હસ્તને

યતે બહલવા ગલે સ્મરશરે, જવા ટૂંપવા !
અને અધર-ઓષ્ઠ આ સ્ફુરત ચૂમવા. ચાંપવા !

તું એકજ છતાં દ્વિધા દરશને દિસે, મૂઝવે.
પ્રિયે ! પ્રણય-વૈરની ઊર્મીથી દૂઝવે, રીઝવે !

# વિષયવેદી

## સાંદિપની

'મધુ' !'

'આટલું બધું મોડું બેટા ! ચાલ જમી લઇએ.'

'દિવાસળી લાવ, મ્હારે મેડીએ જવું છે.'

'પણ જમ્યા સિવાય ?'

'નથી જમવું, પેટી લાવને !'

'હું ક્યારની તારી રાહ જોઇને બેસી રહી છું, ને હવે નથી જમવું ??'

'તે કોણે તને ભૂખ્યા બેસી રહેવાનું કહ્યું હતું ? ખાને હવે રહી રહી !'

માતાના હાથમાથી પેટી લઇને સુન્દર મેડીએ ચ્હડી ગયો. મધુ' પાછળ પાછળ મેડીએ આવી, અને રીસાએલા સુન્દરને મનવવા લાગી

'સુન્દર ! કેટલા દિવસથી હુંહે હુંહે કરતો'તો તે પુરી ને પાતરાં બનાવ્યાં છે, હજુય ગરમ છે ચાલને ભાઇ !'

'હા, ખાસ મ્હારા માટે જ બનાવ્યા છે તે હું જાણું છું; જા ખા તું એકલી રહી રહી, ત્હને બહુ સ્વાદ થાય છે !'

'સુન્દર ! આજે કેમ આમ કહે છે ભાઇ ? કોઇએ કંઇ કહ્યું છે કે શરીર નરમ છે ?'

'શીદ સતાવે છે સર્યુ' ! જાને ત્હારે રસ્તે, મ્હારૂં શરીર તો લોખંડ જેવું છે, અને મ્હને શું કામ કોઇ કહે ? ઝાલીને દાંત ના પાડી નાખું !'

'પણ આ ત્હને આજે થયું છે શુ તે જેમ તેમ બકી રહ્યો છે ?'

'બકી રહ્યો છું એમને ? હા હા; સર્યુ' બકી જ રહ્યો છુ, ન્યુમોનીઆ થયો છે કાલે દવાખાને લઇ જજે '

'કોને બેટા ?'

'મ્હને સર્યુબા મ્હને જ; કાલે ડોકટર પાસે લઇ જઈ લવરી બંધ કરાવી દેજે હો'

'સુન્દર ! મારા સામું તો જો, ત્હને દયા ય નથી આવતી ! આજ નવ વરસ થયા એ વાતને, આજ જગાએ તારા પિતાની છેલ્લી ઘડીઓ ગણાતી હતી હું સામે બેસીને આંખો લોતી લોતી શોક કરતી હતી, ને તું ઉંડા વિચાર કરતો કરતો પોતાં

આપતો હતો, યાદ આવે છે ? ત્યારે એમણે ત્હારા સામી આંગળી ચીંધી ચીંધીને મ્હને કેટકેટલાં અમોલ આશ્વાસનો આપ્યાં હતાં ? આજ તો એમને અંજલી આપતો હોઉશ નહિ સુંદર ! સન્ધ્યાકાળે મારું અંતર હારીને !'

'આ ! બાપુને શીદ સંભારે છે ? જ્યાં છે ત્યાં જ રહેવા દે ને. સંસારમાં સ્મરણ કરવા જેવું નામ છે, આ ઘરમાં ઉચ્ચાર્યા વિના અંતરમાં જ દાટી રાખજે !'

'સુન્દર ! રાત્રે આ શી સમજદારી લઇ બેઠો છે, કોઇ દિવસ નહિ ને આજે ત્હને આ શું થયું છે બેટા ! ચાલને જમી લે, પછી આડીઅવળી વાતો કરજે ને, મ્હારો ભાઈ નહિ ! મ્હારા સોગન ન ઉઠે તો, બા વહાલી નથી ?'

વાત્સલ્યવારિધિની વાદળી સમી સર્યુએ રિસાએલ સુન્દરને માથે હાથ મૂક્યો, ને એક મીઠું ચુંબન લઇ આરામચૅરમાંથી ખેંચવા માંડ્યો.

'છોડી દે સર્યુ ! ત્હારા ચુંબને મ્હારા ગાલ પર લાવા વરસે છે, બહુ દિવસ ખાધું પીધું, હવે તો ધરતીનાં જીવનથી ધરાયો છું, જાને તું જમી લે, મ્હારી ખાતરી ક્યાં સુધી સાંભળશે ?'

આવેશમાં આવી જેમ તેમ બોલતો સુન્દર એકદમ ઉભો થઈ ગયો. આંખોમાં ઝળઝળીયાં સાથે આકાશ તરફ જોઈ રહ્યો, ને ટેબલ પર મુઠ્ઠીઓ પછાડી પાછો આરામ-ખુરશીમાં ઢળી પડ્યો. પોતાની અને પુત્રની આંખો લૂછતી સર્યુ સુન્દરને માથે હાથ મૂકીને પંપાળવા લાગી.

'ગયેલાં પાછાં આવતાં હશે સુંદર ! મ્હારે બેઠે ત્હને શું ચિન્તા છે ભાઇ ? મ્હને ય નહિ કહે ? બાનો ય વિશ્વાસ નથી ?'

'મ્હારે બા જ નથી.'

'શું બોલે છે ? આ ત્હારી સ્હામે કોણ ઉભા છે ? ત્હારી સર્યુબા ન્હોય ?'

'ના મ્હારી સર્યુબા ન્હોય, હવે તું જઈશ અહીંથી ? વારેઘડીએ શું કામ હંફાવવા આવે છે ?'

૨

'મધુ ! કાલે આવીશ ?'

'ક્યાં ?'

'મહાપ્રભુજીની બેઠકે.'

'કયમ શું છે ?'

'આપણો ઉત્સવ છે.'

'ત્હમારો ઉત્સવ !'

'હા હા આપણી તરફથી વસંતોત્સવ છે, તેથી જ ખાસ ખબર કહેવા આવ્યો છું.'

'પગે ચાલીને કોણ જાય ?'

'ના ના, આપણે ઘેરથી મોટર જવાની છે, બધાની સાથે જજોને !'

'ત્હમે આવવાના છો ?'

'નારે, એમા મ્હારી શી જરૂર છે ?'

'કયમ ક્યાય જવાનુ છે ?'

'હા, મ્હારે તો પ્રેમાભાઇ હૉલમાં ભાષણ આપવા જવાનું છે, એવા મંદિર ને મેળા કરે મ્હારાથી કયા પહોચાય ?'

'ત્યારે હું નથી આવવાની'

'કેમ ?'

'ત્હમે આવો તો જઇએ.'

'તું હઠીલી છે મધુ, સમસ્ત સ્ત્રી જાત જ આવી હશે !'

'ત્હમે જ પાખડીઓ છો, કૃષ્ણના જેવા, ત્હમે જ કહોને મ્હને શું કામ મોકલો છો?'

'વસન્તોત્સવ જોવા, થાકેલા તનમનમા નવીન રસ ભરવા.'

'ત્હમારા કથનમા રહેલી શુભતા સમજાય છે ?'

'નથી સમજાતી, તું સમજાવને મધુ !'

'પુરુષોની જાત જ ઘમંડી છે, નિખાલસતાનું નામ જ નહિને, સાંભળો,

ભ્રમરપુષ્પનુ ઐક્ય, સાગર સરિતાના મિલન, આકાશની અટારીએ ઉભી અતલ અબ્ધિનાં નિગૂઢ ગાન સુણતી ચન્દ્રીની તન્મયતા, દીપકમાં દિવાના થઇ જ્યોતિમાં ઝૂકી પડતા પતંગનુ ઇશ્ક ઝનૂન, ને અનંત આકાશ તરફ એક બિંદુ માટે મીટ માંડી રહેલ ચાતકનો તલસાટ, આ સર્વ દ્રશ્યોની મઝા બેલડીએ જ માણી શકાય. બાકી એકલવાયા અંતરે તો ભાલાની અણીયો જેવાં ભોંકાય છે સમજ્યા ! જો મ્હને મોકલે છે રસઝરે રસપીવા !

'ઓહો મધુ તું તો સ્નેહકવનની કવિયત્રી લાગે છે હો ! આપણી કન્યાશાળામાં રહેવું છે ? ખૂબ પગાર અપાવીશ.'

'અપાવ્યાં હવે, આ મ્હને એકલીને જવાનું કહો છો એવું ને એવું. કોણ જાણે ક્યાંથી નવરા થઈને આવ્યા છો સાકરભાઈ!'

'લે હવે આવીશું બસ? વાતનો કેડો મૂકે છે!'

'ઓ હો હો! જાણે મ્હારી એકલીની ગરજે આવતા હશે! શો મિજાજ!'

'અરે ભૂલ્યો મ્હારી ગરજે બસ! પણ સર્યું—'

'શું રહી ગયું પાછું?'

'તું સુકાતી જાય છે હોં!'

સાકરલાલની વાણીમાં સાકર હતી, મધુરું સ્મિત, કારમા કટાક્ષ ને પ્રફુલ્લવદને સાકરલાલ સાથે સાકરીયા વાણી સરવરમાં વિહાર કરતી સર્યૂ તેમના છેલ્લા શબ્દો સાંભળી જરા વિચારમાં પડી, ને હેના ગોરા ભરાવદાર મુખ પર એક ન્હાની વિષાદવાદળીએ જન્મ માંડ્યું.

'સાકરભાઈ! એક વાત કહું?'

'શી?'

'પણ કડવી છે હોં!'

'અરે સાત કડવી હશે ત્હોય સર્યૂની વાણીનો સ્પર્શ થયો કે મીઠી મધ'

'જુવો, જ્યમ હું સુકાતી જાઉં છું તેમ ત્હમારે પણ સુકાવાનું છે હો!'

'કેમ વળી શું થવાનું છે?'

સર્યૂના મુખ પર થતું ગંભીર ભાવપરિવર્તન સાકરલાલને ન સમજાયું.

'આવતી કાલે તમારી સાથે વસંતોત્સવ ઉજવી લીધા પછી હું આપણા આવા પ્રકારના સંબંધને હંમેશ માટે તિલાંજલી આપવા માગું છું.'

'હે!'

'હા હા, સત્ય જ કહું છું, એમાં જ ત્હમારું ને મ્હારું શ્રેય છે.'

'સર્યૂ! શું બોલે છે? આજ ભરે વર્ષે ત્હને શું યાદ આવ્યું?'

'જાગ્યાં ત્યાંથી સવાર.'

'આપણે નથી જાગવું.'

'સાકરલાલ! વ્હાલા સાકરલાલ! ક્યારેય નથી જાગવું, પણ જાગવું પડશે જ, તમે એમ સમજો છો કે આપણો સંબંધ સમાજથી છૂપો છે?'

'સમાજ! સમાજ તો બુદ્ધિદીર્ઘા ઓશિયાળીને સતાવી જાણે, નહિ કે પ્રખર પ્રતિભાવન્તા મણિધરોને. બબ્બે વરસથી વૈધવ્યનો ખૂણો પાળતી ત્હને સાકરલાલની સાર્વત્રિક મન્મન પ્રતિભાની શું ખબર?'

'ત્હેના પિતાના સાત્વિક સંસ્કાર ત્હેણે થોડાઘણા પચાવ્યા છે તેમાં. બાકી ત્હેના હૃદયમાં ક્રોધની ચિનગારીઓ તો પ્રજ્જ્વલિત થઇ ગઇ છે, અને અવશ્ય એકદિન ત્હેનો ભડકો થશે. થોડા દિવસ ઉપર જ એક પુત્ર માતાને કહી શકે તેટલું તેણે મ્હને કહ્યું છે, બિચારો આર્યપુત્ર જનેતાને શું કહે ? સાકરભાઇ, હવે તેની મનોવ્યથા મ્હારાથી નથી સહન થતી.'

'સર્યૂ, ત્હારો સુન્દર કદાચ વિફરે તો શું કરે ?'

'શું કરે ? તમારી ને મ્હારી તમામ શક્તિઓને ઘડીભર પાંગળી બનાવી હાહાકાર વર્તાવી દે, ત્હેના એક જ પંજે તમોને વિષ્ણુલોકમાં વિહાર કરાવી શકે સમજ્યા ?'

'શું કહે છે સર્યુ ? અત્યારે ક્યાં ગયો છે ? હું જાઉં છું'

સાકરલાલની છાતી ધબકવા લાગી, ને પ્રત્યેક પળે તેમના કાન સુન્દરના પગલાંના ધબકાર ગણવા લાગ્યા.

'ના ના, બેસો, આજે તો સુવા નથી આવવાનો.'

'કેમ'

તેની કોલેજ તરફથી ડ્રામા ભજવવનો હોવાથી રાજભુવન થીએટરમાં રિહર્સલ આપવા ગયો છે.'

'ઓહો ! સર્યુ, સુન્દર સ્ટેજ પર પણ કામ કરી શકે છે ? કોણે લખ્યો છે ડ્રામા ?'

'ત્હેણે જ લખ્યો છે, અને મુખ્ય અભિનેતા પણ તે જ છે.'

સર્યુએ જરા ટટાર થઇને ઉંચુ જોઇને સ્મિત કર્યું.

'ગમે તેમ હોય સર્યુ, પણ આપણા માર્ગનો તો કંટક છે.'

'છતાં ય મ્હારો તો કુળદીપક છે.'

'ઠીક હું જાઉં છું.'

'હું મુંઝાઉં છું.'

'હું શું કરું !'

'માર્ગ કાઢો.'

'માર્ગ કેવી રીતે નીકળે ! ત્હારે ભોગ આપવો નથી અને ભોગ જોઇતા છે.'

'અલ્યુ સાકરભાઇ, સુન્દર હવે કૈં નાનો ગણાય !'

'જો સુન્દર ન્હાનો ન ગણાય તો તું મ્હોટી ગણાય !'

'ખરેખર, આપણે મુંઝવાયાં છીએ.'

'તું મુંઝવાય છે, હું નહિ.'

'ત્હમે માર્ગ કાઢી શકો છો ?'

'અલબત્ત, પણ એકજ માર્ગ છે, અને તે અતિ ઉંચી કોટિનો.'

'કયો ?'

'સુન્દરને તેના પિતા પાસે પગચંપી કરવા મોકલવાનો.'

'ઓ બાપ ! સાકરભાઇ એ શું બોલો છો ?'

સર્યુની આંખમા આસુ આવી ગયા.

'મ્હને ખાત્રી જ છે સર્યુ, ત્હારાથી કંઇ જ નહિ બને'

'પણ પુત્રનો ભોગ આપવાનુ !'

'ત્યાં જ ત્હારી કસોટી છે સર્યુ ! ઇશ્કની અગાસીઓ જેટલી આનંદપ્રદ છે તેટલી જ ઉંચી છે. સેંકડો સ્વાર્થયજ્ઞની સીડી સિવાય ત્યાં નથી પહોંચાતું. ઇશ્કમયદાનના મ્હારથીઓના ઇતિહાસ ત્હેં હજી વાંચ્યા વિચાર્યા નથી'

'સાકરભાઈ, મ્હારે સુન્દર એક જ છે'

'હા, અને આયુષ્યની યૌવનવસન્ત પણ એક જ છે'

'કેમ જીવ ચાલે સાકરભાઈ ! સુન્દર ! સુન્દરનું નામ લેતા શુ શુ ભાવો આવે છે, અને શુ શુ નથી આવતા ? કદી યે મારૂ વેણ ઉથાપ્યુ નથી, જાણે કૌશલ્યાનો રામ !'

'સર્યુ બત્રીસલક્ષણાના બલિદાન સિવાય કેટલા કુરુક્ષેત્ર જીતાયાં ?'

'સુન્દર હૈયેથી નથી વછૂટતો સાકરભાઇ !'

'સર્યુ ! સુન્દર સુન્દર શું કરે છે ! પેલા અરીસા પાસે આવીને ત્હારૂ મો તો જો !'

સાકરલાલ ખુરશી પરથી ઉભા થયા, ખીસામાંથી રેશમી રૂમાલ કાઢ્યો, ને પાસેની ખુરસીના હાથાને પકડી સર્યુની આંસુભીની આંખો લૂછી, હેનો હાથ ખેંચી પાસેના સુશોભિત પલંગ સામે જડેલા વિશાળ આયના સામે લઇ ગયા.

'જો જો સર્યુ ! આયુષ્યની અમરાઈમાં એક જ વખત મ્હોરતી અંગમંજરીઓ તો જો'

'પુષ્પો ખીલ્યા છે અને પરાગ ઢળી જાય છે. પણ સુન્દર જેવા સિંહને મારશો મહેલ છે ?'

'વાત્સલ્ય અને વિષય વચ્ચે ઝોકાં ખાતી સર્યુએ છેલ્લી શંકા દર્શાવી

'આવા શિકારીઓ સિંહો સાથે સામી છાતીએ લડતા જ નથી. જાળમાં જ ફસાવે છે.'

'આપણે શુ કરીશુ ?'

ઘડીમાં ઘેરાતા અને ઘડીમાં પ્રકાશિત થતાઆકાશ જેવા સર્યુના મુખ પરથી વિષાદની વાદળીઓ વેરાઈ ગઇ, ને અનંગાદિત્યના અંબારમાં તેનું પ્રત્યેક અંગ પુલકવા લાગ્યું.

'ત્હેની તું જરાંકે ચિંતા ન કરીશ, સર્યુ, જો આવતી કાલે તું મ્હારી સાથે વસંતોત્સવમાં આવીશને ત્યારે હું ત્હને કૈંક આપીશ. નવા વર્ષના તહેવારોમાં દિવાળીના દુધપાકમાં નાખીને સુન્દરને આપી દેજે–પડવાની પ્રભાતે ત્હારો સિંહ પરલોકપર્વતની કંદરાઓમાં છુપાઇ જશે.'

'પછી ?'

સાકરલાલની યુકિત પર આફ્રીન પોકારતી સર્યુ પલંગ પર બેસી ગઇ.

'બસ, પછી નૂતનવર્ષના નવીન પ્રભાતથી આપણી સ્નેહસરિતા નવ નવા પ્રદેશોને જોતી, સમાજની શિલાઓને વહેણમાં ગબડાવી મુકત થઇને વ્હેવાની.'

બાર બાર વરસે જુનાગઢ પડતાં સોલંકી સિદ્ધરાજના મુખ પર જે ભાવભર્યું સ્મિત આવ્યું હશે તેવું સ્મિત કરતા સાકરલાલે પલંગ પર બેસી સર્યુને પડખામાં લીધી.

'આજે તો મ્હારૂં મગજ પકવી નાખ્યું.'

સાકરલાલે સર્યુની આંખોમાં આંખો પરોવી.

'કોણે કહ્યું હતું તે આવ્યા'તા ? ભોગ તમારા ! અમે એમાં શું કરીએ ?'

ભાનભૂલી સર્યુનો બાહુદંડ સાકરલાલની ગરદને વીંટાયો–વીંટાઇ ગયો–

અનંગની દુતી જેવી એક પવનલહરી આવી ગઇ.

સર્વત્ર નિરવતા હતી, પવન અટકી ગયો, ધરતીમાતાએ કાળા સાળુનો છેડો મુખ પર ઢાંકયો. ચંદ્રે વાદળીનું શરણ લીધું, ને નિરપાય તારલા દુનિયા પર દાંત કચકચાવતા નીચું ન્યાળી જોઇ રહ્યા.

## ૩

'હો આ આપણા બનીઠ શૉ આવ્યા.'

'આવ સુન્દર, આજે ત્હને ભલો સમય મળ્યો ! તું તો ત્હારા રિહર્સલ અને ડીરેકશનમાંથી ઊંચો જ નથી આવતો ને !'

સુન્દરને પોતાના દિવાનખાનામાં પ્રવેશતો જોઇને રમેશે જરા ટોળ કર્યો, અને અંબુભાઇએ પણ મીઠો આવકાર આપ્યો.

'નથી જ અવાતું અંબુભાઇ, અત્યારે પણ એજ કાર્ય અર્થે તમને થોડું પૂછવા માટે આવ્યો છું.'

સુન્દરે અંબુભાઇને પડખે ચટાઇપર બેસતાં બેસતાં જવાબ આપ્યો. ત્હેના મુખ પર કૉલેજીયનની બેપરવાઇભરી સ્ફૂર્તિ ન્હોતી, ઉગતા પણ સમર્થ જણાતા નાટ્યકારનો

પંકાતા પેઢીધરો, ધુરંધર ધારાશાસ્ત્રીઓ, સમર્થ શિક્ષકો, કોલેજો ને સ્કૂલો ગજવતાં કોડ ભર્યા કિશોર કિશોરીઓ, ને સમાજની શિષ્ટ મહિલાઓથી બનેલો હતો એટલે શાન્તિનો ભંગ ક્વચિત જ થતો.

એક જમ્ભર અવાજ સાથે 'સ્ટેજ' પરનો ભવ્ય પડદો ઉંચકાયો. મંગલાચરણ પુરૂં થયુ અને સુન્દરે ન્હેના સાથીઓ સાથે રંગ જમાવવા માંડયો. તાળીઓના ગડગડાટ અને ખુશાલીના પોકારો કરવાનુ જનતાને ભાન જ ન્હોતું એક પછી એક દષ્યો બદલાવા માંડયા. પોતાનો નાટક આગલા કોઇ પણ નાટક કરતા સારીરીતે ઉંચકાયો છે એવી શ્રદ્ધા સાથે કોલેજના અધિકારીઓ અને સ્નેહીઓનાં પ્રશંસા પુષ્પો ઝીનતો સુન્દર ત્રીજા અંકના છેલ્લા પ્રવેશમા સ્ટેજપર આવ્યો તેણે અને તેના સાથીએ યોદ્ધાઓને છાજે તેવો લશ્કરી ડ્રેસ સજ્યો હતો થોડાક સંવાદને અંતે બને વચ્ચે યુદ્ધમા પરિણમતું દષ્ય હતુ. સુન્દરનો આજનો અવાજ અને અભિનય અપૂર્વ હતો. પ્રત્યેક શબ્દે વ્યકત થતો આકર્ષક અભિનય, સ્પષ્ટ ઉચ્ચાર, ને મીઠા બુલંદ અવાજે છૂટતી વીરરસની શયરોથી જનસમૂહ પ્રસન્ન ચિત્તે ડોલી રહ્યો હતો ને સુન્દરે ચાલુ સંવાદમા જ એક શયર છોડી

પિતાનો થૈ પરમસ્નેહી ફસાવી માતને મ્હારી,
ધરા ભારે મરે છે ધૂર્ત ! કરી લે યમથી યારી,

બીજા ચરણના અંતીમ પદને ઉચ્ચારે જ એક કારમા અવાજ સાથે ગોળી વછૂટી, ને સાકરલાલની છાતીમા પેસી ગઇ, અસ્ખલિત વાણીનાદે ડોલતી જનતા જાગે તે પહેલા તો જાણે કઇ બન્યુ જ ના હોય તેમ સુન્દરે ચલાવ્યુ

નિહાળી વિશ્વના કાળા આઘાત અંતરમા થતો
શયતાન સંહાર્યા પછી સુન્દર હવે સ્વર્ગે જતો

એક ભયંકર અવાજ થયો, ને અનેક પાપાચારીઓના અંતરપડદા ધ્રુજાવતો, આશા ને કોડભર્યો એ અખાડીધૂન અભિનેતા ને ઉગતો નાટકકાર 'સ્ટેજ' પર ઢળી પડયો સાકરલાલની દશા જોઇને તેમના લાગતાવળગતાઓએ સુંદર પર દોટ મૂકી પણ તેઓ 'સ્ટેજ' પર પહોચે તે પહેલા તો એ યુવાનનો આત્મા સાકરનાથ સ્વર્ગમાથી પણ ન છટકી જાય તે ખાતર ઉતાવળો થઇને ઉડી ગયો હતો.

રંગમા ભંગ પડયો, સાકરનાલ જેવા પ્રતિષ્ઠિત શહેરી અને સુન્દર જેવા આશાસ્પદ યુવાનનુ આવુ એકાએક અને કરુણ અંત જ શુ સ્મસુ જોઇ રાજનગરની જનતાની આંખ અશ્રુભીની થઈ, ગંભીર ચૂપકીદી સાથે સૌ વિખરાયા

રાત્રીના સાડાબાર વાગી ગયા હતા, સુન્દરની રાહ જોઇ જગ્યા સિવાય બહાર બેસી રહેલી મર્યુએ ઘર પાસે એક ગાડી આવીને ઉભેલી જોઇ

ભીની આંખે અનુભાઇ ને રમેશ ઉતર્યાં ને ધ્રુજતા હાથે સુન્દરના શબને ઘર વચ્ચેના ચોકમા સુવાડયુ

સર્યુને એકલી મૂકીને ઘેર જવું અઘટિત લાગતું હતું છતાં મ મહાશથી જેવા યુવાન મિત્રની મૃત્યુશય્યા નહિ જોઇ શકવાથી તેઓ બન્ને સવારમાં આવવાનું કહીને ગયા. આ બધું ખરેખર સત્ય છે કે કેવળ 'સ્ટેજ' પરનું દશ્ય છે તે વિચારીને નક્કી કરવા જેટલું સ્વાસ્થ્ય સર્યુમાં ન રહ્યું.

આજ રાત્રીએ, આજ જમણમાં સુન્દરને છેતરીને ઠેકાણે પાડવાનો સંકલ્પ અનેક તર્કવિતર્કોને અંતે ત્હેણે કર્યો જ હતો. ત્હેના મરણ પછીની સ્વતંત્ર જીંદગી પણ કલ્પી હતી. પણ અત્યારે સુન્દરને ખરેખર મૃત્યુ પામેલો જોઇ તેને કંપારી છૂટી. એ મંથનો, એ સંકલ્પો, ને એ સ્વપ્નો બધું એક નિમિષમાત્રમાં સ્મૃતિ બ્હાર થઇ ગયું; ને હૈયાના અતલ ઊંડાણો ભેદીને માનવીના કંઠે અમુક સંજોગોમાં જ આવતું એવું અનન્ય, અલૌકિક, સુજનજુનું ને સત્યરૂદન ત્હેના કંઠે આવ્યું. સુન્દરનો સ્નાયુબદ્ધ દેહ, રૂપાળી મુખકાન્તિ ને નિશ્ચલ લાગણીભર્યાં નયનો સામે જોઇજોઇને તે રોવાયું તેટલું રોઇ. વળી કંઇ યાદ આવ્યું ને સુન્દરને ખસેડીને ઉભી થઇ. પેલી પડીકી નાખીને સુન્દરને માટે બનાવી રાખેલ દૂધપાકની વાટકી રસોડામાંથી લઇને બહાર આવી.

આસો વદ અમાસની અંધારી ઘોર મધ્યરાત્રીએ પુત્રના શબને ખોળામાં લઇને એકેક ઘુંટડે તેણે આખી વાટકી પુરી કરી; ને સુન્દરના મુખપર એક છેલ્લું ચુંબન લઇ ત્હેના દેહને છાતીસરસો ચાંપીને સૂઇ ગઇ.

નૂતન વર્ષના પ્રભાતે રાજનગરની શેરીમાં સબરસના સૂર સંભળાતા હતા ત્યારે સાબર્મિને આરે એકી સાથે ત્રણ ચિતાઓ બળતી હતી.



## ઘંટારવ

**ચંદ્રકાન્ત રાવલ.**

ટંટંટંટં, થરૂરૂરૂર થડકયા ઘુમ્મટેથી ગુરૂરૂર  
ઊડે, સાથે ઉડત નિશના, ઘંટનાનાદ-ટોળાં;  
ને જાતાં તે અચૂક ઉડતાં કાળના માપ સાથે!  
ઊડી જાણે વિહગ ગૃહથી વાયુની સાથ જાતાં;  
ઓચિંતા જો! ક્ષણ જ ભરમાં, વ્હાણના ફાફલા શા  
છૂટા જેના શબ્દ-રવ કે અન્ધકારે વિલાય.  
ઓ કાકી ઓ! મલય અનિલે ઘંટ-સ્પન્દન ઊડે છે:  
જાતી જાણે કવિત કડિઓ ઊડીને અભ્ર સાથે!

૧. Alice Meynell ના chimes નામક કાવ્યનો પદ્યાનુવાદ.

# માસિકની તૈયારી

ઉમેદલાલ મણિઆર

સાહિત્ય વિષે મારો શોખ કાંઇ આજકાલનો નહિ. તેમાય વળી આધુનિક સાહિત્ય વિષે મને વધારે પ્રેમ અને માન. તેથી 'પ્રસ્થાન', 'કૌમુદી', 'કુમાર', 'વસન્ત', 'ગુજરાત' વગેરે માસિકો જેવા બ્હાર પડે કે તરત લાયબ્રેરીમા જઈ વાંચી લઉં એક દિવસે 'પ્રસ્થાન'નો તાજો જ બહાર પડેલો અંક વાંચ્યો અને ઘેર આવ્યા પછી પણ મગજમા એના એ જ વિચારો ઘોળાયા કરે. અને થયું, "હું પણ એક સારું માસિક કાં ન કાઢું ! હમણા હમણા તો માસિકો, અઠવાડિકો અને દૈનિક પત્રો ચલાવવા ઘણા યે સાહસિકો બ્હાર પડે છે અને પ્રભુ બધાનું ગાડું ચલાવે છે તો મારું પણ કેમ નહિ ચલાવે ?" મને તો આખો દિવસ આનો આ જ વિચાર આવ્યા કર્યો. માસિક ચલાવવા બાબત મુખ્યત્વે કરીને બે બાબતો ખાસ વિચારવા જેવી હોયઃ એક આર્થિક અને બીજી સંપાદકીય તંત્રીપદ વિષે તો મને જરાય ચિંતા ન હતી, કારણકે હું પોતે જ એ કામ ઘણી જ સારી રીતે કરી શકું એવી મારી શ્રદ્ધા છે. હવે બાકી રહી એક આર્થિક મુશ્કેલી, અને આ મુશ્કેલી તો એટલી બધી સખ્ત નીવડી કે એક વખત તો મને એવો ભય લાગ્યો કે એ કદાચ મારા માસિક કાઢવાના વિચારને અંતરાયરૂપ નિવડે અને મારા બધા મનોરથો ધૂળમાં મળી જાય ! પણ સદ્‌ભાગ્યે વળી એક વિચાર સૂઝયો, "નાણાંની શી જરૂર છે ? લેખકોને તો રાતી પાઇ પણ આપવાની કશી ચિંતા છે જ નહિ બાકી રહ્યું કાગળ અને છપામણી ખર્ચ. હા, પણ એ તો ઉધાર નહિ મળી રહે ! અને માસિકના પ્હેલા અંકની ઉપજમાંથી બધું ચૂકવી આપશું. પોસ્ટ ખર્ચ તો જાહેર ખબરના પૈસા આવશે તેમાથી નીકળશે; એટલે કાંઇ ચિંતા નથી." આમ મુશ્કેલીઓ એક પછી એક સરી જવા માંડી અને મને થયું કે હવે તો માસિક થોડા વખતમા જ જનતાના ચરણમાં ધરીશ. ગૂજરાતને એ અદ્વિતીય લાભ મળશે. જનતામાં સાહિત્યરસ વધશે અને સમાજમા જાગૃતિ આવશે હા. પણ હજુ એક મોટામાં મોટું કામ તો બાકી રહી ગયું ! એ માસિકનું નામ શું રાખવું ? શું 'તોપ' રાખુ કે 'ટાઢો પ્હોર', કે 'ફુરસદના ફટાકડા' ? નાં, ના. આવું નામ તે આવા શિષ્ટ માસિક માટે હોય ! નામ તો ઘણું જ આકર્ષક અને અર્થસૂચક હોવું જોઇએ એમ મારું માનવું હોવાથી આવા નમાલા નામ મારી સુરુચિનો ભંગ કરતાં જણાયાં. બીજું તો કોઇ હાલમા સૂઝતું નથી ખૂબ વિચાર કર્યો અને ખૂબ મુઝાયો જેમ જેમ વધુ પ્રયત્ન કરૂં તેમ તેમ વધુ મુંઝાતો જાઉં. અંતે થોડીવાર માટે વિશ્રાંતિ અર્થે બહાર ફરવા જવા નિર્ણય કર્યો. પછી થવાનું હોય તે થઈ રહેશે.

બ્હાર ફરવા ગયો. કલાકેક ફર્યો હોઈશ પણ ત્યાં પણ એના એજ વિચાર આવે. ઘેર આવ્યો, જરા ચા પી બેઠો હોઈશ ત્યાં એક મારા મિત્ર આવ્યા. મનમાં થયું, 'હા...શ. હવે કાંઇ વિષયાંતર થશે અને વિશ્રાંતિ મળશે.'

'પધારો, પધારો; કેમ છો ?'

મારા મિત્રે સાવ ટૂંકામાં જ એ શિષ્ટાચારનો પ્રત્યુતર વાળ્યો, 'આનન્દ !'

આ શબ્દ સાંભળી પાછો હું વિચારમાં પડી ગયો. મને કાંઇ સૂઝ ન પડી કે શાથી વળી મારા માસિક કાઢવાના વિચાર ફરી જાગૃત થયા. એ બાબત ભૂલવા ઘણા પ્રયત્નો કર્યા, મારા મિત્ર સાથે આડીઅવળી વાતો કરી, પણ મનમાં તો માસિક માસિકજ રમ્યાં કરતું હતું. પછી થયું, 'ચાલ ત્યારે, આની સાથે પણ એ વાત કરું.'

'મારો તો માસિક કાઢવાનો વિચાર થાય છે. જુઓ. હાલમાં તો કેટલાં બધાં નીકળે છે અને ઘણાંય ફાવી ગયાં છે અને સારી કીર્તિ સંપાદન કરે છે. આર્થિક લાભ તો બહુ છે નહિ તોપણ આપણું ગાડું ચાલે ! કેમ તમારો શું મત છે ?'

મારા મિત્રે તો આશ્ચર્યચકિત દૃષ્ટિથી મારા સામું જ જોયા કર્યું એને આ બાબતનો સ્વપ્ને પણ ખ્યાલ ન હતો એટલે એના ઉપર તો આ વાતથી ઓચિંતો હુમલો થયો હોય એવું લાગ્યું. થોડીવાર પછી તેણે પૂછ્યું,

'ઠીક છે; વિચાર કાંઇ ખોટો નથી. પણ નામ શું રાખશો ? પૈસા બાબત તો તમે વિચાર કર્યો જ હશે.'

'હા. પૈસા બાબત તો મેં હાલમાં બધું ઉધાર લેવા વિચાર કર્યો છે. પ્હેલા અંકની ઉપજમાંથી બધાને પૈસા આપી દેવા. પણ નામ મને જડતું નથી. ખૂબ વિચાર કર્યો, તમે આવ્યા અને મેં પૂછ્યું, 'કેમ છો ?' ત્યારે તમે કહ્યું 'આનન્દ'. એ જ નામ આપણા માસિક સારૂ રાખીયે તો ? મને તો ઠીક લાગે છે તમારૂં ઓચિંતું વચન મારી બધી ય મુંઝવણનો અંત લાવતું ન હોય ! આ તો કાગને બેસવું અને તાડને પડવા જેવું થયું ! 'આનન્દ' નામ તો મને ઘણું જ સરસ લાગે છે. અને વળી આનન્દ શબ્દ ઉપર મને એક બીજા કારણથી પણ મોહ છે : તે એ કે આનન્દશંકર ધ્રુવ માટે મને ઘણું જ માન છે, એટલે એ જ નામ રાખશું. હવે એક વિચારવાનું બાકી રહ્યું : એના motto તરીકે શું રાખશું ? આનન્દશંકરભાઇએ પણ પોતાના 'વસન્ત' માટે ઉપનિષદ્‌માંથી એક વાક્ય મુખપૃષ્ઠ ઉપર ટાંક્યું છે. પ્રસ્થાને પણે दृष्टिपूतं न्यसेत् पादम् રાખ્યું છે. એટલે આપણે પણ એક ઉચ્ચ કોટિના માસિક તરીકે 'આનન્દ' સારૂ પણ કંઇક જોઇએ. તમને કાંઇ યાદ આવે છે ?'

મારા મિત્રે તરત જ જવાબ વાળ્યો: 'साहित्यसंगीतकलाविहीनः साक्षात्पशुःपुच्छ विषाणहीनः' મને તો ઠીક લાગે છે.'

'Oh ! very good very good thank you so much ઘણું જ સરસ અને અર્થસૂચક પણ છે કારણ 'આનન્દ'મા સાહિત્ય, સંગીત અને અન્ય કળાઓ વિષે લેખો છાપવાનો મારો વિચાર હતો ચાલો બહુ જ સારૂં થયું '

'સાહિત્ય અને સંગીત તો ઠીક, પણ કોઇ તમને પૂછશે કે કળા તમે કોને કહો ? શું સાહિત્ય અને સંગીતનો પણ કળામા સમાવેશ નથી થઇ જતો ? સાહિત્ય અને સંગીત પણ કળા નથી ?'

'જુઓ, સાહિત્ય અને સંગીત કળા તો છેજ, પણ ભર્તૃહરિએ તો આખી વિશ્વની પ્રવૃત્તિના ત્રણ ભાગ પાડી નાખ્યા છે સાહિત્ય અને સંગીત અને એ સિવાયનું બાકી બધુંય કળા કહેવાય '

'તો તો પછી હું જ તમને દાખલા તરીકે કહું કે નાણા કમાવા એ પણ એક કળા છે વાંદરો નીસરણી ઉપર ચ્હડઉતર કરે છે એ પણ કળા છે '

'હા પણ તમારી પાસે એ સાબીત કરવા દલીલો તો જોઇએ ને ? દલીલો વિના તો કાંઇ પણ માની જ કેમ શકાય ? દલીલો એ તો આપણું જીવન છે તમે જે કહો છો એ સાબીત કરવા તમારી પાસે જો કાઇ દલીલો હોય તો એ બાબત ઉપર મને એક ચર્ચાપત્ર લખી આપો એ આપણે 'આનન્દ'ના પ્રથમ અંકમા છાપશું હું જેને કળા કહું છું અથવા કળા તરીકે ઓળખાવું છું-દાખલા તરીકે ચિત્રકળા, એના વાસ્તે હું આજે જ રવીન્દ્રનાથ ટાગોર, રવિશંકર રાવલ, નંદલાલ બોઝ, જગમોહન મિસ્ત્રી જેવા મહારથીઓને પોતાની એકાદ સુંદર કૃતિ મોકલવા પત્રદ્વારા વિજ્ઞપ્તિ કરીશ સાહિત્ય ઉપર તો હું પોતે જ તંત્રી સ્થાનેથી લખીશ અને બાકી રહ્યું જ શું ?'

થોડીવાર બીજી વાતો કરી, બેસી મારા મિત્ર ગયા મને થયુ કે સાહિત્ય વિષે તો ચિંતા જ નથી, એકાદ બે ચિત્રો અને ચર્ચાપત્ર પણ જડશે પણ સંગીત ઉપર શું ? એના વિષે તો કાંઇ પણ લેખ આવવાની બહુ આશા રહેતી નથી અને લખવું ય કોને ? પણ આ પ્હેલા તો માસિકને આગળ ધપાવવાના વિચારો આવ્યા માસિકનો કેમ બ્હોળો ફેલાવો થાય એ બાબત ચિંતા થવા માંડી મનમા થયું કે એના વાસ્તે થોડા જાહેર ખબર રૂપે ચોપાનીયા છપાવું તો કેમ ? એમા કાંઇ બહુ ખર્ચ પણ નહિ આવે અને પ્રસિદ્ધિ પણ સારી મળશે સોથું ભાડું ને સિદ્ધપુરની યાત્રા '

એના માટેની સામગ્રી બધી ઉધાર લીધી હેડબીનો વેચ્યા ચરેક દિવસ થયા હશે હું આરામખુરસી પર જરા 'આરામ' લેતો હતો ત્યા બ્હાર!! મને કોઇ બોલાવતું હોય એમ લાગ્યું હું બ્હારે ગયો કોઇ અપરિચિત વ્યક્તિ ના દર્શન થયા મે તેને અંદર આવવા કહ્યું અને આદરપૂર્વક ખુરશી આપી એ ભાઇએ તો ખિસ્સામા હાથ નાખી એક કાગળીયું બ્હાર કાઢ્યું અને મારા હાથમા મૂક્યું

"શું છે ?'

મેં ઉઘાડી વાંચ્યું. કંઈક ગાયન જેવું હતું.

"શું કવિતા છે? કે ગાયન? તમે આ બનાવેલ છે?"

"એ ગાયન છે અને એ મેં બનાવ્યું છે. આજે, આપ માસિક કાઢવાના છો એ વિષે જાહેરખબર વાંચી તેમાં એકાદ લેખ આપવા લલચાયો. જો આપને એ ઉપયોગમાં આવે તો રાખો."

"ગાઈ બતાવો જોઈએ."

લેખકે ગાવા માંડયું,

"આનન્દનો દિન આજ અમારે તમે થયા છો પાસ."

આનન્દનું પ્રથમ નામ સાંભળીને જ હું તો રાજી રાજી થઇ ગયો પણ તંત્રી તરીકેનો મોભો જાળવવા મેં કહ્યું, 'આ તો અંગત કાવ્ય છે. એમાં સામાન્યીકરણભાવ–Universality of appeal ક્યાં છે? અને ન હોય તો એ માસિકમાં કેમ આવી શકે?"

"લખેલું તો છે સારા મિત્રના પાસ થવાના શુભ પ્રસંગ પર, એટલે અંગત કાવ્ય એ રીતે કહી શકાય, પણ એની વસ્તુ તો બધાને એકસરખી રીતે લાગુ પડે છે."

"હં. ફરીથી એ લીટી જરા ગાઓ જોઉં."

"આનન્દનો દિન આજ અમારે તમે થયા છો પાસ."

હું હજુ એના ઉપર કાંઇ ટીકા કરૂં તે પહેલાં તો એણે બોલવું શરૂ કર્યું. "ગાયન એટલે સંગીતમય અથવા ગેય કાવ્ય; એટલે સાહિત્ય અને સંગીત ગાયનમાં બન્ને સાથે હોય છે એટલે એ દષ્ટિથી પણ ગાયન ઉત્તમ કહી શકાય. પ્રસંગ સાવ સાદો–પાસ થવાનો–ચૂંટયો છે પણ હું એને સંગીતની દષ્ટિએ ઘણો સારો ન્યાય આપી શકયો હોઉં એમ લાગે છે – મારી ભૂલ થતી હોય. પણ હું સફળ થયો છું એ માટે મારી પાસે થોડી દલીલો છે. તે ખાસ કરીને ગાયનનું શબ્દમાધુર્ય, ભાષાલાલિત્ય, વસ્તુ તદ્દન સાદી ને સરળ છતાં શૈલી ઘણી જ સરસ અને સચોટ હોય એમ મને લાગે છે."

એ વિષે કાંઇ પણ જવાબ ન વાળતાં મેં કહ્યું, આગળ ચલાવો જોઇએ."

"પાસ થયા છો આપ, ઉરમાં આનન્દ અતિશય થાય."

મેં કહ્યું, "આ તો તમે ફરીથી એ ને એ કહ્યું, આમાં તો પુનરુક્તિદોષ આવે છે."

"નહિજી. ફરીને તો એ ખાસ ભાર દેવાના ઉદ્દેશથી જ લખ્યું છે. અને ખાસ કરીને અંતરમાં આનન્દ કેમ ઉછાળા મારે છે એ એ ગાયનના છંદ દ્વારા બતાવવા પ્રયત્ન કર્યો છે. અંગ્રેજી સાહિત્યમાં રાજકવિ ટેનિસન અને અન્ય કવિઓમાં એ સ્થળે

સ્થળે જોવામાં આવે છે. ફરીવાર કહેવાનો હેતુ ભાર દેવાનો હોય છે, એટલે એ લીટીમાં પુનરુક્તિદોષ જેવું કશું છે જ નહિ."

"ઠીક. એના પછીની લીટી ગાઓ જોઇએ"

પણ એણે થોડું સમજાવવાનું શરૂ કર્યું.

"આ પછી રાગ બદલાય છે અને સાખી આવે છે.

માર્ક સારા મેળવી કીર્તિ પામ્યા આપ,
ઉદયે થાઓ આપનો એ ઉરમાં અભિલાષ.

આ જગ્યાએ મેં કાવ્યમય અલંકાર વાપર્યો છે એ તો આપ સ્પષ્ટપણે જોઇ શકતા હશો. પાસ થનાર મિત્રને મેં સૂર્ય કલ્પ્યો છે અને સૂર્યનો ઉદય થતા જેમ બધાને આનન્દ થાય અને સૂર્ય જેમ જેમ ઉગે ને ઉગે ચ્હડતો જાય, તેમ એની પણ પ્રતિક્ષણ ઉન્નતિ થાય એવું એમા સૂચન છે. એ જો કે બહુ જ ગર્ભિતરીતે મૂકેલ છે તો પણ સાહિત્યરસિકની દૃષ્ટિએ... માર્કમા પણ એક ગૂઢાર્થ સંતાએલો છે એની વ્યુત્પત્તિ તો આપથી અજાણી નહિ જ હોય મા+અર્ક મા એટલે નહિ, પણ 'મહા'નું ટૂંકુ સ્વરૂપ મહાન્–મહા–મા એટલે માર્ક એટલે મહા અર્ક, મહાસૂર્ય, તેજસ્વી સૂર્ય. વળી અર્ક એટલે આકડાનો છોડ પણ થાય, અર્ક આપણા દેશી વૈદ્યોની દવા તરીકે તો બહુ જ પ્રસિદ્ધ છે, અર્ક એટલે essence, ઇત્યાદિ કઇક અર્થ ગાભિર્ય એમા ભરેલુ છે'

પણ આતો તમે કોઇ બીજા ગાયન ઉપર સુધારો વધારો (સુધારો કર્યો છે કે નહિ એ તો હજી હુ નિર્ણય નથી કરી શકયો પણ વધારો તો છેજ) કર્યો લાગે છે. મૂળ ગાયન તો હું ભૂલતો ન હોઉં તો બીજાનુ છે 'આનન્દનો દિન આજ અમારે તમે થાય મ્હેમાન' એમ કયાંક સાંભળેલ યાદ આવે છે. તો એ પણ સાહિત્યચોરી કહેવાય તો આ ગાયન 'આનન્દ'ના વાચક સમક્ષ કેમ મૂકી શકાય?'

'હુ એ કબુલ કરુ છુ પણ મૂળ ગાયન બીજાનુ એટલે એના ઉપરથી સૂચિત હોય એ બધા હલકા અને નકામા એમ કેમ કહી શકાય? તો તો આપણા કલાપીના બધા કાવ્યો નકામા જ. નરસિંહરાવ ભાઇ પણ અગ્રેજી કાવ્યનો કયા નથી ઉપયોગ કરતા? ખબરદારે પણ પોતાની પ્રેરણાનું જળ અગ્રેજી કાવ્યામૃતના શીશામાથી કયાં નથી પીધુ? કવિતાનો મુખ્ય ઉદ્દેશ આનંદ આપવાનો હોવો જોઇએ એમ તો આપ કબૂલ કરશો. એટલે જો મારા ગાયનથી વાચકને આનન્દ મળે એમ આપને લાગતુ હોય તો એ કોના ઉપરથી લખાયું છે વિગેરે બહુ જ ગૌણ બની જાય છે'

ફરીથી આનન્દ શબ્દ સાભળી મારા વિરોધના બધા વિચારો ઉડી ગયા. જો આ ગાયન 'આનન્દના પ્રથમ અંકમા, પ્રથમ પૃષ્ઠ ઉપર જો છપાય તો કાઇ નહિ તો વાચકને 'આનન્દ' શબ્દ નો ગેડે થઈ જશે અને બીજીવાર માસિક કયું મંગાવવુ ન મંગાવવુ એની વિમાસણમા પડશે ત્યારે 'આનન્દ' અચાનક હોઠ ઉપર નાચી રહેશે.

'ઠીક ત્યારે, તમને જો કંઇ હરકત ન હોય તો આ ગાયન મારી પાસે રાખી જાઓ. બનશે તો છાપવા પ્રયત્ન કરીશ.'

હું તો એ ગાયનનું પાનું નજર સામે રાખી, મંડયો મોટેથી લલકારવા, મને રુચ્યું. બહુ જ ગમ્યું, ચાલો ત્યારે; સાહિત્ય, સંગીત અને કલા વિષે ચિંતા મટી, પણ શું આ ત્રણ વસ્તુઓ પૂરતી કહેવાય? ના, ના, આ માસિક પણ 'વેદિયા'ની પંક્તિમાં મૂકાય જાય. અને એ તો હું કેમ સહન કરી શકું. ત્યારે મારું માસિક વેદિયું ન બની જાય એ માટે મારે શું કરવું જોઇએ? ચાલુ પરિસ્થિતિને લગતા સામાજીક અને રાજકીય પ્રશ્નોને પણ એમાં સ્થાન હોવું જોઇએ. વર્ષો થયાં ઘર કરી ગયેલા સામાજીક કુરિવાજોના બરાબર મૂળ ઉપર ઘા કરવા અને ધીમે ધીમે તેનો હંમેશ માટે નાશ કરવાની હિમાયત કરવી. પણ આમાં બહુજ સાવચેતીની જરૂર પડશે. પેટ છૂટી વાત કરવાનો કાંઇ અર્થ જ નથી. માણસ સત્ય સાંભળવા તૈયાર હોય છે પણ અપ્રિય નહિ, પ્રિય સંભળાવવા અસત્ય કહો તે વાંધો નહિ, પણ સત્ય અને અપ્રિય તો ન જ ચાલે, તેય માસિકની નીતિ માટે. કામ પંપાળી પંપાળીને કરવાનું. દાદાગીરી કરવા જતાં કયાંક માસિક જ બંધ કરવું પડે! રાજકીય બાબતો તો વળી અસિધારાવ્રત: જનતા અને રાજ્ય બન્નેને, રંજવા રહ્યાં 'લાકડી ભાગે નહિ, ને સાપ મરે નહિ' એવી નીતિ અખત્યાર કરવી જોઇએ. સારૂં. આ તો પત્યું પણ એક વાત રહી. હિંદુસ્તાનમાં કેળવણીના ટકા બહુ જ ઓછા છે અને એ ઓછા ટકામાં પણ મોટો ભાગ કોલેજીયનોનો છે. તો, મેં એમના માટે શું કર્યું? એમને પણ રસ પડે એવું કંઇ કંઇ દર વખતે 'આનન્દ' માં આવવું જ જોઇએ એ લોકો ખાસ શેમાં રસ લેતા હશે! એ તો જગવ્યાપિ વસ્તુ સિવાય કશા પર લક્ષ આપે પણ ખરા! એમાંના ઘણાં તો *Nationalisam* જેવી કૂપમંડૂકવૃત્તિમાં માનતા જ નથી. એમની દષ્ટિમર્યાદા બહુ જ વિશાળ હોય છે. પ્હેલાં વિશ્વપ્રેમ, પછી સ્વદેશપ્રેમ, જાતિપ્રેમ, કુટુમ્બપ્રેમ, આત્મપ્રેમ. આવી જગવ્યાપિ વસ્તુપર લખવું એ કાંઇ જેવું તેવું કામ નથી. "આનન્દ"ના પ્રથમ અંકમાં એ સર્વવ્યાપી "પ્રેમ" ઉપર હું જ લખું તો કેમ? હા હા. એમ જ. એક કાંકરે બે પક્ષી મરશે.— એ પ્રશ્ન સાહિત્યનો પણ લેખાશે અને લગ્નજીવનની છણાવટ કરતો સામાજીક પણ લેખાશે. અને શિષ્ટવર્ગની રસવૃત્તિને પણ પોષશે. વાહ! આથી સરસ શું હોય શકે? અને એવા મહત્વના લેખો બીજા કોઇ પાસે લખાવવા એ પણ મને ઉચિત લાગતું નથી, એ તો તંત્રીસ્થાનેથી જ સંભવે. એ વિષયની શરૂઆત ન્હાનાલાલ કવિના શબ્દોથી કરીએ. એથી વધારે સારૂં શું હોઇ શકે? કેટલા સરસ, મધુર અને ભારભીના શબ્દો.

પરમ પ્રેમ પરબ્રહ્મ
માતૃપ્રેમ, ભ્રાતૃપ્રેમ;
દંપતિનો દેવ પ્રેમ,
સૃષ્ટિનો છે સાર પ્રેમ,
પ્રેમ પ્રેમ પ્રેમ......

પણ આમા કવિશ્રી પ્રેમને સાતમે આકાશે નથી ચ્હડાવી દેતા ? પ્રેમને લ્હેવુ લ્હેણુ નીકળે એના કરતાં વધુ નથી ચૂકવી દેતા વારુ ? હમણા હમણાં તો પ્રેમ વિરુદ્ધ ઘણી ફરિયાદો મારા વાંચવા-સાંભળવામાં આવી છે વેલ્સના લુઇશેમનું ચિત્ર જુઓ અભ્યાસમાં મશગૂલ, ચોપડીમાંથી માથુ ઉંચુ કરવા જેને નહતી પુરસદ કે નહતું મન, તેને પ્રેમે કેટલો ભૂડે હાલ કરી નાખ્યો ! અને ઓરસના શબ્દોમા કહીયે તો પ્રેમનુ નામ પડે ત્યાં

" Farewell my books, farewell devotion " અને એની સાક્ષી પૂરતા હોય એમ શેક્ષપિઅર સાહેબ બોલે છે,

' Too much loving is folly. Then sing song, sing dong ' અને જ્યા શેક્સપિઅરસાહેબનો અવાજ સંભળાયો ત્યા કોની મગદૂર છે કે કોઇ ચૂ કે ચા કરી શકે ? ટોલસ્ટોય પણ એમ જ કહે છે કે જેને આપણે પ્રેમ કહીયે છીએ ત પ્રેમ નથી પણ પ્રેમનો દભ—બ્હારનો ડોળ ભીતરથી તા રામ જાણે ! ગોલ્સવર્ધી પ્રેમ અને સૌંદર્ય આખા સમાજને કેમ હચમચાવી મૂકે છ એ અાદ્વતીય કથાથી બતાવે છે, જે અહિં સ્થળસકોચને અગે આટલા લૂખ્ખા શબ્દથી જ ચલાવવાનુ રહેશે

સારુ થયુ, લ્યો શરૂઆત સારી થઇ છે કેટનાય મહાકવિઓના નામ અને અવતરણો અપાયા અને છતા બધુ કેટલી કુદરતી રીતે ચાલ્યુ આવે છે કદાચ કોને જન શિષ્ટવર્ગને આ ગોળી વધુ કડવી લાગશે તો ? એવી પણ કોઇ દલીલ કરે કે આમા તો મે પ્રશ્નની એક જ બાજુપર બધો ભાર મૂકી દીધો છે અને જાણે એ જ આખુ સત્ય હોય એમ રજુ કર્યુ છે, એની બીજી બાજુને તો મે સાવ અન્યાય જ કર્યો છે—તો હું શુ જવાબ આપીશ ? અને એ દલીલ અમુક અંશે છે પણ સાચી પ્રશ્નની એક જ બાજુ રજુ કરવી એ તો એમ કહેવા બરાબર થયુ કે અમારા દેશમા માણસને પીઠ હોતી જ નથી અને એક જ કાન હોય છે !

ત્યારે તો હવે મારે એ પ્રશ્નને સપૂર્ણ ન્યાય આપવા એના વિષે કવિઓએ અને વિદ્વાનોએ જે કાંઇ મારુ કહ્યુ હોય તે પણ આપવુ જોઇશે અને પછી સારી બાજુનુ પલ્લુ નમે કે ખરાબનુ એ વાચક પોતાની મેળે નિર્ણય કરી લેશે આપણે લેવાદેવા વિના આપણો અભિપ્રાય આપી શુ કામ મૂરખ બનીએ !બાંધી મૂઠી લાખની

હા, શેક્સપિઅરમા પેલી લીટી

' Who ever loved who loved not at first sight ? " આવે છે એ સરમ છે શેક્સપિઅરે પણ કોકમાથી તફડાવી તો પછી મને એમાંથી તફડાવતા શી શરમ ? આપણા આજના સમાજને એ મહાકવિ માટે કેટલુ માન છે એ એના ઉપર્યુક્ત શબ્દો પરથી આપણે આપણા સમાજની લગ્નપ્રથા પણ બદલી નાખી પ્રથમદષ્ટિએ પ્રેમમાં પડી લગ્નની માંકડથી જોડાવાનો પરમ મશ્કરી રિવાજ દાખલ કર્યો

એના ઉપરથી સમજવું મુશ્કેલ નથી, બીજો દાખલો આમ શરૂ કરીશ, 'પ્રભુ, પ્રભુ ! કામદેવે બલિદાન લેવામાં મણા ન રાખી, સ્ત્રીઓએ બલિદાન દેવામાં પાછી પાની ન કરી, ખરેખર ! પુરૂષો સાવ સ્વાર્થી લાગે છે.

> Man's love is of man's life a thing apart,
> 'Tis woman's whole existence.

ના, ના. પુરૂષોને આમ સાવ કાઢી ન નાખીએ. મોગલ જહાંગીરે નૂરજહાં માટે કરવામાં શું બાકી રાખ્યું હતું ? વિશ્વવિખ્યાત તાજમહેલ શા અર્થે બંધાવ્યો હતો ? અને આપણા સમયમાં પણ કેટલાય ધન્ય પુરૂષો નથી કે જે આજીવન એકપત્નિવ્રત પાળતા હોય ? અને પત્નિના મૃત્યુ પછી પણ બીજીવાર લગ્ન ન કરવાની પ્રતિજ્ઞા અક્ષરશઃ પાળતા હોય ? શુદ્ધ પ્રેમની ભૂખ સંતોષવા શરીર એ કાંઇ અનિવાર્ય આવશ્યકતા નથી.

હવે તો બસ કરૂં: લખવા બેસીએ ત્યારે ખબર ન રહે. આ પ્રશ્નની બન્ને બાજુ અપાઈ ગઇ અને તે પણ કેટલી સરસ રીતે ! ઉચ્ચ વિચારો અને તેટલી જ સરસ શૈલીમાં આ ચર્ચા થઇ હોય એમ મને લાગે છે, જ્યાં જ્યાં વિરોધ બતાવવાનો હોય, ત્યાં ત્યાં વીરરસનાં છાંટણાં પણ છે. કેટલા ય મહાકવિઓના નામ અને અવતરણો પણ આપ્યાં છે એટલે લેખ અભ્યાસપૂર્ણ લેખાશે. આથી વધારે સારો લેખ તે કેમ લખાતો હશે !

*બસ ત્યારે, હવે શું બાકી રહ્યું ? સાહિત્ય, સંગીત, કળા અને સામાજીક*–બધા વિષયો માટે થોડીઘણી સામગ્રી તૈયાર છે. બાકી રહ્યો એક સર્પના ગૂંચળા જેવો રાજકીય પ્રશ્ન, હા, પણ એમાં તો ગોળમેજી પરિષદ્ વિષે, હિંદુસ્થાનને સુધારાની બહુજ જરૂર છે અને એ સુધારા જેમ બને તેમ જલદી આપવા જોઇએ–એવી એવી થોડી ગોળ ગોળ વાતો કરી જલદી પૂર્ણ વિરામ લાવવું.

મને લાગે છે કે હવે તો 'આનન્દ'ને પ્રથમ કોટિમાં પણ પ્રથમ માસિક બનાવવા માટે આ સામગ્રી જોઇએ એ કરતાં પણ વધારે છે. હવે તો જેમ બને તેમ જલદી આ બધા કાગળીઆ પ્રેસમાં મોકલી આપું અને જનતાની સેવા કરવા " આનન્દ " જેમ બને તેમ વ્હેલું બહાર પડે એવી તજવીજ કરૂં. જનતા પણ " આનન્દ "ને વધાવવા અધિરી થઈ ગઇ હશે.

# 'વસંતવિજય' એક ઋતુકાવ્ય

દામોદર કેશવજી ભટ્ટ

કાવ્યસૃષ્ટિમાં કવિનાનું રહસ્ય એક મનોમય અપૂર્વ વ્યક્તિત્વનું અજેય બાણ એવી ઉઠ્યું છે. માનવતાની સંપત્તિ જેવુ એ ચિર વ્યક્તિત્વ શુકલ અને સરલ પ્રાણપ્રતિભા છે અખંડ આનંદધૂન જેમ આત્માની ભદ્ર મનોહારિતા છે અને મર્ત્યકાલીન મધુરપ છે તેમ સંસ્કારિક સમાજનું કાવ્યત્વ ચતુર, વિદ્યુલ્લતા જેવુ ચમકભર્યું અને માનવસંતાપની ઘોર પળે અડગ શૈનેન્દ્રના વિજયી પ્રતાપ જેવું આશ્વાસનદાયક અને સોત્કટ છે માનવતાની સંસ્થાઓ જેમ યુગમાનના યત્નને આધીન છે તેમ કવિતાનુ ઘડતર પણ યુગશાસનના આન્દોલનથી યુક્ત છે કવિતાનુ પોત જનસંમાગની વિશુદ્ધિનું સંસ્કરણ છે, એને ખીલાવી વિકસાવી ઊર્મિભાવના સંસારગોત્ર તરીકે સ્થાપિત કરી શકાય છે

'સંસ્કૃત તથા અંગ્રેજી કાવ્યસાહિત્યમા ઋતુગીતો-ઋતુકાવ્યો સારા પ્રમાણમા પ્રસિદ્ધ થયેલાં છે ઋતુસંહારની કાવ્યપ્રતિષ્ઠા, એની સાહજિકતા એટલા માટે સાચવીને બેઠુ છે કે તેમા દરેક ઋતુનું પ્રકટનપ્રાબલ્ય વૃત્તિઓની સપ્રમાણતાને વૈવિધ્ય આપી સંસારીઓમાં, તપસ્વીઓમા, બાલ્ય અને યુવાકાલમાં, કુદરતની રમ્યમય રસિકતામાં અને ધરાની બાહ્યાભ્યાંતર તન્મયતામા શરમાળ અને હેતાળ હૈયાનો આવિર્ભાવ રચી, અખૂટ તલસાટનું સંગોપન ચેતાવે છે. ઋતુગીતો-ઋતુકાવ્ય-સાહિત્યને વર્ણનાત્મક દશાની શ્રેણીમા ઉભારી તેને રચયિતા કવિઓ વર્ણનવર્તુળની બહાર ઉભી, કવિતાની મગજ અને સારકારિક ઝરણીના મનોગત તપાસે છે. જો કે કવિ પોતે કવિતાની સાહજિકતા દેખતો નથી, પરંતુ તેનુ કંપતું અંતરસ્પર્શીય સંવેદન અનુભવે છે અને તેથી તેવી કાવ્યપ્રેરણાને આધ્યાત્મિક સંસર્ગ મળી આવે છે. ઋતુઓની વર્ણનકથાનો સ્રષ્ટા કવિ છે પરન્તુ તેનુ સ્તનન જે કાવ્યરસની ઊંડી પાળોમા છે તે સ્થયી ઊર્મિલ બની કવિજીવનને સંકોરે છે કવિ કવિતા રચે છે ત્યારે તેને અગમ પરિવેશના તેજથી કોઈ ઉભો કરે છે અને કવિજીવનને કોડિયું બનાવી તેમાં આત્મિક રસનુ તેલ પૂરે છે આમ કાવ્યદીપ અન્તરીક્ષના તેજરશ્મિઓથી સ્વયંભૂ પ્રગટે છે.

ગૂજરાતની કવિતા કુંજમા 'વસન્તવિજય' માલતી વેલીના દેહ જેવુ મૃદુ અને મોહક છે આપણી વીસરાયેલી ઋતુવૃત્તિમા તેનો કાવ્યભાવ છનછનાટ ઉશ્કેરે છે, એટલુ જ નહિ પરંતુ વાચ્યા પછી તેના ગૂંફનની સૌષ્ઠવ રચના, ત્હેની પાત્રાલેખન કલા અને તેની વચમા પરોવાયેલી આભરણકાર-ત્વી સજીવમૂર્તિ રૂપે આપણી રસાસ્વાદની કલ્પનાઓમાં સાહચર્ય આવે છે

'પૂર્વાલાપ'નાં સૂત્રમાં પરોવાયલો 'વસંતવિજય' કાવ્યનો મેરુ સ્વ. કવિ કાન્તની રસિકતાનું વિરલ અને અપૂર્વ પ્રતીક છે.

નિસર્ગના ઉદરમાં કવિતાના અસંખ્યાત સત્વો સજીવ સ્વરૂપે પડ્યાં છે. ત્હેની રસિકતાની પક્વ વિવિધતા મૌન શાન્તિમાં નિર્ઝરે છે તેજ અને અન્ધારનાં દ્વિવિધ-સર્વ કુદરત કલ્પ્યાં જડ અજડ-ને તેજની સગડીઓમાંથી જીવનહુંફ મેળવવાને આતુરકંઠા હોય છે. પરંતુ એકલાં તેજવારિના સિંચનથી સર્વ રસની સમાપ્તિ પછી છેવટ તિરસ્કરણીય આવિર્ભાવનો ઓઘ ઉભો હોય છે, અને તેથી રસની નિષ્પત્તિ અર્થે, નિર્ભેળ આન્દોલનોની ગુંથણી કર્યા પહેલાં તેમાં વિજાતીય સંકરની પુરવણી કરવામાં આવે છે. દિવસ પછી રાત્રિની ક્રમમાલા શાન્તિપ્રચૂર ધડામ છે. તે આમાં સત્વ સુન્દર છે. છતાં પણ વિપ્રલંભ શૃંગારિક આત્માને એમાંથી અનેક છળ અને ભ્રાંતિ માલુમ પડે છે, આ કારણને લીધે 'વસંતવિજય'ના કાવ્યનાયક પાંડુ રાજાને રાત્રિની અંતિમ નીરવતાનો "નિદ્રા પ્રશાંત જરીયે ન હતી થયેલી દુ:સ્વપ્ન દર્શન મહીંજ નિશા ગયેલી. "દુ:સ્વપ્ન દર્શન" ના દમન માટે "ખુલ્લાં પ્રદેશ પર જૈ ફરૂં થોડીવાર" એમ કહીને "ઉઠ્યો નરેન્દ્ર મનમાં કરી એ વિચાર"

સ્વપ્નોનું પ્રાબલ્ય, વસંતઝરણીની સંગીતમય વિલાસિતા અને એ બધાને છેડે આવી રહેલું દામ્પત્યયોગનું જાગ્રતભાન: આ બધા અશાન્તિના પ્રેરક બિંદુઓ કુદરતના છૂપા પડદા પાછળ ઉભા ઉભા મનોગમ્ય જાદુઈની દંડિકા એવાં જોરથી અને સચોટતાથી ફેરવે છે કે પાંડુરાજને તે જાદુઈ માંત્રિક બળને વશ થવું પડે છે. ભૂતકાલીન સંયોગ-ભૂમિકાને દુ:સ્વપ્નોની કલ્પનાએ કમ્પનોમાં હડસેલી મુકી છે અને એ પ્રકમ્પનોથી ઉગરી જઇને અચલતા લેવા સારૂ પાંડુરાજા પુલ્લાં, શિતાગ્નિથી સત્કારાયેલાં વનમાં આશ્રય લેવા જાય છે. કુદરતની આશ્લેષમય ભવ્ય: ઘટનાના તારમાં પ્રબંધ રૂદનના ફાંટાઓ જોડાઇ જવાથી માનવતાના આલાપ કેવાં આછાં, ધીરાં અને ચિત્તસ્થિતિને હલમલાવી મૂકે એવાં સરોદો જન્માવે છે! અહીં પણ સ્વાદુત્વકતતાથી લપેટાયેલું—જીવન એક દુર્ઘટ સંવેદનને ભેટે છે, તન્મયતાનું તારતમ્ય ઉકેલે છે અને થોડાં પ્રહરો પછી પ્રગટવાના ભૈવિતને અણજાણપણે નિહાળી રહે છે.

દુ:સ્વપ્ન ઘટનાનો મણકો પસાર થયા પછીની ચિત્તવૃત્તિની શુદ્ધિ પરોણી અને સપાટ બને છે. ત્યારપછીની તેનો અંતરાત્મા સ્વયંગોદ્ગાર કાઢે છે:

સારૂં થયું પ્રિય સખી થઇ છે પ્રસુપ્ત
સાચી બિના નહિ જ રાખી શકાત ગુપ્ત;

આ બન્ને પંક્તિઓમાં વ્યાપ્તિ પામેલું હૃદયસંમેલન એમને એમ વ્યક્ત થયાં હિંસાં ત્યાગની ભૂમિકા ભણી કે પછી સૂક્ષ્મિત જીવનને હૃદયનું અહીં વિશ્રામસ્થાન છે, પણ તેની સાથે અનુપ્તિનું વિરાગત્વ પણ છે, અને તેથી જ દેખું સુખની આસક્તિને

વાઉ છે તોપણ વ્યાહારશૂન્ય બની જઇ સમસમી રહે છે તોપણ જો જાગ્રતિની દશામાં પ્રિયામાનસ હોત તો તેને વિકારકથની કથા સિવાય ચાલત નહિ, અને તે વખતે જ જીવન ભૂમિ પર ખેલાતુ ચિત્તક્ષોભનું યુદ્ધ અટકી જવાનો સંભવ હતો કવિએ માગી રાણીની નિદ્રાવસ્થા સકારણ જ ઉભી કરી છે અને કાવ્યત્વની સરણીનો રસપંથ વિસ્તૃત બનાવી તેના નિનાદ નિસીમ ગરણામાં દોર્યા છે.

નાટ્ય ભૂમિકાનો યોગ સધાતો હોય એવુ પાત્રશીલનનો વ્યવહારિક અભિનય હવેથી શરૂ થાય છે વ્યાકુળ બનેલો આત્મા કુદરતની પડછ઼ે રચના જોઇને એકરસ થઇ જાય છે રિબાતી ઊર્મિઓ પાંગરીને કમલપ્રફુલ્લ બની રહે છે, નીલા જલની રમણીયતા એના વિલાસની પ્રગલ્ભતાને રોકી મેલે છે. નૃપતિમુન ઘડીક શાન્ત સમાધિ- આત્માની નિશ્ચલતા જેવી નહિ—મા વહેતું મૂકાય છે ત્યા તેની દૃષ્ટિમર્યાદા સમક્ષ "ઝાંખી ભરેલ જલની સ્થિરતા જણાય" છે અને તેનું સ્થૈર્ય "જોતાં જ તર્ક નૃપના કયહિંએ તણાય" એવું ગૂઢચિત્ર ચક્ષુસૃષ્ટિ સમીપ ખડું થાય છે. પછી તેને હળવો આવિર્ભાવ સ્ફુરે છે તેથી

'બેસે શિલા ઉપર ચાલી સચિંત રાય
ઊંડા વિચાર મહિ ફેરવ્ટ મગ્ન થાય

ઊંડો વિચાર અને તે પણ ઊંડા જીવનના થરોમાથી જાગેલો કેવો મહાન હોય? વિચારની ખાણો કોઇ વિચારમગ્ન માનવી ખોદતો હોય ત્યારે આત્માની ભવી ભવી પાટો ઉખેડાતી જાય છે અને ત્યારે તેની સામે રજકણોના પોટલા પણ ખરે. પાંડુના જીવનની ઇતિહાસપાટો ઉખેડાય છે; તે પણ સ્નેહની સુપ્ત ખાણોમાંથી એટલે સંસ્કારમય જીવન જેવી ચકચકિત અને લીસી, અને તેજધવલતાની મૂર્તિ જેવી ભૂતકાલભવ્ય. સાંસ્કારિક જીવન યોગરસથી પરિસિંચિ—અત્યંત બાહ્ય સ્મરણકણિકાઓથી ઘેરાઇ ગયું છે. સ્મરણોનો છાપો જોરદાર અને કાતિલ નીવડી જતા યોગાશ્રમની થાંભલીઓને જમીનદોસ્ત કરે છે. સ્મૃતિના આક્રમણોથી જીવનદુર્ગ આમ તૂટી ફક્ત અવશેષરૂપ જ બને છે. પણ કુદરતની સંભાવના પોતાના માર્દવથી વેષ્ટિત વેનરાજ્યમાં તેની અસ્થિર મનોભાવનાને થીજાવી મૂકે છે તેથી હિમપત્થરની શિલ્લાઓના થરો પાછળ તેની ક્ષુભિત જીવનવ્યવસ્થા છુપાઇ જાય છે. કવિની કલ્પનાનાટિકા એક પ્રવેશ પૂરો કરીને પાંડુની અંતર્ભૂત સરોવરપાળો પર રમવા ચાલી જાય છે કરમાયેલું જીવતર કોળાઇ જવાની સ્થિતિ પર આવી ઊભુ રહે છે અને વિશદ લક્ષકાગની કમાન પર કવિ અને કવિતા ઉડે છે.

અશાન્તિનો દંશ બહુજ ઝેરી છે. એનુ વિષ માનવસંહારક નીવડે છે અને કર્તુ સંહારકતાના હૃદયને પણ વેપન ઉપજાવે છે. આ વેપનકલામાંથી આહ્લાદ અને ચેતનનો ચમકાર સરી પડે છે ત્યારે શુ તું શું સર્જ્ય છે તેનુ ભાન સર્જકતાથી ઘણીવાર અજ્ઞાત રહી જાય છે. અનિશ્ચલાવસ્થા અને તેમાંથી ઉદ્ભવતો પરિહત વિચારિતાનો અજંપો આપણ આકુલિત ભાવનાનુ Portrait છે તેનો સંબંધ જેટલો વ્યક્તિના જીવન સાથે પણ

તેટલો જ આન્તરિક વિશ્વ સાથે પણ હોય છે. તેનો પ્રથમ છાપો બહિર્મુખ જગતના વ્યવહારને કંપિત બનાવી મૂકે છે અને પછી ચિત્તશીમાના ગઢને તોડી પાડે છે. ચિત્તમાં એક જાતનું ક્રન્દન—અદૃષ્ટ ક્રન્દન—ચેતાવી તે આત્માની અંદરની કલાને પીંછી નાખે છે. આ કક્ષાએ અશાંતિનું આક્રમણ પહોંચતાં માનવતાની તુલનાશક્તિની સાંકળો તૂટી પડે છે અને ચિત્તભ્રંશની પરાકાષ્ટા છેક મૂળના ધ્વંસ સુધી પહોંચી વળે છે. અહીં ન કરવાનું થઇ જાય છે, ન યોજવાનું યોજાઇ જાય છે અને ઉત્કટ અધોગતિનો પત્થર માનવતાને દાટવાને તૈયાર જ પડેલો હોય છે. શ. કાન્ત બે અનુષ્ટુપ ચરણોમાં સમસ્ત અસ્થિરતાનું કારણ આપી કહે છે;—

અનિદ્રા શ્રમથી તેનો ધૈર્યભ્રંશ થયો હતો:
પૂર્વના સ્મરણોમાંહી ઘણો કાલ ગયો હતો.

હવે કવિ કાવ્યપુરુષને સાથે લઇ ઉત્તુંગ દર્શના શિખરની ધાર પર ચઢી જઇ, કુદરતકલાનું મૂક મનોહર સંગીત સાંભળવા સ્થિર થાય છે. કવિતાનું વહન, આ પછીથી, એટલું બધું પ્રબળ, અને છતાં પ્રતનું અને સ્મતિપાળ બની જાય છે કે કવિતાના શબ્દોચ્ચારણ સાથે લય્યસૂરની એકમયતા અને ઊર્મિથી ભાવ ઉભરાય જાય છે:

પક્ષો અદશ્ય સઘળા નજરે પડે છે:
ધોધાં અનેક ગમથી ઝરણાં દડે છે.
એ દેશ ચન્દ્ર તળે ઉપર જ્યાં ચડે છે,
ઉંચા પ્રચંડ શિખરો નભને અડે છે.

રાજા પોતાનું રાજત્વ વિસરી ગયો છે; સ્થલયોગ અને કાલયોગથી પણ અદર સ્હરીને નિસર્ગની છેડાતી બંસી સાથે તે ઓગળી જાય છે. કવિ પોતાના કાવ્યચાતુર્યનો છબી પાડી લેતો હોય અને તેની પાછળ અદ્ભુત Back-ground થી ચિત્રને ઉઠાવ આપતો હોય તેવું સુંદર ઉપરનું શબ્દચિત્ર છે. કાવ્યના પૃષ્ઠ ઉપરથી ઉપસાવી કાઢતાં મનોરમ્ય પાત્રની સૌષ્ઠવતા આપો આપ કોરાઇ રહે છે. કુદરતની રસિકતાને માનવજીવને જ મહત્વ આપેલું છે. Shelley પણ પોતાનાં "Hymn of Apollo માં કહે છે.:
I am the eye with which the universe beholds itself and Knows itself devine.

પ્રકૃતિનો ભેદી અંગમરોડ બદલાયો એટલે દશ્ય ચિત્રમાં એનાં પછીનું કુદરતનું બીજું નૃત્ય શરૂ થઇ ગયું છે. આની સાથે જોનારના મનોભાવમાં પણ રેખાચમત્કારની આકૃતિઓ ફેરવાતી ગઇ છે. આ પ્રકૃતિજન્ય મનોદશા માનવ—આત્માનો અકળ કોયડો છે. તે અસ્પર્શ્ય અને અગોચર છે, અને તેનું શાસન સર્વવ્યાપી છે. આ સાથે એક પ્રશ્ન ઉભો થાય છે કે નિસર્ગ પોતાની નિસર્ગતા સાથે રહીને દશ્ય પલટો પહેરે છે કે માનુષિક ચમકની ઘોષણાને પોતાના તાલ સાથે સાનુકૂલ કરીને—માનવતાના ખીલને પોતાને રૂચીકર બનાવી, મહિમા એવું ગાન જગાવીને—દશ્યક્રાંતિ કરે છે? અહીં ગૂંથણિ સર્જનનું

જો નિરૂપણ થતુ હોય તો કુદરતની મોહકતા માનવીના અમરાગ સાથે સગપણ ધરાવે છે એટલે કે કુદરતની નાડમા ફરતો પ્રત્યેક ચેતનકણ સર્જતાનુ પોષક બળ છે, અને તેમાથી ઉડતો ધમકારો નૈરતરના ચિતવન તરીકે માનવતામા વિસ્તરે છે,

પણ ના ના, તેમ નથી, પ્રકૃતિમા જે વિકારની કૃતિઓ મ્હોરે છે તે સ્વયભૂ અને રમાત્મક છે તનો સરાગ સર્જનાત્મક ને સ્વાભાવિક છે એ પોતાની શીળી મરકારિનામા સજીવ રસકલ્પોનુ પ્રતિબિમ્બ ઉતારી લ્યે છે, અને જેમ માનવતા નિસર્ગના જીવનમા સ્વરધનુનુ મુગ્ધ લાલિત્ય પેખે છે અને તેમા વિલીન થઇ જાય છે તેમ માનુષિક જીવન લીનાના પ્રસગોથી પ્રકૃતિ પોતે પણ આકુલિત મનોવ્યથામાં પીડાય છે અને અદીપ રતિરાગના ત ત્રમા સ ડાવ છે આ પક્તિઓમાં પ્રકૃતિના સગગત્વ સાથે પાડુ રાજાની શિથીલ મનોવૃતિનો સગમ થાય છે આ સગમ સાથે કળાનો અને કાવ્યપ્રતિભાનો પણ ઉમગતો છે કુદરતનો દેહપલટો વિદ્વત જીવન સાથે કેટલુ સાન્નિધ્ય સ્વીકારે છે તેનુ નિરૂપણ આ રહ્યુ

ઉંચી જોતા શોભા બહુ જ બદલાયની નીરખી
ડગ્યુ પાડુ ધૈર્ય, સ્મરણ મહીં આવી પ્રિય સખી

ઉપરની પરિસ્થિતિનુ સવેદનદર્શન થયા પછી સવેદનની રેખાઓ સ્પષ્ટમાન થાય છે

"નિહાળુ છુ શુ હુ મનહર વસત પ્રસર ને!
અરેરે! શેની શી અનુભવ કરૂ છુ અસર આ!"

એમ કેમ બન્યુ? શાંત ચિદાકાશમા વળી પૂછડીઓ તારો કયાથી ઉભરાઇ આવ્યો? એ જ ખૂબી છે દટાએલી વાસનાને ઉખેડી સળગાવવામા આવી તેનુ એ જ કારણ કે કેઇ ભેદી હાથની થપાટો એને લાગી હી હતી ભતભવી તત્વજ્ઞતાથી પણ તન રોકવાનુ અસભવિત હતુ. રાજાના જીવનપર જે વિરકતયોગે સસરી પ્રતિહતે અટકાવી સાધુમયતાનુ બાંધકામ કર્યુ હતુ તેને આ વસતના આમોદપ્રસરે હલમલાવી ડગાવી સ્થિતિ સુન કરી મૂકયુ

એને આત્મગત વાચા સ્ફુરે છે, તે તેની અગોચર ઇન્દ્રિયાતી બુદ્ધિને આ ગમે પૂછી જૂએ છે, અને તેનો ઉત્તર 'કે શેમાય' આપી દે છે તેના અગોચર મનને, જીવનધૂણી પર વળી ગએલી 'યોગાધત્વ'ની રાખોડીને દૂર કરી મહત્વનો પ્રજ્વલિત-સ્પર્શતો દેખાવો જગાડયો "ઘણા દિવસનુ મેં યોગાન્ધત્વ ગયુ હતુ" એ ઉપરથી એમ જણાય છે યૌગિક પાશ તેને મુઝવીને ભીંસી રહ્યો હતો આ પક્તિ પૌરાણિક પ્રસગને રજુ કરે છે રાજાએ સાધુદીક્ષા લીધી પણ ફરજીઆત ત્યાગનુ ધ્યેય જીવનને નીચી ગતિમા હડસેલી મૂકે છે, અને પ્રસગો દરશે એના મૂળ ભૂમિકાએ ધકેલી મૂકે છે, તેથી યોગનુ અધત્વ-યોગમય રાગ કે રાગમય યોગ?-એવુ સાબિત થાય છે

'યોગાધત્વ' શબ્દની મીમાંસા સવિશેષ વિવરણ માગી લ્યે છે યોગમય રાગ અને રાગમય યોગ એ બન્નેનુ સ્થાનાતર વિશાળતામાં પરિણમે છે પાડુનુ ચિદાકાશ

યોગસાધનાની રમણાથી પરિવૃત છે, પણ તે આછકલું અને ઉપરછલું છે. તેની પાસે ત્રિકાળને મુગ્ધ કરે એવી સૌન્દર્યમૂર્તિનું પ્રેમસરોવર પાથર્યું પડ્યું છે એનું દેહનિર્માણ ભૂતકાલીન શાપિત અવસ્થાથી સંડોવાયલું છે, અને વર્તમાન પરિસ્થિતિનો જયવારો એનાં આગળ વિધાનપ્રતિમાની ચમક શા પડ્યો છે. જો તે વર્તમાન પ્રલોભનનો શિકાર બની રહે તો તેને માટે શાપની દુર્ભેદ્ય ભૂમિકા મોટી ફાળ ભરીને તૈયાર જ ઉભેલી છે. આપણું પૌરાણિક યૌગિક તત્વ કેટલું બલવત્તર અને અફર છે તેની ફલિતાવસ્થાનું સચોટ દર્શન પ્રસ્તુત કાવ્યમાં નિરૂપાએલું છે. નરેન્દ્રને ચિતજાગૃતિ સાંપડી અને તે ગાર્હસ્થ્યકાલના વિસ્તારને આવરી લઇ, આત્મતપોધનને પ્રકૃતિશ્રીથી વલયિત બનાવી તેનું કવિત હૃદય યોગભાવનાની અપૂર્વતામાં વણી નાખવામાં તે તત્પર છે. કેવો રમ્ય અને રસમય સ્પંદ ! યોગ અને વિલાસિતાના ફેન, જીવનની ભરતી ઓટથી ઘેરાતી કિનાર પર સપડાઇ જતાં કેવો તન્મય પ્રતિઘોષ પાડે છે તે 'યોગાંધત્વ'માં સ્પષ્ટ થાય છે. વિલાસનાં વિલસતાં એની અધોગતિમાં પણ ઘડીક સ્વયંભૂ સંવાદ જાગે છે. તેનું આંતરમન છીનભીન થઇ જઇ વિનાશની ક્ષિતિજ પર એક અમર નૃત્ય કરતું સંલીન થાય છે. 'યોગાંધત્વ'ની સંપૂર્ણ કલા જ એનાં નાશનું ભાવજનક ઉદ્બોધન થઇ રહે છે.

નૃપતિની અર્ધજાગૃત આત્મપ્રભા એક જાતનો તીખો વિલાસકંપ સહન કરી લઇ નર્યું મદાન્ધત્વ અનુભવે છે. યોગની ઉચ્ચ કોટિનું પ્રસ્થાન 'સત્યમ્ શિવમ્ સુન્દરમ્' તરફ લઇ જાય છે ત્યારે તેનું અધઃપતન સાંસારિક રાગમાં રચાવે છે; અને તેમાંથી ફલિત થતું મદાન્ધત્વ. બન્ને તત્ત્વ–'યોગાંધત્વ' અને મદાન્ધત્વ—અવિચ્છિન્નતાના બીજ રૂપ છે. પાંડુનું યૌગિક અંધત્વ મરણાંત સુધીનું આખરી નશાબાજ સ્વપ્ન છે તેથી મત્યુની પરિસીમા રાકી, લીલીછમ અને મનોરમ્ય બને છે.

> સ્નાનથી થઇને શાન્ત પડ્યો એ નિત્ય કર્મમાં;
> જતાં રાગ બની વૃત્તિ પાછી તદ્રૂપ ધર્મમાં.

પાંડુનાં ચિદાકાશમાં એક જવલંત ચમકાર વ્યાપિ રહ્યો. એ ચમકાર અચિર જેવો આછો, પણ વિશ્વમુગ્ધ અને સતતના સ્થાપત્ય જેવો ચિરકાલી હતો. હૃદયની એક એક દિવાલો ને અને તેના પાયાને ડગાવી નાખવાને તેનો એક જ આંચકો બસ હતો, પણ તે તો ચમકાર હતો. ઝંઝાનું એ પવનનું તુફાન પણ આકરું અને અસહ્ય. આ ઝંઝાપાન હતો વિપમૈથુના વાતાવરણમાંથી જન્મેલો, ઉપલી લીટીમાં કમ્પિત મનોહરા પત્નીનું હરી શાંત થતું ચિત્તહૃદયનું ચિત્ર છે. તેને મોક્ષ અપાર જીવનનું ગાઢ બલ ઠેકાણે લાવે છે. એ ઠેકાણે પડનાર આવિર્ભાવને નિત્યજીવનની સાધુભાવના પુનઃ સાત્વિક ઉલ્લાસોથી સંકોરે છે: સંકોરીને પુનિત આત્મભાવનામાં મઢી દયે છે. જીવનવૃત્તિ પોતાના તાપસ મન્ત્રોમાં તદ્રૂપ થઇ બધી બધસાણોને ભૂલી જાય છે, જીવનના જગતનો ક્રમ પ્રથમ પ્રમાણે અવિરત વહેવા માંડે છે. ક્રમ અને પ્રતિક્રમનું નૈસર્ગિક વહન હવે પ્રાણની પુરાતત્વસિદ્ધિનું વિમર્શન કરવા મથી રહે છે: પણ આ બધાંના છેવટમાં પણ એક ત્રણ તેના આત્મામાં પડી ચૂક્યો છે, અને તે ક્યારે ઉખડશે તે ન કહી શકાય.

# ગ્રંથસ્થવાઙ્મય

**શ્રી. અરવિન્દ ઔર ઉનકા યોગ** સમ્પાદક લક્ષ્મણનારાયણ ગર્દે, શ્રી અરવિન્દ ગ્રંથમાલા, ૪ હેયર સ્ટ્રીટ, કલકત્તા ૦-૮-૦ પૃ ૮૫

આમાં શ્રી અરવિન્દના જીવનના તેમજ એના યોગના જૂદા જૂદા વિષયો ઉપર જૂદા જૂદા વિદ્વાનોએ લખેલા આઠ નિબંધોનો સમૂહ છે શ્રી અરવિન્દની પ્રવૃત્તિ વિષે પ્રમાણભૂત માહિતિ મેળવવામાં આ ગ્રન્થિકા બહુ ઉપયોગી થશે, કેમકે એમાંનો દરેક નિબંધ પૂરતી પ્રમાણભૂતતાથી લખાયો છે પુસ્તકનો દેખાવ આંખે ઉડીને વળગે એવો સુન્દર છતાં સાદો છે

**ચતુરંગ અને બે બહેનો** રવીન્દ્રનાથ ટાગોર, અનુ નગીનદાસ પરીખ રવીન્દ્ર ગ્રંથાવલી, પારસી અગ્યારી પાસે અમદાવાદ ૧ ૪ ૦ પૃ ૧૮૪

આમાં કવિવરની બે વાર્તાઓનો અનુવાદ છે બન્નેનો અનુવાદ સુન્દર થયો છે એટલે કે મૂળ બંગાળીના જ્ઞાનના અભાવે ગુજરાતમાં એ સુવાચ્ય છે એટલું અમે કહી શકીએ છીએ

આ ગ્રંથાવલીને અમે ખાસ સફળતા ઇચ્છીએ છીએ તે એટલા માટે કે એની પાસે અમુક એક નિર્ણીત ધ્યેય છે તે મુજબ તેના પ્રકાશન થાય છે અમે માનીએ છીએ કે જેવુ મળે તેવુ લખાવીને પ્રસિદ્ધ કરતી આપણી બીજી ઘણીએ ગ્રંથમાળાઓ કરતા આમ પરસાહિત્યસ્વામીઓની કૃતિઓ ગુજરાતીમા ઉતરાવતી આ ગ્રન્થમાળા વધુ ઉપયોગી થવાનો સમ્ભવ છે સર્વથા અમે આને આવકાર આપીએ છીએ

**તમને એ નહિ સમજાય** (ટાલ્સ્ટોયકૃત) અનુ મનુભાઇ ક દેસાઇ, પ્રસ્થાન કાર્યાલય અમદાવાદ, ૦ ૬ ૦ પૃ ૭ (બીજી આવૃત્તિ)

બાળોપયોગી તેમજ બાલપ્રિય થઇ પડેલા એવા ૨૧ સંવાદો આમા અનુવાદાયા છે સંવાદો બાલપ્રિય થઇ પડયા છે એનો પૂરાવો એની આ બીજી આવૃત્તિ થઇ તે જ આપે છે

**આત્મરસ દર્શ** મણિલાલ જ દ્વિવેદી રાવપુરા ગામે રામજી મંદિર વડોદરા ૦ ૪ ૦ પૃ ૩૮ (ક્રૂલસ્કેપ આઠપેજી)

આમા આત્મોન્નતિના લેખક લિખિત નવ નિબંધો છે નિબંધોમા સારુ ચિંતન ભર્યું છે

**બ્રહ્માત્મવિદ્યાર્થંચુપ્રવેશઃ** જયંતિલાલ દયારામ ત્રિપાઠી, જુનાગઢ રૂા. ૧-૦-૦.

આ પુસ્તકમાં બ્રહ્મજ્ઞાન વિશે વીગતમાં ઉતરીને વિચાર કરવામાં આવ્યો છે. પાને પાને લેખકના તીવ્ર ભાવનું જોશ તથા ઉંડું વિચારદર્શન દેખાઇ રહે છે. અમે આ પુસ્તકને આવકાર આપીએ છીએ.

**હિન્દુસ્તાન અને ઇંગ્લંડનો ઇતિહાસઃ** ભાનુશંકર મા. મહેતા, પ્રકાશક સાકરલાલ કલ્યાણજી વોરા, બુકસેલર એન્ડ પબ્લીશર, રૂવાપરી ગેટ, ભાવનગર. ૧-૮-૦

મેટ્રિકના અભ્યાસક્રમને લક્ષમાં રાખીને આ પુસ્તક લખાયું છે. પણ બીજાં સામાન્ય પાઠ્યપુસ્તકો કરતાં આ કંઇક ઉંચી કક્ષાનું છે. વિષયની ગોઠવણી, ભાષાની સરળતા અને સૌથી ઉપયોગી ગણાય એવી વિગતની ચોક્કસતા આ પુસ્તકને ઘણું જ કિમ્મતી બનાવે છે. પ્રકરણ દીઠ સવાલો આપવાથી પુસ્તકની ઉપયોગિતા વધે છે. ખાસ કરીને પ્રાચીન હિન્દનો વિભાગ અમને બહુ જ વિશ્વસનિય માલુમ પડ્યો છે. બીજા ઇતિહાસોમાં જ્યારે આ વિભાગમાં સેળભેળ હકીકતો જ મૂકવામાં આવે છે ત્યારે આમાં બધી વીગતો અદ્યતન શોધખોળને આધારે મૂકવામાં આવી છે. અમને આશા છે કે આ પુસ્તક વિદ્યાર્થીઓને બહુજ ઉપયોગી નીવડશે.

**શુકલ યજૂર્વેદ સંહિતા:** (ઉત્તરાર્ધ) મૂળ તથા ગુજરાતી અનુવાદ, સટિપ્પણ. અનુવાદક મોતીલાલ ર. ઘોડા કિં. ૨-૦-૦.

આમાં શરૂઆતમાં એક લાંબી પ્રસ્તાવના રા રા. વજેશંકર શામજી રાવળે લખી છે. આ પ્રસ્તાવના વિદ્વત્તાપૂર્ણ છે અને વેદના અભ્યાસીઓને તેમજ કર્મકાંડના અભ્યાસીઓને એમાંથી ઘણું જ જાણવાનું મળે તેમ છે. અનુવાદ સરળ અને અર્થને ઠીકઠીક બહાર લાવે તેવો છે. ટિપ્પણમાં ઉવટ અને મહીધરનાં ભાષ્યમાંથી ટીકા આપવામાં આવી છે. પ્રયત્ન આવકારપાત્ર છે. અલબત્ત અર્વાચીન શાસ્ત્રીય ધોરણે આ આવૃત્તિ પ્રકાશિત નથી થઇ, પણ જીજ્ઞાસુને ઘણી જ ઉપયોગી થાય એવી તો એ છે જ.

**હનુમાન વિભીષણ-૩ / ભરત લક્ષ્મણ-૪** } લેખક નાનાભાઈ, પ્રકાશક શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર • કિંમત (૩) આના પાંચ (૪) આના ત્રણ

રામાયણના આ ચાર ભક્તપાત્રોથી કોઇક જ હિન્દુબાળક અજાણ્યું હશે લક્ષ્મણની બન્ધુ સેવા અને ભરતની માનસિકભક્તિ બન્ને પ્રખ્યાત છે. હનુમાનના પરાક્રમો તો આજેય નાના બાળકોનાં રૂંવાડા ઉભા કરી નાખે છે ભાઇ હોય કે દુશ્મન હોય પણ સત્યની સીમા ઓળંગે એટલે એ ત્યાજ્ય છે એવો આદર્શ વિભીષણ પૂરો પાડે છે.
આ પુસ્તિકાઓની ખૂબી તેની શૈલી અને અભિનવ દષ્ટિએ થયેલું પાત્રના મુલ્યાંકનમાં છે. માત્ર બાળકોજ નહિ પણ પોતાને બાલીશ વાચનથી પર માનતા મોટેરાંઓને પણ આ માંથી કંઇક નવું મળી રહેશે

Rgd. No. S. 426

નવું પ્રકાશન  વર્ષ બીજું  પુસ્તક બીજું




લેખક : રામચંદ્ર દામોદર શુકલ

સુંદર છપાઈ : મજબુત પાકી બાંધણી : મનોહર દિરંગી જેકેટ : સવા રૂપિયો :

**અંજલિ ગ્રંથમાળા : ડેન્સો હૉલ : કરાચી**

# આપને યાદ છે?

## અમારા ગ્રાહકોને

સામાન્ય રીતે ઊર્મિનો આસો મહિનાનો અંક વી. પી. થી મોકલવાનો હોય છે, પણ ઊર્મિ નવા તંત્ર નીચે કેવું નીકળે છે એ અમારા ગ્રાહકો જોઇ અને નિર્ણય કરી શકે એટલા ખાતર અમે આસો અંક વી. પી. નથી કરવાના પણ કારતક મહિનાનો અંક એટલે વર્ષનો પહેલો અંક વી. પી. થી રવાના કરીશું.

અમારી ઉમેદ નવા તંત્ર નીચે ઊર્મિનું પ્રકાશન વધુ સુંદર, વધુ પ્રાણવાન બનાવવાની છે. અમારા ગ્રાહકો અને વાંચકો જો અમને સક્રિય સહાનુભૂતિ આપશે તો અમારા પ્રયત્નો અનેકગણા જલદી સફળ થશે. આપ ગ્રાહક તરીકે રહેશો અને 'ઊર્મિ'ને ગુજરાતી ભાષાના એક સુંદર માસિક તરીકે વિકાસાવવામાં સંપૂર્ણ મદદ કરશો.

વ્યવસ્થાપક: ઊર્મિ.

હવેથી ઊર્મિ માસિક અંગેનો તમામ પત્રવ્યવહાર નીચેના સરનામે જ કરશો:—

ઊર્મિ કાર્યાલય : ડેન્સો હોલ : કરાચી.

# ગુજરાત



દર મહીનાની તા. ૧૫મીએ પ્રકટ થાય છે.

## ઑક્ટોબર અંકમાં

શ્રી. કનૈયાલાલ મુનશીની નવી નવલકથા

# જય સોમનાથ

(ચાલુ વાર્તા)

ઉપરાંત

સૌદામિની (નાટક) : પ્રહ્લાદ પાઠક

માનવતાને પંથે (વાર્તા) વૈકુંઠ શાહ

વ્રતભંગ (નાટક) નલિન ભટ્ટ

મહાગુજરાતનાં સંસ્થાનો:સંયુક્ત પ્રાંતો ડુંગરસી સંપટ

લોકેટનું રહસ્ય (વાર્તા) હીરાલાલ માણાવદરી

ભાલણ (નિબંધ) ગજેન્દ્રશંકર પંડ્યા

૧૨૯૭થી ૧૬૦૦નું ગુજરાતી સાહિત્ય (વિવેચન)
: ભાનુશંકર વ્યાસ

વ્યાકરણચર્ચા..............

પ્રશ્નોત્તરી..............

અને

શ્રી. સુન્દરમ્, શ્રી. પૂજાલાલ, શ્રી. અરાલવાળા વગેરેનાં કાવ્યો, દોહન, વર્તમાનસાર, તંત્રીસ્થાનેથી, સમાલોચના વગેરે.


આદ્યતંત્રી :
શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી

સાહિત્ય સંસદ તરફથી

તંત્રી મંડળ :
શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે,
શ્રી. ધનસુખલાલ કૃ. મહેતા,
શ્રી. રમણ ન. વકીલ,
શ્રી. શંકરપ્રસાદ છ. રાવલ,
શ્રી. ભાનુશંકર બા. વ્યાસ.

વાર્ષિક લવાજમ :

હિન્દમાં : રૂ. ૫-૦-૦
પરદેશ : ૧૨ શીલીંગ

સંસદના સભ્યો માટે
લવાજમ : રૂ. ૪-૦-૦

કાર્યાલય :
૧૧૧, એસ્પ્લેનેડ રોડ,
કોટ, મુંબાઈ.

મુદ્રક • ધનશંકર કું. શુક્લ
પ્રભાત પ્રેસ • ડેન્સો હોલ • કરાંચી

# ઊર્મિ

પ્રકાશક • ભૂપતરાય મો. દવે
ઊર્મિ કાર્યાલય • ડેન્સો હોલ • કરાંચી

વર્ષ ૫મું
અંક ૧૧મો

સળંગ અંક
૫૯

## અનુક્રમણિકા



એજન્ટો:—

| | |
|---|---|
| એલ. કે. મેઘાણી | ૧૪, અમરતલા સ્ટ્રીટ કલકત્તા. |
| આર. આર. શેઠની કું., | પ્રિન્સેસ ,, મુંબઇ– |
| સી. જમનાદાસની કું., | ,, ,, |
| એન. એમ. ત્રિપાઠીની કું., | ,, ,, |
| ગાંડીવ લવાજમ એજન્સી | હવાડીઆ ચકલો, સુરત |
| પુસ્તકાલય સ. સ. મંડળ લી. | રાવપુરા, વડોદરા |

વાર્ષિક :::: લવાજમ :: રૂપિયા ચાર

# ઊર્મિ

વર્ષ ૫મુ · ભાષા અને સાહિત્યનું માસિક · ભાદરવો ૧૯૯૨ · અંક ૧૧મો

## अस्मदीयम्

### તંત્ર બદલાયું

ગયા અંકે થયેલ જાહેરાત મુજબ શ્રી. ડોલરરાય માંકડ, શ્રી. ભવાનીશંકર વ્યાસ, અને શ્રી. ચમનલાલ ગાંધી, તંત્રીપદેથી છૂટા થયા છે. એમણે 'ઊર્મિ'ને આ દરજ્જે લાવવામાં જે જહેમત લીધી છે, તેને માટે તો 'ઊર્મિ' એમનું સદૈવ ઋણી રહેશે જ. છેલ્લાં ત્રણેક વરસ દરમ્યાન એમના તંત્ર નીચે ગૂજરાતી ભાષાની કેટલીક અણખેડાયેલ દિશાઓ ખેડાવાની શરૂઆત થઈ છે. તેમાં યે કાવ્ય સાહિત્યને ઉંચે અને ઉંચે લઈ જવામાં એમણે 'કાવ્યાંક' દ્વારા પ્રાપ્ત કરેલ સિદ્ધિ તો અન્યને હાથે સધાય ત્યા સુધી અજોડ જ રહેશે. એવા સમર્થ તંત્રીઓએ ખાલી કરેલ સ્થાન પ્રતિ પગલાં માંડતા, નવા તંત્રને, કવિકુલગુરુ કાલિદાસને રઘુકુલનો ઇતિહાસ આલેખતાં જેવો અંતઃક્ષોભ થયો હતો, તેવો, અંતઃક્ષોભ થાય છે. પરંતુ એક કાળે જમીન પર ચાલવા માટે પડતો, આખડતો, ડગલાં ભરતો, માનવી ક્રમે ક્રમે આત્મવિશ્વાસ મેળવી, ગગન વિહારી બન્યો છે, તેમ અમે પણ, 'ઊર્મિ'ને શિષ્ટ કોટિના સાહિત્ય પિરસનારની કક્ષાએથી નીચે ન ઉતરવા દેવાના ધ્યેયને જાગતી રાખવાના પ્રયત્નો કરશું[1]. સિદ્ધિ કેટલી પ્રાપ્ત થશે ? કોવેત્તિ ?

### સાહિત્ય પરિષદ: નવમતવાદીઓની નજરે

શ્રી. ચંદ્રવદન મહેતા અને અન્ય પચાસેક પ્રતિષ્ઠીત અને ઉગતા લેખકોના સહી સાથેનું એક નિવેદન ગૂજરાતના પત્રોમાં પ્રસિદ્ધ થયું છે, એ નિવેદનમાં સહ

1. આ લખતી વખતે અમારા લેખક બંધુઓ પોતાનો સહકાર આપવાનું ચાલુ રાખશેજ એવી આશા અમે રાખીએ છીએ.

કેમ વધુ લખાય તે માટે ઉપાયો યોજવાની જરૂરત છે. એ પૃથા સદંતર બંધ થવાથી નુકશાન થવાનો જ વધુ સંભવ છે.

૨, 'વિભાગી પ્રમુખોની નિમણૂક, હાસ્યાસ્પદ છે.' એક જ પ્રમુખ સાહિત્યના દરેક અંગમાં નિષ્ણાત હોય, એની બુધ્ધિ દરેક બાબત ઉપર અજવાળું ફેંકી શકિત હોય, એ એક માનવીની શકિત માટે વધુ પડતી કલ્પના કરવા જેવું છે. કોઈને મોટા ભા કરવાની વૃત્તિ જતી કરી દરેક વિભાગ માટે યોગ્ય પ્રમુખ ચુંટાય તો જે કામ થઇ શકે તે બધી શાખાઓ માટે એક પ્રમુખ કરતાં ઘણું વધુ સરસ થઇ શકે. એટલે-ખરી વસ્તુ એ છે કે યોગ્ય માણસોને યોગ્ય જગ્યાએ ચુંટવાનો પ્રબંધ કરવો ઘટે.

૩ 'જૂના જમાનાના સાહિત્યના જીર્ણોધ્ધાર કરવા પાછળ સમય અને શકિતનો વ્યય થતો અટકાવો.' આજના જમાનાનું એ એક સૂત્ર બની ગયું છે કે 'કાંઇક નવું કરી બતાવો' પરંતુ એ નવું કરી બતાવવાના મોહમાંને મોહમાં ખેંચાતા આપણે સાચે જ નવું કરીએ છીએ કે ભીંત ભૂલીએ છીએ, એ નથી જોવાતું. હિંદી, મહારાષ્ટ્રીય, બંગીય સાહિત્ય સંમેલનો જૂના સાહિત્યનો જીર્ણોધ્ધાર કરવા માટે ખાસ અલગ ખાતાઓ દ્વારા કેવું કામ કરી રહ્યા છે, એનો વિચાર આ નિવેદન ઘડનાર ભાઇઓથી વિસરાઇ ગયો લાગે છે નહિતર એમને આ પ્રવૃત્તિ નકામી ન જણાત, એટલે આ પ્રવૃત્તિને બંધ કરવાને બદલે તેને તદન નવું સ્વરૂપ આપવાની ખાસ જરૂરત છે.

(૪) 'એને બદલે જીવંત પ્રશ્નોની, આગામી ભાવિની, પલટાતા યુગની અને ઘડાતી સૃષ્ટિમાંના પ્રેરક બળો અને આંદોલનો ઉપર ચર્ચા કરી સંમેલનની દૃષ્ટિ ભૂતકાળ ઉપરથી ઉઠાવી વર્તમાન અને ભવિષ્ય તરફ નાખવા માંડો.'

દેખીતી રીતે આ વિચારો ઘણાં જ સુંદર લાગે છે. પરંતુ એના ઉપર વિચાર કરવા જતાં, એમાં કોઇ નક્કર વસ્તુ તરફ નિર્દેશ નથી. એટલે એ મુદ્દો જરા વધુ વિસ્તાર પૂર્વક લખાયેલો હોત તો યોગ્ય હતું. જેમ પહેલા મુદ્દાને ક. ખ. ગ. ઘ. એમ જુદા જુદા દૃષ્ટિબિંદુઓ રજુ કરી વિશદ બનાવ્યો છે, તેમ અહીં થયું હોત તો આમ સમમરૂપે સુંદર જણાતો વિચાર કેટલો સંદિગ્ધ છે એ જણાઇ આવત, તેમ જ અન્યને ખરેખર આંગળી ચીંધી શકાય એટલો માર્ગદર્શક પણ થઇ પડત.

(૫) (૬) બંને મુદ્દાઓ પરત્વે પરિષદ ઘણું કરી શકે. અલબત એમાં તદ્દન તટસ્થ વૃત્તિથી કામ કરનાર કાર્યકર્તાઓ નહિ હોય તો પછી 'હાથમાં એને મોઢામાં' એ સ્થિતિ થશે.

(૭) 'નવી દૃષ્ટિથી લખાયેલા પાઠ્ય પુસ્તકોની ક્રમિક માળા પ્રગટ કરી, શાળાઓમાં ભણાવવા માટે પ્રબંધ કરો.' પાઠ્ય પુસ્તકોની ક્રમિક માળા પ્રગટ કરવી એક વાત છે, અને એને શાળાઓમાં ભણાવવા માટે પ્રબંધ કરવો એ બીજી વાત છે. પહેલી વાત

જેટલી સહેલી છે, તેટલી જ બીજી અઘરી છે. છતાં પરિષદના સંચાલકો એને માટે પણ સમિતિ રચી શકય એટલું બધું કરે એ ઇચ્છનીય છે.

(૮) એને માટે નજદીકના ભવિષ્યમાંજ પરિષદે વ્યહવારૂ પગલાં લેવા જરૂરી છે.

(૯) એ પણ તદ્દન જરૂરી છે.

(૧૦) એ પરિષદના સાધન, સંજોગ અને કાર્યકર્તાઓના સહકાર ઉપર આધાર રાખે છે. એને માટે એકલા ઠરાવથી જ નહિ પરંતુ સક્રિયરીતે કંઇ કરવાની શરૂઆત કરવી ઘટે છે.

(૧૧) આ સૌ સૌની દૃષ્ટિ ઉપર આધાર રાખે છે. જેમ એક વર્ગ એમ કહે છે કે એ પૈસાનો ગેરૂપયોગ છે, તેમ એક વર્ગ એમ પણ કહે છે કે એવી રીતે સ્મારકો ન બનાવીએ તો ભવિષ્યની પ્રજાને માટે પ્રેરણા લેવા જેવું શું રહેશે. આપણે ત્યા તો આ બાબતમા કાઇ જ નથી કરતા એમ કહીએ તો ચાલે, પશ્ચિમ તરફ નજર નાખીએ તો આપણને દેખાશે કે એના સાહિત્યભક્તો, કે કલાસ્વામીઓ માટે ત્યાની પ્રજા કેટકેટલુ કરે છે બાકી અક્ષરજ્ઞાનની યોજના માટે રાષ્ટ્રવ્યાપી આંદોલન ન થાય ત્યાં સુધી એ થીગડાં જ ગણાવાના. અને તેથી કાઇ મોટો ફાયદો થશે, એમ કહેવું એ વસ્તુની યથાર્થતા ન સમજવા જેવુ છે

(૧૨) 'એ બધી પ્રવૃત્તિઓની જાહેરાત માટે તેમજ પ્રચારકાર્ય માટે પરિષદનું સાદુ તથા સોઘુ સામયિક મુખપત્ર રાખો '

આ વિચારને અમે આવકારીએ છીએ. એ મુખપત્ર હશે, તો નિયમિત રીતે કાઇક કરીએ છીએ એટલુ બતાવવા જેટલું તો કાઇક કરવુ પડશેજ. હાલી પરિષદ પછી છેલ્લા થોડાક મહિનામા બે ચાર વ્યાખ્યાન આપવા જેટલી પ્રવૃત્તિ કરી લેય, એના સંચાલકો-કાર્યકર્તાઓ સાફ નહિ રહી શકે. એમને પરિષદમાં પોતાનો પગ ટકાવી રાખવા જેટલી, આગળી ચીંધી શકાય એટલી પ્રવૃત્તિ ચાલુ રાખ્યા વગર છૂટકો જ નથી

એમ અનેક ચર્ચાસ્પદ બાબતોથી ભરપૂર આ નિવેદન સાહિત્ય પરિષદના ચરણ-કમલમા રજુ થયુ છે એમા રજુ થયેલ વિચારો પર્યાપ્ત ચર્ચા પછી કાગળ ઉપર મુકાયા હોય તેવું નથી લાગતુ, પરંતુ જેમ સુઝ્યું તેમ લખાયા પછી સહીઓ લેવાઇ હોય એમ જણાય છે એને બદલે યોગ્ય વિચારણા પછી, એ થયું હોત તો વધુ માગીનરૂપે પ્રજા પાસે મુકી શકાત. એટલું છતા એક રીતે એ આજના નવવિચારકોના અંતરમા ચાલી રહેલ વિચારમંથનોનો પડઘો પાડે છે પરિષદના સંચાલકોએ એના પ્રત્યે ઉદાસીનતા સેવવાને બદલે તેમા તથ્ય જણાય તેટલું સ્વીકારવું જ જોઇએ. આજ પરિષદના સંચાલકોની ભલે પણ આવતી કાલ તો એમની જ છે, એ કોઇ ન ભૂલે.

# ગ્રામ

### સુન્દરમ્

વિશાળ નભના લલાટમહીં એક એકાકિની
હતી તિલક શી છવાઇ રજ તેજરેખા તહીં
જરા રતુમડી, અને સરવરે તથા ખેતરે
છવાયું મૃદુ મૌન ત્યાં, ઉડુગણો અજન્મ્યા હજી
ડુબ્યા તિમિરમાં રહ્યા ગલગલી શું એને ઉરે.

રહ્યો હું નિરખી ચઢંતી ગગને જ ધીરે ધીરે,
શિખા નિકળતી જ ધૂમ્રતણી ઝૂંપડાંથી તહીં;
થતા ગહન અંધકારમહીં ઈશના દિવ્ય તે
પુરાણતમ્ સાદના ધવલ સૌમ્ય પ્રતિઘોષ શો
રહ્યો લટકી પૂર્વમાં પુનિત શોકમય ચન્દ્રમા.

સુણ્યા ખણુખણાટ મેં ઉડત જન્તુની પાંખના,
અનંત ભરહર્ષ એ ઉઠત, શાન્ત પૃથ્વી પરે
અનેક ઉતરી રહ્યા સ્વર ભરેલ શું તારલા.

અને તરુવરોની પાર મૃદુ ઓળલા જ્યાહરે
હતા ઉતરતા તહીં, અલગ છોતરાંથી કર્યા
અનાજ કણુ શો નભે તરલ શુક્રતારો તગ્યો.
અને કૃષકનો અવાજ તહીં એકલો સાદતો
સુદૂર ઘરવાળીને તિમિરમાં કશો સાદતો![1]

1 મૂળ લેખક હરીન્દ્ર ચટ્ટોપાધ્યાય. Village Imagery

## યુગયુગલ

લલિતજી

સાગરને સંગમ મીઠું મ્હેરામણ:
વચ્ચે વડલાની ઝુલે ઝુલઝુલવણી રે

વડલે ટગડાળપર ઉડીને આવી–
કળકળતી એક કુંજલડી રે

સાગર પૂછે છે: "બ્હેન! ક્યાંથી ભૂલી પડી–
રણવગડે નેહ નિર્ઝરણી રે"

કુંજલડી કહે: શ્યામ ક્યાં સલૂણો?
ગર્જે ઘાયેલ દિલપાંદલડી રે

સરિતાની છોળ ત્યાં આવી ઉછાળની–
કુંઝને ઝીલે તેવી કુંજલડી રે

અલૂણાં અમીની દયાસિંધુ મંછીરની–
જોગવે જો! જુગની જુગલ રસજોડલી રે

રાવણે તોડી તો તેને વાલ્મીકિએ જોડી·
એ તો સીતારામ કેરી દિલજોડલી રે

## જૂના સંસ્કાર

કાલક

તને મદન ગર્વિણી વય અઢારની બાળવી
કહું શબ્દમાં ક્યાં ક્ષણ સમાવવા કોઈને?
લગીર પગ લાગતો, 'અડકશો જરી ના મને–'
સહુ ખસતાં વદે, અયિ અઢાર રંગોમયી!

ભુલી પ્રથમ રંગ શું વય પરોઢનો સૌમ્ય તે?
નં'તી ઝપટ દાપવી અતિ અનેક ખાધી પ્હણે,
–પ્હણે નદની રેત્યમાં રમત ખેલતાં બાળવી!
ઝપાઝપ કરી તને ફગવતો ન'તો રેત્યમાં?

અગાધ અહ જ્ઞાન તુ ગઈ શિખી કહે ક્યાંથી?
અઢાર વરષો પછેય રહી તું મને બાળથી;
પછે કયમ કરે વિવેક જૂઠ દંભ સંસ્કારનો.
તને શરમ ખાંડણાં નિમિષ આજ શું લાગતાં?

વદે લલિત લોચના ફક્ત, સૌમ્ય રાણી ઉષા–
'ભલા! હૃદય તાહરૂં નહિ પરોઢ જેવું હવે.'



## ગુરુપૂજન

પૂજાલાલ

( સ્રગ્ધરા )

કોને હો ચન્દ્રમાની જગતનયન કાજે સદા શુભ્ર રહેલી
બીજી બેઠો ગ બાજુ હિમમય મૃત ને ઘોર અંધાર ઘેરી
જ્યાં સ્વરૂપે સ્નિગ્ધતાની નયનહૃદયહારી કલા ખીલતી ના:
મારે તેની પડી શી? કયમ કલુષિત થાઉં વૃથા એ વિચારે?
આ મારે શુભ્રતાના સરગ સ્ફટિક શી કાંતિ આહ્લાદકારી
સ્નેહે સીંચી રહેલી અમૃત સકલ ગંગાપની શાંતિ જેવું,
લેને સેવીશ હર્ષે પુલકિત થઈ હું, ને બને તો મદીય
એની શ્રી સદ્ગુરુની, રુદિત મન વળી ગાન એના કરીશ.

## કાવ્યભાવિ

**મુકુન્દ વિ. વિજય. પારાશર્ય**

વિપુલ જગ આ, કાવ્યો ઓછાં છતાંય નહીં નહીં
કવિત ટકશે માંરૂં એકે બીજા હૃદયે વરી.
કવિત સઘળાં સાદાં મારાં, નહીંજ મહીં કલા
સુખદ મધુરી આશાઘેલાં ન કલ્પન વા જરા.
હત હૃદયમાં આશાસ્વપ્નો ન એ કદિ ઢોળતાં.
પણ જીવનના સાદાં ભાવો સ્વરૂપ બતાવતાં.
નિત નિત તણાં કાવ્યો નિત્યે ભુલાઇ મરી જતાં
ફરી પ્રકટશે હૈયે હૈયે ન સંભવ એ જરા.
તદપિ જગમાં ચિહ્નો કેવા દિવા રજનિ મુકે
નિત નિત તણું જૂદું કૈં કૈં નવું હૃદયે ધરે.
ફરક પડતો થોડો તોયે સદા નિતજીવને
કવિત ત્યમ આ ચિહ્નો મૂકી કદા ટકશે જગે.
અમર વહતા કાળે ન્હાના તરંગ ન્હડી જશે.
મનુ હૃદયના નૌકા હૈયે જરા અથડી જશે.

## કોણ ?

**રમણલાલ સોની**

કાલ હતી કેરી કાચી ને
        આજે પાકી ગલ થઇ
કોણ એમાં સ્વાદ પૂર્યો કે
        આવી મીઠી મધ થઇ ?
ભર્યો ઉનાળો તાપે બાળે
        ધરતી બળતી, ખાખ થઇ
ત્યારે કોણે ફળમાં એવો
        પૂર્યો મીઠો રસ ભઈ ?
આગ ઝરે છે આકાશે, ને
        ધરતી રાતીચોળ થઈ,

ત્યારે કયાંથી વાદળ જેવાં
  ધસતા આવ્યાં જોર દઇ !
ખારોપાટ ઉનાળો થાતે
  આવે ગમની રેલ થઇ
નક્કી આ કોઈ મારા જેવા
  બાળકના છે બેલ, ભઇ !



## બલિદાન

પ્રભુદાસ કાલીદાસ વ્યાસ

અન્યાય-ત્રાસે જનની પુકારે
સુણી રડે આર્દ્ર બની દિશાઓ
સવેગ રોષે પડકાર ઝીલે,
રણે ચડે બલિસ-વક્ષણા ઓ !

હુંકાર-શબ્દે નભ-ગાભ ભેદે,
ધ્રૂજે ધરા સિંહ સમાન ત્રાડે.
ડોલે પદાઘાતથકી પહાડો,
શ્વાસે વધે સતત ચક્રવાતો,
હાલી ઉઠે સપ્તસમુદ્ર-વારિ
બાળે બધું નેત્ર હુતાગ્નિધારી

સકોપ સેના રિપુની ચડે ને
વીંઝે વિશસ્ત્રો પર લાઠીઓને
લોહી તપ્યાં ક્રોધ ઊઠ્યો ભભૂકી,
શાંતિ અહિંસા તણી ત્યાં વરૂણી
ઝીની ઊરે ઘાવ પ્રમત્તતાથી
રંગાઇ, રોળાઇ, ધગ દળ્યા કે.

નથી ઉરે આશ જ્વલંત કીર્તિ-
તણી, નથી સ્મારક-ચિહ્નની કે;
નથી તમા માત પિતા-પ્રિયાની
નથી તૃષા સ્વર્ગ તણા સુખોની

'સ્વદેશ, માતા, પ્રિય માતૃભૂમિ,
ત્રુહિ ત્રુહિ, કેવલ શ્વાસશ્વાસે
જપેજપે ને નયનો મીંચાયે
દિસા કપોલે જલબિંદુ રહાયે
શોભી રહે કુંકુમ રક્ત-છાંટણે
પ્રચંડ કાયા ટશરો ફૂટી એ.

વિનાશ લાવી અધ્રરોષની ને
ભાવે ઝગ્યા આતરઓજ શક્તિ,
આણી રમન્તી સ્મિત-રેખ મોઢે
કર્તવ્ય મસ્તીપતણી ઝગી કે—

'ધરાશ તે ધુણ થકી સમાતુ'
તે ધુણમા તે શિરતાજ મારે !

* * *

એવા અમૂલા બલિદાન આજે
અણુ અણુ-પ્રેરક થૈ વિરાજે.
  આવતીકાલ સુભવ્ય દેશે
સ્વાતંત્ર્યનો સૂર્ય પ્રભાથી રહેશે

# રોશનઆરા

અનુવાદક : રમણીક કીશનલાલ મહેતા

નિઝામના એક શાહી મહેલમાં એ વીર બંદીવાન હતો. મધરાત થવાની તૈયારી હતી. બ્હાર નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય છવાઇ રહ્યું હતું. તે એક રત્નજડિત કોચ પર બેઠો હતો. વિશાળ કપાળ પર ચિન્તાની રેખાઓ દષ્ટિગોચર થતી હતી. હેની દષ્ટિ પૃથ્વી પર ઢળેલી હતી અને લાંબા કાળા કેશની લટો કાન પર લટકી રહી હતી. કોઇ ગંભીર વિચારોએ હેને બેહોશ જેવો બનાવી દીધો હોય એમ લાગતું હતું.

‘હું આવી છું!’ વીણાના ઝંકાર જેવા કોમળ સ્વરથી આખો ઓરડો ગૂંજી ઊઠ્યો. તે વીર પુરૂષ તો પોતાના ધ્યાનમાં મગ્ન હતો. હેણે કાંઇ જ ન સાંભળ્યું.

કાંઇક નજીકમાં આવીને આગંતુકે કહ્યું: ‘હું આવી પહોંચી છું. વીર! હું છું રોશનઆરા!’

જાગ્રત થતો હોય તેમ તે વીર પુરૂષ બોલ્યો, ‘કોણ? રોશનઆરા? આટલી મોડી રાત્રિએ અહીં આવવાનું કષ્ટ શા માટે ઉઠાવ્યું! શાહજાદી!’ હેણે પ્રશ્ન કર્યો.

‘હું અહીં શા માટે આવી તે તો મ્હારાથી પણ નથી સમજાતું. હૈયું ગભરાઇ રહ્યું હતું અને હું એક પ્રકારની બેચેની અનુભવતી હતી તેથી અહીં ખેંચાઇ આવી. વીરવર! ત્હમે જાણો છો કે મ્હારા દીલમાં એક પ્રકારનું દર્દ છે, અને હેની દવા ત્હમારી પાસે છે.’

‘પરન્તુ......’

‘પરન્તુ શું?’

‘હું તો રણચંડીનો ઉપાસક છું, શાહજાદી! તલવાર પર મ્હને પ્રેમ છે. હું સમજણો થયો ત્યારથી જ હું તલવારને વ્હાલો આવ્યો છું. તલવાર જ મ્હારો પ્રાણાધાર છે, અને યુદ્ધભૂમિ મ્હારૂં ક્રિડાસ્થાન છે. લડાઇમાં મારવું કે મરી જવું એજ જેના જીવનનું લક્ષ્ય હોય હેની પાસે દિલનાં દર્દની દવા ક્યાંથી હોય? દિલ-દર્દની દવા એ કેમ જાણી શકે?’

‘ત્હમે સર્વકાંઇ જાણો છો વીર! મ્હારા પ્રિયતમ! મ્હારા ફરહાદ! મ્હારા મજનૂં! હું ત્હમારી શીરીં છું, લયલા છું!’

'તુ રૂપવન્તી છે—અતિ રૂપવન્તી છે. ત્હારા હૃદયમાં પ્રેમ છે. ત્હારા મુખ પર તેજોમય જ્યોતિ વિલસી રહી છે. ત્હારી આંખોમા નશો છે—અંગ-અંગમાથી સૌન્દર્ય નીતરી રહ્યું છે. છતાં યે......'

ફરી પાછું 'છતા યે?' શા માટે બોલતા અટકી ગયા?

'શાહજાદી! હું દિલગીર છુ કે ત્હારા પ્રેમને માટે મ્હારા હૃદયમા સ્થાન નથી. મ્હારી પ્રિય માતૃભૂમિ આજ પરતંત્રતાથી પદદલિત થઇ રહી છે નાગજ ન થા શાહજાદી! તમ વિદેશીઓના ભીષણ અત્યાચારથી હવે તે ત્રાહિ ત્રાહિ પુકારી રહી છે ત્હેના આર્તનાદથી સમસ્ત દેશ જાગૃત થઇ ચૂક્યો છે ભારતીય યુવકોએ જીવનના સર્વ સુખોને તિલાંજલી આપી દીધી છે માતૃભૂમિને બંધનમુક્ત કરવાને માટે, ભારતનુ મસ્તક પૂર્વવત્ ઉન્નત કરવાને કાજે આજે દેશનુ બાળ-બાળક વ્યાકુળ બની રહ્યું છે. ત્હેમની આંખોમા આજે દુખી ભારત વસી રહ્યું છે તેઓ માયા, મમતા અને પ્યારને ભૂલી ગયા છે. પછી હું, જેના પર ગૌબ્રાહ્મણ પ્રતિપાલક છત્રપતિ શ્રી શિવાજી મહારાજનો પૂર્ણ વિશ્વાસ છે તે, પ્રેમક્રીડામા ફસાઇને રાજ્યદ્રોહી અને દેશદ્રોહી નહી બન શાહજાદી! મહારાજ શિવાજીનો આ સેવક બજાજી નિમ્બાલકર—શત્રુ કન્યા—એક યવનકન્યા—ના પ્રેમ કરતા દેશપ્રેમને અધિક મહત્વ આપે છે માટે મ્હને માફ કર!'

'બજાજી! હુ યવનકન્યા છુ એ સાચુ, પરન્તુ મનથી નહીં, તનથી આજથી ચાર વર્ષ પૂર્વે ત્હમે હૈદરાબાદ લૂટવાને આવ્યા હતા અને અમ્મીજાને ત્હમારો સામનો કર્યો હતો એ વખતે હુ પણ ત્હેમની સાથે હતી એ ઘોર યુદ્ધમા ત્હમારૂ અપૂર્વ યુદ્ધકૌશલ જોઇને હુ ત્હમારા પર મુગ્ધ બની હતી એ દિવસથી મ્હે ત્હમારી પ્રતિમાની સ્થાપના મ્હારા હૃદયમંદિરમા કરી છે, અને એનુ પૂજા-અર્ચા કરતાં હુ હિન્દુ બની ગઇ છુ શત્રુકન્યા છુ એ સત્ય, પરન્તુ શત્રુના સમસ્ત પરિવારને શત્રુ માની લેવામા વીરતા નથી'

\- \-

'પરન્તુ શાહજાદી! હુ વિવશ છુ મ્હારાથી કે મ્હે પ્રથમ દેશની સ્વતંત્રતા, પછી ધર્મની રક્ષા, અને પછી પ્રેમની સાધનાનુ વ્રત લીધુ છે' બોલતા તો આ બધુ બોલાઇ ગયુ, પરન્તુ સાતપુડા અને સહ્યાદ્રિ જેવા પહાડી અને દક્ષિણ જેવા ગરમ પ્રદેશમા રહેનાર બજાજીએ હજુ સુધી આટલી સુન્દર રમણીને દીઠી નહોતી રોશનઆરા ઔરંગઝેબની પુત્રી હતી એની આંખોમા માદકતા ભરી હતી અંગ પર અનુપમ જ્યોતિ ઝિલમીલી રહી હતી એની વાણીમા આકર્ષણ હતુ તે કોઇ સાથે બોલતી અથવા તો કોઇને નિરખતી ત્યારે તે પોતાની ગતિ ભૂલી અવાક્ બની જતુ તરુણ બજાજીના હૃદયને ધીમે ધીમે તે પોતાના તરફ આકર્ષી રહી હતી પોતે કોના નયનોનો શિકાર બની રહ્યો હતો અને કોની અદ્દભુત જાળમા ફસાઇ રહ્યો હતો એની બજાજીને સમજણ ન પડી

રોશનઆરાએ મન્દ સ્મિત કરતા કહ્યુ 'તો હુ પણ સર્વ પ્રથમ ત્હમારા દેશને સ્વતંત્ર કરવામા તન, મન અને ધન અર્પણ કરીશ દેશ સ્વતંત્ર થયા બાદ હિન્દુ ધર્માનુસાર આચરણ કરીશ અને અન્તે પ્રેમમાર્ગમા મ્હારૂ સમસ્ત જીવન વ્યતીત કરીશ'

બાજીએ મૌન સેવ્યું. રોશનઆરાએ એના હૃદય પર અધિકાર જમાવી દીધો હતો. એની આંખોમાં શરાબ સરિખો નશો છાઇ રહ્યો હતો. હૃદય ઉત્તેજિત બની રહ્યું હતું. તીક્ષ્ણ બુદ્ધિવાળી રોશનઆરા, એના-બાજીના મનની બદલાતી ભાવનાઓ કળી ગઇ. એણે પોતાનાં કૃણાલવત્ હાથ એના ગળામાં નાંખી પોતાનું સુન્દર મુખ એના વક્ષઃસ્થળ પર મૂક્યું. બાજીના હૃદયની ચેતના ક્રમશઃ નષ્ટ થઇ. આંખો જાણે નશામાં તરબોળ બની મીંચાઇ ગઇ. એક ક્ષણ પછી આકાશમાં ચન્દ્રદેવ હસી રહ્યા હતા અને દેવી પ્રકૃતિ એમના હિમકરોમાં બદ્ધ થઇ હતી ત્યારે બાજીએ પોતાના હાથમાં રોશનઆરાને પોતાની બંન્દિની બનાવી.

પ્રભાતકાળના શીતળ સમીરના સ્પર્શથી બન્નેની મોહનિદ્રાનો ભંગ થયો. રોશનઆરાની આંગળીઓ સાથે ખેલતાં બાજીએ કહ્યું: 'આ પરતંત્રતાનો ક્યારે અન્ત આવશે પ્રિયે ?-'

"કાલે આ સમયે હું આવીશ; તૈયાર રહેજો, બંને ચાલી નીકળશું." -કહીને બાજી તરફ પોતાના માદક અને પ્રેમપૂર્ણ નેત્રોથી કટાક્ષ ફેંકતી રોશનઆરા એ ખંડમાંથી બહાર ચાલી ગઇ.

(૨)

વૃદ્ધ નિઝામ એ દિવસોમાં ફૂલ્યો સમાતો ન હતો. એણે મ્હોટો શિકાર હાથ કર્યો હતો. મરાઠાઓના શૂર સેનાપતિ અને શિવાજીના જમણા હાથ સમાન બાજી નિમ્બાલકરને એણે કેદ કર્યો હતો. એણે ધાર્યું હોત તો કેદ કર્યો તે દિવસે જ એને મારી નાખ્યો હોત, અથવા તો મરાવી નાખ્યો હોત, પરન્તુ તે રાજનિતીમાં નિપુણ હતો. બાજી મૃત્યુવશ થાય એના કરતાં તે મુસલમાન બને તેમાં એને વધારે લાભ હતો. ઇસ્લામ અથવા તો ઇસ્લામી સંલતનતના ડગમગતા સિંહાસનને સ્થિર કરવાને માટે નિઝામ એને મુસલમાન બનાવવાનું બહુ જરૂરનું માનતા હતા, અને એટલા માટે એને કારાગારમાં કેદ ન કરતાં સાદી મહેલમાં નજરકેદ રાખવામાં આવ્યો હતો. પરન્તુ બાજી પાસે ઇસ્લામનો અંગીકાર કરાવવો એ બાળકની રમત ન હતી. નિઝામના અનેક યત્નો છતાંયે એમાં નિષ્ફળતા જ પ્રાપ્ત થઇ. જ્યારથી બાજીને કેદ કરવામાં આવ્યો ત્યારથી એને મુસલમાન બનાવવાના મનોરથ એણે સેવ્યા હતા.

નિઝામ એની ચિન્તામાં બેઠા હતા એટલામાં એક ગુપ્તચરે રહાગા બાગી કુરનિસ બજાવી અને શાહની સન્મુખ ઉભો રહ્યો.

બાદશાહે પૂછ્યું 'શા સમાચાર છે કરીમ ?'

કરીમ બોલ્યો: 'જહાંપનાહ ! કાલે શાનિમે જે કાંઇ જોયું છે એનું વર્ણન કરતાં મારું હૈયું કંપી રહ્યું છે.'

'કહે, કહે ! શું શિવાજીએ કોઇ કિલ્લો છની લીધો છે ? કે તે હૈદરાબાદ લૂંટવાને આવે છે ?'

'નહીં, જહાંપનાહ ! એવી કોઇ ઘટના નથીઃ પરન્તુ જે કાંઇ બીના છે તે હજૂર સાંભળશે તો.........'

'બસ, ત્હારે જે કાંઇ કહેવાનું હોય તે જલદીથી કહી નાંખ. વ્યર્થ વાતો કરી મ્હારી ઉત્સુકતાને વધુ ન ઉશ્કેર !'

જહાંપનાહ ! કાલે રાત્રિએ મ્હેં હજૂર શાહઝાદી સાહિબાને કેદીના ખંડમાં જતાં જોયેલ છે. એમને એ તરફ જતાં જોઇને. આ સેવક પણ એમની પાછળ પાછળ ગયોઃ અને ત્યાં જે કાંઇ જોયું એ કહેતા મ્હારી જીભ નથી ઉપડતી.'

'કોણ શાહઝાદી રોશનઆરા ?'

'હા. જહાંપનાહ !'

શાહનો ચહેરો ક્રોધથી લાલચોળ થઇ ગયો, એમણે કરીમને ત્યાંથી ચાલ્યા જવાનો હુકમ ફરમાવ્યો અને કરીમ ચાલ્યો ગયો. શાહે બૂમ પાડીઃ 'કોણ છે ?'

એક સેવક આવીને કુર્નિસ બજાવી ઊભો રહ્યો.

'જા રોશનઆરાને અહીં મોકલ !'

થોડીવારમા રોશનઆરા આવીને પિતાની સામે ઉભી રહી. શાહે ક્રોધ ભર્યા સ્વરે કહ્યુઃ 'રોશનઆરા ! ત્હેં મહાન ભયંકર ગુન્હો કર્યો છે.'

'કયો ગુન્હો ! અબ્બાજાન !'

'તું એક હિન્દુ પર, એક કાફિર પર, એક ઇન્સ્લામના દુશ્મન પર આશક છે !'

પિતાના મુખમાંથી અચાનક આ વાત સાભળીને રોશનઆરા કંપી ઊઠી. એણે ડરતાં ડરતા કહ્યું: 'અબ્બાજાન ! એ તદન જૂઠી વાત છે'

બાદશાહે ફરીથી ગુસ્સામાં કહ્યું 'જૂઠી વાત છે ? નહી એ વાત સાવ સાચી છે. રોશન ! સાચે સાચું કહી દે. શું તું બજાજીને નથી ચ્હાતી ?'

એના મુખે સહમા ઉચ્ચારાઇ જવાયુઃ 'નથી ચ્હાતી.'

'નથી ચ્હાતી ?'

રોશનઆરાનુ હૃદય રડી પડ્યુ. એણે રુંધાયેલા સ્વરે કહ્યુ 'નહીં, અબ્બાજાન ! હુ કોઇને નથી ચ્હાતી. હું કોઇના પર આશક નથી.'

આંખોમાં અગ્નિકણ વરસાવતાં શાહે કહ્યું: 'શું તું કુરાનશરીફ અને અલ્લાહ પાકના કસમ ખાઇને એમ કહી શકે છે ?'

રોશનઆરાનો પુષ્પ સમાન કોમળ ચહેરો કરમાઇ ગયો તે ડૂસકાં ભરવા લાગી. એણે રડતાં રડતાં કહ્યું: 'અબ્બાજાન ! આજે કોણ જાણે આપને શું થઇ ગયું છે ? લ્યો, હું જાઉં છુ. ત્હમે શાન્ત થશો, ત્યારે હું આવીશ.' એમ કહી એણે જવા માંડયું.

શાહે બૂમ પાડી કહ્યું, 'રોશનઆરા ? ક્યાં જાય છે તું ? ઉભી રહે !'

રોશનઆરા ઊભી રહી.

હતો, પરન્તુ ત્હેં પણ એ સુખને મિટીમાં મેળવી દીધું. બજાજી ત્હને ચાહે છે. જો મુસલમાન બની જાય તો મ્હને મદદ કરે, અને દક્ષિણની ન્હાની ઇસ્લામી સલ્તનત કાયમ રહી શકે.

રોશનઆરા ચિન્તામાં ડૂબી.

શાહે બોલવાનું ચાલુ રાખ્યું, 'એમાં ત્રણ જણાને લાભ છે. રોશનઆરા! ત્હારૂં જીવન સુખમય બનશે; ઇસ્લામી સલ્તનતનું રક્ષણ થશે, અને મ્હારી વૃદ્ધાવસ્થા આરામમાં વીતશે. મ્હારૂં કહેવું માનીશ તો કાલે જ એની સાથે ત્હારા નિકાહ કરાવી આપીશ. લાલ બાગના મહેલમાં ત્હમે બંને આરામપૂર્વક રહેજો, પછી કોઈ વાતની ચિન્તા નહીં રહે. અને જો મ્હારી વાતનો ઇન્કાર કર્યો તો મ્હારા શાહી હુકમથી કાલે જ એની કત્લ કરાવી નાખીશ. તું જીવનભર રડતી રહીશ, અને ત્હને જોઇને હું રોયાં કરીશ. મ્હારી સલ્તનત મ્હને જોઇને રોયાં કરશે. બોલ, રોશન! શું પસંદ છે ? રૂદન કે હાસ્ય?'

રોશનઆરાએ મનમાં જ કહ્યું, 'અતિ વિકટ સમસ્યા છે. મ્હારા દિલમાં અત્યારે બે મહોબ્બત વચ્ચે યુદ્ધ ચાલી રહ્યું છે. કોની તરફદારી કરૂં ? પિતાની મહોબ્બત પોતાના અહેસાનોનો બદલો માગે છે, અને પ્રિયતમનો પ્યાર પોતા તરફ ખેંચી રહ્યો છે. હું અહેસાન વિમુખ નહીં થાઉં. પિતાના પ્રેમની હું બન્દિની છું: એ પ્રેમને નિભાવવો એ મ્હારૂં કર્તવ્ય છે.' એણે શાન્ત થઇ શાહને કહ્યું, 'કોશિશ કરીશ, અબ્બાજાન! પછી તો ખુદાતાલાએ મંજુર કર્યું હશે તે થશે!'

'જાઓ બેટી! તું શહીદ બનવાને જાય છે એમ રહેમજે.'

(૩)

'યા ખુદા! કાલે હું એમને આઝાદ કરવાનું વચન આપી આવી હતી અને આજે હું કયા મુખે મુસલમાન બનવાનું કહી શકીશ? હજુ કાલે તો હું ખુદ હિન્દુ બનવાને જવાની હતી. અને આજ હું એમને ઇસ્લામનો અંગીકાર કરાવવાને તત્પર બની છું. તેઓ શું કહેશે ? તેઓ મરી જશે પણ મુસલમાન તો નહીં બને. ખબર જાઉં તો ખરી, હું એમને કહીશ કે ત્હમારા ધર્મ કરતાં મ્હેં ત્હમારા પ્રાણનું મૂલ્ય અધિક જાણ્યું છે.' અને તે ઉઠી.

આકાશમાં કાળી ઘટાઓ છાઇ રહી હતી. પાણી વરસી રહ્યું હતું. રાજધાનીના સિંહદ્વાર પર મધરાતનો ટકોરો વાગ્યો, અને રોશનઆરાએ બજાજીના ખંડમાં પ્રવેશ કર્યો. બજાજી રોશનને સહજ જોઇ રહ્યો હતો. રોશનઆરાએ હસવાનો વ્યર્થ પ્રયાસ કર્યો. પરંતુ હાસ્યને બદલે કરૂણા નિખરાઇ પડી તે પોતાની જાતને સાચવી શકી નહી–તે ડુસકાં ભરવા લાગી.

'શું છે? શાહજાદી! તું રડે છે શા માટે?'

ઉત્તર મળવાને બદલે ડુસકાં વધવા લાગ્યાં.

'પ્રિય રોશન!' બજાજીએ ફરીથી એક ડગલું આગળ ભર્યું.

રૈશને પોતાનો પુષ્પલતા શો નાજૂક દેહ બન્નાજીના દીર્ઘકાય શરીર પર ઢાળી દીધો અને ડૂસકે ડૂસકે તે રડવા લાગી.

'રૈશન ! શા માટે રડે છે પ્રિયે ?'

રૂંધાએલા કંઠે એણે જવાબ આપ્યો: 'પ્રિય બન્નાજી...' એનાથી આગળ બોલી શકાયું નહીં. આંખોમાંથી અવિરત અશ્રુધારા વહેવા લાગી.

પોતાના દુપટ્ટાથી આંસુ લુંછી બન્નાજીએ કહ્યું: 'શાન્ત થા શાહજાદી ! કહે, ત્હને શું થાય છે ? મ્હને લાગે છે કે બધી બીનાની બાદશાહને જાણ થઇ ચૂકી છે. છતાંયે એથી ત્હારે ડરવાની કાંઇ જરૂર નથી. જ્યાં સુધી બન્નાજીના શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી ત્હારે નિર્ભય રહેવું જોઇએ.'

કાંઇક શાંત થતાં રૈશનઆરાએ કહ્યું: 'બન્નાજી ! ત્હમે મ્હને ચાહો છો ?'

'રૈશન ! હૃદય ચીરીને બતાવવાની કલા હું શીખ્યો હોત તો તે ચીરીને હું રૈશનને એની બીજી પ્રતિમા દેખાડત. પરન્તુ ફરીથી એ પ્રશ્નની શી જરૂર પડી !'

'બન્નાજી ! અત્યારે હું ધર્મસંકટમાં છું.'

'રૈશન ! હું ત્હારો છું. ત્હારે ખાતર કઠિનમાં કઠિન કાર્ય કરવાને પણ હું તત્પર છું.'

'બન્નાજી ! મ્હારા હૃદયમાં ભયાનક ક્રાન્તિ મચી રહી છે ! મ્હારો આત્મા ગભરાઇ રહ્યો છે. એ વાતનો વિચાર કરતાં પણ હું કંપી ઉઠું છું. કેમ કરીને કહું મ્હારા પ્રિયતમ !'

'શું તું પાગલ બની ગઇ છે ? બોલ, ત્હારી આવી દશા કોણે કરી મૂકી ?'

'કેમ કહું એ. મહા ભયંકર વાત છે. સાંભળશો તો ત્હમે મને ધુતકારી કાઢશો–ઠોકરે મારશો. મ્હારો પ્રાણ લઇ લો તો યે નવાઇ નહીં.'

'કાંઇ કહે તો ખરી ! એવું તે શું બન્યું છે ?'—એને આલિંગન કરતાં બન્નાજીએ કહ્યું.

'છોડો, મ્હને મૂકી દ્યો ! હું કહીશ–જરૂર કહીશ. કહેવાને માટે જ હું અહીં આવી છું' પોતાના અંચળથી આંસુ લુંછીને એણે ધીરે ધીરે કહેવાની શરૂઆત કરી: 'હૃદયને સખ્ત બનાવી રાખો વીરવર ! અને સાંભળો. આ દાસીને માટે ત્હમારે મુસલમાન બનવું પડશે.'

'રૈશન ! શું તું મ્હારો ઉપહાસ કરી રહી છે ?'

'નહીં, ઇસ્લામના પુજારી મ્હારા પિતાએ ત્હમને મુસલમાન બનાવવાની આજ્ઞા ફરમાવી છે.

'અને ત્હેં એનો સ્વીકાર કરી લીધો ? રૈશન ! શું તું એ વખતે ત્હને અને મ્હારા પ્રેમને ભૂલી ગઇ હતી ? જા, મ્હારી આગળથી દૂર થા !' પોતાના બળવાન બાહુએથી એને તરછોડી ધક્કો મારતાં બન્નાજીએ ક્રોધપૂર્વક ફરીથી કહ્યું 'વાહ ! ઓરત !

આખરે તું ત્હારી જાત પર ગઇ. રૌશનઆરા ! કાલે તો ત્હેં કહ્યું હતું કે હું આવીને ત્હમને મુક્ત કરીશ–આપણે બંને ન્હાસી છૂટીશું; અને આજે તું મ્હને મુસલમાન બનાવવા આવી છે ! '

' બજાજી ! એમાં કોઇ દગાબાજીની વાત નેથી. હું ત્હમને ચાહું છું–સાચા હૃદયથી ચાહું છું.'

' મ્હારે એવા પ્રેમની જરૂર નથી. હું એવા નારકીય પ્રેમને ઠોકરે મારૂં છું, સ્હમજી ? '

' બજાજી ! રૌશનઆરાએ દીનવાણીમાં કહ્યું–' હું સાચું કહું છું '–ખુદાના કસમ ખાઇ સાચું કહું છું. અબ્બાજાને કહ્યું છે કે ' તું મ્હારૂં કહેવું નહીં માને તો કાલે બજાજીનું શિર ધડથી જુદું થઇ જશે. ' હું ગભરાઇ ગઇ હતી પ્રિયતમ ! હું શું કરૂં ? એમણે કહ્યા પ્રમાણે, તમને મુસલમાન બનાવવાની ખાત્રી ન આપી હોત તો કાલે જ ત્હમારૂં માથું ઉડાવી દેવામાં આવત. ત્હમારા ધર્મ કરતાં મ્હેં ત્હમારા પ્રાણનું મૂલ્ય અધિકું માન્યું.'

'પરન્તુ હું તો ધર્મની વેદી પર હસતાં હસતાં પ્રાણનું બલિદાન આપી દઇશ. એ તો અમ ભારતવાસીઓને કાજે ડાબા હાથના ખેલ જેવું છે. મૃત્યુનો ભય એમને ધર્મના માર્ગ પરથી વિચલિત નથી કરી શકતો.'

રૌશનઆરાએ ક્ષણભર થંભીને કહ્યું: 'બજાજી ! હું પણ મૃત્યુને ભેટવા માગું છું. મ્હને મારી નાખો; પરન્તુ મારતા પહેલાં એકવાર પ્રેમભર્યા શબ્દો કહો કે, ' રૌશન હું ત્હને ચાહું છું.' તે ઉત્તેજિત બની ગઇ. આવેશભરી એ બજાજીને વળગી પડી અને આંસુભરી આંખે બોલી:' બજાજી ! પ્રિયતમ ! હું મરીશ. મ્હારા અરમાન, મ્હારી ઉમ્મિદો એ સૌને દિલમાં છુપાવીને મરીશ. ત્હમને ધર્મના નામ પર મરતાં આવડે છે, તો હું પણ પ્રેમની વેદી પર કુરબાન થવાનું જાણું છું.'

બજાજી શાન્ત થઇ ગયો. એનું હૃદય, યુવકહૃદય હતું. રમણી રહસ્યથી અપરિચિત એવો એ ભોળો નવયુવક હતો. રૌશનઆરાના ઉપરોક્ત શબ્દોએ એના હૃદયને રડાવી દીધું. એની આંખોમાંથી બે ગરમ અશ્રુબિન્દુઓ રૌશનઆરાના ગાલ પર ટપકી પડ્યાં રૌશનઆરા ધીમે ધીમે બજાજીથી છૂટી પડી. બજાજી સ્તબ્ધ હતોઃ એના નયનોમાં વેદના ભરી હતી.

રૌશનઆરાએ કમરમાંથી કટાર કાઢી અને બોલી: ' હું જાઉં છું, પ્રિયતમ ! આ ઘટનાને હવામાં વિલીન થઇ ગયેલા વીણાનાં ઝંકાર જેવી માની લેજો. ગીતનું મધુરૂં તાન અનન્તમાં વિરામ પામ્યું એમ સ્હમજી લેજો ! તે કટારને હૃદયમાં હુલાવવા જતી હતી એટલામાં બજાજીએ એનો હાથ પકડી લીધો, અને બોલ્યો: 'ઉભી રહે ! આ તું શું કરે છે ?'

ભરપૂર હતો. બંનેનું હૃદય શાંન્તિને માટે તરફડવા લાગ્યું. બંને શાન્તિ ચાહતાં હતાં, પરન્તુ શાન્તિપ્રાપ્તિને કાજે હેમણે જે માર્ગનું અવલંબન લીધું હતું એમાં અનન્ત અતૃપ્તિ હતી. વાસ્તવમાં સાચા પ્રેમની સાધના વિરહ અને વેદનામાં થાય છે. એમાં જ અનન્ત મિલન છે, અનન્ત શાન્તિ છે. પ્રેમનું ચિરસ્વરૂપ એનાથી જ ઓળખાય છે. ત્યાગની તપશ્ચર્યાને ભૂલીને બંને વાસનાના પ્રવાહમાં તણાઇ રહ્યાં હતાં. વાસનાઓની તૃપ્તિને માટે જેમ જેમ અધિક પ્રયત્ન કરવામાં આવતા, તેમ તેમ તે અધિકાધિક પ્રબળ થતી જતી હતી. એ બંનેને ખબર નહતી કે પોતે કઈ દિશામાં-કઇ તરફ પ્રયાણ કરી રહ્યાં હતાં. બંને પ્રેમના પવિત્ર પ્રાંગણમાંથી નિર્વાસિત થઇ વાસનાની અશાન્ત મરુભૂમિમાં ફેંકાઈ ગયાં હતાં અને ત્યાં શાન્તિનું નામ લેવું એ પણ હાસ્યાસ્પદ લેખાય. આંખ હોવા છતાં યે બંને અન્ધ બન્યાં હતાં. શાન્તિના સત્ય સંસાર પર આવરણ ઢંકાઇ ગયું હતું. વાસનાનું મેદાન ખુલ્લું હતું: આદિ કે અન્તવિહોણું. અતૃપ્તિનો અંધકાર તથા વિકારોની ભયાનક શિલાઓ સાથે અથડાતાં એ બંને વ્યાકુળ બન્યાં. કોઈ કોઇ વાર બંને પરસ્પર ઉકળી જતાં. બંનેના સ્વભાવમાં કાંઇક અંશે ચિડિયાપણું આવી ગયું હતું.

રૌશનઆરા કોઇ કારણવશ બ્હાર ગઇ હતી. બજાજી નતમસ્તકે બાગમાં એક પત્થરના આસન પર ઉદાસ મને બેઠો હતો. આજ સ્હવારથી એના મનમાં સ્વરાજ્યના વિચાર ઘોળાઇ રહ્યા હતા. જે અનન્ત સાધનાના પન્થે તે અગ્રેસર બની પ્રયાણ કરી રહ્યો હતો તેનું વિકૃત પરિવર્તન આજે હ્હેને બેચેન બનાવી રહ્યું હતું. એના હૃદયમાં ક્રાન્તિનું તુફાન જાગવાની તૈયારી હતી. એટલામાં એક ફકિર એની સામે આવીને ઊભો રહ્યો. બજાજીએ એને પૂછ્યું: 'સાંઇ સાહેબ આપ શું વાંચ્છો છો ?'

'બાબા ! સાંઇને ભીખ સિવાય બીજું શું જોઇએ ?'

'ભીખ ? વારુ, ઊભા રહો !'

થોડી ક્ષણમાં એક થાળીમાં કેટલીક સુવર્ણમહોરો લઇને બજાજી બ્હાર આવ્યાં. ઝુકીને વન્દના કરીને થાળી નમ્રતાપૂર્વક ફકીરની સ્હામે ધરી. પરન્તુ ફકીરનો ચ્હેરો ક્રોધથી લાલચોળ થઈ ગયો. આંખમાંથી અગ્નિ વરસવા લાગ્યો. એ બજાજીની સમીપમાં આવીને બોલ્યો, 'ફકીર લોક દેશદ્રોહી, ધર્મદ્રોહી, રાજ્યદ્રોહીના હાથની ભીખ કદાપિ સ્વીકારતા નથી. પાજી હરામખોર ! યવનકન્યાના પ્રેમમાં ફસાઇને ધર્મને તિલાંજલિ આપનાર કુલકલંક ! મ્હારી સ્હામેથી દૂર થા ! નહીં તો.........'

'સાંઈ સાહેબ ! મ્હને માફ કરો !'

'હિન્દમાતા યવનોના અત્યાચારોથી દીન બની ગઇ છે. હિન્દુધર્મ ત્રાહિત્રાહિ પોકારી રહ્યો છે. દેશનું પ્રત્યેક બાળક ધર્મ અને સ્વતંત્રતાને માટે લડી રહ્યું છે. અને તું, જેના પર મ્હારો પૂર્ણ વિશ્વાસ હતો, તે બજાજી ! મ્હારો શૂર સેનાપતિ આવી રીતે.......'

'કોણ મહારાજ ? શ્રી શીવાજી મહારાજ ?'

'હા બજાજી ! હું શિવાજી છું. વાહ ભાઇ વાહ ! ખૂબ બાજી રચી. ખૂબ વિશ્વાસઘાત કર્યો. આની અને આવી આશા મ્હેં ત્હારી પાસે સ્વપ્નેય નહોતી રાખી. બજાજી !

એટલામાં એક દાસીએ આવીને કહ્યું; બહાર 'એક સ્ત્રી આવી છે અને તે પોતાનું નામ રૌશનઆરા જણાવે છે. તે અંદર આવવા માગે છે. કોઈ પાગલ હોય એવી લાગે છે.

રૌશનઆરાનું નામ સાંભળતાં જ બજાજીના હૃદય પર ભૂતકાળની સમસ્ત ઘટનાઓ ચિત્રપટની માફક નૃત્ય કરવા લાગી.

એની પત્નીએ પૂછ્યું: 'એ રૌશનઆરા કોણ છે? શું પેલી.....'

બજાજીએ જાણે કાંઇ સાંભળ્યું ન હોય, એમ તે પાગલની માફક અવાક્ બની ગયો. એની પત્નીએ બજાજીની આ સ્થિતિ જોઇને દાસીને કહ્યું: 'પાર્વતી ! મહારાજની તબિયત સારી નથી. જા એને કહી દે કે દિવસે આવે.'

પાર્વતીએ જવા માંડ્યું. બજાજીએ બૂમ પાડીને કહ્યું. 'નહીં, નહીં, આવવા દે. એને અન્દર મોકલ.'

રૌશનઆરા આવી બજાજીએ એને જોઇ પણ ઓળખી શકયો નહીં રૌશનઆરાએ આવતાંજ કહ્યું: હું મ્હારા પ્રિયતમની આખરી મુલાકાત લેવાને આવી છું. મ્હારા તરફ ધિક્કારની દૃષ્ટિએ ન જૂઓ.'

બજાજીએ ગદ્ગદ્ બની કહ્યું: 'રૌશનઆરા! શાહજાદી! ત્હારું અતુલ રૂપલાવણ્ય ક્યાં વિલીન થઇ ગયું?'

રૌશનઆરએ કહ્યું: 'ત્હમારા ગયા બાદ હું પ્રેમનું મૂલ્ય સમજી મ્હારા હૃદયમાં એક પ્રકારનો અગ્નિકુંડ ભભુકવા લાગ્યો. વિરહ ને અગ્નિ એમાં જોશભેર બળવા માંડ્યા. હું સમજી કે એ ત્યાગની વેદી હતી પ્રેમના પરમ તત્વને પામવા માટે એમાં આહુતિ આપવી જોઇએ હું મ્હારા રૂપની આહુતિ આપવા લાગી હૃદયના ઉંડાણમાંથી આદેશ મળ્યો કે અન્તિમ આહુતિ મ્હારે મારા પ્રિયતમની સન્મુખ આપવી. આહુતિને માટે મ્હારી પાસે હવે કાંઇ જ બાકી નથી રહ્યું: આ હાડકનો માળો જ રહ્યો છે એને પણ જેમ તેમ ઘસડીને અહીં સુધી લઇ આવી છું.'

એનાથી બોલાતું ન હતું થોડીવાર શ્વાસ લઇ એણે ફરીથી કહ્યું 'હવે વધારે વખત નથી. મ્હારી એક જ ઇચ્છા છે: એકજ અભિલાષા છે. મ્હારો અપરાધ માફ કરો. મિલનમાં સુખની પ્રાપ્તિ નથી એ હું પૂર્ણ રીતે સમજી શકી છું. સુખની આશા મૃગતૃષ્ણા છે. દુખમાં જ સુખ છે. વિરહમાં જ અનન્ત મિલન છે. અનન્ત શાન્તિ છે. પ્રેમનું અનન્ત તત્વ એમાં જ છે.' એનાથી વધારે ન બોલાયું તે પૃથ્વી પર ઢળી પડી.

'રૌશનઆરા! હજૂ યે તું મ્હારી પાસે રહી શકે છે' રડતાં રડતાં બજાજીએ નિષ્કપટ ભાવે કહ્યું.

એની પત્ની પણ દયાભાવે પ્રેરાઇને બોલી: 'હા બેન! ખુશીથી આપ રહી શકો છો.'

'તમે સાક્ષાત્ સતી છો, પરન્તુ બ્હેના હું ઘણી લાંબી મજલ કાપી ચૂકી છું, માનવીગતિ કુંઠિત થઇ જાય એવા પ્રદેશની સમીપમાં જઈ પહોંચી છું બજાજી ! નહીં, નહીં હવે હું કહીશ પ્રિયતમા મારી એક અન્તિમ અભિલાષા છે.'

'શી ?'

'કે ત્હમારી ગોદમાં પ્રાણ વિસર્જન કરૂં.'

બજાજીએ આનન્દથી પ્રેમપૂર્વક તેનું મસ્તક પોતાની ગોદમાં લીધું. રોશનઆરાએ સુખનો શ્વાસ લઇ કહ્યું.' જાઉં છું, નાથ! અપરાધ માફ.....! મને ભૂલશો નહીં. વિદા...' કહેતા કહેતાં રોશનઆરાનો આત્મા અનન્તમાં વિલીન થઇ ગયો.

બજાજીની પત્નીએ દીનસ્વરે કહ્યું: 'બિચારી ગઇ !'

બજાજીની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી, વાદળ પણ પાણી વરસાવવા લાગ્યા- આ કરૂણ દશ્ય નિહાળી તેઓ પણ રૂદન કરી રહ્યાં હોય તેમ

ચન્દ્રદેવ અસ્તાચળમાં ડૂબી ગયા. અને ચારે તરફ ગાઢ ભીષણતા છાઈ રહી.



## આશા

ભાનુશંકર જોષી

સંસારમાં એકલ માનવી હું ?
ના. એક મારે ઉરમાં જડેલી
સંજીવિની સંગિણી શુભ આશા,
જેના. વડે હું નવસૃષ્ટિ સર્જું.

ચોપાસ મારાં સપનાં ઘવાતાં
ને યાતનાની ઝડીઓ ઝીકાતાં
ખૂટી પડે ધીરજ માહરી; ત્યાં
આશા ! તું સંજીવિની માત્ર સંગી.

ઘનાન્ધકારે અટવાયલાંને
દષ્ટિ ટૂંકી ને અણઝોખીઆંને
પ્રકાશનાં પુષ્પ- પરાગ વેરી,
દોરી રહી શાશ્વત ને અખંડ.

# અંધારામાં ડૂબકી

### ભાસ્કર વ્હોરા

## ચિત્રઃ-પહેલું

સ્થળઃ– નદીતીરે એક કૉટેજમાં. સમયઃ– સન્ધ્યા.

[ મનુષ્ય મગજનું સમતોલપણું ગુમાવી બેસે એનાં ઘણાં કારણો હોય. સંસારી જીવનનો અસહ્ય થઇ પડેલ ત્રાસ, બાહ્યજીવનમાં ડગલે પગલે ઉભી થતી અનેક અથડામણો, જેનો સામનો કરતાં જીવનમાં અમૂલ્ય સમય ને શક્તિ ( Energy ) ખર્ચી નાંખવાં પડે; સગાંસંબંધીનાં મૃત્યુ અને ઉપસ્થિત થતી અનેક વિધવિધ મુશ્કેલીઓ-આ બધાં જેનાં જીવનમાં એકી સાથે ગુંચવાતા હોય તે નિરાશાના મહાસાગરમાં ડૂબકીઓ મારતો-અકારું જીવન જીવી નાખતો હોય એવું લાગે. કદાચ એ ચિંતા દૂર કરવા એક જ સહૃદયી વિશ્વાસપાત્ર મિત્ર હોય, અથવા સ્નેહની ઉષ્માભરી હુંફ આપી, તેની પ્રેમાળપણે સંભાળ રાખનારી, ધૈર્ય ને પ્રેરણા અર્પનારી સહચરી હોય તો તે મનુષ્ય સારો થઇ શકે...પરંતુ જ્યાં એ બન્ને ન હોય ત્યાં ?

યોગેશ ત્રીસ વર્ષનો યુવક છે. માતાપિતાના મૃત્યુ પછી, જે શાંતિ શોધવા પોતે પોતાની પત્નીમાં મથતો હતો, તે, હૈયાની હુંફ, જીવન સાહચર્યમાં આવશ્યક એવી પ્રેરણા-શક્તિ જડે એવી ન હતી. રાંધી આપી, શારીરિક વાસનાઓ સંતોષવામાં કૃતકૃત્ય માનતી સામાન્ય સ્ત્રી જ હતી. જે મિત્રમાં પોતે રહેજપણ વિશ્વાસની ચિનગારી પ્રગટતી જોતો હતો તેની જ સાથે તેની પત્નીને અવળે માર્ગે જતી જોઇ તેનું મગજ બગડી ગયું...તે મુંઝાણો...પણ શું કરે ?

બીજું તેનાં પ્રગટ થયેલ પુસ્તકોનો જોઇએ તેટલો સત્કાર કોઇએ કર્યો નહિ... ઉલ્ટુ તેની વિરુદ્ધ વિવેચનો શરૂ થયા. જ્યાં જાય ત્યાં તેની વિરુદ્ધ વાતાવરણ.. લાગણી-પ્રાધાન્ય મનુષ્ય આવા સંજોગોમાં શું કરે ? સ્મશાનસમા રૂમમાં આવી રડે ! પરંતુ હવે તો પોતે રડી પણ શકતો નથી.

શરીર છે તે તાવ પણ આવે, પરન્તુ યોગેશને આ વખતે સખ્ત તાવ આવ્યો. શુદ્ધિ ક્રમે ક્રમે ઘટવા લાગી. બેભાનપણામાં કૈં કૈં લવવા લાગ્યો. એક દિવસ તો મગજનાં સંચાકામનાં ચક્કર જાણે ઘરઘરાટ કરી ફરતાં હોય તેમ તેને લાગ્યું. આંખોની સ્થિરતા જતી રહી. અને અસ્થિર તરંગશીલતા વ્યક્ત કરવા લાગી. ડૉક્ટરે પણ બહુ મહેનત કરી. પરન્તુ છેવટ મગજનું સમતોલપણું જતું રહ્યું-તે તદ્દન ગાંડો થઇ ગયો ! ગામબહાર નદીકાંઠે એકાંતમાં એક કૉટેજમાં તેને રાખવામાં આવ્યો. બેફિકર જગતની હુતાશમાં બળેલો યોગેશ જરમન ફીલોસોફર નિત્શેની જેમ, આજે નીતરતી સન્ધ્યા સ્હામું જોઇ હસી રહ્યો છે. તેના હાસ્યથી આખી રૂમમાં અમાનુષત્વના ભણકાર આવે છે. આ તેને ભયંકર લાગે છે. તેના હાસ્યના પ્રતિધ્વનિથી તેને એમ લાગે છે કે બહાર કોયલ બોલી, મયુર બોલ્યો......પોતાના આત્માને શાંતિ આપતું ધીમું હાસ્ય ઓષ્ટ ઉપર ફરકીને ચાલ્યું જાય છે.

[ તેનું ધ્યાન તેના ભસ્મીભૂત કરેલ કાવ્યો અને લેખો ઉપર જાય છે...તે કમ્પે છે . મીટ માંડી તે તરફ જોઇ રહે છે થોડા વખત પછી તેના મગજ ઉપર લોહી ચઢી જાય છે માથું હલાવતો જગત તરફનો પોતાનો તિરસ્કાર પ્રદર્શિત કરતો, પગ પછાડતો તે રૂમમાં ફરે છે ફરતા ફરતા ]

યોગેશ  જીવનમાં મધુર ટહુકાર મળું સાંભળે ખરા ?... ( થોડો વખત પાછો ફરે છે ) આર્થિક સ્વાર્થમાં ખદબદતા મનુષ્યને તેની શી ખબર પડે ? (હસે છે) હા .. ! મારૂં જ હાસ્ય ? છતાં મને કેટલું ભયંકર લાગે છે ? ( થોડીવારે ) અને આ તાંડવ-નૃત્ય શું ? ( બારીએથી જુએ છે ) આ સરિતાનો ઘૂઘવાટ શો ! ( કમ્પે છે ) . આ તો રૂધિર ! કેવું ભયાનક ! ( એક ટેકરી પરથી દૂર સરિતાનો ધોધ પડે છે તે તરફ જોઇ ) જો ! જો ! શહેર ઉપર ગરીબના રૂધિરથી ભરપૂર જાહ્નવી વહે ! ( બીજી તરફ નજર જતાં ) આ ચીસો શી ?.. કંઇ નથી સમજાતું...બધું અસ્પષ્ટ...બસ (કૂદે છે).. આ ખૂણો શાનો ? ( પોતાના પલંગપાસે જઇ ) જગતને આદર્શો હૃદયમાં ઉતારવાનો વખતે ય મળે છે ?... જગત મને સમજ્યું ? સમજવા પરવા પણ કરી ?...શાની કરે ? . ( પાછળ દિવાલ ઉપર છબી છે તે સ્હામું જોઇ ) જો, જો નિષ્ઠુર થઇ મારી સામે દાતીયાં કરે છે ! દૂર જા ! દુષ્ટ ! ( હાથ હવામાં વીંઝે છે ) કોણ ? કોણ તમે ? ( પલંગ સ્હામું જોઇ ) કોણ છો ?.. હા, હા...આશા નિરાશા... હા, હા બ્હેનો.. નહિ નહિ ત્યારે ? રાક્ષસી ? .. ના, એમ નહિ .ત્યારે ? જગતનું તંત્ર ચલાવતી નિષ્ઠુર યોગિણીઓ ?...કહો હું ક્યાં વસું છું ? ( કંઇક સાંભળ્યું હોય તેમ ) જહાન્નમમાં ?...હરી જાઓ... મારૂં જહાન્નમ એટલે તો નંદનવન ! ( હસે છે ) બિચારૂં અભાગી જગત ! . મને સમજવાની તેનામાં શક્તિ જ ક્યાંથી હોય ! ( ખડખડાટ હસે છે ) આ શું ? ( પાછો બારીમાંથી બહાર જુએ છે ) આ સાગર શો ?...હું ક્યાં છું ( આસપાસ જુએ છે ) આતો ટેકરી !... સાગર વચ્ચે ટેકરી ? અને તેની ઉપર હું આ વમળ શાં ( પાણી કાંઠે અથડાય છે તે અવાજ પરથી ) આ શું સંભળાય છે ? (કાન માંડીને) સૌંદર્ય ! કલા !..નીતિ અનીતિ !...ન્યાય અન્યાય ! ...સહુ પરવશ ! આ શું ? આ કોણ બેસૂરૂં સંગીત ક્યાંથી ?

[ ચક્કર આવતા હોય તેમ એક બે તમ્મર ખાઇ બે હાથે માથું પકડી લઇ બેસી જાય છે ]

આ બન્નેની વચ્ચે જીવનનો મધુર ટહુકાર મારે હવે ક્યાં ગોતવો ?. .

[ ઊંડી નજરે ભૂગર્ભમાંથી શોધી ન્હોય હોય તેમ જોઇ રહે છે પરંતુ નિરાશા તેની આંખોને આવરી દેતાં તે હતાશ થઇ ત્યાંને ત્યાં ફસડાઈ પડે છે ]

[ પડદો પડે છે. ]

## ચિત્ર -ત્રીજું

સ્થળ – તેજ    સમય – સવાર

[ તેના એક મિત્રે તેને સગવડ પૂરતા એક બે ઓરડા પોતાને ખર્ચે ત્યાં રાખ્યા છે. પરંતુ તેઓ કેટલી સભાગ છે ? ઘણી વખત તેઓને યોગેશની સાથે નમ્મન પડતી . પણી વખત મનુષ્ય સ્વભાવ પ્રમાણે તેઓનું પણ હૃદય દ્રવતું તેમાં નીમ નેદતા ક્યાથી હોર ?

અત્યારે એક પલંગ ઉપર તે નગતો સૂતો છે...તેની સ્હામે ક્રાઇસ્ટની છબી છે...તેની સ્હામું જોઇ ઘડીમાં હસે છે...ઘડી શૂન્ય હૃદયે બેસી રહે છે... ઘડીમાં હસો થઇ તેની પાસે જઇ જોયા કરે છે... બીજીજ ક્ષણે પલંગ ઉપર કૂદવા લાગે છે... બહાર પવનના સુસવાટ અને મેઘગર્જનાના કડાકા સંભળાતા હોય છે.]

યોગેશઃ (એકદમ દિવાલ આગળ જઇ છબીને ખીલા સહિત જોરથી ખેંચી કાઢે છે. તેની સ્હામું જોઈ) ભગવાન બુદ્ધ !...ના, ના...આતો અહિંસાનો હિમાયતી! માનવ માન્યો પ્રભુ! (કાંઇ ન ગમ્યું હોય તેવી રીતે) એ કઇ શકિત?...પ્રભુ?...પ્રભુ! damn it (હસે છે)...પણ આતો ક્રાઇસ્ટ છે...નિસ્વાર્થ...પરોપકાર અને સત્યની ઋચાઓ જગતને સંભળાવતો મહાત્મા...(વિચાર કરતો ઉભો રહે છે) અદ્દભુત શકિત! (છબીને છાતી સરસી ચાંપે છે...બન્ને હાથથી દૂર રાખી) તેં જીવનમાં મધુર ટહૂકાર સુણ્યો ખરો? (કંઇક આશાથી તેની સ્હામું જોઇ રહે છે, ...પછી) નસીબ! પણ કોનું? જગતનું કે આનું?...ગમે તેનું હોય આપણે શી પરવા? કેમ ખરૂં કે નહિ?...મ્હારૂં?...બીજું શું? (હસે છે) મહાત્મા! આદર્શરૂપી તમારા ચણતર ઉપર હથોડા મારતા તમારા અનુયાયીઓ જોયા?...જો, જો નિષ્ઠુર માનવજાત! ત્તને ધિક્કાર છે? છે કે નહિ?... હજારો...લાખો...કરોડો ધિક્કાર છે... પણ શા માટે?...ડર નહિ, બચ્ચા યોગેશ!... You are above the multititude...(હસે છે) મનુષ્ય મહાત્મા બને, કે, Superman બને, કે તેથી ઉલ્ટુ Sub-man બને...તેથી આપણે શું?...આપણે ઘણું... કેમ? (રૂમમાં કૂદે છે...નાચે છે... "આપણે ઘણું" એ શબ્દો અનેક રાગરાગણીના મિશ્રણમાં ગાય છે. ત્યાં એને પલંગનો પાયો વાગે છે...કળ ચડવાથી બેસી જાય છે) હવે સુણ્યાં સુણ્યાં તેં મધુર ટહુકાર! નસીબ તારાં...નસીબ! નહિ મળે... બોલ! શું કરીશ? શું કરશું? (ગણગણતો બેસી રહે છે.. છબીને ફેંકી દે છે...ફૂટી જવાથી તેના મગજ ઉપર બોમ્બ પડયો હોય તેવો આઘાત થાય છે. બોલી ઉઠે છે) જગતને બાળી નાખીશ...બોમ્બ ફેંકી ઉરાડી દઇશ—બોમ્બ!...આ શું સૂઝયું?...મારી કલ્પના...આદર્શો, ભાવનાઓ—બધાં ભેગાં મળી મને છેતરનાર ચંડાળ ચોકડી! કોઈ નહોતું મળ્યું તે મને છેતર્યો, ભલા!...શા માટે છેતર્યો કોઇ કહેશો?...સ્હામી ભીંતમાંથી પ્રશ્નનો ઉત્તર શોધી રહ્યો હોય તેમ એક નજરે જોતો બેસી રહે છે.)

[પડદો હળે છે.]

## ચિત્રઃ—ત્રીજું

સમયઃ— બે ત્રણ કલાક પછી. સ્થળઃ— તેજ.

[વર્ષાદ હજી વધતો જાય છે... યોગેશ બેઠો થાય છે...નોકર ચા નો પ્યાલો લાવે છે... આજુબાજુ જોતો, પ્યાલો લઇ તે ફડ કરતો ફેંકે છે...નોકર બ્હીકનો માર્યો, દોડતો ત્યાંથી જતો રહે છે... યોગેશ હસે છે... ખડખડાટ હસે છે]

યોગેશઃ કેવું કર્યું?...ઝૂંટવી લીધું... જગતે ઝૂંટવી લીધું... મારા હાથમાંથી દેવી બીન ઝૂંટવી લીધું... જુઓ... જુઓ તેના ચૂરેચૂરા કરી નાખ્યા...(ક્રાઇસ્ટની છબી પડેલી હતી તેની સ્હામું જોઇ)... બચાવો!... બચાવો! આને ખીલા ઠોકે છે... મને

મારી નાખે છે...(રૂમમાં કૂદવા માંડે છે....બ્હીકનો માર્યો એક ખૂણાગમાં ભરાય જાય છે,...(પછી) જગત ? તારો એ જ રાહ ! મહાત્માને સમજી ન શકે ત્યારે મારી નાખે.... કેવું નિર્દય કર્તવ્ય ! જગત તેને ફરજ સમજે છે.... મને મારવામાં જગત શું સમજતું હશે ? આ રૂમને બાળવામાં જગત શું સમજે છે ? આ બીન તોડવામાં શું પરાક્રમ કરતું હશે ? મેઘ કહેશો આ શું થાય છે ?.... (વિચાર-શુન્ય ઉભો રહે છે સ્હામેની દિવાલ ઉપર પાણી નીતરે છે... તે જોઈ ) આ શું દળી ? આ તો તેના ચારિત્ર્યની દિવ્ય જ્યોતિ ! ( દોડે છે... ભીંત સાથે ભટકાય છે... પાછો હઠે છે ) મધુર ટહુકાર સુણવાની ઝંખનામાં ને ઝંખનામાં વિચરતી જ્યોતિ ! શું જુએ છે ?... કહું ? સાંભળીશ ? જગતની નિષ્ઠુરતા... ! ખરૂં કે નહિ ? ( થોડો વખત સ્હામું જોઇ રહી અટકે છે... કમ્પે છે ) શું થયું ? શું થાય છે ?.... દિવ્યતામાં સરી જતાં કમ્પારી શી ?... જ્યોતિ ! યુગે યુગે અશાન્તિનાં અભ્રચીરી, સ્વાર્થથી ખદબદતી મનુષ્યહૃદયભૂમિકામાં ચિનગારી પ્રગટાવવા આવીશ કે નહિ ? આવજે....અને...અનુભવજે...

[ બહારથી કંઇક અવાજ થતાં અટકે છે... વિચારો તુટી પડે છે... ભીંત સાથે પગ પછાડે છે... હાથ પછાડે છે. ]

યોગેશ! તને આ શું થયું? (થોડો વખત પછી) કોણ? કોણ છે એ ?...ઊંડી અંધારી ખાઈમાં મને કોક ધકેલી દેતું હોય એવું આ શું થયું ?...મને નહિ...મને નહિ... ભાઇ સાહેબ !...( બહાર નોકરો હસે છે....તે અવાજ પરથી ) આ કોનો અવાજ? હાં...હાં...આ તો ઘુવડનો અવાજ !...એનું નામ મધુર ટહુકાર?...નથી સાંભળવો જા...મારે નથી સાંભળવો...(રૂમમાં દોડે છે...પલંગપર પડે છે)...જગત ઝેરથી તરબોળ છે...જો... જો...મારી ઉપર એના ફુવારા ઉડે છે...બાપુજી...બચાવો...બચાવો...હું મુંઝાઉં છું... મારે નથી સાંભળવું...આ જુઓની મને મારે છે...કોણ છો...કહે...કોણ છું; (કંઇક સાંભળ્યું હોય તેમ) ભૂગર્ભમાં સરી જતી અગમ્ય વિશ્વશકિતને પીખી નાખનાર મનુષ્યો... (હસે છે)...Hopless...જા જા... દૂર થા અહિંથી...[ બારણા સુધી જાય છે...પાછો આવે છે....નીચે ઢોળાએલ ચામાં તેનો પગ પડે છે...કમ્પે છે ] બુધ્ધિની જાળનીમાં આ શું ?...દૂર થા... ! તારી પણ પરવા નથી... get out I say જગત જેવું હોય તેવું બંદા તો જોયા જ કરવાના...રડવાના ને કદાચ હસવાનાય તે...આ ભવે મધુર ટહુકાર નહિ સુણું તો; તો શું ?...ફીર લડેંગે...કેમ Mr. Jagat.... કે Miss Jagat... કે Mrs. Jagat.... શા શા નામોથી તમને સંબોધું !...( કંઇ ઉત્તર નહિ મળવાથી ) હસે છે ...! હસ, હસ....મારી મશ્કરી જ કરને.... પરંતુ ભવે ભવ તને પકડવા એવો તો દોડીશ....એવો તો દોડીશ...( ખુબજ જોરથી ) એવો તો દોડીશ ! ( અતિ આવેગમાં આવી જવાથી મગજ ઉપર લોહી ચઢે છે. અને ત્યાંજ મૂર્છીત થઇ ઢળી પડે છે )

[ જગત ઉપર પથરાયેલા વિષાદમય વાતાવરણની ગમરાતો હોય તેમ પડદો ખુબ ધીમે ધીમે ડચકાં ખાતો નીચે ઉતરે છે.]

# 'સરસ્વતી' ખોવાયલી નદી ?

અંબાલાલ પુરાણી

## પરિશિષ્ટ ૩

હવે વિશ્વામિત્ર ઋષિના મંડળ-૩ જા-માં સપ્તનદીઓનો ઉલ્લેખ ૧લા જ સૂક્તમાં છે, તે અહિ વિચારીએ.

યજ્ઞને ઋગ્વેદમાં માનવ જીવનના પ્રતીક તરીકે વર્ણવવામા આવ્યો છે. અને એ યજ્ઞને-'અધ્વર'- 'એક યાત્રા' પણ કહેવામાં આવેલ છે. જીવન એટલે યજ્ઞરૂપ એ યાત્રાનો 'યુદ્ધ' તરીકે પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે: સ્તંભકારક જલસ્રોતોને વહાવવાની જરૂર એમાં પડે છે. ચેતનાના શિખરો ઉપર આરોહણ કરવાની ક્રિયા પણ તેમાં જરૂરી છે. આ રૂપો અને પ્રતિકો એકબીજાથી તદ્દન અલગ રાખવામાં આવ્યા નથી. ઋષિઓની મૌલિક વિચારણામાં સમન્વિત હોઇ એ બધા એકબીજા સાથે સેળભેળ થતા દેખાય છે. યજ્ઞ જ અધ્વર છે,-તેજ અનાર્ય શક્તિઓ જોડે યુદ્ધ પણ છે.

પહેલાના લેખોમાં વામદેવ ઋષિના [૪ મં. ૫૮.૪,] સૂક્તનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે જેમાં "ગાયોની અંદર મધુ સંચિત કરવામાં આવ્યું છે"[૧] એવી ઊક્તિ છે. ત્યાં આગળ મધ, ઘૃત, સત્યની જ્યોતિ અને સૂર્ય વગેરે દેખીતી રીતે અસંબદ્ધ પદાર્થોને એકજ સૂક્તમાં ગુંથવામાં આવ્યા છે એટલું જ નહિ પરંતુ એ અસંબદ્ધતાની પાછળ સુમંજસ અર્થ પણ અભ્યાસકને પ્રતીત થાય છે. પરંતુ બાહ્યાર્થ પર આધાર રાખનારને એ સૂક્ત મૂંઝવે એ સમજી શકાય તેવું છે.

વળી સૂર્યની અને ઉષાની પુનઃપ્રાપ્તિનો યાતો 'પણિઓ' ઉપર વિજય મેળવીને તેમની પ્રાપ્તિ કર્યાનો ઉલ્લેખ પણ વારંવાર ઋગ્વેદમાં થયેલો જણાય છે. સૂર્યના જ્યોતિર્મય લોકને સ્વર્ કહેવામાં આવે છે: તેજ સ્વર્લોક. ઉ ક્ત છે સત્યરૂપી સૂર્યનાં પ્રચ્છન્ન રશ્મિઓ-કિરણો -તે ગાયો-અંધકારમાંથી ગાયોને મુક્ત કરવામાં આવે છે એટલું જ નહિ પરંતુ અંધકારમાં છૂપાવેલા સૂર્યનો પણ ઋગ્વેદમાં ઉલ્લેખ છે. ઇન્દ્રની સહાયથી પણિઓનો પરાજય કરીને એ "ગાયો" જીતી લેવામાં આવે છે યાતો અંગિરસઋષિઓ બ્રહ્મ-ઋચાની શક્તિ વડે પણિઓને હરાવી ગાયોને મુક્ત કરે છે અને પણિઓની ગુફામાં રહેલા પ્રચ્છન્ન સૂર્યની પણ શોધ કરે છે. આ સઘળું ઋચાની અને યજ્ઞની સહાય વડે બને છે : મંત્રની શક્તિ વડે સધાય છે. કોઇ વાર તો ઇન્દ્રને સોમનો મદ થાય છે ત્યારે પણિઓનો વિનાશ કરવાની શક્તિ એનામાં વધારે સબળરૂપે પ્રત્યક્ષ થતી જણાય છે. પણિઓની એ ગુફા કઇ ? માનવચેતનાની નીચેના તમાચ્છન્ન Subconscient-અજાગ્રત ચેતના તે તો એ નહિ હોય ? અને એ ગુફામાં જડેલો સૂર્ય તે અજાગ્રતમાં કાર્ય કરી રહેલ સત્યનો સૂર્ય નહિ-તો બીજું શું હોઇ શકે ? ૪ થા મંડળના ૫૮ માં સૂક્તમાં વામદેવ 'સરિતામાં અગ્નિનો

૧. ત્રિધા हितं पणिभिर्गुह्यमानं गवि देवासो घृतमन्वविन्दन् । ४. ५८. ४.

જન્મ' 'જળમા અગ્નિનો જન્મ''–થયાનુ કહે છે તેનો શો અર્થ ? 'આદિમ તે જળમા જન્મ્યો' બૃહતના પાયામા (બુધ્નમા) તેના મૂળમાં તેણે જન્મ લીધો –

વામદેવના એ સૂકતમા (૪ ૧) અને વિશ્વામિત્રના (૩ ૧) સૂકતમાં સપ્તનદીઓને ઉલ્લેખ છે તે હવે લઈએ

'અમે યજ્ઞને પરમતા પ્રત્યે આરોહણ કરાવીએ છીએ, વાક્ (શકિત) મા વૃદ્ધિ થાઓ, સમિધો વડે અને શરણાગતભાવભરી નમસ્કૃતિઓ વડે તેઓ અગ્નિને પોતાના કાર્યમા યોજે છે કવિઓના જ્ઞાનને તેમણે સ્વર્ગમા પ્રગટ કર્યું છે, અને એના સામર્થ્ય વડે, એની પ્રેરણાની કામના વડે, તેઓ અગ્નિને માટે માર્ગ કરવા ઇચ્છે છે '' ૪૧૨

'' મેધાવી, શુદ્ધ વિવેકશક્તિવાળો, સ્વર્ગનો અને પૃથ્વીનો,–તેમના જન્મથીજ,–મિત્ર એવો અગ્નિ મયને–આનંદને–સ્થાપન કરે છે જલમા સાત સ્વસાઓના કાર્યમા, દેવતાઓએ પ્રત્યક્ષ અગ્નિને ભારરો –૪ ૧ ૩, જોયો ''

'' સમર્થ એ સપ્ત પ્રવાહોએ–સરિતાઓએ–એ સુભગ–( આનંદનો ભોગકરનાર) અગ્નિનુ સવર્ધન કર્યું–જન્મથી જે શ્વેત અને મોટો થયે જે રક્તવર્ણ છે અશ્વીઓ જેમ તુર્ત જન્મેના શિશુની જેમ આજુબાજુ પરિશ્રમ કરે છે– (સુશ્રુષા વગેરે) તેમ આ સપ્તપ્રવાહો તેની ( અગ્નિ ની) ચારેબાજુ મથે છે અગ્નિનો જન્મ થતા દેવતાઓએ તેને કાયા આપી ' ૪૧૪

'' તેના શુક્ર–તેજસ્વી–અને શુદ્ધ અગો વડે તેણે અતરીક્ષનો–પ્રાણમય જગતનો વિસ્તાર કર્યો અને પવિત્ર કવિઓની–ક્રાન્તદર્શીઓની–સહાય લઈને તેણે ક્રિયાશીલ તપ શકિતને ઋતુને–વિશુદ્ધ કરી જળપ્રવાહોના આયુની ચારે તરફ જ્યોતિના વસ્ત્રો પરિધાન કરીને અગ્નિ પોતાની અંદર ક્ષતિ વિનાની વિશાળ કીર્તિ અને ઉર્જીત પ્રાપ્ત કરે છે–સર્જે છે ' ૪૧૫

૪ ૧ ૬ ' સ્વર્ગની સમર્થ સરિતાઓની ચારેબાજુ–આસપાસ—તે ગતિ કરતો હતો તેઓ તેને ( અગ્નિને ) ગળી ગઈ નહિ તેનાથી અભિભૂત થઈ નહિ –એ સરિતાઓએ વસન પહેર્યાં પણ ન હતા તેમ નગ્ન પણ ન હતી અહિં તો ચીર–

सजायत प्रथम पस्त्यासु महो बुध्ने रजसो अस्ययोनौ । ४ १ ११

४ १ २ प्राव यज्ञं चक्रम वर्धतां गीः समिद्भिरग्निं नमसा दुवस्यन् ।
दिवः शशासुर्विदथा कवीनां गृत्साय चित्तवसे गातुमीषुः ॥

४ १ ३ मयोदधे मेधिरः पूतदक्षो दिवः सुबन्धुर्जनुषा पृथिव्या ।
अविन्दन्नु दर्शतमप्स्वन्तर्देवासो अग्निमपसि स्वसृणाम् ॥

४ १ ४ अवर्धयन्त्सुभगं सप्त यह्वीः श्वेतं जज्ञानमरुषं महित्वा ।
शिशुं न जातमभ्यारुरश्वा देवासो अग्निं जनिमन्वपुष्यन् ॥

४ १ ५ शुक्रेभिरङ्गै रज आततन्वान् क्रतुं पुनानः कविभिः पवित्रैः ।
शोचिर्वसानः पर्यायुरपां श्रियो मिमीते बृहतीरनूनाः ॥

४ १ ६ वव्राजा सीमनदतीरदब्धा दिवो यह्वीरवसाना अनग्नाः ।
सना अत्र युवतयः सयोनीरेकं गर्भं दधिरे सप्त वाणीः ॥

(સનાતન) ધુવાવાળી દેવીઓ એક જ ગર્ભસ્થાનવાળી હોય (સર્વે) સમાન ગર્ભને ધારણ કરે છે!"

૪. ૧. ૭. એનાં–અગ્નિનાં–અનંત વિશ્વરૂપો ચારે બાજુ પ્રસરેલાં છે,–ઘૃતના તેજસ્વી મૂળમાં–અર્થાત, પરિશુદ્ધ અને નિતરી મનોદશામાં, તથા આનંદરૂપી મધુના ઝરણમાં પણ. એ કાર્યની સિદ્ધિ કરનાર દેવની બે માતાઓ–બન્ને માતૃશકિતઓ–વિશાળ –ઉદાર અને સંવાદિ બની."

૪.૧.૮. હે સામર્થ્યના સંતાન! તેમના વડે (સરિતાઓ) ધારણ કરવામાં આવેલો એવો તું,–તેજસ્વી બન્યો; તેં અગ્નિની શિખાઓને ફેલાવી તથા તારાં શુક્ર અને આનંદમય સર્વે સ્વરૂપોને તેં ધારણ કર્યાં. વસુને–ઐશ્વર્યની વિપુલતાને,–ધારણ કરનાર વૃષભ માનવડે પુષ્ટિને પ્રાપ્ત થયો છે, મધના સ્રોતો બ્હાર વહી જાય છે, તથા ઘૃતની તેજસ્વી વિશદતા પણ ઝરે છે."

૪.૧.૯. પિતાના ઐશ્વર્યની વિપુલતાનું આદિમૂલ–આદિકારણ–તેણે જન્મતાં વાર જ શોધી કાઢ્યું–જાણી લીધું. તેણે પોતાનાં સ્રોતોને દૂરથી વહેતા મૂકયા–તેણે પોતાની સરિતાઓને રમતી વિસ્તરતી છૂટી મૂકી દીધી. મિત્રોની સહાયથી અને દેવી–સ્વર્ગની–સમર્થ બ્હેનો વડે તેણે તેને જીવનના ગહન સ્થળોમાં પ્રચ્છન્ન રહેલો જોયો, છતાં પોતે તેની પ્રચ્છન્નતામાં નષ્ટ થયો ન હતો."

૪.૧.૧૦. "તેણે પિતાના બાળકને જન્મ આપ્યો. અને જેણે–તેને જન્મ આપ્યો હતો તેના બાળકને (શિશુને) તેણે ધારણ કર્યો; પોતે એક છતાં અનેક શુદ્ધિમતી માતાઓના ઉપર તે પુષ્ટ થયો. એ વિશુદ્ધ પુરુષ–અગ્નિ–માનવમાં રહેલી બે શકિતઓ–સ્વર્ગ અને પૃથ્વી –નો સ્વામી અને પ્રણયી છે. એ બન્નેનું તું–હે અગ્નિ–રક્ષણ કરજે."

૪.૧.૧૧. "અનિર્બાધ એવા અનંતમાં એ મહાન–અગ્નિ વધ્યો–વિસ્તાર પામ્યો. અહો! વિપુલ જલો–જલસ્રોતો–એ તેને સદ્‌ગનાથી પોષ્યો. સત્યના મૂળમાં–આદિસ્થાનમાં–તેણે આશ્રય લીધો હતો: ત્યાં તેણે પોતાનું સદન કર્યું–અવિભક્ત સ્વસાઓના કાર્યમાં તેણે પોતાનું રહેઠાણ કર્યું."

૪૧. ૧૨. પદાર્થોના અંતરમાં રહી તેમનું સંચાલન કરનાર મહાન સરિતાઓના સંગમમાં રહીને તેમનુ પોષણ કરનાર, સત્યદૃષ્ટિ માટે વાંછતો, સોમરસના સારવાર મ ટે

૪. ૧ ૭. स्तीर्णा अस्य संहतो विश्वरुपा घृतस्य योनौ स्रवथे मधूनां ।
अस्थुरत्र धेनवः पिन्वमाना मही दस्मस्य मातरा समीची ॥

૪. ૧. ૮. बभ्राणः सूनो सहसो व्यद्यौ दधानः शुक्रा रभसा व पूंषि ।
श्चोतंति धारा मधुनो घृतस्य वृषा यत्र वावृधे काव्येन ॥

૪. ૧. ૯. पितुश्चिदूधर्जनुषा विवेद व्यस्य धारा असृजद्वि धेनाः ।
गुहा चरंतं सखिभिः शिवेभिर्दिवो यह्वीभिर्न गुहा बभूव ॥

૪. ૧. ૧૦ पितुश्च गर्भं जनितुश्च बभ्रे पूर्वीरेको अधयत्पीप्यानाः ।
वृष्णे सपत्नी शुचये सबंधु उभे अस्मै मनुष्ये नि पाहि ॥

૪. ૧, ૧૧ उरौ महाँ अनिबाधे ववर्धापो अग्निं यशसः सं हि पूर्वीः ।
ऋतस्य योनावशयद्दमूना जामीनामग्निरपसि स्वसॄणां ॥

૪. ૧. ૧૨. अक्रो न बभ्रिः समिथे महीनां दिदृक्षेयः सूनवे भाऋजीकः ।
उदुस्रिया जनिता यो जजानापां गर्भो नृतमो यह्वो अग्निः ॥

સીધેસીધાં જ્યોતિરશ્મિઓવાળો, એવો અગ્નિ તેમને (સરિતાઓને) ઊર્ધ્વલોકમાં જન્મ આપે છે–જલસ્રોતોનો પુત્ર, સમર્થ અને સૌથી બળવાન તે અગ્નિ !"

૪.૧.૧૩ "જલના પ્રત્યક્ષ જન્મને, તથા પૃથ્વીની વનસ્પતિઓને નિરતિશય આનંદની અધિષ્ઠાત્રી દેવીએ હવે ઘણાં રૂપોમાં જન્મ આપ્યો; મન વડે દેવતાઓ તેનામાં એકત્ર થયાં, અને સામર્થ્યથી ભરપુર અને અતુલ પરાક્રમ કરવાની શક્તિવાળા–અગ્નિને –તેમણે પોતાના કાર્યમાં પ્રેર્યો."

૪.૧.૧૪ "પેલા બૃહત્ તેજસ્વી રશ્મિઓ અગ્નિને–તેની જ્યોતિ કિરણાવલીને –વળગી રહ્યાં; ઝંખવી નાખે એવી વિદ્યુત જેવા તે હતાં; અને જીવનના ગૂઢ સ્થાનોમાં વૃદ્ધિ પામતા તેણે કિનારા વિનાના બૃહત અનંતમાં આવી રહેલ તેના પોતાના સદનમા તેમણે અમૃતતત્ત્વનું દોહન કર્યું."

### ઋચાઓના અર્થનો સ્ફોટ

દિવ્ય તપ; શક્તિ સ્વરૂપ અગ્નિ દેવતાઓને જલમાં–જલસ્રોતોમાં સ્પષ્ટ માલૂમ પડી આવે છે: સરિતારૂપી સાત બ્હેનોના કાર્યમાં તેનાં દર્શન થાય છે. એ સપ્તનદીઓ તે સત્યના સાત પ્રવાહો છે. ચેતનાના ઉચ્ચ શિખરો ઉપરથી જે દિવ્ય નારીસ્રોતો ઇન્દ્રદેવ લાવે છે તે એ સાત સ્રોતો છે. પ્રથમ તો, પૃથ્વી ઉપર ઉગતી વનસ્પતિ યાને ઔષધીઓના રૂપમાં એટલે કે પૃથ્વીની ઉષ્માને ધારણ કરનાર પદાર્થના રૂપમાં, તે અગ્નિ અપ્રગટ–પ્રચ્છન્ન –હોય છે. એને પ્રગટ કરવા માટે એક પ્રકારનું દબાણ–ઘર્ષણ કરવાની જરૂર પડે છે: બે અરણીઓનું–પૃથ્વી અને સ્વર્ગરૂપી–ઘર્ષણ કરવાથી તે પ્રગટે છે. એટલા માટે અગ્નિને "ઔષધીઓનો પુત્ર" તથા "સ્વર્ગ અને પૃથ્વીના પુત્ર" કહેવામાં આવે છે. માનવની ચેતનામાં પણ એ અગ્નિની અમર શક્તિ પ્રયત્ન, અને પીડાને પરિણામે જ જન્મ પામે છે. પરંતુ ઊર્ધ્વચેતનાના દિવ્ય વાટિમાં તો એ અગ્નિ પ્રત્યક્ષ દેખાય છે ત્યાં તે તેના પૂર્ણ સામર્થ્ય સહિત પ્રગટ હોય છે; તેનાં જ્ઞાન અને આનંદ ત્યાં પૂર્ણ હોય છે. ત્યાં તે શુદ્ધ હોય જ્યારે તેની ક્રિયા વૃદ્ધિ પામે છે ત્યારે લોહિત રંગનો બને છે. (૨.૩)

એના જન્મથી જ દેવતાઓ તેને બળ, ઉર્જસ અને દેહ આપે છે. એ અગ્નિના આનંદમાં સપ્તજળસ્રોતો વૃદ્ધિ કરે છે. નવા જન્મેલા તે અગ્નિરૂપી બાળકની ચારેબાજુ અશ્વિનીઓ ઘેરે કરીને એ સાતસરિતાઓ તેનું જતન પાલન કરે છે.

ચેતનાના એ દિવ્યસ્રોતોને ઘણુંખરું "ધેનુઓ" કહેવામાં આવે છે તેમને અહીં અશ્વિનીઓ કહી છે. કારણ કે ગો યાને ધેનુ, ચેતનાના સામર્થ્યનું, પરંતુ જ્ઞાન સામર્થ્યનું પ્રતક છે. જ્યારે અશ્વ એ પ્રાણની સક્રિય શક્તિમત્તાનો પ્રતિનિધિ છે. પ્રાણશક્તિ જ ગતિ કરે છે, સફળ ક્રિયા સાધે છે, કામના કરે છે, તથા ભોગ ભોગવે છે. અગ્નિનું આદિ સ્વરૂપ વિશ્વમા સ્થૂળ ઉષ્મા રૂપે દેખા દે છે. ત્યારપછી અશ્વરૂપે–પ્રાણશક્તિરૂપે–ને પ્રગટે

૪. ૧. ૧૩. अपां गर्भं दर्शं तमोषधीनां वना जजान सुभगा विरूपं ।
देवासश्चिन्मनसा सं हि जग्मुः पनिष्ठं जातं तवसं दुवस्यन् ॥

૪. ૧. ૧૪. बृहंत इद्भानवो भाऋजीकमग्निं सचंत विद्युतो न शुक्राः ।
गुहेवृद्धं सदसि स्वे अंतरपार ऊर्वे अमृतं दुहानाः ॥

છે. ત્યારપછી તે અગ્નિ "સ્વર્ગનો" બને છે. વારિના સંતાન તરીકે અગ્નિની પ્રથમ ફરજ એ છે કે "રજસ્ તલાન"–પ્રાણમય લોકને–રજને–રૂપની પ્રાપ્તિ કરાવી તેનો–પરિપૂર્ણપણે વિસ્તાર કરાવવો. એ લોકની શુદ્ધિ કરવી એ અગ્નિનું કાર્ય છે. માનવના નાડીયંત્રમાં વ્યાપીને અગ્નિ તેનાં તેજસ્વી અંગો પ્રસારે છે–અને તેને શુદ્ધ કરે છે. પ્રાણમાં જે આવેગો વૃત્તિઓ અને કામનાઓ રહેલાં હોય છે તેમને અગ્નિ ઊર્ધ્વગામી કરે છે; કાર્યમાં પ્રગટતી અશુદ્ધ તપઃશક્તિને ઊર્ધ્વલોકમાં રહેલા સત્યની શક્તિવડે તે વિશુદ્ધ કરે છે.' આમ થાય છે ત્યારે કામનાઓ અને અંધપ્રેરણાની ક્રિયાને ઠેકાણે જીવનના જળસ્રોતોની આજુબાજુ અગ્નિ પોતાની વિરાટ ઊર્જસ્વિતા ધારણ કરે છે. (૪.૫)

સપ્તવારિસ્રોતો આ પ્રમાણે ઊર્ધ્વગતિ કરે છે અને પ્રાણમાંથી ઉપર જતાં મનોમય સ્વરૂપ ધારણ કરે છે: તેઓ સ્વર્ગની સમર્થ સરિતાઓ બની રહે છે. ત્યાં, મનોમય લોકમાં, એ સ્રોતો સનાતન, નિત્યપ્રવૃત્ત, એવી શક્તિઓરૂપે પહેલીજ્વર દેખાય છે. એ સ્રોતો હોય છે તો જૂદા જૂદા પરંતુ તેમનું મૂળ એક છે. એ સાતે સરિતાઓ ચેતનાનાં ઊર્ધ્વલોકમાં આવી રહેલા સત્યના ધામમાંથી વહે છે. એ સત્યલોકમાં "સપ્તવાણી" રૂપી વ્યક્ત સ્વરૂપે એ સ્રોતો દેખાય છે. નાડીમય ચેતનામાં અગ્નિ પ્રગટે છે ત્યારે જેમ તે વિષયનું ભક્ષણ કરીને પોતાની શિખા ટકાવે છે તેમ મનનાં લોકમાં તે અગ્નિ કરતો નથી. મનોમય લોકના એ સાતવાણી પ્રવાહો ભક્ષણ કરતા નથી અને છતાં નિષ્ફળ નીવડતા નથી. એ સપ્તસ્રોતો એટલે પારદર્શક આભુષણોમાં સજ્જ થઇ પ્રગટેલ સનાતન સત્યનાં મનોમય સ્વરૂપો. તેમને પરિપૂર્ણપણે "વસ્ત્રાચ્છાદિત નહિ કે નગ્ન નહિ" એવા વર્ણવવામાં આવ્યા છે. (૬)

પરંતુ એ મનોમય લોક તેની છેવટની ભૂમિકા નથી; મનોમયલોકનાં સ્વચ્છ જળમાં દેખાતી એ સાતે સરિતાઓ રૂપે પ્રગટતી અગ્નિશક્તિ તેના આદિસ્થાનમાં ઊર્ધ્વગતિ કરે છે. અને ત્યાં દિવ્યમધુના સ્રોતનું સ્વરૂપ તે ધારણ કરે છે. ત્યાં ઊર્ધ્વમાં,–સત્યની અનંત ચેતનાના બૃહત્ વિસ્તારરૂપે તે પ્રગટ થાય છે. પરિણામે, મનની ઉપર આવેલી અનંત ચેતનાની મધુધારાઓના અવતરણથી માનવ ચેતનાના નિમ્નલોકમાં વહેતી સપ્ત-ધેનુઓને પોષણ મળે છે. સ્વર્ગ એટલે મનોમયલોક અને પૃથ્વી એટલે સ્થૂળચેતના એ બન્ને અગ્નિની "પ્રથમ માતાઓ" કહેવાય છે, કારણ કે તેઓ તેને જન્મ આપે છે–પ્રગટાવે છે. બન્ને માતાઓ ઊર્ધ્વમાંથી આવતા સ્રોતોના રસથી વિશાળ થાય છે તથા સત્યજ્યોતિવડે પરસ્પર સંવાદિ બને છે. એ નિમ્નસ્રોતો પણ પાછળથી અગ્નિના સંપૂર્ણ સામર્થ્યને ધારણ કરે છે.–એની વિદ્યુત જ્વલંત શિખાઓને, વિરાટ રૂપોની ઊર્જસ્વિતાને અને આનંદને તે ધારણ કરે છે. ઋચા કહે છે કે જ્યાં–ઊર્ધ્વલોકના–સત્ય વડે પુરાતને–વૃષભને–પુષ્ટ કરવામાં આવે છે ત્યાં હમેશા ઘતના–સ્વચ્છ નિર્મળતાના–અને મધુના સ્રોતો વહે છે. (૭.૮)

સર્વનો–જગત સમસ્તનો–પિતા તે પુરુષ છે; તે પ્રયત્નરૂપે પદાર્થોમાં આવી રહ્યો છે. તે પોતે ઊર્ધ્વ લોકમાં છે. બીજા દેવતાઓને તથા સપ્ત સ્રોતોને લઇને અગ્નિ ઊર્ધ્વ લોકમાં પ્રવેશ કરે છે, પરંતુ તે નિમ્નચેતનામાંથી લુપ્ત થઇ જતો નથી. નિમ્નમાંથી

ઊર્ધ્વમા ગતિ કરીને તે વસ્તુઓનાં-, જગતને ઉત્પન્ન કરનાર પિતાની વિપુલ મધુમય સમૃદ્ધિના મૂળને શોધે છે તથા તેને પ્રાપ્ત કરીને આપણી પ્રાણમય ચેતનામા પોતે રેલાવે છે તે અગ્નિ પોતે પુત્રને ધારણ કરે છે અને પોતે પુત્ર--કુમાર-બને છે। શુદ્ધ પુરુષરૂપે તે વિરાટ પણ છે, અને માનવની અન્નમય અને મનોમય ચેતના તેને શાસક--સ્વામી -તરીકે સ્વીકારે છે. એ અગ્નિ પોતે એક છે,- છતા જીવનની સપ્તસરિતાઓની ગતિનો ભોગ લે છે- અનંત વિરાટ--શક્તિઓનો તે ઉપભોગ કરે છે. (૯.૧૦.)

આગળની ઋચામા ઋષિ આ પ્રમાણે કહે છે — જે અનંતમા અગ્નિ ઊર્ધ્વ લોકમા પ્રવેશ કરે છે અને જેમા તે પોતે પુષ્ટિ પામે છે- જેમા જલના સ્રોતો વેગભેર પ્રવેશ કરીને અગ્નિને પુષ્ટ કરે છે,—અને જે અનંતનું ધામ છે તે જ " અનિબાધ વિસ્તાર " છે—વિશાળ અનંતતા છે ઉપનિષદોમા 'ભૂમા' કહ્યો છે તે આ જ સત્યનો જન્મ ત્યા ઊર્ધ્વમા—છે એ કિનારા વગરના અનંત ચૈતન્યરૂપી મહાસાગરમા આવેલા પોતાના સદનમા અગ્નિ પ્રવેશ કરે છે, અને ત્યા સ્થિતિ કરે છે પાર્થિવલોકમા કરે છે તેમ ત્યા, ઉર્ધ્વમા, એ સપ્તસરિતાઓ એકબીજાથી વિખૂટી રહીને કાર્ય કરતી નથી પરંતુ અવિભક્ત સખીઓની પેઠે વર્તે છે. એ સાતે સરિતાઓના મિલન સ્થાને—સંગમમા—રહ્યો અગ્નિ પણ સર્વે પદાર્થોમા ગતિ કરે છે અને તેમને ટકાવી રાખે છે, એના રશ્મિઓ ત્યા સીધા હોય છે, નિમ્નલોકની વક્રતાની અસર થતી નથી એના રશ્મિઓ જ્ઞાનમય ચેતનાનું અમૃતમય—આનંદમય--ચેતનામા રૂપાંતર કરે છે (૧૧ ૧૨)

ત્યા ઊર્ધ્વમા એનો જન્મ થાય છે તે નવજન્મ છે,- અને ઉદ્દઘાટન પણ છે. તે પાર્થિવ ઔષધીઓમા સામર્થ્યમા પુત્ર તરીકે, તે જલસ્રોતોમા શિશુ તરીકે જન્મ્યો હતો. એનો એ જ અગ્નિ આનંદની દેવી (ચેતનામા) અનેકરૂપે જન્મે છે. એ આનંદની દેવી તે અનંત અનિવાર્ય વિસ્તારમા રહેલી આનંદમયી દિવ્યચેતના માનવની ચેતનામા કાર્ય કરતી દિવ્ય શક્તિઓ—દેવતાઓ--માનવના મનને પોતાના કરણ તરીકે વાપરીને અગ્નિને પ્રાપ્ત કરે છે. તેને પ્રાપ્ત કરીને એ દેવતાઓ તેની આજુબાજુ એકત્ર થાય છે, અને તેનો નવો જન્મ થયા પછી જે મહાન કાર્ય સાધવાનુ છે તે કાર્ય કરવા અગ્નિને પ્રેરે છે એ દેવતાઓ પોતે અગ્નિમા નીકળતી વિદ્યુત શક્તિઓ હોય તેમ તેની આજુબાજુ રહે છે અને આનંદના મહાન, અનંત સાગરમા જ્યાં તે દેવતાઓ અગ્નિના પોતાના એ સદનમાથી માનવને માટે અમરતા-અમૃતનો આનંદ-દુહે છે" (૧૩ ૧૪)

આ પ્રમાણે સપ્તસરિતાઓનો પ્રતિક સૂક્ષ્મ દૃષ્ટિએ જોતા સુસ્પષ્ટ જણાય છે સરિતાઓ અને આપ, અગ્નિનો નવજન્મ અને તેની ઊર્ધ્વપ્રતિ યાત્રા, એક લોકથી બીજામા ગતિ,—સઘળુ સ્પષ્ટ થતુ જાય છે મધ્યવર્તી ગૂઢ પ્રતિકના લક્ષને જાણવા પછી બધી ગુંચવણ, બધી અસ્પષ્ટતા અને સંદિગ્ધતા, અર્થહીનતા ઓસરી જાય છે અને ઋગ્વેદમા વ્યાપેલો અર્થ આપણે કાઇક અંશે જોઇ જાણી શકીએ છીએ.१

१ આ અનુવાદ માટે અને અર્થસ્ફોટ માટે લેખક શ્રી અરવિંદના 'વિદરહસ્ય' નામના અપ્રગટ ગ્રંથનો ઋણિ છે

# આશાની સપ્તપદી

મનોગત

૧

૧

પોષ માસની હીમની ઠંડીમાં–શીતળ સવારમાં મારી આંખ ઊઘડી ગઇ. મારા ઓરડાના ગોખલામાંથી વ્હેલાં પ્રભાતનાં આછાં તેજ અંદર ઝાંખ પુરતાં'તાં. ચાકા પર કોડિયામાં વણસ કોરી વાટ હોલાઈ જતી'તી અને કમ્પતી વાટની સાથે દીપનો ઓરડામાં નીતરતો પ્રકાશ ધીમે આન્દોલન લેતો હતો. આસપાસના ઘરમાંથી ઘંટીનો ધીમો અવાજ ને દૂરથી પંખીનો એકાદ ટહૂકારો સંભળાતો'તો. મારા ઓઢણની મીઠી હૂંફમાંથી બ્હાર નીકળવાની મારી હોંશ ન હતી. હું નિરાંતે પડ્યો હતો.

ખખડી ગયેલ કમાડ પર સાંકળ પડવાનો ધીમો અવાજ–પણ મેં ઉત્તર ન વાળ્યો. ફરી સાંકળ ખખડી. હું ઉઠ્યો. મારી જાતને સ્વસ્થ કરતાં આંખો ચોળતાં મેં અનિચ્છાએ બાર ઉઘાડી નાખ્યું. 'ઓહ!' મને અચંબો થયો. સામે જ કોઇ કુમારી હતી. 'એ કોણ!' 'શા માટે!' એ ત્વરિત પ્રશ્નોને ઉત્તર દેવા આંખ ઊંચી થતાં તેનાં લોચનમાં થંભી ગઇ. પણ એકમાં તો મન કોઇ અનુભૂત સ્મૃતિ સાગરમાં ઘૂમી વળ્યું. આ એજ અજ્ઞાત કુમારી–જેને માત્ર મેં સ્વપ્નમાં જ જોયેલ.

મેં કહ્યું 'આવો'

અજવાળાં ચોદિશમાં વધી ગયાં'તાં. દીવો પવનથી હોલવાઈ ગયો'તો. માત્ર બ્હારની ઠંડી ને પવન કરતાં અંદરની હૂંફ ગમતી હતી. તે અંદર આવી. મારી પથારીની પાંગત પર તે બેઠી. મેં મારૂ ઓઢણું ખેંચી લીધું ને હું ઓશીકે બેઠો.

'તમે કોણ?' મેં પૂછ્યું.

'આશા કુમારી' તેના ધીમા ઉત્તરમાં કોઇ જાદૂઇ મીઠાશ હતી.

'કેમ આવ્યાં છો?' મેં ફરી પ્રશ્ન કર્યો.

'તમારી ખબર કાઢવા.' તેણે સહાનુભૂતિ ભર્યો જવાબ આપ્યો ને શરમથી નીચે જોઇ ગઇ.

મેં તેની સામે જોયું. કેટલી આકર્ષક તે હતી? તેની નિર્મળ શાંત–મોહક છતાંયે ઊંડાણમાં ક્યારેક તૃષ્ણાભરી લાગતી આંખો, સુંદર દેહમરોડ, સર્વાંગમાં ચાંચલ્ય સાથે નીતરતી સુધા, મનમોહક બેસવાની લલિત છટા, કોઇ અપૂર્વ રાજકુમારીને શરમાવે એવાં હતાં. એનું દર્શન મારી ઘેનભરી આંખોને સચેન કરી ઠારી રહ્યું. એનું અપૂર્વ સૌન્દર્ય મારા અસ્વસ્થ મનમાં શાંત નિશ્ચલ પ્રતિબિમ્બ પાડી ગયું. વિવશ ચિત્ત અકથ્ય

ત્યાં તો ઝાંઝરની ઘુઘરી રણુકી, ધીમેથી અબોલ દ્વાર ઉઘડયું, ને બે મોહક ઉત્સુક આંખો મારા પર ઢળી. શરમથી સંકોચાતી, આનંદથી પ્રફુલ્લીન થવા મંથતી, પાનેતરમાં વીંટાયલી દેહલતા—આશા કુમારી જ રહેજ દ્વાર હડસેલીને ખંડમાં આવી થંભી ગઇ. બાર ન બંધ થયું: ન વિશેષ ઉઘડયું.

હું ભોઠો થઇ ગયો. આ લગ્નપરિધાન ધરી તે કેમ આવી હશે ? હું ગગગળો થઇ ગયો પણ ન પૂછી શકયો. ત્યાં અચાનક સારિકા બોલી ને પિંજરમાં પુરાઇ ગઇ. તે ઝબુકી. સારિકા તરફ જોયું. આગળ આવીને હિંડોળા પાસે ઉભી રહી. હું તેની પાસે ગયો. ખભા પર હાથ ધર્યો. તુર્ત તેની આખી દેહલતા કમ્પી. સહર્ષ રોમાંચ ખડાં થયાં. તેણે સામે જોયું. અમે બન્ને હિંડોળા પર બેસી ગયાં. ઝાંઝર ખખડયાં. કિચૂડ્ અવાજ થયો. ફરી સારિકા બોલી. હિંચકો વિશેષ ચાલ્યો. ઝાંઝરની ઝમકારી અખંડિત બની. પવનની લ્હેરે પાનેતર ફુલ્યું, ફરફરાટ થયો. ને શીર પરથી પાનેતર સરી પડયું. તેણે કોમળ અંગુલિ મારા આંગળમાં પરોવી, જાણે હૃદય એકબીજામાં મળી જતાં હતાં.

૩

મધરાત પછી હું જાગી ગયો. છાપરામાંથી રહેજ નમેલ પૂર્ણિમાના ચંદ્રનાં તેજ ચાંદરડારૂપે ભીંત પર ને જમીન પર પડ ઈ'તાં ને ચંદ્રનો નિર્મળ પ્રકાશ જાળીમાંથી ભૂમિ પર પથરાતો'તો. સારિકા શાંત હતી. પથારીમાં શાંત ઊઘડતા મધતી કળીઓ માથે, મારી પાસે જ મારા હાથનું ઓસીકું કરીને આશા સુની'તી. એવું તૃપ્તિભર્યું ગૌરવદન, ગાઢ ઊંઘમાં પડેલી પાંપણ પર રમતાં સ્મિતો. ગાલ પર રમતી સુરેખ લાલી, રક્ત અધરોષ્ટ પર ટપકતું હાસ્ય, ભાલે ચુંબન લેતી એકાદ લટ, ધીમા ઊંડા શ્વાસથી કોમળ આન્દોલન લેતી મૃદુલ છાતી. મને અપૂર્વ સંતોષથી સુખની ટોચ પર લઇ જતાં'તાં. મેં રહેજ નમી, તેને મારા ઉરમાં લપેટી લલાટ પર ચુંબન કર્યું. આજથી આશા કુમારી મટી, કુલલક્ષ્મી બની મારા મંદિરમાં મંગલ પદપંક્તિ મૂકી રહી'તી. એના ઝાંઝરમાં, હિંડોળામાં, સારિકાના પિંજરમાં, ઊઘડતાં દ્વારમાં, ચંદ્રકિરણમાં, પુષ્પમાં, મારી નાની શૈયામાં, મારી આંખમાં ને અંતરમાં એક જ અનંત ગીત હતું. "આશા...આશા...આશા."

૪

દૂર વિસ્તરતા નીંભરાયલા પડયા પર્વતની ઊંડી ખીણમાં ગહનવનમાં હું ભૂલો પડયો છું. સન્ધ્યા સમે ગીચ ઉન્નતવૃક્ષને વીંધી પ્રકાશ અંદર આવી શકતો નથી માત્ર ડોકીયાં જ કરે છે. પવન માત્ર વૃક્ષનાં શિરને સ્પર્શ કરી ચાલ્યો જાય છે. આસપાસ અંધકાર વધતો દેખાય છે. મને માર્ગની સૂઝ નથી પડતી. કયા ડુંગર પાસે થઇ મારે જવાનું છે તે દેખાતું નથી. કયાંક અસંખ્ય કેડીઓ એક સાથે મળીને જૂદી જૂદી દિશાએ વહન કરે છે. કયાંક ઊગેલાં ખડ નીચે એકલ કેડી પણ દબાઇ જાય છે. અન્તે હું એક ઝાડને થડે પડું છું. અંધકારભર્યા અજ્ઞાત પથે ચાલવાની માટે હવે શ્રદ્ધા નથી.

ત્યાં એકાએક ઊપરથી પાન ખખડે છે. ઘોરી વિમૂઢતાની સ્થીર સપાટી પર એકાએક ચેતનભરી ઊર્મિઓ ઉઠે છે. ઉન્નત કદંબના વૃક્ષ પરથી પ્રફુલ્લ પુષ્પમંજરીઓ મારા પર પડે છે. હું ઊંચે નજર કરું છું. મનશ્યામ લીલાં પર્ણદલમાં ધવલ પુષ્પની

ઝૂલતી ડાળખીઓ વચ્ચે એની કંચનશાખા સુમધુર હસી રહી છે. એના એક હાથમાં ફૂલની ડાળખી છે. આહ્‌ આશા ! હું એકદમ થાક વિસરી જાઉં છું. કૂદીને તેની પાસે પહોંચું છું. "ભૂલા પડયા છો ?" તે મને પૂછે છે. "ચાલો માર્ગ બતાવું." પણ હવે મને એમ નથી લાગતું. એના સહવાસ ને દર્શન એટલાં પ્રિય મોહક છે કે મને એ છોડી જતાં દુઃખ થાય. પણ હું કૈં બોલી શકયો નહીં. અમે બન્ને નીચે ઉતરીએ છીએ. મારા હાથમાં હાથ લે છે. સંધ્યાનાં ઓસરતાં તેજમાં વધતી રજનીના અંધકારમાં ગહન વનમાં મને ભૂલા પડેલને તે દોરે છે. દૂર દૂર આ વનની પેલી પાર હિમાદ્રિના ઉન્નત શૃંગો પાછળ મને માર્ગ બતાવવા તે આગળ ચાલે છે. એકાએક તે અટકે છે તે પ્રશ્નભર્યા હૃદયે પૂછે છે. "રોકાવ તો સાથે રહેવાય." હું થંભી જાઉં છું. પણ ફરી તે આગળ ચાલે છે. માથું નીચું કરીને હું પણ તેની ઉપડતી કોમળ પાનીને જોતો જોતો પાછળ ચાલ્યો જાઉં છું.

એકાએક બે ડુંગર વચ્ચેનો ગાળો આવે છે. "હવે મ્હડી જાવ" કહીને તે મારો હાથ મૂકી દે છે. માત્ર એક કોમળ નિઃશ્વાસ જ હું સાંભળું છું. પણ સ્થિર દૃષ્ટિએ બે ડુંગરના ગાળામાંથી ડોકાતી નિર્મળ ચન્દ્રકળા જોઈ રહું છું. બન્ને શિખર પર ઝરતી કૌમુદિ– ધીમે ઝરતાં ઝરણની સેર—આછી પુષ્પપરિમલ અને ઉન્નત માર્ગ. પણ મારી આશા ! હું પાછળ જોઉં છું. પણ આશા ! નથી ! "આશા ! આશા !" હું જોરથી બૂમ પાડું છું. ખીણમાંથી ઊપડીને પડઘો ડુંગર ડુંગરે અથડાઈને શમી જાય છે. દૂર કયાંક મોરલા ગહેકે છે. પણ પાસે જ કોઈ ઘુવડ બોલતું હોય તેમ લાગે છે. હું ફરી જોરથી બૂમ પાડું છું. પણ મને કૈં જ નથી દેખાતું.

ત્યાં તો મારી આંખ ઊઘડી ગઈ. હું મારા જ ખંડમાં સૂતો હતો. આશા તો મારા ઓસીકા પર બેસીને મને જગાડવા આંખ પર પવન ઢોળી રહી'તી. તે મારી સામે સ્થીર નિઃસ્પંદ દૃષ્ટિએ જોઈ રહી. તે નીચે નમી. મેં તેને છાતી સાથે દાબી દીધી. જાણે સ્વપ્નાની વાત કૈં પણ બોલ્યા વગર હું તેને સમજાવી રહ્યો'તો.

૫

સ્નેહશીતલ પ્રવાહથી ગામને વીંટી નદી દાવાનળને પણ હાંકે એવા ગ્રીષ્મના મધ્યાહ્નમાં અસહ્ય તાપ ખમી રહી'તી. દૂર મૃગજળ તરફ હરિણ-શિશુઓ ત્વરાથી દોડતાં હતાં. પ્રચંડ વંટોળ તથા લૂના પ્રખર સુસવાટમાં શેરીનાં ઘરનાં બારણાં ભટાભટ પછડાતાં'તાં અને મારાં આંગણ પાસેના પીપળાની બે ચાર સૂકલ ડાળ સાથે લીલી ડાળો પણ ખખડતી'તી ત્યારે મેં મારા આંગણામાં પગ મૂકયો.

આશા મને અંદર ખેંચી ગઈ એ વિના મને કૈં સ્મરણ નથી. પણ દુર્દાન્ત અજંપ અવિશ્રામ રણભૂમિના મધ્યાહ્નના દાહ પછી મારી પર્ણકુટી ન્હાની છતાં શાંત વિશ્રાન્તિભરી લાગી. આશાના કેશકલાપમાં ગુંથેલું એક જ શ્વેત કમળ પોતાની સૌરભે પરિમલ ને લૂની દાહકતા ભૂલાવી રહી'તી. અનંત વિશ્વના અસંખ્ય સ્થળ ભટકયા પછી માત્ર એ પ્રેમળ આંખો જ મારૂં વિશ્રામ સ્થાન બની રહી.

"હવે આરામ તો લ્યો, ચિન્તા શું કરો છો ? આપનું મુખારવિન્દ કેવું લાગે છે ! સામે અરીસો ધરું ?" તેણે કહ્યું, મેં તેનો હાથ પકડીને પાસે લીધો.

"મને તમારા વગર એકલાં કેવું લાગે ? ખ્યાલ કર્યો છે ?" કહી તેણે સજલ આંખ ઢાળી દીધી.

"હવે નહીં જાઉં.' મેં કહ્યું, ને તેણે પોતાની શીતલ વેગે ધડકતી દેહલ્લી મારી તૃપ્ત છાતીમાં શમાવી દીધી.

૬

આશા મને ઊંઘમાંથી જગાડતી હોય તેમ લાગ્યું. અધજાગતી અને અર્ધ ઊંઘમાં ઉત્તર આપતાં જ હું જાગી ગયો. મને અસહ્ય બફારો થતો'તો. ઓરડાં પર એકધારો વરસાદ તૂટી પડ્યો'તો. અને તેની પર ધીરું ગંભીર ઊંડું ગર્જન સંભળાતું'તું.

પણ મને આશા બોલાવતી'તી. હું સચેત થયો, ત્યાં તો મારી શૈયા મને સૂની લાગી. તેના કોમળ દેહની મૃદુ ઉષ્મા તજતી પથારીમાંની પુષ્પકળીઓની પાંખડીઓ ઉઘડવા પ્રયત્ન કરતી'તી. 'આશા !' મેં બૂમ પાડી. વર્ષતા વરસાદના ધીમા અખંડ સ્વરમાં માત્ર એકજ પડઘો પડ્યો. ઉત્તર ન મળ્યો. પિંજરની સારિકા પણ નિરુત્તર પડી રહી.

મેં ઉઠીને દીપની વાટ સંકોરી. ધીના દીવાના કોમળ તેજમાં આખો ખંડ પ્રકાશથી ભીનો થઇ રહ્યો. મેં ખૂણે ખૂણે નજર કરી. આશાની દેહલતા મારી આંખે ન પડી.પણ તેનાં કંકુભર્યાં પગલાં ચોતરફ પડેલાં હતાં, ને તે પર ક્યાંક ફૂલકળી પણ ખરી હતી. પણ એ પદપંક્તિ દ્વારની દૂર ન્હોતી ગઇ. આશા જરૂર ઘરમાં જ હશે એને શ્રદ્ધા હતી. માત્ર મશ્કરી અને આનંદ ખાતર તે મને ઉત્તર નથી દેતી.

"આશા !" મેં ફરી સાદ કર્યો. માત્ર આભમાં ધીરું ગર્જન પડઘાની પરંપરામાં ઘૂંટાયા કર્યું. પણ આશાએ મને ઉત્તર ન આપ્યો. એ આવશે એ શ્રદ્ધા હતી જ. આશાને મારા વગર ચાલતું જ નથી.

પથારીમાં પડ્યો પણ હું આંખો બંધ કરી શકતો નહોતો. એકાએક જોરથી બારણાં ઉઘડી ગયાં. ને વાછંટથી ખંડની મારવાળી ભોંય ભીની બની ગઇ.

મને લાગ્યું કે આશાએ જ દ્વાર હડસેલ્યાં. હવે હમણાં જ તે અંદર આવશે. પથારીમાં બેઠો થઇને હું દ્વાર તરફ જોઇ રહ્યો: પણ ન ઝાંઝર ખખડ્યાનો પગરવ સંભળાયો—ન એનો શબ્દ સંભળાયો—કે વીજળીની ચમકારીમાં ન એનાં દર્શન થયાં.

હું ઊઠીને દ્વારમાં ઊભો રહ્યો. ધમધોકાર વરસાદ પડતો'તો. ગર્જતાં આભ નીચે અબોલ વસુંધરા આકાશનાં પાણી ઝીલી રહી'તી. અને શાંત ઓરડાં પરથી નેવાં નીતરતાં હતાં. પવનની ધીમી લહરમાં આછી વાછંટ મારા અંગ પર બાઝી જતી'તી. મેં બાર અટકાવ્યું. ફરી પથારીમાં પડ્યો. આશા હમણાં જ કપાળે હાથ ધરી મીઠું આનંદનું ચુંબન દેશે જાણી મેં આંખ મીંચી.

૭

બેસતા વર્ષના વ્હેલા સવારમાં 'સબરસ'ના સૂરમાં-ફૂટતા ફટાકડાના અવાજમાં-ઝીણી ઝાંઝરની ઝમકારી સાથે મારા દ્વાર પર પડતી સાંકળના ખખડાટમાં હું સફાળો ઝબૂકી ઉઠયો. આશા જ અત્યારે દ્વાર પર આવી પ્હોંચી હતી. મને એ સાદ કરી બોલાવતી હતી. આ એ જ એનો રણકતો કોમળ કંઠ-આ એના જ પગની ઝાંઝરી-ને આ એણે જ ખખડાવેલી સાંકળ—.

"આશા! આવ્યો, આશા!" ની બૂમ પાડતો હું દ્વાર તરફ દોડયો. જોરથી વેગમાં બારણાં ઉઘાડી નાખ્યાં. ફટાક કરતાં બન્ને બાર ભીંત પર અફડાઈને પાછાં ભટકાતાં મેં રોક્યાં-'આશા!' મેં સાદ કર્યો. પણ દ્વારમાં કોઈ જ નો'તું.

મેં આસપાસ નજર કરી આગળે બારણે ટોડલે ટોડલે દીપ મૂકાઈ ગયા હતા. બેસતા વર્ષનું અત્યારે સવાર હતું. આંગણામાં રંગોળી પૂરેલી હતી. અને વચમાં લક્ષ્મીનાં પગલાં પાડેલાં હતાં. દૂર ક્ષિતિજ પર સરિતાનાં ઉન્નત વૃક્ષો પર ચડી ઉષા દેવી વિશ્વને કુંકુમને છાંટણે વધાવતી'તી, અને એના પચરંગી ઓઢણા નીચે શુક્રતારિકા મંગળ હાસ્ય હસી રહી'તી.

એકાદ પંખી ટહૂક્યું દૂર દૂર મંગળ ગીત ગવાતાં હોય તેમ લાગ્યું. ત્યારે મારી પર્ણકુટીના ગર્ભદ્વારમાંથી પુષ્પની સુગંધ સાથે મીઠી હૂંફભરી લહરી મારા દેહને સ્પર્શ કરી ગઈ. મેં અંદર જોયું. બધું જ શણગારેલું હતું. દીપમાળની શિખાઓ ડોલતી ઝૂલતી'તી. ફૂલની પાંખડીયો ઊઘડતી'તી. ત્યાં એ ઉષા અને નિશાના મિશ્ર તેજમાં શુક્રતારિકાની દૃષ્ટિ નીચે મેં મારા આંગણામાં જોયું. આશા-મારી-આશાનાં વગનાં પગલાંની કંકુભરી ઝાંખી મારા આંગણમાં રંગોળી પૂરાઈ ગઈ'તી. પણ એ પગલી ગૃહમાંથી જતી'તી. માત્ર એ પદપંક્તિઓની વચ્ચે અતિ નાજુક બે કંકુભરી સપુષ્પ અભિઅંકિત પદપંક્તિઓ મારા દ્વારમાં આવતી પડી હતી.

ઓહ! આશા! તું આવીને ગૂઢ અંતરને જગાડીને ચાલી ગઈ. માત્ર આપણ બેના સહવાસના ચિહ્ન તરીકે આ કોમળ સ્મૃતિ તરીકે આ કોમળ બાળપદપંક્તિ મારે દ્વાર મૂકી ગઈ. આશા!......

# અલંકાર યુગના કવિઓ

ડુંગરસી ધરમસી સંપટ

આર્યાવર્તની જુદી જુદી ભાષાઓમાં મધ્ય કાળમાં અનેક સત્વશાળી કવિઓ પાક્યા છે. કેટલાક વિશેષ પ્રકાશવાળાં અને કેટલાક સામાન્ય પ્રકાશવાળાં રત્નો કવિખાણમાંથી પાક્યાં હતાં. એ મધ્યયુગનાં રીતરીવાજ, ચલનહલન, આચરણ, નીતિ, ધર્મ, રાજ્ય, દેશ, પ્રથા, વહેમો, સાહિત્ય, સંસ્થાઓ, પરસ્પરનો સબંધ, વિવાહ, ક્રિયાઓ, માનસિક વૃત્તિઓ, વાણિજ્ય, અર્થશાસ્ત્ર, ખેડૂતો અને જનસમૂહની પરિસ્થિતિ વગેરે ઉપર આ કવિઓએ સારો પ્રકાશ પાડ્યો છે. એ કવિઓની કેટલીક કવિતા પહેલા વર્ગમાં શોભી શકે તેવી સુંદર છે. સુંદર પદ લાલિત્યમાં, ઉંડા અર્થ ગાંભીર્યમાં, સંગીતના સુશ્રાવ્ય શ્રોતમાં એ કાવ્ય સરિતાઓ સરળતા અને વેગથી વહે છે. છતાં તેમાં દોષો પણ છે. આજના જમાનાના ચશમાથી એ દોષો પસંદ પણ પડશે નહીં, રેતાળ જમીનમાં વહેનારી એ સ્વચ્છ નીરવાળી નદીઓ ક્યારેક કાદવવાળી જમીન ઉપરે વહીને ડહોળાઇ મલીન સ્વરૂપ ધારણ કરી રુચીનો ભંગ કરે છે. પરંતુ સાથે ક્યારેક રેતાળ જમીન ઉપર ગળાઇ એ પવિત્ર જળમાં તળીઆની એકએક ચીજ નરી આંખે સ્પષ્ટ નજરે પડે એવો સ્વચ્છ સોહામણો એ જળ સમૂહ બની જાય છે.

સંસ્કૃતમાં વ્યાસ, વાલ્મિકી, ગ્રીકમાં ઇલીયડ અને ઑડેસીના કર્તા હોમર, અંગ્રેજી ચોસર અને સ્પેન્સર, ઇટાલીયનમાં ડાન્ટે, જર્મનીમાં ગેટે, બંગાલીમાં શ્રી ચંડીદાસ અને વિદ્યાપતિ, હિંદીમાં ચંદબરદાઇ, શ્રી સુરદાસ, શ્રી તુળસીદાસ, મીરાંબાઇ, ઓડિયા ભાષામાં *શ્રી સારળાદાસજી અને જગન્નાથદાસજી, પંજાબી ગુરુમુખીમાં શ્રી ગ્રંથસાહેબનાં કર્તા શ્રી નાનક* દેવજી ગુજરાતીમાં શ્રી નરસિંહમહેતા અને શ્રી પ્રેમાનંદજી, મરાઠીમાં શ્રી જ્ઞાનદેવ, શ્રી રામદાસ અને શ્રી તુકારામ, તામીલમાં શ્રી તીરૂવલ્લુવર અને કમ્બર, તેલગુ અથવા આંધ્ર ભાષામાં નન્નયા ભટ્ટ અને એરીપ્રગડા, સીંધીમાં શાહ અબ્દુલ લતીફ, ફારસીમાં શેખસાદી અને ફીરદોસી વિગેરે સાહિત્યાકાશનાં પ્રભાકરસમાં આદી યુગશ્રેષ્ઠ કવિઓ સુવર્ણમય પ્રકાશ વેરી ગયાં છે. તેમાંના કેટલાકની પવિત્ર જ્યોતિનો પરિચય આપવાનો લઘુ વિવેક આ લેખ પહેલાં થઇ ગયો છે.

મધ્યમકાળનાં કવિઓ એ સૂર્ય પાસે ઓછા તેજ વાળાં તારલાઓ મંદ પણ સુંદર પ્રકાશ ફેંકી ગયાં છે, એ પુણ્ય વારીથી સીંચેલા પવિત્ર સુગંધમય ગુલાબનાં ફુલોને બદલે સાધારણ સુગંધમય પણ બાહ્ય મનોહર દેહ તથા રૂપવાળાં, આંખને મોહક દેખાવ દેનારાં પુષ્પો એ મધ્યમ કાળનાં કવિઓએ જનસમૂહને માટે વેર્યાં. એ કવિઓ પોતાનાં સમયનાં જનસમૂહને બરાબર ઓળખે છે, ક્ષુદ્રઘટના અને વિષયને પોતાની ઓજસ્વર ભરેલી

કળા દ્વારા ચિત્ર વિચિત્ર વર્ણોમા રંગે છે. પોતાના ઉચ્ચ કવિત્વ અને પ્રતિભાથી વાંચનારને આંજી નાખે છે. હૃદયમા ઊંડા ઉતરવાનો ગુણ તેમનામાં ન પણ હોય. છતાં પોતાની ભભકભરી ઘટનાઓને ભારે આકર્ષક બનાવે છે. પોતાની ઉચ્ચ કવિત્વ શકિતનું સુંદર પ્રદર્શન કરે છે. વસ્તુનું સુંદર વર્ણન, ઉચ્ચ કાવ્ય પ્રતિભા અને ઘટના વૈચિત્ર્ય સુંદર રીતે વર્ણવાયલાં છે.

એ મધ્ય યુગનાં કવિઓ સંસારનાં ચિત્રો દષ્ટિ સમીપ કલાયુકત રીતે મૂકે છે, મિથ્યા કલ્પનાનો એમનાં ચિત્રોમાં અવકાશ નથી. એઓ દુઃખવર્ણનનાં પ્રસંગોમાં કરુણ રસની અવધિ કરી શકે છે. નાયિકાભેદો, અનેક પ્રકારના અલંકારનાં પ્રયોગો, ઉપર્યુકત ઉપમાઓ, રસ પ્રયોગો વિગેરેની વિવેકપૂર્વક ગુંથણી કરે છે. વાંસળીના મધુર રણસમા તેમનાં લલિત શબ્દો વાંચકોને કાવ્યરસાનંદમાં લીન કરી મુકે છે. તેમની કવિતામાં કૃત્રિમ માધુર્ય, કોમળ ભાવો, અર્થગૌરવ, પદલાલિત્ય સુક્ષ્મ કળા સુંદર રીતે ગોઠવેલાં છે. તેઓ સાહિત્યવૃક્ષનાં માળીઓ છે. સંસ્કૃત મહાકાવ્યોનાં રાજમાર્ગે પ્રવાસ કરનારાં છે.

પરંતુ એઓમાં એક મોટો દોષ આધુનિક કૃતિએ દેખાય છે. સોનાની થાળીમાં લોઢાની મેખ જડેલી લાગે છે. સુરુચિ અને પવિત્રતાની દૃષ્ટિએ એમનો શૃંગાર રસ કયારે કયારે બિભત્સરસ તરફ લઢણ લેતો માલુમ પડે છે. મિતાભિનયમાં અશ્લીલતા દેખાય છે. સ્થળે સ્થળે એ કવિઓ ઉચ્ચ ભાવો ઉન્નત રીતે ચર્ચે છે.. પરંતુ તે સમયનાં યુગધર્મ પ્રમાણે ઘણે સ્થળે શૃંગારરસની અતિશયતામાં તેમની કળા સુક્ષ્મતા ધારણ કરે છે. ત્યારે કયારેક કયારેક નિંદ્ય, કુરુચિમય, બિભત્સ પ્રસંગો કાન અને બુદ્ધિને અથડાવે છે. આ શૃંગારી અથવા અલંકારી કાળ ૧૬૦૦–૧૮૦૦ પર્યંતનો. આ સમયનાં મોટા કવિઓની કવિતા શૃંગારમય અને કૃત્રિમ હતી. મુસલમાન બાદશાહી અને અમીરોની રસિકતા એમની કવિતાઓમાં ઉતરી હતી.

બંગાળીભાષાના આદિ કવિઓ ચંડીદાસ, વિદ્યાપતિ; ગોવિંદદાસ, કૃતવાસી ઓઝા વગેરે હતા. મધ્યયુગના મહાકવિઓમાં પ્રથમ મુકુન્દરામ ચક્રવર્તિ 'કવિકંકણ' પશ્ચિમ બંગાળનાં વર્ધમાન જીલ્લામાં જન્મ્યાં હતા. તેમણે સોળમી સદીના અંતભાગમાં 'ચંડી કાવ્ય' નામનાં અપૂર્વ મહાકાવ્યની રચના કરી હતી. તેમણે તત્કાલિન બંગ સમાજનું અદ્વિતીય જીવનચિત્ર ચિત્ર્યું છે. ચંડી કાવ્યમાં ધનપતિનામે વેપારી, તેની લહના અને ખુલ્લના નામે બે સ્ત્રીઓ, કાલકેતુ નામે એકવીર. તેની ફુલ્લરા નામે પતિવ્રતા સાધવી સ્ત્રી, ભાંડુદત્ત નામે ધૂર્ત વાણીઓ વિગેરે પાત્રોની સૃષ્ટિ બહુજ કળામય સળંગતાથી થઇ છે. તે સમયનો સમાજ કવિ કંકણે આપણી નજર સામે સુચારુ રીતે ચિત્ર્યો છે. પાત્રાલેખન સરસ બન્યુ છે. તેણે માન ઉપજાવે એવાં સ્ત્રી પાત્રો રચ્યા છે. કવિ કંકણ પહેલા દરજ્જાનો કવિ છે. પરંતુ નમણે બીજી પંક્તિનું ચિત્ર આલેખ્યું છે. શેકસપીઅર, મીલ્ટન, કાલિદાસ, ભ રવી, વગેરે મહાન કવિઓની પ્રતિભા એ કવિમાં નથી. છતાં એક કળામય સુન્દર કાવ્ય શ્રોતાઓની સમક્ષ એ કવિએ મુકયું છે. એણે નજીવી વસ્તુને સુન્દર કળામય, અને સુક્ષ્મ ભાવો સાથે ગુંથી છે. દેવ દેવીઓની પુજા, યજ્ઞો, પૌરાણિક પ્રસંગોની સાથે તે સમયના સમાજને ચિત્રિ પોતાની કાવ્ય સરિતા વહાવી છે ઓજસ્વી ભાષામાં અપૂર્વ ચરિત્રાંકન કરી પોતાને બીજી પંકિતના મહાકવિ તરીકે ગણના કરી છે.

નદિયાના સાહિત્યપ્રેમી અને કવિઓને ભોજરાજાની પેઠે આશ્રય આપનાર મહારાજા શ્રી. કૃષ્ણચંદ્રના સભાકવિ શ્રી. ભારતચંદ્રરાય તે સમયના મહા કવિ હતા. એમણે "અન્નદા મંગળ" કાવ્ય લખીને મહારાજા પાસેથી "રાય ગુણાકાર" ની પદવી મેળવી હતી. સત્તરમા સૈકાના મધ્ય ભાગમાં કવિએ કૃષ્ણચંદ્ર યુગના પ્રથમ કવિ તરીકે નામના મેળવી હતી. કવિનું સર્વશ્રેષ્ઠ કાવ્ય "વિદ્યાસુંદર" છે. ચૌરપંચાસીકા નામના સંસ્કૃત કાવ્યના વસ્તુ ઉપરથી આ શૃંગારરસાત્મકકાવ્ય રચાયું છે. એ કાવ્યની કવિતા અત્યંત મધુર, કોમળ અને પ્રસન્ન મનોહર છે. છતાં અશ્લિલતાની છાંટ આધુનિક લોકોને અસહ્ય થઇ પડે છે. વાંસળીના મધુર સ્વરસમી તેની કવિતા મોહની ભુરકી છાંટે છે. પરંતુ સહૃદયી વાંચકનાં હૃદયમાં ઉન્નત ભાવો જાગૃત કરતી નથી. સાત્વિકતા, સદ્‌ગુણો પ્રત્યે લક્ષ એનાં કાવ્યોમાં તરી નીકળતાં નથી. શ્રી. ભારતચંદ્રરાયની "રસમંજરી" નું સાહિત્ય મંડળમાં સારૂં માન છે. પ્રસિદ્ધ સ્વર્ગવાસી સાક્ષર શ્રી. બંકીમચંદ્ર ચેટર્જી એને પ્રાચીન બંગાળનું સર્વશ્રેષ્ટ ગીતિ કાવ્ય ગણે છે.

શ્રી. ભારતચંદ્ર રૉયના સમકાલીન રામપ્રસાદ સેન પણ બંગાળનાં ભોજ શ્રી. કૃષ્ણચંદ્રના આશ્રિત હતાં. ગુણગ્રાહક રાજાએ કવિને "કવિરંજન" ની ઉપાધી આપી હતી. તેની ભાષા મધુર અને અનુપ્રાસની છાંટવાળી છે. એણે શૃંગારરસનો થોડોજ સ્પર્શ કર્યો છે. કવિએ પવિત્ર ભક્તિરસથી પૂર્ણ ઘણી સરળ અને ઓજસ્વી ભાષામાં શ્રી. કાલીદેવીની ભજન ગીતાવળી "માનસી" નામની બનાવી છે. બસો વરસો થયાં છતાં કાલિમંદિરોમાં લોકો આ અતુલનીય–ગીતાવલીને અદ્યાપી પર્યંત પ્રીતિથી ગાય છે. એણે કવિને ચિરસ્મરણીય બનાવ્યો છે. એક સમયે બેલુર ખાતે શ્રી. વિવેકાનંદના ઉત્સવમાં ભગવાં વસ્ત્રધારી ગ્રેજ્યુએટ બંગાલી યુવકોએ તાલસંગીત સાથે રામપ્રસાદ સેનનાં ભજનો ગાયા હતાં એ પ્રસંગનું માધુર્ય હજી તેની સ્મૃતિમાંથી ખસતું નથી.

હિંદી સાહિત્યનો અલંકૃત કાવ્યકાળ વ્રજભાષાનો પરમોન્નતિ કાળ છે. સંસ્કૃત મહાકવિઓ કાળીદાસ, ભારવી, માઘ, ભવભૂતિ વિગેરેની મુખ્ય અસર આ કાળના હિંદના મહાકવિઓ ઉપરે ઘણી થઇ છે. સંસ્કૃત સાહિત્યના યૌવન કાળની રસસામગ્રીને હિંદી મહાકવિએ ખુબ ઉત્સાહથી ઝીલી છે. સુક્ષ્મ રસપટોની ગ્રીણવટમાં એમણે ભારે શક્તિ અને તીવ્ર બુદ્ધિ દેખાડવાં છે. સાહિત્ય દર્પણનાં કપાસને બુદ્ધિરૂપી આંગળીઓથી બહુજ સુક્ષ્મ પાંચસો નંબરનું સુતર તેઓ કાંતી શક્યાં છે. હમણાં એ શાળાનાં કાવ્યોરૂપી રસાલંકારમય વસ્તુનાં ઉપયોગ કરનારા ભોક્તા થોડા છે. પરંતુ જુની કાવ્યોની પાઠશાળામાં કવિઓને એનું સુક્ષ્મ જ્ઞાન ખુબ આવશ્યક હતું. શબ્દોનાં ચમત્કાર સાથે નાયિકાભેદો, વિરહાવસ્થા, મિલન, ચાતુરી, રોષ, કટાક્ષ, હાસ્ય વગેરે ભાવોનાં વર્ણનોમાંજ કવિઓએ પોતાની અનુપમ શક્તિનો સારો વ્યય કર્યો છે. આ અલંકૃત કાળનાં પ્રથમ આચાર્ય મહાકવિ કેશવદાસ છે. એઓ ઓડછા રાજ્યના વતની હતાં. એમનાં મુખ્ય ગ્રંથો "રસિકપ્રિયા, કવિપ્રિયા, રામચંદ્રિકા" વગેરે છે. કવિતની ઝમઝમાટ, પદોનું મુગ્ધ કરે તેવું લાલિત્ય, રસમય શબ્દોની સુંદર ગુંથણી, શૃંગારરસની ખળખળતી નિરંકુશતા એ કવિશ્રી. કેશવદાસની કવિતામાં પગલે પગલે દષ્ટિગોચર થાય છે. આ જમાનામાં કવિઓનો

પ્રિયમાં પ્રિય વિષય શૃંગારરસ છે એના ઉપર કવિઓ પોતાની સૂક્ષ્મ કારીગરી ખૂબ કાળજીથી શણગારે છે ભક્તિના રૂપકના આવરણમાં છુપાયેલો વિકૃત પ્રેમ અશ્લીલતાની કોટિને સ્પર્શે છે એની ચમત્કારી અને કળાયુક્ત કૃત્રિમતાના મહેલો જણાઈ આવે છે રસિકપ્રિયા અને કવિપ્રિયા ભણ્યા વગર વ્રજભાષાનો સારો કવિ થઈ શકે નહિ એવી માન્યતા જૂનાં કવિઓમાં જબ્બર પ્રચલિત હતી કવિઓ ચાતુર્ય અને કળાનો ઉપયોગ અનહદ ઝીણવટથી કરતા હતા શૃંગારી-કામની કવિતાનું કેન્દ્ર વ્રજભાષા હતી કવિ કેશવદાસના કવિતો ઘણા શ્રેષ્ઠ ગણાય છે. એક કવિ કહે છે કે —

સઈ ભઈ પદ સૂરકે, દુહો બીહારીદાસ
કવિતા કેશવદાસકી, ચોપાઈ તુલસીદાસ

હિંદી સાહિત્યના પ્રધાન રત્ન બિહારીલાલ ચૌબે આ યુગના સમર્થ કવિ હતા. બિહારી સતસઈ એ હિંદી સાહિત્યનો અજોડ ગ્રંથ આધુનિક કવિઓ પણ એના કાવ્યામૃતનો જરૂર સ્વાદ લે છે બિહારીલાલનું ભાષા ઉપર અનહદ પ્રભુત્વ હતું. સુંદરમાં સુંદર ભાવોને એ કવિએ માત્ર એક જ દોહરામાં ઉતારી શકતા હતા કૃતિમ કાવ્ય ક્ષેત્રના એ કવિ જાદુગર હતા એના દોહરા, રૂપકો, ઉપમાઓ, અલંકારો, શબ્દ ચાતુરી અને માધુર્ય લલીત ભાવોથી ભરેલા છે એના સાતસો દોહરામાં કળાની અંતિમ હદ સુધી કવિ પહોંચે છે કળાને પૂર્ણ હદ સુધી વિકસાવી કળાધર સર્વ કળાના અંગોને માપથી શુદ્ધ દોષ રહિત, સર્વાંગ સુંદર મૂર્તિ રચે એવી કવિતા બિહારીલાલની છે (અપૂર્ણ)

## ઈન્કીલાબ

નઝમ

કેમ મુરઝાઈ પડ્યું છે અય જવાનીના ગુલાબ
જાગી હુશ્યાર થઈ જા ઈન્કીલાબો ઈન્કીલાબ
દૂર કર વાર્ધક્ય પૂજાગીને તારા માર્ગથી
રચ નવી સૃષ્ટિ નવા આદર્શ કેરા માર્ગથી
ગાય અને વાઘના પ્રશ્નો દૂર કર અંતર થકી

એકયની તું જોડ સાંકળ પ્રેમના મંતર થકી
સૂર્ય થઈ તારાં કિરણ સૃષ્ટિ ઉપર ફેલાવ જે
તેજ અગ્નિ જ્વાળથી કંકાશ બાળી નાખ જે
નાદથી આત્મ શક્તિને ફરી ડોલાવ જે
ગર્જનાથી મેઘ ખેંચી ભોમ પર તું લાવજે

જ્યાં કદમ તારો પડે તે ભોમને કંપાવજે
ભોમ સાજુએ ઝીલી તું કાળને ડોલાવજે
રૂપમાં મન ભીમ રણમાં કૃષ્ણ જેવો સાથથી
વિશ્વમાં અર્જૂન જેવો થઈ જજે તું મહાન્થી
કાળ રૂપી આવ એવો વિશ્વમાં ભડવીર થા

વીજ ચમકે તેમ ચમકી રંગમહીં રણવીર થા

# 'વસંત વિજય' એક ઋતુકાવ્ય

દામોદર કેશવજી ભટ્ટ


જીવનનો દરેક ખંડ અધ્યયનોથી ભરેલો છે. તેની સંકલના સ્થલકાલથી વલિત છે. આપણને તેનું જરાય ભાન નથી હોતું, પરંતુ તેને જો કોઈ જીવનકોવિદ આધુનિક વિજ્ઞાન બલથી માપી જુએ તો અસંખ્યાત્ સંવેદનજંતુથી તેને--જીવનખંડને-ભરેલો જોશે. કદાચ આપણને અધ્યયનોમાંથી કશું પણ લેવા ઇચ્છા થતી નથી, પણ જીવનના અધ્યયનનો ધર્મ જ એ છે કે ન માગ્યા છતાં પણ માનવતાને કંઇક કંઈક આપવા જ કરવું. વસ્તુ, સ્થલ અને કાલ ત્રણેના બંધારણોથી તે અધ્યયનોનો દેહપીંડ બંધાયેલો છે. જીવનનો પ્રત્યેક પ્રસંગ સ્થિતિપલટો ખમે છે. પ્રશ્ન ઉઠે છે કે તે શાથી? તેનું મુખ્ય કારણ આ જ છે. (સૌન્દર્ય જોવાથી વિલાસિતા જાગે; શબની દહન-ક્રિયાથી શ્મસાનવૈરાગ્યતાન જાગે વગેરે, આ પ્રસંગના દષ્ટાંતો છે. માટે કોઇ પણ ભૂમિકા સમુત્થાને પહોંચે તેમાં આંતરિક આધ્યાત્મિક ગુરુત્વાકર્ષણનું તેજોબિન્દુ રહે છે. "ઇન્દ્રિયો વિરૂધ્ધ દઢ આગ્રહને સર્જે છે" તેમાં પાંડુ રાજાના જીવનનું અંતર્ગત આર્ષ મંથન છે; અને "શાને થવું પતિત આશ્રમધર્મનાથી, સૌંદર્ય શું? જગત શું? તપ એ જ શાથી" એવા મનોદ્દગાર સરી પડે છે. જીવન અને ચિત્તની પ્રયાણ દિશાઓ સામસામી છે અને બન્નેની વિરૂધ્ધ દિશાઓ ઉન્નતિ કે પતનની દીવાદાંડી જેવી છે. 'સૌન્દર્ય શું? જગત શું?" એજ પ્રશ્નોમાં જો જીવન ગમેકી લેવાય તો એની લબ્ધિ એને "તપ એજ શાથી" માં લઈ જશે.

જીવતરનો ક્રમ કાલગતિ સાથે દોસ્તી કરીને ચાલ્યો જાય છે. વિકારી વાંચ્છા પર નિદ્રાનો ઉભાર ચડી ગયો અને માનસિક વેદનાની કંકાલઆકૃતિ અંગારા સમ દબાઈ ગઇ, અને તેથી હવે તેની "મનોવૃત્તિ તેવી સ્થિર વિમલને સાત્વિક થઇ;")

કવિ-ઉર્મિ અને કવિતાનો વેગ આપોઆપ વિકટ રણમાં સમાઈ જતો હોય તેની પ્રત્યક્ષ કલ્પના આ એકજ લીટીમાં ઉભરાઈ રહે છે. આ લીટીમાં એક વસ્તુનું વિરામ સ્થાન છે, તે કયું? આત્મોદધિના ઉંડા, અતલ ભોંયરામાંથી જાગેલો વડવાનલ વિશ્રાંતતુષારના સુંવાળા ખોળામાં ધડીક જંપી જાય છે, તે એક સ્થિતિ: ચિત્તવિકારના કૈતવો જીવનભંગ આદરવાને, કુદરતની શાંત પળોમાં સંતાણા છે, તે આ પ્રસંગનો ગત પ્રવેશ અને તે બીજી સ્થિતિ: અને બન્નેની પ્રગલ્ભતા વચ્ચે ઝૂઝતું રસમય અને યોગમય જીવનનું જુજવું જુજવું તત્વ. રાજાનો યોગકાલ પુરાણા અસ્થિર પિંજર જેવો થઇ રહ્યો છે. સાંકડી પામરતાની ખાઈઓ પોતાનામાંથી અખંડ ભાગ્યવન્તી ચિરાતન ચેતના પ્રસાર થવા દે છે, પણ જીવનની પામરતા એટલી તો કંગાલ અને કૃપણ છે, કે તેનું પ્રાકટ્ય સહન કરી શકતી નથી, અને એ જીવનના અમૃતઝરણને શોષી જાય છે. સરવાળે તે અંધાર અને ભૂખી-માલમ પડે છે.

ધીકતા અંગારને ઉકેલવાની થોડીક જ વાર છે; અને સમયોચિત ઝંઝા ઝાપટ લાગતાં તત્કાલ તે ભેગા થઈ જવાના જ્યારે કાલ પ્રકૃતિના વિયોગ થશે ત્યારે આપોઆપ તે બધું થઈ રહેશે.

“અક્ષુબ્ધ હૃદયે” એક વૈકલ્પનો જન્મ તો આપી દીધો છે. એને એક વિરલ ઘટના ધીમે ધીમે હાથે ખેંચી રહી છે. તે વિરલતાનું સામીપ્ય તેને હજી અડયું નથી, તેથી તેને ખેંચાવું જ પડશે તે વિધિ નિર્મીત ક્રમ છે. સ્થલ અને કાલે પોતાનું ગાઢ મ યોજન યોજી વસ્તુ ઘટનાને પ્રગટાવી દીધી. તે વસ્તુ-ઘટના તે આદી રાણીનો સ્થુલ દેહ. “કુન્તા ગયેલ કર્યું કાનસુધી બહાર:” કુન્તાને જો તેવે સમય ‘કંઈ કારણ’ ન સાંપડે તો કાવ અને કાવ્યની ગતિ મરી જાય આ ગતિના સાતત્ય માટે પ્રથમ કાવને અભિનન્દન અને પછી કાવ્યકારને કે જેણે એકજ લીટીમાં એકાન્તનું જ્ઞાન રચી દીધું.

“ઝીણા વલ્કલને આજે એણે અંગે ધર્યું હતું;
નહિ લાવણ્યને ઓછું વનવાસે કર્યું હતું.”

હજુ કુદરતના પ્યાલાનો નશો તો બાકી બેઠો હતો ત્યાં તેના ભાને લાવણ્યને હિલ્લોળતું જોયું. હવે એને અત્યાર સુધી છુપી રહેલી વાસનાઓનો ભોગ થવાનો છે તેથી તેની સુચિત પડઘીઓ ઘેન ભરેલા માર્દવ ભણકાર બિછાવે છે. ગજાનું પુરાણ-ભવ્ય જીવન અફલિત માદનો તરલ-જર્જરિત ધ્વનિ સુણવાને એકાગ્ર બની જાય છે

સૌન્દર્યની તન્મયતા રાજાને સુંવાળા સ્પર્શે અર્પી આસ્તે આસ્તે ઓગળી જાય છે. પણ પછી તેનાં હૈયામાં પ્રણયની ચૂક સરકે છે, અને તે એટલી બધી વ્યગ્ર બનાવી મૂકે છે કે એને કોઈ કુણા દિલના આલિંગન વગર સુખે જંપવા દે તેમ નથી

જડ કે સુક્ષ્મ વસ્તુનું વિધાન જો સાહજિક તત્વના ખેંચાણથી ગતિમાન રહે કે રાખવામાં આવે તો તેની પ્રભા સ્વર્ગીય અને પ્રણવકાર જેવી સ્વયંભૂ બને પણ જો એને માનવતાની રૂએ મઢવામાં આવે તો એ વસ્તુના મયુખો સ્વરૂપરિવર્તન જરૂર મઢન કરે

માનુષિક લાવણ્યને નિસર્ગ સંધાયણ પ્રમાણે વિકસાવવામાં આવે તો એને બહિર્મુખ અલંકારોની શોભા જરૂરતી નથી વલ્કલની સૌન્દર્ય સરતા રસાસ્વાદની મૂર્તિમતિ લીલા બની, રસસમાધિને અંતરંગમાં વહેતી મૂકી દે છે આ ભાર બણે આગંતુકોનું તીક્ષ્ણ રૂપાળુ પ્રતિબિંબ હોય તેવું ઉક્ત પ્રસંગની માંડણીમાં થઈ જાય છે દગનોસનું કિરોધનું કિરણ રૂપતી પારદર્શક ક્યાને વીંધીને નીરવ-પ્રશાન્ત પ્રગલ્ભ સરવરની સીતાગમયતાને પોતામાં સમાવી એક કરી લ્યે છે, ત્યારે વિશ્વસંકલિત ભાવનાત્મક સર્જન વર્ષી રહે છે. આપણી રૂઢી ચુસ્તતાને વળગી રહી, ધની ધુંસ જેવી સ્ત્રીઓને માનનારા પુરુષો અંતરંગ સુન્દરતાને જાણ્યા પહેલા બનાવટી, મઢેલી મોહકતામાં તણાઈ જઈ કુત્રિમ અને બ્યાનક વિભ્રમને નોતરે છે પણ આમ કરતા પોતા જ સહનિકતામાં વહેતું મૂકતા હોય તો? પણ એ ‘તે,’ ડુંગર જેવડો પડદો છે, અને તેને એકાગતા પ્રયોગોની સમયમર્યાદ જોઈએ લલિત ગતિમાત્મક વર્ણનદર્શનનુ તન્મય આલેખન જ ખૂબી (રંજન યોગ્ય છે એટલું કહીને જ અહીં નો અટકવાની ફરજ પડે છે.

"નથી શું દુષ્યંતાર્જી! નહિ અરર આંહી રહી શકે
"પ્રિયે તું એકાકી? સ્વજન વિણ પ્રીતિ કયમ ટકે;
"ખરે ત્યારે આવો અનુભવ જરી આજ કરીએ"
"જરા આ પાસેના ઉપવન વિષે કાંઈ ફરીએ"

**પ્રસંગ બદલાતાં એ સિધ્ધાંત વિસરી ગયો;**
**મટી તાપસ એ પાછો ભર્તા—સ્વામી ખરે થયો!**

સ્વવિચારોર્મિ ઘટ થઈને જામવા મંડી. ઉર્મિની પ્રવાહિના આ પહેલાં અંતઃકરણની અટવિમાં ઘુમાઈ ઘુમાઈ વિકલ્પતાની ઝાડીમાં અટવાઈ જતી હતી. હવે તે ઘટ સુદૃઢ થઈ ગઈ છે, અને તેણે પોતાનો પંથ ગોતી લીધો છે. ન્હાનું પર્વત ઝરણું ભૂમિની વત્સલતામાં આલિંગાઈ ઉલ્લોલ આનંદ માણીને ભેટતાં જે વિપ્લવકારક તરવરાટ સહન કરી પોતાનું પ્રયાણ આદરે છે તેના જેવું અહીં ઈપ્સાનું તોફાન છે. ઝરણની પહેલી અવસ્થા શૈશવ જેવી સુકોમલ છે. તેને કિશોરાવસ્થાનો રોમાંચ થતાં મનોહર પ્રસ્થાનદર્શન શરૂ થાય છે, અને લલિત કામનાનું સ્ફુરણ ગતિનું થતું જણાય છે. તે સચેતસ જવનિકા પાછળ એવો અનંત વેગ હોય છે કે વિરાટ આભચુમ્બિત ડુંગરમાળાના જાડા પેટાળોને ભેદીને તે પોતાની આત્મયાત્રા અનંત સિંધુ સુધી લંબાવી શકે છે. અત્યાર સુધી રૂંધાઈ રહેલાં વિચારવિચિઓ સ્થિતિની એકલ કિનારી પર ઝુટકાવા ગાડે છે. કાવ્યપઠનમાં રોકાયેલી તન્મયતા કથનસર અને લયપૂર એ બન્નેથી મિશ્ર સમાધિ અનુભવે છે, અને આપણા પુરાણ વાઙ્મયના સ્પષ્ટ દર્શન સાથે પરોવાઈ જઈ વાચનાર પોતે પણ કલ્પનાની અંતર્ગુહામાં લીન થઈ રસનો ઉદ્રેક પામે છે.

(કિન્તુ નથી એ કાલની અનુકૂલતા અને અઘોર એકાન્ત કે જેની લમ્બી દામ્પત્યાનંદને આવશ્યક છે. તેનું સંમેલન વિકટ બાજી રચી પુરોગામી પ્રસંગને ઉભો કરે છે. રાજાને પોતાને વિપ્રલંભ શૃંગારનું ભાન થતાં તેનાં જ્ઞાનને પૂર્વના સચેત ગૃહસ્થાશ્રમના અરિસા સામે તે મૂકે છે, અને તેમાંથી ઉપસ્થિત થતી વિકારની પ્રતિબિમ્બિત રેખા જુએ છે દર્પણની કલા એવી છે કે સામાની છવિને પોતામાં ,સાંગોપાંગ સમાવી લઈ પછી તેની સાથે પોતાનું બિમ્બ ભેળવીને પ્રતિબિંબ પાડનારને પાછું તેનું તે ચિત્ર મૂલ સ્થિતિમાં સોંપી દે છે. પાંડુ માદ્રીને એક અપૂર્વ લાગણીનું મુકુર કલ્પી તેની લગ્નતાની પ્રતિમાને નીરખે છે અને પછી પાછી વ્યાજ સાથે સંઘરી લ્યે છે. આને લીધે વિવશતા ભરપુર વેગમાં દોડે છે, અને સંયમની દિવાલો તોડી પાડી તે સ્વચ્છંદ ઓઘ તેની મરજી મુજબ વર્તે છે.

પાંડુનું સૈધાન્તિક જીવન દર્પણ પૂર્વાશ્રમનો પડછાયો પાડી એક દીર્ઘ પ્રસંગની કલિકાને બહલાવે છે. તે જીવનનું મહાભાગ સત્ય હોઈ કવિની કલ્પનાભૂમિનું ચિરરાગ રસ વૈવિધ્યસંકોરે છે, કવિ પોતે માનવબાલ છે છતાં તેનો આત્મા સંકુચિત વર્તુળની બહાર કુદી જઈ, અનેક જડવાસનાની અથડામણોને ઠેબે મારતો તે અનંત રસકલ્પમાં ઉડે છે, અને આનંદશક્તિના પ્રસનોથી રાચતો, દેહ અને દેહીમાં રત્નપ્રદીપ પ્રજળાવતો તે માનવતાની રસેશ્વરી શી કલ્પનાવ્યોમમાં સંચરે છે, અને ત્યાંથી શબ્દભાવરસયુક્ત આનંદ મૂર્તિને ઉપાડી પૃથ્વી ઉપર રોપે છે. પ્રસંગ કવિને ઘડે છે તે કહેવાં કરતાં કવિ પ્રસંગને પોતાની સાહજિક ઉર્મિથી કંડારી એક અમર ચિરકાલી કાવ્યરોશનીને ઉભી કરે છે તે વધારે ઉચિત છે.)

કાવ્યમાં ચિત્રાયેલી શત્રીથી અત્યાર સુધીમાં ભાવનાનું અને વૃત્તિની વિષમતાનું, એક પ્રવેશી કહો કે એકાંકી કહો એવું, સુદસ્યથી સુભરિત, રસની શરાગતાને મદમય હિલોળા આપતું અને આપણા વર્તમાન વ્યક્તિત્વને ભુલાવતું, સમયના ભૂતકાલીન આરા સુધી ખેંચી જતું ઉર્મિપ્રધાન નાટ્ય આપણી ચિત્તદૃષ્ટિ સમક્ષ ભજવાઇ ગયું. આને આપણે દૈહિક ગુણધર્મનું ચાંચલ્યદોલન કહીએ; અને તે વાંચતાં ચિત્તને દશ્ય નાટક જોયા જેટલો સંતોષ મળે છે. હવે જો આપણે તેને નાટક કહીએ તો નાટકના ગુણધર્મ પ્રમાણે તેમાં દરેક અંગોપાંગ હોવાં જોઇએ. આમાં પણ 'વિષ્કમ્ભક' અંગ નાટ્ય ધર્મનું અવયવ બને છે તેથી અમુક ભાગ તેમાં આવી જાય. 'વિષ્કમ્ભક'માં પ્રધાન નટ ગર્ભિત કથનનું ટુંક વિવેચન કરી જઇ બીજા પ્રવેશનો આરંભ કરમાવે છે. પ્રસ્તુત કથનાત્મક કલ્પનાનાટકની રંગભૂમિ પર ઉભી કવિ આપણને કાવ્યપુરૂષનું માનસ વિષ્કંભકની દૃષ્ટિએ સમજાવે છે, અને ભાવને ટુંકમાં સમેટી લેતાં ફક્ત રાજયોગીબંધુ મટી જઇ—તપના અંગારને વાસના ની ધુણીમાં ભારી દઇ—સ્વામી થવા પ્રેરાયો હતો તેમ કહી જાય છે.

જેમ જેમ આગળ જતાં જઇએ તેમ તેમ ગાઢ ઉપવનમાં પ્રવેશતાં હોઇએ, એવો સુગંધમય કલ્પનાપ્રસાદ અને કાવ્યભવનના તેજાંશુ સાદૃષ્ય થતાં જાય છે, અને કાવ્યબાગની વચોવચ જેવા ઉભા રહીએ કે તુરત એક મનોગામી શબ્દભરપૂર રસિકતાથી લચી જતો અને તેની વચ્ચે એક વિમલ રતિશ્રાંતા કલ્પના સાળુને કોમળ હૈયાબારથી સ્પર્શી, હાસ્યલીલા-નટનને ફુવારામાં ફેલાવતી કલામય બેઠી છે, એવો પ્રદીપ્ત રસસંયોગવંત કાવ્યમંડપ રોપાણો છે. કાવ્યનું ખરૂં મોહક અને રૂચીકર અને તેને આપણે કાવ્યહૃદય કે કવિતાગર્ભ કહીએ તે, પ્રભુતા હવે દેખાવા માડે છે. કવિતાનું કથનવસ્તુ ઋતુકાવ્ય સાથે મૂકવાનો પ્રયાસ કરવામાં આવ્યો હોય, તો તેમાં હવે આવવાની કડીનું ગુણપ્રાધાન્ય વિશિષ્ટતા ભોગવે છે. (રાજન્‌ને વનરમણી માપડી હતી તેને તેણે યોગરમણી સર્જાવી ભગવતી ફુલની ચંદનલેખા તેના યોગજીવનમાં છાપી. ફરીથી તેને વનરમણીરસની આકાંક્ષા થઇ આવી; તેની આસક્તિએ તેનો યોગદુર્ગ ઘેરી લીધો. આસક્તિની ભાવના, એકજ છલંગે અત્યાર સુધી બાંધેલી તપઃસિદ્ધિને ટપી જઇ, અખુટ રતિવિલાસથી છલકતા મણિબાંધ્યા સૌંદર્યઆરે જઇ ઉભી. આ તેનો રસોત્સાહ હતો અને તેમાં તણાઇને અપાર છતાં ક્ષણિક સખ્યને ભેટવા ત તૈયાર હતો (અપાર અને ક્ષણિક બેનો યોગ અસંગત છે, પણ અહીં સુસ્થાને લાગ્યો છે) સૌંદર્યાનુવિધ્ધ તેજ સત્તાનુ વિશ્વશાસન પ્રતિક્ષણે સન્મુખ જ ઊભું છે તેનું શબ્દાંચ વ્યાપક રૂપે આ નીચે રહ્યું.

વસંતે આપેલું પ્રબલ નિજ સામ્રાજ્ય સઘળે:  
નવાં રૂડાં વસ્ત્રો તરુવર ધરે છે મદુ સ્થળે,  
બધી સામગ્રી એ મદનરસથી સૃષ્ટિ ભરતી,  
જનોના જુસ્સાને અતિ ચપલ ઉદ્દીપ્ત કરતી.

એકાએક પ્રસંગનો સુબોધિત અંગપરોક્ષ હૈયાકુપમાં અજવાળું પૂરે તેવા છે. વસંતઋતુનું પ્રતિબંધ; કોઇપણ સાહિત્યમાં તેનાં સર્જન અને પ્રસ્થાન પ્રમાણે એકેરત ચિત્રાયલું છે. સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યમાં તેનો બહોળો વિકાસ કરવામાં આવ્યો છે)

કોઇ કવિ કે લેખક—કદીકોઇ ભાવનો કે હરકોઈ ગિરાનો—તેના મંત્રાકર્ષણથી બચી જવા પામ્યો હોય તે અસંભાવ્ય છે. ઋતુરાજનું બૃહદ્‌લેખન સંસ્કૃત સાહિત્યના પ્રદેશમાં અરષુ અને સુસાધિતપણે ઉતરેલું છે; અને તેમાં વસંતને સર્વાંગ સુન્દર કલ્પનાવૈભવથી શૃંગારવામાં આવી છે. તેની મોહકતાનું સંવેદન ચાખ્યા પછી ચાખનાર વ્યક્તિ કવિ હોય તો શિષ્ટ શૃંગારભર્યાં પ્રાસાદિક ભાવોમાં તેનું વહેણ વહેતું કરે. દરેક દરેક ભાવનો આવેગ અને અતિરેક તે ચાહે છે, પણ શબ્દચિત્રારૂઢ શૈલીમાં મૂકવા અસમર્થ હોય તો તે આલેખી શકતો નથી, પણ તેની પ્રાણપ્રભા તેની ગૂઢલિપિથી તે નિગૂઢ સૌંદર્યની આત્મિકતાનું કાવ્યમય સર્જન કરી નાખે છે. તેનાઓનું દર્શનલાલિત્ય શબ્દાક્ષરગમ્ય હોવાને બદલે હૈયાગમ્ય હોય છે વસંત પ્રસરનો—આસ્વાદ લલિતમધુર, કુણો અને મીઠો લાગે છે કારણ કે ભોક્તાની ઇંદ્રિયોદ્રેકો રસનાચક્ષુથી નવાજાયલી છે.

વસંત પ્રસરનો સુગ્રથિત ચિતાર મનોગામિતા રચવા જેટલો સફલ બનાવવામાં આવ્યો છે તેટલો જ અઠંગ કાવ્યત્વ સંકોરવામાં ફલિભૂત થાય છે. તેની માનવવ્યાપ્તિ સુસંબદ્ધ રીતે સંકલિત કરી નાખી, કાવ્યખુણામાં પડતી થોડીઘણી અંધારકુંડાળી વિચ્છેદી નાખી, કવિ ઋતુની સ્ફુટ થતી લહરીમાં આબાદ વર્ણનદ્યોતક શબ્દાર્થ સંકોરે છે. રાજાનું રાજન્ય-રસહર્તું રાજન્ય—પૂર્વજીવનકાલનું પરિપૂરક રસાંગ બની જાય, યૌગિક આશ્રમમાં ગોંધાઇ રહેલી ફરજીયાત સંયમપ્રથાને ચાબુક લગાવી, જીવનના જેલખાનામાં વસવાટ કરી મરી ગએલ રસસ્ફુરણા જેવી દેહજ્યોતિને પુનઃ રાગ મુદ્રિત કરી, નવો દેહવિપ્લવ અનુભવે છે. વસંતઋતુને સજીવરોપણ તો ઘણાં કવિઓએ આપ્યું છે, પણ એ સજીવારોપણ, જેટલું કવિ તરફથી ઋતુપ્રતિભાને મળે છે તેના કરતાં અનેક ગણું સજીવારોપણ પુરસ્કાર માનવજિવનને કુદરત તરફથી મળે છે. (અહિં માનવતા પોતે સજીવન છે તો પણ વર્ગભેદને અનુસરી પ્રકૃતિ માનવતાને પોતાના સ્વરૂપમાં ઘટાવી લે છે અને Poetical Personification નો નાદ નિપજે છે) જો કે માનવી સજીવન છે તેથી તે નવાજેશ તો તેને પ્રાકૃતિક છે, છતાં પણ ઋતુકાલ અને કુદરતનો વૈવિધ્યમય સંયોગ થતાં આ બંનેમાં આમોદની પરિભાવના અતિતીવ્રતાનું ખેંચાણ એટલું તો અતિ હોય છે કે તે આવેગ પૂર્વક સજીવનસંસારને પોતા તરફ તેના સ્વકીય ગુરૂત્વાકર્ષણથી ખેંચે છે. જ્યારે સજીવસંસારનો વિજાતીય સમુદાય તે અતિતીવ્રતાના ગાઢ સામીપ્યમાં રોકાય જાય છે, ત્યારે સજીવ સંસાર કે જે આ ઋતુઆવેગની તીવ્રતાને સ્પર્શી શકતો નથી, લહી શકતો નથી-કારણ કે તે તેનાં સજીવ સ્વરૂપમાં બહુજ સુક્ષ્મ અને નિરાકાર હોય છે—તે તેનો આત્મપરક્ષીન કાવ્યોદ્‌બોધન શરૂ કરી માનવ સંસારના રસસાગરમાં તરંગિત ગ્રન્થના ઉછાળાવે છે. તે પોતાની રસપાકી લિપિમાં એવું રૂપાળું કાવ્ય દોહન કરે છે કે જાણે માનવતાને કોઈ સુંવાળી ફુલચાદર ઓઢાળતું ન હોય અને તેની સુગંધિત કલાથી કંઇ અગમ્ય જમાડતું ન હોય! આમ જન જીવનને પણ પ્રબોધનનું શુભારંભ રસદાન ઋતુ તરફથી મળે છે અને તેમાં વસંતનું ગુંજાળું વૈવિધ્ય પ્રાધાન્યે આવે છે.

ઉપલી એકજ કડી કાવ્યનું હાર્દ સમજવાને બસ છે. (પાંડુરાજ રસના અમેય મહાસાગરમાં યોગજીવનનાં તુંબડીને ત્રાપા લઇ સહેલાતો જતો હતો. વસંતના ઝોકાને તેની

# કવિતા અને તેનું જીવનમાં સ્થાન

ચંપક ત્રિવેદી

"Poetry is that primitive energy of mind shaped by intellect which uses words to express more than it can fully understand."

R. L. Megroh

"કવિઓ જન્મે છે– બનાવાતા નથી" એ ઉક્તિ કદાચ કેટલેક અંશે સાચી હશે; પરંતુ દરેકે દરેક માનવિ જ્યાં સુધી પોતાના જીવનમાં શરૂ થયેલ ઊર્મિસંચાર લાગણીઓના વહનદ્વારા અનુભવી શકે છે ત્યાં સુધી તો તે પોતે જ કવિતા જીવે છે એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી.

અનેક ગુંચવણો, અથડામણો અને પરસ્પર વિરોધક તત્વોથી ભરેલું માનવિનું આન્તર્જીવન એક સળંગ કવિતા જ કહી શકાય. જનતાના જીવનને ખુણે ખુણે ઉભરાતી એ કવિતા નથી ગવાતી, નથી વંચાતી, કે નથી હોતો એમાં કશો છંદમેળ એ તો આલેખાયેલી હોય છે માત્ર અનુભવોની આરસી પર. સંકળાયેલી હોય છે માત્ર સુખદુઃખની શ્રેણીથી. જીવનનાં–જીવનવ્યવહારનાં સંઘર્ષણો જ તેને સર્જે છે; એટલે એ કવિતા, બહુજ બહોળા રૂપમાં અર્થ કરીએ તો, માનવ જીવનના તડકાછાયાનું એક સર્વરંગી અનુભવચિત્ર ગણી શકાય

હવે જીવનમાં કવિતાનું સ્થાન નક્કી કરતાં પહેલાં આપણે જે અર્થમાં 'કવિતા' શબ્દ અહિં વાપરીએ છીએ એ અર્થ સ્પષ્ટ કરી લઇએ.

સાહિત્યમાંથી વિચારપ્રેરક કરતાં લાગણીપ્રધાન અંગોને આપણે 'કવિતા' માં સામાન્યતઃ વધુ સમાવેશ કરતા આવ્યા છીએ. કવિતાની એક સાદી વ્યાખ્યા ઘડીએ તો કહી શકાય કે "Everything that is rich in feelings is poetry." તેથી હ્રદયના ઊર્મિપ્રવાહમાં વહેતી આવતી લાગણીઓ તેમજ ભાવનાઓને વ્યક્ત કરતો દરેક દરેક આલાપ અથવા શબ્દ કવિતનું ઘડતર ઘડવામાં અગ્ર ભાગ ભજવે છે. પરિણામે એવા ભાવ નીતરતા આલાપો યા શબ્દો જેના અણુઅણુએ ઉભરાતા હોય તેવા સાહિત્યના એક અંગને આપણે 'કવિતા'ના નામથી ઓળખીયું અને પછી એવી રીતે ઘડાયેલા 'કવિતા' ના ખોખામા છંદમેળ ન હોય અથવા કેવળ ગદ્યમા જ મઢાયેલું હોય. 'કવિતા' માં ગેયત્વને ખાસ મહત્વ અપાવું જ જોઇએ એવું કાંઇ નથી. જો કે કંઠને અનુરૂપ થવા માટે કેટલીક વાર ગેયત્વની હાક અવશ્યક લાગે છે; પરંતુ એવી હવકી ઉપાધીમાં પડવાથી જે મૂળ વસ્તુને હાનિ પહોંચવાની હોય તો કવિતા'નો ભાવ યા હેતુ બરાબર નહિ સચવાય અને એ જાતની 'કવિતા' જીવન પર ભાગ્યેજ અસર ઉપજાવી શકશે; કારણ

કે એવી 'કવિતા' માં પ્રયત્નપૂર્વક બેસાડેલા પોકળ શબ્દો જાણે ખડખડતા હોય એવો ભાસ આપણને એ 'કવિતા' વાંચતી વખતે થાય છે. વળી એ પોકળ શબ્દોનો ખડખડાટ અલ્પજીવિ હોઈ, એવા સર્જન (ગદ્ય યા પદ્ય) ની 'કવિતા' માં ગણના કરવી એ ખરેખર સાહિત્યની હાંસી કરવા બરાબર ઠરે છે.

'કવિતા' નો અર્થ આપણે સ્પષ્ટ કર્યો. સાથેસાથે અલ્પજીવિ અને હાંસીપાત્ર સર્જનોનો પણ ઉલ્લેખ કરી લીધો. હવે 'કવિતા' ચિરંજીવ શાથી બને છે તે તપાસીએ.

'Poetry never dies' એમ આપણે કહીએ તો જરાય ખોટું નથી. ખરૂં કવિતાસર્જન તો એજ કહી શકાય કે જે યુગપલ્ટાની અસર તળે ન દબાય. થોડા શબ્દોમાં ઘણું કહી દેવાની 'કવિતા' ની એક ખાસ લાક્ષણિક ખુબી તેમાં મહત્વનો ભાગ ભજવે છે. કેટલાક કાવ્યોની પંક્તિઓ તદ્દન સાદી હોવા છતાં એટલી અસરકારક નીપજે છે કે "They suggest more than what meets the ear."——અને એટલે જ આવી પંક્તિઓ, ફક્ત એક જ વાર સાંભળેલી હોવા છતાં, આપણા મગજમાં — બલ્કે જીવનમાં — હંમેશને માટે જડાઈ ચિરંજીવ બને છે.

દાખલા તરીકે

"વસુધરાના સહુ બાળકો મળી
બજાવીએ અંતર એક તારા"

કવિ શ્રી ઉમાશંકર જોષીની આ પંક્તિઓ તદ્દન સરળ હોવા છતાં વિશ્વબંધુત્વનો એક મહાન મંત્ર આપણા જીવનમાં બહુ જ હળવેથી ઉતારે છે. એટલે 'કવિતા' ની આ ખાસ લાક્ષણિક ખૂબી ધ્યાનમાં લઈ જીવન પર તેની અસર તપાસીએ તો 'કવિતા' માટે કોઈએ આપેલી વ્યાખ્યા — 'Poetry is conentrated wisdom' — સત્ય લાગ્યા વગર નહિ જ રહે.

હવે જરાક આગળ વધીએ. ઉપર આપણે જોયું તેમ 'કવિતા' માં વિચારપ્રેરક કરતા લાગણીપ્રધાન અંગોનો વધુ સમાવેશ થાય છે; છતાં લાગણી અને તત્વજ્ઞાન — એ બન્ને અંગોનું 'કવિતા' ના ઘડતરમાં મહત્વ એક સરખું જ છે. કવિ જેટલા અંશે લાગણીપ્રધાન છે તેટલા જ પ્રમાણમાં તે ફિલસૂફ પણ છે. લાગણી એ પ્રેરણાનું ઉદ્ભવસ્થાન હોઈ, 'કવિતા' ના પ્રવાહને દોરે છે; જ્યારે તત્વજ્ઞાન — 'કવિતા' ની વિચારપ્રેરક બાજુ એ પ્રવાહને પુષ્ટી આપી કવિતાને અસરકારક બનાવવાના કાર્યમાં એક અગત્યનો ફાળો આપે છે. આ રીતે કવિતા અને તત્વજ્ઞાન એટલા બધા સંકળાયેલાં છે કે તેની સ્પષ્ટ ચર્ચા કરવા જઈએ તો એક નાની પુસ્તિકા જેવો જુદો નિબંધ લખી શકાય. એ ચર્ચા કોઈ વાર ભવિષ્યને માટે મુલતવી રાખી આપણે કવિતાનો જીવન સાથે સંબંધ તપાસીએ.

આપણે આગળ જોયું તેમ જીવનવ્યવહારમાં પરસ્પર વિરોધક તત્વો વચ્ચે ચાલતી અથડામણો જ માનવીના હૃદયપરિવર્તનમાં મોટે ભાગે જવાબદાર હોય છે. એ અથડામણોની અસર હૃદય પર થાય એટલે લાગણીઓ જન્મે છે. જેટલા પ્રમાણમાં માનવીનું હૃદય

વધારે આદ્ર તેટલા પ્રમાણમાં એ ધર્ષણોની અસર હૃદય પર વધારે થાય. આ અંતર્નીઅસર તળે દબાયેલો માનવિ હૈયાનો ભાર હળવો કરવા અનેક રસ્તાઓ ખોળેછે. કેટલાક પોતાની કથની અન્યને સંભળાવી રોદડાં જ રડયાં કરે છે, તો કેટલાક હિમતથીમુશ્કેલીઓનો સામનો કરી પોતાનો માર્ગ મોકળો કરે છે. કેટલાક વળી મૌન જાળવી સઘળું સહન કરવામાં જ પોતાનું ગૌરવ સમાયેલું જુએ છે; જ્યારે બીજા કેટલાક પોતાના અંતરનાં વેદનાના દર્દભર્યા સુર ('Troubled' Music) એકલા અટૂલાં સારૂંયે જીવન લવ્યાં જ કરે છે.

આ રીતે આપણે જોયું કે દરેક માનવિ પોતાની આન્તરવેદનાનો ઉભરો એક યા બીજા પ્રકારે બહાર કાઢવા મથે છે. 'કવિતા' પણ આવી જ જાતની લાગણીઓના એક-સામટા સમન્વયનો એક જાતનો ઉભરો (Spontaneous Overflow of Powerful feelings) જ છે. એ ઉભરાને શબ્દોની રૂપમાં ફેરવી કવિ તેને પોતાના જીવનનાં અમુક પ્રસંગનું એક અનુભવચિત્ર બનાવે છે. કવિ એ ચિત્રને ઊર્મિ, કલ્પના, અને તત્વજ્ઞાનનાં રંગોમાં રંગી જેટલા પ્રમાણમાં સર્વલક્ષી અથવા સર્વભોગ્ય બનાવે તેટલા જ પ્રમાણમાં એ ચિત્ર-સર્જન અન્યને કવિના જીવનના ભાગીદાર બનાવી, તેનાં સુખઃદુખની તુલના કરવા આકર્ષે. દેશ, કાળ, સમાજવ્યવસ્થા અને ભાવનાઓમાં થતાં પરિવર્તનોથી અસર તળે ન આવતા સૈકાઓ પછી પણ એ આકર્ષણ એવુંજ અવિરત જળવાઇ રહે તો જ કવિને તેના સર્જને સંપૂર્ણ સફળતા મળી કહેવાય. આવી જાતનું સર્જન જ જીવન પર અસર ઉપજાવી તેની સાથે ગાઢ સંબંધ ધરાવે છે. અને એ સર્જન (ગદ્ય યા પદ્ય) ને જ આપણે ખરી 'કવિતા' કહી શકીએ.

દાખલા તરીકે, ભગવતી મીરાં અને નરસિંહ મહેતાની કૃતિઓ યુગપલટાની અસર તળે નથી આવી. દયારામ, અખો, ધીરો વગેરે કવિઓએ તેમના સમયમાં જે ગાયું તે કદાચ અત્યારના સાહિત્યમાં નિરાળું પડી જશે, પરંતુ આધુનિક જીવન પરથી તેની અસર તો ઓછી નહિ જ થાય. જરાક પશ્ચિમ તરફ નજર કરીએ તો શેકસપીયરનાં નાટકો તેના વખતમાં જેટલા પ્રિય થઇ પડેલા તેટલાજ બલ્કે તેથી વધારે પ્રમાણમાં અત્યારે પણ માનવિની રસવૃતિ અને આકર્ષણ જાગવી રહ્યાં છે. આવરન અને કલાચિની કૃતિઓએ જમાવેલી સર્વપ્રિયતા સૈકાઓ વહી જશે પરંતુ નહિ ભૂંસાય.

સાહિત્યની માનવ સમુદાય પર અસર તપાસતાં ઉપર ગણાવ્યાં તેવાં સર્જનો મોખરે આવે છે. જીવનના જૂના જૂના પ્રયોગોથી જ એ ઘડાયેલાં હોય છે. અને એક વાર સર્જાયા પછી એજ સર્જનો માનવિનું જીવન ઘડવામાં આગળ પડતો ફાળો આપે છે, એટલે એ જાતનું ચિરંજીવ સાહિત્ય સારાય વિશ્વના માનવસમુદાયનો એક મહામૂલો સાક્ષી-નિયામક ગણી શકાય.

સાહિત્યની-'કવિતા' ની જીવન પર જાણ્યે યા અજાણ્યે થતી અસર અને તેનું જીવનમાં મહત્ત્વ આપણે સમજ્યા છીએ તેનું હવે હિંદની અંદર, સાહિત્યમાં કવિતા-સ્થૂળ કવિતાનું (કવિતાના આપણે કરેલા બહોળા અર્થમાં નહિ) પ્રથમ આગમન ક્યારે થયું તેનો સાથે સાથે થોડો ઉલ્લેખ કરી લઇએ તો અસ્થાને નહિ જ ગણાય.

હિંદના આદિકવિ-કવિતાના પ્રથમ સ્રષ્ટા-તરીકે આપણે વાલ્મિકિઋષિને ગણતા આવ્યા છીએ. એટલે તે ઉપરથી અનુમાન કરી શકાય કે વાલ્મિકિઋષિના સમય પહેલાંના બધા ગ્રંથો-વેદો યા પુરાણો-ગદ્યમાં જ તૈયાર થયાં હશે.

પરંતુ ત્યાર પછી પદ્ય અને ગદ્ય સાથે સાથે ગૌરવ આવ્યું. ક્રૌંચ પક્ષીને તીરથી વીંધાયેલું જોતા વાલ્મિકિ ઋષિને લાગણીઓનો એકસામટો સમન્વય થઇ આવવાથી જે દર્દ, જે અનુકમ્પા તેમણે અનુભવી તે ઉભરારૂપે અનુષ્ટુપ છંદની બે પંક્તિઓ દ્વારા બહાર આવી. એ બે પંક્તિનું નાનું કાવ્ય તે હિંદનુ પ્રથમ કાવ્યસર્જન કહી શકાય.

પછી ધીમે ધીમે નવા નવા છંદ રચાયા; અને જેમ જેમ કવિતાનો પ્રચાર વધતો ગયો તેમ તેમ જુદા જુદા કવિઓએ પોતપોતાની રૂચિ, સમાજ અને યુગને અનુકૂળ આવે એ રીતે કવિતાને અનેક પલટા આપ્યા. પરિણામમા, કવિતા એ સાહિત્યનું—બલ્કે, જીવનનુ — એક મુખ્ય અંગ બનતુ ગયુ — બની રહ્યું.



## જીવનની પ્યાસ

સરોદ

તરુવર સમ દેહલપી વલ્લરીની ઓથથી
એવું તું પુષ્પ રહી જા
રુપાળી! મારા જીવનની ભૂખ રહી જા

પેટી પમરાવી મારા મંદીરને બારણે
એવો તું પગ રહી જા
રુપાળી! મારા જીવનની ભૂખ રહી જા.

ક્ષિતિજમાં ન્યાળી મૂર્તિ તારી હૃદય મ્હેકિયું
અંતરિયે આશા સીંચી તેં,
ફળતા લચુંબરી ભાવનાની કેરીઓ
મઝાતા ઉરબાપ-પનિકે.
રુપાળી! મારા જીવનની ભૂખ તો છીપે.

મુક્તિપથગામ ભલો જગની માટીથી દૂરે
અણદીઠા ઉજાસે વહે—
અંતરને અપ હવે કુમકુમની પનિકા
સંવાદિ મર્મથી ખરે!
રુપાળી! મારા જીવનની આમ તો બુઝે.

કાંઠા ઉપરની વસાહતો, જળવ્યાપાર, નદીએ સર્જેલી નવ સંસ્કૃતિ અને પ્રકૃતિમાતાના આવા એકધારા જીવન સંગીતને અક્ષરૂ કરનાર યંત્રવાદ પણ એમની વિહંગ-ચોટમાં આવી ગયો છે: પરદેશી રાજ્ય અમલે ભારતવર્ષની ગૃહલક્ષ્મી જેવા નદીઓના આવા કૈંક સમર્થ, ભવ્ય અને ઉજ્જવળ ઈતિહાસને ભૂલાવી દુભાવ્યો છે તે તરફ આ બધુ વાંચતાં શોક-સંવેદનનાં બે ઉન્હાં આંસુ ઢાળ્યા વગર રહેવાતું નથી: યૂરોપની ટેમ્સમાં કે જર્મનીની હાઈનમાં પ્રજાસંસ્કૃતિનો ઇતિહાસ ગાનાર હિન્દી વિદ્યાર્થી તેના ઘર આંગણે નિરન્તર વહી રહેતા તેથીએ વધુ સંસ્કૃતિ-જન્ય, ભવ્ય અને હૃદયધારા સમા જલ-ઇતિહાસને આજે જે આટલી કરૂણ વિસ્મયતાથી વિસરી ગયો છે તેનું શું કારણ છે? કારણ એકજ ગણાવી શકાય કે જે સ્વદેશ સપ્તસિન્ધુના વારિપ્રવાહોને નામે દુનિયાભરમાં વિખ્યાત છે, તેના વારિપ્રવાહોને તેનાજ દેશના ઈતિહાસમાં ઓછામાં ઓછું અને પામરમાં પામર સ્થાન છે. કેમ જાણે હિન્દી નદીઓએ હિન્દને કદિ ભવ્યતા કે ઇતિહાસ જ ન આપ્યો હોય? કાકા સાહેબની લેખિનીએ આ બધું નિરુપણ એટલી બધી સચ્ચોટતાથી અને શોધકબુદ્ધિથી કર્યું છે કે વારિપ્રવાહ ન શોધાતા છતાં સતત શોધાતી હિન્દી નદિઓની સંસ્કૃતિ તેનાં આવાં મહિમાવાન યશગાનથી તેના પ્રવાહ તરફ આપણને પરાણે પરાણે ખેંચે છે અને સમગ્ર વિશ્વની ભવ્યતાનાં ઇતિહાસમાંયે ઉન્નત મસ્તક રહેવાનો 'જન્મસિધ્ધ હક્ક' હિન્દને પણ અર્પે છે.



# એક પત્ર

ર.........

તારો સુંદર પત્ર મળ્યો.

ઘડીભર દીલ થાય છે કે તારૂં આમંત્રણ સ્વીકારી લઉં. પણ ના...ના જીવન ભરનું ચિંતન ને માન્યતાઓ એમ લાગણીના પુરમાં તણાવા દેવાં યોગ્ય નથી લાગતાં. તેં મારા નાનામાં નાનાં લાડ પૂર્યાં છે. મારી ત્રુટીઓથી તું ક્યાં અજાણ છે? પણ જે હિંમત તું મિત્ર તરીકે વખાણે છે, જે મને સ્નેહી તરીકે પોષે છે ને જે તોફાનને પ્રેમી તરીકે સહી લે છે-તેજ પત્ની તરીકે નિભાવી લેશે?

મેં તારી મિત્રતા ક્યાં નથી વધાવી?

પણ મિત્ર પતિ બનતાં સ્વામિત્વનું ભાન અનુભવે છે. તેનામાં સત્તાનો શોખ જાગે છે.—ને પછી તો અવિરામ ઘર્ષણ. પ્રણય કથાઓ, પુષ્પોની સુવાસ, કોકીલાના ગાન અને ચંદ્રીકાના અમૃતથી ભરપુર હોય છે-પણ વાસ્તવીક જીવન અર્પણતાની આશથી વાસ્તવ બનતું હોય છે. મીત્રો તરીકે સ્ત્રીપુરુષ સ્વભાવની એક જ બાજુના પરિચયમાં આવે છે. બીજી બાજુ વધુ ઓળખાણેથી પડી હોય છે.-ને અનુભવે એનો પરિચય અણગમતો લાગે છે.

મેં તો લગ્નજીવન જોયા છે. કવિની કલ્પનામાં નહિ પણ સમાજશાસ્ત્રીઓના મેજ ઉપર-આંકાર આંકડા ને પરીણામોમાં. ને શાંતાને કહ્યું હતું તે ફરી આજે કહું છું 'લગ્ના

ને મજનુ એકલવામાં છે-પરસ્પરને કાજે સ્વાર્પણ કરતા દેખાય છે-પુસ્તકોના સુંવાળા પાના ઉપર કે કવિની ભભકભરી બાનીમાં-ત્યા સુધીજ આકર્ષક લાગે છે બાકી બેત્રણ બાળકોની જોખમદારી ને નિર્વાહના સાધન વિના લયલા ને મજનુ એવા ને એટલાજ પ્રેમાળ હોત તેની નોંધ તો હજી લખાવી બાકી છે.

મને લાગે છે હું પણ હવે સમાજવાદી બનતી જાઉં છુ. કોગ્રેસ કહે છે કે તે ૯૫ ટકા હિંદી જનતાનું પ્રતિનીધીત્વ ધરાવે છે એનો રદીઓ આપવાનુ આપણે મૌલાના, ડૉ આંબેડકર કે સર સાહેબો પર છોડી શું-બાકી આપણા સાહિત્યકારો જે લગ્નજીવનનો ચિતાર રજુ કરે છે તે કદાચ હિંદી જનતાના નાનામા નાના વર્ગનું પણ પ્રતિબિંબ હોય કે કેમ એ એક પ્રશ્ન છે.

લગ્ન ને બાળકો આજની પરિસ્થિતિમા શારીરિક કે માનસીક જરૂરીયાત કરતા વૈભવનું રૂપ વધારે લે છે-ને આપણા જેવા શ્રમજીવીઓના જીવનમા એવા વૈભવનુ સ્થાન કયા?

વળી આપણે દરેક વસ્તુને તેના ખરા રૂપમા જોવા ટેવાયલા નથી હોતા-ને જો જોતા હોઇએ તો એ રૂપમા તેને ઓળખવા કે ઓળખાવવા ખુલી નથી કોઈને માનપત્ર અપાતું સાભળ્યું છે "સર્વગુણ સંપન્ન, પ્રમાણિક, સેવાભાવી, ઉદાર"—અરે શબ્દકોષનું કોષ પણ સુવાક્ય વિશેષણ રહી જતું નહિ હોય (માનપત્રો ફુરસદે વાંચવા જેવા હોય છે) પણ માનપત્ર વાચનારનુ માનસ જો વાંચી શકાતું હોય તો એનાથી વિરુદ્ધ જ પડઘાઓ ઉઠશે. 'કેમ પૈસાદાર થયા તે મને ખબર છે.-બદમાસ' 'ફંડ ઉઘરાવવા ગયા ત્યારે પૈસો પણ ભર્યો નથી—કંજુસ,' આવા તો કાઇ કાઇ દંભ આપણે આદરીયે છીએ ને દરપેઢી વારસમા મૂકી જઈએ છીએ દરેક પરિસ્થિતિમા તેનો વિરોધાભાસ સાચો લાગે છે— આપણ જોવાને તો

તમે એક પ્રખ્યાત ચિત્રકારના સરસ્વતી, લક્ષ્મી, સીતા જોયા છે? એની પ્રેરણા મૂર્તિઓ કોણ હતી? વારાગનાઓ અડધો હીંદુ સમાજ એ ચીત્રોથી દીવાનખાનાની દીવાલને શણગારે છે એને પુષ્પો ચડાવે છે-ભક્તિ ભાવથી પૂજે છે એ ધૂપસળી ને ગુલાબની સુવાસ- એ પ્રાર્થના ને પૂજ્યભાવ કોને પહોંચતા હશે?

પ્રેમ પણ આવી અગમ્ય વસ્તુ છે "છે અને નથી" ની માથાફોડ આપણે વૈરાગ્ય શતક લખવાની સ્થિતિએ પહોચીશ ત્યારે કરીશું. આજે તો "છે" તેનો જ ઉપયોગ કરી લઇએ- જવાબદારી ને જોખમદારી વિના-મૈત્રી એટલા માટે જ મને વધારે ગમે છે- એમા ઓછામા ઓછી જવાબદારી છે.

વાદળભર્યું ક્ષિતિજ દરિયાના જળ પગથાર સાથે ભળી ગયું છે. નેત્રની અવીરત ધારાએ માર્ગો નીર્જન બનાવ્યા છે એકલપંથી મુસાફર જેવી એકાદ છત્રી દેખાઈ ત્વરિત અદૃશ્ય થાય છે બારીની ફીનાર સાથે ફોરાઓ અથડાઈ ઓરડામા ઝીણી ઝીણી ઝરમર પાથરે છે—સુંબનની ભીનાશ જેવી—

આવો, ખૂબ જ મોડું થયુ છે—

લી○
તમારી..

# એક ચર્ચાપત્ર

ત્રિભુવનદાસ લુહાર

સંપાદક • 'ઊર્મિ' :

આપના પત્રના ગયા અષાડના અંકમાં શ્રી બકુલેશના 'નિશ્વાસ' નામના નવલિકા સંગ્રહનું શ્રી 'ર' ની સંજ્ઞા હેઠળ એક અવલોકન છપાયું છે. એ વિવેચનમાં વિવેચક મહાશયે કેટલાક એવાં વિધાનો કરેલાં છે જે આજના જમાનામાં આશ્ચર્ય પ્રગટાવે તેવાં છે. ભાઈ'ર'એ કરેલાં વિધાનો પ્રમાણે જો સાહિત્ય રચનાઓ થાય તો તેથી સમાજને અને સાહિત્યને પારાવાર નુકસાન થવાનો સંભવ છે.

સાહિત્યમાં આજે કઈ ભાવના કે કયા વિચારોને ઇષ્ટ અને અનિષ્ટ ગણવાં તે બાબતની સ્પષ્ટતા થવાની જરૂર છે. ભાઈ 'ર' એ જે વિચારો જણાવ્યા છે તે સમાજ હિતના ઘાતક હોઈ તેમજ સાહિત્યમાં એક અતિશય મલિન વૃત્તિ જગવનારા હોઈ તેનો વિરોધ કરવો, અને તેને વિશે ઘટસ્ફોટ કરવો મને જરૂરનો લાગે છે. અને વિરોધ સ્પષ્ટ કરવા માટે ભાઈ 'ર'ના લખાણમાંથી નીચેનો ભાગ હું ઉતારું છું.

(૧) "મૂડીવાદ સામેનો મજૂરવાદીઓનો પ્રકોપ મૂડી ભેગી કરવામાં મળેલી નિષ્ફળતામાંથી બહુધા ઉપજે છે. (૨) આવાં સાહિત્યના પ્રચારથી ગરીબ વર્ગને એક પ્રકારનું નુકસાન થાય છે. તેની કોઈને ખબર પડતી હોય એમ લાગતું નથી. (૩) ગરીબોને ગરીબાઈનું ભાન કરાવવું; તેઓ દુ:ખી છે, પીડિત અને પતિત છે એમ એમના મનમાં ઠસાવવું એ એક પ્રકારનો નૈતિક ગુન્હો છે. (૪) આવા પ્રચારથી ગરીબ પોતાના ગરીબાઈનું ગૌરવ અને મનની નિર્મળતા ગુમાવી બેસે છે. (૫) તેના સ્વામી પ્રત્યે અને તેનાથી સારી સ્થિતિના બધા પ્રત્યે...તેને અણગમો આવે છે. (૬) અને દિવસો દિવસ ગરીબાઈમાંથી છૂટવાના પ્રયત્નો કરવાને બદલે તે શ્રીમંતોનો નાશ કરવાના મનસૂબા સેવે છે. (૭) આમ આવા પ્રચારાત્મક સાહિત્યથી સૂખી ગરીબોના હૃદયમાં વેરઝેરનાં બીજ રોપાય છે અને સંતોષરહિત જીવન એક ભાર રૂપ બની જાય છે." પૃષ્ઠ ૫૭૬

ઉપરના લખાણ પ્રમાણે આ લેખક નીચે પ્રમાણેની માન્યતા ધરાવે છે એમ ફલિત થાય છે.

૧ જગતમાં ગરીબો છે.

૨ તેઓ ગરીબાઈનું ગૌરવ સમજે છે: મનની નિર્મળતા જાળવે છે: તેમના સ્વામી પ્રત્યે અને તેનાથી સારી સ્થિતિના બધા પ્રત્યે તેને અણગમો નથી. એટલે કે તટ-

સ્થ વૃત્તિવાળી ઉપેક્ષા છે અથવા પ્રેમ છે; તેઓ પોતાની હીન સ્થિતિમાં પણ સુખી છે, તેમનું દરિદ્રતાથીભર્યું જીવન પણ સંતોષવાળું છે.

૩ આમ ગરીબની સ્થિતિ સરવાળે સંતોષકારક હોઈ તેની સ્થિતિને દુઃખી, પીડિત કે પતિત તરીકે જણાવવી, અને તેના મનમાં તે ઠસાવવું એ નૈતીક ગુન્હો છે.

આ વિધાનના બે અર્થ નીકળી શકે તેમ છે.

(૧) કાતો ગરીબો દુઃખી નથી, પીડિત નથી, પતિત નથી માટે તેમના મનમાં કલ્પિત દુઃખના અને પીડિતપણાના ખ્યાલો ભરી તેમના સંતુષ્ટ જીવનમાં અસંતોષ અને શાંત હૃદયોમાં વેરઝેર પ્રગટાવી આપણે એ નિર્દોષ માનવનાનો દ્રોહ કર્યાનો ગુન્હો કરીએ છીએ

(૨) અથવા તો-ગરીબો દુઃખી છે, પીડિત છે, પતિત છે. એ આપણે સ્વીકારીએ છીએ પણ એ વાત તેના મનમાં ઠસાવવી એ લાભકારક નથી, લાભકારક તો એ છે કે એમના દશાને ઈશ્વરદત્ત, સદ્‌ગુણોથી ભરેલી અને સર્વદા મહન કરવા લાયક છે એમ ઠસાવવું જોઈએ. અને સાહિત્યે એ કામ ખાસ કરીને કરવું જોઈએ

૪ ગરીબોએ પોતાના સ્વામી પ્રત્યે તથા પોતાનાથી સારી સ્થિતિના બધા પ્રત્યે અણગમો રાખ્યા વિના તથા શ્રીમંતોના નાશનો વિચાર કર્યા વિના ગરીબાઈમાંથી છૂટવા દિવસો દિવસ પ્રયત્ન કરવા.

૫ મજૂરવાદીઓ ગરીબોની ગરીબાઈ મટાડવાના જે પ્રયત્નો કરે છે તે ખોટા છે. કારણ કે તેમની પ્રવૃત્તિઓ પાછળ મજૂરોનાં હિતની દૃષ્ટિ નથી; પણ મૂડી મેળવવાની પોતાની નિષ્ફળતામાંથી જન્મેલો કોપ છે. અર્થાત્ આવી મજૂર ચળવળ અમુક માણસોની માનસિક વિકૃતિનું જ પરિણામ છે.

આ પાંચ મુદ્દામાંથી બીજો અને ત્રીજો મુદ્દો ખાસ વિચાર માગે તેવો છે, એની અસત્યતાને તથા ભયંકરતાને કારણે.

ભાઈ '૨' ને આપણે પૂછીએ કે તમે કહો છો તેવી રીતે ગરીબાઈનું ગૌરવ અને મનની નિર્મળતા અનુભવતા કેટલા ગરીબો હિંદમાં હયાત છે? બે દિવસે એક વાર પાતળી રાબ પામનાર ઓરિસા, આંધ્ર, સુરત કે પંચમહાલના દૂબળા કોમો, ચાલીઓમાં સડતો અને કારખાનામાં પિસાતો મજૂરવર્ગ, અને ટૂકડા માગી ખાઈને ફૂટપાથ પર સુનાર ગરીબોના જીવનમાં ગૌરવ લેવા જેવી કઈ વસ્તુ છે? અને દુર્ભાગ્યે જેમ ગુલામ માનવીઓ ધણીનાર પોતાની ગુલામી સમજતા નથી, અને એથી બેડીઓ એમને કઠતી નથી એમ અને એ તેવી રીતે પોતાની ગરીબાઈનું દુઃખ ભોગવતા છતાં કેટલાક-જેમની આંખે ઉપના સમાજે-ઉપલા સમાજના સંરક્ષકોએ પાટા બાંધ્યા છે તેવા કેટલાક—પોતાની ગરીબાઈમાં ગૌરવ માનવાની પામર દશા ભોગવતા હોય તો શું સાહિત્યકારે એ દંભ ખુલ્લો પાડવાને બદલે ઉપર મેખ મારી સીલ બંધ કરી દેવો એમ જ ને !

એઠું ખાનાર, પતરાળા ચાટનાર બાવરી વગેરે, મુડદાલ માંસ અને છાણમાંના દાણા ધોઈને ખાનાર ઢેડ ભંગી, હાડ્ચોમાં તોડનાર, દારૂ ઢીંચનાર અને વેશ્યાવાડે ફેરા ખાનાર શહેરના મજૂરો એવા અનેક અભાગી લોકોના મનમાં કઈ જાતની નિર્મળતા વસતી હશે?

આ ગરીબાઈના કહેવાતા ગૌરવ અને માનસિક નિર્મળતા ખાતર કયો ધનિક કયો ધર્મગુરુ પોતાની લખલૂટ દોલત કે ગુરુપણાનાં લ્હાવા છોડવા તૈયાર છે ?

અરે ભાઈ, ગરીબાઈમાં તમે જે ગૌરવ અને નિર્મળતા માનો છો તે તો સ્વેચ્છાથી સ્વીકારેલી ગરીબાઈનાં છે. જો કે એ આદર્શ પણ આજે જગત આગળ તો રહ્યો નથી. અને હિંદના કરોડો ગરીબોમાંથી કેટલા સ્વેચ્છાથી દરિદ્ર રહ્યા છે ? એમની હાલત દશાને જ તમે પૂરતી ગૌરવવાળી અને નિર્મળ માનતા હો તો તમારું માનવતાનું દર્શન અપૂર્વ ગણાય. ભાઈ 'ર,' જરા ગરીબોની કને જઈને તેમની ચાલીઓનું, ગટરોનું, દારૂનું અને વેશ્યાઓનું ગૌરવ અને નિર્મળતા સમજાવશો ?

હવે બીજી– નૈતિક ગુન્હાની વાત.

ગરીબો દુઃખી છે, પીડિત છે, પતિત છે એમ એમના મનમાં ઠસાવવાની વાતને ભાઈ 'ર' નૈતિક ગુન્હો ગણે છે. શા માટે? તેના બે વિકલ્પે થતા અર્થ ઉપર મોક્ષ્યા છે. કાં તો ગરીબો દુઃખી નથી, પીડિત નથી, પતિત નથી એટલા માટે અથવા તો એ બધું છે છતાં એ ભાન એમને કરાવવાની જરૂર નથી એટલા માટે?

પહેલો વિકલ્પ સ્વીકારવો એ, ભાઈ 'ર' માટે અશક્ય છે. અને તે પોતે સ્વીકારતા પણ નથી. કારણ ગરીબોએ ગરીબાઈમાંથી છૂટવાના પ્રયત્ન કરવા જોઈએ એમ તો તે સ્વીકારે છે. એટલે આપણે બીજો વિકલ્પજ સ્વીકારવાનો રહે છે. અને તેમનું કથન પણ એજ અર્થને અનુલક્ષાતું છે. તો ભાઈ 'ર' શું એમ કહેવા માગે છે કે આ દુઃખી, પીડિત, પતિત ગરીબોને તેમની એ અવદશાનું ભાન ન કરાવો. કારણ કે એઓ જો જાગશે તો એમની ગરીબાઈનાં જ્યાં જ્યાં કારણો જોશે ત્યાં ત્યાં તેનું નિકંદન કાઢી નાખશે. ગરીબોની મહેનત પર, તેમના અજ્ઞાન અને મૂર્ખતાનો લાભ લઈ જીવતા પૂંજીપતિઓ, ધર્મગુરુઓ અને જમીનદારો અને તેમને વળગીને જીવતો મધ્યમવર્ગ–એ સૌનાં 'લૂંટારાં હિત' જોખમાશે. માટે એવી વાત જ બોલો માં. ગરીબોમાં જાગૃતિ આવે, સત્યદર્શનનું ભાન પ્રગટે એવું કશું કરો મા. નહિ તો આપણી પરોપજીવી 'નીતિ માતા' ગુસ્સે થશે, સાહિત્યમાં એવી વાત લખો મા કે ગરીબને રોટલો લૂખો લાગે છે, ઝૂંપડામાંથી ટપકતું પાણી ખરાબ લાગે છે. પણ એ રોટલામાં અમૃતનો સ્વાદ છે, ઝૂંપડામાંથી ચૂતું પાણી એ ઈશ્વરની કૃપાનો અભિષેક છે એમ લખો. ગરીબનું દુઃખ એ જ સુખ છે, એમની પતિતતા એજ પવિત્રતા છે, એમનો તાંબાનો પૈસો એજ સોનાની ગીની છે એમ વર્ણવો. અને દુઃખી હોય, પતિત હોય તો તે માત્ર ધર્મગુરુઓ અને ધનિકો છે. એમ લખો કે ગરીબો તેમની સત્તા કે દ્રવ્યનો લોભ ન કરે. અને તે બંને અખંડ ટકી રહે. કારણ જગતમાંથી શ્રીમંતોનો નાશ તો ન જ થવો જોઈએ.

આ વિચારસરણી કેટલી ભયંકર છે તેનો ખ્યાલ, ભાઈ 'ર', તમને છે ? સાહિત્યને પણ તમે પૂંજીપતિઓ અને ધર્મગુરુઓની લૂંટારી સ્થિતિનું ચોકીદાર અને રક્ષક–પ્રચારક બનાવવા ઇચ્છો છો ?

તમારો ઉપદેશ સાહિત્ય માને તો કેવી દશા થાય તેનું એક જ ઉદાહરણ આપું.

રઘુપતિ રાઘવ રાજા રામ
પતિતપાવન સીતા રામ

આ ધૂનની ખબર છે ને? એમાં રામને પતિતપાવન કહ્યા છે. પતિતને તેના પતનનું ભાન કરાવી તેમાંથી મુક્ત કરી પાવન કરનાર રામની કલ્પના કરનાર કવિની કલમ કાપી નાખવી જોઈશે ને? કારણ કવિએ પતિતના મનમાં તેનું પતન ઠસાવવાનો 'નૈતિક ગુન્હો' કર્યો છે!

ભાઈ '૨' તમારા ઉપરના કથન મુજબ અત્યારની શોષક સમાજરચનામાં સાહિત્યને તમે શોષકોનો સિપાઈ, પ્રચારક, અને ભાટ થવા કહો છો, સાહિત્ય પાસે દંભ આચરાવવા તમે ઈચ્છો છો; હડહડતી દરિદ્રતાને તમે દિવ્ય રૂપ આપવાનું ફરમાન કરો છો, પ્રજાના પ્રાણને પોષનારું મટી "તેના જાગ્રત થતા પ્રાણને રૂંધનારું" બનવા તમે કહો છો. માનવતાનું ભક્ત બનાવવાને બદલે તેને માનવદ્રોહી બનાવવા તમે ઈચ્છો છો.

પણ આ દ્રોહ કરવાનો ઉપદેશ પ્રગટ રીતે કરવાની તમે હિંમત બતાવો તેવા નથી. ગરીબોને ગરીબાઈમાંથી છૂટવું જોઈએ એમ તમે કબૂલો છો, કદાચ બે આંખની શરમને લીધે જ. પણ તમે કહો છો તેમ તેમણે શ્રીમંતોનો નાશ ન થાય અને તેમની ગરીબાઈ મટે એવા પ્રયત્ન કરવા જોઈએ.

વાઘ હરણને ખાઈ શકે અને છતાં તે જ હરણ જીવતું રહે અને જંગલનો મુક્ત ઉલ્લાસ ભોગવે એ પ્રકારના ગરીબાઈમાંથી છૂટવાના પ્રયત્નો કેવા હોય તે તમે જો બતાવશો તો કાર્લ માર્ક્સ અને ગાંધીજી કરતાં પણ તમે જગત પર અને ખાસ કરીને શ્રીમંતો પર તો મોટો ઉપકાર કરશો.

છેવટે લેખકે હિંદના (કે જગતના?) મજૂરવાદીઓ વિષે એક વિધાન કર્યું છે કે તેમનામાં મજૂરોનું હિત વસેલું નથી પણ મૂડી મેળવવાની નિષ્ફળતા જ તેમને મજૂરવાદી બનાવી રહી છે. આના થોડાક પ્રમાણ સાથેનાં ઉદાહરણો તે આપશે તો સમાજશાસ્ત્રમાં એક મોટો પ્રકાશ પડશે.

ભાઈ '૨'ની વિચારસરણીને વિચારતાં ઉપર પ્રમાણે જે મુદ્દા સ્પષ્ટ થાય છે તેનો પ્રત્યુત્તર આપવા ભાઈ '૨' ને કે બીજા કોઈને પણ નિમંત્રણ છે. સાહિત્યને માનવદ્રોહી બનાવવાનો ઉપદેશ આપનારને આપણે રોકી શકીએ તેમ નથી. માત્ર એવા કોણ છે તે આપણે જાણી લઈએ તો પણ સાહિત્યને માનવતાનું સેવક બનાવનારાઓને મરજીતા થાય. ભાઈ '૨' એ પોતાની જાતને ખુલ્લી કરી છે એ સારી વાત છે. એમના વિચારો માનવતાના દ્રોહી છે, એ ઉપરના પૃથક્કરણથી સમજાય છે સાહિત્યને ઉપદેશ આપવા એ નીકળેલા હોવાથી તેમના વિચારોની આમ ચર્ચા કરવી જરૂરની હતી. પોતે તથા પોતાના વિચારો માનવદ્રોહી નથી એ સાબીત કરવાનું હવે ભાઈ '૨' ને માથે રહે છે.

●

## ખાસ અંકો

સાહિત્યના સર્વતોમુખી વિકાસમાં આજના સામયિકોએ બહુજ મહત્વનો ફાળો આપ્યો છે. સાહિત્યપ્રદેશે જેમ જેમ સિદ્ધિ પ્રાપ્ત થતી ગઇ તેમ તેમ તેને ઉપકારક નવા નવા રસ્તાઓ, નવી નવી યોજનાઓ ઘડાતી ગઇ, એ યોજનાઓમાં સૌથી વિશેષ પ્રગતિકારક જો કોઈ પણ હોય તો તે ખાસ અંકોની. પુસ્તકો દ્વારા જે નથી સાધી શકાતું તે ખાસ અંકો દ્વારા સાધી શકાય છે. એક પુસ્તકમાં એક જ લેખક પોતાના મંતવ્યો દર્શાવી શકે છે; જ્યારે ખાસ અંકમાં અનેક લેખકોના મંતવ્યો એક જ વિષય પરત્વે જાણી શકાય છે.

ખાસ અંકો આપણે ત્યાં અનેક વિષયના નિકળે છે, જેમકે વાર્તા અંક, નાટિકા અંક, કાવ્યાંક, મહિલા અંક, વિધવા અંક, વગેરે, વગેરે. એ અંકો ઘણી વખત ખૂબ જ પ્રખ્યાતિ મેળવે છે. આપણે ત્યાં વધુમાં વધુ અખતરાઓ થયા હોય તો તે નવલિકા અંકના. બીજા પ્રકારના ખાસ અંકો આપણે ત્યાં બહુ જ ઓછા નિકળે છે, અને તેમાં ય ખરેખર સિદ્ધિ તો કોઈકને જ સાંપડે છે. એના અનેક કારણો હશે, પરંતુ એક કારણ તો એ છે કે આપણે ત્યાં ખાસ અંકોને માટે લખનારા લેખકો બહુ જ ઓછા છે. અને તે ય બધી માગણીને પહોંચી શકવા સમર્થ નથી હોતા.[1] ( —કે પછી પહોંચી વળવાનો પ્રયત્ન કરતા નથી ?—સં. ) એવા સંજોગોમાં ખાસ અંકો પર અનેક દૃષ્ટિબિંદુથી ચર્ચા થતી જ નથી. જે કાંઇ થાય છે તે બહુ જ અધુરી હોય છે, એટલે એનો અર્થ પૂરો સરતો નથી. ખાસ અંકો એવા બનવા જોઈએ કે તેને તે વિષયના 'એનસાઇકલોપિડિયા'' ગણાવી શકાય. જો એવા ન બને તો એ પછી નામના જ બની રહે. એ રીતે હિંદી માસિક 'કલ્યાણ' ના ખાસ અંકોએ વિશિષ્ટતા પ્રાપ્ત કરી છે. એણે આ દિશામાં ચિરંજીવ રહી જાય તેવાં પ્રકાશનો કર્યાં છે. અત્યાર સુધીમાં પ્રગટ થયેલા તેના ખાસ અંકો, રામાયણ અંક, શક્તિ અંક, શિવાંક, ઇશ્વરાંક, યોગાંક, અને તાજેતરમાં પ્રગટ થયેલો વેદાંત અંક, ખાસ અંકોની દુનિયામાં અનોખી ભાત પાડે છે. એમાં કેટલાક અંકોની તો દ્વિતિય આવૃત્તિ પણ કાઢવી પડી છે. એ ખાસ અંકો તે તે વિષયના 'એનસાઇક્લોપિડિયા' બની ગયા છે. એ અંકોએ એને એકલી પ્રતિષ્ઠા જ નહિ પરંતુ પૈસો પણ અપાવ્યો છે. ફક્ત છેલ્લા ત્રણ જ વરસના ગાળામાં એ ખાસ અંકોએ એની ગ્રાહક સંખ્યામાં બારથી પંદર હજારનો વધારો કરી આપ્યો છે. આપણી ભાષામાં ગમે તેવા ખાસ અંકો કાઢવાથી એવી સ્થિતિ કદી આવવાની નથી જ. એના અનેક કારણો છે, તેમાં મુખ્ય કારણ તો એ છે કે આપણો વાંચનાર વર્ગ બહુ જ પરિમિત છે, તેમાં યે

1. સરખાવો. અરસ્તીયત્ પાન ૭૬ સંવત્ ૧૯૯૨. —સં.

રા દિલ્પની પાછળ પૈસા ખરચી વાચનાર વર્ગ તો એથી પણ બહુ જ ઓછો. આ પરિસ્થિતિમાં 'કલ્યાણ' જે વાચનાર વર્ગ મેળવી શક્યું છે તેની તો આપણે કલ્પના યે ન કરી શકીએ. અલબત્ત એવડી ગ્રાહક-સંખ્યા-હોવાનું એક કારણ હિંદી ભાષા છે, એ ખરૂ, પરંતુ બીજું કારણ એ પણ છે કે એના અંકો ખૂબ જ દળદાર હોય છે. એનો તાજેતરનો વેદાંત અંક જૂઓ. અનેક દૃષ્ટિબિંદુથી ચર્ચાયેલ લેખ સામગ્રીથી ભરપૂર ૮૦૦ પાના, ૫૪ બહુરંગી તથા ૧૫૦ એકરંગી ચીત્રો. ચીત્રકારો પણ એક જ પ્રાંતના નહિ. હિંદના દરેક પ્રાંતના. ગુજરાતના ચિત્રકારોનો પણ એમાં હિસ્સો છે જ. એક જ અંક આખા વરસ દરમ્યાન માણ મજાની રીતે વાંચી શકાય. વેદાંતના એનસાઈક્લોપિડિયા સમા બની રહેય એવા અંક માટે ચાર રૂા ખરચી નાખતાં કોઈ પણ લલચાય. આપણે ત્યાં કોઈ પણ એક વિષય માટે આટલા લેખકોનો સહકાર કદી મેળવી શકીશું ખરા? એટલી જંગી ગ્રાહક સંખ્યા ગુજરાતમાંથી કદી મળશે ખરી?[1]

[1] કુમારે શતાંક કાઢેલો એ દળદાર હતો તેમજ એ ખૂબ જ વખણાયેલો. આર્થિક દૃષ્ટિએ એ કદાચ સફળ થયો હતો, એથી કેટલા ગ્રાહકો વધ્યા હતા, તે એના સંપાદક બહાર પાડે તો આપણે જાણી શકીએ, કે એ જાતના અંકો બહાર પાડવાનું ગુજરાતમાં સાહસ કરી શકાય કે કેમ? ઊર્મિના કાવ્યાંકોએ કીર્તિ ખૂબ પ્રાપ્ત કરી છે પણ આર્થિક રીતે એ જરા પણ સફળ નથી થયા, એમ એના પ્રકાશક જણાવે છે. –સં



## ઉરમાં ઉર જોડી

જેવી રીતે પરબ કૂંડીએ આવીને પંખીઓ બે
પંખી પીતાં કુજન કરતાં ચાંચમાં ચાંચ જોડી
તેવી રીતે હૃદય કૂંડીએ આવીને માનવીઓ
પાણી પીને કુજન કરજો ઉરમાં ઉર જોડી

ગૌતમ

### જ્વલંત ઇતિહાસની અક્ષરરેખા

પ્રચંડ વેગવાન બનાવોથી ભરપૂર, સુંદર અને સરળ, અખંડ અને એકધારી ભાષામાં લખાયેલ કોઇ નવલકથા વાંચવાની ઇચ્છા થઇ હોય, એવી નવલકથા હાથમાં ન આવતી હોય તો "લેનિન"[1] લઇને બેસવું. લેનિનનું જીવનચરિત્ર તો ઘણાં લેખકોએ આલેખ્યું છે, સુંદર ભાષામાં લખ્યું હશે પણ આ લખાવટ તો ઓર રોમાંચક છે.

લેનિનનું જીવનચરિત્ર કેટલાક લેખકોએ માત્ર એના જીવન દરમ્યાન એણે કરેલ કામ જ આલેખીને સંપૂર્ણ થયું એમ સમજી લીધું છે, કેટલાકે લેનિનનું જીવનચરિત્ર કેવળ સમાજવાદ ને સામ્યવાદની ચર્ચામાં જ સમાઇ જતું ગણ્યું છે. પણ આ પ્રકાશન સંસ્થાએ એને જુદું જ સ્વરૂપ આપ્યું છે. એમાં લેનિનના જીવનના બનાવો છે, સિદ્ધાંતચર્ચાઓ છે અને લેનિનનું સાચેસાચું મૂર્ત સ્વરૂપ આપણી પાસે ખડું કરી દીધું છે. એમાં ક્યાંય રસક્ષતિ જણાતી નથી.

લેનિનના ચુસ્ત ભક્ત હોવા છતાં લેખકે લેનિનના ગુણ જ નથી ગાયા, દોષો પણ બતાવી આપ્યા છે. લેનિન જર્મની જોડે શરમજનક કરારો કરવાની તૈયારી બતાવતો હોય ત્યાં એણે જર્મનીના બળની ગણત્રી કરવામાં ભૂલ કરી હતી. ટ્રોટ્સ્કી વગેરેએ એ ભૂલ સુધારી. કરારો ન થયા અને અંતે જર્મનીને પાછા હઠવું પડ્યું. અને બીજા પણ લેનિનના દોષો લેખક આપણી સમક્ષ બતાવે છે. દોષો કોનામાં નથી હોતા? પણ લેનિનમાં અંદર જે રહેલું હતું, જે શક્તિ વડે તેણે વિચ્છિન્ન પ્રજાને એકત્ર કરી અને અસંખ્ય આક્રમણોને અને સેંકડો કાવત્રા તથા હુમલાઓને પાર તરી જઇ જગતની સામે એક જીવતી જાગતી આદર્શ દુનિયા ખડી કરી દીધી છે, તે શક્તિનું જ સ્પષ્ટ ભાન કરાવવું લેખક માટે બસ હતું અને તે લેખકે બહુ જ કુશળતાથી કર્યું છે.

લેનિનના જીવનને આપણા દેશના કોઇ મહાન પુરૂષ સાથે સરખાવશું? મહાન પુરૂષો સરખામણી માટે નથી હોતા. હરેક તેના પોતાના સંજોગોને લેખે મહાનના હોય છે. ઇશુની બુદ્ધ સાથે કે બુદ્ધની મહંમદ સાથે સરખામણી કરવી એ બાલીશતા સૂચવે છે. લેનિનને આપણા દેશના વર્તમાન કે ભૂતપૂર્વ મહાન પુરૂષ સાથે આપણે ન સરખાવતાં (અને લેખકે એવી સરખામણી કરી પણ નથી) એનું જીવન જોઇ જઇએ.

જ્યાંસુધી ૧૯૧૭ની ક્રાંતિ આવી નહોતી, જ્યાંસુધી અગ્નીના પગો ઉભી થઇ નહોતા ત્યાં સુધી લેનિનનું જીવન એટલું બધું મહાન નથી લાગતું. પણ ક્રાંતિ શરૂ થઇ,

1. લેનિન: લેખક નિરૂ દેસાઇ: પ્ર. નવી દુનિયા ગ્રંથમાળા : અમદાવાદ. પાના ૨૮૫ કિંમત રૂા. ૨૦૦.

અંધાધુંધી જામી, છત્રીશ છત્રીશ બાજુએથી સોવિએટ સરકાર વિરૂદ્ધ લશ્કરી હુમલાઓ શરૂ થયા, અસંખ્ય કાવત્રાઓનો સામનો કરવાનો સમય આવ્યો, જે ખેડુતોને "અન્ન વસ્ત્રની રેલમછેલ" ના કોલ અપાયા હતા તેમને ઝારના રાજ્યમાં મળતું તેના દશમો હિસ્સો પણ મળતો નહોતો, તેઓ જ્યારે અધીરા બન્યા, કારખાનાઓ બંધ પડયા, ખાણોનું કામ સ્થગિત થઇ ગયુ અને ખેતરો સુક્કા ભઠ જણાવા લાગ્યા ત્યારે લેનિને પરિસ્થિતિને કાબુમાં લાવવા જે કુનેહ બતાવી તે જ લેનિનનુ સાચું ચરિત્રદર્શન છે. લેનિનનુ ખૂન કરવા આવેલ સ્વયંસેવક પકડાય છે ત્યારે લેનિન તેને પુસ્તકો ભેટ આપતી છોડી મૂકાવે છે ત્યારે લેનિનની સાચી પ્રતિભા અને ક્ષમા આપણને વિસ્મિત કરે છે. ગળા સોંસરી જ્યારે વિરોધી દળના અત્યાચારીની ગોળી ચાલી જાય છે ત્યારે "દવાખાને નહિ, ઘેર લઇ ચાલ, ભાઇ" આ વાકય આપણા હૃદય સોંસરૂં ઉતરી જઇ કહી આપે છે કે લેનિન ઓછો ધૈર્યવાન નહોતો.

લેનિનનું જીવન શરૂ થાય છે તેના ભાઇ એલેકઝાંડરને ઝારના ખૂનના કાવત્રા માટે ફાંસીની સજા મળે છે ત્યારથી આ પહેલા એનુ જીવન એટલે કેવળ તોફાન છતા એને વાચવાની ટેવ સારી પડી હોય છે "મણુ જેટલું વાંચો અને અધોળ જેટલુ વિચારો અને સરખુ" આ સૂત્રને લેનિન બરાબર સમજે છે વાચન કરતા એની સ્વતંત્ર વિચારશકિત સરસ ખીલે છે વાચીને તે પુસ્તકની દુનીઆમા ખેંચાય ન જતા તેનું ટીપ્પણ બનાવતા જઇ તે ઉપર અચ્છી રીતે વિચાર ચલાવે છે જ્યારે એ કોઇ વસ્તુનો અતિરેક થઇ જતો ત્યારે તે તુરત ત્યાથી પાછો વળી શકતો. આ બધું એને મહાન પુરૂષ બનવવામા સહાયભૂત થાય છે ભાઇના મૃત્યુ સમાચાર સાભળ્યા અને એ બેજવાબદાર જિંદગીથી પાછો ફર્યો

બાકી તો એને ઘરના વાતાવરણે પણ સારી મદદ કરી. માતા પિતાએ ગરીબી હાલતમાથી ઉંચે આવવા જે ગુણો કેળવ્યા હતા તે લેનિનમા ઉતર્યા હતા માતાએ એને પોતાના મૃત્યુ સુધી હિંમત આપ્યા કરી હતી અને લેનિન પોતાની પાછળ લાગણીવશ થઇ જીવનનુ વધુ મહત્વનુ કામ છોડી ન દે તેની ચિંતા રાખતી હતી. મોટાભાઇએ પણ સરકારો રૅકવામા ખુબ શ્રમ લીધો હતો

મોટા ભાઇને ફાંસી મળ્યા પછી એનામા વધુ ઠરીને વિચારવાની અને વિચારીને નિર્ણય કર્યા પછી તે નિર્ણય મુજબ વર્તવાની એને ટેવ પડી એણે નિશાળના બેહુદા હુકમો તરફ અણગમો બતાવવા માડયો. આથી એને વારેવારે નિશાળમાથી ફરફરિયુ મળી જતુ અનેક મુશ્કેલીઓ વેઠી, સાચે ખોટે નામે ફરી ફરી નિશાળોમા અભ્યાસ શરૂ કરી આખરે એ વકીલાતની પરિક્ષા આપી ચૂકે છે.

વકીલાત એણે કરવા માડી પણ એનું પરિણામ જુદુ જ આવ્યું. કોર્ટોમા અને પોતાના હાથમા આવતા કેસોમાથી એણે તારવ્યુ કે કિસાનો અને કામગારોને માટે ન્યાય જ નથી એ પોતાનું જીવન સુકાન ફેરવતો હતો.

ખતબર્યા વાચનને કારણે વિરોધમતને તોડી પાડવાની એનામા સારી શકિત આવી હતી આથી તે મામાને પોતાના સિધ્ધાંતો સ્વીકારાવી શકતો. આથી પ્રથમ

મોઢે જ જામેલા પોપ્યુલીસ્ટ પક્ષના આગેવાનોને એણે વિવાદમાં મહાત કર્યા અને સૌને પોતાની શક્તિનું દર્શન કરાવ્યું. એની સાદાઇ, નિખાલસતા અને બુદ્ધિયુક્ત દલીલોથી સૌ એના તરફ ખેંચાવા લાગ્યા. સૌએ જોયું કે લેનિન બીજાઓની પેઠે બાવણુખોરજ નહોતો.

લેનિને પોતાનું *જીવન* એ હવે '*પોતાનું જીવન*' નહોતું રાખ્યું. એણે એને "*સામાજિક*" જ બનાવી દીધું હતું. આથી તેણે મનના મનોરથો પાર પાડવા બધો સમય તેની પાછળ આપવા માંડયો. આમ કરતાં તે પકડાયો. સાયબીરિયામાં દેશનિકાલ થયો. આ દરમ્યાન ક્રુપસ્કાયા નામે ક્રાંતિકારી સ્ત્રી સાથે તેના લગ્ન થયાં. ક્રુપસ્કાયા અંત લગી સાચા મિત્ર અને બહાદુર સૈનિકની પેઠે વળગી રહી. દેશનિકાલમાં એણે લેનિનને લેખનકાર્યમાં ખૂબ સહાયતા આપી.

લેનિનને પોતાના વિચારોની સચ્ચાઇમાં શ્રદ્ધા હતી તેથી જ વિરોધિઓના અને મિત્રોના મતોને સ્વીકારી ન શકતો. આને કારણે એ પોતાની પડખે શરૂઆતમાં બહુ થોડાને રાખી શકતો. "મોટેરાઓ પ્રત્યે માન" આ સૂત્રની વ્યાખ્યા પણ એને માટે મર્યાદિત હતી. પ્લેખેનોવ જેવા બુઝર્ગ અનુભવીને પણ એ સ્પષ્ટ સંભળાવી દેતો. વળી બીજાઓ યોગ્ય પ્રસંગ મળ્યે ઘા કરવામાં માનતા ત્યારે લેનિન માનતો કે પ્રસંગ મનુષ્યે પોતે ઉભા કરવા જોઇએ. આથી બધાને તે ઘણો ઉગ્ર લાગતો અને તેનાથી કોઇ કાયમી યોજના કે કામ નહિ થાય એમ માની બધા તેનો વિરોધ કરતા.

ખરૂં જોતાં લેનિન પોતાના વિચારોમાં, એ વિચારોને કેવી રીતે અમલમાં મૂકવા અને સાર્થક કરવા ઇત્યાદિમાં બહુ ચોક્કસ હતો. આની રૂપરેખા અગાઉથી બહુ સ્પષ્ટપણે તૈયાર કરી રાખતો. એ માત્ર કલ્પનાઓના ઉડ્ડયનો જ નહોતો કરતો, એ કલ્પનાઓ જેટલી ઉંચી તેટલી તેની કાર્ય કરવાની ઝડપ પણ ઉગ્ર હતી. રખડપટ્ટીથી એ થાકતો નહિ. ગામડે ગામડે ને ખેડુને ઘેર ઘેર ફરી આવતો અને કારખાનાઓનાં દરેકે દરેક કામદારની હકીકત સાંભળી આવતો.

પછી આવી ભયંકર ૧૯૦૫ ની ક્રાંતિ! પણ એ તો આવી ને ગઇ. ગઇ ગઇ ને સાથે ૩૫૦૦ ને ફાંસીને માચડે લટકાવતી ગઇ, હજારોને બંદીખાનાને સળિયે પૂરતી ગઇ અને અસંખ્યોને હસ્પીતાલના ખાટલાઓ ઉપર નાખતી ગઇ. ક્રાંતિ સફળ ન થઇ પણ ના, આમ કહેવામાં ક્રાંતિનું અપમાન છે. ૧૯૦૫ ની 'નિષ્ફળ' ક્રાંતિએ જ ૧૯૧૭ ની સફળ ક્રાંતિ બનાવી. પણ લોકોને આ બાબત સમજાવવી અઘરી છે કે ક્રાંતિ કદી નિષ્ફળ જતી જ નથી. લોકોને પ્રજાના આગેવાનોમાંથી–એકેએક આગેવાનમાંથી વિશ્વાસ ઉઠી ગયો. રાત દિવસ સેવામાં જ રચ્યા પચ્યા રહેનારાઓને રોટીના પણ વાંધા આવવા લાગ્યા. કોઇ એક પાઇ કહેતાં પાઇ પણ આપતું નહોતું. ક્રાંતિનો એક પત્રકાર ભૂખનો માર્યો ગાંડો થઇ ગયો! બે પત્રકારો રોટી વિના ટાંટીયા ઘસતા મૃત્યુ પામ્યા! છતાં લેનિનની ધીરજ અડગ હતી. એને પણ પૈસાના વાંધા હતા. એનાં પુસ્તકો ખરીદીને પણ કોઇ એને પૈસા આપતું નહોતું. તેમાં વળી આગેવાનો ઉપર પણ પ્રત્યાઘાતી અસર થઇ. ટંટા, ભંગાણ અને મતભેદોનો પાર ન રહ્યો.

ગોર્કી લખે છે "આખા રશિયામાં લેનિન જેવો બીજો એકકે માણસ મેં જોયો નથી, જે અસંતોષ, દુખ અને વેદનાને આટલી મક્કમતાથી અવગણતો હોય મારા મતે લેનિન સૌથી મહાન હતો કારણ કે એનામા એવી પ્રચંડ શ્રધ્ધા હતી કે દુખ એ જીવનનુ આવશ્યક અને અનિવાર્ય અંગ છે, પરંતુ એને સહી લઇ ગળી જતા આવડવું જોઇએ લેનિનમાં નિરાશા રજમાત્ર નહોતી" આ ગુણને લઇ લેનિન પ્રજામત પોતાના સિધ્ધાંત તરફ વાળવાના દરેક પ્રયત્નો કરતો હતો

લેનિન તત્ત્વજ્ઞાની પણ હતો એથી જ ધર્મ અને ઇશ્વર ઉપર એને મૌલિક વિચારો બાંધ્યા. એથી જ એ જોઈ શકયો કે ધર્મ અને ઇશ્વર એ સ્વાર્થલોલુપોની એક જાળ છે ધર્મ અને ઇશ્વરને સામાજિક રમકડા બનાવીને અણસમજુ લોકોને લૂંટવાની બાવા-સાધુઓ અને માલેતુજારોએ અચળ તરકીબ યોજી છે લેનિનના આ મંતવ્યથી તો ઘણા બહુ ઉશ્કેરાઇ જતા તેઓ માનતા કે ધર્મ અને ઇશ્વર જતા માનવજીવન નીરસ થઇ જશે લેનિન આ લોકોના કથનથી વિસ્મય પામતો ટોલસ્ટોય પર એને પ્રેમ હતો છતા ટોલસ્ટોય ઇશ્વરને બધે દખલગીરી કરાવતા હોવાથી તેમના પ્રત્યે તેને તેટલા પૂરતુ ખોટુ લાગતુ

લેનિન આપણને ઘણીવાર શુષ્ક લાગે ખરો, કારણ કે એણે કયારેય કુટુંબ પ્રત્યે દરકાર બતાવી હોય એવુ આપણે સચોટ રીતે જાણ્યુ નથી પણ એને બિચારાને બીનાશ કેળવવાની કે કુટુંબની દરકાર કરવાની ફુરસદ જ કયા હતી? જ્યા દવ લાગ્યો હોય ત્યા એ ઘરની ખીંટીઓને કયા બચાવવા જાય? છતા બાળકો સાથે એ બાળક થઈને નહોતો રમતો?

૧૯૧૪ ની સાલનો શિયાળો આવ્યો મૂડીદારોએ પોતાની હયાતી કેટલી ભયંકર છે તે જગતયુદ્ધના તાંડવનૃત્યના મંડાણથી સિધ્ધ કરી આપ્યુ દુ:ખી રશિયાના નરનાર ઇચ્છાએ અનિચ્છાએ તેમા ઘસડાયા સિપાહીઓ, ખેડુઓ, મજુરો, તમામ શોષિત વર્ગો છંછેડાયા ૧૯૧૭ નો માર્ચ માસ ભૂંડો નીવડયો અલબત્ત બુઝર્વાઓ માટે અને વિનીતો માટે હારોહાર કતલ શરૂ થઇ દમનકારી જોહુકમી સત્તા ઉડી ગઇ પણ નવી લોકમત્તા તો જુની સત્તા કરતા યે ભુંડી નીવડી ઝારની સરકાર લેનિનને અને તેના સાથીદારોને લોકોના હૃદયથી દૂર નહોતી કરી શકી નવી સત્તાએ લેનિનને મહાન જર્મન જાસુસ ઠરાવ્યો લોકોએ માન્યુ પણ માની લીધુ. ક્રાંતિ શરૂ થતા જ દેશમા પગ મૂકતા લોકોએ જે લેનિનને ખભે લીધો હતો તે જ લેનિનને તે જ લોકો પાસેથી તિરસ્કારો મળવા લાગ્યા લેનિનના ખૂન માટે મજબુત પેતરાઓ યોજાયા પણ નવી સત્તાની પોલ ઝાઝો વખત ચાલી નહિ તે જ વર્ષમા બોલ્શેવિકો જોગમા આવી ગયા નવી સત્તા ઉખડી ગઇ અને તેને સ્થાને બોલ્શેવિકોએ રચેલી સોવિયેટ સરકાર સત્તામાં આવી ૧૯૨૦ સુધીના વર્ષ તો ભયંકર નીવડયા મારા નિકટના પરિચયવાળા એક રશિયન સદ્‌ગૃહસ્થ પાસેથી એ વર્ષોમા લોકોની સેંકડોની ખૂનરેજી અને અંધાધુંધીના વર્ણન સાંભળીને હુ પણ ઘણીવાર અનાત્મક બની જાઉં છુ. લેનિનના વિરોધીઓ લેનિનને અને તેના સાથીદારોની લોકો પર અસર પાડતા દૂર કરવા જ ભયંકર કાવત્રા રચતા હતા કેટલાક કાવત્રા તો લેનિનની સચ્ચાઇ જે એના

મુખ પર તરી રહેલી તેથી ક્રાન્ત્રાખેરોએ પોતે કબુલી દીધાં હતાં. લેનિન બરાબર વેંતમાં હોવા છતાં ખૂન કરવા આવનાર ગોળી ન છોડતાં તેને નમી પડતા. છતાં એક ઘા એને વખત લાગી ગયો. લેનિનની ઇચ્છાશક્તિ અને ખડતલપણાને કારણે એની અસર બહુ ન થઇ છતાં આખરે એ જ ઘાની પીડા રહી રહીને એને સતાવતી. ૧૯૨૪ માં જાન્યુઆરીની ૨૧ મી તારીખે લેનિનની જીવનયાત્રા પૂર્ણ થઇ.

ક્યાં ઝારનું રશિયા અને ક્યાં આજનું રશિયા! એ સ્વરૂપ ઘડનાર કોણ ? લેનિન ખરો જ પણ કરોડોના પ્રસંગોએ પણ એનો ભાસ નથી ભજવ્યો. લેનિનની અદ્ભુત શક્તિએ આજનું નુતન રશિયા ઘડ્યું છે.

લેખકની લખવાની શૈલી ગમી જાય એવી છે. ઐતિહાસિક વર્તમાન કાળની ભાષામા 'એમની કલમ વહીને' વાંચકની દૃષ્ટિ ભૂતકાળને ચિત્રપટના પડદા પર લાવી મૂકી દે છે. એમાં ક્યાંક જ્યારે 'કાળાન્વય રહેતો નથી' ત્યારે મજા ચાલી જાય છે પણ એ બહુ સ્થળે નહિ. લેખક ક્યારેક કવિ પણ બની જાય છે અને છેલ્લા પ્રકરણમાં તો એમણે પોતાની ભાવમયતા ખૂબ ખીલાવી દીધી છે, લેનિન આ જગતમાંથી જાય છે— આભ તૂટી પડે છે— આ પ્રસંગ ઓછો કરૂણ છે! પ્રત્યેક સારી નવલકથામાં બને છે તેમ અહીં પણ આખરે સત્યનો જય થાય છે પણ તે સાથે એક કરૂણતા પણ ભળી જાય છે. એનાં છેલ્લાં વાક્યો વાંચો:

"૧૯૨૪ ના જાન્યુઆરીની ૨૧ મી તારીખે કુદરત કાનમાં જોરથી પવનની ફુંક મારી જાય છે....... તેના શરીરમાંથી છેલ્લો શ્વાસ પોતાને પંથે, પેલા વાયુની ફુંકમાં પરવરી ગયો.... એ દિવસના સવારના સાડા છએ પ્રકાશનાં ઉગતાં અજવાળાં હતાં કે રાતના ચંદ્રનાં આથમતાં કિરણો હતાં એ કોણ કહી શકે ?"

પુસ્તકની પાછળ વાચન દરમ્યાન આવતા અપરિચિત નામો, અથવા વાક્યો કે એવી બીજી બાબતોનું ટીપ્પણ આપીને વાચનમાં ક્ષતિ આવતી રોકવામાં લેખકે ડહાપણ વાપર્યું છે. કોઇક પુસ્તકકારો તે પાનાને નીચે ટીપ્પણ આપતા જાય છે તેથી પુસ્તકની આકર્ષકતા ઓછી થઇ જાય છે પણ આમ પાછળ આપવાથી જેને તે વાંચવું હોય તે વાંચે અને નહિ તો જવા દે. એ વાંચવામાં સામાન્ય જ્ઞાન પણ મળી રહે એવું પણ એમાં છે.

લેખકે રશિયાની પરિસ્થિતિને આપણી પરિસ્થિતિ માની લઇ સ્થળે સ્થળે આપણી મહાસભાની નીતિને ઉતારી પાડી છે તે તેમણે મારે મતે બરાબર નથી કર્યું. જો એમને મહાસભાની સરખામણી કરવી જ હતી તો દરેક બાબતમાં કરવી હતી કે જેથી તેને ન્યાય મળવાનો સંભવ રહે. કોમ્યુનિઝમના ચુસ્ત હિમાયતી હોવાને કારણે અને મહાસભાના વિરોધી બનવાને લીધે એમણે જ્યાં મહાસભાને ઉતારી પાડી શકાય તેવી જ બાબતોમાં કટાક્ષો કે ચર્ચાઓ કરી છે. બીજી બાબતોને તેઓ નથી અડક્યા. ઉદાહરણાર્થ: લેનિને ઝારની ધારાસભાઓમાં જવાની બોલ્શેવિકોને અપીલ કરી તે સંજોગોમાં અને

આજના આપણા સંજોગોમા ના તફાવત છે? છતા લેખક માને છે કે ધારાસભા-પ્રવેશની હિમાયત કરીને મહાસભા વિનીતવાદ તરફ ઢળે છે. આ વસ્તુની પણ લેખકે તટસ્થ ચર્ચા કરવી જોઇતી હતી

લેખકે કયાંક કયાંક શબ્દો અને વાકય-ભાગોનો પ્રયોગ કરવામાં ભૂલ કરી છે દા ત. લેનિને પોલીસોના ઉત્તરો ઉડાવ્યા તે વાકયનું અર્થગાભીર્ય સુચવવા લેખકે ' વસુકી ગએલી ગાય પાસેથી દૂધ કયાંથી મળી શકે ? " આ વાકય પ્રયોગ વાપર્યો છે તે યથાર્થ નથી લાગતો લેનિન કઇ 'વસુકી ગએલી ગાય નહોતી.' તેની પાસે જવાબો તો હતા જ પણ તેણે ઉનટા જ જવાબો આપ્યા. હા, આ વાકયપ્રયોગ આમ થાત ખરો " વસુકી ગયેલી ગાય પાસેથી દૂધની જેટલી આશા રહે તેટલી જ આશા લેનિન પાસેથી સાચા ઉત્તરો મળવાની હતી " બીજો પ્રયોગ પાના ૯૪ ઉપર છે તે આમ છે- **વિજયની દઢ ખેવના અહીં 'ખેવના' શબ્દનો પ્રયોગ બરાબર નથી 'ખેવના' એટલે** કાળજી વિજયની એને ખેવના હતી એ વાકય સાચું ' દઢ ખેવના ' તો બરાબર નથી લાગતું.

પુસ્તકને સમગ્ર રીતે જોતા એના પ્રકાશનથી નવી દુનિયા ગ્રથમાળાએ આપણા સાહિત્યમા કિંમતી વધારો કર્યો છે સામ્યવાદ જ્યારે દુનિયાને આકર્ષી રહ્યો છે ત્યારે એના પ્રણેતાના જીવનથી સૌને જ્ઞાત થવુ ઘટે જ. આ પુસ્તકથી એ હેતુ સંપૂર્ણ ફળીભૂત થશે, એમ કહેવુ તદ્દન આવશ્યક છે **ચા.**

**મહમદ સેલ** } લે ગિજુભાઇ, પ્રકાશક દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર ભાવનગર
**વનવૃક્ષો** } પાના ૧૦૧ કિંમત ૦ ૫ ૦

પ્રસ્તુત પુસ્તિકાઓ બાળ સાહિત્ય વાટિકાની છે. પહેલામાં શ્રી. ગિજુભાઇના પ્રસગમા આવેલી જાણીતી અને સામાન્ય વ્યકિતઓના રેખાચિત્રો છે જ્યારે બીજામા આપણી આજુબાજુ નજરે પડતા એવા એકવીસ ઝાડની બાળકોને સમજણ પડે એવી રીતે માહિતી આપેલી છે આમા થોડાક ઉપયોગી ચિત્રો આપ્યા હોત તો વધુ રમમા થઇ પડત છતા બને પુસ્તિકાઓથી આપણા બાળ સાહિત્યમા સુંદર અને ઉપયોગી વધારો થયો છે

**પ્રવાસવાર્તા** લે નરેન્દ્ર બધેકા અને શકર શાહ પ્ર ઉપર પ્રમાણે કિંમત આના પાચ

રખડુ ટોળીનુ અવલોકન કરતી વખતે અમે સૂચના કરેલી કે આ જાતની વાર્તા આપણા દેશ અને વાતાવરણને સ્વાભાવિક રીતે લખાય તો એ વિદ્યાર્થીઓમા વધુ પ્રિય થઇ પડે આ વાર્તા એ શૈલીએ લખાઇ છે વાર્તામા પ્રસગો બાળકોને મજા પડે એવા જ યોજ્યા છે, મોટરની મુસાફરી એરોપ્લેનમા ઉડવુ આડોડીયાની સાથે મારામારી વગેરે સાહસથી ભરપૂર પ્રસગોને લઇને, વિદ્યાર્થીઓના મનમા રહેતી બીકની લાગણી નિર્મૂળ કરશે

આખીયે વાર્તા બાળકોના જ્ઞાનમાં ખૂબ જ વધારો કરે તેવી છે. દરેક બાળકોને એક વખત તો વાંચી જવાની અમારી ભલામણ છે. આ વાર્તાથી આપણા બાળ-સાહિત્યના પ્રવાસ પુસ્તકોમાં એક કિંમતી ઉમેરો થયો છે.

**ટપાલમાં:** લે. ગિજુભાઇ. પ્રકાશક ઉપર પ્રમાણે કિંમત. પાંચ આના.

લેખકે ગૂજરાત અને પંચગનીના પ્રવાસ દરમ્યાન પોતાના મન પર પડેલી કેટલીક સુંદર છાપને પત્રો દ્વારા રજુ કરેલ છે. તેમાં એમની અવલોકન શકિત કેટલું ગ્રહણ કરી શકે તેનું ભાન થાય છે. પત્રોમાં હોવી જોઇતી સચોટતા દરેકે દરેક પત્રમાં તરવરે છે. તેમાંનો એકેએક પત્ર નવી વસ્તુ રજુ કરે છે. જો કે લખાયું છે એ બાળકો માટે પરંતુ મોટાઓને પણ એમાંથી ઘણું નવું નવું જાણવાનું મળશે. શ્રી. ગિજુભાઇને અવારનવાર પ્રવાસો કરવા પડે છે. એ દરેક પ્રવાસને અંતે આવા પુસ્તકો બહાર પાડે તો, આપણા અલ્પ ગણાતા પત્ર અને પ્રવાસ સાહિત્યમાં મહત્વનો ઉમેરો થાય.

**અક્કલ કથાઓ:** લે. જીવરામ જોષી. પ્રકાશક ગાંડીવ સાહિત્ય મંદિર સુરત. કિંમત પાંચ આના.

આપણે ત્યાં અગાઉ બાદશાહ અને બીરબલ, તથા ભોજ અને કાલિદાસને અનુલક્ષી ચતુરાઇ તેમજ હાજરજવાબી ભરેલી વાર્તાઓ લખાઇ છે. એ ધારી ઉપર લખાયેલી સાત વાર્તાઓ અહીં સંઘરાયેલી છે. બાળકોની બુદ્ધિની કસોટી થાય એ તરેહની એ વાર્તાઓ હોઇ અક્કલ કથાઓ એ નામ સાર્થક કરે છે. બાળકો માટે બહાર પડતા નિર્દોષ વાંચનમાં એથી આવકારદાયક વધારો થયો છે.

**રાઘુ સરદાર:** લેખક. પ્રકાશક અને કિંમત ઉપર મુજબ

રાઘુ સરદાર નામે એક સરદાર હતા. વિશ્વયુદ્ધ વખતે અંગ્રેજ સરકાર તરફથી લડવા ગયેલો ત્યાં તેને એક રશિયન સરદારે મૃત્યુ વખતે પોપટની ભેટ આપી. પોપટ ખૂબ જ હુશિયાર, તેને જે શિખવે તે આવડી જાય. એની હોશિયારી જોઇ રાજાનાં કુંવરને એ પસંદ પડી ગયો. એટલે તેણે સરદાર પાસે માગ્યો. સરદારે એને પોતાથી છૂટો ન મુકવાનું વચન આપેલું એટલે કુંવરને આપવાની ના પાડી. કુંવરે ગુસ્સામાં પોપટ મારી નાખ્યો. રાઘુ-સરદારને એથી ખૂબ જ આઘાત લાગ્યો. એ આઘાતમાં એનો દેહ પડી ગયો. ગામ લોકોએ રાજા પાસે ન્યાય માગ્યો.પરંતુ અભિમાની રાજાને હૈયે કુંવરનો વાંક ન વસ્યો. એટલે તેણે લોકોને હુતકારી કાઢયા. લોકોએ હિજરત કરી. રાજાની આંખ ઉઘડી. એણે કુંવરને સજા કરી અને ગામ લોકોને મનાવ્યા. લોકોએ રાઘુ સરદારની યાદગીરીમાં અનાથાલય ખોલ્યું.

આમ એક નાનકડી નવલકથાની અંદર લેખકે નિડરતા, પક્ષીપ્રેમ, ટેકીલાપણું, રાજકુંવરની મુર્ખાઇ, લોકબળની અવગણના અને તેનો આખરે થયેલો વિજય: વગેરે બાળકો માટે તદ્દન નવી જ વસ્તુ ગુંથી છે.વાર્તાની લખાવટ સાદી અને સરલ હોઇ, અંત સુધી આકર્ષણ જમાવી રાખે છે. બાળકો તેમજ મોટાઓને પણ એમાં ખૂબ રસ પડશે.

**પતંગિયા** સંપાદક જમુ દાણી. પ્રકાશક સુંદર સાહિત્ય પ્રકાશન મંદિર, ન્યુ ક્વીન્સ રોડ, મુંબઈ ૪ પાન ૪૮ કિં ત્રણ આના

સંવાદ-અભિનય-નૃત્ય-ગરબા અને રમતના એમ જુદી જુદી જાતના ૪૩ ગીતો આ સમૂહમાં સંગ્રહેલા છે આ ગીતો બાળકોને ખૂબ જ પસંદ પડયા હોય એવું જણાય છે આ એ પુસ્તકની ત્રીજી આવૃત્તિ છે દરેક આવૃત્તિએ એની કિંમત ઘટાડી અને અત્યારે કોઈ પણ બાળક સહેલાઈથી લઈ શકે એટલી, જુજ કિંમત રાખી છે બાળ માનસને અનુકૂળ આવે તેવાં ગીતો ચુંટવામાં લેખકે રસૃષ્ટિની ચીવટ પ્રશંસાપાત્ર છે દરેક બાળશાળાઓએ એને મંજુર કરી એમને પ્રોત્સાહન આપવું જ જોઈએ

**સંગીત મંજરી ભાગ ૧-૨ સાથે** સંપાદક બળવંતરાય દત્તાત્રય કુલકર્ણી પ્રકાશક ઉપર પ્રમાણે કિંમત ૦ ૧૨ ૦

આ સંગ્રહમાં ગીત, તાલ, અને થોડા નોટેશન આપવામાં આવેલ છે વચ્ચે વચ્ચે ત્રણેક જગ્યાએ શાસ્ત્રીય માહિતી આપી છે એથી સંગીતમાં જોઈતું પ્રાથમિક જ્ઞાન મળી રહે છે

સંગીત એ ખૂબ આનંદ આપે તેવો વિષય છે પરંતુ એ શીખવાની શરૂઆતમાં એટલો શુષ્ક છે કે ઘણાખરા એની શરૂઆત કરીને, રસ ન પડવાને કારણે છોડી દે છે એટલે પ્રથમ બાળકોને ગાતાં શીખવાડયા પછી એમને શાસ્ત્રીય શિક્ષણ આપવાથી, એમની વૃત્તિ સંગીત તરફ વધુ વળશે આમાં પ્રયોજન સંગ્રહ એ દૃષ્ટિ સંમુખ રાખીને કરવામાં આવ્યો છે એટલે એ વધુ ઉપયોગી થઈ પડવા સંભવ છે લેખકે દસ વરસના અનુભવને ધ્યાનમાં રાખી બાળકોનો વિકાસ સાધવામાં અનુકૂળતા સાધે એ રીતે ગીતો મુકયા છે, એ એની ખાસ વિશિષ્ટતા છે અને તથી હવે કયું ગીત શીખવવું એવી સંગીત અધ્યાપકોની મુઝવણ ટળે છે નવી આવૃત્તિ વખતે શિષ્યોને કેમ શિખવવું, એ સૂચના મુકવાથી શિખવનારની સરળતા ખૂબ વધશે

**બે ખુદાઈ ખિદમતગારો** લે મહાદેવ દેસાઈ પ્રકાશક શ્રી નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ કિં ૦ ૦

સંયમની નઈ વખતે સરહદના ગાંધી' તરીકે જેમણે ભારત દેશમાં ખૂબ ખૂબ લોકપ્રિયતા મેળવી તે ખાન અબદુલ ગફુરખાન અને તેમના ભાઈ ડૉ ખાનસાહેબના ઉત્કટ અને પ્રેરણાદાયી જીવનનો અહીં સંપૂર્ણ ખ્યાલ આપવામાં આવ્યો છે ખૂન મરકી, મારફાડ અને લડાઈ નિરંતર ચાલ્યા કરે છે એવા જે પ્રદેશ માટે આપણે ત્યાં માન્યતા પથરાયેલી છે એ પ્રદેશોમાં અહિંસાએ કેવું અદ્ભુત કામ કર્યું છે, એને ધર્મ તરીકે સ્વીકારતા કેવી કેવી મુશિબત વેઠવી પડી છે વગેરે જાણવા માટે આ પ્રમાણભૂત પુસ્તક બહુ ઉપયોગી છે ગાંધીજી કહે છે કે 'ગૂજરાતી જાણનાર કોઈ પણ ઘર આ પુસ્તક વિના ખાલી ન રહે' એ જ આ પુસ્તકની ઉપયોગીતા બતાવવા માટે પૂરતું છે

ાક

**પતંગિયાં:** સંપાદક જમુ દાણી, પ્રકાશક સુંદર સાહિત્ય પ્રકાશન મંદિર, ન્યુ ઍરા સ્કુલ, મુંબઇ ૭ પાન ૪૮ કિ. ત્રણ આનાં.

સંવાદ–અભિનય–નૃત્ય–ગરબા, અને રમતના, એમ જૂદી જૂદી જાતના ૪૩ ગીતો આ સંગ્રહમાં સંગ્રહાયેલા છે. આ ગીતો બાળકોને ખૂબ જ પસંદ પડ્યા હોય એવું જણાય છે. આ એ પુસ્તકની ત્રીજી આવૃત્તિ છે. દરેક આવૃત્તિએ એની કિંમત ઘટાડી અને અત્યારે કોઇ પણ બાળક સહેલાઇથી લઇ શકે એટલી, જુજ કિંમત રાખી છે. બાળમાનસને અનુકુળ આવે તેવાં ગીતો ચુંટવામાં લેખકે રાખેલી ચીવટ પ્રશંસાપાત્ર છે. દરેક બાળ શાળાઓએ એને મંજુર કરી એમને પ્રોત્સાહન આપવું જ જોઇએ.

**સંગીત મંજરી ભાગ ૧–૨ સાથે:** સંપાદક બળવંતરાય દત્તાત્રય કુલકર્ણી પ્રકાશક ઉપર પ્રમાણે. કિંમત ૦-૧૨-૦

આ સંગ્રહમાં ગીત, તાલ, અને થોડાં નોટેશન આપવામાં આવેલ છે. વચ્ચે વચ્ચે જરૂર જગ્યાએ શાસ્ત્રીય માહિતી આપી છે. એથી સંગીતમાં જોઇતું પ્રાથમિક જ્ઞાન મળી રહે છે.

સંગીત એ ખૂબ આનંદ આપે તેવો વિષય છે. પરંતુ એ શીખવાની શરૂઆતમાં એટલો શુષ્ક છે કે ઘણાંખરાં એની શરૂઆત કરીને, રસ ન પડવાને કારણે છોડી દે છે. એટલે પ્રથમ બાળકોને ગાતાં શીખવાડયા પછી એમને શાસ્ત્રીય શિક્ષણ આપવાથી, એમની વૃત્તિ સંગીત તરફ વધુ વળશે. આમાં થયેલ સંગ્રહ એ દૃષ્ટિ સન્મુખ રાખીને કરવામાં આવ્યો છે. એટલે એ વધું ઉપયોગી થઇ પડવા સંભવ છે. લેખકે દસ વરસના અનુભવને ધ્યાનમાં રાખી બાળકોનો વિકાસ સાધવામાં અનુકૂળતા સાંપડે એ રીતે ગીતો મુકયા છે, એ એની ખાસ વિશિષ્ટતા છે. અને તેથી હવે કયું ગીત શીખવવું, એવી સંગીત અધ્યાપકોની મુંઝવણ ટળે છે. નવી આવૃત્તિ વખતે, 'શિક્ષકોએ કેમ શિખવવું', એ સૂચના મુકવાથી શિખવનારની સરળતા ખૂબ વધશે.

**બે ખુદાઇ ખિદમતગારો:** લે મહાદેવ દેસાઇ; પ્રકાશક શ્રી નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ કિં. ૦-૯-૦

સત્યાગ્રહની લડાઇ વખતે 'સરહદના ગાંધી' તરીકે જેમણે આખાયે દેશમાં ખૂબ ખૂબ લોકપ્રિયતા મેળવી તે ખાન અબદુલ ગફુરખાન અને તેમના ભાઇ ડૉ. ખાનસાહેબના ઉત્કટ અને પ્રેરણાદાયી જીવનનો અહીં સંપૂર્ણ ખ્યાલ આપવામાં આવ્યો છે. ખૂના મરકી, મારફાડ અને લડાઇ નિરંતર ચાલ્યા કરે છે, એવા જે પ્રદેશ માટે આપણે ત્યાં માન્યતા પથરાયેલી છે. એ પ્રદેશોમાં અહિંસાએ કેવું અદ્ભુત કામ કર્યું છે, એને ધર્મ તરીકે સ્વીકારતાં કેવી કેવી મુશ્કેલી વેઠવી પડી છે, વગેરે જાણવા માટે આ પ્રમાણભૂત પુસ્તક બહુ ઉપયોગી છે. ગાંધીજી કહે છે કે 'ગુજરાતી જાણનાર કોઇ પણ ઘર આ પુસ્તક વિના ખાલી ન રહે.' એજ આ પુસ્તકની ઉપયોગીતા બતાવવા માટે પૂરતું છે.

# આ અંકની સાથે જ

## આપનું લવાજમ પૂરું થાય છે.

સાથેની પત્રિકા ઉપરથી 'ઊર્મિ' નાં નવાં સ્વરૂપની આપને કલ્પના આવી શકશે. સામાન્ય નિયમ તો છેલ્લો અંક વી. પી. થી મોકલવાનો છે પણ 'ઊર્મિ' પોતાનું સ્વરૂપ બદલે છે તેની ચોકકસ રૂપરેખા આપની પાસે રજુ કરવા માટે આ અંક સાદા બુકપોસ્ટથી જ મોકલ્યો છે. હવે આપને વિનતિ છે કે આવતા વર્ષનું લવાજમ અમને ડીસેમ્બરની આખર પહેલાં મળી જાય એ રીતે અચૂક મોકલી આપજો. જાન્યુઆરીની પહેલી તારીખે નવાં વર્ષનો નવો અંક પ્રગટ થશે. એ દરમ્યાન આપનું લવાજમ નહિ આવ્યું હોય તો એ અંક વી. પી. થી રવાના કરવામાં આવશે.

'ઊર્મિ'ના નવાસ્વરૂપની જાહેરાત ઉપર આપ વિશ્વાસ મૂકી શકશો તો અમને ખાત્રી છે કે આપ ગ્રાહક તરીકે કાયમ રહેશો જ. પરંતુ કોઇ પણ સંયોગોમાં આપ આવતા વર્ષ માટે ગ્રાહક તરીકે રહેવા ન ઈચ્છતા હો તો કૃપા કરી એક પોસ્ટકાર્ડ લખીને અમને જણાવજો.

આપના નકામા પૈસા અને થોડી મહેનત બચાવવા માટે અમને વી. પી. ના ખર્ચમાં ન ઉતારશો એટલી અમારી માગણી છે.

વ્યવસ્થાપક

**ઊર્મિ કાર્યાલય**

ડેન્સો હૉલ : કરાચી.

# ઊર્મિ

## નવાં સ્વરૂપે



ઊર્મિ અનેક આશાઓ સાથે છઠ્ઠા વર્ષમાં પ્રવેશ કરે છે. આજ સુધી 'ઊર્મિ' એ શિષ્ટ માસિક તરીકે પોતાનું ધોરણ અને ધ્યેય જાળવ્યાં છે. હવે પછી પણ 'ઊર્મિ' શિષ્ટતાનું ધોરણ જાળવી જ રાખશે. પરંતુ 'ઊર્મિ' આજ સુધી પરિમિત સાહિત્યરસિકો જ રસ લઈ શકે એવું ગંભીર અને ભારે હતું. હવે એની ગંભીરતા ઓછી થશે, અને કંઈક હળવું અને લોકભોગ્ય થશે. 'હળવું' થશે એટલે લોકોની મનોવૃત્તિને અનુકૂળ થશે કે પંપાળનારું થશે એમ રખે કોઈ માની બેસે! હળવું અને લોક લોકભોગ્ય એટલે તો માત્ર ગણ્યાગાંઠ્યા સાક્ષરો જ નહિ પણ ગુજરાતનો શિક્ષિત જનસમુહ વાંચી શકે, સમજી શકે અને એમાં રસ લઈ શકે એવું થશે. વાંચનારને 'ઊર્મિ'માં પોતાનાં તેમજ આજુબાજુના સમાજના જીવનનો ખ્યાલ અને રાષ્ટ્રજીવનનાં ધબકારા માલુમ પડશે.

'ઊર્મિ' લોકવૃત્તિને કેળવવાનું અને કોઈ કૂટ પ્રશ્નોમાં તો સળગાવવાનું કામ કરશે. 'ઊર્મિ'ની ભૂમિકા નવીન વિચારોથી રંગાયેલી હશે. એનાં પાનાંઓમાં જીવનને સ્પર્શ કરતી હોય એવી જ સામગ્રી હશે. એમાં નવલકથા, નાટક, વાતો, પ્રવાસવર્ણન, જીવન-ચરિત્ર, સંસ્થાના પરિચયો, આંતરરાષ્ટ્રિય આંદોલનો સમજાવતા લેખો, તાત્વિક નિબંધો ઇત્યાદી વિવિધ અને અભ્યાસપૂર્ણ વસ્તુઓ આવશે.

ઊર્મિના જૂના ગ્રાહકોને અમારી વિનંતિ છે કે આવતા વર્ષ માટે ગ્રાહક રહે. ગ્રાહક ન હોય એવા વાંચનારને વિનતિ છે કે થાય, કારણ કે અમે 'ઊર્મિ'ને વિકસાવવાનો નિરધાર કર્યો છે. ઊર્મિને મહાગુજરાતનું એક સમર્થ માસિક બનાવવાની અમારી મુરાદ છે, એને માટે પૂરતી તૈયારી કરી છે. એ માટે અમે પૂરતું ખર્ચ પણ કરવાના છીએ. એ મુરાદ પૂરી કરવા માટે ગુજરાતી જનતાની મદદની અપેક્ષા રાખતા અમે પરમાત્માને પ્રાર્થીએ છીએ કે અમારા શુભ અભિલાષોને પાર ઉતારે.

• આવતા અંક માટે પાછળ જુઓ •

# ગુજરાત



આદ્યતંત્રી : શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી

સાહિત્ય સંસદનુ મુખપત્ર

●

પાટણની પ્રભુતા, ગુજરાતનો નાથ અને રાજાધિરાજ એ નવલત્રિપુટિના પૂર્વ સમયની શ્રી. મુનશીની ગુજરાતની અસ્મિતાનું ભાન કરાવતી, વેગવતી નવલકથા

દ રે ક અં ક માં

## જય સોમનાથ

( દરમાસ એક હફતો છપાય છે )

●

શ્રી ધનસુખલાલ મહેતા, ધૂમકેતુ વિનોદિની નીલકંઠ, મનત્કુમાર વીણ વગેરેની સચોટ નવલિકાઓ, એકાંકી અને દીર્ઘ ચાલુ નાટકો.

ચન્દ્રવદન મહેતા, બેટાઈ, ઉમાશંકર. મુન સુખલાલ, સુન્દરમ્, પૂજાલાલ, બાદરાયણ, રમણિક અરાલવાળા વગેરે કવિઓના કાવ્યો.

સાહિત્ય પરિષદના વિવેચનપૂર્ણ વ્યાખ્યાનો

વાર્ષિક લવાજમ } હિંદમાં-પુસ્તકાલયો અને સંસદના સભ્યો માટે રૂા ૪; અન્ય ગ્રાહકો માટે રૂા. ૫ પરદેશમાં ૧૨ શીલીંગ

આપને ગુજરાતીઓમાં જાહેરાત કરવી છે ?

આપનો સંદેશો પહોંચાડવાનું 'ગુજરાતને' સોંપો

# ગાંડીવની કુમારમાળા

માધ્યમિક શાળાઓમાં ઈતર વાચન તથા
ઇનામ વગેરે માટે ખાસ ઉપયોગી
કુમારોને જોમ આપે ને શૂરવીર બનાવે
તેવા હેતુથી ખાસ રચાયલું વીર સાહિત્ય

**૧. ગોરીલાનો પ્રેમ:** આ પુસ્તક ગુજરાતી ભાષામાં એક નવું જ પાનું ખોલે છે. દોડતી દુનિયામાં થતા સાચ્ચા સાહસોની કહાણીઓ આમાં આપી છે. (૧)ગોરીલાનો પ્રેમ (૨)જીવતા સમાધી (૩) ચાંચીયા (૪) રામપૂરી વાઘ! (૫) શેમોય શિકાર (૬) અજબ હિંમત! આવી તદ્દન સાચી બનેલી ને છતાં રૂંવેરૂંવા ખડાં કરનારી અદ્ભુતતાથી ભરેલી આ વાતો અપૂર્વ તાજગીથી ભરેલી છે અને તે વાંચતાં હૃદય થનગની ઉઠે છે. રોમરોમ પ્રાણ પ્રગટે છે. કિંમત માત્ર આઠ આના.

**૨. પૂછડિયા પ્રદેશમાં:** ચાર ગુજરાતી જુવાનડાંને મન થઇ જાય છે કે શિર માટે કંઇ શોધ ખોળ કરવા નીકળી પડવું....અને એ ચાર મરણિયાની નીકળેલી ટોળી કંઇ કંઇ વિઘ્નો અને સંકટો વટાવીને એક નવીજ જાતની પ્રજાના અજબ પ્રદેશમાં જઇ પહોંચે છે અને ત્યાં અદ્ભુત અનુભવો મેળવે છે. એ રસભર કથા એટલી તો તનમનાટભરી છે, કે તમારૂં રૂંવેરૂંવું ખડું થઇ જાય, અને નસેનસમાં શૂરાતન જાગે. કિં. ૦-૮-૦

**૩. શિકારિકા:** લે. શ્રી જીવરામ જોશી. ગુજરાતી જુવાને જાતે અને કોઇની સાથે કરેલા શિકારોની સાચ્ચી કહાણીઓ. તેની પોતાની કલમમાંથી ઉતારેલી. આ બ્યાનો વાંચીને દરેક ગુજરાતી સ્ત્રી પુરૂષનાં રૂંવાં ખડા થશે અને છાતી ગજ ગજ ફુલશે. સાથે ફોટો પણ આપેલા છે. સાપનો શિકાર, રીંછનો શિકાર, શિયાળનો શિકાર, સૂવરનો શિકાર, મરઘીનો શિકાર. બધી જાનસાટોની રમતો. કિં. ૦- -૦, ૦-૫-૬નો ટિકીટ. જરૂર મંગાવી લ્યો.

**૪-૫. ગેબી સૃષ્ટિ:** બે ખંડમાં સર આર્થર કોનન ડોઇલની લખેલી વિજ્ઞાન અને સાહસના સમન્વયવાળી રસીલી વાતા દરેકના ૧૦ આના બે ભાગ સાથેજ મળશે.

**ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.**

**શારદ**
**વાર્ષિક ૦ ૧૯૯૨**
**અંક ૨**

બહાર પડી ચૂક્યો છે જેમાં નીચેના ચિત્રકારો અને લેખકોની કૃતિઓ સમાઇ છે

ત્રિરંગી ચિત્ર કનુ દેસાઇ, કવર ડીઝાઇન માર્કંડ ભટ્ટ

લીનો-કટ યજ્ઞેશ્વર શુકલ, શિલ્પ તસ્વીરો માઢી દેસાઇ

**કાવ્ય**
ખબરદાર
શેષ
ઝવેરચંદ મેઘાણી
સુન્દરમ્
ચન્દ્રવદન મહેતા
સુંદરજી બેટાઇ
ઉમાશંકર જોષી
બાદરાયણ
જયંતકુમાર ભટ્ટ
પૂજાલાલ
ઉપવાસી
દેશળજી પરમાર
ઇન્દુલાલ ગાંધી
ત્રિભુવન વ્યાસ
સ્નેહરશ્મિ
રમણુ ન વકીલ

**નિબંધ-વિવેચન**
આનંદશંકર
બલવંતરાય
જયસુખલાલ
અંબાલાલ પુરાણી
ડોલરરાય માંકડ
અનંતરાય રાવળ
મનસુખલાલ ઝવેરી

**પ્રકીર્ણ**
કાલેલકર
માઢી દેસાઇ
વિજયરાય
રણજીતલાલ પંડયા
યજ્ઞેશ શુકલ
જમુભાઇ દાણી
રવિશંકર ભટ્ટ

**નવલિકા**
ધનસુખલાલ
જીતુભાઇ મહેતા
કિસનસિંહ
ગુલાબદાસ બ્રોકર
જયચંદ્ર શેઠ

**નાટક**
ત્રિશૂળ
હંસા મહેતા

**પ્રાસંગિક**
હંસા મહેતા
રવિશંકર મહેતા
જીતુભાઇ મહેતા
ધનસુખલાલ
યશવંત પંડયા

**હાસ્ય**
ગગનવિહારી મહેતા
નવલરામ ત્રિવેદી

તંત્રી યશવંત પંડયા

૨૦૦ પાના, ૪૦ લેખકો, ત્રિરંગી અને બીજાં ચિત્રો
સવા રૂપિયામાં આ સંગ્રહ આપનો કરી લો
બધા બુકસેલરોને ત્યાંથી મળી શકશે

**અંક ૨**
**વાર્ષિક ૦ ૧૯૯૨**
**શારદ**




## સુખડનો સાબુ

તમારા મનને ખુશ ખુશાલ રાખે એવો મનોહર સુગંધી વાળો અમારો સર્વોત્તમ સુખડના તેલનો બનાવેલ સાબુ જેમાં ઉચ્ચ પ્રકારનું અતર અને સુવાસીત ફુલોનું એસેન્સ વાપરવામાં આવ્યુ છે તે એક વખત વાપરીને ખાતરી કરો. આપણા ગરમ દેશને માટે એ ખાસ બનાવવામાં આવ્યો છે. પરસેવાથી નીતરતાં શરીરમાં એ ઠંડક, ઉત્સાહ ને તાઝગી ભરે છે. એની ખુશબોદાર ભભક તમારા મનને જરૂર પ્રફુલિત અને આલ્હાદક બનાવશે. દરેક ઠેકાણે એ મળી શકશે.

# કેરલ સોપ ઇન્સ્ટીટ્યુટ કાલીકટ

સોલ એજન્ટસ ફકીર વાલજી એન્ડ સન્સ

---

મુંબઈમાં અમીરી રહેવા જમવાનું

# આર્યનિવાસ



તાર: ARYANIVAS
ફે. નં. ૨૩૧૩૯.

કાલબાદેવી મુંબઈ.

મુદ્રક - ધનશંકર કું. શુક્લ
પ્રભાત પ્રેસ - ડેન્સો હોલ - કરાચી

# ઊર્મિ

પ્રકાશક - ભૂપતરાય મો. દવે
ઊર્મિ કાર્યાલય - ડેન્સો હોલ - કરાચી

વર્ષ ૫મું
અંક ૧૨મો

મણગ અંક
૬૦

## અનુક્રમણિકા



એજન્ટો —

| | |
|---|---|
| એસ. કે. મેઘાણી | ૧૪, અમરતલા સ્ટ્રીટ કલકત્તા |
| આર. આર. શેઠની કું., | પ્રિન્સેસ ,, મુંબઈ- |
| શ્રી જમનાદાસની કું., | ,, ,, |
| એન. એમ. ત્રિપાઠીની કું., | ,, ,, |
| ગાંડીવ લવાજમ એજન્સી | હવાડીયો ચકલો, સુરત |
| પુસ્તકાલય સ. સ. મંડળ લી. | રાવપુરા વડોદરા |

વાર્ષિક :::: લવાજમ :: રૂપિયા ચાર

ઊર્મિ

વર્ષ ૫ મું · ભાષા અને સાહિત્યનું માસિક · આસો ૧૯૯૨ · અંક ૧૨મો

# अस्मदीयम्

ગયા મહિનાની નોંધ લખાયા પછી અરબ્બી સમુદ્રમાં કેટલી યે ભરતીઓ આવી અને ગઈ. નિરવધિ કાલે માનવજીવનની સાંકળમાં નવા અંકોડા પૂર્યા અને વછોડયા. સાહિત્ય જગતે કેટલા યે રોમાંચ અનુભવ્યા અને કેટલી યે દુઃખની ગાથાઓ એના ચોપડે ચીતરાઈ. એ બધાની સંપૂર્ણ નોંધ લેવાનું કામ કોઈ ઇતિહાસકારને સોંપી, આપણે તો અહીં એનું અછડતું દર્શન કરી લઈએ.

## સાહિત્ય પરિષદ

ખૂબ ગવાયેલ સાહિત્ય પરિષદનું બારમું અધિવેશન અમદાવાદ ખાતે ભરાઈ ગયું. નિયત થએલ કાર્યક્રમ થોડાઘણાં ફેરફાર સાથે પાર ઉતરી ગયો. કોઈને એ ઠીક પાર ઉતર્યો લાગ્યો, કોઈને એ તદ્દન નિરાશાજનક જણાયો. કોઈએ એને વિકાસક્રમમાં એક ડગલું આગળ વધેલો ગણ્યો. રુચિર્ભિન્ના મનુષ્ય સ્વભાવે એમ અનેક અભિપ્રાયો ઉચ્ચાર્યા. એ બધાની વચ્ચેથી માર્ગ શોધતી અમારી દૃષ્ટિ

## પ્રમુખશ્રીનું ભાષણ

એ ઉપર પડે છે ગાંધીજી જેવા મહાન પુરુષના પ્રમુખપદે સાહિત્ય પરિષદનું સંમેલન ભરવા પાછળ રખાયેલી આશા લગભગ નિરાશામાં પરિણમી એમ કહીએ તો અયુક્ત નથી. એમાં ગાંધીજીની એ સ્થાન માટેની અયોગ્યતાને લઈને બન્યું છે એમ કહેવાનો આશય નથી, પરંતુ એવા મહાપુરુષ, જેની એક પણ મિનિટ નકામી ન જાય, જેને મન લોકજીવનને સ્પર્શતિ વાત પહેલી, અને સાહિત્ય પછી હોય, તેમની પાસેથી સાહિત્યના

ળાબળ તપાસી, જગતસાહિત્યના વહેણ નિરખી, આપણા સાહિત્યને વિકાસને રસ્તે દોરનારૂં અને નવું માર્ગદર્શન કરાવતું ભાષણ મેળવવાની રખાયેલી આશા વ્યર્થ જાય એમાં દોષ આપણો છે, એમનો નહિ એ પછી ગાંધીજીએ ગામડાના લોકો સમજી શકે એવું ચિત્રાત્મક સાહિત્ય રચવા માટે કરેલી માગણી ખરેખર વિચારવા જેવી છે. શહેરી જીવનમાં પડેલા માણસોના નાનાશા ભાગ માટે અત્યારે સાહિત્ય રચાય છે. એને બદલે સાત લાખ ગામડાઓમાં વેરાએલી ગ્રામ્ય જનતા માટે આપણા સાહિત્યકારો કાંઇક કરે એ સમય હવે આવી પહોંચ્યો છે. પરંતુ એક વસ્તુનો વિચાર કરવાનો રહે છે. ગામડામાં વ્યાપી રહેલી નિરક્ષરતા દૂર ન થાય તો, એ સાહિત્ય એમની પાસે લઇ કોણ જશે? બીજું, શહેરી જીવનમાં પડેલા માનવીઓ માટે લખાતા સાહિત્યના પુસ્તકોમાં પણ ૭૫ ટકા પ્રકાશનોના ગામડાઓ બુકસેલરોના ગોડાઉનો શોભાવતા હોય છે, તો પછી આ ગ્રામ્ય જનતા માટે રચાયેલ સાહિત્યના ઉઠાવ માટે—જે જનતા પાસે પોતાનાં પેટ ભરવા માટે પણ પૂરતા સાધન નથી, એ પુસ્તકો કેવી રીતે ખરીદ કરી શકે?—વિચાર કરવાનો છે એટલે અમને તો એમ લાગે છે કે આને માટે પ્રાતવાર નિરક્ષરતા ટાળવાની વ્યાપક યોજના હાથ ધરી, પ્રજા જીવનના ચક્ષુઓ ઉપર વળી ગયેલા. નિરક્ષરતાના પડળ ઉતારવા જોઇએ. પણ આ કોણ કરી શકે? કાંતો સાધન સંપન્ન સરકાર, અને કાંતો પ્રજાહૃદય ઉપર આધિપત્ય ભોગવતી મહાસભા. કોઇ એકલદોકલ પ્રયાસ કર્યે કાંઇ વળવાનું નથી. આ સિવાય ગાંધીજીએ ચાલુ બંધારણ વિરોધીઓને આપેલો જવાબ પણ બહુ જ મહત્વનો છે. જે સાવ છેલ્લે પાટલે બેસવાની તરફેણના છે, એમને આ સલાહ નજર આગળ રાખવાનું સૂચવીએ છીએ, આ પછી આવે છે,

## વિભાગી પ્રમુખોના ભાષણો

શ્રી કનૈયાલાલ મુન્શીએ આપેલ ભાષણોમાં આજના ઉગતા સાહિત્યકારને માર્ગદર્શન કરાવે એવું ઘણું છે. સાથે સાથે કેટલા યે લેખકોને 'વાણીયા ભાઇની ભમપાંચશેરી' પેઠે બેધમ ચાબકા મારવામાં બાકી રાખી નથી. એમના સાહિત્યનો પ્રધાન હેતુ 'સરસતા'નું ફરી એક વખત અહીં સમર્થન થયું છે.

શ્રી. કાકા સાહેબે કરાવેલ દર્શન અધુરૂં લાગે છે. એમના જેવા ચિંતનશાસ્ત્રી પાસેથી આપણે ઘણી આશા રાખી શકીએ. અને હજુએ લેખો દ્વારા એમણે દર્શાવેલા વિચારોની અનુપૂર્તી સમા લખાણો આપણને મળતા રહે એમ ઇચ્છીએ છીએ.

પત્રકારિત્વ વિભાગના પ્રમુખપદેથી શ્રી મહાદેવભાઇએ આપેલ ભાષણ માટે ગૂજરાતી પત્રકારોમા ખૂબ અસંતોષ વ્યાપેલો છે. જો કે એમણે ખુલાસો બહાર પાડયો છે, કે ગૂજરાતી પત્રકારત્વને ઉતારી પાડવાનો એમનો હેતુ નહતો. છતા આપણે કહી શકીએ કે એમનાથી અજાણનાં પણ એવું બની ગયું છે. આ સિવાય અન્ય વિભાગના પ્રમુખોના

ભાષણ પરત્વે હાલ ઘડીએ અમારે કંઈ કહેવાનું નથી. પરંતુ મનન પછી એને માટે ભવિષ્યમાં લખશું. આ પ્રસંગે ભરાયેલો

## મુશાયરો

આપણા કવીઓને ઓળખવાનું એક ખૂબજ સરસ સાધન છે. જો કે આ વખતનો મુશાયરો તદ્દન નિષ્ફળ જેવો હતો, છતાં એ શુભ શરૂઆત છે. આ વખતે થયેલ અનુભવ, ભવિષ્યમાં કેમ સફળતા મળે, એની વિચારણા વખતે ઉપયોગી થઈ પડશે.

## લલિતકલા પ્રદર્શન

માટે ઉપજેલા રોષ માટે કોને જવાબદાર ગણવા એનો નિર્ણય કરવા બેસીએ તે પહેલાં એટલું કહેવું જરૂરનું છે કે શ્રી રવીશંકર રાવળ જેવા કુશળ વ્યવસ્થાપકના હાથ તળે રોષનું કારણ મળે એ પૂછવા યોગ્ય નથી. દરેક ચિત્રકારને પોતાની કૃતિ રજુ કરવા માટે પૂરતી તક અને યોગ્ય સ્થાન અપાવું ઘટે. અમુકને વધુ પડતું માન અને બીજાની અવગણના એવો વર્તાવ કલાના પ્રદેશમાં તો ન જ થવો જોઈએ.

## બંધારણ તપાસ સમિતિ

નીમી આ સંમેલનના કાર્યકરો નવા બળને અપનાવવા માગે છે, એવી એમની શુભ લાગણી એ ઉપરથી જણાઈ આવે છે. એટલે એને માટે કરેલો ઉહાપોહ નિષ્ફળ નથી ગયો. નવમતવાદીઓ જે પરિષદની વિરૂદ્ધ હતા એમાંના આ સમિતિ ઉપર ચુંટાયા છે, એટલે હવે એમણે આ તક ન જવા દેતાં એમને ઠીક લાગે તેવા ફેરફાર કરાવવાના પ્રયાસો કરવા રહ્યા.

## કરાચીનું આમંત્રણ

આવતું સંમેલન પોતાને ત્યાં ભરાય, એ માટે કરાચી, ઉપનગર અને ભરૂચ એમ ત્રણ જગ્યાએથી આમંત્રણો મળ્યા છે. 'કોનું આમંત્રણ સ્વીકારવું ' એ માટે મધ્યસ્થ સભાને એ વાત સોંપાઈ છે. મધ્યસ્થ સભા કંઈ પણ નિર્ણય ઉપર આવે તે પહેલાં અમારે કહેવું જોઈએ કે હવે પછીનું અધિવેશન કરાચીને આંગણે જ ભરાવું જોઈએ. તળ ગુજરાતના અમુક મોટા શહેરો છોડી દઈએ તો કરાચીને પાધર લગભગ એક લાખ ગુજરાતીઓ વસે છે, કરાચી સિંધનું પાટનગર છે છતાં, એને ગુજરાતીપણાથી એવું રંગી દીધું છે કે પહેલી જ નજરે એ કોઈ ગુજરાતનું શહેર હોય એવું જ જણાય. એના બાળકોના સાંસ્કૃતિક વિકાસ અર્થે અનેક હાઈસ્કુલો, એક ગુજરાત કન્યા વિદ્યાલય, કેળવણીના વિકાસ અર્થે કામ કરતી સંસ્થાઓ, સાહિત્યમાં મહત્વનો ભાગ ભજવતા સાહિત્યકારો, બે ત્રણ દૈનિક, એકાદ અઠવાડીક, શિષ્ટ સાહિત્યની ઉપાસના કરતાં માસિકો, પ્રકાશન સંસ્થા, ગ્રંથમાળા વગેરે તળ ગુજરાતને અભિમાન લેવા યોગ્ય અનેક પ્રવૃત્તિઓ ચાલે છે. એવા બૃહદ ગુજરાતના એક મુખ્ય સ્થાનકે આવતું સાહિત્ય સંમેલન ભરાય તો ગુજરાતી સંસ્કૃતિના પ્રચારમાં એક મહત્વનું પગલું ભર્યું ગણાશે. તેમ જ પરિષદના એક ધ્યેય બૃહદ ગુજરાત

આથેનો સાંસ્કૃતિક સંપર્ક વધારવાના પ્રયત્નમાં એક સક્રિય પગનું ભર્યું ગણશે એટલા માટે પ આવતું અધિવેશન કરાચીમાં ભરાવું જોઇએ.

## વરસને અંતે

આ અંકે 'ઊર્મિ' પોતાની જીવનલીલાનું પાંચમું વરસ પૂરું કરે છે ગ્રાહકો, લેખકો, અને જા. ખ. આપનારાઓના સહકારથી આ વરસની કેટલીક ઉપાધીઓ અમે સરલતાથી નિવારી શકયા છીએ. નવા વરસના એ સૌનો સહકાર ચાલુ રહેશે જ એવી આશા રાખીએ છીએ.

## નવા વરસથી 'ઊર્મિ'ના ધ્યેયમાં ફેરફાર

'ભાષા અને સાહિત્ય' ના માસિકની મર્યાદા સ્વીકાર્યાને આજે દોઢ વરસ પૂરું થાય છે એ પથરાયેલા ભૂતકાળ ઉપર દૃષ્ટિ નાખતાં એ વખતે ઉદ્‌ભવેલી શંકા મત નિવડી છે[1] એ નિર્ણય કર્યા પછીથી તે અત્યાર સુધીમાં પીરસાયેલ સાહિત્ય સામગ્રીથી અમને સંતોષ નથી થયો. વાર્તા, નાટિકા, પ્રવાસવર્ણન, પત્રો વગેરે લલિત વાઙ્મય આપવામા અને એ ધોરણ ટકાવી રાખવામા અમને ખૂબ મુશ્કેલી પડી છે. આ તરેહના સારા લેખકનો અમોને સહકાર બહુ જ ઓછો મળ્યો છે. એથી ચિંતનભર લેખો વધુ પ્રમાણમા આપવા પડયા છે એટલે જૂના ગ્રાહકોને પકડી રાખે, અને નવાને આકર્ષી શકે એવું સમતોલન અમે જાળવી નથી શકયા એથી ઘણી વખત ગુણભારે સમૃદ્ધ અને લગભગ શાસ્ત્રિય લેખોથી ભરપૂર અંકો બહાર પાડવા પડયા છે. એથી એ લગભગ વિદ્વદ્‌ભોગ્ય બની ગયું. એ એવું બન્યું એની અમને દિલગીરી થતી નથી. ઉલટો હર્ષ થાય છે કે અન્ય માસિકોની સરખામણીમા એ મુલ્યાંકને બહુજ ઉંચું ગણાયું. પરંતુ દિલગીરી એટલી જ રહી કે એ એટલી ઉંચી કક્ષાએ પહોચ્યા પછી પણ એને તંદુરસ્ત જીવન જીવવા માટે પૂરતી ગ્રાહક સંખ્યા ન મળી શકી એને વખાણનારો વર્ગ વધતો ગયો, પરંતુ એના આંકડામા બહુ પૂરાકરની સંખ્યા ઓછી થતી ગઇ. એટલે ન છૂટકે એ બાંધેની મર્યાદા વિશાળ બનાવવાના નિર્ણય ઉપર અમારે આવવું પડયું છે. હવે એ એકનું સાહિત્ય અને ભાષાનું જ માસિક નહિ રહે. વધને ઓછે અંશે એમાં મોટાં સમુહને રસ પડે એવુ સાહિત્ય અપાશે. એનું ધોરણ તો અત્યારસુધી રહ્યું છે.તેવું શિષ્ટ જ રહેવાનુ, પરંતુ એમા એક ચાલુ નવલકથા, નાટક, વાર્તા, પ્રવાસવર્ણન, જીવનચરિત્ર, તાત્વિક નિબંધો, વગેરે સૌને રસ પડે તેવી ઉચ્ચ પ્રતિની સામગ્રી નિયમિત આપવામા આવશે

## નવુ વર્ષ જાન્યુઆરીથી

આવતા વરસ માટે પૂરતી તૈયારી કરવાઅંગે, અને હવે પછીના અંકો તદ્દન નિયમિત રીતે બહાર પાડવા માટે, તેમજ અન્ય સગવડતાને ખાતર, નવું વરસ જાન્યુઆરીથી શરૂ થશે હવે પછી ઊર્મિ નિયમિત રીતે દર મહિનાની ૧૦ મી તારીખની અંદર ગ્રાહકોના હાથમા અચૂક મૂકાઇ જશે.

અંતમા નૂતન વર્ષ સૌને મંગળકારી નિવડે એવું પ્રાર્થી, આ વરસ પૂરૂ કરીએ છીએ.

1. ૧૯૯૧ અસ્મદીયમ્ પાન ૩૬૩

# પ્રભુની સ્નેહઠગાઈ

અરદેશર ફરામજી ખબરદાર

(ધોળ)

જા રે પ્રભુ! આ તારૂં જગત નથી રે જોઈતું!
એને આગળ કરી તું ગુમ રહે શું દૂર?
તારી લાખ લીલામાં સર્વ રહ્યા લોભાઈને,
પણ મુજને તો જોઈએ એકજ તુજ ઉરનૂર:
જા રે પ્રભુ! આ તારૂં જગત નથી રે જોઈતું!

તારો સૂરજ આવી બાંધે તેજકિરણ વડે,
તુજ તારા અમને તમજાળે ઘસડી જાય:
હું તો તેજ તિમિર વચ્ચે મુજ આંખો ઠેરવું,
તારી છાય જરા પકડું કે તું લોપાય!
જા રે પ્રભુ! આ તારૂં જગત નથી રે જોઈતું!

તુજ સંદેશા જેવા ગગને ઘન ઘૂમી રહે,
તારા ઘોર નગારાં વાગી રહે આકાશ;
અમૃતબિંદુ પડે ટપકી તુજ પ્રેમળ પાત્રથી,
ભિંજવે ભૂમિ, પરંતુ ભિંજાય ન મારી આશ:
જા રે પ્રભુ! આ તારૂં જગત નથી રે જોઈતું!

તારી વીજલપાંખ ઉડી રહે વાદળ વાદળે,
પળમાં ઝબકાવી જગવે સૂતા અંધાર:
તારાં સ્વર્ગતણાં દ્વારોના ઢાંકઉઘાડ એ
આંજે સૌને, પણ ક્યાં છે તુજ અંતરદ્વાર?
જા રે પ્રભુ! આ તારૂં જગત નથી રે જોઈતું!

રંગેરંગ ભર્યાં આભે તારાં પગલાં પડે,
જાણે એ પૂઠે પડતાં જડશે તુજ વાટ;
ઘડીના રંગો એ જગને ઝૂલવી રહે, પણ હું તો
માગું તુજને—નહીં તુજ વસ્ત્રોના ઝગઝાટ!
જા રે પ્રભુ! આ તારૂં જગત નથી રે જોઈતું!

હતો કોનો હીરો નહિ નર હતો માલિક વદા ?
કર્યું શું રાજાએ, સમદ કરતો સેવન સદા ?
થયેલી પ્રાપ્તિ એ ભગતણી ખુબીથી અભયદા.

પડ્યું મોડું ઝાઝું અહહ ! મુજને માલમ હવે,
રહ્યો દોડી તેની પુંઠ લઈ નથી જે મુજ ભવે :
ન આપ્યું મેધાએ અવગત કર્યું તે અનુભવે !

મુક્યું હૈયું વ્હાલું પ્રણયશતરંજ પર હસી;
પ્રપંચોની બારી મહીં પણ બિચારૂં ગયું ફસી:
અહા ! એની સાથે મુજ પણ થઇ હાલત કશી?

●

# ઉદધિ–હૃદયે

## લલિત

: હરિણી :

ઉદધિ–હૃદયે નૌકામાંહિ પ્રવાસ કરી તરૂં–
રગપટભર્યાં ઊંડા પ્હોળા અપાર પરે સરૂં:
પવન લહરી થંડી મીઠી વિશુદ્ધિ ઝીલાવતી–
તરલ તરણી ડોલે, ઝોલે તરંગ ઉછાળતી !

પૃથિવી ઉપરે પાણી હીંચે : તહીં નભ નાચતું–
ક્ષિતિજ ફરતા ગોળાકારે રસાલય ઝૂલતું :
રજનિ દિવસે જ્યોતિર્બિંબો પ્રકાશ પ્રસારતાં–
તિમિર દ્યુતિને યોગે લાગે દિગંત નવાનવા !

જલનિ વિભૂતિ તૃપ્તિ અર્પે : સુહાય રસાર્દ્રતા :
ભીતર વિલસે સૃષ્ટિ પ્રાણી : અરંગ સુરમ્યતા :
નીરનીરવતા એકાકારે સુહાતી જ વર્તુલે–
રસમય જગત પૃથ્વી જેવું ન કેમ અનેક એ ?
ઉપર નભને વચ્ચે પાણી ધરા ધપતી નીચે–
નયન ભરતા દિવ્યાદર્શો અખોલ પ્રસન્ન એ !
ઘટિતઘટના વિશ્વે વ્યાપી સદા હિતમર્મની–
અનુભવ કરે ઉદ્યોગે તો વિભૂતિ તું : માનવી !

દીન અધીન એ અબ્ધિ મ્હાલ્યા શ્રીકૃષ્ણ સુદામાજી–
સત રસ તપ્યા રાજૈશ્વર્યે કલા થકી આર્યની
કવિ હૃદયની અબ્ધિ જેવી ખીલે રસસિદ્ધિ તો–
રસનિધિ ! તું યે શૃંગારે હો જલોજ્વલ ઝૂલનો !

# કવિતાને

## પ્રેમશંકર હ ભટ્ટ

હવે રહી અંતર એક ઝંખના
કે ચૂમવા પાદ પ્રફુલ્લ પદ્મ શા
હું કિંકિણી નૂપુરની બની રહું !
ને ડોલતું અંતર અર્ચને ભર્યું !

ભલે ન ત્યાં એકલ ફક્ત હોઉં કે
અનેકમાં સ્થાન હું ગૌણ મેળવી,
ખરીશ અર્ધે ક્ષણમાં ! ન કે તમા
પડ્યા પરે એક હજાર આવતા–
જતા જનો ઠોકર મારીને મને
ધૂલિ મહીં ધૂળ કરી મિલાવશે !

રહીશ તો મગ્ન અનેકની ન શું
ચૂમી ચૂમી પદ્મ પ્રફુલ્લ પાદના
બનીશ હું ધન્ય ? ખરીશ તોય તે
મહીં પદાઘાત અસંખ્ય અન્યના,
બજાવતાં અંતર મૂક માહરું,
બસર તો તેય હું ગીત ગૂંજીને
થઈશ ના ધન્ય ?

# ચંડોળને

## મોહિનીચન્દ્ર

• મિશ્રોપજાતિ પૃથ્વી •

ચંડોળ ! તારી સ્વરપાદ-પંક્તિ
ધરી જગે તું, નભયાત્રી યાત્રો;
આ કાશની મોનલ પંથનંદીને
પખોટતો, અંતરગાન રેલતો:

ધપી રહ્યા આગળ વ્યોમ-પાથ જે,
તે માટ તું ચિંધત માર્ગ પાંખથી
જણાય ના તું અમને, તથાપિ
દોરી રહે દૃષ્ટિની દિવ્ય દોરે

તારો પડ્યો પંથ અનંત ઉચ્ચશો !
શાને છતાં ચન્દ્ર ખુંપે ભૂમિપે !
અખૂટ સૌન્દર્ય મધુર પ્રીતિ.
કેરી રહે હેલ સ્વનેત્ર ધારથી !

'ધુમી ગગનમાં અને નજર રાખવી પૃથ્વીમાં'
કવિ ! જીવન ઉચ્ચનો વિશદ મર્મ ગીની રહું

•

# शिवोहम् सोऽम् वा—

## ઋતુનાં કુસુમાકર

રહને ના કહેશો હો મધુ મધુરતું પર્વ-જીવન,
ન વા અશ્રુમાળા જીવન–કરશો એવું કથન,
હસો જેવું મીઠું પરભૃત વસંતે ફર સવે,
કરો આક્રન્દોને પવન ધ્રુધુ આ જેમ સૂસવે

પિતાજી પાયે તે વિષ અમી કરીરા ભરી ખીંચો,
દીસે સ્વપ્નચ્છાયા સમજીવનનો એજ કિમિયો,
વસન્તે ખીને કે મધુમધુરવી કરી જ પ્રકૃતિ ?
શિશિરે સોડે કે પ્રકૃતિ તણી કેની ગતિ ધૃતિ ?
ગરૂડે વર્ષા જ્યાં પ્રકૃતિ શું વિધનંત્રત ઠામતી ?
અરે અશ્રુઓ કે અમયપદમાં કેરી વિગતિ !

મથીને સ્પન્દેવા પ્રભુ મરજી વન્દે કુનકળી.
અમાવે સોહે છે ખીલવું ખરવું સર્વ નિમતિ ! –
પીવી ધર્મે કર્મે અભયપદની અમૃત ક્રૂપી;
શિવોઽહમ્ સોઽહમ્વા–જીવન તણી મુગ્ધી દિલસુરી.

●

# અમર બંધ

### સ્વપ્નસ્થ

સવાર અટવાઇ વાદળી વિષે ગયું: આંસુનાં
છુપાઇ સ્મિત ક્યાં ગયાં ? પવન મંદ માધુર્યના
તરંગ વિતરંગતા, મૃદુ પ્રકાશ મીઠું હસ્યા;
વનસ્પતિ વિકાસની હૃદયથી ભુલાવે પ્રભા.

અગાઢ–વનશાંત ડુંગર ઉદાસ ઊર્મિ સમા
સરે ચહુદિશે. કહીં અકલમાં ઝરા નિર્ઝર
અનંત, અધ અંધકાર–ઉર ભિન્ન હાસ્યો સમા
ઝગે, સ્મૃતિ સમા પડે નીરવ ચિત્તપે નાદ એ.

વિચાર અટવાય આ અકલ માંહિ કેડી સમા,
મને મધુર દુઃખ થાય, મૃદુ શ્વેત માયા તણા
ઉડંત ફરફંત પાલવ અપાર સ્વપ્નો રચી:
ઉડે અલક શ્યામ, મ્હોં કુસુમ; આંખ તેજસ્વિની–

વિશાળ સ્મિતથીજ ભિન્નઃ–"નહિ શું હજી ઓળખે!"
અનાદિ સ્વર એ પુછે, હૃદય સ્વપ્ન ઘેરે દુઃખે;
'કદિ મૃદુ ગુલાબના કર ધરી ,વહ્યાં'તા પથે
અનંત સહવાસ એ જીવન માંહિ કાં વિસ્મરે ?'

હસીજ બસ એ શકે પરમ ભાવિ તોફાન શું
રડીજ બસ એ શકે અગણ્ય જન્મનાં દુઃખ શું
પરંતુ હસશે નહીં; ન રડશે, કટાક્ષ સ્મિતે
પુછ્યાજ કરશેઃ 'કહે અમર બંધ કાં વિસ્મરે !'

અરે નહિ ભુલું ! કહે કયમ ભુલાય આ વેદના !
તને નહિ નિહાળી તે સમયથીજ વેધી રહી,
તને નિરખતાંય જે અટકતી નથી રે ઘડી,
નહીં અટકશે મદા સરીશ તું મરી'તી યથા.

●

# પંકજમાળા

(પ્રસ્તાવના રૂપે)

ઇન્દુલાલ ગાંધી

**સ્થળ:** તખ્તો, રંગશીર્ષની મનમોહક રંગમાંડણી અને તેજ છાયાનાં દૃશ્ય–પરિવર્તને

**પાત્રો:** સૂત્રધાર અને બીજાં અનેક.

**સૂત્રધાર:** (નાન્દ્યન્તે પ્રવેશી): વહેંચાઇ ગયું સૌ સૌનુ કાર્ય સૌને. ચિંતા એક ઊભી રહે છે, સુખસજાવટે કુશળ એવી દ્રોણાનો પત્તો નથી. કોણ શોધી લાવશે એને?

એની રંગમિલાવટમાં ઉષાની કુમાશ અને સંધ્યાની કરુણા એક સાથે રમે છે. એની આંગળીઓ, ભાવપરિવર્તનના રંગોમાં વિજળી વેગે કામ કરે છે, રાજ્યોદ્યાનમાં કમળની જોડે કેસુડાંને કઇ રીતે ગોઠવવા એ એના વિના બીજું કોઇ જાણતું નથી. ૧

[ નેપથ્યમાંથી પ્રબોધાનો અવાજ આવે છે. ]

**પ્રબોધા:** આ અંબાડીના વરખ સાવ ઉખડી ગયા છે. હાથી ઉપર એ શોભશે કેવી રીતે? (બૂમ પાડી) ક્યાં ગયા સૌ રૂપવિધાયકો?

**સૂત્રધાર:** પ્રબોધા! પ્રબોધા!

[ પ્રબોધા તખ્તા પર આવે છે. ]

રૂપવિધાયકોને શા સારૂ શોધી રહી છે? તારામાં એટલી આવડત નથી!

**પ્રબોધા:** હું તો દ્રોણા ચીંધ્યું કામ કરી જાણું. આપણામાં બીજી કશી આવડત ન મળે.

દ્રોણાને પગલે પગલે કાર્યસૂચનના પડઘા સંભળાય છે. એ કશું બોલતી નથી. ઊભી ઊભી માત્ર હસે જ છે છતાં એ હાસ્યથી અંતર અંતરને વશ કરવાની કળા એને જ આવડે છે. અંબાડી વિનાના હાથી જેવા શોભે એવા અમે શોભીએ ભગવતી દ્રોણાની પ્રેરણા વિના ૨

**પ્રતિભા** (પ્રવેશ કરીને): ક્યાં ગયા રંગ દેવના? (સૂત્રધારને જોઇ) અહીં જ છોને શું? જુઓ આ અશ્વની કંઠઘંટડીઓ. મુદ્દલે વાગતી નથી. ખૂબ જોરથી હલાવીએ છીએ ત્યારે ખોટા ચલણી સીક્કા જેવો અવાજ આપે છે. મહત્વમાં મોખરીના સૈન્યમાં આવા અશ્વો હોય પછી એનો વિજય થાય ક્યા ભવે?

[ કૃપા કરાઇ ગયેલી તલવારો લઇને પ્રવેશ કરે છે. ]

**કૃપા:** અને અપરમાસરના ગજાના હાથે મહત્વમાં મોખરીનો પરાજય કરાવશો તે આવી તલવારો પકડાવીને?

લખ્યાં હતાં તારી વિદ્વતાનો મને મારો ગર્વ હતો: તારી મુગટકલગીમાં
હું ચંદ્રિકા થઈને શોભતી, તારા ધનુષ્યની હું ધનુર્દોરી હતી.

[ પૃથ્વીનાં ઊંડાણમાં જબ્બર કડાકો સંભળાય છે. વાદળની ભીષણ ગર્જના, દિશાઓના પડઘાઓમાં ફીલાઈ વધુ ભયંકર બને છે. માણસોનો કોલાહલ પણ સંભળાય છે. પ્રબોધા બંને હથેળીઓમાં કોડિયાં પ્રગટાવીને પ્રવેશે છે.]

**સૂત્રધાર** (બૂમ પાડી): પ્રબોધા, પ્રબોધા !

**પ્રબોધા:** આ ગર્જના, કોલાહલ, આક્રંદથી આશ્ચર્ય શું પામો છો ? અપરમાલવ અને શશાંકના પડછાયાએ આખી ધરતીને ભરડો લીધો છે. શેષનાગની કાયા નીચેથી ધરતીનાં મૂળ પણ ખસી ગયાં છે.

**દ્રોણા** (હાથ લંબાવી): એ દુષ્ટાત્માઓનો પડછાયો મને ખેંચી રહ્યો છે. છોડાવો, કોઈ છોડાવો.

[ તે ધીમે ધીમે અને બંધ આંખે રંગશીર્ષ ભણી જતી હોય છે. ]

**સૂત્રધાર** (ચીસ નાખી): દ્રોણા, દ્રોણા રાજ્યશ્રી !

**કૃપા** (ભયભીત બની): કોઈક મને પણ હથેળીમાં ઊંચકીને લઈ જાય છે. ઓ—ઓ—દેખાય અપરમાલવનો પડછાયો [ બંને જાય છે. ]

**પ્રબોધા** (ઘૂંટણીએ પડી): ગુરુદેવ, ગુરુદેવ, આ બધું શું થવા બેઠું છે ?

**સૂત્રધાર:** થવા કશું યે નથી બેઠું પ્રબોધા !

સુપાત્રો જોઈને મેં સૌને સૌનું કાર્ય સોંપી દીધું છે. ને એમાં હું
અસાધારણ સફળતા પામ્યો છું એમ મને લાગે છે, પાત્રો નિજ-
નિજનું કાર્ય સમજ્યાં છે. એનો મને ગર્વ છે. તેમ જ સૌ સૌના
વ્યક્તિત્વને કીર્તિનો ઓપ તો ત્યારે ચડશે કે જ્યારે જવનિકા
છેદાશે. ૯

[ નેપથ્યમાંથી હર્ષવર્ધનના વેશમાં અરણ્યક આવે છે. ]

**અરણ્યક:** ક્યાં છે રાજ્યશ્રી ?

**સૂત્રધાર:** અરણ્યક, અરણ્યક !

**પ્રબોધા:** રાજ્યશ્રી કે દ્રોણા ! અરણ્યકભાઈ ?

**અરણ્યક:** હા, હા, દ્રોણા એ જ રાજ્યશ્રી, રાજ્યશ્રી એ જ દ્રોણા, જે શશાંકને પડછાયે બીકની મારી પૃથ્વી છોડી ગઈ છે. હું શોધી શોધીને થાક્યો, ક્યાંય પત્તો નથી. તમે ક્યાંય દીઠી છે એને ?

**સૂત્રધાર** (શાંત પાડતો): ભાઈ અરણ્યક, મારું જરા સાંભળતો ખરો.

**પ્રબોધા:** હમણાં હતાં અહીંઆ દ્રોણા બહેન. પેલી ગમ ગયાં, દક્ષિણ દિશા ભણી.

[ અરણ્યક દક્ષિણદિશા ભણી દોડે છે. સૂત્રધાર તેને અટકાવે છે. ]

**સૂત્રધાર:** જરાવાર ભાઈ અરણ્યક, મારા બે શબ્દો—

અરણ્યક: શા માટે મને જતાં અટકાવો છો ગુરુદેવ! મેં હમણાં જ અનુચરો દ્વારા સાંભળ્યું કે બહેન રાજ્યશ્રી માનસિક અસ્થિરતાથી ત્રાસી, બળી મરવા દક્ષિણના જંગલમાં કાષ્ઠ એકઠાં કરી રહી છે મારી બહેનને બચાવવા મારે જવું જોઈએ મને ન અટકાવો ગુરુદેવ!

[ અરણ્યક દોડી જાય છે ]

પ્રબોધા: કનોજની રાજ્યલક્ષ્મી બળી મરશે તો કનોજ ધરતીમાં સમાઈ જશે.

સૂત્રધાર. હર્ષવર્ધનને હાથે રાજ્યશ્રી અવશ્ય બચી જશે પ્રબોધા! એની શરીરરચના વજ્ર જેવી અભેદ્ય છે. અગ્નિનો દંશ એને નહિ છેદી શકે.

> પંકજમાલાને અગ્નિ સ્પર્શી શકે નહિ. પછી શ્રામ કઈ રીતે કરી
> શકે? એની કોમળ પરાગે મન ઉભરાઈ રહ્યું હશે અને અગ્નિ
> મૂર્છા પામ્યો હશે વાયુએ નિજના કરસ્પર્શે રાજ્યશ્રીની મનો-
> નિર્બળતાને ઢંઢોળી, કર્તવ્યશિથિલ થતા અટકાવી હશે ૭

પ્રબોધા અગ્નિદેવ, મારી બહેનની રક્ષા કરજો.

સૂત્રધાર આપણું મનનું બાળવું નિરર્થક છે. (કાન માંડી) કોણ ગાય છે પડદે!

[ નેપથ્યે ]

> छेदो दशस्य दाहोवा क्षतेर्वा रक्तमोक्षणम् ।
> एतानि दष्टमात्राणामायुष प्रतिपत्तय. ॥

[ પ્રતિભા પ્રવેશ કરે છે ]

પ્રતિભા કોઈ ઉગારી શકે એમ નથી કોણને, ઉંચે વગડે આગ ઉઠી છે, અમે ગઢ ઉપર ચઢીને જોયું.

કૃપા. હમણાં અરણ્યક અહીંથી ગયાને!

પ્રબોધા (નિશ્વાસ નાખી) સુકા પાન ઉપર અગ્નિ જાગે એમ એ ચૂપચાપ બળી રહી હશે. અરે રે, મારી બહેન!

[ હમણાં થઈને પડે છે ]

સૂત્રધાર (સાંત્વન આપતો નીચે બેસી) વ્યર્થ ઉપાધી કરે છે તું પ્રબોધા, અારણ્યક એને ઉગાર્યા વિના પાછો નહિ આવે.

[ રંગભૂમિની પાછલી ભીંત પર અજવાળું અને ધુમાડો દેખાય છે ]

કૃપા (ભયભીત થઈ) આ ભડકા શેના? નગરને આગ લાગી છે કે શું?

[ એક અનુચર દોડતો દોડતો પ્રવેશે છે ]

અનુચર (હાથ જોડી) ગુરુદેવ, વનનો અગ્નિ દોડતો દોડતો પાદર સુધી પહોંચ્યો છે ગજશાળા અને હયશાળા બળવામાં છે.

સૂત્રધાર તમે સૌ નાટકની ચિંતા ન કરો અગ્નિ કદાપિ આત્મા સુધી પહોંચતો જ નથી

પછી એ જ્વાલામુખીનો અગ્નિરસ હોય. સૂર્યની છેલ્લી શક્તિ હોય કે ધરતીનો અસહ્ય ઉકળાટ હોય. અંગ ઉપરના આભુષણોને એ ભલે કરડી ખાય. અંતરની પ્રસન્નતા એના પક્ષમાંજવાની નથી. ૯

**અનુચર** (મનમાં): મુવા પછી શું માણવાનું બાકી છે આ સંસારમાં ! ઠીક......ચાલો.

[ અનુચર જાય છે. અગ્નિની જ્વાળાઓ અને ધૂમાડો સંકેલાઈ જાય છે. વરસાદ પડવો શરૂ થાય છે.]

**કૃપા:** આટલી વારમાં આ શું થઈ ગયું ? અગ્નિને બદલે પાણી ?

[ વિજળીનો ચમકાર થાય છે ને વાદળ ગડગડે છે. ]

**પ્રતિભા:** અને ઉપર તોળાઈ રહેલો આ મેઘાડમ્બર. ધરતીને તાણી જાય એટલું પાણી.

[ સૂત્રધાર ખડખડાટ હસે છે. ફરી અનુચર પ્રવેશ કરે છે. ]

**અનુચર** : ગુરૂદેવ, ગુરૂદેવ, હસવાનો વખત છે અત્યારે ? નગરલોક ડુંગર પર આશ્રય શોધી રહ્યા છે, શેરીઓ જળબંબાકાર બની ગઈ છે.

**સૂત્રધાર:** પાછો ફરીયાદ કરવા આવ્યો મારી કને ! તમારે સૌને અગ્નિ નથી જોઈતો તેમ પાણી યે નથી જોઈતું. ત્યારે જોઈએ છે શું ? માતા પ્રકૃતિની આવી ક્રૂર મશ્કરી !

[ અનુચર ધ્રૂજતો ધ્રૂજતો જતો રહે છે. ]

[ નેપથ્યે ]

વનનો દવ ભગવાન વારૂણિ પી ગયા છે. રજનીની કાળી ભોંય પર ઉષાની સોનેરી પીંછી ફરવા માંડી છે. રાજ્યશ્રી અને હર્ષવર્ધન, વૃક્ષો વિનાનું ઉજ્જડવન છોડીને નગરને માર્ગે એ ચાલ્યા આવે. ૧૦

[ પ્રબોધાની મૂર્છા વળે છે. ]

**પ્રબોધા** (બેઠી થઈ): ક્યાં છે મારી બહેન રાજ્યશ્રી !

[ જમણીકોરથી દ્રોણા ભીનાં ચુંદડીવેશને સાચવતી ધીમે ધીમે પગલાં ભરતી પ્રવેશે છે. ]

**દ્રોણા** (આળસ મરડી): ગુરૂદેવ, રૂપવિધાયકો સાવ ઠોઠ દેખું આપણા, હાથપગનાં તળિયાં રંગતાં અરધી રાત ગઈ.

[ કૃપા, પ્રબોધા, પ્રતિભા સૌ અવાચક બની જાય છે. સૂત્રધાર હસે છે. ]

**સૂત્રધાર:** ફીકર નહિ દ્રોણા; હજી જવનિકાછેદનને અરધી ઘડી બાકી છે તું હવે તૈયારી કર.

**દ્રોણા** (આશ્ચર્ય): પણ આ ત્રણે જણી મને ટગર ટગર શું જોઈ રહી હશે ?

**પ્રતિભા:** તું અત્યાર સુધી ક્યાં હતી દ્રોણા !

**કૃપા:** ને તને શોધવા ગયેલો પેલો અરણ્યક ક્યાં ?

**પ્રબોધા:** વનમાં કાષ્ટ એકઠાં કરીને તું તો બળી મરવાની હતી ને ?

# સ્વજન

### કાન્તિલાલ શાહ

'શા'બ! એ શા'બ ઉઘાડો ને?'

એજન્સીની હકુમતના એક તાલુકદારી ગામમાં સૌથી છેવાડે આવેલા પાકા મકાનને બારણે આવીને વીસેક વર્ષના એક પડછંદકાય જુવાને ગરીબડો અવાજ દીધો. તેના શબ્દે શબ્દે નમ્રતા પોતાની ગુલામીનો સ્વાંગ ધારણ કરી રહી હતી.

'કોણ છે એ? એ માવજી, જરા જો તો બહાર કોણ ઉભું છે?' અંદરથી સત્તાવાહી અવાજ સંભળાયો.

માવજી ત્યાંના થાણદાર સાહેબનો પટાવાળો હતો. તેણે આવીને બારણું ઉઘાડયું ને આવનારને સવાલ કર્યો 'અલ્યા સ્વજી કેમ આવ્યો?'

'જરા દાકતરશા'બને કયોને કે બાબુભાઇને ચાકુ ઉઘાડતા જતા આંગળીમાં વાગી ગયું છે. સારીપટ વાગ્યું છે લોહી તો વયું જાય છે. કરૂણાશંકર પાટો બાંધવા ગયા છે ને શા'બને બોલાવા હું દોડતો આવ્યો છું.'

એ સુંદર મકાનના એક ઓરડાની ગરમ હવામાં શિયાળાની ટાઢી રાતના નવ વાગે ગામના બાદશાહ ગણાતા થાણદાર, ફોજદાર દાક્તર અને બીજા સરકારી અમલદારો ચોપાટની રમતમાં તલ્લીન બની ગયા હતા. એ જી.જી. થી માંડીને પોલીસ સુધી સુધીના બધા અમલદાર સાહેબની ગુણગાથાઓ ચાલી રહી હતી. ત્યા ઓચિંતાના આ ખબર આવ્યા એટલે ફોજદાર સાહેબનું મુખ જરા ગંભીર બની ગયું.

'બાબુને વાગી ગયુ?' થાણદારના મુખ ઉપર કૃત્રિમ ગંભીરતાના ભાવો ચિતરાતા જતા હતા 'કેમ કરતા?' અમૃતની મીઠાશ અને માખણની સુંવાળપથી અવલ કારકુને શબ્દો સેરવ્યા 'ત્યારે આપણે હમણા રમત બંધ રાખીએ.'

'માવજી અહીં એમ ને જરા ધ્યાન રાખજે.'

'સ્વજી તું જલ્દી જા ને દવાખાનામાંથી પેલી પેટી અને બાજુના ઓરડાનાં ખુણામાં પેલો કબાટ પડયો છે ને, ત્યા નાની દવાઓની શીશી પડી છે એ પણ લેતો આવજે'

એક પળ વીતી અને ચારે અમલદારો ફોજદાર સાહેબના ઘેર બાબુભાઇને જોવા આવી પહોંચ્યા. બાબુભાઇ રડતા હતા. બાબુભાઇના બાપુજી ફરતી અમલદાર પત્નીઓ, નગરશેઠના ઘરના અને બીજા ઘણાંયે માણસો બાબુભાઇની ખબર કાઢવા વીંટળાઇ વળ્યા હતા. અને તેની વારંવાર વારે વગર પૂછયે તકલીફ લઇ રહ્યા હતા.

'ભાઇને ગાદલામાં સુવાડીને હાથ નીચે ઓશીકું મુકો' કોઇ સૂચના કરતું. અને 'શા'બ હમણાં જ બાબુભાઇ માટે નવી મોટર લાવ્યા છે એ આપો.'

'ઇ કરતાં બાબુભાઇને બેટબોલ બહુ વા'લા રાતને દિ' સાથેને સાથે જ રાખે.'

સૌ પોતે રહી ન જાય એટલા માટે અનેક પ્રકારે બાબુભાઇને રીઝવી અને છાનો રાખવા પ્રયાસ કરવા અને હમણા જ મટી જશે એવી ખાત્રી આપવાનું ચૂકતા નહિ. પછી તો અમલદારો આવ્યા એટલે સૌ વિખરાઇ ગયા ને તેમને જગ્યા આપી.

બધા ત્યાંથી ખસી ગયા માત્ર એક વ્યક્તિ ન ખસી અને તે ગામના હીરાચંદ શેઠ. તેણે તો વાત સાંભળી કે તરતજ સૌથી પહેલાં આવી પહોંચીને બાબુભાઇ પાસેની બેઠક સર કરી લીધી અને પોતાના કાલાઘેલા વાક્યોથી રડતા બાબુભાઇને ખડખડાટ હસાવવા પ્રયાસ કરી રહ્યા હતા. તેમણે બધા જ અમલદારો સમક્ષ બાબુભાઇને કેમ કરતાં વાગ્યું, ક્યાં વાગ્યું, કેટલું વાગ્યું અને આટલું બધું વાગ્યા છતાં બાબુભાઇ કેટલા કહ્યું–વગેરે અથથી તે ઇતિ સુધી બાબુભાઇનો ઇતિહાસ કહી સંભળાવ્યો. અને ટોળે વળેલા બધા જ લોકો–અમલદાર પત્નિઓ અને પટાવાળાઓ સુધી તમામને દુનિયાની કોઇ વસ્તુ કરતાં બાબુભાઇની આંગળીમાં વધારે રસ હોય તેમ બતાવવા માટે શેઠની વાત રસપૂર્વક સાંભળવા લાગ્યા.

દાક્તરે આંગળી તપાસી. આંગળીની એક નસ વધારે કપાઇ ગઇ હોવાથી લોહી ટપકતું હતું અને ઘાની ચારે બાજુ જુનું લોહી સુકાઇને થીજી ગયું હતું. દાક્તરે હમણાં જ રાજધાનીથી મંગાવેલા વાઢકાપના હથિયાર બહાર કાઢ્યા. ઉપરની ચામડીનો પડદો કાપી અંદર દવા ભરીને એટલો સરસ પાટો બાંધી દીધો કે બાબુભાઇને ઉંઘ આવી ગઇ. દાક્તર સાહેબની હોંશિયારી જોઇને ગામની સ્ત્રીઓ હોઠે આંગળી અડકાડીને આશ્ચર્યચકિત થઇ ગઇ.

કામ પતાવીને અધૂરી રહેલી રમત પુરી કરવા સૌ થાણદાર સાહેબના મકાને પાછા ફર્યા. આ તો તેમનો હંમેશનો ક્રમ હતો. અગ્યાર વાગ્યા સુધી તો રમવું જ જોઇએ.

રમત તો આગળ ચાલી. વધી ગયેલો રસ પાછો જામવા લાગ્યો; ત્યાં તો '

શા'બ ! એ શા'બ ઉઘાડોને ?

એ જ અવાજ એ જ મકાન પર ફરી સંભળાયો પણ આ વખતના અવાજમાં જરા થડકાર હતો. અવાજ દેનાર કંઇક ખોટું કરતો હોય, કંઇક ભૂલ કરતો હોય તેમ અચકાતો દ્વાર ઉઘડવાની રાહ જોઇને ઉભો.

દ્વાર ઉઘડયાં અને રવજી ભારે પગે અંદર ગયો. સલામ ભરીને પોથરાની જેમ તેણે વાતની શરૂઆત કરી.

'શા'બ પીપરીઆથી એક જુવાન કોળાને ગાડીમાં નાખીને તેની ડોશી આંહીં લાવી છે. તેનો પગ ભાંગી ગયો છે. કોસ હાંકતા હાંકતા બળદ પાછા ફર્યા ને ભારખી અંદર પડયો. પડતાં પડતાં મંડાણ સાથે હાથ જોરથી અફળાયો ને પગેથી ભાંગી ગયો

ગયુ અદરની બેખડ માથે પગનો નળો ભચકાણો ને હાડકુ તૂટી ગયુ આ એમને એમ ગાડામા નાખીને એની વઉ ને ડોની અહીં આવી '

દાકતરે કવીનાઇન પીધુ હોય તેવુ મોઢુ કર્યું ' મોડી રાતે જ દર્દીઓ ચાલ્યા આવતા જણાય છે ' ચાણુદાર સાહેબે જરા મો મચાડીને અભિનાય ઉચાર્યો

' સાલા આવ જગની ટાઇમ બાઇમની તો ખબર જ પડે નહિ ટાઇમસર આવવાનુ કહીએ તો ગણકારે જ નહિને ? અહીં દવાખાનુ ન હતુ ત્યારે ઠીક પામરા હાવતા'તા હવે તો કઇક થયુ ને આ હાલ્યા દવાખાને ' ફોજદાર સાહેબ ગુસ્સાના આવેશમા તાડુકી ઉઠયા બે ઘડી પહેલાનો પ્રસગ સિગારેટના ધુમાડા માથે હવામા ભળીને અદશ્ય થઇ ગયો હતો.

આખરે દાક્તરે ફેસલો સુણાવ્યો ' રવજી તુ જા હુ આ રમત પુરી કરીને હમણાં જ આવુ છુ એટલો વખત એમને ઓસરીમા બેસાડજે અને કરૂણાકર ઉંઘી ગયા હોય તો ઉઠાડજે '

'જી' કહીને રવજી દવાખાને પાછો ફર્યો

ગાડામા પડેલો માણસ બૂમો પાડે છે એની વેદના વધતી જ જાય છે શિયાળાની કાતિલ ઠડી સુકનકડી જીવાની પાસળીઓ સોસરવી ઉતરી જાય છે ને આખા શરીરમાં કપ ફેલાવે છે તેની સાથે માનુ દર્દ ભળે છે ને જીવો આખા શરીરને મરડી મરડીને કોઇ પણ રીતે સુવાણ મેળવવા પ્રયાસ કરે છે બીજી બાજુ ઉતરી ગએલા હાથમા એવુ કળતર થાય છે કે ન પૂછો વાત નળાના હાડકાની કરચો બહાર આવી ગઈ છે માણસ દાત ભીંસી ભીંસીને દુખ ટાળવા પ્રયત્ન કરે છે પણ નિષ્ફળ ભગવાનને યાદ કરીને દર્દ ભૂનવા પ્રયાસ કરે છે પણ તેને કોઇ વાતે ચેન પડતુ નથી

અધો કલાક વીતી ગયો તોય દાકતર શા'બ દેખાયા નહિ.

આખરે ડોશાની ધીરજ ખૂટી તેણે રવજીને આજીજી કરી 'રવજી, ભાઇ! જાને બાપુ! તને ભગવાન ભલુ કરશે અણુમરજી પીડા છે ને ભાઇ દાકતર શા'બને બોલાવાવને ? '

' ત્યા તો બધાય અમલદાર ભેગા થીયા છે તે મને બીક લાગે છે દાકતર-શા'બ ક્યાક બઉ ભડી જાય તો મારી નોકરી તૂટી જાય ને છોકરા છાશ વગરના રહે '

' પણ આ તો ધરમનુ કામ છે ને દાકતર શા'બ તો ધરમના અવતાર છે અમારા ગામમાં ઓ'લો સવનો દેહ મરવા પડયો તો ગામના કોઇ સાહેબ નો જાય ને અડવાય તૈયાર નો થાય ઇ વખતે દાકતર શા'બ ભર ચોમાસે ઘોડા ઉપર જોગા ને સવનાને મરણપથારીયેથી બેઠો કર્યો એવા તો દયાળુ છે ઇ કાંઈ આવા પરમારથના કામમા ભડે ! ' ડોશીએ દયાદ્ર સ્વરે કાકલુદી કરી

ડાકતરે પચીસ રૂપિયા લીધા પછી જ અર્ધજવાસમાં પગ મૂકયો હતો તે વાત સ્વજી જાણતો હતો. એણે કહ્યું,

'પણ તમે કાંઇ સમજો છો કે નહિ ! લોકો હ લોકો ! શાબ જ્યારે રમતમાં હોય ત્યારે આભ કેમ નથી તૂટી પડતું અમારાથી શું કે ત્યાં થાય જ નહિને !'

'અરે ભગવાન ! જેવાં અમારાં નશીબ.' ડોશીયે નિસાસો મૂકીને ભગવાનને યાદ કર્યાં ને આગળ ચલાવ્યું 'આખા ઘરમાં અમારે કામ કરનારો ઇ એક. હવે ઇ ખાટલે પડયો. આ વરસ કેમ કાઢશું ? હું ને વહુ બેય દાડીયે જઇએ પણ વહુને તો દાડા ભરાણા છે ને હું તો ખરું પાન. કામ કરીને યે કેટલુંક કામ કરી શકું. એમાં આઠ માણહના પેટ ભરવાં ! ભગવાન કરે ને દાકતર શા'બ જલ્દી દવા કરે ને છોકરો સાજો થઇ જાય. દુસ્મનને ય આવું દુઃખ નો આપજો મારા નાથ ! આમ બોલતાં બોલતાં ડોશીની આંખમાં પાણી આવ્યાં. આસપાસ એકઠા થયેલા લોકો પણ લાગણીભીના બન્યા.

એટલામાં જ દાકતર શા'બના પત્ની જે આ સંવાદ સાંભળતા હતાં તે બોલી ઉઠયા.

'એલા જાને સ્વજી. હવે તો સાડાદસ વાગવા આવ્યા. સાહેબને બોલાવને બિચારાની દવા કરે. એમને તે શું મોડા આવવાની ટેવ પડી છે !' પતિની મોડા આવવાની ટેવથી કંટાળેલાં અને કાંઇક દયાભીના થયેલા દાકતર પત્ની હુકમ કરતી હોય એમ બોલ્યાં.

'આ આ હાલ્યો. અબઘડીએ સાતવારમાં શા'બને બોલાવીને આવું. પછી કાંઇ !'

\+ \+ \+

વળી પાછા એ જ જુવાને થાણદાર સાહેબના ઘરના દ્વાર પર ટકોરા દીધા ને સાદ કર્યો.

'શા'બ એ શા'બ ! ઉઘાડો......' કહેતાજ દ્વાર ઉઘડયું. 'કોણ સ્વજી ! હા, એ વાત તો સાવ ભૂલી જ ગયેલો.' ઘડિયાળમાં જોઇને દાકતરે કહ્યું 'અગીઆર વાગી ગયા કાં ? આજે બહુ મોડું થઇ ગયું !'

'હા શા'બ, ને ઘેર બા પણ બોલાવે છે !' સ્વજીનો અવાજ સ્પષ્ટ ને હિંમતભર્યો હતો. તેની પડખે 'બા' હતા.

'દાકતર સાહેબ, કાલે પાછા જરૂર આવજો. હમણાં રમત ઠીક જામે છે પણ આવી હ...પ કોઇને કોઇ નીકળે છે ત્યારે રંગ બગડી જાય છે'

'જરૂર. આ વખતે તો કેરમ બોર્ડ મંગાવ્યું છે. એ આવ્યા પછી તો રમત ખૂબ જામશે. ને આપણા લોકોના દિવસો જલ્દીથી પસાર થશે.' દિવસો પસાર કરવાની ચિંતામાં પડેલા દાકતર સાહેબે કોજે કરીને વિદાય લીધી.

સ્વજીના 'દાકતરશા'બ' દવાખાને આવ્યા. દર્દી પાસે ગયા. દર્દીને તપાસવા માટે પ્રાથમિક ઉધામા કર્યાં. પવનનો એક ઝપાટો ને સો સામટી તરવારના ઝાટકાનું કામ કરવા લાગ્યો. ને દર્દીથી ચીસ પડાઇ ગઇ.

રતિભાઈ આ દૃશ્યથી હલી ગયા. તેણે નક્કી કર્યું. 'હું તો મારી માને આપી જીંદગી દોરી શકીશ, પણ આ કુટુંબનો દોરનાર જશે તો કોઈ નહિ જડે.' તે દોડતો ઓરડીમાં ગયો, અને એક ખુણામાં કાઢેલી કોથળી ખેંચી લાવી, ડોશીને હલાવીને કહ્યું

'મા, આ લ્યો પચાસ રૂા. જાઓ, હમણાં જ જાઓ, ડાક્તરને અબઘડી ઉપાડી ઓપરેશન કરાવો.'

'હેં', પચા રૂપીઆ,' ડોશીએ ફાટી જતા અવાજે કહ્યું 'પચા રૂપીઆ!' ન મનાતા અવાજે તેણે રતિભાઈ સામે જોયું.

'હા, મા, મારી પાસે હતા. મને એની અત્યારે જરૂર નથી, અને, તમારે કામ થાય છે. માટે લો આ કોથળી; સાચવીને ઝાલો.' રતિભાઈએ પોતાના અંતરમાં ચાલતા મંથન ઉપર ખૂબ જ સંયમ મૂકતા કહ્યુ.

'બેટા, તેં અમને જીવતદાન દીધું છે. તું માણસ નથી પણ દેવતા છું. ભગવાન તારૂં ભલું કરશે.'

અને ફરી પાછું ગાડું એટલી જ પૂરઝડપે દવખાના તરફ દોડવા માંડ્યું.

તેનાં ઉડતા ધૂળના ગોટા વચ્ચે તેણે અદૃશ્ય થતા ગાડાને જોયા કર્યું. એક ધીમો નિશ્વાસ મૂકયો રાત્રી કેટલી વીતી છે એ જોવા આકાશ સામે નજર કરી ત્યારે પહેલી જ વાર એને જણાયું કે આસમાનના મૂંગા તારાઓ પણ ડોશીના પ્રફુલ્લ હૈયાં જેવાં હસતા હતા..

●

## અર્પણ

. દ્રુતવિલંબિત .

સરજી તેં મુજ મસ્તક-ચિત્તની
સુરૂપ સૂક્ષ્મ ચિરંતન વાડીથી.
તવહીબા કરથી અહીં ફૂલડાં,
તુજપદે મુકી મૌન ધરી રહું.

માહિનીચંદ

●

# સાપેક્ષવાદ

અંબાલાલ પુરાણી

## માઇકેલસન અને મોર્લીનો પ્રયોગ

આ સ્થળે સાપેક્ષતાના વાદનો ઐતિહાસિક વિકાસ જોવા પ્રયત્ન કરીશું. ૧૯ મી સદીના અંતમાં ઇથરનું (Ether) આકાશતત્ત્વનું-અસ્તિત્વ ગણિતનાં સમીકરણોવડે સિદ્ધ કરવામાં આવ્યું હતું તેજના મોજાં પ્રસરતાં તે પણ આકાશતત્ત્વના અદૃશ્ય અનંત સાગરમાં મેક્સવેલે તેજના મોજાં આકાશતત્ત્વના સાગરમાં થતા વિદ્યુત અને લોહચુંબકના ક્ષોભને આભારી છે એમ જાહેર કર્યા પછી આકાશતત્ત્વ તો ભૌતિકશાસ્ત્રીઓમાં મૌલિક તત્ત્વ તરીકે જ સ્વીકારાયું સૂર્યથી પૃથ્વી ઉપર તેજનાં મોજાં આવે છે તેના આધાર તરીકે એ આકાશતત્ત્વનો સાગર જ આવી રહેલો છે પરંતુ પછીથી પ્રશ્ન થયો–"પૃથ્વી દિશામાં ગતિ કરી રહેલી હોવાથી તેની આજુબાજુ આવી રહેલા આકાશતત્ત્વમાં ક્ષોભ થાય છે ખરો ?" ખગોળશાસ્ત્રીઓ "ના" કહેતા બીજા જેવા તેજના શોધકો "હા" કહેતા કોઈક કહેતું કે આકાશતત્ત્વ સ્થિતિસ્થાપકતાવાળું છે કોઈ કહેતું કે તે કેવળ નક્કર છે–તે સર્વવ્યાપી મનાય છે, પદાર્થો અંદર થઈને ગતિ કરે છે

સન ૧૮૮૦ માં માઇકેલસન અને મોર્લી નામના બે અમેરિકન પદાર્થશાસ્ત્રીઓએ ઇથરમાં થતી પૃથ્વીની ગતિ માપવા માટે પ્રયોગ કર્યો અને ત્યારપછી ૧૮૮૭ અને ૧૯૦૫ માં એ પ્રમાણે વારંવાર પ્રયોગો કરી જોયા છતાં પરિણામ એનું એજ માલૂમ પડેલું સને ૧૮૯૩ માં ફીટ્ઝીરોલ્ડ અને લોરેન્ઝ નામના બે ભૌતિકશાસ્ત્રવિશારદોએ માઇકેલસન અને મોર્લીના પ્રયોગની સમજુતિ આપનાર સમીકરણ પ્રગટ કર્યું ૧૯૦૨ થી ૧૯૦૪ સુધીમાં રેલે અને બ્રેસ–બન્ને જણાઓએ ડબલ રીફ્રેક્શન ઉપર પ્રયોગો કરી જોયા અને વિદ્યુતની પ્રવાહિતા ઉપર પણ પ્રયોગો અજમાવી જોયા પૃથ્વીની ગતિને પરિણામે એ ગુણોમાં (તેજના અને વિદ્યુતના) કશો ફેર પડેલો જણાયો નહિ ૧૯૦૫ માં આઇન્સ્ટાઇને પ્રથમ સાપેક્ષતાનો વાદ મર્યાદિત ક્ષેત્રમાં લાગુ કર્યો, તેમાં તેણે કાળની સાપેક્ષતા સિદ્ધ કરી અને ઘટનાની સમકાલીનતાનો નિરાદર કર્યો અને એવી સમકાલીનતાનો આધાર –દિશામાં–પદાર્થની અધિકારી સ્થિતિ ઉપર જ રહેલો હતો એટલે દિશાની યાને સ્થળની–સાપેક્ષતા પણ આપોઆપ એના વાદમાં આવી ગઈ. ૧૯૦૮ પછી આઇન્સ્ટાઇન અને ગાઉસ–રીમેન–રીકી અને લેવીસીવીટા એ ત્રણ પ્રખ્યાત ગણિતશાસ્ત્રીઓએ સ્થાપન કરેલ –Calculus–ગણિતનો આશ્રય લઈ તેમાં નવી શોધો કરી–૧૯૧૧ માં આઇન્સ્ટાઇને "સમાનતાનો સિદ્ધાંત" બહાર પાડ્યો અને ગણિતશાસ્ત્ર વડે તેજ, વિદ્યુત–વગેરે જુદી જુદી ઘટનાઓના ક્ષેત્રમાં તેણે એ સિદ્ધાંત લાગુ પાડીને સર્વે સર્વમાન્ય સમીકરણમાં તેને નમ

કરી બતાવ્યો. સન ૧૯૧૫ માં તેણે ગુરુત્વાકર્ષણનો વાદ પણ, ન્યૂટનથી જુદી જ રીતે, સમજાવ્યો. અને પરિણામે દિશાનો કાલનો, યુક્લિડની ભૂમિતિનો, જૂના ગતિશાસ્ત્રનો–એમ અનેક શાસ્ત્રોનો મૌલિક પાયો હચમચાવી મૂક્યો !

આગળ આપણે જોઈ ગયા કે માઈકેલસન અને મોર્લીનો પ્રયોગ અને તેના પરિણામની શૂન્યતા–અફળતા–એ આઇનસ્ટાઇનના વાદનો પ્રયોગાત્મક (પરંતુ અભાવાત્મક) પાયો ગણી શકાય. એમનો હેતુ તો આકાશતત્વનું અસ્તિત્વ સાબિત કરવાનો હતો, પરંતુ ઘણીએ વાર પ્રયોગ કરનાર જે વિચારથી પ્રેરાય છે તેનાથી ઉંધું જ પરિણામ આવી બેસે છે તેવું એમના બાબતમાં પણ બન્યું. એમની માન્યતા એવી હતી કે જો સર્વવ્યાપી આકાશતત્વનું અસ્તિત્વ આપણે સ્વીકારીએ તો તેમાં આપણી પૃથ્વી દર સેકન્ડે ૧૯ માઇલની ગતિ કરે. પરિણામ શું આવે ? ખુલ્લા ડબ્બાવાળી આગગાડી હવામાં દર સેકન્ડે ૧૯ માઇલની ઝડપે ગતિ કરતી હોય તો હવામાં જેવો ક્ષોભ મચી રહે તેવો જ આકાશતત્વમાં થવો જોઈએ. એ ગતિ કરતી વખતે પૃથ્વીની સપાટી ઉપરથી તેજનું મોજું બે પરસ્પર કાટખુણે આવી રહેલી દિશામાં ફેંકવામાં આવે તો એક દિશામાં ગતિ કરતું મોજું આકાશતત્વમાં મચેલા તોફાનની સામે જવા પ્રયત્ન કરતું હશે ત્યારે બીજી દિશામાં જતા મોજાંને એવી કશી અડચણ નહિ પડે. એક દિશામાં તેના ગતિ રૂંધાશે તેવી બીજી દિશામાં તેને બાધા નડશે નહિ. પરિણામે તેજની ઝડપમાં આપણને ફેર જણાવો જોઈએ. એ પ્રમાણે પૃથ્વીની ગતિની દિશામાં અને તેને કાટખૂણે મ.માઇકેલસન અને મોર્લીએ તેજનાં બે મોજાંઓ એકી વખતે રવાના કર્યાં. અને આરસીની સપાટી ઉપર તેમને પાછાં પરાવર્તન પમાડી એકઠાં કર્યાં. જો ઇથરમાં ગતિ કરવાને પરિણામે તેજનાં મોજાંની ઝડપમાં ફેરફાર થતો હોય તો પરિણામે તેજનાં એ બે મોજાંઓ ભેગાં થતાં પરસ્પર એકબીજાની અસર નાબુદ કરે. એટલે કે એક મોજાની ટોચ બીજાનાં ઉંડાણ સાથે મળે એટલે પરિણામે સ્થિર સપાટી દેખાય. તેજનાં મોજાંની બાબતમાં જ્યારે તેઓ એ પ્રમાણે અસમાન આંદોલનની સ્થિતિમાં ભેગાં મળે છે ત્યારે પરસ્પર વિઘાતકતાને (interference) પરિણામે કાળાકાળા ડાઘાના પટ્ટા તેજના સમગ્ર પટમાં દેખાય છે. માઇકેલસન અને મોર્લીએ એવા તેજના પટ્ટા જોવાની આશા સકારણ રાખી હતી. પરંતુ પ્રયોગોને અંતે તે આશા નિષ્ફળ ગઇ અને તેમની બન્ને દિશાઓમાં થતી ગતિને પરિણામે કશો જ વિકાર તેમને ભેગાં મળતાં તેજનાં મોજાંઓમાં જણાયો નહિ.!!!

લોરેન્ઝ-ફીટ્ઝ્‌ઝીરાલ્ડનું સમીકરણ.

થાય! અલબત્ત, પ્રયોગશાળામાં એટલું નાનું માપ પ્રયોગવડે કદી પણ જાણી શકાય નહિ એ સાચું છે. 'વી' એ જો તેજના મોજાંની આકાશમાં થતી ઝડપ છે એમ માનીએ તો એ સંકોચન $\sqrt{\frac{\text{સી}^2-\text{વી}^2}{\text{સી}^2}}$ (સી એ તેજની ગતિનું સૂચક હોઇ ૧૮૬૦૦૦ માઇલ દર સેકન્ડે ગણવાનું)

પરંતુ આઇનસ્ટાઇને આ પ્રયોગનો ઉકેલ નવા જૂની રીતે આપ્યો. પ્રથમ તો, ઇથરનું અસ્તિત્વ તે સ્વીકારતો કે ઇન્કારતો નથી. જાણે કે ઇથર–આકાશતત્વ–છે જ નહિ તેમ ગણીને તેની ગણત્રીઓ તેણે કરેલી છે. તેણે તો બતાવી આપ્યું કે નિરપેક્ષ કાળ જેવું તત્વ છે જ નહિ. કાળ પોતે સાપેક્ષ હોઇ પ્રત્યેક ગતિમાન પદાર્થનો પોતાનો વિશિષ્ટ કાલ હોય છે. અર્થાત્ માઇકેલ્સન–મોર્લીના પ્રયોગવડે ઉપસ્થિત થતો આખો પ્રશ્ન જ ઉડી ગયો! આકાશતત્વમાં પૃથ્વીની નિરપેક્ષ ગતિ માપવાનો એ પ્રયોગમાં પ્રયત્ન હતો! આઇનસ્ટાઇને બતાવી આપ્યું કે "નિરપેક્ષ ગતિ જ શક્ય નથી!" "मूलं नास्ति कुतो शाखा?" તમારો પ્રયોગ સફળ ન થયો કારણકે તે શક્ય જ નથી!"

---

૧ ઘણા લોકો પ્રશ્ન કરે છે કે લોરેન્ઝ અને ફીટ્ઝીરાલ્ડના સમીકરણ દ્વારા "લંબાઇ"ના સંકોચનું (Contraction) જે માપ આપણે કાઢીએ છીએ તે શું વાસ્તવિક છે? એ પ્રમાણે શું સાચેસાચ બને છે?

આની સમજૂતી માટે એડીંગ્ટને આપેલા એક સુંદર મુદ્દાનો ઉલ્લેખ કરીશું. કોઇ વેપારી કંપનીએ બારીકે પોતાનું સરવૈયું રજૂ કર્યું. તેમાં તેની મિલ્કત 'અમુક' છે એવું જણાવવામાં આવેલું છે. કોઇ પૂછે કે 'આ સરવૈયું સાચું છે?' જવાબ દઇ શકાય 'હા' ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ–પ્રમાણભૂત હિસાબનવીસની સહી સાથે બહાર પડેલું છે એટલે તે સાચું છે" અને છતાં પ્રશ્નકર્તા પુછી શકે "એ ખરૂં,–પરંતુ કંપનીના લેણદેણનું આ સરવૈયું "ખરેખર" "સાચેસાચું' છે?"–કારણકે હિસાબના સરવૈયામાં બતાવાતા નફાનુકશાન હમેશાં સાચા–વાસ્તવિક હોતા નથી એવો પણ આપણો અનુભવ છે!!

ખરૂં જોતા પદાર્થોના સ્થુળ પરિમાણોનો ઝીણવટથી કરેલો અભ્યાસ એ હિસાબના સરવૈયા જેવો છે અને એ રીતે લોરેન્ઝ ફીટ્ઝીરોલ્ડના સમીકરણ વડે સૂચવાતો લંબાઇનો સંકોચ સાચો છે એમ કહી શકાય! એટલેકે પદાર્થના સત્ સ્વરૂપનું એમાં વર્ણન નથી પરંતુ માનવના પરિમાણમાં ચોકઠામાં –દેખાતા પદાર્થના સંસ્કાર વિષે તે માહિતિ આપે છે

(એડીંગ્ટનના "નેચર ઓફ ધ ફીઝીકલ વર્લ્ડ" ઉપરથી)

# અલંકારયુગના કવિઓ

ડુંગરસી ધરમસી સંપટ

સેનાપતિ એ સમવયી કવિ થઈ ગયા છે. રસીક અને કાવ્યમૃતનો સ્વાદ ચખાડી જાણનાર કોઈ કવિના મુખથી સેનાપતિનાં કાવ્યો અજબ મુગ્ધભાવ શ્રોતાઓમાં પેદાં કરે છે. એમનો પ્રસિદ્ધ ગ્રંથ "કવિત રત્નાકર" હિંદી કાવ્યગ્રંથોમાં પ્રથમશ્રેણીનું આસન શોભાવે છે. પ્રકૃતિ વર્ણનમાં આ કવિ અદ્વિતિય છે. સેનાપતિનો બીજો ગ્રંથ "કાવ્ય કલ્પદ્રુમ" પણ સુંદર છે. એ કવિએ કૃત્રિમ યુગનાં કવિઓમાં શ્રેષ્ઠ સ્થાન જમાવી લીધું છે.

જોધપુરનો રાજા જસવંતસિંહ ઔરંગઝેબ સાથેનાં યુદ્ધોમાં પ્રથમ પંક્તિના શૂરવીર હતાં. તેવું જ ભાષાશૌર્ય એમણે કાવ્યક્ષેત્રમાં દર્શાવ્યું છે. એમણે અલંકાર શાસ્ત્રનો શાસ્ત્રીય અને ઉંડો અભ્યાસ કર્યો હતો. એ અભ્યાસની પરિપકવતારૂપ ગ્રંથ સાહિત્ય રસીકોને પ્રસન્નતા ઉત્પન્ન કરે છે. "ભાષા ભૂષણ" ની વિશેષતા એ છે કે પ્રથમ ચરણમાં અલંકારનું વર્ણન છે, બીજાં ચરણમાં એ અલંકારનું વિશદ દિગ્દર્શન છે.

ભૂષણ કવિનાં મોટાં ભાઈ મતિરામ હિંદીના મધ્યમ યુગના કવિઓમાં ઉચ્ચ આસન શોભાવી રહ્યાં છે. મતિરામનાં "લલિત લલામ" અને "હંસરાજ" એ હિંદી સાહિત્ય ખાણનાં દિવ્ય ચમકદાર અને સુંદર પાસાં પાડેલાં રત્નો છે. એ કવિ શૃંગારી-કૃત્રિમ-યુગનો સમર્થ કળાકાર છે. મતિરામના ભાઈ ભૂષણ કવિ વિરરસના અજોડ કવિ હતાં. કળા અને ઝીણી રસસામગ્રીમા મતિરામ શ્રેષ્ઠ છે. પરંતુ શૌર્ય, તેજ, ઉત્તેજના, ઉંચો આદર્શ, નિડરતા અને ફરજ બજાવવાનાં ઉત્સાહમાં ભૂષણ ચડે. ફ્રેંચોના વીર ગીત લા મારસેલ્સ જેવી જ વીરવાણી એ નાનકડાં કાવ્યમાં સાંભળનારનાં હૃદયમાં ઉત્સાહ અને ચેતનાનાં મોજાંની હારમાળા જગાવે છે. શ્રી. શીવાજી મહારાજે એ કવિને સંપૂર્ણ પ્રોત્સાહન આપ્યું હતું.

હિંદી માટે આ સંસ્કાર યુગ સર્વોત્તમ કાળ છે. સંસ્કૃત સાહિત્યનાં મૌક્તિક રત્નો બાદ કરીએ તો આવી ઝમકદાર, પદલાલિત્યવાળી, સુકોમળ ભાવો દર્શાવનારી, મધુર, રસમયી, સંસ્કારી કવિતાના ગ્રંથો બીજા કોઇ પણ પ્રાંતિય સાહિત્યમાં થયાં નથી. પ્રાંતિય ભાષામાં સર્વશ્રેષ્ઠપણાનો દાવો કરતી બંગાલી પણ અલંકાર યુગના હિંદી કવિઓ સાથે સ્પર્ધા કરી શકે તેમ નથી. શૃંગારરસને દીપાવવામાં એ અલંકારી કવિઓએ આકાશ પાતાળ એકઠાં કર્યાં છે. કૃષ્ણભક્તિનાં પ્લેટફોર્મ ઉપર શૃંગારરસની મોટી ઇમારત ઊભી કરી છે. શૃંગારરસને કપાસના તાંતણે તાંતણાં છુટાં કરી તંતુ જેવાં કરેલાં બારીક સુતરની પેઠે એમણે કાંત્યો છે. પિંગળના, અલંકારશાસ્ત્રનાં, રસશાસ્ત્રનાં બધાં સુક્ષ્મ ભેદોને સાચવી એક પણ પ્રમાદ રહિત, શુદ્ધ, સંસ્કારી ભાષામાં કવિતા ગાઇ છે. હિંદી માટે એ સાહિત્યમંથનનો સર્વોત્તમ યુગ હતો. ચંદ, તુલસીદાસ, સુરદાસ એઓનું આદિકવિઓનું સ્થાન અગાઉ વર્ણવી ગયા છીએ. અપૂર્ણ

●

## વ્યથા

જગત ! જીવનને જડ ઓ કાળ !
છેલ્લી ચઢી રહ્યો છુ પાળ,
જયા આરંભ્યા પ્ર યા ણુ માગં
ધ્રૂજન્તાં બેહાલ !

કયારે દુ નિ યા ઝમક તારી,
જી વ ન ની મજાઓ માણી;
જડ કા ળ ની યે બલિહારી
ફરી મને મલશે !

દિવસ ને રા ત્રિ ઓ રૂડી !
આન દની અવધિઓ ખૂટી !
આ થ મ તિ પળ મારી તૂટી
કદી નહિ ટકશે !

વસંતના કોયલ ટહૌકાગે,
વર્ષાની ઢેલોના ઢાળો,
ડગમગતા દિલડે દુઃખ ભારે.
આતમ ના ઠરશે !

કાનજીભાઇ પટેલ

૧ શેલીના 'A Lament' પરથી સૂચિત.

# અફવા

પ્રહ્લાદ પારેખ

બી. એ. થયા પછી ઘણાની જે દશા થાય છે તેજ દશા રામપ્રસાદની પણ થઈ. દરરોજ સવાર પડે અને નોકરી માટે જે જે સ્થળે સંભાવના હોય ત્યાં કાગળો લખે અને મળવા જાય. લગભગ ચારેક મહિનાથી રામપ્રસાદ આ પ્રમાણે પ્રયત્નો કરતા હતા. પરંતુ હજુસુધી તેમને ક્યાંય સફળતા મળી ન હતી. ઘરમાં તેની વૃદ્ધ મા સિવાય બીજું કોઈ ન હતું. ગામમાં ચંદુલાલ સિવાય બીજો ભાઈબંધ ન હતો. ચાર ચાર મહિનાના પ્રયત્નોથી અને ભાઈબંધોના કોઈ મંડળ સિવાયનો રામપ્રસાદ થાકી ગયો હતો, તંગ આવી ગયો હતો. એકલતા ઓછી કરવાં તેણે એક ગૌરવર્ણું કબુતર પાળ્યું હતું. રામપ્રસાદને પક્ષીઓનો શોખ તો ખરો જ. બહાર ગામ જ્યારે કોલેજમાં ભણતો ત્યારે લગભગ રોજ ત્યાંના બગીચામાં અને જુદા જુદા પક્ષીઓના પાંજરા પાસે ક્યાંય સુધી બેસી રહેતો. પક્ષીઓનો વિધવિધ અવાજ, જુદી જુદી વર્ણ છટા, જુદી જુદી ચાલવાની અને બેસવાની ઢબો એ બધાના અવલોકનમાં તેને અપૂર્વ આનંદ આવતો. ગૌરવર્ણું કબુતર મહામહેનતે ચંદુલાલની સહાયથી તેણે મેળવેલું, પરંતુ અકસ્માતે પડીયો કાણો એ ન્યાયે એક દિવસ તેની માથી પાંજરું ખુલ્લું રહી ગયું અને પક્ષી ઊડી ગયું. સાંજે અનેક સ્થળોએ ભમી થાકયો પાકયો રામપ્રસાદ જ્યારે ઘરે આવ્યો અને પાંજરૂં જોયું તો ખાલી. માએ બીતા બીતા એ કેમ બન્યું એ વાત દીકરાને કહી. માને આમ બીતા બીતા ખુલાસો કરતી સાંભળી રામપ્રસાદ કશું જ બોલ્યો નહિ. ગમગીની વિસારવાનું તેનું એકનું એક પ્રિય સાધન પક્ષી પણ ઊડી ગયું એથી રામપ્રસાદને લાગી તો આવ્યું પણ માને કાંઈ કહ્યું નહિ. તેના મૌનથી મા પણ દુઃખી થઈ. તેણે જોયું કે આજ દીકરો ઘુમસુમ ખાઈ ઊઠી ગયો.

નોકરી માટે ક્યા ક્યા જવાનુ છે, કોને કોને મળવાનુ છે અને ક્યા ક્યા કાગળો લખવાના છે તેની યોજનાઓની જ ગડમથલ હતી એટલે ચંદુલાલ જે કહેતા તેમા ‘હં’ કહી સમંત થતા.

એક દિવસ બપોરે ચંદુલાલ આજની કેળવણી વિષે કંઈક બોલવા જતા હતા ત્યા ગેલેરીના કઠોડાના એક ખુણા ઉપર એક કબુતર આવીને બેઠું. રામપ્રસાદનું ધ્યાન ખેંચાણું અને બોલી ઉઠયો, ‘ચંદુલાલ! મારૂ કબુતર’ રામપ્રસાદ ગેલેરીમા ગયો કબુતર ત્યાંથી ઉડીને પડખેને છાપરે બેઠું. ક્યાય સુધી રામપ્રસાદ એ કબુતર સામે જોઇ રહ્યો દિવસો પહેલાં ઉડી ગયેલા કબુતરને આજે એ અસહાય બની બીજાના છાપરા ઉપર બેઠેલુ જોઇ રહ્યો. થોડીવાર પછી એ ત્યાંથી પણ ઉડી ગયુ.

‘ચંદુલાલ! એ મારૂ જ કબુતર.’ રામપ્રસાદે પાછા આવી કહ્યુ.

‘તારે એકલાને જ એવું કબુતર હશે?’ ચંદુલાલે પૂછ્યું.

‘ના, પણ મે એને ગળે નિશાન કર્યું છે?’ રામપ્રસાદે કહ્યું.

‘કેવુ નિશાન? ચંદુલાલે પૂછ્યું.

‘કાળુ’ રામપ્રસાદે જવાબ આપ્યો.

‘ત્યારે એ કબુતર આહી ઘણી વખત આવે છે’ ચંદુલાલે જવાબ આપ્યો

‘એમ! ત્યારે એને પકડી શકાય?’ રામપ્રસાદ આતુર થયો.

‘પકડી શકાય’ ચંદુલાલે કહ્યુ અને સાથે સાથે માથુ હલાવી એ કેટલું સહેલું છે એ વ્યકત કર્યું.

‘પકડી શકાય’ રામપ્રસાદના દિલમા પડઘો પડયો તેના અંતરમાં આશાના અંકુરો ફુટયા તેને થયુ મારૂં કબુતર મને પાછુ મળશે. ‘તો કાલે બપોરે હું આવીશ અને આવશે તો પકડીશું’ રામપ્રસાદે કહ્યું આનંદથી તે અધીર થઇ ગયો હતો તેને ચંદુલાલનું બીજું કોઇ કથન સાંભળવાની આજે ધીરજ ન હતી. તે દાદરો ઉતરી નીચે ગયો અને ખડકી ઉઘાડી જેવો બહાર પગ મૂકયો કે દૂર કોઇના ખડખડાટ હસવાનો અવાજ સંભળાયો તેણે પાછળ જોયુ દૂર ઉભેલા બે જુવાનોમાથી એક તેની તરફ આંગળી ચીંધતો હતો અને બીજો હસતો હતો રામપ્રસાદને પોતાની તરફ જોતો જોઇ પહેલાએ આંગળી ખેંચી લીધી અને બીજાને હસવુ આવ્યુ તિરસ્કારથી તરતજ મોઢુ સીધું કરી રામપ્રસાદ ચાલતા માંડયો કેમ હસ્યા હશે એ વાત વારેવારે તેના મનમા આવી પણ નકામી ગણી કાઢી નાખી

રામપ્રસાદ ઘરે આવ્યો અને ઉંઘી ગયો ત્યા સુધી આવતી કાલે કેમ કબુતર પકડવુ તેની યોજનાઓ કર્યા કરી

બીજે દિવસે બપોરે રામપ્રસાદ ચંદુલાલને ત્યા ગયો. અને ભાગ્યવશાત્ કબુતર પણ આવ્યુ ગેલેરીમા થોડાએક દાણા પાથરી બન્ને જણા દૂર ઉભા રહ્યા કબુતર આવે અને દાણા ઉપર બેસે એટલે પકડી લેવા માટે ચંદુલાલે હાથમા એક કપડું પકડી રાખ્યુ.

કબુતર છાપરા ઉપર આવ્યું અને ત્યાંથી ગેલેરીના કઠોડા ઉપર. આનંદથી અનેક દિવસના પરિચિત એ સંબંધીને રામપ્રસાદ જોઇ રહ્યો. એક ઠેકડે કબુતર નીચે આવ્યું. અને દાણા ઉપર બેઠું. ચંદુલાલે અને રામપ્રસાદે સામસામું જોયું. ચંદુલાલ ધીમે ધીમે પાસે ગયા અને ઝડપથી તેના ઉપર કપડું નાખ્યું. પણ વ્યર્થ. ચંદુલાલ પકડે એ પહેલાં તો કપડા નીચેથી એ ઉડી ગયું. તેના બે ત્રણ પીછાં ત્યાં ઉડતા રહ્યા. 'એ...એ...એ' રામપ્રસાદથી બોલી જવાયું અને પછી મુંગો થઇ ગયો. હાથમાં આવેલું કબુતર ગયું અને હંમેશને માટે ગયું એમ તેને લાગ્યું. ચંદુલાલની અણઆવડત માટે તેના ઉપર અને આવા કામમાં તેના ઉપર વિશ્વાસ મૂકવા માટે પોતાના ઉપર તેને ગુસ્સો આવ્યો. કશુંય બોલ્યા વિના તે ગેલેરીમાં ગયો, કબુતર પડખેને છાપરે બેઠું હતું. રામપ્રસાદ તેને જોઇ રહ્યો. હમણા જાણે આવ કહી કબુતર તરફ હાથ લંબાવશે એવો ભાવ તેની આંખમાં તરતો હતો. થોડીવારે ડોક ફફડાવતું કબુતર ત્યાંથી ઉડી ગયું. રામપ્રસાદ ક્યાંય સુધી એ ખાલી છાપરા સામે જોઇ રહ્યો. તેને લાગ્યું કે પોતે પ્રયત્ન કર્યો હોત તો જરૂર કબુતર પકડાત. ગેલેરીમાંથી રામપ્રસાદ નિરાશ થઇ પાછો આવ્યો. ચંદુલાલે તે કેમ ન પકડાયું તે સમજાવવા પ્રયત્ન કર્યો. બેધ્યાન રામપ્રસાદે ચંદુલાલે પુરૂં કર્યું ત્યાં સુધી તેનો અવાજ સાંભળ્યા કર્યો પણ તેણે જે કહ્યું તે તેને કશું સમજાયું નહિ.

'ઠીક ત્યારે કાલે ફરી આવી ચડે તો જોઇશું. કાલે હું જ પ્રયત્ન કરીશ.' રામપ્રસાદે કહ્યું અને વિદાય લીધી.

રામપ્રસાદ ખડકીની બહાર નીકળ્યો કે તરતજ ગઇકાલના જેવો ખડખડાટ હસવાનો અવાજ સંભળાયો. તેણે પાછળ જોયું. આજે તો છ સાત જણા હસતા હતા.

'ભાઇબંધ પણ ઠીક પડેખેના જ ધરવાળાને કર્યો છે' કોઇક બોલ્યું અને બધા હસ્યા.

'રોમાન્સ! રોમાન્સ' બીજાએ કહ્યું અને ફરી ખડખડાટ હસવાનો અવાજ સંભળાયો.

"શીરીં ફરહાદ" ત્રીજો બોલ્યો બધા જ વાક્યો રામપ્રસાદને ઉદ્દેશીને બોલતા હોય તેમ એ જેમ આગળ વધતો ગયો તેમ બોલવાનો અને હસવાનો સુર ચડતો ગયો. તિરસ્કારથી રામપ્રસાદે પાછળ જોયું. ફરી બધા હસી પડ્યા. રામપ્રસાદ વધારે ઝડપથી ચાલવા માંડ્યો. આ હસવાએ અને વાક્યોએ તેના મનને આકૂળ કરી દીધું. એ બધું શું હતું અને શાને હતું. તેને કશું જ સમજાતું ન હતું.

લોકોનું માત્ર હસવું જ અનેકને અનેક પ્રવૃત્તિ કરતા અટકાવી દે છે. એ હસવું ભલભલાને ઢીલા કરી દે છે.

રામપ્રસાદને પણ હવે કબુતરની સાથે સાથે જ એ હાસ્ય યાદ આવતું અને ચંદુલાલને ત્યાં જવાનું માંડી વાળવા વિચાર કરતો. પરંતુ કબુતર પકડાશે એ આશા તેને ત્યાં ઢસડી જતી. તેનું મન મરણીયું થયું. કોઇ પણ ઉપાયે આજે તો કબુતરને પકડી જ લેવું અને પછી કદી ચંદુલાલને ત્યાં ન જવું એમ રામપ્રસાદે વિચાર્યું.

માઢીની સંગીતસરિતામાંથી નવભરતીની ઊર્મિઓ ઉઠવા લાગે છે. શંકા શકાને સ્થાને ચાલી જાય છે.

દિવ્ય રાગ શરૂ થાતા બન્યું શાંત બધું વન :
લોહચુંબકથી જાણે -ખેંચાયા સર્વના મન.

ધીખતી જ્વાલામૂર્તિમાં શમન શરૂ થયું પણ ઘડીકનું. સંગીત શબ્દ જ એવો છે કે એમાં પારિભાષિક અર્થની સાથે હૃદયનું સુબદ્ધત્વ પણ આવી જાય છે. વસંતની સ્નિગ્ધતા વનમાં ફરી વળી છે, એમાં સંગીતનું ચલન હૃદયના ઝરામાંથી વહેતુ થયું એટલે પછી બાકી શું રહે ? સચરાચરનું વ્યવસ્થિત નિગમન ગુરુત્વાકર્ષણમાં મળે છે. અહીં ત્રિજા તીય આવિર્ભાવનું ખેંચાણ છે, અને તે માનવતાના સર્વતત્વનુ મુખ્ય દર્શન બની રહે છે -સંગીતતત્વમાં સર્વને લુબ્ધ કરવાની અકથિત કલા છે, એ કલા તે આકર્ષણ રૂપે સર્વમાં છુપી રહેલી છે; એ રસનું ખેંચાણ થવું એવું આમાં છે. ખેંચનાર અને ખેંચાનારની રસમાધિ ત્યારે જ થાય કે જ્યારે પ્રથમની બન્નેની ગતિ એકનામાં પરિણમી એકાકારનુ સાન્નિધ્ય સાધે ખેંચનાર કરતા ખેંચાનારામાં આવેગ શક્તિ પ્રબલ જોઈએ. જો તે તેની ધર્મક્રિયામાં અશક્તિ અનુભવે તો રસની નિષ્પ્રાપ્તિ થાય. પણ જો ખેંચનાર ખેંચાનારને આકર્ષી એક કરી દે તો રસની પરિપ્રાપ્તિ અથવા સમાપ્તિનો નિયોગ તુરત થઈ જાય અહીં ખેંચનાર સંગીતની સુરાવલી છે ખેંચાઈ જનાર રાજદામ્પત્ય છે. સંગીતની સ્વર્ગીયતા ગુરુત્વાકર્ષણનું અમેય તત્વ છે, અને તે સર્વ જગતને તેનુ ભક્ત બનાવી શકે છે. સંગીતના નાદની માત્ર કલ હલાવવાથી માનવતામાં અખંડ કારુણ્ય સળગી ઉઠે છે અને તેની સાહજિકતાથી કઠોરમાં કઠોર અંતરને વિરામ અને આશ્વાસન આલિંગે છે, આમ એક ગહન વિશ્વસિદ્ધાંતે અખંડ તન્મયતાનિ સંક્રાંતમાણ કરી એકમય કરી દીધી છે,

માધુર્ય એ ઉછળતું કયહિ ના સમાય
હા ! કેમ આ હલક અંતરથી ખમાય:
સાથે મળ્યા તરલ દંપતી સર્વ જોડી
ભેગી રહ્યા સ્વર વિષે દઈ વૃત્તિ જોડી ?

સંગીતનુ મુલાયમ ઉગ્ર માનવચુંબકના વેગમાં પલટી એક અને અનાર થયું તેનું મુગ્ધ માન્ત્રિક માધુર્ય અને માધુર્યમાંથી ઝરતી હલકે આખી પ્રકૃતિ સૃષ્ટિને ગાળીને એક રસ કરી નાખી ભાંગતી ઉચ્છ્વાસનાને એક કરી, વ્યવસ્થિત કરી પછી પોતાની સંગીતતત્વમાં નિરી બનાવી દીધા રસની યોગવિધિ જાણે પૂર્ણતામાં પગરણ ભરતી હોય તેવો મીઠો ઉમળકો અહીં સભરે ભર્યો છે

થેની બની બધી સૃષ્ટિ રસમાં હાલ ન્હાય રે,
હાય ! એક જ પાડુના હૈયામાં કૈંક થાય છે!

રસ સ્વર્ગીય છે અને તેને પામવા માટે હૃત્સોપાનની રચનાત્મક ગોઠવણી આવશ્યક છે. રસના ગરિમઓ મહાલવા માટે પ્રથમ તેની ગોઠવણીએ પહોંચવું જોઈએ

રસચિંતનનું સ્મરણ જીવનનાં ઠરેલાં કોડિયાંને આત્મસ્ફુરિત ચેતનાની શીખા આપવાને જેટલું જરૂરનું છે તેટલું જ માનવસંતોષ અને આત્મસદ્વિચારને આંતરિક ઊંડાણોમાંથી રુચિર આલેખવા પૂરી પાડવા માટે મદદનીશ છે. કવિતાનાયકને માનવસભ્ય સંતોષ અને આત્માને અખંડ ઊડતો રાખે એવી વિમલ સૌંદર્યની પાંખ મળી છે; એનું સાહચર્ય સાંપડ્યું છે, પણ અત્યારનું એનું જીવનપગરણ અકથિત દર્દની પીડામાં પીલાઈને ચેપો થઈ ગયું છે. તે મુંઝાય છે, પીડાય છે. પ્રાણની આવી વાટિકામાં મ્હોરતી રસની પૂર્ણકાને જે અદમ્ય વેધન હણતું ઉભું છે તેનો સ્પર્શ એટલો ઉગ્ર છે કે તેનું આળું થયેલું કલેજું વધારે ઘર્ષણ સહન કરી શકે તેમ નથી. "ઘેલી બનેલી બધી સૃષ્ટિ" પોતાના તાલમાં ઓતપ્રોત થતાં જે એક ઉદ્વેગ ઓળખે છે તેનું ઘર્ષણ-આ એક જ જીવને અસહ્ય અને દોહ્યલું લાગે છે.

સંગીતામૃતની કલ્લોલિની નાચતી કૂદતી બેપૂર વહેવા લાગી એને આરે ઉભેલા પુરુષાત્મા જીવનનો બધો થાક વિસરી જઈ સુખચેતનો ઊભરો સહન કરે છે. સંગીતની મનોહારિતાનો ઊંડો ભાવ એના હૃદયના રુંવાની ચોતરફ વીંટાઈ વળ્યો છે અને અનંતગંભીર આનંદની તરંગલહરી કંઈક બીજું પણ સાથે લઈ આવી. વિનશ્વર સંગીતસ્વરે એની અવિરત બેપો ચાલુ રાખી સાથે આવેશ ભાવને પણ સાહચર્ય આપ્યું. આ બન્ને તત્વની સંલગ્નતાએ સંવિગ્ન માનસને ઢંઢોળી બેઠું કર્યું. આ પ્રકારનું માનસ જન્મી ચૂક્યું અને જીવલેણ છાપો મારવાને જંગી ભારતું સ્મરણ સાનુકૂલતાને સમેટવા માંડ્યું. પણ આ સંવિગ્ન માનસનું કારૂણ્ય દાના દુશ્મન જેવું કંઈક અંશે હિતસ્વી ને કાર્યસાધક નીવડ્યું. તેણે રાજાનો અંતર-ગઢ ઘેર્યો પહેલાં રાક્ષિતના ઓરડામાં પૂર્વજ્ઞાનનું જ્વલન ચેતાવી દીધું, આખરે તે "એ ચાયો" અને તેને "સ્થિતિની સ્મૃતિ" નું ભાન થયું. આ બધું જ્ઞાન અને તેની યે પરાકોટિએ પહોંચેલા વિજ્ઞાનનું ભાન થયું "તોય સ્પષ્ટ વપુમાં દેખાય છે વિકૃતિ."

રાજરાણીના હૃદયસરોવરમાં સંદેહનો પડછાયો પડ્યો, તેથી તેની નિરાડંબર સંગીતની કલાકૃતિમાં કુંઠિત-તરવરાટ જાગી ઊઠ્યો. તેની ચિત્તસમાધિનું સાતત્ય લથડી મૂર્છિત થયું, અને ગીતપ્રવાહના મોજામાં ક્ષણિક સ્ખલન થયું. કવિ કાન્ત આ મનોભાવને કલાયુક્ત રીતિથી બે લીટીમાં વણી નાખે છેઃ

> *નિહાળી સ્વપ્ને શાલી જરા ગાતા રહી ગઈ !*
> *હાય રે ! ઉડી તેથી તેની શાન્તિ વહી ગઈ !*

હવે બહિરંગને ઉછાળો આવ્યો, અને તે અંતર્ગતિ સાથે ભળી ગયો, બન્નેના સંગમે એક ગંભીર સર્જન હલેતું કર્યું. રાજાના વૃત્તિ વિવશ-બની શબ્દ-વ્યાપારની અને ઉદ્ગારની સહાયતાને યાચતી મૂર્તિમંત બની ઉરે કરુણ ઉચ્ચારણનું પાત્ર બીલપાત્ર રતિકલા પાસે ધરી દીધું, અને

> પ્રિયે ! મારી ! આ હા ! સહન મુજથી આ નથી થતું,
> નહીં મારે તેથીએ તપ ફલ ભલે-એ સહુ જતું;

"સૌન્દર્ય શું ? જગત શું ? તપ-તેજ શાની" ની ભાવના એક જ ક્ષણે આમ સંસારસાગરમાં ડૂબી નાશ પામવા લાગી ત્યારે પાછલે ઉભેલો રાજપુરુષ જ્યારે "તપ

ફલ ભાસે એ સહુ જતું" એ કહે ત્યારે યોગમાંથી જન્મતી ક્ષુલ્લક વાગના પામરતાને કેટલી હદ સુધી પોતામાં શમાવી દે છે? આ બધું થવાથી યોગકાલ જીવનમાં શૈથિલ્ય ફેલાવે છે એમ ઘડીક થઈ જાય છે, પણ આ કયાં હૃદયવાંછિત યોગ હતો. વિપ્રલંભ જીવનને યોગકર્મથી નિરોધ કરી, દામ્પત્યમાહત્મ્ય પામવું, અને એક બીજાના સામીપ્યે રહી વાનપ્રસ્થલક્ષી તપોનિધિની સાધના ઉપજાવવી તે તેનું કર્તવ્ય હતું. પુરાણ કથનને આમ કાવ્યસર્જનમાં ગોઠ્યું, તપસ્વી જીવન કેટલું દુસ્તર છે તેની વિશદતા કંઈક અંશે સ્પષ્ટ થાય છે.

વન વાસનું તપ-પ્રાબલ્ય "મધુર સ્વરની રમ્ય સરિતા" માં તરવાને અધીર ઉમળકો મેલી રહ્યું છે. કાલની નિયમિતતાની સ્તવનગીતા ધ્વનિના માધુર્યને ખૂંચવા માંડી. તેનું ગાઢ આલિંગન (સમયનું નિયમન) માધુર્યગર્જને એટલું તો રૂંધવા લાગ્યું કે જે સમય મત્તાની લગામ જરાક વધુ ખેંચાય તો ભોક્તાના આત્મામાં વિસ્તરેલો રતિભાવ રૂંધાઈને તરત અણધારી અણકથી દુર્ઘટના ઊભી કરે. તેથી કાવ્યના વહેતા પ્રવાહને એકદમ વેગ આપી, રા. કાન્ત, રસને વધારે રૂંધવા ન દેતા તરત જ કાવ્ય કલ્પનાને જીવન્મુક્તિ આપે છે. કદાચ જો કાવ્યપોત લંબાવી વધુ કલ્પનાનો વર્ણન વિસ્તાર કર્યો હોત તો રસપ્રભા જે કાવ્યના ઉત્તુંગ શૃંગે પહોંચી છે તે આગળ ન મ્હાલતાં પઠકાઈને ભુક્કો થઈ જાત પણ તેમ નહિ થતા તરત જ રાજા અકસ્ય વેદનાથી પોકારી ઊઠે છે,

"ચલાવી દે પાછી મધુર રસની રમ્ય સરિતા,
" બ્હાથી છોડી દે! અરર! કયમ રાખે નિયમિતા!

રાજાએ રમનું આત્મસ્વરૂપ અંતરથી પીછાણી લીધું. જ્યોતિદર્શનની ચમત્કૃતિને રસકારના ચોકસીએ ઘટાવી ટુંકાવી નાજુક રતિસરલતામાં ગુંથી નાખી ઊર્મિની દ્રવિત પ્રવાહિતા વર્ધિત બનાવી શકાય એવી ઘટ અને સ્થિર સુદૃઢ બનવા પામી આ તમામ વસ્તુ ગણતરીથી કવિતાંગ સુરેખ અને સુગાત્રમય રચાતા, આપણા પઠનનો પાટલો જરાતરા પણ ડગમગતો હોય તો સમસ્યાવિત થઈ ગયો મજબુત વૃત્તિનો સંગનો ખમતીર જમી દોસ્ત થવા તૈયારી કરવા લાગ્યો, કેમકે ધૈના થયેલ રમના મોજાઓ અદ્ભુત ઘેનગામાં વિનમ્રતાને ભાગવા મંડી ગયા. નિરાધાર અનંગ સ્રોતે પોતાના મત્તતામુખી પછાડાને નવી દિશાઓ ઉઘાડી આપી. વૈરાગ્યવૃત્તિએ જીવનઆમની દિલાસો આપી રસનો માર્યો. હવે રાગની અધકારમય ક્રૂડાળી નૃપતિને ડોળીને કેંદવા લાગી છે.

"સખી! દેવી! વ્હાલી! સ્વરૂપ તુજ આજે બહુ દીસે!
' ખરે રંભા જેવી રસમય અહીં નંદન વિષે!

સખીના સાન્નિધ્યમાં અનંત સ્રોતસ્વિનીનું વિમલ રસપ્રતિનિધ જોયું. સુંદરતાના વિયોજને રમનાની સર્વશક્તિમાં લઘુતાનું આંકન કરી, પરવશતા, કે જે હજુ સુધી ગૌણલક્ષી સાધનાનું બીન બજાવી રહી હતી, તેને પ્રધાન કથનના વાસ્તવિક રૂપાંતર તરીકે કવિતામાં અને મૂળ વ્યક્તિમાં અવતાર આપ્યો સુંદરતાનું જે રૌદ્ર અત્યારસુધી ઇન્દ્રિયગોચર કે સ્પર્શગોચર ન્હોતું થયું તે એકદમ પારદર્શક અને પ્રવાહીત બની, રોમાંચિત

ઘટનાને એકદમ સજ્જડ બીડો લઈ ભીંસવા લાગ્યું; રંભા જેવું રસમય સૌન્દર્ય ઊગીને નંદનવનની કેસરકલગીમાં લહરવા લાગ્યું, અને રાજાને એ પરિમલની ધૂપદાનીમાંથી રોમ-વિક્રિયાનું તીવ્ર ગાન જડી આવ્યું.

પ્રણય ઉદ્‌ઘાટનનો અતિરેક હૃદયમાંથી ચિત્તમાં અને ચિત્તમાંથી ચક્ષુમાં પરોવાઈ ગયો. ચક્ષુઓનું આકાશ પ્રેમપર્જન્યથી ઘેરાઈને ડૉલમડૉલ થતાં વિશેષ ઊર્મિભાર સહન કરી શકે તેમ ન હતું, તેથી " નિહાળે વર્ષાની પ્રણય રસ બન્ને નયનથી " પણ રાજાની મિશ્રિત વાસનામાંથી એક કાલની નારડી જેવો ગાઢ પડછાયો સરી પડતાં માદ્રીને કાતીલ ઠોકર વાગી કે જેને લીધે " જરા ધાસ્તી પામે સતી પણ હવે હાય ! મનથી. "

બેઉ જણા સંગીતની સૌમ્ય મુસાફરી કરતાં ક્યાંક તુફાની ખડકને કાંઈ અથડાઈ ગયા. પણ તુફાનનું પ્રેરણા તત્ત્વ કઈ દિશામાંથી આવે છે તે રાણી પારખી ચૂકી હતી, તેથી સરલ પ્રયાણના શઢને સમારવા તેણીએ પ્રયત્ન કરી જોયો, પણ તેનો અંધેર કાલ-ઝંઝાનો કોળિયો થવા નિર્માયો હતો તેથી " ક્ષમા પાણુ નહિ " ની કાલઓળીને અતાગ અવિચારિતામાં વાળી દીધી.

સ્થલ સ્થિતિની પરંપરાની દેવડીઓ આસ્તે આસ્તે ભીષણ અને ભયઅંધારી બનવા લાગી. પણ પહેલાંની સંગીત જ્યોત એકમાં ભૂતજીવનની પાવડી પર ઊડતી હતી, ને બીજામાં પ્રવર્તમાન મનોદશાનું ક્ષણિક સ્વપ્ન લેવા લલચાતી હતી. હજી સુધી સ્થિતિ-ચુસ્ત થવું માદ્રીને અકારણ જણાતાં, વ્યક્તિગત છૂટનો છેલ્લો વેલ્લો ઉપયોગ કરી ક્ષણની અંગેય બારિકીમાં ભાવિદશાનું નક્કરપણું જોવા માટે તે દિવ્યચક્ષુ મેળવવા ચૂકી નહિ. ભાવ્ય સંયોગનો મૂક અભિનય થતો હોય તેમ છૂપું નિવિકથન તેનાં અંગો અંગમાં પ્રસરી ગયું, અને ફક્ત આત્મોદ્‌ગાર અને આત્મિક અભિનય રૂપે " રે હાય ! હાય ? નોહ નાથ નહિ, " કહીને " છૂટી જઈ ભુજ થકી અળગી રહી તે;" ત્યાર પછી કારુણ્યનું અંતીમ પર્યાયનું ચણાયું. પરાધીનતા છતાં પતિદેવ ઉગારનું આત્મસમર્પણનું યુદ્ધ "દીન દૃષ્ટિમાં" કેટલું પ્રગાઢ છે તેનું ગૂઢ આલાપન એ જ લીટીમાં છે—" હા દીન દૃષ્ટિ કરી એ નીરખી રહે છે, દુઃખે ભર્યાં નયનથી નૃપને કહે છે. "—

કવિતા અને કવિમાં જાતીયતાનું સપ્રમાણ, સ્પષ્ટ આત્મદર્શન ન હોય તો કવિ કવિતાને રૂપકના અને કવિતા બન્નેમાં અર્થવિધાનનું લોભાણુ આડંબર ઉપરી આવે છે. કવિતાને રૂપકની ગોઠવણમાં આવે તો કાવ્યપ્રકૃતિની મતિ માંત્રિક ગમનમાં વર્ણનાત્મક રેખાથી જોરદાર બનવાને બદલે રૂપકમાં અને વર્ણિત ભાવદર્શનમાં અર્થની અણજાણ ગંભીરતા એટલી તો મૂક અને અર્થનિરોધક બને છે કે કદાચ કવિ પોતે પણ રૂપકના વગનો રસ બની જાય છે અને તેનું ચાલકતત્ત્વ કોઈ અદીઠ ભાગમાંથી એની મેળે આવ્યું આવે છે. એટલે કે અર્થનિરૂપણ મારીમચડીને બેસાડવું પડે છે.

પ્રસાદ આમ ગંભીર થવાને બદલે રમતિયાળ છતાં સેગીલો અને વેધક બની જાય છે. કથનકાવ્યને પરિણામ હોવું જ જોઇએ. તે આવેગ અને ભાવાતિરેકમાં અદ્દર રૂંધે તો તેમાંથી પમરતો રસામોદ ટીંગાઈ રહે, અને મુંઝાઇને મૃત્યુ પામે. પ્રસ્તુત કાવ્યમાં છેવટ તાત્પર્યનો મેરુ એની મેળે નીચે સરી પડે છે:

"પ્રિયા ! પ્રિયા ! પ્રિયા ! તારા હાથમાં સર્વ હાય રે !
ત્વરાથી દેહ જોડી દે: આ તો નહિ ખમાય રે !

રાજાના સ્થલકાલ અને યોગનું ભાન ન હોય તેમ આપણે ન કહી શકીએ, કદાચ વિકારોદ્ભવમાં તેનો મનોલય થયો હોય તો ભલે પણ માનુષિક વિવેકને તો તે નથી જ ભૂલ્યો: અને જો ભુલ્યો હોય તો તે કહે ખરો:

"જાણું બધું પણ દિસે સ્થિતિ આ નવીન:
"મારું નથી બલ બન્યો જલ બ્હાર મીન:

"દેવી ! વિચાર કરવા સઘળા તજી દે !
"રે હાય ! સ્પર્શસુખ પ્રાણ સખી–હજી દે !

સ્નેહસભર સ્પંદન નારી જીવનમાં સર્જનકાલથી વેરાયું છે. નારીજીવનમાં અંગસૌકુમાર્ય જેટલું સ્નિગ્ધ અને સુંદર તેટલું લજ્જાનું પડ પણ લીસું, લાલિત્યયુક્ત અને લાવણ્યમય છે. નારી પૌરુષતા સાથે વનવાસ કે રસાવાસ સહે, કુટુમ્બિની બની પુષ્પિત જીવનનો પરાગ વહાવે; પરંતુ તેની લજ્જાજાળવતો અભેદ અને અણનમ છે. તે પોતાને કહેવાનું કથન ભાવસાધનથી કહે, સહેવાનું ધીરોદત્ત ઉમળકાથી સહે અને આચારવાનું ચારિત્રશાલિનીના અભિનય જેવું આચરે. આમ સ્ત્રીજીવન સુરેખ અને સુગ્રથિત છે જ્યાં તે ભાવનાવશ અને ઊર્મિ વશ છે.

માદ્રી પતિદેવના વૃત્યાવેશથી ઊર્મિવશ બની. તે યોગિની જેવી અચલ અને ચંચલ શિલા જેવી પ્રતિબિમ્બિત છે. પતિનું શુકુલિન હેતુ તેનામાં તે બિમ્બિત કરી શકે અને કરાવી શકે. આ શકિતનું અનન્ય તારતમ્ય તેનાં જીવનમાં ભરચક છે તેથી તેને

"વિચાર કરવા જેવો હવે વખ્ત રહ્યો નથી:
ઝંપલાવી પડી માદ્રી નરેન્દ્ર ભુજની મહીં."

જેવરે પ્રકાશની પરામૂર્તિ જેવું કલ્પનાચિત્ર આખું ખડી જાય છે અને આપણે પાઠક તો અહીંઆના અહીંઆ જ રહી જઇએ છીએ. (સંપૂર્ણ)

# મારી નોંધપોથીમાંથી

ધીરેન

થોડીવાર પહેલા જ આસમાન વરસી વરસીને શાંત થયું છે. ગયા એક અઠવાડીઆ થયા સૂર્યનારાયણનું એક કિરણ પણ નથી દેખાયું. આટલો ભારે વરસાદ છેલ્લા કેટલાક વરસો દરમ્યાન નથી પડયો માણસોને ચારેકોર "અતિવૃષ્ટિ–અતિવૃષ્ટિ" ના પોકારો કરતા સાંભળુ છું આસમાન જરા સ્વચ્છ થતુ દેખાય છે ખેડુતોના હૈયામાં હવે કંઇક આશા પ્રગટશે

સવારે હું જ્યારે માધુની ઝૂંપડીએ ગયો ત્યારે મે જે દૃશ્ય જોયુ તે આ હતુ એક ભાંગલ તૂટલ ખાટલો હતો એ ખાટલા ઉપર ઘરની બધી ઘરવખરી જેમ તેમ ખડકી હતી અને આજુબાજુનુ બધું પાણી ઢળીઢળીને ત્યાં ભેગુ થતુ હતું. અને ભરાયેલ પાણીની વચ્ચે માધુનો ખાટલો તરતો હતો.

એક ખૂણામા એકના એક છોકરાને તેડીને માધુની વહુ ઊભી હતી. મને દેખીને એ રોઇ પડી એ રૂદનમા મે બધું જોઇ લીધું. એની કંગાલિયત, એની અસહાયતા, એનું સર્વસ્વ પેલા ખાટલા ઉપર પડ્યું હતુ.

ગામમા આ કુદરતી આફતને અંગે સેવા સમિતિ તરફથી એક દુકાન ઉઘાડવામાં આવી છે કેટલાક સ્વયંસેવકો અથાક પરિશ્રમ વેઠીને મહેનત કરી રહ્યા છે. હું ઉભો હતો એ વખતે જ એક ભાઇ આવ્યા અને માધુને હવે આ ઝૂંપડી છોડીને બીજી જગ્યાએ આવવાને સમજાવવા લાગ્યા

કોણ જાણે કેમ પણ માધુનો એનીઆ ઝૂંપડી છોડતાં જીવ નહોતો ચાલતો. મેં પ એને સમજાવ્યો છેવટે એ કબુલ થયો

મે પણ એને એનો સામાન ઉંચકાવવામાં મદદ કરી એની આંખમાં આંસુ આવ્યા એ ગદગદ કંઠે મને પગે લાગવા માંડયો. મને પારાવાર શરમ થઇ મારા બાપા જેટલી ઉંમરના માધુને આવી રીતે લાગણી પ્રદર્શિત કરતો જોઇને મને અત્યંત દુઃખ થયું.

+ + +

આજ નમવા આવી છે. ઝાડ, પાન, કુદરત બધું શાંત છે.

ટપાલી આવ્યો ઘણ્ કાગળો આપી ગયો એક પિતાજીનો કાગળ છે એમાં એ લખે છે કે "હવે કાંઇ તુ નાનો નથી તું બધુ સમજે છે સમાજમાં આપણું માન માટે ભરે ઘર પડે છે તું કાંઇક હવે કરે તો અમારી આંતરડી ઠરે તારી બાની પણ એજ એક ઇચ્છા છે કે મરૂ એ પહેલા વહુનુ મોઢું જોતી જાઉં મારા કામે આપણી નાતના

આગેવાન વેલજી શેઠ આવ્યા હતા અને એમણે ઘણી વાતો કર્યાં પછી એમના દીકરાની દીકરીની વાત કરી. છોકરી બહુ સારી છે. તું એને ક્યાં નથી ઓળખતો ? હું તો વચન આપી દેતો હતો પણ તને પૂછાવી જોવું એ ખાતર આ કાગળ લખ્યો છે. વળતી ટપાલે કાગળ લખજે. તારી બા તને ઝંખે છે.”

બીજો કાગળ ચંદુભાઈનો છે. એમાં પોતે નવું બાલમંદિર ખોલ્યું છે અને એ બાલમંદિરમાં કેવો મજાનો રસ આવે છે એનું વિસ્તારથી ૭ પાના ભરીને ભવ્ય વર્ણન લખેલું છે.

અને ત્રીજો કાગળ મનહરનો છે. મનહરનો કાગળ વાંચીને તો હું સ્તબ્ધ બની ગયો. એ આખો કાગળ આ પ્રમાણે છે.

“તારો કાગળ મળ્યો. અહીંની વિષાદભરી એકલતામાં તારા કાગળે ઠીક હૂંફ આપી. ૭ દિવસ પહેલા જ્યારે આ નાના ગામના પાદરે હું આવ્યો ત્યારે કંઈક નવિનતા મળશે અને લાંબા કાળે સૌને મળાશે એ વિચારે આનંદ થયેલો પણ અહીંનું વાતાવરણ જોઈને હું એકદમ હરી જ ગયો. શરૂઆતના બે દિવસ બાદ કરું તો એકંદરે હું નિરાશ થયો છું.

જીવનમાં એકાદ બે સુંદર મિત્રો મળ્યા છે એટલે તો આ કંટાળા ભરેલી જીવન-યાત્રામાં પણ કાંઈક આનંદ આવે છે બાકી તો ચોમેર જાણે અન્ધાર ભર્યો હોય એવું લાગે છે. દુનિયાની કડવાશ જોઈ જોઈને બિચારી લાગણીઓ પણ કરમાઈ ગઈ છે.

મેં તને ગયે વખતે જ્યારે કાગળ લખેલો ત્યારે હું ખૂબ થાકી ગયેલો. સાવ નિરાશ બની ગયેલો. આજે પણ એ પરિસ્થિતિમાં ખાસ ફેર નથી. મગજ ઉપરનો ભાર હજી કાંઈ ઘટ્યો નથી.

ઘણું ઘણું વિચારું છું. ‘આદર્શ’ ‘ધ્યેય’ એ બધા શબ્દો બહુ સુંદર અને રૂપાળા લાગે છે. એનો અર્થ પણ મનગમતો કરી શકાય છે. તારા કાગળની એક બે વસ્તુ ઉપર તું ફરીથી વિચારીશ ? માણસ જુદી જાતની પ્રતીત સ્વીકારે એવી એપ કેમ કહે-વાય કે આજ સુધી એણે મહેનત અને સમય ખર્ચી જે સંપાદન કર્યું છે એ બધુ વેડફી નાખે છે ? આ રીતે કોઈ પણ માણસને માપવામાં જબરી ભૂલ નથી થતી ? એક માણ-સમાં ખૂબ શક્તિ, બુદ્ધિ અને જ્ઞાન હોય પણ જ્યારથી એ ખાદી કે એવા સંકલ્પો છોડી દે છે ત્યારથી આવી રીતે માપ કરનારા ધિક્કાર ઉઠાવે છે કે જીવનનું મેળવેલું બધું એમણે પાણીમાં બોળ્યું. આ સાચું લાગે છે ? આજના કેટલાક ભાઈઓને આ રીતે જ જોવાની ટેવ પડી ગઈ છે. મને એ નથી ગમતું. નથી યોગ્ય લાગતું. જેઓ ગામડામાં નથી બેસતાં, સેવાના કાર્યો નથી કરતાં, ખાદી નથી પહેરતા એના જીવનમાં કંઈ છે જ નહિ એમ કહેવું એ બરાબર નથી. લાંબી વાતે ન ઉતરું તો આપણી કોટીના જે માણસો, જે જુથનો ઉ એ આપણને ન ગમે એવી પ્રવૃત્તિમાં પડ્યા હોય ત્યારે આપણે સુગ ચડાવીને અસ્પૃશ્ય ન રહેતાં એની આસપાસના બળાબળોને તપાસી યોગ્ય ન્યાય ન આપવો જોઈએ ?

માણસ કેટલીકવાર એવી વિચિત્ર મૂંઝવણમાં આવી પડે છે કે એની મૂંઝવણ એણે પોતે જ દૂર કરવી પડે. બીજા બધા એ વખતે નકામા થઈ પડે છે. જ્યારે ચારેકોર પ્રતિ-

કૂળ વાતાવરણ હોય, પોતપોતામાં જ મસ્ત બનેલા માનવીઓ દેખાય અને બધે સ્વાર્થ જ્યારે ખેરાતીનાં જ દર્શન થાય ત્યારે મૂંઝાયેલો માણસ પોતાને તે વખતે ઠીક લાગે એ માર્ગ ગ્રહણ કરી પોતાની શક્તિ સ્થાપવા પ્રયત્ન કરે છે. સ્વસ્થ થઈ બીજાની જેમ જીવન સ્થિર કરવા ઇચ્છે છે 'આદર્શ' માટે મરી ફીટવાની, ફના થવાની તૈયારી અને તાલાવેલી હોય તો તો જુદી વાત છે પણ જે આદર્શને નામે માત્ર થાકી ગયો હોય, ખૂબ કંટાળીને હતાશ બની ગયો હોય એ તો પછી સામાન્ય જીવન શરૂ કરી દેવાને ઉતાવળો થાય છે. એની બુદ્ધિ, એના સંસ્કાર, એનું ભાન પ્રતિકૂળ વાતાવરણમાં પણ શક્ય હોય ત્યાં સુધી ટક્કર ઝીલે છે અને પોતે પ્રગતિની જ્યોતને અચળ રાખવાને મથે છે પણ એ બધું છતાં આખરે જ્યારે એની બધી શક્તિઓ ભાંગી જાય છે ત્યારે એ અણગમતી પરિસ્થિતિમાંથી પણ સ્વકલ્પિત સંતોષ મેળવી લે છે પણ જો એના સાથીદારો એને નિરાંતે રહેવા દે તો. પણ આમ નથી બનતું. પોતાની જાતને સ્થિર અને વિચારક તરીકે પીછાનતા માણસો એકાએક ટીકાની ઝડીઓ વરસાવે છે અને પછી મળેલી શાંતિને ફરી ચગડોળે ચડાવે છે અને "એક્કા એ આ માર્ગે તારું સત્યાનાશ જશે. આ તારી પ્રગતિ કે અવગતિ? તારા એક વખતના આદર્શો અને ભાવનાઓ ક્યાં ગઈ?" એવી એવી ચારેકોરથી બૂમો સંભળાય છે બીજાની પરવા કર્યા વગર બેસી જવાનો નિર્ધાર કરીને પોતાની રીતે મોડમોડ શાંતિ લેવા મથતા એવા માનવીની બેચેની વધી પડે છે. કોઈની પરવા ન કરી એમ નક્કી કર્યાં છતાં એ કાન બંધ નથી રાખી શકતો. વધી પડેલી મૂંઝવણ એક કદમ આગળ ઉપડે છે બીજાઓ સામે બળવો કરવાની વૃત્તિ જગાડે છે અને પછી ઘવાયેલો અહંનો અજગર પ્રત્યાઘાતી વેરાગી ચડાવે છે. આ મહારોગમાં સ્પષ્ટ દેખાતી વસ્તુ માટે પણ એ આંખો દાબી રાખે છે. એ એ ભાવના એ કરે છે. એને એ જોવાનું મન જ નથી થતું અને પછી મહાનની એ દૃષ્ટિ ખોઈ બેસે છે

અને આવે વખતે આદર્શના ઉંચા–અતિ ઉંચા મંચ ઉપરથી આંગળી ચીંધી આદર્શવાદી બોલી ઊઠે છે "અમે નહોતા કહેતા? આનું નામ જ સર્વનાશ-પતન" સાચે જ તને નથી લાગતું કે અત્યારની ઉતાવળ અને અસહિષ્ણુતા જ આવા કહેવાતા સર્વનાશ-પતન માટે જવાબદાર છે? બધાને એક સરખા અનુકૂળ વાતાવરણ, સાગરસ અને સમજણ અત્યારના વિષમ સમાજમાં નથી મળતા એ કેમ આપણે ભૂલી જઈએ છીએ?

કાગળ ખૂબ લાંબો થઈ ગયો તારી માફક ટૂંકાણમાં લખવાની કળા હજી સાધ્ય નથી થઈ એટલે આટલા વિસ્તારથી લખ્યા વિના છૂટકો નહોતો. તારી કોઈ માન્યતાઓને આથી ક્યાંક આઘાત લાગે તો માફ કરજે

\+ + +

પિતાજી, ચંદુભાઈ અને મનહર મારી મનોસૃષ્ટિમાં એક પછી એક તરવરવા લાગ્યા હું એમને કાંઈ પણ જવાબ આપવાનું વિચારું એ પહેલાં તો મારે કાને એક ભયંકર અવાજ અફળાયો. 'વીજળી પડી' 'વીજળી પડી'ની ગભરાયેલી ચીસો સાંભળીને હું બહાર દોડી ગયો આકાશ અગાઉ કરતા પણ વધુ બિહામણું રંગ ધરતું હતું પ્રલયકારી વાદળાઓની ઘટાટોપ જામી રહી હતી. મારી આંખ સામે એના ભૂતો જેવા ઓળા દેખાવા લાગ્યા

# એના જ શબ્દોમાં

મૂળશંકર મો. દવે

ઑક્ટોબરની ૯ મી તારીખે તારના દોરડા મારફત જગતે જાણ્યું કે જગતનો સર્વશ્રેષ્ઠ હસ્તરેખાશાસ્ત્રી અને જ્યોતિષી 'કીરો' અવસાન પામ્યો.

'કીરો' એ કાઉન્ટ લુઇ હેમનનું તખ્ખલ્લુસ હતું. ૭૦ વર્ષની કારકીર્દી દરમ્યાન એણે અનેક મહાન પુરૂષોના ભાવિ કથન કહી, મેળવેલી વિદ્યાની શ્રેષ્ઠતા પૂરવાર કરી બતાવી હતી. જ્યોતિષ એ આર્યોની વિદ્યા ગણાય છે. 'કીરો'માં એ વિદ્યાના સંસ્કાર એની માતા તરફથી મળેલા, પરંતુ એને સંપૂર્ણ સિદ્ધિ આપનારું જ્ઞાન તો હિંદમાંથી કોઇ ત્રિકાળદર્શી યોગી પાસેથી જ મળેલું. અને એ, જ્ઞાન આપનાર યોગીએ એની પાસેથી ગુરૂદક્ષિણામાં, '૨૧ વર્ષ ભવિષ્ય કથન અને હસ્તરેખાશાસ્ત્રની સેવામાં ગાળવાનું' વચન લીધેલું. સાતમા એડવર્ડની મૃત્યુ તીથી કહી, ઝારને એના કરૂણ અંતનું ભાન કરાવી, ઇટલીના રાજાના ખૂનની આગાહી આપી, પર્શીઆના રાજાને બચાવી, મહાયુદ્ધની શરૂઆત અને અંતનો ચોક્કસ સમય આપી, જગત બનાવોની જાહેરાત કરી એણે એ શાસ્ત્રના ખરેખરાપણાનું (accuracy) જગતને ભાન કરાવ્યું. એટલું જ નહિ, પરંતુ એ વિદ્યાને બાળાખડી જેટલી સહેલી બનાવનારાં અનેક પુસ્તકો એણે જગતને આપ્યાં. એના પરિચયમાં આવનાર અનેક મહાન વ્યક્તિઓના એણે લખેલા સંસ્મરણો વાંચતાં એની શક્તિનો આછોપાતળો ખ્યાલ આવી શકે છે. આટલી નાનકડી નોંધ એ મહાન આત્માની પ્રશંસા કરવા માટે લખાતી નથી, એની એને જરૂર જ નથી. એણે દાખવેલ સિદ્ધિ જ એ બધા કરતાં વધુ જવલંત છે. જે, જીવનમાં કામ કરતાં અગમ્ય બળો,—જેનો બહુજ થોડાને ખ્યાલ હોય છે, અને બહુજ જુજ જેને સમજી શકે છે—એના પ્રતિકરૂપ છે. એ આત્માએ મેળવેલ અદ્દભુત શક્તિનો, અહીં શબ્દોદ્વારા ખ્યાલ આપવા કરતાં એણે જ રજુ કરેલ પ્રસંગથી એના જ શબ્દોદ્વારા વાંચકોને પ્રતિત થાય એ વધુ યોગ્ય બનશે.



મુઝાફરદીન—પર્શીઆના શાહ—ની પાસે જવાની પહેલી મુલાકાત એ મારી રાજમુગટધારીઓ સાથેની સૌથી વધુ ગુંચવણભરી કેટલીક મુલાકાતોમાંની સૌથી પહેલી હતી.

રાજાને મારે કેવી રીતે મળવાનું થયું એ ખૂબજ રસ પડે તેવી વાત છે. "કેટલાક રાજ્યકર્તાઓના 'ઘાતક વરસો'ની ગણત્રી કરતી વખતે મેં નોંધ કરેલી કે ઇટાલીના રાજા હંબર્ટની ભયકારક અને કટોકટીની મુદત, પર્શીયાના શાહ મુઝાફરદીનના એવાજ પ્રસંગને બરાબર બંધબેસતી આવતી હતી.

મેં જાહેર રીતે એમ પણ નિવેદન કરેલું કે જો ભવિષ્ય કથનની મારી ગણત્રી રાજા હંબર્ટ માટે સાચી પડે તો, શાહની જીંદગીની ઉપર પણ તેજ દિવસે તેવો પ્રયત્ન થવાનોજ.

આ વખતે શાહ, સને ૧૯૦૦ મા ભરાયલા પ્રખ્યાત પ્રદર્શન દરમ્યાન ફ્રેંચ રીપબ્લીકના મિજબાન હતા. ગમે તે રીતે મારૂં ભવિષ્યકથન એના વઝીરના કાન સુધી પહોંચી ગયું.

૨૯ મી જુલાઇએ, હમ્બર્ટ રાજાના થયેલ ખૂનની કરૂણ જાહેરાત થઇ પેરીસના પત્રોમા એ ખબરો ભાગ્યે જ છપાયા હશે, તે પહેલા મારા દિવાનખાનામા એક માણસ આવીને ઉભો રહ્યો.

તે કોણ છે તેની જાણ કર્યા વગર તેણે કહ્યું કે તે પર્શીયન છે અને ભવિષ્યકથન અને એવી બાબતોમાં તેને સાધારણ રીતે ખૂબ રસ પડે છે

"તમે હમ્બર્ટ રાજાના મૃત્યુના કરેલ ભવિષ્યકથન માટે મે સાભળ્યુ છે અને અને એમ પણ કહેવાય છે કે તમે પર્શીયાના શાહ માટે એવો જ ભય જાહેર કર્યો છે, એ સત્ય છે ?"

"મારી ગણત્રી પ્રમાણે ભય જ નહિ પણ જબ્બર ઘાત શાહ ઉપર તોળાઈ રહી છે જો તમે શાહની આસપાસ વસતા અધિકારીઓને ઓળખતા હો તો વેળાસર ચેતાવજો. નહિતર પેરીસની બજારમા ઇટાલીયન ટ્રેજેડીનુ પુનરાવર્તન થશે" મેં સપૂર્ણ સ્વસ્થતાથી કહ્યુ

પાછળથી મને ખબર પડી કે મારો એ વીઝીટર મારી પાસેથી છૂટો પડીને તરત જ મો લેપીન, પેરીસ પોલીસના કમાંડર પાસે ગયેલો અને શાહના રહેઠાણ આસપાસ ડબલ ગાર્ડ ગોઠવવાની માગણી કરેલા સાથે એમ પણ કહેલું કે શાહ જ્યારે બહાર ફરવા માટે નીકળે ત્યારે એની પાછળ છૂપી પોલીસને બરાબર ગોઠવવી. અને આરી રીતે આ ગોઠવણે જ થોડા દિવસ પછી શાહના ઉપર થયેલા હુમલામાથી એની જીંદગી બચાવી હતી

આ હુમલા પછી બીજે જ દિવસે તે અજાણ્યો પર્શીયન મારે ત્યાં આવ્યો આ વખતે તેણે પોતાને પ્રાઇવેટ સેક્રેટરી તરીકે જાહેર કરી કહ્યુ કે "નામદાર શાહ ઉપર તમારા ભવિષ્ય કથનની ખૂબ જ અસર થઇ છે તમે કરેલ વખતસરના સૂચન માટે એ તમારા ઘણા જ આભારી છે સાથે તેમણે મને હુકમ કર્યો કે આજે પાચ વાગે તમને સાથે લઇને તેમની પાસે હાજર થવુ "

પછી એમ નક્કી થયું કે મારે મુકરર કરેલ વખતે શાહ રહેતા હતા તે બંગલે જવુ. અને એ પ્રમાણે પાચ વાગે હુ એ બાદશાહી મકાન પાસે જઇ પહોચ્યો મારે કબુલ કરવુ જોઇએ કે આ મુલાકાતનો વિચાર કરતા મને ગભરામણ છૂટતી હતી છતાં મેં ગમેતેમ કરીને મારી જાતને સમતોલ રાખવાનો અને શાહને પણ એક સાધારણ અસીલ ગણી તે પ્રમાણે વર્તવાનો નિશ્ચય કર્યો.

યાદગાર મુલાકાત માટે આ નાનકડા ઓરડામા રહ્યા જોતાં, ત્યાની શાનિ-સ્વર્ગીય શાંતિ-એ મારા પર ખૂબ અસર કરી અનુપમ, પર્શીયા પેલેસમા હરફર કરતા

હતા. જમીન ઉપર પાથરેલા મહામૂલ્ય ગાલીચાઓ એમના પગના અવાજને શ્રુતઃપાપ બનાવતા હતા. અને અચાનક એ શાંતિને ભેદતા સંગીતના સૂરો આવ્યા. ખરેખર સ્વર્ગીય ગાન મારા જીવનમાં કદી સાંભળ્યું હોય તો તે હતું. સારા યે અવકાશને ભરી દેતું કોઈ પક્ષીના મધુર–અતિ મધુર ગીતનું એ ભાન કરાવતું હતું. જ્યારે તે બંધ થયું ત્યારે જ મને ખબર પડી કે હું ત્યાંસુધી એક જ શ્વાસે અવર્ણનીય આનંદ સાથે તે ગીત સાંભળતો હતો. પાછળથી મને ખબર પડી કે એ ગાનાર તો શાહની પર્શીયન રાણીઓમાંની એક હતી. જે દર સાંજે શાહની ગમગીની દૂર કરવા ગીત ગાતી.

ત્યારપછી તુરત જ થોડે વઝીર અમીને સુલતાન મને મળ્યા. શાહને મળતી વખતે સાચવવા પડતા અમુક રીતરિવાજોનો ખ્યાલ આપ્યા પછી તેણે મને શુદ્ધ ફ્રેંચ ભાષામાં કહ્યું. "હીઝ ઇમ્પીરીયલ મેજસ્ટી આજે કાંઈક તકલીફમાં છે. એ ગમે તેમ બોલે પણ કોઈપણ સંજોગોમાં તમે તમારા કથનને ફેરવતા નહિ !"

અમે બંને સીડીએથી નીચે ગયા. એક બંધ દીવાનખાનાના બારણા પાસે બે પર્શીયન અમલદારો ઉઘાડી તલવારે ઉભા હતા.

અમે અંદર ગયા, ત્યારે શાહ ભવ્ય, સોનેરી ગોલ્ટની સિંહાસન જેવી ખુરસી ઉપર બેઠો હતો. લગભગ ૪૭ વરસની ઉમર, બાંધી દડી, લાંબી કાળી મૂછો, તિક્ષ્ણ કાળી આંખો અને ભવ્ય દેખાવ આટલું એને જોતાં જણાઈ આવતું હતું.

અંદર દાખલ થયા પછી થોડોક વખત તો તેણે મારી હાજરીની દરકાર કરી નહિ, એટલે થોડોક વખત હું પણ મુંઝવણમાં પડયો કે મારે શું કરવું ? થોડીક ક્ષણો સુધી વઝીર સાથે વાત કર્યા પછી, અચાનક ટુંકાણમાં મને સંબોધતાં કહ્યું:

" અચ્છા, જાદુગર ! મેં તમારે માટે થોડુંક સાંભળ્યું છે. મારા માણસો કહે છે કે તમારી ચેતવણીને લઈને જ પેલો મુરખ માનવી નિષ્ફળ ગયો. એ લોકો કહે છે કે તમે જાદુ જાણો છો અને ભવિષ્ય કહી શકો છો. "

મેં કહ્યું "નામદાર મને થોડી ઘણી સફળતા સાંપડી છે"

" કેટલીક બાબતમાં તો નિઃસંશય. પરંતુ મેં દુનિયા ઘણી જોઈ છે. મારી પાસે તેહરાનમાં પણ જેવા ડાહ્યા માણસો છે, અને એક તો હું સાથે જ ફેરવું છું. જુઓ." શાહે એમ કહી, થોડે દૂર ઉભેલ એક વૃદ્ધ પર્શીયનને બતાવ્યો. વાતચીત આગળ ચાલતાં, શાહે પોતાનો હાથ પાસે પડેલા નાના ટેબલ ઉપરના નાના ઓશિકા ઉપર મુકયો એટલે મેં તે જોવા માંડયો. જ્યારે હું એ હાથની રેખાઓનો અભ્યાસ કરતો હતો ત્યારે મને લાગતું હતું કે તેની તિક્ષ્ણ આંખો મારા આત્માને ભેદીને અંદર ઉતરતી હતી.

તે ખાસ તરેહના હાથ હતા. રેખાઓ, નબળા અને મજબુત મનના માનવીની સ્પષ્ટતા બતાવતી હતી. પોતાની જાતે જ દોરાતી છતાં બીજાથી દોરવાઈ જતી, ક્રુરતાઈ ભરી પણ ભલાઈ સાથે–ટુંકામાં સ્વભાવસિદ્ધ અસંગતતાઓના ખ ચડા મભી જાગતી હતી

નમે બન્યું હોય ! મારાથી બની શકે એ બધું હું કરી છૂટયો હતો. અને મને જૂઠાબોલું મશ્કરાર તરીકેનું સંબોધન જરા પણ ગમ્યું ન હતું–ખાસ કરી જ્યારે એ તહોમત ખોટું હતું. થોડા દિવસ પછી એક પર્શિયન એ. ડી. કેમ્પ મારા ઓરડામાં ધસી આવ્યો. તેનું મન કોઇ ખૂબ જ ભારથી કચડાતું હોય તેમ જણાતું હતું.

આવતાં જ તેણે બૂમ પાડી 'એકદમ ચાલો,' અને મારું બાવડું પકડીને કોટ અને ટોપી પડયા હતા તે તરફ ખેંચી ગયો. 'હીઝ મેજેસ્ટી શાહ, તમને હમણાં જ બોલાવે છે.' મારે કબુલ કરવું જોઇએ કે મારો શ્વાસ થંભી ગયો. છતાં એક પણ શબ્દ ઉચ્ચાર્યા વગર હું તેની સાથે ચાલતો થયો.

મને એકદમ શાહ પાસે લઇ જવામાં આવ્યો. શાહે તરત જ ગંભીરતાથી મારા તરફ જોઇ પોતાનું મસ્તક હલાવી મને આવકાર્યો. તેમની નજીક પહોંચતાં મેં તેમના હાથમાં એક કાગળ જોયો જે તાર જેવો જોવામાં આવતો હતો.

'કીરો' ખૂબ જ વિનયપૂર્વક તેણે કહ્યું, 'મેં તમને ખૂબ જ અન્યાય કર્યો છે. ખરેખર તમે અદ્‌ભૂત છો!'

શાહે ગ્રાંડ વઝીરના હાથમાં તાર આપ્યો. તેણે મને તેની સમજણ પાડતાં કહ્યું કે તે તાર તે દિવસની મુલાકાત પછી કરેલા તારના ઉત્તર રૂપે હતો. તેનો સાર એ હતો કે 'શાહે રાખેલા ગવર્નરે, ત્યાંની પ્રજા ઉપર ઘઉં અને રોટી અંગે કર નાખવાથી, ત્યાંની પ્રજાએ બળવો કરી ગવર્નરને જેલમાં પૂરી દીધો હતો. અને તે, શાહની એ વિષમ પરિસ્થિતિમાં મદદ માગતો હતો.'

મારું અંતર અભિનંદનોથી પુલકિત બન્યું.

કૃતજ્ઞી શાહે આ પ્રસંગે આપેલ 'ધી ઓર્ડર ઓફ ધી લાયન એન્ડ સન ઓફ પર્શિયા'નું મુલ્યવાન ભરત મારું હંમેશનું યાદગાર સંભારણું થઇ પડ્યું છે.

આ બીજી મુલાકાત વખતે, શાહે પોતાના જીવનમાં ભાગ ભજવતા અગત્યનાં આંકડાઓની ગણત્રી કાઢવાની ઇચ્છા દર્શાવી. તેણે પોતાની જન્મતારીખ આપી. મેં તેના વરસોની ગણત્રી કરીને એક નકશો દોર્યો. એ પ્રમાણે તેનું ખૂન થઇ જવાની ધાસ્તી વખતો વખત દેખા દેતી હતી. એ જાણવા જેવું હતું કે ૨ (બે)નો આંકડો શાહના જીવનમાં કેવો ઘાતક ભાવ ભજવતો હતો. પેરિસમાં ખૂનની પેરવી, **બીજી** ઓગષ્ટ ૧૯૦૦. ૧૯૦૬ ના **બીજા** મહિનાની **બીજી** તારીખે તેની મોટરકાર નીચે બે બોંબ તેહેરાનમાં ફૂટયા અને બે માણસો મરી ગયા. ૧૯૦૭ના સપ્ટેમ્બરની **બીજી** તારીખે તેને ગાદી છોડવી પડી. અને રશીયામાં નાસી જવું પડ્યું. જ્યાં તેણે તે જ વરસમાં પોતાનું જીવન પૂરું કર્યું.

● છેલ્લા ખબર મળે છે તે પ્રમાણે 'કીરો'ના મૃત્યુ વખતે થોડુંક અસાધારણ બન્યું હતું.

'કીરો' અવસાન પામ્યો ત્યારે ઘડીઆળમાં એકનો ટકોરો થવાને બદલે અજાયબ રીતે ત્રણ ટકોરા થયા. એ ઘરમાં એક પણ ફુલ ન હતું છતાં જાણે ફુલોના ગંજ ખડકાયા હોય અને તેમાંથી ખૂબ સુગંધ પ્રસરે તેમ ચારે તરફ ફુલોની મીઠી સુવાસથી આખો એ ઓરડો મધમધવા માંડયો. ઘરમાં માણસો હતા જ નહિ. છતાં હજારો માણસો સીડી ઉપરથી ચડતા અને ઉતરતા હોય તેવો અવાજ થતો હતો, આ જાહેર કરતી વખતે તેની નર્સ–જે કીરોને ઓળખતીજ ન હતી તે–કહે છે કે મારા જીવનમાં મેં અનેક માણસોના મૃત્યુ જોયાં છે. એટલે આ બાબતમાં મેં ભૂલ ખાધી છે એમ નજ કહી શકાય.

## જાપાનની કહેવતો

કથનની અસરકારકતા બતાવવા માટે કહેવતોનો ઉપયોગ ઘણી વખત થતો આપણે જોઇએ છીએ. એ કહેવતોના મૂળ શોધીએ–શોધવાનો પ્રયત્ન કરીએ તો તેમાં નિષ્ફળતા જ મળવાની. એમાં એટલું બધું ચિરંજીવતત્ત્વ ભર્યું હોય છે કે એ જૂની થતી જ નથી. જ્યારે જૂઓ, વાપરો ત્યારે એટલી જ નવીન લાગવાની. એ બધા પછી એક મહત્વની વાત નોંધવાની એ છે કે અનેક જુદી જુદી પ્રજાની કેટલીક કહેવતોમાં એટલું બધું સામ્ય હોય છે, કે આપણે આશ્ચર્ય જ પામીએ. આપણે કહી જ ન શકીએ, કે મૂળ ઘડતર કઇ ભાષામા થયેલું અને અનુકરણ કોણે કરેલું. એ ઉપરથી એક વસ્તુ ફલિત થાય છે કે માનવ સ્વભાવ તો દરેક પ્રજામાં લગભગ સરખો જ હોય છે, સરખેસરખા સંજોગો અને સરખે સરખી વસ્તુસ્થિતિમા માણસે એકજ રીતે વિચાર કર્યો છે અને અનુભવ વ્યકત કર્યો છે. એટલે જ પ્રજાજીવનનું માપ કાઢવાનું એક સાધન એનો કહેવત સંગ્રહ કહી શકાય એના અભ્યાસથી તે તે પ્રજાની ખાસીયતો અને માનસનું માપ કાઢી શકાય છે. એક જાપાન જઇ આવેલા ભાઇ સાથે ત્યાંના સાહિત્યની ચર્ચા કરતાં, ત્યાંની કહેવતો ઉપર ચર્ચા ચાલી. તેમના કહેવા પ્રમાણે જાપાની કહેવતો આપણી કહેવતો પ્રમાણે પ્રેરણા અને વ્યહવારૂ જ્ઞાન આપવા માટે પૂરતી સમૃધ્ધ છે, એટલું જ નહિ તેની કેટલીક કહેવતો તો જાણે આબાદ આપણી ગુજરાતી કહેવતોનું બીજું સ્વરૂપ જ. જાપાનના સાહિત્ય, સંસ્કૃતિ, રીતરિવાજ વિગેરે ઉપર જ્યારે અનેક દષ્ટિબિંદુથી ચર્ચાઓ થાય છે ત્યારે તેના કહેવતોનો અભ્યાસની દષ્ટિએ કરાવેલો પરિચય વધુ રસપ્રદ થઇ પડશે

જેમ આપણી ભાષામાં ૩૬ મૂળાક્ષરો છે તેમ જાપાની ભાષામા ખાસ વપરાસમા આવે તેવા ૪૮ મૂળાક્ષરો છે.

અહીં આપેલા એ ૪૮ મૂળાક્ષરો ગમે તે ક્રમમા મૂકાયા છે.

૧ ઈ, રો, હા, નિ, હો, હે, તો
૨ ચિ, રિ, નુ રૂ, ઓ.
૩ વા, કા, યો, તા, રે, સો
૪ ત્સુ, ને, ના, રા, મુ
૫ યુ, ઇ, નો, ઓ, કુ, યા, મા.
૬ કે, ફુ, કો, એ, તે.
૭ એ, સે. કિ, યુ, મે, મિ, શિ.
૮ એ, હિ. મો, સે, સુ, (અન)

આમ બોલવામાં સુલભ દેખાતા મૂળાક્ષરોનો જાપાનીઝ ઉચ્ચાર જુદી જ તરેહનો છે.

દેખીતી રીતે છુટા છુટા જણાતા એ મૂળાક્ષરોની બનેલી-દરેક લીટીમાં જુદો જુદો કવિત્વભર્યો ભાવ છે. જેમ કે

૧ અહા ! સુંદર પુષ્પો વિવિધ રંગમાં બહુ જ સુંદરરીતે ખીલી ઉઠયા છે.

૨ પરંતુ, અરેરે ! એ બધાં વિણસુંઘ્યા જમીન ઉપર પડી ધૂળમાં રગદોળાય છે.

૩ એવું જ માનવ જીવન છે. દરેકને એ જ ભાવીને ભેટવાનું છે.

૪ ખરેખર, જીવનમાં શાશ્વત કાંઇ નથી, સૌને મરવાનું છે.

૫ માનવ જીવન સુંવાળું નથી. એ બહુ કઠણ છે, એ શાશ્વત વિયદ જેવું છે, પીઠ ઉપર લદાયેલા નાના પર્વતનાં ભાર જેવું છે.

૬ આજે ટોચે પહોંચ્યા છીએ. આવતી કાલનું શું ?

૭ આવતીકાલનું ભાવિ ભગવાનને આધીન છે, ખરેખર માનવ જીવન એ ટુંકા સ્વપ્ન સમાન છે.

અને છેલ્લી આઠમી લીટી એ સાતે લીટીઓના સાર સમી વહી જતી જણાય છે.

૮ જીવન બહુ જ ટુંકું છે, છતાં એને પૂરૂં ભોગવા શકાતું નથી, પરંતુ ખરૂં જીવન જીવી શકાય તો એપૂરૂં માણી શકાય છે.

બુધ્ધ ધર્મના આદેશોમાંથી આ કહેવતો ઉતરી આવી હોય એમ જણાય છે.

ઉપર જણાવેલ મૂળાક્ષરો ઉપરથી જ ઘડાયેલી કહેવતો, અને જે અર્થમાં વપરાય છે તે અર્થની સામ્ય ગુજરાતી કહેવતો મળી શકી તેટલી આપવા પ્રયત્ન કર્યો છે.

૧ ઇનુ મો અરૂકેબા બોનિ આતારૂ

એક કુતરાને પણ બેનરોમાં ભમતો હોય તો શિકાર મલી રહે છે. ગૂ 'ફરે તે ચરે'

૨ રોન યોરિ શોકો

દલીલો કરતાં પૂરાવા–સાબીતીનો વધુ ભાર પાડે છે.

૩ હાના યોરિ ડાંગો

જીવનનું પ્રથમ જરૂરિયાત અન્ન છે, એનાથી ચડી જાય તેવું કાંઇ નથી. ગૂ અન્ન ત્યાં સુધી તન

૪ નિકુમારેગો યો નિ હાબાકારૂ

અણગમતા લોકોની વાતોને જગત તિરસ્કારે છે. એટલે એક માણસ હરકોઇ કારણે અવગણાયો, તો પછી એ ગમે તેટલું ડહાપણનું કામ કરે પણ તેની હમેશાં અવગણના જ થાય છે.

૫ હેરે તે કાયોયેબા સેશિ મો ઇચિરિ

સાતો ગાઉ દૂર હોવા, છતાં પ્રેમીનું ઘર નજીકજ ગણાય છે

ગૂ 'મન હોય તો માળવે જવાય'

૬ હૅઓહિતે શિરિ માપુર

દરેક માણસ પોતાના અવગુણો સંતાડી સદ્ગુણોનું પ્રદર્શન કરવા ચહાય છે

૭ તોશિ ચોરિ નો હિપા મિજુ

ઘરડા માણસોને ઠંડુ પાણી પાવાની પડેલી જરૂરિઆત છે. કારણકે ઘરડા માણસોને નવી વસ્તુને એમના જૂના વિચારે અને જૂના ચશ્માથી જોવાની ટેવ પડી ગઈ હોય છે

૮ ચિરિયો રસુમોરિઆ યામા તો નારૂ

ટીપે ટીપે સરોવર ભરાય અને કાકરે કાંકરે પાળ બંધાય ગૂ પણ એજ.

૯ રિચિગિ મોનોનો કોડાકુસોન

બહુ કંજુસને બહુ છોકરા ગૂ દુકાળમાં અધિક માસ.

૧૦ ગુસુબિતો નો હિરૂન

ચોર લોકો દિવસે જ સૂએ છે.

૧૧ રૂરિ મો તામા મો મિગાકેબા હિકારૂ

હિરા અને જવાહેર સરાણે ચડયા પછી જ ચમકે છે

૧૨ ઓમિ નો રૂસુ નિ સેન્ડાકુ

શાક્ષસ જ્યારે દૂર હોય ત્યારે તમારા કપડા ધોઈ નાખો એટલે કે કરવાનાં કામ તુરત જ કરી નાખો, ઢીલમાં પડતાં આળસ ચડશે તો રખડી પડશે

ગૂ 'કર્યું એ કામ'

૧૩ ચોરેનાબે નિ ટોજી કુતા

ભાંગીને ભૂકો થઇ પડેલી કીટલીને પણ ઉપયોગ હોય છે. એટલે દુનિયામા કાંઇ નકામુ નથી. ગૂ. 'સંઘર્યો સાપ પણ કામનો'

૧૪, ૧૬, ૧૭

એનો અર્થ જાપાની વ્યંગ ભાષા જાણનાર સિવાય સમજાય તેમ નથી. એટલે અર્થ કાઢી શકાયો નથી.

૧૫ યોશિનો જુઇકારઃ તેન્જોનોજોકુ

ઝીણી વસ્તુ જોવા ઝીણી આંખ કરવી જોઇએ. એટલે ઉદાર ભાવ માપવા માટે વિશાળ દષ્ટિ જોઇએ.

ગ. સૌંદર્ય પામવા માટે સૌંદર્ય બનવું પડે

૧૮ સોન શિને તોકુ તોરે

આજનું નાનું નુકશાન આવતીકાલના મોટા નફા માટે જતું કરો.

૧૯ ત્યસુકિયોની ક:મા ઓ તુક્ક
ચોર ચાંદનીમાંયે ફીટલી ચોરે છે. એટલે ચોરને મન ચોરીનું જ મહત્ત્વ છે. રાત દિવસનું નહિ, તેવી જ રીતે ડાહ્યા માણસે ગમે તેવા વાદવિવાદમાં પોતાનું દષ્ટિબિંદુ ભૂલવું નહિ.

ગૂ 'બજાણીયાની નજર દોર પર'

૨૦ નેકોનિ કોબાન

બીલાડીની પાસે સોનાની કિંમત કાંઇ નથી અથવા કંજુસ પાસે ધન હોય કે પત્થર એ બંને સરખું છે ગૂ. ભેંસ આગળ ભાગવત.

૨૧ નારાનું કાન્નિન સુરગા કાન્નિન

ગમે તેવા વિરોધી વાતાવરણમાં પણ મગજ ન ગુમાવવો. એનું નામ જ સાચી ધીરજ ગૂ. ધીરજ મોટી વાત છે.

૨૨ રાકુરા કુનોતાને કુના રાકુનો તાને
મજા મેળવવી હોય તો તકલીફ પણ ઉઠાવવી પડે.

ગૂ. 'માથુ વાઢે તે માલ કાઢે'

૨૩ શુરિ ગા દોરેબા રોરિ હિત્સુ રોમુ

ઘણું ખરું લોકવાચકો પાછળ આભણ સમૂહ જ હોય છે, કારણ કે એવી વસ્તુ એમને બહુ ગમે છે.

૨૪ સુશો કારા દેતા માશે તો
અસત્યની સમીપમાં જ સત્ય ઝળકી ઉઠે છે

ગૂ. એક સાચ સો જૂઠને હણે

૨૫ ઈમો નો નિયેતા નો ગોઝાન્ઝી નૈકા

બટાટું કાચું છે કે પાકું એટલુંયે જાણતા નથી? સાદી સમજણ ન હોય તે શું ઉકાળવાના હતા? ગૂ. છોના અડધનીયે ખબર નથી.

૨૬ નોડો મો તો સુગુરે બા અટસુએસા ઓ વાસુરે
ગળા નીચે ઉતર્યું એટલે ગરમી ભૂલી જવાય છે.

ગૂ. ગરજ સરી એટલે વૈદ વેરી

૨૭ ઓતાકોનિ ઓશિએરારે તે કાવા ઓ વાતારુ
પીઠ ઉપર બેસાડેલા બાળકની દોરવણીથી જ માતા નદી ઓળંગી શકે છે.

૨૮ કુમાબ મોનો નિકુના ઓ સુરુ

ખરાબ વસ્તુ ઉપર કપડું ઢાંકી રાખો.

૨૯ (૧) યામુ મોનો કે મો જેનિ મુશિનાઇ
(૨) યામિ યોઇ તેત્સુપો
(૧) સસ્તું એટલું મોંઘું ગૂ. એજ
(૨) કાળી રાત્રે બંદુક ફોડો
ગૂ. કરડો નહિ પણ ફુંફાડો રાખો.

૩૦ માકેરૂ ગા કાચિ
લડાઇ ધીમે અને મક્કમ પગલે જીતાય છે.

૩૧ કે
૩૬ એ
} ૧૪,૧૬, ૧૭ ની નોંધ પ્રમાણે

૩૨ ફુમિનો ચાકિનાશિ કાકુનેરા મોતાનુ
પ્રેમપત્ર લખવો છે પણ લખતા જ આવડતું નથી

૩૩ કોવા સાંગાઇ નો કુબિ ખામેગિ
બાળક જીંદગીની મોટી વેડ છે.
ગૂ. અકકર્માં દિકરો મુસાવડે મોઘો

૩૪ એન્ના ઇનામોનો
લગ્ન એ માણસની સત્તા બહારની વાત છે. પ્રભુ જ જાણે છે કે કોની કોની ખરી જોડ બને તેમ છે

૩૫ ત્સીશુ નુ સુકિના આકેઇબોશિ
ધણી હમેશાં રાતી ટોપી ઇચ્છે છે, એટલે કે ધણીને હમેશાં મોટા રહેવું બહુ ગમે છે.

૩૭ સાગ્બેન માવાતસીતે તાબાકો નિશો
ચાલો હવે લ્હેરથી ત્રણ વખત સીગારેટ ફુંકીએ

૩૮ કિયોનો યુમે ઓસાકા નો યુમે
સ્વપ્ના તો સઘળે સરખા, શું ઓસાકામાં કે શું કયોતો માં

૩૯ યુદાન તૈ તેકી
બેજવાબ માણસ એ મોટો દુશ્મન છે.
ગૂ. મુરખ મિત્ર દુશ્મનની ગરજ સારે છે

૪૦ મેનો યુમે નો તાકિણ
આંખ ઉપર દીવો
( ગમે તેવો સરસ લાઇટવાળો દીવો આંખો ઉપર બાંધે તો પણ શું કામનો, અજવાળે જોવા માટે આંખ દીવા આડે જોઇ શકવાની નથી )

૪૧ મિકારા દેતા શાબિ

સારી સમજણમાંથી સારું જ પરિણામ આવે.

૪૨ શિરાનુગા હોતોકે

અજ્ઞાન એ સુખ છે. ( માણસની બુદ્ધિ અને જ્ઞાનની પાછળ કાંઈક છૂપાયેલું હોવું જોઈએ કે જેથી તેના રહસ્યોગમાં માણસ મચ્યો રહે )

આ પછીની છેલ્લી આખી એ લીટીમાં રહેલ મૂળાક્ષરો ઉપરથી ઉતરી આવેલ કહેવતો ૧૪, ૧૬, ૧૭, ૩૧, ૩૬ નંબરની કહેવતો પ્રમાણે જાપાનની બહુ જ તળપદી વ્યંગ ભાષામાં હોવાથી ગૂજરાતી અર્થ નીકળી શકયો નથી.

આ તો એ ભાષામાં રહેલ મોટા કહેવત સંગ્રહમાંથી થોડીક વાનગી રૂપે જ છે. એ ઉપરથી જોઈ શકાય છે કે કેટલીક તો ગૂજરાતી કહેવતોને સંપૂર્ણ મળતી આવે છે. જ્યારે કેટલીક જાપાની પ્રજાના સ્વભાવની વિશિષ્ટતા રૂપ છે.

જેમકે, ૧, ૪, ૧૨, ૨૭, ૩૪, ૩૬, ૪૦, અને ૪૨ એમાં દર્શાવેલ વિચારો ત્યાંની પ્રજાના રીતરિવાજ, માનસ વગેરેનો ખ્યાલ આપે છે. એ આપણા દેશને અનુકુળ ન જ બની શકાય.

ત્યાંની બધી કહેવતોનો આ દૃષ્ટિએ વિચાર કરી, તેની ખાસ વિશિષ્ટતાઓનો પરિચય હવે પછી કરશું.

# ગ્રંથસ્થવાઙ્મય

**ફૂલકણી:** લેખક પ્રીતમલાલ મજમુદાર, પ્રકાશક મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ સુરત; કિંમત ચાર આના; પાના ૩૨.

ગુજરાતીના બાલસાહિત્યના શણગારરૂપ આ કાવ્યો ઘણાં ઉત્તમ છે. સાવ નાના ભૂલકાંઓના કિલકિલાટથી માંડીને (ફીડીમબ, ચાંદામામા, વગેરે) ઠેઠ મોટા બાળકોની સંગીતપ્રિયતાને (અભિલાષ, વગેરે) અનુકૂળ કાવ્યો એમાંથી મળી શકે એમ છે એટલું જ નહિ પણ મોટી ઉંમરના મનુષ્યોને પણ વિચારમુગ્ધ બનાવે એવાં કાવ્યો (મને કહોને, મો ને, હું મુસાફર, વગેરે) એમાં મોજુદ છે એ આ નાનકડી ફૂલકણીની વિશેષતા છે. ખાસ કરીને વાર્તાકાવ્યો (ભમરો, વાઘડો-એક કૂતરો, આશ્રય, વગેરે) બહુ મઝાનાં બન્યાં છે. અભિલાષ ને વાઘડો-એક કૂતરો એ બે કાવ્યો તો ટાગોરના 'ધિ હિરો' ને રાલ્ફ હૉજસનનાં 'ધિ બુલ' ની મનોહરતાની યાદ આપે છે.

પુસ્તિકા રંગરૂપે મોહક છે. ભાષા પણ કાવ્યોના ભાવને અનુકૂળ રાખવામાં કવિએ બહુ કાળજી રાખી છે એથી આનંદ થાય છે છતાં એક શબ્દ અમને બહુ ખૂંચ્યો છે—નર્તાવ્યો (પાનું ૭ મું, છેલ્લો શબ્દ) હરિલાલ ર. માંકડ

**માનસ વિજ્ઞાનનો દૃષ્ટિકોણ** લેખક ચંદ્રભાઈ કા. ભટ્ટ પ્રકાશક 'ચાલો પલળીએ' ગ્રંથમાળા એલીસબ્રીજ અમદાવાદ કિંમત સવા રૂા

આજસુધી "માનસ શાસ્ત્ર" જે ગણાતું તે હવે "માનસ વિજ્ઞાન" બન્યું છે એ વિજ્ઞાનમાં રસ લેતા કરવામાં મદદરૂપ નીવડે તેવું આ પ્રવેશક-પુસ્તક છે

માનસ-વિજ્ઞાન વિશે અહીં છેડી શકાય તેમ નથી માત્ર લેખકના જ થોડા દૃષ્ટિબિંદુઓ લઈએ જરૂર પડ્યે તેની ટીકા કે વિવરણ સંક્ષેપમાં કરી લઈશું

'હૈયે તેવું હોઠે" આ વાક્ય આપણે સમજીએ છીએ પણ તેને વિષે આપણે ઊંડો વિચાર નથી કરતા અને જો વિચાર કરીએ છીએ તો તે જયાં વ્યક્તિને લાગણી પાડવી હોય ત્યાં માનસિક રોગો નો ઠીક પણ શારીરિક રોગોના પણ આપણે "હૈયે તેવું હોઠે" ના કથનને ઘટાવી શકીએ. દરેક પરિણામની પાછળ અદૃશ્ય કારણો રહેલાં હોય છે સાધારણ મેલેરિયા પણ કેવળ દૃશ્યમાન કારણોએ જ નથી હોતો, એની પાછળ પણ બહુધા માનસિક કારણો રહ્યાં હોય છે

સમાજમાં ચાલતી કહેવાતી ગુંડાગીરી, વેશ્યાવૃત્તિ કે પાપાચરણોના મૂળમાં મન કે આ રૂગ્ણ મનની અવસ્થા જ રહેલી છે સમાજ એ અવસ્થાને સમજી શકતો ન હોવાથી વ્યક્તિને અન્યાય કરે છે અને વ્યક્તિ બિચારી તે અવસ્થાની અતિરેકતા તરફ

ધકેલાઇ જાય છે. અને આ સમાજ તે કોણ ? અને સમાજના ગુણ-ધર્મો ( Properties ) શું છે ? આપણો સમાજ એટલે સ્વાર્થ લોલુપોએ બીઠાવેલી જાગ: મુડીદારો અને ધર્મઢોંગી-મહાસંતોની ચાલબાજી.

માનસ–વિજ્ઞાન આટલું જ નથી કહેતું. લેખક તો એમ કહે છે કે માનસ વિજ્ઞાન અને આધ્યાત્મિકતાના પ્રદેશ જુદા છે. પણ અને તો એમ લાગે છે કે આધ્યાત્મિકતા શોધવા નીકળનારને તો આમાંથી પણ ઉચ્ચ આધ્યાત્મિકતાનું દર્શન મળશે. અને એ દર્શન વધુ સાચું હશે.

આપણે આપણી બધી વૃત્તિઓથી ગભરાઇ જઇએ છીએ. પણ જો માનસ વિજ્ઞાનની રીતે એ વૃત્તિઓને ઉકેલી લેતાં શીખી જઇએ તો આપણી એ વૃત્તિઓને આપણે જુદી દિશા આપી શકીએ અથવા તેને અહાનિકર બનાવી શકીએ.

પ્રસ્તાવનામાં શ્રી. હરભાઇ ત્રિવેદીએ કેટલીક બાબતો લેખક અને લેખન વિષે આપણને કહી છે: લેખકે આપેલાં દૃષ્ટાંતો પૃથક્કરણ સહિત હોય તો શીખાઉને નવી નવી બાબતો જલદી સમજાય જાય. પુનરાવર્તન એકાદ બે જગ્યાએ જરૂર કરતાં વધારે થઇ ગયેલું છે. આમ થતું અટકાવવા પુસ્તક પુસ્તક તરીકે પ્રેસમાં આપતાં પહેલાં લેખકે ફરી જોઇ લેવું જોઇતું હતું. સામાસિક શબ્દો એક સાથે ન છપાયેલ હોવાથી કેટલીક વખત વાચનમાં ગમ્મત ઉભી થાય છે. જોડણીની ભૂલો ઓછી છે પણ ... ખરી. શૈલી કંઇક ... ચારલક્ષી છે, છતાં વાચન અરસિક નથી થતું.

અલબત્ત, ખેડાતા આ વિષયને આપણી ભાષામાં આવકાર જ છે પરંતુ જરા વધુ શ્રમ અને કાળજી લેવાની જરૂરી છે. આ વિષયથી કોઇ પણ માણસ અજ્ઞાન ન હોવો જોઇએ. એવી ઇચ્છા રહેજે રહે એ માટે આપણે આ પુસ્તકની એવાઓને ભલામણ કરી શકીએ.

**રશિયન નારી : લે: ચંદ્રભાઇ કા. ભટ્ટ : પ્રકાશક 'ચાલો પલટીએ' ગ્રંથમાળા : કિ. દશ આના.**

"ચાલો પલટીએ" ગ્રંથમાળા વિચારક જુવાનો માટે છે એમ એમના સંચાલકો તરફથી જણાવવામાં આવે છે. એનાં પહેલાં બે પ્રકાશનોથી આ વસ્તુ સાબીત પણ થાય છે અને વધારામાં એવું પણ જણાય છે કે એ વિનયમંદિરના વચ્ચેની શ્રેણીના વિદ્યાર્થીઓની કોટિના જુવાનો (કે કુમારો ?) માટે હોય. આથી પુસ્તક એમને કેવું લાગે છે એ પ્રથમ જોવું જોઇએ. એવા ત્રણ જુવાનોના પત્રોની ટુંકી નોંધ લઉં છું.

(૧) "'રશિયન નારી' આપણને તો ભાઇ ગમ્યું. લખવાની રીત કેવી સરસ છે ! વાંચતાં વાંચતાં મોઢું મરક મરક થાય છે. મને તો એવું થઇ ગયું કે હું એવી કોઇ માતાને પેટે કાં ન જનમ્યો !"

(૨) "રશિયન નારી ' શું મહત્વમાંય આ પુસ્તકમાં વર્ણવી તેવી હશે ? થોડી અતિશયોક્તિ (છાપાવાળાઓ કરે છે તેવી) પણ હાની જોઈએ પણ ના, ને નિયે થોડી અતિશયોક્તિ કરવી પડે તેનામાં જરૂર કાંઈક હોવું તો જોઈએ જ ભાષા તો અતિ સહેલી અને છતાં એવી જોરદાર ચડાવનારી છે કે ન પૂછો વાત "

(૩) 'તમે તો જાણો છો કે હું ઘણો ચીકણો છું પુસ્તકનું વસ્તુ કેવું છે તે જોતા પહેલાં હું તો ભાષાનું ચૂંથણું કરી નોંધ લેતા જોઉં તો મને સબર નહોતી છતાં આદતું તો છે (અ) ' મીઠાવીય સુંદર કુશળ છે " એમ કહેવાય ? સારી કુશળ, સુંદર કુશળ હજી ચાલે પણ સુંદર કુશળ બનાવાય ? (બ) શેરાકોમાનું કામ 'જવાબદારવાળું' એમ છાપ્યું છે. ' જવાબદારવાળું ' નહિ પણ 'જવાબદારીવાળું' જોઈએ, ખરું કે નહિ ? શરૂઆતના પ્રકરણોની શરૂઆતમાં કંઈક ને કંઈક ભૂમિકા રચવી જોઈએ તે માટે 'રશિયન ભાઈના કામમાં કાન ' જેવું કર્યું છે છેવટના પ્રકરણો સરસ છે મને તો છેવટના પ્રકરણોનો જ લેખનશૈલી ઇચ્છવાયોગ્ય લાગી રશિયન નારીનો ઇતિહાસ રોમાંચક રીતે રજૂ કર્યો છે પુસ્તક લખવાનો લેખકનો હેતુ સફળ થાય તેવો છે "

આ ટીકાઓની નોંધ લઈને સંતોષ માનું છું ચા

**જગતના સિતારા** લે પુનાભાઈ મ પટેલ પ્રકાશક શ્રી પાટણ વિદ્યાર્થી મંડળ પાટણ પાના ૧૨+૧૧૨ કિ આઠ આના.

સાહિત્યકાર, વૈજ્ઞાનિક, રાજદ્વારી, તત્વજ્ઞ અને ધર્મોદ્ધારક, અને સમાજ સુધારક એમ બધે ૩૦ ( ૧૭ વિદેશના અને ૧૩ હિંદના ) મહાપુરુષોના સંક્ષેપ ચરિત્ર અહીં આપવામાં આવ્યા છે આજના વિદ્યાર્થીઓ માટે આવા ચરિત્રગ્રંથોની જેટલી જરૂર છે તેટલી અન્યની નથી આ ચરિત્રોની એક ખૂબી એ છે કે એ સંક્ષિપ્ત હોવા છતાં જાણવા જેવું બધું એની અંદર આવી જાય છે અલબત્ત હજુ એ પ્રાથમિક લખાણો જેવા લાગે છે છતાં લેખકનો શૈલી ઉપર હાથ બેસી ગયો છે અભ્યાસ વધતા એ માર્ગ ગદ્ય લેખક બનશે આ પુસ્તક અમે દરેક વિદ્યાર્થીઓને વાંચી જવાની ભલામણ કરીએ છીએ

**ગોરમાના ગીતો** સં.અને પ્ર ઇશ્વરલાલ વામનરાવ સ્ત્રી સાહિત્ય મંદિર સુરત કિ ૦-૧-૦

અઢાર પાનાની આ પુસ્તિકામાં છોકરીઓના રવિવાર, મોળાવ્રત વગેરે તહેવારો પ્રસંગે ગવાતા ગીતો આપવામાં આવ્યા છે આ ગીતો લગભગ અત્યાર સુધી કંઠસ્થ રહ્યા છે અને આમ સંગ્રહિત કરવાથી નષ્ટ પામતા જતા કન્યાઓના ગીતો સચવાઈ રહેશે

**સૂડી વચ્ચે સોપારી :** લે. પ્ર. રમણલાલ સોની, મોડાસા. પૃષ્ટ ૬૬ કાચું પૂઠું. કિંમત ૦-૪-૦.

હરિજન પ્રવૃત્તિ વ્યાપક બન્યા છતાં એક ભાગ-હરિજનોનો-એમ માને છે કે હિંદુ ધર્મમાંથી નીકળી અન્ય ધર્મમાં જવાથી, તેમને ખૂબ સુખ અને સગવડ મળી જશે પરંતુ એમ માનનાર વર્ગ ભૂલી જાય છે કે ઉચ્ચ નીચના ભેદ તો દરેક જાતિમાં છે. એના ઉદાહરણ રૂપ પ્રસ્તુતઃ વાર્તા ગણાવા શકાય. રામનિધિદાસ નામે એક ધોબીપુત્ર કલકત્તા ભણવા જાય છે. ત્યાં તેને પોતે અછૂત હોવાના કારણોને લીધે અપમાન મળે છે. તેથી અકળાઇને ખ્રિસ્તી ધર્મ અંગીકાર કરવાનો વિચાર કરે છે, અને એને અંગે અભ્યાસ તથા અવલોકન માટે કટક જાય છે. ત્યાં ખ્રિસ્તી ધર્મી એંગ્લો ઈંડીયન અને યુરોપીયન વચ્ચે પ્રવર્તતી ઉચનીચની ભેદનીતિ જુએ છે. તે ધર્મીઓની પામરતાથી ત્રાસી જઈ, ખ્રિસ્તી બનવાનું માંડી વાળે છે. અને પોતાના નાના ગામમાં ચાલ્યો જાય છે. આંબેડકર પંથીઓ માટે આ વાર્તા સીગ્નલ રૂપ છે. વાર્તાની લખાવટ સાદી અને સરલ છે.

**વનવૃક્ષો :** લે. ગિજુભાઇ પ્ર. શ્રી. દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર ભાવનગર. પાના ૧૦૩ કિં પાંચ આના.

આશ્રમવૃક્ષોમાં આપણે આપણી આસપાસના વૃક્ષોનો અભ્યાસ કર્યો હતો. આ પુસ્તકથી આપણે ગામનું પાધર વટાવી જંગલ તરફ પ્રયાણ કરીએ છીએ. વનસ્પતિશાસ્ત્રના અભ્યાસીઓ તો આપણે ત્યાં એક હાથના આંગળે ગણી શકાય તેમ છે. એનાં કારણો અનેક હશે. છતાં આપણને આપણે ત્યાં ઉગતાં ઝાડોનું સામાન્ય જ્ઞાન પણ નથી હોતું. આ પુસ્તક એવાં ઝાડોનું પ્રાથમીક જ્ઞાન આપવામાં ખૂબજ ઉપયોગી થઇ પડશે. બાળકોને રસ પડે એવી રીતે વાર્તાની શૈલીએ માહીતી અપાઇ છે. એટલે બાળકો તેમજ મોટાંઓને પણ એનાં વાંચનથી જ્ઞાન મળશે અને રસ પડશે. દરેક ગુજરાતી વાંચનારે આવાં પુસ્તક પોતાની લાયબ્રેરીમાં વસાવવા જોઈએ.

**શબ્દચિત્રો :** લે. કમળાબેન પ્ર ઉપર પ્રમાણે.

સ્વ. કમળાબેન દક્ષિણામૂર્તિ બાલમંદિરમાં અધ્યાપક હતા; તે દરમ્યાન એમણે બાળકો માટે ખૂબ જ લખ્યું છે આ શબ્દચિત્રો એ લખાણમાંથી ચૂંટીને બહાર પાડ્યાં છે. એની અંદર એમના પરિચયમાં આવેલ કેટલીક ડોશીમાઓ તેમજ અન્ય ઉમરે પહોંચેલાઓના રેખાચિત્રો છે. તે સિવાય વર્ષા, બપોર, ફુલ, વસંત વગેરે ઉપર લખાએલા વર્ણનો છે. બાળકો હોંશથી વાંચે એટલા એ સાદા અને સરલ છે. અલબત કોઈ જગ્યાએ સમજફેર જેવું જણાય છે જેમકે ૩૮ પાના ઉપર ઈંદ્રગોપ ને ગોકળગાય એક. ગોકળગાય એ કાળું, મોટું, અને બહુ જ ધીમે ધીમે ચાલનારૂં જીવડું છે. જ્યારે આ લાલ જીવડું તદન જુદું જ છે. અમે એને ભગવાનની ગાય કહેતાં.

**ફુદાં અને પતંગિયા:** લે. હિમુભાઇ પ્ર. ઉપર પ્રમાણે

સહેરી જીવનની ઘરેડમાં પડેલાં બાળકોને ક્યાય ફુદાં અને પતંગિયાઓનો બહુ

'હા હા હા' એક સામટું સૌના મોઢામાથી અટ્ટહાસ્ય વેરાઇ પડ્યુ અને સૌએ વધુ જોરથી નાચવા માડ્યુ.

મને થયુ કે આમ મિજાજ ગુમાવવો નહિ પરવડે એટલે મે જરા નમ્રતાથી કહ્યુ

'ઓ ઉદયશંકરના અનુગામીઓ આપ સૌ આપનુ નૃત્ય બધ કરો એવી આપને પ્રાથના છે'

'ત્યારે એમ જરા માણમાઈ બતાવીને વાત કરને ભના!' સૌ એક સામટા બોલી ઉઠ્યા અને સ્થિર બન્યા

'કહો આપ કોણ છો અને અહીં કેમ પધારવુ થયુ ?'

'અમે ...' સૌ એકદમ બોલતા હતા તેને અટકાવીને મે કહ્યુ,

એક પછી એક મહાનુભાવો આપનો પરિચય એક પછી એક આપે તો હુ સાભળી શકુ અને ઓળખી પણ શકુ'

હાથમા દીવાનાના થાળ ધરી ગાતી ગાતી અને નૃત્ય કરતી અપ્સરા જેવી કોઈ અગના આગળ આવી તેણે જવાબ આપવાનુ શરૂ કર્યુ

ચડતા જુવાળ સમી ચારુ આ ચદ્રિકા
હૈયા હૈયામાં પ્રગટાવે રસ માલિકા
અતરનાં આજના સુદીનના ઉમગમાં

એકી સાથે સૌએ ઉપાડી લીધુ

ઉત્સવના સાજ અંગે ધાર્યા દીપાવલીના

'ગૂજરાતની-બૃહદ્ ગૂજરાતની આમજનતાને વાચનનો રસ લગાડનાર હું 'બેઘડી મોજ' છુ વિવિધતા એ મારુ ખાસ અગ છે. સાહિત્યના સર્વ પ્રકારો મારા સાથે છે એટલે આકર્ષવા માટે હુ દર અઠવાડીએ સાહિત્યના સર્વ પ્રકાર પુરુ પાડુ છુ અને, મારી ખરી વિશિષ્ટતા તો દીપોત્સવી અક જૂઓ, આ વખતે તો મે કેવા કેવા લેખકોને મારે આંગણે નોતર્યા છે શ્રી ખબરદાર, મેઘાણી, સુન્દરમ્, મસ્તફકીર, ધૂમકેતુ, લલિતજી, જોષી વગેરે વગેરે જેવા પ્રખ્યાત અને ઉગતા લેખકો અને કલાકારો શ્રી જગમોહન મિસ્ત્રી, લાલચદ, કલાધર, અમૃતલાલ, સુરસુરઘાલા કેટલા ગણાવુ આ વખતે તો મે સાહિત્યની દૃષ્ટિ બરાબર સાચવી છે અને મારો ગેટ-અપ જરા જુઓ તો ખરા સવા બસો પાનાનો આવો દળદાર અક ગ્રાહકોને મફત મળે આટલુ યે બીજા અઠવાડિકો આપે તો ખરા! ખબર પડે ખબર કેમ શુ કહો છો?'

'બરાબર, બરાબર' એણે દ વેલ ઓળખાણના પ્રવાહમા ખેચાતા હુ બોલી ઉઠ્યો

થએલ છું. જાણીતા લેખકોએ રાખેલા મુજબ સહકાર આપી મારી ઉપયોગીતામાં વધારો કર્યો છે. બીજા અંકોની હરોલમાં કદાચ તમે મને ન મુકો તો પણ મારૂં સ્થાન મારી રીતે મેં પ્રાપ્ત કરી લીધું છે.'

'અને એ સ્થાન જરાપણ ખોટું નથી.'

'અને તમે—?'

'ચિત્રપટ. સિનેમા અને રંગભૂમિના ગણાતી શકાય તેવા અઠવાડિકોમાં મારૂં સ્થાન મહત્વનું છે. દુનિયા જેને ધિક્કારે છે તે વારાંગના જગતને એના સાચા સ્વરૂપે એજ દુનિયા પાસે રજુ કરવાનો મારો આ નમ્ર પ્રયાસ છે. એમાં આથીયે વધુ સારા લેખો માટે અવકાશ છે પણ એ જગતના સંપર્કમાં રહેનારો લેખક વર્ગ પોતાની કલમ ચલાવે ત્યારે એ બની શકે. બાકી ત્યાં સુધી 'જને છે ત્યાં હસે છે' એવું દર્દમય જીવન જીવતી વારાંગના માટે તમારા કાળજાના એક ખુણામાં સહાનુભૂતિ કેળવજો. એટલી વિનંતી સ્વીકારશો ?

'સહાનુભૂતિ? એટલુંજ નહિ, એથીયે વધુ, આ જગતની પિછાણ વધુ ને વધુ કરાવતા રહો ભાઇ!

'અને તમે- ?'

'મોજમજાહ. સિનેમા જગતમાં મારૂં માન ભર્યું સ્થાન સૌ કોઇને વિદિત છે અમારે તો વરસ દરમ્યાન કેટલાયે ખાસ અંકો કાઢવાના, એટલે બાકી પાછળ વધુ ધ્યાન ન આપી શકીયે તો ક્ષમ્ય ગણાય. છતાં યે ઠીક મનનીય કૃતિઓ આ અંકના પાના ઉપર પથરાયેલી તમે વાંચશો તો અમારા ગજા પ્રમાણે ઠીક એમ તો કહેશોજ.'

'કેમ નહિ, તમારી રીતે તમે સિનેમા જગતની સેવા કરો છો અને તેય ઓછું પ્રશંસનીય નથી.'

'અને તમે—?'

બૃહદ ગુજરાતમાં બહાર પડતા અઠવાડીકો, ખાસ અંકો દ્વારા કેવી જાતની સાહિત્ય સેવા કરે છે, એનો આ અંક પૂરાવો છે. મને ન ઓળખ્યો? મારૂં નામ મહાગુજરાત, પ્રગતિશીલ સાહિત્યનો આ અંક જગતમાં ચાલી રહેલ પ્રગતિવાદી ચક્રોનો ખ્યાલ તમને જરૂર આપશે. મારી રીતે તંત્રીઓ પણ પોતાનો ફોટો પહેલેજ પાને છપાવતા થઇ જાય એટલો પ્રગતિવાદી ચીલો મેં પાડયો છે, અને સૌ તંત્રીઓ એ ચીલે ચાલ્યા આવે એમ હું સૂચવું છું સમજ્યા ?'

'હા, ભાઇ હા. સમજણ નહોતી પડતી તેની તમે સમજણ પાડી. તંત્રી થવાનું સદ્‌ભાગ્ય બ્રહ્માજીએ છઠ્ઠીને દિવસે આપ્યું હશે તો જરૂર તમારે પગલે ચાલવાનોજ' મેં એમની સલાહ મસ્તકે ચડાવતાં કહ્યું.

છેલ્લે એક જ વ્યક્તિ રહી હતી તેની સામે મેં નજર કરી અને આદર પૂર્વક પૂછ્યું

'અને મહાનુભાવ આપ—?'

"નામનાજ નાણું છે' એ ઉક્તિ બીજાને માટે ભલે સાચી હોય પણ મેં તો એને ખોટી પાડી છે. તંત્ર બદલનાં સૌ કહેતા કે હવે શું થશે. પણ હું દિવસે દિવસે વધુને વધુ તંદુરસ્તી પ્રાપ્ત કરું છું. મને ભલે તમે સર્વ શ્રેષ્ઠ માસિક ન કહો, પણ બીજાને સર્વ શ્રેષ્ઠનું પદ લેવા દઉં તો તો થઈ રહ્યું છે ને? એટલી જાગૃતિ જો ન સેવું તો મારૂં નામ 'કૌમુદી' શેનું. અને આમ જાહેર રાતે, ખીન શરતી પુરસ્કાર પદ્ધતિ ચાલુ કરવાનું માન અત્યારે તો હું ખાટી જઉં છું. એના ફાલ સમો આ અંક જરા જોઈ તો જાવ. કાવ્યો, નાટિકાઓ, વાર્તાઓ, વિવેચનો કટાક્ષ, જીવન, ઇતિહાસ, માનસશાસ્ત્ર વિજ્ઞાન, સાહિત્યનું એક પણ અંગ બાકી નથી રહેવા દીધું. સવા બસો પાનાના આ અંકમાં વેરાયેલી સામગ્રી તમને રંગીન વાચન આપવાની. અલબત્ત બાઇન્ડીંગ વગેરે અગાઉ જાહેર કર્યું હતું તેવું આપી નથી શકાયું. પણ એ તો શું થાય, વખતસર ન પહોંચીએ તો વળી તમે જ કહો કે દિવાળી અંકે તો 'રેગ્યુલારીટી' સાચવો અલબત્ત એમાં ક્ષતીઓ રહી...."

'અરે સાંભળો છો? હું અણકોટના દર્શને જાઉં છું' એમ કહેતા મારા ગૃહલક્ષ્મીએ મને જગાડયો.

'હેઠ તારૂં ભલું થાય! મારો ખેલ બગાડી મુકયો.' મેં જરા તપીને કહ્યું.

'હવે રાખો રાખો, તમને તો ઉંઘમાં યે ખેલ સુઝે છે. હું જાઉં છું. જો જો આ ઘર ઉઘાડું છે.' એમ કહી એ તો રવાના થયા અને હું આ બધું શું બની ગયું તે વિચારવા મંડયો. મને થયું ચાલો આ પણ ઠીક થયું. આ બધા દીપોત્સવી અંકોમાં બંધાયેલા બે હજાર પાના વાચતા ખાસ્સા છ મહિના લાગત અને તેનું અવલોકન લખાઇને છપાત ત્યારે તો ભૂતકાળની વસ્તુ બની જાત, એટલે એ અંકોએ પોતેજ કરાવેલ ગુણ દર્શનને મેં હ્રદયથી અપનાવ્યું. અને ખરેખર તો અત્યારના, વિશેષ એના જમાનામાં એજ વધુ જરૂરનું છે. કવિઓએ પણ કયાં નથી કહ્યું,

'અને એથીયે છે એ અઘરા
પોતાના સાચા સદગુણો જાણવા'